# ગુજરાત

## દીપોત્સવી અંક

વિક્રમ સંવત - ૨૦૭૪ ● વર્ષ - ૨૦૧૮

**તંત્રી**
અશોક કાલરીયા

**સહતંત્રી**
અરવિંદ પટેલ

**સંપાદક**
પુલક ત્રિવેદી

**ઉપસંપાદક**
આર. આર. તુરી

**સહસંપાદકો**
જગદીશ આચાર્ય
ઉર્વી રાવલ

**વિતરણ વ્યવસ્થા**
ઇશ્વર ઠાકોર, જયેશ દવે, કીર્તિ પરમાર, રમેશ પરમાર,
પ્રકાશન શાખા, ગાંધીનગર તથા જિલ્લા માહિતી કચેરીઓ

**પ્રકાશક**
માહિતી નિયામકની કચેરી, ગુજરાત રાજ્ય, ગાંધીનગર

**પ્રોસેસિંગ અને મુદ્રણ**
સરકારી ફોટો લીથો પ્રેસ, અમદાવાદ

**વેબસાઇટ**
www.gujaratinformation.net

**કિંમત : ₹ ૪૦/-**





## દિવ્ય અને ભવ્ય ગુજરાતના નિર્માણનો સંકલ્પોત્સવ...

પ્રત્યેક ગુજરાતી સંસ્કૃતિ, સંસ્કાર અને સદ્ભાવનો ચાહક છે. ઉત્સવો સંસ્કૃતિ અને પ્રકૃતિના સમન્વયથી વિકાસની નવતર ઊર્જાનો સંચાર કરે છે. સામાજિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક, ધાર્મિક કે રાષ્ટ્રીય પર્વ ગમે તે હોય ગુજરાતી બાંધવો દ્વારા થતી ઉજવણીમાં સાંસ્કૃતિક સદ્ભાવની સુવાસની અનુભૂતિ થયા વગર નથી રહેતી.

અજ્ઞાનના અંધકારને ઉલેચી જ્ઞાન અને સત્યના પ્રકાશપૂંજને રેલાવતા ઝગમગતા દીવડાઓની હારમાળાનું સૌંદર્ય એટલે આપણો મહામૂલો લોકોત્સવ દિવાળી. દીપોત્સવ ભારતવર્ષનો અત્યંત પ્રાચીન લોકોત્સવ છે. નવલાં વર્ષનાં સૂરજના કિરણો ગુજરાત અને ગુજરાતી બાંધવોના ઊર્ધ્વગામી વિકાસનો સંદેશ લઈને આવ્યા છે.

ભારતરત્ન, પૂર્વ વડાપ્રધાન અને કવિ સ્વ. અટલ બિહારી વાજપેયીજીના શબ્દોમાં કહીએ તો, 'બુઝી હુઈ બાતી સુલગાએ, આઓ ફીર સે દિયા જલાએ.' ગરીબો, પીડિતો, વંચિતો, વનબંધુઓના જીવનમાં વિકાસના વિશ્વાસનો દીવો પ્રગટાવીએ. દીવાની એક નાનકડી જયોતિ અંધકારને દૂર કરી ઉજાશ ફેલાવે છે. દીપજ્યોત સંદેશ આપે છે શુભત્વનો. આશાનું એક પ્રકાશિત કિરણ અનેક નિરાશાઓ અને નિષ્ફળતાઓ સામે ટકવાનું નૈતિકબળ પૂરું પાડે છે.

પ્રગતિશીલ ગુજરાતની વિકાસજ્યોત પ્રત્યેક ગુજરાતીના જીવનને અજવાળે છે. સૌ કોઈ ગુજરાતીઓના પરિશ્રમના પ્રસવેદની સુવાસથી આજે ગુજરાતે 'વિકાસનો તેજપૂંજ' બનીને દેશ અને દુનિયામાં આગવું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

ગુજરાતના જન જનના ઉત્કર્ષની યાત્રાએ દેશ અને દુનિયામાં હકારાત્મક ચર્ચા જગાવી છે, એ બાબતનું આપણને સૌને ગૌરવ છે. દૃઢ રાજકીય ઈચ્છાશક્તિ, સાતત્યપૂર્ણ નેતૃત્વ અને જનશક્તિના સાક્ષાત્કારની ત્રિવેણીથી ગુજરાત વિકાસની રાહ ઉપર વધુ તેજ રફતારથી પ્રગતિ કરી રહ્યું છે. વિકાસની નવી ઊંચાઈઓ આંબવા પારદર્શકતા, સંવેદનશીલતા, નિર્ણાયકતા અને પ્રગતિશીલતાના ચાર આધારસ્થંભો દ્વારા 'સૌનો સાથ સૌનો વિકાસ'ના મહામંત્રને ગુજરાતે ચરિતાર્થ કર્યો છે.

મને કહેતા આનંદ થાય છે કે, ગુજરાતના ખૂણે ખૂણાના વિકાસની સાથે ગામડાને સમૃદ્ધ બનાવવાના મહાત્મા ગાંધીજીના વિચારબિજને કેન્દ્રમાં રાખી ગામડાંઓનાં વિકાસની નવી પરિભાષા આપણે અંકિત કરી છે. ગુજરાતે ગ્રામવિકાસ ઉપર વિશેષ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. ગુજરાતના ગામડાંઓમાં શહેર જેવી સુવિધા ઉપલબ્ધ થાય અને ગ્રામજનોનો સમગ્રતયા વિકાસ થાય તેને હંમેશા અગ્રતા આપી છે. ગ્રામ્ય વિસ્તારમાં ૨૪ કલાક સાતત્યપૂર્ણ અને ગુણવત્તાયુક્ત વીજળી આપવામાં આવે છે. ગામમાં વસતા યુવાનો માટે રોજગારી અને સ્વરોજગારીની તકો વિસ્તરી છે. ગુજરાતના તમામ ગામોમાં પ્રાથમિક શિક્ષણ સહિત શિક્ષણની વિવિધ સવલતોનો લાભ ગ્રામજનોને મળી રહ્યો છે. મહિલા, બાળકો અને વૃદ્ધોને ગુણવત્તાયુક્ત-ઝડપી તબીબી સવલત જેવા અનેક અસરકારક અને પારદર્શક પગલાંઓથી "ફાસ્ટ ટ્રેક ગુજરાત" આપ સૌની નજર સામે છે.



જ્યારે જ્યારે ગુજરાતની આગવી ઓળખની વાત આવે ત્યારે ગુજરાતની પ્રજાએ હરહંમેશ કોઠા સૂઝ દ્વારા પોતાની શકિતનો પરચો બતાવ્યો છે અને દેશને તેની પ્રતીતિ કરાવી છે. જળવ્યવસ્થાપન ક્ષેત્રે સમગ્ર દેશમાં ગુજરાતે આગવી પહેલ સાથે પોતાની

પ્રતિભા ઉજાગર કરી છે. ગુજરાત સરકારે સુજલામ્-સુફલામ્ જળ અભિયાનમાં રાજયના વહીવટીતંત્રની શક્તિ અને જનશક્તિના સમન્વયની પ્રચંડ તાકાતનો દેશ અને દુનિયાને અનુભવ કરાવ્યો છે.

સેવા સેતુ કાર્યક્રમ, ગરીબ કલ્યાણ મેળા, મિશન મંગલમ્ જેવા લોકકલ્યાણકારી કાર્યોની સાથે શિક્ષણ, માનવસેવા, સાક્ષરતા, આરોગ્ય, વેપાર-ઉધોગ, પ્રવાસન, રોજગારી, યુવા વિકાસ, મહિલા સશક્તિકરણ ક્ષેત્રે ગુજરાતે નક્કર કામગીરી કરી હોવાની જન જનને પ્રતીતિ થઈ છે. ગુજરાત વિકાસના નૂતન પથ પર નવા સિમાચિન્હો પ્રસ્થાપિત કરી રહ્યું છે. ગુજરાતના વિકાસ ક્ષેત્રે વિરાટ પગલાંનો પ્રારંભ તો ગુજરાતના સપૂત અને ભારતના લોકલાડિલા નેતા શ્રી નરેન્દ્રભાઈ મોદી ગુજરાતના મુખ્ય મંત્રી હતા ત્યારથી થઈ ચૂકયો છે. વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદીએ ગુજરાતના વિકાસના મોડેલમાં કૃષિ, ઉદ્યોગ અને સેવા ત્રણેય ક્ષેત્રોનો સમતોલ વિકાસ સાધી નવતર ચીલો ચાતર્યો છે.

મને કહેતા ગૌરવ થાય છે કે, એક લાખ ઉપરાંત વંચિતો, વનબંધુઓ, ગ્રામજનોને પ્રધાનમંત્રી આવાસ યોજના અન્વયે 'ઘરનું ઘર' આપી ગુજરાતે સિમાચિન્હરૂપ કામ કરી બતાવ્યું છે. એકે એક ઘરમાં નળથી જળ અને પ્રત્યેક પરિવારને વીજળી આપવાની દિશામાં આપણું ગુજરાત અગ્રેસર છે.

શ્રી નરેન્દ્રભાઈએ પ્રસ્થાપિત કરેલી 'વાઈબ્રન્ટ ગુજરાત'ની નક્કર પરિપાટી ઉપર આપણે ગુજરાતના ઔદ્યોગિક વિકાસની હરણફાળ ભરી છે. ભ્રષ્ટાચારમૂક્ત અને પારદર્શક પ્રસાશનની સૌ કોઈને અનુભૂતિ થઈ રહી છે. જન જનના પ્રશ્નો પરત્વે સ્વાગત ઓન લાઈનથી માંડીને સેવા સેતુ કાર્યક્રમનો અસરકારક અમલ ગુજરાતની જનહિતલક્ષી સંવેદનશીલ સરકારે કરી બતાવ્યો છે.

આ સરકારે ગરીબોની, વંચિતોની, ખેડૂતોની, યુવાનોની, મહિલાઓની, ગ્રામજનો-શહેરીજનોની દરકાર કરી વિકાસના નક્કર કાર્યક્રમો સાથે વિકાસ સર્વજનહિતાય હોય, વિકાસ સર્વજનસુખાય હોય, વિકાસ છેવાડાના માનવી માટે કલ્યાણકારી હોય એ વાતને ચરિતાર્થ કરી છે.

ગુજરાત દીપોત્સવી અંક પ્રતિ વર્ષ પ્રબુધ્ધ નાગરિકોને ગુજરાતની ગરિમાથી રસ તરબોળ કરે છે. દીપોત્સવી અંક વાંચકોના વાંચન આનંદનો છડીદાર બની રહે છે. દીપાવલીની દીપશીખામાંથી નિકળતા પ્રકાશ કિરણો આપના જીવનના કોઈપણ ખૂણે જો અજ્ઞાનરૂપી અંધકાર હોય તો તેને દૂર કરી જ્ઞાનરૂપી પ્રકાશ પાથરનારો બની રહે. વિક્રમ સંવતના નૂતન વર્ષે ભવ્ય અને દિવ્ય ગુજરાત સર્જનમાં આપણું દાયિત્વ નિભાવીએ. સૌ ગુજરાતી બંધુઓ-ભગીનીઓના જીવનમાં જ્ઞાન અને પ્રકાશનું પર્વ ઊર્ધ્વગામી વિકાસનો ઉજાશ રેલાવે એવી મંગલમયી પ્રાર્થના.

સૌને દિવાળી પર્વ પ્રસંગે હૃદયપૂર્વકની શુભકામનાઓ સાથે નૂતન વર્ષાભિનંદન...
જય જય ગરવી ગુજરાત...

આપનો,

(વિજય રૂપાણી)
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય







## શુભ સંકલ્પોના દીવડા પ્રગટાવી નવા વર્ષને પોંખીએ...

દિવાળી એટલે રોશનીથી ઝળહળા થતો અનોખો લોકોત્સવ. પ્રકાશને ઉજાસ, અજવાળું, દિપ્તી, તેજ, જ્યોતિ, રોશની કેટકેટલા નામોથી ઓળખવામાં આવે છે. પ્રત્યેક શબ્દમાં પ્રકાશની ઊર્જાનો મહિમા છે. પ્રકાશનું એક નાનું કિરણ અંધકારના સામ્રાજ્યને સમાપ્ત કરવા માટે પૂરતું છે. જન્મથી અનંતની સફર વચ્ચેના પ્રત્યેક પડાવ ઉપર માનસિક, સામાજિક, શૈક્ષણિક અને આધ્યાત્મિક સત્યના પ્રકાશની આવશ્યક્તા છે. પ્રતિ વર્ષ દિવાળીના દીપકની જ્યોત ઊર્ધ્વગામી વિકાસના સત્વ સાથે જીવનમાં નવતર ઊર્જા, ઉમંગ અને ઉત્સાહ લઈને આવે છે.

એ સનાતન સત્ય છે કે, ત્રણ અક્ષરનો શબ્દ પ્રકાશ એટલે માત્ર અજવાળું નહીં, પ્રકાશ એટલે ઊર્જા. ભારતીય સંસ્કૃતિની આગવી ઓળખ જ અંધકારથી પ્રકાશ ભણીની યાત્રામાં સમાયેલી છે. શુભ સંકલ્પો અને શુભ વિચારોના દીવડા પ્રગટાવી પ્રકાશને પોખવાનું પર્વ એટલે દીપોત્સવ.

વિક્રમ સંવતનું નવલું વર્ષ શરૂ થાય એટલે વીતેલા વર્ષમાં કેલેન્ડરની તારીખોના ઝૂમખામાંથી ચૂંટીને પ્રત્યેક દિવસે કરેલા સત્કાર્યો અને શુભ સંકલ્પોને સલામ આપવાનો અવસર. રાજ્ય સરકારે વિતેલા વર્ષમાં અનેક કલ્યાણકારી નિર્ણયો લીધાં અને તેનો અસરકારક અમલ કરીને જન સામાન્યના પરિવારોમાં આનંદ અને ઉલ્લાસના દીપ પ્રગટાવવા સંવેદનાસભર પ્રયાસો કર્યા છે. સૌનો સાથ અને સૌનો સહકાર મેળવી રાજ્યના ખૂણે ખૂણામાં વિકાસનો પ્રકાશ પથરાયો છે. સુરાજ્યના સંકલ્પને સાકાર કરવા પ્રગતિશીલ ગુજરાતની કાર્યસંસ્કૃતિના સથવારે દિવ્ય અને ભવ્ય ગુજરાતના નિર્માણ માટે દીપોત્સવના આ પર્વે પ્રતિબધ્ધ બનવા કૃતનિશ્ચયી થઈએ.

ઘરના આંગણામાં દીવડાનો પ્રકાશ અને માથા ઉપર વડીલોના આશીર્વાદનો હાથ અજવાળાં પાથરે છે. નૂતન વર્ષ શુભકામનાઓથી દીપી ઉઠે અને નવતર શુભ સંકલ્પોથી પ્રત્યેક ગુજરાતીના હૃદયમાં ઉત્સાહ અને ઉમંગની ઊર્જા વધુ ઊર્ધ્વગામી બને એવી અંતઃકરણપૂર્વકની અભ્યર્થના છે. રંગો, મીઠાઈ, દીવડાં અને રોશની સાથે વિકાસ માર્ગે લઈ જતું વિક્રમ સંવતનું આ નવલું વર્ષ વાંચન આનંદમાં પણ અનેક ગણો ઉમેરો કરનારું નીવડે. સંસ્કારી અને શિષ્ટ વાંચન જીવનમાં અજવાળાં પૂરે છે.

પ્રતિ વર્ષની જેમ આ વર્ષે પણ ગુજરાત દીપોત્સવી અંક તેની ભાતીગળ પરંપરા અનુસાર ગુજરાતી સાહિત્યનો રસથાળ લઈ આપની સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે. ''ગુજરાત દીપોત્સવી અંક-૨૦૭૪'' આપ સર્વે સાહિત્ય સર્જકો, ભાવકો તેમજ વાચક મિત્રોને ગરવા ગુજરાતી સાહિત્યસભર વાંચન રસથી તરબોળ કરશે, એવી મને શ્રદ્ધા છે. દીપોત્સવી પર્વની શુભેચ્છા સાથે વિ.સં.-૨૦૭૫નું નવલું વર્ષ આપ સૌ માટે આનંદમયી, સુખમયી અને મંગલમયી બની રહે એવી શુભકામના સાથે સૌને નૂતન વર્ષાભિનંદન.

(અશ્વિની કુમાર) આઈ.એ.એસ.
સચિવ, માહિતી અને પ્રસારણ વિભાગ





## પ્રકાશના પર્વને આવકારીએ...

ભારતીય સંસ્કૃતિની આગવી ઓળખ તેના ઉત્સવો છે. દરેક ભારતીયના જીવનમાં પર્વો, ઉત્સવો, તહેવારોની સામૂહિક ઉજવણીઓ નવી તાજગી, ચેતના અને નવા ઉમંગનો સંચાર કરે છે.

ભારતીય સંસ્કૃતિના અનેક પર્વોમાં દીપોત્સવીના પર્વનો અનેરો મહિમા છે. દીપોત્સવનું પર્વ એટલે અંધકારથી ઉજાશ તરફ પ્રયાણનું પર્વ. આશા અને શ્રદ્ધાનાં સમન્વયથી સંસ્કાર દીપાવવા શુભ સંકલ્પ લેવાનો આ અવસર છે. દીપોત્સવના દીવડાની ઊર્ધ્વગામી ફરફરતી જ્યોત ઉજ્જ્વળ ભાવિના નિર્માણ માટે પ્રેરણા આપે છે.

માહિતી ખાતાની પરંપરા મુજબ અભ્યાસ લેખો, નવલિકા, નાટિકા, વિનોદિકા અને કાવ્યો જેવા વિવિધ સાહિત્ય પ્રકારોના સર્જન સાથે નયનરમ્ય તસવીરો અને ચિત્રોથી મઢેલો 'ગુજરાત દીપોત્સવી અંક-૨૦૭૪' પ્રસિદ્ધ કરતાં આનંદ અને હર્ષની લાગણી અનુભવું છું.

ગુજરાતના સાંસ્કૃતિક, સાહિત્ય અને કલા વારસાને વધુ તેજોમય બનાવવા તથા ગુજરાતી સાહિત્યના સાંપ્રત પ્રવાહોનું પ્રતિબિંબ ઝીલીને પ્રસ્તુત દીપોત્સવી અંકને વાંચનસભર બનાવવાનાં અમારા પ્રયાસમાં વિદ્વાન લેખકો, કવિઓ, નાટ્યકારો, વિવેચકો, ચિત્રકારો, ફોટોગ્રાફરો તેમજ અંકના નિર્માણમાં સંકળાયેલાં મારા સાથી અધિકારી-કર્મયોગી મિત્રોનો સાથ સહકાર સાંપડ્યો છે, તે સૌ પ્રતિ આભારની લાગણી વ્યક્ત કરું છું.

કલા, સાહિત્ય, ઈતિહાસ અને સંસ્કાર વારસાનું અનોખું પ્રતિબિંબ રજૂ કરતા 'ગુજરાત' દીપોત્સવી અંકે ગુજરાતના અને રાજ્ય બહારના વાચકોમાં અપ્રતિમ ચાહના મેળવી છે. પ્રસ્તુત દીપોત્સવી અંક વિ.સં.-૨૦૭૪ની શબ્દ અને સંસ્કારના ચિંતન અને મનન માટે સત્વશીલ સાહિત્યને આપના કરકમળમાં મૂક્તા અત્યંત હર્ષની લાગણી અનુભવુ છું. ગુજરાત દીપોત્સવી અંક-૨૦૭૪ સાહિત્ય રસિકો, પ્રબુદ્ધ નાગરિકો અને સૌ કોઈ વાચકમિત્રોને દીપોત્સવમાં વાચનનો આનંદોત્સવ કરાવશે, એવી મને શ્રધ્ધા છે. 'ગુજરાત' દીપોત્સવીના સર્વ વાચકોને દીપાવલીના પાવન પ્રસંગે શુભેચ્છા સાથે વિ.સં. ૨૦૭૫નું નૂતન વર્ષ શુભદાયી, ફળદાયી, અને પ્રગતિ આપનારું નીવડે તેવી અંતઃકરણપૂર્વકની શુભકામના પાઠવું છું.

**અશોક કાલરીયા,** આઈ.એ.એસ.
**માહિતી નિયામક**



# અનુક્રમણિકા

## અભ્યાસલેખ સંપુટ

# અનુક્રમણિકા

## નવલિકા સંપુટ

# અનુક્રમણિકા

## વિનોદિકા સંપુટ



## નાટિકા સંપુટ

# અનુક્રમણિકા

## કાવ્ય સંપુટ

# અનુક્રમણિકા

## કાવ્ય સંપુટ

# અનુક્રમણિકા

## કાવ્ય સંપુટ

# ફોટોગ્રાફ્સ અને ચિત્રો



| | | |
|---|---|---|
| નિરૂપમા ટાંક | અંજલી મહેતા | મૂકેશ પંડિત |
| કનુ પટેલ | હેમરાજભાઈ દેસાઈ | પશાભાઈ મકવાણા |
| કલ્પિત પંચાલ | સવજી છાયા | હાર્દજ્ઞ વોરા |
| તેજસ જીનગર | કિશોર પિઠડીયા | હેમલ ઠાકર |
| બળવંત જોષી | રેખા વેગડ | હેતલ દવે |
| જયદીપ ઠાકર | દામોદર ગજ્જર | ભૂમિકા ભાવસાર |
| જામી | હર્ષ પગી | મનહર કાપડિયા |
| રમેશ હાલારી | પ્રિયા આનંદ પરિયાણી | રાજેન્દ્ર ભાવસાર |
| નરેન અંધારીયા | બનવારી રાજપૂત | નરેશ લિંબાચીયા |
| નટુ મિસ્ત્રી | રવિકુમાર દવે | રસિક ગલચર |
| ભાટી એન. | જયેશ જાદવ | નિકુંજ વૈશ્યક |
| અશોક ખાંટ | હસમુખ રાવલ | પિયુષ પટેલ |
| ઉષા પાઠક | શીતલ સરવૈયા | નટુ પરીખ |
| અવની દવે | જયંતિભાઈ ટેઈલર | પ્રશાંત પટેલ |
| દર્શન શાહ | જગદીશ મેવા | રક્ષા ભટ્ટ |
| દુર્ગેશ ઉપાધ્યાય | વિમલ હેમાણી | રેખા ચૌહાણ |
| વિ. એલ. નિમાવત | પરેશ પ્રજાપતિ | શૈલેષ રાવલ |
| ભાર્ગવી ભટ્ટ | સપના શર્મા | વિક્રમ પગી |
| રમેશચંદ્ર રાઠોડ | અમૂલ પરમાર | હેમંત પંડ્યા |

**: મુખ પૃષ્ઠ - ૧ :**
**ડો. અશોક પટેલ (૯૪૨૮૮૧૧૦૦૩)**

**: મુખ પૃષ્ઠ - ૨ :**
**દેશળ બી. પગી (૯૪૨૭૦૪૫૮૮૯)**

**: રેખાંકન :**
**સવજી છાયા (૯૮૭૯૯૩૨૧૦૩)**



# અભ્યાસલેખ સંપુટ

ગુણવંત શાહ
વિષ્ણુ પંડ્યા
ડૉ. બળવંત જાની
કુમારપાળ દેસાઈ
દેવેન્દ્ર પટેલ
જય વસાવડા
ભવેન કચ્છી
ડૉ. નરોત્તમ વાળંદ
ડૉ. ભરત ગરીવાલા
નરોત્તમ પલાણ
જોરાવરસિંહ જાદવ
ડૉ. હસુ યાજ્ઞિક
ભદ્રાયુ વછરાજાની
ડૉ. ભગવાનદાસ પટેલ
યાસીન દલાલ
દોલત ભટ્ટ
શિવદાન ગઢવી

પ્રસાદ બ્રહ્મભટ્ટ
ડૉ. માણેક પટેલ 'સેતુ'
સુદર્શન ઉપાધ્યાય
અજય મો. નાયક
પરમાનંદ મા. ગાંધી
વી. એસ. ગઢવી
કિશોર મકવાણા
લક્ષ્મણ પિંગળશીભાઈ ગઢવી
સોમાભાઈ વી. પટેલ
નટુભાઈ પરમાર
કાકડિયા મનસુખ વી.
ટીના દોશી
ભૂપેન્દ્ર મો. દવે
નીલેશ પંડયા
યશવંત મહેતા
ડૉ. અશોક નારાયણ

# એશિયાની પર્સનાલિટી

*- ગુણવંત શાહ*

**શિ**ક્ષણની પરિષદમાં ભાગ લેવા મલયેશિયા જવાનું થયું. ત્યાં કેટલાક આપણા શબ્દો આંખે પડ્યા અને કાને ચડ્યા તે યાદ રહી ગયા : ભૂમિ, ભૂમિપુત્ર, જગા, બંદર, તંડાસ (સંડાસ) ઇત્યાદિ. અહીં એક ફળિયાનું નામ છે : 'જલન પરમેશ્વર', અર્થાત્ 'પરમેશ્વર ફળિયું.' મલયેશિયાના મૂળ રહેવાસીઓને 'ભૂમિપુત્ર' કહેવામાં આવે છે. 'ભૂમિપુત્ર' શબ્દનાં મૂળિયાં વેદમાં છે : 'माता भूमिः पुत्रः अहं पृथिव्याः ।'

ગયેલો મલયેશિયા પણ એશિયાના વિચારે ચડી ગયો. શું એશિયાના દેશોને જોડતી કડી ગરીબી જ છે? શું ગંદકી, ભીડ અને નિરક્ષરતા સમગ્ર એશિયાની વાસ્તવિકતા છે? વીતી ગયેલી સદીઓમાં એશિયામાં જે ધર્મોનાં પારણાં બંધાયાં તેમણે એશિયાની નોખી-અનોખી મુદ્રા ઉપસાવવામાં શો ફાળો આપ્યો? એશિયાની પર્સનાલિટી વિકાસ પામી તેમાં ભારતવર્ષનો ફાળો કેટલો? ઇતિહાસનો એક ચકરાવો મારી લઈએ તો જ વાત જામે.

હું જ્યારે પણ અગ્નિ-એશિયાના કોઈ દેશમાં જાઉં છું ત્યારે મારા મનોમય કોશમાં, ઘડામાંથી ઉત્પન્ન થયેલા અને સમુદ્ર પી જનારા મુનિ અગસ્ત્યનું સ્મરણ થતું રહે છે. એ યુગમાં એમની સમુદ્રયાત્રા આજની અવકાશયાત્રા જેટલી જ રોમાંચક બની રહી હશે ને! પ્રખ્યાત ઋષિ મિત્રાવરુણના આ પુત્રે વિંધ્યાચળ પર્વત ઓળંગીને દક્ષિણ ભારતમાં આર્ય સંસ્કૃતિનો પ્રચાર-પ્રસાર કરેલો. અગસ્ત્યની પત્નીનું નામ લોપામુદ્રા હતું. કહે છે કે, સમુદ્રમાં વસનારા કાલકેય રાક્ષસનો નાશ ઘડામાંથી ઉદ્ભવેલા મુનિ અગસ્ત્યે સમુદ્ર પી જઈને કરેલો (कुंभोद्भवेन मुनिनांबुधिरेव पितः). આ તો પુરાણકથા થઈ. મકરન્દ દવે પુરાણકથાઓને પ્રાગ્-ઐતિહાસિક (પ્રી-હિસ્ટોરિક) કહેવાને બદલે પરા-ઐતિહાસિક (પેરા-હિસ્ટોરિક) કહે છે. આ વાત મૌલિક છે. અમેરિકાથી પ્રગટ થતા 'પેરાબોલા' સામયિકમાં કાયમ બધા દેશોની પુરાણકથા રજૂ થાય છે. એ વાંચીએ ત્યારે એ કથાઓમાં રહેલું સામ્ય આશ્ચર્ય પમાડનારું હોય છે. એ જ રીતે દેશવિદેશની પરિકથાઓમાં પણ ઘણું સામ્ય હોય છે. પુરાણકથાઓમાં વિશ્વમાનવનું અચેતન મન છતું થાય છે. આવા વિશ્વ-મનસ્‌ની વાર્તાઓ અને ઝંખનાઓ જુદી શી રીતે હોઈ શકે? પુરાણકથાઓની ધૂંધળી બ્લુ પ્રિન્ટ પર ઇતિહાસની ધૂળપગલીઓ અંકિત થતી રહે છે. આવી ધૂળપગલીઓ દ્વારા એશિયાની પર્સનાલિટીને સમજવાનાં ફાંફાં મારી લઈએ. વૃક્ષની છાયા દ્વારા વૃક્ષની ઓળખ પામવા જેવી આ વાત છે. વરસાદનાં નેવાં ઝાલીને છાપરે પહોંચવાની ચળ માત્ર માણસ નામના પ્રાણીને જ આવે છે. આખરે માણસ તો ઉત્ક્રાંતિની કૉસ્મિક લૅબોરેટરીનું પ્રયોગપાત્ર (સબ્જેક્ટ) છે ને! સાગર યુનિવર્સિટીના ઇતિહાસજ્ઞ પ્રો. કે. ડી. બાજપેયીએ પોતાના એક લેખમાં અગ્નિ-એશિયા વિષે ખાસો પ્રકાશ પાડ્યો છે. તેઓ લખે છે :

> **પુરાણકથાઓમાં વિશ્વમાનવનું અચેતન મન છતું થાય છે. આવા વિશ્વ-મનસ્‌ની વાર્તાઓ અને ઝંખનાઓ જુદી શી રીતે હોઈ શકે? પુરાણકથાઓની ધૂંધળી બ્લુ પ્રિન્ટ પર ઇતિહાસની ધૂળપગલીઓ અંકિત થતી રહે છે**

સિન્ધુ નદીની સંસ્કૃતિની તથા તત્કાલીન ખંડેરોની ભાળ મળી તે પહેલાં એવી માન્યતા પ્રચલિત હતી કે, ભારતવર્ષને દુનિયાના અન્ય દેશો સાથે કોઈ સંબંધ ન હતો. કેટલાક યુરોપિયન ઇતિહાસકારોએ એવી વાત કરેલી કે ભારત 'ભવ્ય અલિપ્તતા'માં જીવતું હતું અને વિશ્વની સંસ્કૃતિના વિકાસમાં ભારતનું પ્રદાન કશું જ ન હતું. હવે આવી વાત કોઈ કરતું નથી. છેલ્લાં દોઢસો વર્ષોનાં સંશોધનોને કારણે આ વાત સાવ ખોટી સાબિત થઈ છે અને વિશ્વના દેશોની સંસ્કૃતિઓના વિકાસમાં ભારતની ભૂમિકા ગૌરવવંતી હતી એ વાતનો સ્વીકાર થયો છે.

ભારતના ઈજિપ્ત, મેસોપોટેમિયા, ઈરાન અને મધ્ય એશિયા સાથેના સંબંધોનું પગેરું છેક આદ્ય-ઐતિહાસિક (પ્રોટોહિસ્ટોરિક) સમય સુધી જતું જણાય છે. સંસ્કૃતિનો વિકાસ થયો તે સાથે આ સંબંધો પરસ્પર લાભદાયી બન્યા



અને દઢ થયા. પૂર્વ એશિયાના દેશો સાથેના સંબંધો ઉપર ગણાવ્યા તે ભાગો સાથેના સંબંધ કરતાં ખાસા મોડા વિકાસ પામ્યા. ડૉ. આનંદ કે. કુમારસ્વામી કહે છે : 'એશિયાનો આત્મા ઓળખવો હોય તો ભારતના ભૂતકાળને સમજવો રહ્યો.' પૂર્વ એશિયા એટલે ચીન, સિંક્યાંગ, મોંગોલિયા, કોરિયા, જાપાન, ટોન્કિન અને ઉત્તર વિયેટનામ. અગ્નિ એશિયામાં શ્રીલંકા, મલાયા, ઈન્ડોચાઈનાનો ભૂખંડ અને ઈસ્ટ ઈન્ડિઝના ટાપુઓનો સમાવેશ થઈ શકે. ઈતિહાસની સામગ્રીનો આધાર ભારતીય, ચીની, તિબેટી હસ્તપ્રતોમાંથી અને અસંખ્ય મંદિરો, મઠો, સ્તૂપોમાં મોટે ભાગે સંસ્કૃતમાં પ્રાપ્ત થતા શિલાલેખોમાંથી મળી રહે છે. પુરાતત્ત્વવિદોએ કરેલાં ઉત્ખનન પરથી પણ ઘણી ઉપયોગી માહિતી પ્રાપ્ત થતી રહી છે. વેપારનાં મુખ્ય કેન્દ્રો તામ્રલિપ્તિ, ચંપા, વૈશાલી, પાટલિપુત્ર, કલિંગપટ્ટન, કાવેરીપટ્ટન અને બીજાં નગરો હતાં. પાછળથી સૌરાષ્ટ્ર, ગુજરાત અને કોંકણ જેવા પ્રદેશો પણ અગ્નિએશિયા અને રોમન પ્રદેશ સાથે ભૃગુકચ્છ (ભરૂચ) અને કલ્યાણ જેવાં મથકો દ્વારા વેપારમાં જોડાયાં. ભારતની સંસ્કૃતિ અન્ય દેશોમાં પ્રસરાવવામાં રાજાઓ, વિદ્વાનો, બ્રાહ્મણો, વેપારીઓ અને બૌદ્ધ સાધુઓએ ઘણો ફાળો આપ્યો. સંસ્કૃતિનાં મહાન કેન્દ્રો નાલંદા, વિક્રમશિલા (દશરથપુત્ર ભરતના પુત્ર તક્ષે સ્થાપેલ નગર તક્ષશિલા તો નહીં?) વૈશાલી અને વલભી (બૌદ્ધ વિદ્યાપીઠનું મથક) અને કાંચીમાં હતાં. 'ભારતીય સંસ્કૃતિનો ફેલાવો ખરેખર તો પંડિતો અને સાધુઓ દ્વારા થયો છે; વેપારીઓ દ્વારા નહીં.' આ વિધાન પ્રોફેસર વાજપેયીનું છે.

**અગ્નિ - એશિયાના અન્ય દેશોમાં ભારતીય સંસ્કૃતિ મલાયા (મલયેશિયા) દ્વારા ફેલાતી રહી. હકીકતે મલાયાએ રોમન સામ્રાજ્ય અને ભારત વચ્ચેનો તથા અગ્નિએશિયાના બીજા દેશો અને ભારત વચ્ચેનો સેતુ રચી આપ્યો**

અગ્નિ-એશિયાના અન્ય દેશોમાં ભારતીય સંસ્કૃતિ મલાયા (મલયેશિયા) દ્વારા ફેલાતી રહી. હકીકતે મલાયાએ



રોમન સામ્રાજ્ય અને ભારત વચ્ચેનો તથા અગ્નિએશિયાના બીજા દેશો અને ભારત વચ્ચેનો સેતુ રચી આપ્યો. આજના મલયેશિયાનું અસલ નામ મલયદેશ હતું અને સિંગાપોરનું નામ સિંહપુર હતું. ઈ.સ. પૂર્વે બીજી સદીમાં ભારતના લોકોને મલાયાના દરિયાઈ માર્ગનો ખ્યાલ હતો. બૌદ્ધ જાતકકથાઓ અને પાલિગ્રંથ 'નિંદસ' પરથી આ વાતનો અણસાર મળે છે. ઈ. સ. પૂર્વે ૧૪૦-૮૬ના ગાળામાં હિન્દી મહાસાગર અને ચીન અંગેની વાત 'ચિં-હાં-શુ' નામના ગ્રંથના ૨૮મા પ્રકરણમાં થઈ છે જે વેળાએ સમ્રાટ વુ રાજ્ય કરતો હતો. ઈન્ડો-ચાઇનાનો સૌ પ્રથમ પ્રદેશ ફુ-નાન ભારતીય અસરતળે આવેલો. ડૉ. પી. સી. બાગ્ચીનું તો કહેવું છે કે : 'ફુ-નાન'નો સૂચિતાર્થ 'બ્રહ્મા' છે કારણ કે ફુ-નાનના મૂળ રાજવીઓ થાઈલૅન્ડના ગ્રંથોમાં 'બ્રહ્મકુમારો' તરીકે ઉલ્લેખાયા છે.

પ્રોફેસર આર. સી. મજમુદારના મંતવ્ય પ્રમાણે મલય જાતિ મૂળે ભારતની છે, જ્યાં મલય-માલવા જાતિ ખાસી પ્રસરેલી હતી. એમના કહેવા પ્રમાણે 'કૉલંડિયા' નામનું મોટું વહાણ હિન્દી મહાસાગર ખૂંદીને ભારતને પૂર્વ કિનારેથી છેક ચિયસેની સુવર્ણભૂમિ સુધી પહોંચ્યું અને આ ભૂમિ સુવર્ણદ્વીપ તથા સ્વર્ણભૂમિ તરીકે જાણીતી થયેલી. એ કાળમાં બંગાળનો ઉપસાગર તથા હિન્દી મહાસાગર અગ્નિ એશિયા જવા માટેના 'હાઈવે' જેવો બની રહ્યો. ગુપ્તકાળમાં આવી જ સ્થિતિ અરબી સમુદ્ર રત્નાકરની હતી.

સિંહપુર (સિંગાપોર) બે મહાન, સમૃદ્ધ દેશો વચ્ચેના સંપર્કની કડી બની રહેલું. મલાયામાં તે વખતે સિંગાપોરનો પણ સમાવેશ થઈ જતો હતો. છેક અગાઉનાં વર્ષોમાં આ વિસ્તારમાં 'નેગ્રાઈટ' બોલી પ્રચલિત હતી જેમાંથી 'મોં-ખ્મેર' ભાષા વિકાસ પામી. કાળક્રમે આ સમગ્ર વિસ્તારમાં સંસ્કૃત પ્રચલિત થઈ. અહીં એટલું નોંધવું જોઈએ કે ભારતીય પ્રવાસીઓમાં કોઈ રાજકીય મુરાદ ન હતી અને વળી ભારતનાં સંસ્થાનો (કૉલોની) સ્થાપવાની વૃત્તિ પણ ન હતી. બહુબહુ તો એને 'સાંસ્કૃતિક સંસ્થાનવાદ' કહી શકાય.

સમયનાં વહેણ સાથે ત્રીજી સદીનાં અંત સુધીમાં મલાયા, સિંગાપોર, દક્ષિણ બર્મા (બ્રહ્મદેશ), થાઈલૅન્ડ, કમ્બોડિયા અને ચંપામાં વર્ણાશ્રમ ધર્મ સાથે વણાયેલી સમાજવ્યવસ્થા ઉપરાંત ધર્મવ્યવસ્થાનો પ્રસાર થયો અને વૈદિક તથા બૌદ્ધ ધર્મનો સ્વીકાર થયો. સાથે સાથે સંસ્કૃત ભાષા અને બ્રાહ્મી લિપિનો પ્રસાર પણ થતો રહ્યો. ચીની ઈતિહાસમાં લિયાંગ વંશ

(ઈ. સ. ૫૦૨થી ૫૫૬)ના કારભાર વખતે મલાયામાં ભારતીય રાજ્યનો ઉલ્લેખ છે. ટૂંકમાં ભારતના અનોખા 'સાંસ્કૃતિક સંસ્થાનવાદ'નું વાહન સંસ્કૃત ભાષા હતી.

ભાષાની વાત કરીએ તો મલાયામાં સંસ્કૃતિનો પ્રભાવ એટલો પ્રબળ હતો કે મલાયાના રાજકુમાર ભાગ્યદત્તે ઈ. સ. ૫૧૫માં એના સમકાલીન ચીની સમ્રાટને લખેલું : 'મારી ભૂમિમાં સંસ્કૃત જેવી મૂલ્યવાન ભાષા જાણીતી છે, મારાં નગરોની મહેલાતો અને દીવાલો ગંધમાદન પર્વત જેટલી ભવ્ય અને ઊંચી છે.' ઈ.સ. ૪૦૦માં મહાનાવિક બુદ્ધગુપ્ત પશ્ચિમ બંગાળના મુર્શિદાબાદ જિલ્લાનાં રંગમતી (રક્તમૃત્તિક) ગામેથી મલાયા પહોંચેલો તેનો ઉલ્લેખ શિલાલેખોમાં થયો છે. ત્યાં બુદ્ધના ધર્મચક્રની ધાતુની પ્રતિકૃતિ પણ ખોદકામમાંથી મળી આવી છે. સાતમી સદીમાં મલાયા 'શ્રીભોજ' તરીકે પણ ઓળખાતું હતું.

આજના ઓરિસાનું પૌરાણિક નામ કલિંગ હતું. મહાભારતમાં, પુરાણોમાં અને જૈન તથા બૌદ્ધ લખાણોમાં પણ કલિંગનો ઉલ્લેખ થયો છે. કવિ કાલિદાસ 'રઘુવંશ'માં કલિંગને દરિયાકિનારે આવેલો પ્રદેશ ગણાવે છે અને ઓરિસાની પર્વતમાળા મહેન્દ્રને 'દ્વીપાન્તરાઃ' તરીકે અર્થાત્ દૂર આવેલા ટાપુઓના ભાગ તરીકે ઓળખાવે છે. 'ઇન્દુમતી સ્વયંવર'માં કવિએ કલિંગના રાજાનો અને એની રાજ્યભૂમિનો મહિમા કર્યો છે. ઈ.સ. ત્રીજી સદીમાં સમ્રાટ અશોક કલિંગ-વિજય પછી હિંસાનો ત્યાગ કરીને બુદ્ધને શરણે જાય છે અને (કદાચ) સાધુ ઉપગુપ્ત દ્વારા બૌદ્ધધર્મની દીક્ષા પામે છે.

**એશિયાની પર્સનાલિટી પર ભારતીય સંસ્કૃતિનો ભવ્ય ચહેરો અંકિત થયેલો જણાય એ ખરું, પરંતુ ખરી વાત એ છે કે એ ચહેરાને ઘાટ આપવામાં રામાયણ, મહાભારત, બુદ્ધ ઉપરાંત લાઓ ત્ઝુ અને કન્ફ્યુશિયસ થકી પ્રાપ્ત થયેલા વિચારોનો પણ ફાળો છે**

પ્રવાસકથામાં ઇતિહાસની માહિતી આનાથી વધારે ન જ આપી શકાય. એશિયાની પર્સનાલિટીને સમજવામાં જાણ્યે-અજાણ્યે થોડોક ભારત-મહિમા થઈ જાય, તો તે ક્ષમ્ય એટલા માટે ગણાવો જોઈએ કે ભારતીય સંસ્કૃતિની ઇતિહાસસિદ્ધ અસરની ઉપેક્ષા થઈ શકે તેમ નથી. આવું કરવામાં દેશાભિમાનનો અંશ પણ નથી; કેવળ ભારતવર્ષના ફાળાને મૂલવવાની જ અભિલાષા છે. જાવા(યવદ્વીપ)ને એક કાળમાં 'પૂર્વકલિંગ' નામે ઓળખવામાં આવતું અને 'પેશાવર'નું ખરું નામ 'પુરુષપુર' હતું, જે ગાંધાર(કંદહાર)ની રાજધાની હતી. આવા 'સાંસ્કૃતિક સંસ્થાનવાદ'ના પાયામાં વિચાર કે ધર્મવિચાર રહેલો જણાય છે અને વિચારનું પ્રબળ વાહન સંસ્કૃત-ભાષા હતી. ભારતનો પ્રભાવ એશિયાની પર્સનાલિટીના વિકાસ પર કેટલો પ્રબળ હતો તેની પ્રતીતિ બાલીમાં આજેય પ્રચલિત એવી સ્વરરચના પરથી આવે છે. આ સ્વરરચનામાં ભારતની મહાન નદીઓનો મહિમા આ પ્રમાણે થયો છે :

**ગંગા-સિંધુ-સરસ્વતી સુયમુના**
**ગોદાવરી નર્મદા**
**કાવેરી સરયૂ-મહેન્દ્ર-તનયા**
**ચર્મણ્વતી વેણુકા**
**ભદ્રા નેત્રવતી મહાસુરનદી ખ્યાતા**
**ચ યા ગણ્ડકી**
**પુણ્યાઃ પુણ્યજલા સમુદ્રસરિતાઃ**
**કુર્વન્તુ તે મંગલમ્ ॥**

કુઆલા લુમ્પુર મલયેશિયાની રાજધાની છે. 'કુઆલા લુમ્પુર' એટલે 'કાંપવાળી નદી.' એનાથી માંડ દસપંદર કિલોમીટર છેટે બાંટુ ગુફાઓ આવેલી છે, જ્યાં દર વર્ષે એકાદ લાખ હિન્દુઓ જાત્રાએ જાય છે. અહીં લગભગ ડઝન ગુફાઓ ચૂનાના ખડકોમાંથી કુદરતી રીતે બની છે. આ ભૂગર્ભ ગુફાઓમાંથી કેટલીક તો મોટામસ ચર્ચ જેવી ભવ્ય લાગે છે. અહીં રામ, સીતા, હનુમાનની મૂર્તિઓ પણ છે અને તમિળ સંતકવિ તિરુવેલ્લુવરની પંક્તિઓ કોતરેલી છે. આપણે ત્યાં એ સંતના ગ્રંથ 'તિરુકુરલ'ને પાંચમો વેદ પણ કહ્યો છે. આ કોતરામણી બે હજાર વર્ષ જૂની ગણાય છે અને નોંધવા જેવું છે કે બધી કવિતાઓ બે જ પંક્તિની છે, જેમાં માત્ર સાત જ શબ્દો હોય છે. સંતની ગુફામાં આ પંક્તિઓ વાંચવા મળે છે.

એશિયાની પર્સનાલિટી પર ભારતીય સંસ્કૃતિનો ભવ્ય ચહેરો અંકિત થયેલો જણાય એ ખરું, પરંતુ ખરી વાત એ





છે કે એ ચહેરાને ઘાટ આપવામાં રામાયણ, મહાભારત, બુદ્ધ ઉપરાંત લાઓ ત્ઝુ અને કન્ફ્યુશિયસ થકી પ્રાપ્ત થયેલા વિચારોનો પણ ફાળો છે. સદીઓથી એશિયાનો આવો ભવ્ય વિચારપિંડ રચાતો આવ્યો છે જેનું વાહન ધર્મ રહ્યો છે. બુદ્ધ પરંપરામાં જેને ધર્મધાતુ કહે છે એ ધર્મદ્રવ્યમાંથી એશિયાના સામૂહિક મનનું ઘડતર થયું છે. એ મન ઇતિહાસની થાપટો ખાઈને 'કોલોનિયલ માઇન્ડ' પણ બની રહ્યું કારણ કે સામ્રાજ્યવાદનાં નખોરિયાંની પીડા એણે ધરાઈને ભોગવી છે. આજનું એશિયા દેખીતી રીતે તો આ પીડામાંથી મુક્ત થયું છે, પરંતુ હજી 'એશિયન મન' ગુલામીના ઓથારમાંથી મુક્ત નથી થયું.

**એશિયાની પર્સનાલિટીને સમજવી હોય તો જ્હોન ગંથરનું પુસ્તક 'ઇનસાઇડ એશિયા' વાંચવું પડે અને યુરોપની પર્સનાલિટીને સમજવી હોય તો એ જ લેખકનું પુસ્તક 'ઇનસાઇડ યુરોપ' વાંચવું પડે.**

આજના એશિયાની પર્સનાલિટી કેવી છે? એનું ભવિષ્ય કેવું છે? ધર્મ દ્વારા બંધાયેલો એનો પિંડ વિજ્ઞાનના વાયરાઓને કઈ રીતે આત્મસાત્ કરી રહ્યો છે? કઈ સમસ્યાઓ એને પીડે છે? ઠાલા દેશાભિમાનથી મુક્ત થઈને આ પ્રશ્ન અંગે વિચારવું પડશે. એશિયાનો કાયાકલ્પ થઈ રહ્યો છે અને એની અસર 'એશિયન મન' પર પડી રહી છે. આ અસરને ઝીલવા માટે આપણા રડારયંત્રને સાબદું રાખવું પડશે. ઘણુંખરું સ્વામી વિવેકાનંદે પણ ક્યાંક 'એશિયાની સદી'ની વાત કરી હતી. આજનું એશિયા પડખું ફેરવી રહ્યું છે.

એશિયાની પર્સનાલિટીને સમજવી હોય તો જ્હોન ગંથરનું પુસ્તક 'ઇનસાઇડ એશિયા' વાંચવું પડે અને યુરોપની પર્સનાલિટીને સમજવી હોય તો એ જ લેખકનું પુસ્તક 'ઇનસાઇડ યુરોપ' વાંચવું પડે. એ જ રીતે આજના એશિયાના લોકાત્માને પામવો હોય તો સદ્ગત અશોક મહેતાનું અભ્યાસપૂર્ણ પુસ્તક 'પર્સનાલિટી ઑફ એશિયા' વાંચવા જેવું છે. આ પુસ્તકની પ્રસ્તાવના તત્કાલીન વડાપ્રધાન મોરારજી દેસાઈએ લખી છે. આટલું પૂરતું નથી. એશિયાને સમજવા માટે રામાયણ, મહાભારત, ધમ્મપદ, સમણસુત્તં, તાઓ તે ચિંગ અને ઝેનકથાઓનું વાંચન પણ કરવું પડે. સાચું એશિયા ટોકિયો, બૈજિંગ, કુઆલા લુમ્પુર, સિંગાપોર, બૅંગકોક, જાકાર્તા કે મુંબઈમાં નથી. સાચું એશિયા તો આ શહેરોને જિવાડનારાં ગામડાંઓમાં શ્વસે છે; વસે છે. મારી વૃંદાવનવૃત્તિને કારણે લખવામાં લંબાણ થયું, પણ હું લાચાર છું.

પ્રવાસ દરમ્યાન જોવાનું, સાંભળવાનું, ફરવાનું અને ખરીદવાનું માપમાં રાખીને જે કાંઈ સૂંઘવા મળે તે સૂંઘતા રહેવાની ટેવને કારણે એશિયાની પર્સનાલિટીને હું હવે સાવ નવી નજરે નિહાળતો થયો છું. મલયેશિયાના મલાકા પ્રાંતમાં આવેલા કિલ્લા આગળ પરમેશ્વર ફળિયામાં મેં ખાસા આંટા માર્યા હતા. હવે મને આખું એશિયા એક વિરાટ ફળિયું (પરમેશ્વર જલન) હોય એવું લાગ્યા કરે છે. આવા વિરાટ 'પરમેશ્વર જલન'નું નામ છે : એશિયા.

**માનવીનું સરેરાશ આયુષ્ય**
**વધ્યું છે તે સાચું,**
**પરંતુ જેને તમે જીવતો જુઓ છો**
**તે અંદરથી કેટલો મરી ગયો છે,**
**તેનું માપ કાઢ્યું છે ખરું ?**
**- એલેક્સી કેરલ**

('એકલતાના એવરેસ્ટ પર'માંથી)

*'ટહુકો', ૧૩૯, વિનાયક સોસાયટી,*
*જૂના પાદરા રોડ,*
*વડોદરા-૩૯૦૦૨૦*
*ફોન - ૦૨૬૫-૨૩૪૦૬૭૩*



# ઇતિહાસ બોધની લંડન યાત્રા

*- વિષ્ણુ પંડ્યા*

**યુ**નાઈટેડ કિંગ્ડમ કે ઈંગ્લેન્ડ કે બ્રિટન : નામે પણ પરિસ્થિતિ સ્વરૂપે જૂજવાં ! મારું ઈતિહાસ-આકર્ષણ 'માલિક અને ગુલામ' 'વિજેતા અને પરાજિત' 'શોષક અને શોષિત'માંથી હવે સમાનધર્મા સ્વાધીન લોકશાહી રાષ્ટ્રો બન્યા તેનું રહ્યું છે. ૧૮૫૮માં પહેલી ઑગસ્ટે ઈસ્ટ ઈન્ડિયા કંપની પાસેથી સત્તા પાછી લઈને 'બ્રિટિશ ઈન્ડિયા એક્ટ' જાહેર કરાયો ત્યારથી ઑગસ્ટ, ૧૯૪૭ સુધી અને થોડા વધુ સમય માટે 'ડોમિનિયન' સ્ટેટ તરીકે ભારતે શ્વાસ લીધા, તે દરમિયાન સ્વાતંત્ર્યજંગ અવિરત રહ્યો તેનું કેન્દ્ર જેમ દિલ્હી-લખનૌ-લાહોર-કોલકત્તા-અમદાવાદ-મુંબઈ-નાસિક-ચેન્નઈ-હૈદરાબાદ-પટણા-આંદામાન-અમૃતસર-રંગુન હતાં તેવી જ રીતે લંડન પણ ઐતિહાસિક ભારતીય જંગનું ધબકતું શહેર હતું.

૨૦૦૯માં તેનો અંદાજ લંડન-યાત્રા દરમિયાન મળ્યો.

**લંડન- સુઘડ અને ભીંજાયેલું મહાનગર, વર્ષોથી જળવાયેલી, શ્યામ-ભૂખરા રંગની ભવ્ય ઇમારતો. રસ્તા પર વહેતો- પણ જરીકેય બહાવરો ન લાગે તેવો - શિસ્તબદ્ધ ટ્રાફિક. ખુલ્લી, ઉજાશ સાથેની દુકાનો**

### ડિસેમ્બર બીજી, ૨૦૦૯

અમદાવાદથી લંડન,

મુસાફરી તો ઘણી થઈ. આરતી અને હું ગુજરાતનાં એકસો એક સ્થાનો પર પહોંચ્યા છીએ. તેમાં પર્વત, અરણ્ય, નદી કિનારો, ગામડાં, સમુદ્રકાંઠો અને મહાનગરો આવી જતા હતાં.

પણ આ તો લંડન ! અંશ તો પેલી ઈતિહાસ-યાત્રાનો જ હતો, જેમાં સાહિત્ય, સમાજ, લોકસાહિત્ય, દસ્તાવેજો, ભૂગોળ... બધું સમાઈ જતું હતું.

આરતીએ વિમાનમથકે વિદાય આપતાં કહ્યું , આ તમારી પ્રથમ વિદેશ યાત્રા છે, તેને 'દેશ-યાત્રા' તરીકે જ અનુભવજો. એક વિશ્લેષિત ન કરી શકાય તેવી સફર, જવાનું તો માંડ ૫-૬ દિવસ, પણ જાણે યુગાન્તરની ગઠડી લઈને નીકળ્યો હોઉં એવું અનુભવાયું. મોડી રાતે નીકળ્યા, સવારે લંડન જતી 'કતાર એર ફ્લાઈટ'માં ઉડાન સવાર, બપોર. સાંજ, કરાંચી, દુબઈ, દોહા થઈને લંડનના હીથ્રો વિમાન મથકે પહોંચ્યા ત્યારે દિવસ-સાંજ એકબીજામાં ભળી ગયાં હતાં. લંડનની ઘડિયાળમાં સાંજ હતી, સ્વ-દેશી સમય ક્યાંક પાછળ રહી ગયો હતો ! સૂરજ અને વાદળની સંતાકૂકડી પર પ્રકૃતિ રાણીએ પોતાની હથેળી ઢાંકી દીધી એટલે, જેવાં વિમાની મથકનાં વિધિ-વિધાન પૂરાં કરીને બહાર નીકળ્યાં તો આકાશ વરસવા લાગ્યું !

લંડન- સુઘડ અને ભીંજાયેલું મહાનગર, વર્ષોથી જળવાયેલી, શ્યામ-ભૂખરા રંગની ભવ્ય ઈમારતો. રસ્તા પર વહેતો- પણ જરીકેય બહાવરો ન લાગે તેવો - શિસ્તબદ્ધ ટ્રાફિક. ખુલ્લી, ઉજાશ સાથેની દુકાનો. કેન્દ્રીય મધ્યવર્તી લંડનની બજાર પાર કરતાં લાગ્યું કે અરે, આ તો હજુ ક્યાંક વિક્ટોરિયન અને જ્યોર્જિયન (શાસનના અર્થમાં) છાવણી જેવું જ છે !

આની વચ્ચે ગુજરાતી પ્રજાનો જે સાહસિક અને ઈચ્છાશક્તિ ધરાવતો સમુદાય વર્ષો પૂર્વે આવી પહોંચ્યો હશે તેની કેવી એષણા હશે ?

તેને ફંફોસવા માટેની આ સફર હતી. કૃષ્ણકાંત વખારિયા સાથે હતા, કહે : કોટ તો બેગમાંથી કાઢો, મેં કહ્યું : મારા શર્ટ પરનાં સ્વેટર અને મફલર પૂરતાં નથી ? યજમાન સી.બી.એ મજાક કરી કે, આ માણસ તો વર્ષોથી આગ સાચવીને બેઠો છે. તેને આ ઠંડી ક્યાંથી અસર કરે ? ટી.વી. પરના ગુજરાતી વિભાગમાં કોકિલાબહેન પટેલે ઈન્ટરવ્યૂ લીધો, મેં કહ્યું : હું તો ઈતિહાસનો વિદ્યાર્થી છું, ક્રાંતિતીર્થની યાત્રાએ આવ્યો છું !

### ડિસેમ્બર ૩-૪, લંડન

લંડનનું ધુમ્મસથી ઢંકાયેલું સવાર, સી.બી.ના નિવાસસ્થાન 'કર્મયોગ'ની બારીમાંથી જોયું ને ઈચ્છા થઈ, બહાર જવાની. સી.બી.એ સખત ના પાડી : 'મારે આરતીબહેનને જવાબ આપવાનો છે.' સુંદર-સુઘડ ઈમારતોની વચ્ચેના ભીના રસ્તાથી વંચિત રહી ગયો.

પણ લંડનવાસી ચહેરાઓ નિહાળવાની મજા આવે છે. તેઓ વ્યસ્ત છે અને મસ્ત છે! જીવનરસનાં સપનાંઓ ખૂલે છે, બંધ થાય છે, સમેટાય છે. રોજ નવાં ક્લેવરનો અનુભવ. વેંબલીના ત્રીજા માળે ભવ્ય સભાગૃહમાં 'એશિયન એચિવર એવોર્ડ' સમારોહમાં ભાગ લીધો. સાંજે સાડા ચારે કારમાં નીકળ્યા તો સી.બી.એ કહ્યું, અહીંથી ડાબી બાજુના રસ્તે શ્યામજી કૃષ્ણવર્માનું 'ઈન્ડિયા હાઉસ' છે ! ઓહ ! સાંભળતાંવેંત દિલોદિમાગમાં વીજ ચમકાર થયો. ૧૮૫૭માં માંડવી (કચ્છ)માં જન્મેલા આ પંડિતે ૧૯૦૦થી ૧૯૩૦ સુધી જલાવતન જિંદગીમાં સ્વાતંત્ર્યનાં સપનાં રચ્યાં તેમનું એ પ્રથમ મકાન ! કલ્પનાનો રસ્તો ઈતિહાસનાં તથ્યોનો હાથ પકડીને

ઈતિહાસની નિર્ણાયક કેડી પર જે નિયતિ રચાઈ હતી ત્યાં સુધી આવતીકાલે દોરી જશે...

**ડિસેમ્બર ૪, લંડન : એક પુલ, એક ઇમારત**

એક પુલ પરથી ચાલતાં-ચાલતાં પસાર થવામાં કેવોક અનુભવ થાય ?

રસ્તે દોડતાં વાહનો, પગથાર પરના રાહદારીઓ અને નીચે ચારે તરફ પ્રવૃત્તિશીલ દુનિયા સાથે વાતો કરતી ઈમારતો. આનાથી વધુ શું હોઈ શકે ?

પણ લંડનમાં એક છેડાથી બીજા છેડા સુધી અને પુલની નીચે વિશાળ રસ્તા પરથી પસાર થતાં અનુભવાયું કે આ ઈસવીસન ૨૦૦૯ની પાંચમી ડિસેમ્બરનો વાદળછાયો મધ્યાહ્ન નથી, એકસો વર્ષ પૂર્વેનું લંડન છે! અને અહીંથી, થોડેક દૂર મસવેલ હિલ રોડ પરના ડાબી બાજુના રળિયામણા રસ્તા પરની ૬૦મી ઈમારતમાંથી ફ્રેન્ચ-ઈંગ્લિશ પોશાકમાં સજ્જ થઈને બેરિસ્ટર તંત્રી-પત્રકાર પંડિત શ્યામજી કૃષ્ણવર્મા 'મોર્નિંગ વોક' પર નીકળતા હશે ત્યારે ...

૧૯૦૫ના અગ્નિમય વર્ષની દાસ્તાનનો અનુભવ કરવા જ અમે આર્ક-વે બ્રિજ પરથી ચાલતાં નીકળ્યા, અને હૃદય એક થડકાર ચૂકી ગયું : સાચ્ચે જ, ૧૮૯૭માં બંધાયેલા આ પુલ પરથી આપણા ગુજરાતી મહાપુરુષો ઉદારવાદી અંગ્રેજોની સાથે કેટલી અને કેવી ગોષ્ઠિ કરતા ચાલ્યા હશે...

**શ્યામજીના ઐતિહાસિક નિવાસસ્થાનમાં આજકાલ મિસ્ટર ફોનિસ રહે છે. રોઈટર સમાચાર સંસ્થામાં એશિયન પ્રવાહોના સંવાદદાતાની કામગીરી સંભાળે છે. ખુશીપૂર્વક તે આ ઇમારતમાં લઈ ગયા. ફોનિસનો દીવાનખંડ એ શ્યામજી કૃષ્ણવર્માનું પુસ્તકાલય હતું.**

એ સમય જ એવો શાનદાર હતો. મસવેલ હિલ પરની સુંદર-સુઘડ ત્રણ મજલાની ઈમારતમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો નિવાસ હતો. આ ઐતિહાસિક સ્થાન - જ્યાં આઈરિશ ક્રાંતિકાર ડી'વેલેરાની મુલાકાત માટે પંડિત શ્યામજી, ગાય-દ-અલ્ફ્રેડ અને બીજા એકત્રિત થયા હતા અને જ્યાં કોઈ એક રાતે ભારતને સમજવા રશિયન ક્રાંતિકાર લેનિન આવ્યો હતો, જે લાયબ્રેરીમાં પંડિતો, ફિલસૂફો, રાજકીય કર્મશીલો અને સ્વાતંત્ર્યવાદીઓનો રોજેરોજ મેળો જામતો તે આ જગ્યા શોધવામાં અમને ઠીકઠીક મહેનત પડી. વર્ષ ૧૯૦૫થી પ્રકાશિત થયેલા 'ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ' અખબારમાં તો ૯, ક્વિન્સ વૂડ એવેન્યુનું સરનામું હતું.. તેનો લંડનમાં નકશામાં ક્યાંય ઉલ્લેખ જ નહીં ?

હાઈગેટના વિશાળ-વિસ્તારમાં અમે ઘૂમતા રહ્યા. મિત્ર પ્રમોદભાઈ અમીન આ નગરના નિવાસી એટલે શોધખોળમાં થાક્યા નહીં. છેવટે એ ઈમારત સુધી પહોંચાયું. વરસાદ શરૂ થઈ ગયો હતો, અહીંની મોસમને બે-વફા ગણવામાં આવે છે. નીકળો ત્યારે ઠંડીનો અનુભવ થાય અને થોડીક મિનિટોમાં આકાશ લંડન પર વરસવા માંડે. ધૂંધળી ઈમારતો, રસ્તા પરનાં વાહનોની હલચલ અને પગથાર પર દોડતાં શાળાનાં બાળકો, ક્યાંક બાળારાજાની આંગળી પકડીને ઘર તરફ દોરી જતી બ્રિટિશ યુવતી... દરેક ઈમારતના પોતાના શ્વાસ-નિશ્વાસ હશેને ? એકસોથી અધિક વર્ષો પછી યે આ કતારબંધ મકાનો એવાં ને એવાં સુંદર-સુઘડ રહ્યાં છે. ખંડિયેર શબ્દને જલાવતન કરી દેવાયો છે.

જે ઐતિહાસિક ઈમારતનાં આંગણે, શિયાળાનું સામ્રાજ્ય છતાં લીલીછમ લોન હતી, ત્યાં દરવાજે અમે ઊભા હતા. નજર કરી તો એક પ્લેક- ગોળાકારે તખતીમાં લખ્યું હતું: રિવોલ્યુશનરી પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, ૧૮૫૭-૧૯૩૦ : સંસ્કૃત સ્કોલર એન્ડ ઈન્ડિયન પેટ્રિયટ લિવ્ડ હિઅર : ૧૯૦૦-૧૯૦૭. વર્તુળાકારે બીજા બે નિર્દેશ : ભારત માતા કી જય અને વંદે માતરમ્ !

આ વિરલ કામ કરનાર પણ આપણો ગુજરાતી જ છે ! હેમંત પાધ્યા તેનું નામ. વર્ષોથી લંડનમાં રહે છે અને એક જ ધૂન મગજ પર સવાર થઈ કે લંડનમાં સો વર્ષ પૂર્વે જે ગુજરાતી દેશભક્તો રહ્યા હતા, ક્રાંતિ-પ્રવૃત્તિ કરી હતી તેમનાં નામ, કાર્ય અને સ્થાનને સ્મારકરૂપે અંકિત કરવાં.

શ્યામજીના ઐતિહાસિક નિવાસસ્થાનમાં આજકાલ મિસ્ટર ફોનિસ રહે છે. રોઈટર સમાચાર સંસ્થામાં એશિયન પ્રવાહોના સંવાદદાતાની કામગીરી સંભાળે છે. ખુશીપૂર્વક તે આ ઈમારતમાં લઈ ગયા. ફોનિસનો દીવાનખંડ એ શ્યામજી કૃષ્ણવર્માનું પુસ્તકાલય હતું. અહીંથી તેમણે ૧૯૦૫માં 'ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ અખબાર' શરૂ કર્યું. ઈજિપ્ત, ચીન. થાઈલેન્ડ, ફ્રાંસ, જર્મની સુધી વાત પહોંચાડી. ભારતીય યુવાનોનો સંપર્ક કર્યો, બ્રિટિશ ઉદારવાદી એચ.એમ.હિંડમેન, જર્મન નેતા ઓગસ્ટ બેબેલ, ફ્રેંચ સમાજવાદી આગેવાન મોન્શ્યોર જોરિસ, મિખાઈલ પાવ્લોવિચ, રોઝા લક્ઝમ્બર્ગ, ન્યૂયોર્કનો સહભાગી માઈરોન ફ્લેપ્સ, 'ગેલિક અમેરિકન'નો તંત્રી જ્યોર્જ ફ્રીમેન, કાર્લ માર્કસનો પૌત્ર જયા લોંગ, 'પોઝિટીવ રિવ્યુ'ના તંત્રી એસ.એમ. સ્વિન્ની, 'જસ્ટિસ'ના લડાયક તંત્રી હેરી કિનલેક... આ બધા વીસમી સદીના પ્રારંભમાં બ્રિટિશ જાહેર જીવનના તેજસ્વી સિતારા હતા. એકવાર હેવલોક એલીસના પુસ્તક પર સરકારે પ્રતિબંધ મૂક્યો ત્યારે આમાંના ઘણાખરાએ સરઘસ કાઢ્યું. પંડિતજી પણ તેમાંના એક !

આજે કલ્પના પણ ન આવે તેવું 'બૌદ્ધિક યુદ્ધ' શ્યામજી

કૃષ્ણવર્મા અને બ્રિટિશ સામ્રાજ્યનાં મહાનગરોમાં વસી ગયેલાં એનઆરજી દાદાભાઈ નવરોજી, કુ. પૅરીન નવરોજી, નીતિસેન દ્વારિકાદાસ, મંચેરશા બરજોરજી, પી.ગોદરેજ, દીપચંદ ઝવેરી, ડૉ. એસ.ડી.ઓઝા, ખેમચંદ બેંકર, માણેકશા સોરાબજી... બધાં જ સ્વાતંત્ર્ય સંઘર્ષમાં સામેલ રહ્યાં અને તે પણ બ્રિટિશરો સામેના સ-શસ્ત્ર વિપ્લવના સમર્થક બનીને !

લંડનયાત્રામાં ક્રાંતિનાં તીર્થસ્થાનોએ સ્મરણવંદના સાથે પહોંચાયું તેમાંનું એક આ શ્યામજી કૃષ્ણવર્માનું નિવાસસ્થાન! રોઈટરના નિષ્ણાત સંવાદદાતા ફ્રેનિસે મારા હાથમાં રહેલું 'લંડનમાં ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ' પુસ્તક ઉત્સુકતાથી માંગ્યું, પાનાં ફેરવ્યાં, તસવીરો જોઈને કહે : હા, તમે એ જ ઐતિહાસિક જગ્યાએ અત્યારે ઊભા છો !'

આ વિસ્મૃત ઐતિહાસિક ઈમારતની સીડી પર ચઢતાં અને દીવાનખંડમાં ઊભા રહેતાં એકસો પંદર વર્ષ પૂર્વેની ઊર્જાનો અનુભવ થયો. નજર સામે વર્તમાન અને અતીત એકબીજાના હાથ પકડીને આવકારવા ઊભા હતા, જાણે ! છેક માણાવદરમાં જોયેલું એક સપનું- આટલાં વર્ષે - સાકાર થયું હતું : શબ્દની રણભૂમિ પરના મુસાફરને તેના એક મહાન યોદ્ધાના નિવાસને આત્મસાત કરવાનો મોકો મળ્યો !

**બેરિસ્ટર મોહનદાસ કરમચંદ ગાંધી ઈંગ્લેન્ડની બીજીવારની મુલાકાતે આવ્યા ત્યારે ઈન્ડિયા હાઉસમાં બે દિવસ રહ્યા, શ્યામજી કૃષ્ણવર્મા અને સાવરકરને મળ્યા અને બ્રિટનથી વાપસ ફરતાં જહાજમાં પહેલવેલી ચોપડી લખી તે 'હિંદ સ્વરાજ !'**

**નાતાલ : ૨૦૦૯ લંડનમાં માંડવી અને ચાવંડ !**

આ પણ એક આશ્ચર્ય જ હતું !

ઈસુ વર્ષ ૨૦૦૯માં ડિસેમ્બરમાં, જ્યારે નાતાલની મીણબત્તીઓ પ્રગટવાને થોડાક દિવસો બાકી હતા, અહીં લંડનમાં ભીંજાયેલા મધ્યાહ્નને સૌરાષ્ટ્રનું ચાવંડ કેમ યાદ આવ્યું ? અને, કચ્છમાં રુકમાવતી નદીના કાંઠે વસેલા માંડવીની સ્મૃતિ શાને સળવળી ઊઠી ?

અમે ઊભા હતા હાઈગેટ હિલ નામે જાણીતા વિસ્તારના ક્રોમવેલ પ્લેસની કતારબદ્ધ સુંદર-સુઘડ ઈમારતોમાંની એકના દરવાજે. આ પાંસઠમી, ત્રણ મજલાની ઈમારત સો વર્ષ પર હતી તેવી જ શાંત અને ભવ્ય છે. નાનકડા દરવાજામાં પ્રવેશો એટલે શિયાળુ, હવાની સંગત કરતી હરિયાળી અને મુખ્ય પ્રવેશદ્વાર તરફ દોરી જતી સીડી. ત્યાંથી પ્રવેશીને આ ત્રણ મજલાની અંદરની દુનિયા જોવા મળે. દરેક ખંડને પોતાનાં વિશાળ બારી અને બારણાં છે, જે ખૂલતાં બહાર દોડી જતા રસ્તા તરફ નજર પડે છે.

૬, ક્રોમવેલ પ્લેસનું આ પાંસઠમું મકાન છે. તેના જેવાં જ એકસરખાં બીજા આકર્ષક મકાનો કરતાં તે એક જ વાતે અલગ પડે છે. તેના પહેલા અને બીજા માળની દીવાલની વચ્ચે એક વર્તુળાકાર તખતી (પ્લેંક) લાગેલી છે. તેમાં લખ્યું છે : ગ્રેટર લંડન કાઉન્સિલ. વિનાયક દામોદર સાવરકર - ૧૮૮૩-૧૯૬૬. ઈન્ડિયન પેટ્રિયટ એંડ ફિલોસોફર લિવ્ડ હીઅર.

તો, આ જ પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું જગજાણીતું 'ઈન્ડિયા હાઉસ', જેણે વીસમી સદીના પ્રારંભે તીવ્ર બૌદ્ધિક અને સશસ્ત્ર ક્રાંતિની પ્રવૃત્તિથી દુનિયાનું ધ્યાન દોર્યું હતું ? આ ઈમારતમાં જ અત્યારે રહેતી નિકોલે કેઈન અને તેના હસમુખા બાળારાજાએ કુતૂહલપૂર્વક મારા હાથમાં રહેલાં પુસ્તકનું મુખપૃષ્ઠ જોયું. અરે, આ તો આપણું નિવાસસ્થાન !

મેં કહ્યું : હા, તમારું અને અમારા ગરવા ગુજરાતી પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું યે !

તુરત મહિલા બોલી ઊઠી : યેસ, યેસ, 'ઈન્ડિયા હાઉસ'! પછી કહે : બહાર લાગેલી તખતી અમે સંભાળીને રાખી છે ! ૧૯૦૫માં 'ઈન્ડિયા હાઉસ' લખાયેલું તેની જાળવણી બ્રિટિશ દંપતીએ રાખી !

આ ઐતિહાસિક 'ઈન્ડિયા હાઉસ'ને શોધતાં અમને જરા સમય લાગ્યો. પણ તેમાં નવાઈ ન લાગી. લંડનમાં એક 'ઈન્ડિયા હાઉસ' છે ત્યાં ભારતીય દૂતાવાસ બેસે છે. તેના સરકારી બાબુઓને અને આપણા મોટાભાગના ગુજરાતીઓને કે બ્રિટનના પ્રવાસે આવતા સહેલાણીઓને ખરેખરા 'ઈન્ડિયા હાઉસ'ની જાણ નથી, જ્યાં વીસેક વર્ષ સુધી, વિશ્વભરના સ્વાતંત્ર્યવાદીઓ ભારતમુક્તિને સમર્થન આપવા એકઠા થતા, જ્યાં લાલા હરદયાળ, વિનાયકરાવ સાવરકર, મદનલાલ ધિંગરા, વી.વી. એસ. અય્યર, બેરિસ્ટર સરદારસિંહ રાણા, મૅડમ ભિકાઈજી રુસ્તમ કામા, વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય, બિપીનચંદ્ર પાલ, લાલા લજપતરાય, સરદાર અજિતસિંહની વિશ્વવ્યાપી ભારત-ચળવળના મૂળિયાં નખાયાં હતાં અને ...

- અને હા, અહીં જ બેરિસ્ટર મોહનદાસ કરમચંદ ગાંધી ઈંગ્લેન્ડની બીજીવારની મુલાકાતે આવ્યા ત્યારે ઈન્ડિયા હાઉસમાં બે દિવસ રહ્યા, શ્યામજી કૃષ્ણવર્મા અને સાવરકરને મળ્યા અને બ્રિટનથી વાપસ ફરતાં જહાજમાં પહેલવેલી ચોપડી લખી તે 'હિંદ સ્વરાજ !' તારકનાથ દાસ, વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય અને શ્યામજી કૃષ્ણવર્માના વિચારો જાણ્યા પછી, તેની પ્રતિક્રિયારૂપે ગાંધીજીએ - લિયો ટોલ્સ્ટોયને પૂછીને- આ પુસ્તક લખ્યું હતું એમ તેમની પ્રસ્તાવનામાં નોંધ્યું છે.

લંડનના મારા ૨૦૦૯ના ડિસેમ્બર પ્રવાસ વખતે એક રસપ્રદ વાત એ પણ જાણવા મળી કે 'હિંદ સ્વરાજ' પ્રશ્નોત્તરી (કે પરસ્પર સંવાદ)ના સ્વરૂપે લખાયું છે, ગાંધીજી અધિપતિ

તરીકે એક ક્રાંતિકારીના પ્રશ્નોના જવાબ આપે છે.

ગાંધીજી સાથેની આ પ્રશ્નોત્તરી કોની ? ૧૯૦૯ના ૧૦ જુલાઈથી ૧૩ નવેમ્બર ચાર મહિના ગાંધીજી એક પ્રતિનિધિમંડળમાં જઈને રોકાયેલા, તેમના આ પ્રવાસના એક જ અઠવાડિયા પહેલાં 'ઈન્ડિયા હાઉસ'નો યુવાન મદનલાલ ધિંગરા બ્રિટિશ શોષક અધિકારી કર્ઝન વાયલીને જાહેરમાં ઠાર કરીને, જાતે જ પકડાઈને ફાંસીની સજા મેળવી હતી. વિન્સ્ટન ચર્ચિલે તેની દેશભક્તિ અને સમર્પણનાં વખાણ કરેલાં. આ ઘટનાઓ અને વિચારથી મંથન અનુભવતા ગાંધીજીએ વાચક અને અધિપતિ (તંત્રી) વચ્ચેની પ્રશ્નોત્તરીરૂપે આ પુસ્તક લખ્યું, તે પ્રશ્નો જે. એમ. પરીખે પૂછ્યા હતા.

જે.એમ. એટલે કે જેઠાલાલ મોતીલાલ પરીખ કઠલાલમાં જન્મેલા. ૧૯૦૫માં બેરિસ્ટર બનીને બ્રિટનમાં કારકિર્દી શરૂ કરી હતી. 'ઈન્ડિયા હાઉસ' ના સદા સક્રિય સભ્ય. ૧૮૫૭ની અર્ધશતાબ્દી લંડનમાં ઊજવવાનું દુ:સાહસ ૧૯૦૫માં કરવામાં આવ્યું. તે ઉત્સવના અધ્યક્ષ પરીખ હતા, એ જગ્યા સેફ્ટ્સબરી એવેન્યુ પરની ઈન્ડિયન રેસ્ટોરન્ટ હતી. લોકમાન્ય ટિળક અને સાવરકરના મુકદમા તેમણે લડેલા. મદનલાલ ધિંગરાનો મૃતદેહ પાછો મળે તે માટે અદાલત સુધી પહોંચ્યા હતા. આમ 'હિંદ સ્વરાજ'ના બે વ્યક્તિઓની પ્રશ્નોત્તરી છે તે બંને ગુજરાતી હતા !

**'ઈન્ડિયા હાઉસ'નો ચૂપચાપ બેઠેલો ઈતિહાસ આપણા ગરવા ગુજરાતી સહિતના અનેકોની વિદેશોમાં ક્રાંતિપ્રવૃત્તિની દાસ્તાન સંભળાવી શકે તેમ છે. અહીં ૧૮૫૭ને સ્વાતંત્ર્યસંગ્રામ ગણાવતું સાવરકરનું પુસ્તક પહેલીવાર લખાયું-વંચાયું, અહીં 'ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ' અખબાર શરૂ થયું**

'ઈન્ડિયા હાઉસ'નો ચૂપચાપ બેઠેલો ઈતિહાસ આપણા ગરવા ગુજરાતી સહિતના અનેકોની વિદેશોમાં ક્રાંતિપ્રવૃત્તિની દાસ્તાન સંભળાવી શકે તેમ છે. અહીં ૧૮૫૭ને સ્વાતંત્ર્યસંગ્રામ ગણાવતું સાવરકરનું પુસ્તક પહેલીવાર લખાયું-વંચાયું, અહીં 'ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ' અખબાર શરૂ થયું તે સમયાંતરે શાસનના રોષને લીધે સ્થળાંતર થઈને પેરિસ-જિનિવામાં ચાલતું રહ્યું, અહીં મદનલાલ ધિંગરાની આહુતિની પહેલી શિક્ષાદીક્ષા થઈ, અહીંથી સ્ટુટગાર્ટ જઈને આંતરરાષ્ટ્રીય સમાજવાદી પરિષદમાં મેડમ કામા, સરદારસિંહ રાણાએ પ્રથમ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. અહીંથી...

આ હકીકતોની યાદી ઘણી લાંબી છે. જિનિવામાં ૧૯૩૦ની એકત્રીસમી માર્ચે પંડિતજીએ આંખો મીંચી તે પછી ભારતમાં તેમને શ્રદ્ધાંજલિ આપવા લાહોરની જેલમાં ભગતસિંહ અને સાથીઓ એકઠા થયા હતા. એ દિવસોમાં એ એક જ સ્મૃતિસભા થઈ અને ૪ સપ્ટેમ્બર, ૨૦૦૩ના દિવસે મુખ્યપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદી - સ્વર્ગસ્થ શ્યામજીના વસિયતનામામાં રહેલી ઈચ્છા મુજબ - તેમનાં અસ્થિ માંડવી, કચ્છ પરત લાવ્યા એ દિવસ સુધીની આ માનવંદનાને મનોમન ઘૂંટી લીધી.

-અને, ૨૦૧૦માં ડિસેમ્બરની પાંચમી એ (વરસાદથી) ભીંજાયેલી બપોરે 'ઈન્ડિયા હાઉસ'ના પ્રવેશદ્વારે ઊભો હતો. ત્યારે સૌરાષ્ટ્રના ચાવંડ ગામના પાદરેથી મોટરરસ્તે વર્ષો પર નીકળ્યા હતા ઉમાશંકર જોષી, તે પ્રસંગ મનમાં આવ્યો. કવિવરે ચાવંડના પાદરે નીચે વળીને, જમીનની ધૂળ માથે ચઢાવી હતી : 'અહીં મારા ગુજરાતના પરમ કવિવર કાન્ત જન્મ્યા હતા!'

આજે અહીં, લંડનની આ ઈમારતના આંગણેથી ધૂળ ઉઠાવીને માથે ચઢાવવાની આવી જ ઈચ્છા થઈ આવી. મન લાગણીથી ભરાઈ આવ્યું. માંડવી-કચ્છના મજદૂર ભૂલા ભણશાળીના અકિંચન સંતાન શામુએ અવિરત વિદ્યાસાધના કરીને 'પંડિત'નું સન્માન મેળવ્યું અને આખી જિંદગી જલાવતન (દેશથી હદપાર) રહીને ય ભારતમુક્તિનું આંદોલન વિદેશોમાં પ્રસાર્યું તેથી 'ક્રાંતિવીર' તરીકે અમર બન્યા તેવા, મારા ગુજરાતના મહાન ગુજરાતીને પ્રણામ ! તેમના 'ઈન્ડિયા હાઉસ'ને સહૃદય વંદના ! મરાઠી ડોક્યુમેન્ટરીના નિર્માતા ભાઈ વૈદ્યની લાંબી શોધ પછી આ મકાનની સામે આવીને ઊભા ત્યારે આંખોમાં દડદડ આંસુ હતાં; એ સંવેદના અનુભવી શકાઈ !

**ડિસેમ્બર ૫, 'હિન્દ સ્વરાજ' અને પેન્ટોનવિલા જેલ**

અરે, આ કારાગાર વિના તો ગાંધીજીનું 'હિન્દ સ્વરાજ' જ ન રચાયું હોત !

પેન્ટોનવિલા જેલ નિહાળતાં પહેલો વિચાર આવો આવ્યો. ૨૦૧૦ના ડિસેમ્બરની વરસાદી ઠંડીમાં લંડનના કેલેડોનિયન રોડ પરથી પસાર થતાં આ વિશાળ જેલ આવી છે. આજે તો તે અપરાધીઓ અને તેમના પરિવારો માટેની સહાનુભૂતિની જગ્યા બની ગઈ છે. પણ વીસમી સદીના પહેલા દશકમાં આ કારાગારમાં પચીસ વર્ષના ભારતીય જુવાન મદનલાલ ધિંગરાને ફાંસી અપાઈ હતી. વિના દલીલ, વિના વકીલ અને વિના અપીલ સૌથી ઝડપી મુકદમામાં ધિંગરાને રોયલ ઈન્સ્ટિટ્યૂટના સમારંભમાં, ભારતના વહીવટી બ્રિટિશ અધિકારી સર કર્ઝન વાયલીને ઠાર મારવાના ગુના માટે ફાંસી મળી, અને આ હસમુખો યુવાન 'સ્વાતંત્ર્યલક્ષ્મીની જય !' ના પોકાર સાથે ફાંસીના માંચડે લટકી ગયો !

...પણ, ધિંગરા અને ગાંધીજીના 'હિન્દ સ્વરાજ'ને વળી શી નિસબત ?

આ સવાલનો યે એક ઈતિહાસ છે - મારા લંડન

- પ્રવાસના છેલ્લા દિવસોમાં તેની જાણકારી મળી ગઈ. બેરિસ્ટર મોહનદાસ કરમચંદ ગાંધી, દક્ષિણ આફ્રિકાના એક પ્રતિનિધિમંડળ સાથે બ્રિટિશ સત્તાધારીઓને, મળવા ઈંગ્લેન્ડ આવ્યા ત્યારે મદનલાલ ધિંગરાને ફાંસી અપાઈ ચૂકી હતી. ૧૯૦૯માં ગાંધીજીએ લંડનની આ બીજીવારની મુલાકાત દરમિયાન નિઝામુદ્દીન રેસ્ટોરન્ટમાં વિજયાદસમી ઉત્સવમાં હાજરી આપી. 'ઈન્ડિયા હાઉસ'ની સૂત્રધાર ગુજરાતી પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા ત્યારે પેરિસ પહોંચીને 'ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ' અખબારના બીજા જન્મને ધામધૂમપૂર્વક ઊજવી રહ્યા હતા, પહેલાં લંડનથી પ્રકાશિત આ અખબાર પર બ્રિટિશ શાસન ખફા હતું, દેશદ્રોહનો મુકદ્દમો ચલાવવાની તૈયારી હતી, ધિંગરાની ફાંસીને 'બલિદાન' અને 'શહાદત' ગણાવવાનો યે અપરાધ સામેલ કરાયો હતો. ગાય-દ-અલ્ફ્રેડ નામના સ્વાતંત્ર્યપ્રેમી પત્રકારને શ્યામજીના અખબારોને છાપવા માટે સજા ફટકારાઈ હતી. 'ઈન્ડિયા હાઉસ'ના ગુજરાતી ધારાશાસ્ત્રી જેઠાલાલ મોતીલાલ પરીખ અને વિનાયકરાવ સાવરકરે ગાંધીજીને રામ પર વ્યાખ્યાન આપવા આમંત્રિત કર્યા હતા. નિઝામુદ્દીન રેસ્ટોરન્ટમાં આ વિજયપર્વની ઉજવણી થઈ. એમ.પી. તિરુમલાચારી, એસ.એસ. રાજન, વી.વી. એસ. અય્યર, આફ્રિકન પ્રતિનિધિમંડળના હબીબ પણ હાજર હતા. લગભગ ૭૦ શ્રોતાઓની વચ્ચે સાવરકર અને ગાંધીજીએ 'રામ'નું ગુણકીર્તન પોતાનાં વક્તવ્યોમાં કર્યું.

**ગાંધીજી ઈંગ્લેન્ડના આ પ્રવાસ દરમિયાન ભારે વિચારમંથન અનુભવતા હતા. પહેલી વાર ૧૯૦૬માં લંડન આવ્યા ત્યારે કચ્છવાસી પંડિત શ્યામજી કૃષ્ણવર્માને મળવા ઈન્ડિયા હાઉસ પહોંચ્યા હતા. બે દિવસ ત્યાં રોકાયા પણ ખરા**

ગાંધીજી ઈંગ્લેન્ડના આ પ્રવાસ દરમિયાન ભારે વિચારમંથન અનુભવતા હતા. પહેલી વાર ૧૯૦૬માં લંડન આવ્યા ત્યારે કચ્છવાસી પંડિત શ્યામજી કૃષ્ણવર્માને મળવા ઈન્ડિયા હાઉસ પહોંચ્યા હતા. બે દિવસ ત્યાં રોકાયા પણ ખરા. ભારતથી બ્રિટન જનારા દરેક ભારતીય નેતા માટે આ મહત્ત્વનું અતિથિગૃહ જ હતું. અહીં ઘણા યુવાનો અભ્યાસ કરવા માટે આવે ત્યારે છાત્રવૃત્તિ મેળવીને રહેતા. શ્યામજી કૃષ્ણવર્મા, મેડમ કામા, જે.એમ.પરીખ, સરદારસિંહ રાણા તો સાંગોપાંગ ગુજરાતી ક્રાંતિકારો હતા.

બીજીવારના પ્રવાસ દરમિયાન ગાંધીજીની મુલાકાત ડૉ. પ્રાણજીવનદાસ મહેતાની સાથે પણ થઈ. મહેતા ભારતીય ક્રાંતિકારોના પ્રશંસક હતા. જે.એમ. પરીખે તો ધિંગરાના મૃતદેહને પાછો મેળવવા કાનૂની લડાઈ પણ આપી. ૧૮૫૭ની અર્ધશતાબ્દીની ઉજવણી તેમના પ્રમુખસ્થાને ઊજવાયેલી. કઠલાલમાં જન્મ્યા હતા. કઠલાલવાસીઓને તેમની સ્મૃતિ હોવી જોઈએ.) લોકમાન્ય ટિળક અને સાવરકરના કેસ પણ પરીખ લડ્યા હતા. પણ ગાંધીજીની વિશેષ ચર્ચા પ્રાણીજીવનદાસ મહેતાની સાથે થઈ.

આ દિવસોમાં તારકનાથ દાસ નામના ક્રાંતિકારે કેનેડામાં આઝાદી ચળવળ ચલાવી અને તેમના સામયિકમાં 'ભારતવાસીની આ સંજોગોમાં આઝાદી માટે કેવી ફરજ હોઈ શકે ?' એવો લેખ લખ્યો. તેમનાં વેંકોવરથી પ્રકાશિત 'ફ્રી હિન્દુસ્તાનમાંની વાચનસામગ્રીથી નારાજ થઈને રશિયન સંત-નવલકથાકાર લિયો ટોલ્સ્ટોયે 'એક હિન્દુને પત્ર' નામે લેખ મોકલ્યો. તારકનાથને આ લેખ છાપવા જેવો લાગ્યો નહીં.' પણ તે સમયે વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય અને તારકનાથ દાસે તેના પ્રતિભાવમાં લેખો લખ્યા હતા. ગાંધીજીને આ 'એક હિન્દુને પત્ર'ની ભારે અસર થઈ. પ્રાણજીવનદાસ મહેતા પાસે કેટલીક નકલો છપાવીને તેમને વિતરિત કરાવી. અને 'ઈન્ડિયન ઓપિનિયન' (૨૫મી ડિસેમ્બર, ૧૯૦૯)માં તે લેખ છાપ્યો.

'હિન્દ સ્વરાજ'નું મૂળ નિમિત્ત આમ શ્યામજી કૃષ્ણવર્માથી પ્રભાવિત અને સાવરકરથી પ્રેરિત, 'ઈન્ડિયા હાઉસ'ના જુવાન મદનલાલ ધિંગરાને ફાંસી તેમજ ક્રાંતિકારો સાથેની ચર્ચામાં પડ્યું છે, તેનો સ્વીકાર ખુદ ગાંધીજીએ ૧૯૦૯માં ઉતાવળે લખેલી આ પુસ્તિકાની પહેલી આવૃત્તિમાં કર્યો છે. એટલે મારે મન આ પેન્ટોનવિલા જેલ રહસ્ય-સ્ફોટનું સ્થાનક પણ બની ગઈ !

જેલની અંદર-બહાર અમે, પાંચમી ડિસેમ્બર, ૨૦૦૯ના મધ્યાહ્નને એ જગ્યા ફંફોસતા રહ્યા કે ધિંગરા તેના સ્વસ્થ, અને નિર્ભિક સ્વર સાથે ફાંસીના તખ્તે ચઢ્યો એ ફાંસીઘર ક્યાં હતુ? સશસ્ત્ર આઝાદીજંગના વિરોધી મહાન નેતાઓએ તો ધિંગરાની નિંદા કરી હતી અને કહ્યું હતું કે તેણે વાયલીની હત્યા ભાંગ પીને કરી હતી ! ધિંગરાને તેમાં અફસોસ નહોતો કેમકે ભાંગ ભગવાન શિવની વંદના સાથે ય જોડાયેલી છે. એક 'પવિત્ર પ્રસાદ' તરીકે અપનાવીને તે 'બ્રિટિશરોના ભારત પરના દમન સામે પ્રતિરોધની આગ સળગે' તે માટે અને અંતિમ નિવેદનમાં કહ્યું હતું તેમ 'સમગ્ર જગતના માનવકલ્યાણ અર્થે સ્વાધીન ભારત કાર્ય કરે' તેવા લક્ષ્ય માટે બલિદાન આપ્યું અને જન્માંતરો સુધી આપતો રહીશ એમ કહ્યું હતું !

પેન્ટોનવિલા જેલમાં આજે તો કોઈ સ્થાન કે સ્મારક નથી, પણ ઈન્ડિયા લાઈબ્રેરીમાં દસ્તાવેજો જરૂર જળવાયા છે, ૧૭મી ઓગસ્ટ, ૧૯૦૯ના આ બલિદાન વિશે તે સમયના લેબર નેતા (પછીથી મશહૂર વડાપ્રધાન) વિન્સ્ટન ચર્ચિલના

શબ્દોનું સ્મરણ થઈ આવ્યું. તેમણે કહ્યું હતું : 'બ્રિટનના કોઈપણ દેશભક્ત બલિદાની કરતાં જ્વલંત પ્રમાણ ધિંગરાની શહીદી છે...' અને આ ક્રાંતિ-વિચારધારાની પ્રતિક્રિયામાંથી 'હિન્દ સ્વરાજ' જન્મ્યું તે ઈતિહાસની વાસ્તવિકતા છે.

એકસો વર્ષ પૂર્વેની એ ઐતિહાસિક ઘટનાને એકવીસમી સદીમાં પેન્ટોનવિલા જેલે કહી સંભળાવી તેનો રોમાંચ અનેરો હતો. સાબરમતી, ભાવનગર, વડોદરા, ભૂજ, તિહાડ જેલો તો જોઈ છે. માંડલેની જેલ જોવાની ઈચ્છા અધૂરી છે જ્યાં ઈચ્છા અધૂરી છે જ્યાં ટિળક અને પછી સુભાષ 'કેદી' હતા...પણ અહી દૂ...ર લંડનમાં આ કારાગારમાં તો ધિંગરાનું ખડખડાટ હાસ્ય અને તેજસ્વી બલિદાન અનુભવાતાં રહ્યાં !

**ડિસેમ્બર ૬, પેરિન નવરોજી અને વિક્ટોરિયા સ્ટેશન**

પત્રકાર અને તેમાં બેઠેલા ઈતિહાસ - પ્રેમીને સમય ક્યાંથી ક્યાં દોરી જાય છે ?

પેરિન, ગોશી અને ખુર્શીદ નવરોજી.

આ નામોની ભૂમિકા મેળવવામાં આપણને સૌને મુશ્કેલી તો જરૂર પડે પણ, લંડનનાં કેટલાંક સ્થાનોને જો વાચા મળે તો જરૂર બોલી ઊઠે : ઓહ, થ્રી સિસ્ટર્સ ફ્રોમ ઈન્ડિયા !

થ્રી સિસ્ટર્સ એન્ડ એ મધર : ગુજરાતી -પારસી મહિલાઓની આ દાસ્તાં વીસમી સદીનાં શરૂઆતનાં વર્ષોની છે. થોડીક યાદદાસ્ત પાછળ લઈ જઈએ તો 'દેશના દાદા' દાદાભાઈ નવરોજીની ત્રણ પૌત્રીઓએ એક બીજાં તેજસ્વિની ક્રાંતિકારિણી મેડમ કામાની સાથે પેરિસ, બ્રસેલ્સ, વોશિંગ્ટન, ન્યૂયોર્ક અને લંડનમાં 'સ્વાધીન ભારત'ની યુદ્ધઘોષણા કરી હતી.

લંડન-મુલાકાતની એક બપોરે અમે મધ્યવર્તી લંડનની પાર્લામેન્ટ, સ્ટ્રફાલ્ગર સ્કેવર, થેમ્સ નદીનો પુલ પાર કરીને પ્રવાસીઓ અને ઈંગ્લેન્ડવાસીઓની હલચલથી ધમધમતા વિસ્તારમાં એક જગ્યાએ આવીને ઊભા રહી ગયા.

તે હતું રેલવેની આવનજાવનથી ગાજતું વિક્ટોરિયા રેલવે સ્ટેશન.

વિક્ટોરિયા સ્ટેશન અને પેરિન નવરોજી ?

હા. દિવસ તેરમી માર્ચ, ૧૯૧૦નો.

પેરિસથી એક રેલગાડીમાં બે મુસાફરો લંડન આવી રહ્યા હતા. એક વિનાયકરાવ સાવરકર અને બીજાં પેરિન નવરોજી. બંનેના ચહેરા પર ચિંતા અને વ્યગ્રતા હતી. કારણ, છેક ભારતથી બ્રિટિશ અદાલતે લંડનનાં એક કેસ દાખલ કરાવ્યો હતો. આરોપી એકદમ સ્પષ્ટ હતા : સાવરકરે લંડનમાં શ્યામજી કૃષ્ણવર્માની સંગતે ઈન્ડિયા હાઉસને રાજદ્રોહી ગતિવિધિમાં ફેરવી નાખ્યું હતું, અહીં અભ્યાસ કરી રહેલા મદનલાલ ધિંગરાએ ઈમ્પિરીઅલ ઈન્સ્ટિટ્યૂટમાં જઈને વિલિયમ કર્ઝન વાયલીને ઠાર માર્યો હતો, લંડનમાં ૧૮૫૭ની અર્ધશતાબ્દી ઊજવી હતી, ભારતમાં ક્રાંતિકારોને શસ્ત્રોની મદદ કરી હતી...

આરોપો બીજા પણ હતા અને બ્રિટિશરોનું લક્ષ્ય એક જ હતું - કોઈપણ ભોગે 'ઈન્ડિયા હાઉસ'ને વેરવિખેર કરી નાખવું !

પરંતુ તેવું ન થાય એને માટે જલદ પ્રયાસો કરનારા ગુજરાતીઓમાં આ પારસી મહિલાઓ સૌથી વધુ સક્રિય હતી. પેરિનનો તો જન્મ કચ્છના માંડવી નગરમાં થયો હતો. જ્યાંથી ઈન્ડિયા હાઉસ અને ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટના નિર્માતા પંડિત શ્યામી કૃષ્ણવર્મા લંડન પહોંચ્યા હતા અને તેમની ઉષ્માપૂર્વકની નિશ્રામાં એક મોટું સ્વાતંત્ર્ય આંદોલન શરૂ થઈ ચૂક્યું હતું, જેને હવે રોકવું અશક્ય હતું.

**પેરિસથી એક રેલગાડીમાં બે મુસાફરો લંડન આવી રહ્યા હતા. એક વિનાયકરાવ સાવરકર અને બીજાં પેરિન નવરોજી. બંનેના ચહેરા પર ચિંતા અને વ્યગ્રતા હતી. કારણ, છેક ભારતથી બ્રિટિશ અદાલતે લંડનનાં એક કેસ દાખલ કરાવ્યો હતો. આરોપી એકદમ સ્પષ્ટ હતા**

પેરિનના પિતા અરદેશર નવરોજી કચ્છ રાજ્યના તબીબ અને સિવિલ હૉસ્પિટલના વડા હતા. ૧૮૮૮ની ૧૨ ઓક્ટોબરે માંડવી (કચ્છ)માં પેરિનનો જન્મ થયો. ૧૮૯૩માં પિતાનું અવસાન થયું એટલે અરદેશર નવરોજીનાં શિક્ષિત પત્નીને કચ્છના મહારાવે પોતાના કુમારના ખાનગી શિક્ષણમાં રોકી લીધાં. બચપણનાં સાત વર્ષ કચ્છમાં ગાળીને પછી મુંબઈની કેથેડ્રોલ હાઈસ્કૂલ અને એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણી. દાદાભાઈ તે વર્ષોમાં ઈંગ્લેન્ડમાં રાજકીય આગેવાન તરીકે સ્થાપિત થયા, ભારતીય તરીકે તેઓ ચૂંટણી જીતીને સંસદસભ્ય બન્યા અને ભારતની ગરીબી પર તથ્યાત્મક વ્યાખ્યાનો આપ્યાં જે પછીથી પુસ્તકરૂપે પ્રકાશિત થયાં.

દાદાભાઈની જેમ પારસી-રત્ન મેડમ કામા પણ મુંબઈ છોડીને યુરોપ પહોંચ્યાં હતાં. બંનેનો પરિચય શ્યામજી કૃષ્ણવર્માની સાથે થયો. 'હોમરુલ સોસાયટી'ની સ્થાપના થઈ પણ લંડનવાસી ગુજરાતીઓને ચેન ન પડ્યું. ઉદારવાદ અને અરજીપત્રકો ભરવાથી દેશની આઝાદી નહીં આવે તેવી લાગણી પેદા થઈ તેમાંથી 'ઈન્ડિયા હાઉસ'ની ક્રાંતિપ્રવૃત્તિ જન્મી. સત્તર વર્ષની પેરિને પહેલાં સોર્બો યુનિવર્સિટીમાં ફ્રેન્ચ ભાષા સાહિત્યનો અભ્યાસ કર્યો. તેની બહેન ખુર્શીદ પણ સાથે હતી, તેણે પશ્ચિમી સંગીતને આત્મસાત કર્યું. ગોશી પણ બિથોવનની ચાહક બનીને ઓપેરાની નિષ્ણાત થઈ.

મેડમ કામાએ આ યુવતીઓની જિંદગીમાં સ્વાધીનતાનો

રણકાર ઉમેર્યો. મેડમ કામાની સાથે જ આ બહેનોનો નિવાસ હતો. મેડમ કામા તો 'મધર ઓફ રિવોલ્યુશન' ક્રાંતિમાતા તરીકે ચોતરફ જાણીતાં હતાં. પેરિસમાં યે તેમણે એક વધુ ઈન્ડિયા હાઉસની સ્થાપનામાં પ્રેરણા આપી, સ્ટુટગાર્ટની આંતરરાષ્ટ્રીય સમાજવાદી પરિષદમાં પહેલવેલો ભારતીય રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. (એક બીજા ગુજરાતી ક્રાંતિકારી બેરિસ્ટર સરદારસિંહ રાણા તેમની સાથે હતા), ઈન્ડિયા હાઉસમાં દર સપ્તાહે 'ક્રાંતિસભા' યોજી, મેક્સિમ ગોર્કી સાથે પત્રવ્યવહાર કર્યો, ફ્રાંસ-જર્મની-ઈજિપ્તના ક્રાંતિકારોને એકત્ર કર્યા... આ દરેક કામોમાં નવરોજી-ભગિનીઓ સક્રિય હતી, તેની દુર્ભાગ્યે આપણા દસ્તાવેજોમાં ખૂટતી કડી છે.

અમારી નજર સામે આધુનિક વિક્ટોરિયા રેલવે સ્ટેશનનું પ્લેટફોર્મ હતું. અનેક પ્લેટફોર્મ પરથી ટ્રેનો આવતી-જતી દેખાતી હતી. મુસાફરો નજીક અને દૂરના ઠેકાણે જતા-આવતા, ઊતરતા સ્વજનોને ગળે લગાવતાં, પ્લેટફોર્મ પરની ઘોષિત સૂચનાઓને સાંભળતા હતા...

પણ, મારું મન બરાબર એકસો વર્ષ પહેલાંના માર્ચની બારમીએ પહોંચી ગયું. બ્રિટિશ છાપાંઓ જેના SAVARKAR નામને 'SA-WAR KAR' માં બદલાવીને 'WAR' નો અંદાજ આપતા હતા તેવો છવ્વીસ વર્ષનો યુવક પકડાઈ જાય, બ્રિટનથી સીધો હિન્દુસ્તાન મોકલી દેવાય, ત્યાં તેનો મુકદ્દમો ચાલે...આવી નેમ સાથે સ્ટેશનના પ્લેટફોર્મ પર બ્રિટિશ પોલીસોનું ધાડું ઊતરી પડ્યું હતું. હજુ તો થોડાક દિવસ પહેલાં આ યુવાને બ્રાઈટનના સમુદ્રતટે બેસીને 'સાગરાસ' (સમુદ્રને) ગીતની રચના કરી હતી (આ ગીતને લતા મંગેશકર અને સુધીર ફડકેએ થોડાંક વર્ષો પહેલાં સ્વર આપ્યો ત્યારે લોકો તે સાંભળીને રડ્યા અને રોમાંચિત થયા.), ગાંધીજીની સાથે નિઝામુદ્દીન રેસ્ટોરન્ટમાં વિજયાદસમી ઉત્સવ પર બોલ્યા હતા, 'રેડ લાઈન પેસેજ' નામની ગંદી વસતિમાં જર્મન મહિલાને ત્યાં ભૂગર્ભવાસ કર્યો હતો, પેરિસ જઈને રાણા-કામા-શ્યામજીની સાથે આગામી યોજનાઓ બનાવી હતી.. તેની ધરપકડ ! પેરિન તેની સાથે હતી એટલે તેની યે પૂછપરછ થઈ. હા, હું દાદાભાઈની પૌત્રી છું. ફ્રાંસમાં ભણું છું, સાવરકરથી પરિચિત છું...તેણે ખુલ્લી રીતે કહ્યું અને પછી તો જેલવાસી સાવરકરને મળવા પણ ગઈ.

**બ્રસેલ્સમાં 'ઈજિપ્શીઅન' નેશનલ કોંગ્રેસમાં નવરોજીબહેનોએ ભાગ લીધો, ભાષણ કર્યા અને 'વંદેમાતરમ્' ગાયું હતું. આજનાં ઈજિપ્તનાં જનાંદોલનનાં મૂળિયાં ત્યાં પડ્યાં હતાં. મિસ પેરિનના જીવનનો ઉત્તરાર્ધ મુંબઈમાં ગાંધીજીના આંદોલન સાથે વીત્યો**

બ્રસેલ્સમાં 'ઈજિપ્શીઅન' નેશનલ કોંગ્રેસમાં નવરોજીબહેનોએ ભાગ લીધો, ભાષણ કર્યા અને 'વંદેમાતરમ્' ગાયું હતું. આજનાં ઈજિપ્તનાં જનાંદોલનનાં મૂળિયાં ત્યાં પડ્યાં હતાં.

મિસ પેરિનના જીવનનો ઉત્તરાર્ધ મુંબઈમાં ગાંધીજીના આંદોલન સાથે વીત્યો એ વળી એક વધુ રસપ્રદ પ્રકરણ છે.

ડેવિડ ગાર્નેટની એક નવલકથા છે - 'ધ ગોલ્ડન ઈકો'. જો તમે વીસમી સદીના પ્રારંભે સક્રિય આ તેજસ્વી પાત્રો - સાવરકર, શ્યામજી, મેડમ કામા, નવરોજી બહેનો, ધિંગરા- વગેરેને ક્રાંતિની રસપ્રદ ગતિવિધિમાં સામેલ થયેલાં જાણવા માગતા હો તો, આ નવલકથા જરૂર વાંચજો. ડેવિડ પણ આ બધાનો સમકાલીન લેખક હતો !

**છેલ્લો દિવસ, ૨૦૦૯ લંડન : નિરુત્તર પ્રશ્નાર્થની યાત્રા !**

લંડનની સહેલગાહે જનારને 'લંડનમાં ગુજરાત'ને જાણવા-માણવા મળે છે. પણ જો તેમણે 'સ્વાતંત્ર્યકથાના ગુજરાતીઓનું લંડન' ઓળખવું હોય તો આટલાં સ્થાનોએ અવશ્ય જવું જોઈએ.

૬૫ ક્રોમવેલ એવેન્યુ, ૭૮ લાન્સેસ્ટર રોડ, નોટિંગ હિલ, ૯૮ લાન્સેસ્ટર રોડ, ટોટન હામ કોર્ટ રોડનું મેદાન, ઈમ્પિરિઅલ ઈન્સ્ટિટ્યૂટ, કેકસ્ટન હોલ, પેન્ટોન વિલા જેલ, ૧૨૮ હોલાંડ પાર્ક એવેન્યુ, લિંકન્સ ઈન, એડિનબરો યુનિવર્સિટી, ઈન્ડિયન રેસ્ટોરન્ટ, સાફટબરી એવેન્યુ, હાઉસ ઓફ કોમન્સ, વિક્ટોરિયા રેલવે સ્ટેશન, ૭ એશેડેલ એવેન્યુ ચીસવિક રોડ, સિરેન્સ્ટર કોલેજ, ૧૪૦ સિંકલેર રોડ, ૧૨ ગોર્ડસ સ્ટ્રીટ, ગોર્ડન સ્કવેર...

આ યાદી પણ અધૂરી છે પણ તેનો અતીત રોમાંચક અને આશ્ચર્યસ્તબ્ધ કરી મૂકે તેવો છે. આ સ્થાનોએ ૧૯૦૫થી ૧૯૩૦ સુધી ભારતની સ્વાતંત્ર્ય કથાનાં આજ સુધી અ-જાણ પ્રકરણો રચાયાં હતાં. તેના મુખ્ય નાયકો ગુજરાતીઓ હતા, જેમણે દેશ-પરદેશનાં અનેક ક્રાંતિવીરોની સાથે સંપર્ક કરીને તેમની પ્રવૃત્તિમાં મદદ કરીને, સંગઠનો સ્થાપીને, ઉત્સવો ઊજવીને, લેખો લખીને, પુસ્તકો લખીને, સભાઓ ભરીને અને જરૂરત પડયે ગોળી ચલાવીને બંદી દેશના અવાજને દુનિયામાં ગાજતો કર્યો હતો. આ સ્થાનોમાં કેટલીક જેલો છે, કેટલીક સભાખંડો છે અને કેટલાંક એવા ખાનગી નિવાસો પણ છે, જ્યાં ક્રાંતિકારો ગુપ્ત અને ખુલ્લી રીતે રહ્યા, ફાંસી અને, બીજી સજાઓ મેળવી.

એક નિઝામુદ્દીન રેસ્ટોરન્ટ કે ભારતીય રેસ્ટોરન્ટ હવે તો રહી નથી પણ તે જગ્યાએ ૧૮૫૭ના વિપ્લવની અર્ધશતાબ્દી ઊજવાઈ હતી, પહેલો રાષ્ટ્રધ્વજ ફરકાવાયો હતો. 'વંદે માતરમ્' ગવાયું હતું. સત્તાવનમાં બે પ્રતીકો રોટી અને કમળ-

વિતરિત થયાં હતાં. ધન દેવી નામની એક સંપન્ન મહિલાએ 'યારે હિન્દ' નામના નાના સોનેરી ચંદ્રકો વિદ્યાર્થીઓને વિતરિત કર્યા હતા. ખમીસના કે કોટના બટન પર પહેરીને ફરનારા આ યુવકોને બ્રિટિશ યુવાનો સાંખી શક્યા નહીં અને સામસામી હાથાપાઈ પણ થી !

આ યુવકો મદનલાલ ધિંગરાના મિત્રો હતા. શ્યામજી કૃષ્ણવર્મા, સરદારસિંહ રાણા, મેડમ કામાનાં નામોથી આપણે પરિચિત છીએ પણ બીજા કેટલાક ગરવા ગુજરાતીઓ ?

એ હતા નીતિસેન દ્વારિકાદાસ-મુંબઈના નળ બજારના જાણીતા કાપડના વેપારી દ્વારિકાદાસ લલ્લુભાઈના પુત્ર. શ્યામજી કૃષ્ણવર્માનાં પત્ની ભાનુમતીના ભત્રીજા-ભાઈ થાય. ૧૯૦૨માં એ કાનૂનના વિદ્યાર્થી તરીકે લંડન પહોંચ્યા. 'ઈસ્ટર્ન એક્સપોર્ટ ઈમ્પોર્ટ કંપની' સ્થાપી. કામ ક્રાંતિપ્રવૃત્તિનું. ૧૯૦૭ સુધી 'ઈન્ડિયા હાઉસ'ના મંત્રી રહ્યા. ટિળક મહારાજ પર મુંબઈમાં ચાલેલા મુકદ્દમાની વિગતો આપતા પુસ્તકની ૨૫૦ નકલો લંડનના સ્વાતંત્ર્યવાદીઓમાં વિતરિત કરી. તેમના નિવાસસ્થાન ૧૨૮ હોલાંડ પાર્ક એવન્યુમાં ક્રાંતિકારોની બેઠકો નિયમિત મળતી. 'હિન્દ નેશનાલિસ્ટ એજન્સી'ની પણ સ્થાપના કરી.

**જે.એમ. પરીખે ક્રાંતિકારોને તમામ પ્રકારની કાનૂની મદદ પૂરી પાડી. ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ પર પ્રતિબંધના ઓળા ફેલાયા તો તેની સામે લડ્યા. લોકમાન્ય ટિળક સામેના મુકદ્દમા માટે ભારત આવ્યા. સાવરકર વિરુદ્ધના બ્રિટિશ આરોપોને પડકાર્યા.**

લિંકન્સ ઈનમાં બેરિસ્ટર બનેલા નીતિસેને ૧૯૦૯માં મદનલાલ ધિંગરાને ફાંસી મળે તે પછી તેમનો મૃતદેહ સોંપવા અરજી કરી હતી. જવાબમાં નીતિસેન પર વોરંટ બજ્યું ! માર્સેલ્સે બંદરગાહે સમુદ્રભૂસકો મારીને ફ્રેન્ચ ધરતી પર દોડેલા બ્રિટિશ રાજબંદી સાવરકરને છોડાવવા હેગ અદાલતમાં આ ધારાશાસ્ત્રી પહોંચ્યા હતા. ભારતમાં તો તે ક્યારેય પાછા આવી શક્યા નહીં અને લંડન-પેરિસમાં જ રહેલા.

એવા જ બીજા, ભૂલાયેલા ગુજરાતી દેશભક્ત હતા જેઠાલાલ મોતીલાલ પરીખ. કઠલાલ (કપડવંજ પાસે) માં જન્મ્યા. ઈંગ્લેન્ડ જઈને અંગ્રેજ સ્ત્રીની સાથે લગ્ન કર્યા. બેરિસ્ટર-એટ-લૉ બન્યા.

૯ મે, ૧૯૦૫ના ઈન્ડિયન રેસ્ટોરન્ટ, સાફ્ટસબરી એવેન્યુમાં એક મેળાવડો થયો. ૧૮૫૭ની અર્ધશતાબ્દીની પૂર્વસંધ્યાએ તેની ઉજવણીના સમારોહમાં અધ્યક્ષસ્થાને જેઠાલાલ મોતીલાલ ઉર્ફે જે.એમ.પરીખ હતા. પ્રમુખ તરીકે તેમણે ઉદારવાદી અંગ્રેજ એચ.એમ.હિંડમેનનો દીર્ઘ પત્ર આ સભામાં વાંચ્યો ને પછી જણાવ્યું કે ગુલામ રહેવા કરતાં દેશે બલિદાન આપવાના માર્ગે આગળ વધવું જ પડશે.

જે.એમ. પરીખે ક્રાંતિકારોને તમામ પ્રકારની કાનૂની મદદ પૂરી પાડી. ઈન્ડિયન સોશ્યોલોજિસ્ટ પર પ્રતિબંધના ઓળા ફેલાયા તો તેની સામે લડ્યા. લોકમાન્ય ટિળક સામેના મુકદ્દમા માટે ભારત આવ્યા. સાવરકર વિરુદ્ધના બ્રિટિશ આરોપોને પડકાર્યા. બિપીનચંદ્ર પાલની સાથે 'હિન્દ બિરાદરી'ની સ્થાપના કરી.

આ બધા 'ઈન્ડિયા હાઉસ' જેવાં ક્રાંતિતીર્થની સાથે સંકળાયેલા, વીસમી સદીના પ્રારંભ સમયના મહા-ગુજરાતીઓ!

બીજાં કેટલાંક ભુલાયેલાં નામોના સ્મરણ સાથે લંડનયાત્રાની આ ભ્રમણકથાનું સમાપન કરીએ : નટવરલાલ વિનાયક આચાર્ય (પાટણ) એમ.એસ. અન્સારી (ખૈરપુર સિંધ), મંચેરશા બરજોરજી ગોદરેજ (મુંબઈ) ગોવિંદ અને ચતુર્ભુજ અમીન (વીરસદ-બોરસદ) મંચેરશા સોરાબજી માસ્ટર (મુંબઈ) શાપુરજી દોરાબજી સકલાતવાલા (અમદાવાદ).

એવું નથી લાગતું કે લંડનમાં (બેશક, વિદેશોમાં બીજે પણ) ભારતીય આઝાદી જંગનો ઈતિહાસ રચાયો તેમાં ગરવા ગુજરાતીઓની સંખ્યા અને પ્રવૃત્તિ બંને માતબર હતાં ?

અને જો 'હતાં' શબ્દ પ્રયોજીએ તો તેમનાં આ સ્થાનોમાંથી કેટલાક (જેમ કે, પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું નિવાસસ્થાન, ઈન્ડિયા હાઉસ, જ્યાં પહેલવેલી ૧૮૫૭ની ઉજવણી થઈ તે રેસ્ટોરન્ટ વગેરે)ને સ્વાતંત્ર્યસ્મારક બનાવવા માટે સમાજ અને શાસને કંઈ કરવું જોઈએ કે નહીં ?

લંડનના ડિસેમ્બર-પ્રવાસમાં આ સવાલો ઊઠ્યા હતા અને હજુ નિરુત્તર પ્રશ્નાર્થની યાત્રા જેવા બની રહ્યા છે ! પરંતુ એ સદ્‌ભાગ્ય છે કે અહીં, માંડવી-કચ્છમાં ભવ્ય ક્રાંતિતીર્થનું નિર્માણ થઈ ચૂક્યું, ૨૦૧૧માં તેનું એટલું જ ભવ્ય (૪૦,૦૦૦ લોકોની ઉપસ્થિતિમાં) લોકાર્પણ યોગ્ય હાથોથી થયું. 'યોગ્ય' શબ્દ અતિશયોક્તિ વિનાનો છે. છેક ૧૯૬૭થી, અમદાવાદની સલાપસ માર્ગ પરની 'મનસૂરી બિલ્ડિંગ'ના પહેલા માળે અંધારિયા 'સાધના' કાર્યાલયમાં બેસીને અમે સ્મારકની મથામણ કરતાં, તેમાં પ્રચારક નરેન્દ્ર મોદી સામેલ હતા, સમય જતાં તેમણે ગુજરાતના મુખ્યપ્રધાનનું સ્થાન લીધું અને શ્યામજીનાં અસ્થિ લાવ્યા પછી આ મહાન સ્મારક બનાવડાવ્યું.

*૩૬, સાકેત રો-હાઉસ,*
*મેમનગર, અમદાવાદ-૫૨*
*મો - ૯૪૨૭૮૦૪૭૨૨*

# આદિગુરુ રામાનંદનું તેજસ્વી અનુસંધાન ઉગમસાહેબ : તથ્ય અને તત્ત્વ

*– ડૉ. બળવંત જાની*

**છે**લ્લાં પાંચેક વર્ષથી હું રવિસાહેબકૃત 'ભાણપરચરી'ની હસ્તપ્રતના સંપાદનમાં ક્રિયાશીલ છું. એ રચના ભાણસાહેબના અધિકૃત જીવન માટેનો મોટો દસ્તાવેજી આધાર છે. એમાં રવિસાહેબે પોતાના ગુરુના જીવનસંદર્ભોને ઉપરાંત તત્કાલીન સમાજદર્શનના નીજ અનુભવ અને નિરીક્ષણો આલેખેલાં હોઈને એ રચના ઘણી મહત્ત્વની ગણાય.

મૂળભૂત રીતે રામાનંદ શિષ્ય કબીરની બહુ મોટી શિષ્ય પરંપરાએ જ્ઞાતિ-જાતિના ભેદ તોડ્યા એનું ગુજરાતના સંત સમાજપરંપરામાં સીધું અનુસરણ અવલોકવા મળે છે. કબીરના એક શિષ્ય પદ્મનાભની શિષ્ય પરંપરામાં ષષ્ટમદાસના શિષ્ય ભાણસાહેબની શિષ્ય પરંપરામાં હીરસાગર સાહેબ શિષ્ય ઉગમસાહેબના જીવનના તથ્ય સંદર્ભે તથા એમની સાધના ધારાના તત્ત્વસંદર્ભે મારો સ્વાધ્યાય પ્રસ્તુત કરવાનો ઉપક્રમ અહીં જાળવ્યો છે.

**મૂળભૂત રીતે રામાનંદ શિષ્ય કબીરની બહુ મોટી શિષ્ય પરંપરાએ જ્ઞાતિ-જાતિના ભેદ તોડ્યા એનું ગુજરાતના સંત સમાજપરંપરામાં સીધું અનુસરણ અવલોકવા મળે છે. કબીરના એક શિષ્ય પદ્મનાભની શિષ્ય પરંપરામાં ષષ્ટમદાસના શિષ્ય ભાણસાહેબ**

* * *

જીવનમાં ડેવિએશન - ફંટાવું કે ઉફરાં જવું-ઘણું મોટું પરિબળ ગણાય. ભક્તિમાં આ ઉફરાં જવાની કે ફંટાવાની પરંપરાનું આરંભબિંદુ રામાનંદ છે. રામાનંદ ફંટાયા અને ભારતીય સમાજ વ્યવસ્થામાં નવી મુદ્રા રચાઈ. શિષ્ટ-પ્રશિષ્ટ ધર્મ-સંપ્રદાયના પ્રાચીન માળખામાં એક નવા ભક્તિમાળખાનો આરંભ થયો અને એને લોકધર્મ-લોકસંતો એવી સંજ્ઞા મળી. નામવરસિંહ જેવા આ લૌકિકધર્મ, સંસ્કૃતિ અને એની નીપજરૂપ સાહિત્ય પરંપરાને 'દુસરી પરંપરા' સંજ્ઞાથી ઓળખાવેલ. પરશુરામ ચતુર્વેદી જેવા હિન્દીના મોટા ગજાના સંશોધકે આ લોકસંતો અને એમની વાણીનો મહિમા સ્થાપિત કરવામાં બહુ મોટું યોગદાન અર્પેલ છે.

આભડછેટ અને છૂતાછૂતના એ જમાનામાં ૧૮૭૬માં ઉગારામનો જન્મ. ગોંડલ સ્ટેટના ગોંડલી નદીકાંઠાના બાંદરા ગામે વણકર વ્યવસાયમાં રત કુટુંબ ડાહ્યાભાઈ ભારાભાઈ મકવાણા રહે એમના પત્નીનું નામ જાલુમા. હાથ વણાટનું કાપડ વણે અને ખેતમજુરી દ્વારા કુટુંબ નિર્વાહ ચાલે. એમના ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ. ત્રણ ભાઈઓમાં સૌથી નાના ઉગારામ. ગામઠી ધૂળી નિશાળમાં મૂળાક્ષરોનું શિક્ષણ રવિભાઈ નામના મહેતાજી પાસેથી મૂળાક્ષરોનું અને અંકશિક્ષણનું પ્રારંભિક જ્ઞાન મેળવીને આપમેળે લખતા-વાંચતા થયેલા.

નિમ્નવર્ણ-જ્ઞાતિનો સમાજ કંઈ મોટા આચાર્ય સંતો ભગવંતોની નિશ્રામાં રહીને ઉપદેશ ન મેળવી શકે. પણ રામાનંદ અનુપ્રાણિત લોકસંતો-લોકધર્મોની પરંપરામાં એમને ભજન સદુપદેશ કે જ્ઞાનસત્સંગ દ્વારા પ્રાપ્ત થાય. આવા એક એ સમયના સુખ્યાત સંત બાપુ બાળકસાહેબનો સત્સંગ ડાહ્યાભાઈ મકવાણાને સુલભ થયેલો. ઉગારામ અક્ષર ઉકેલતા થયા, ઉછેરમાં તો રમવું, ખાવું અને ઊંઘવું. જાલુમાએ બનાવી રાખેલા રોટલા સન્મિત્રોને સાથે રાખીને સહભોગ કરાવવાનું બાળસહજ પ્રકૃતિથી ઉફરું અન્યને આપી દેવાનું વલણ ઉગારામની ઉચ્ચકોટિના આત્માની પરિચાયક બાબત છે. ખાતા-રમતા સમય પસાર કરતા ઉગારામને એકવાર પગમાં ઝીણી અણીદાર કાંકરી ખૂંપી ગઈ. પડી ગયા અને ઘૂંટણમાં થયેલી ઈજાથી પગમાં કાયમી ખોડ આવી ગઈ.

કોઈક એકાદ ભજનશ્રવણ-સત્સંગ પછી પતિ-પત્નિએ બાપુ બાળકસાહેબ સમક્ષ દીકરા ઉગારામને પગે લગાડીને આશિષ માગેલા અને ખોડંગાતા પગની ચિંતા રજૂ કરેલી. સામુદ્રિકશાસ્ત્રના જ્ઞાતા બાપુ બાળકસાહેબે ઉગારામને અવલોકીને કહેલું કે આ દીકરો તો મોટો સંત થશે, કેટલાય જીવોનો ઉદ્ધાર કરશે. અવતારી આત્મા છે. આખા જગતમાં પૂજાશે અને એમની નામના થશે.

માતા-પિતા વૃદ્ધ પણ મોટાભાઈ લીંબાભાઈનું અનુજબંધુ ઉગારામ ઉપર અપાર વાત્સલ્ય. ઉગારામને તરુણાવસ્થા દરમ્યાન જ પારંપારિક વ્યવસાયમાં જોતરાવાનું બન્યું પણ મન લાગે નહીં. એક દિવસ કોઈને કહ્યા વગર ટીંબીધારે એકાંત સમયે ઘંટીનું પડ ઉપાડીને એક પગે ઊભા રહીને સાધના-તપ કરવા નીકળી પડેલા. બે દિવસ થયા ઉગારામ ક્યાંય નજરે

ન પડતા કુટુંબીજનોએ શોધ આદરી. બધે ઘૂમી-ફરી વળ્યા. ફરતા-શોધતા લીંબાભાઈએ ટીબીધારે એકપગે ઊભા રહીને આકરું તપ કરતાં જોયા. સમજાવ્યો. આમ અવાવરું સ્થાનકે રહીને તપ-આરાધના-સાધના કરવી, ભૂખ્યું-તરસ્યું રહેવું એનાં કરતા ઘેરે રહીને તમે આ બધું કરો. કોઈ નહીં ટોકે. અમને તમે નજર સામે હો એટલે નિરાંત રહે. ઉગારામ માની ગયા. ઘરે પરત થયા. કામધંધામાં જોતરાયા. સેવાપૂજા કરે અને એકનિષ્ઠ ભાવે પરંપરિત વ્યવસાયમાં ક્રિયાશીલ રહે.

મોટાભાઈ લીંબાભાઈને થયું કે ઉગાભાઈનું માગું તો જાલુમાએ પોતાના મોટાભાઈ લખ્મણભાઈ નવાગામ નિવાસી હતા તેની સોનબાઈ નામની દીકરી સાથે નાખેલું. પણ એ ઘોડિયામાં ઉછરતાં સંતાનોની મીઠીજીભ આપી હોય ત્યારે તો ઉગાને કંઈ ખોડ પણ ન હતી. હવે આ ખોડંગાતા પગવાળા ઉગા માટે મામા કંઈ હા ન પાડે. પણ પૂછવામાં શું જાય છે, માનીને મામા પાસે નવાગામ ગયા. ભાણાભાઈ આવ્યા જાણીને મામા-મામીએ હરખ પ્રગટ કરીને આતિથ્ય કર્યું. લખમણમામાને હિંમત કરીને ભાણેજ લીંબાભાઈએ કહ્યું, ''મામા ઉગો હવે જુવાન થયો છે પણ પગે ખોડ છે એટલે અમે તમને કહેતાં ખચકાઈએ છીએ.'' મામાએ કહ્યું, ''અરે ભાણાભાઈ શરીર છે તે લાગે-વાગે છે. ખોડખાંપણ આવે, લગ્ન પછી કંઈ થયું હોત તો શું કરત. આપણો સંબંધ છે જ.'' સોનબાઈની સંમતિ જાણવાનું લીંબાભાઈએ કહ્યું તો પ્રત્યુત્તર મળ્યો કે તમારા મામીએ વાત કરેલી એને કોઈ પ્રશ્ન નથી એ સંમત જ છે.

**ઉગારામે ઘરસંસાર માંડ્યો પણ ભક્તિભાવના અને સાધના તરફની અભિમુખતા ચિત્તમાંથી ખસી નહોતી. એક રાત્રે બધું છોડીને ગૃહત્યાગ કર્યો. બધા શોધે ક્યાંય ભાળ ન મળે. અઠવાડિયા-દશ દિવસ પછી વસ્તડીની ધારે થોરના ઝૂંડની આડશે સાધનામાં બેઠેલા મળી આવ્યા**

લખમણમામા અને મંહિદેમામી બાંદરા આવ્યા. કુટુંબીજનો સાથે મળીને વેવિશાળ-વિવાહ બધુ નક્કી કર્યું.




એકાદ વર્ષમાં તો લગ્ન પણ ગોઠવાયા. સોનબાઈની પતિ પરત્વેની આદરભાવના-પતિપરાયણ જીવન અને કામધંધામાં સહભાગીતાથી કાપડવણાટનું કામ વખણાવા લાગ્યું.

* * *

ઉગારામે ઘરસંસાર માંડ્યો પણ ભક્તિભાવના અને સાધના તરફની અભિમુખતા ચિત્તમાંથી ખસી નહોતી. એક રાત્રે બધું છોડીને ગૃહત્યાગ કર્યો. બધાં શોધે ક્યાંય ભાળ ન મળે. અઠવાડિયા-દશ દિવસ પછી વસ્તડીની ધારે થોરના ઝૂંડની આડશે સાધનામાં બેઠેલા મળી આવ્યા. સમજાવીને ઘેર લાવ્યા. સોનબાઈએ કહ્યું, 'ભગત ભક્તિમાં તો મારું ય મન છે. પ્રભુભજનથી ઉત્તમ અન્ય કશું જ નથી. આપ ઘેર રહીને પ્રભુ ભજન કરો સાથે હું પણ જોડાઈશ ને બનતી સેવા કરીશ.' બન્નેનું પ્રભુભજન અને વણાટકામ સરસ રીતે ચાલતું. સમય જતાં ઉગારામને થયું કે મામાને ગામ નવાગામ આપણે રહેવા જઈએ. અહીં સંકડાશ પણ છે દંપતી નવાગામ લખમણમામાની નજીક મકાન રાખીને પોતાનું વણાટકામ અને પ્રભુ ભજન કરતા થયા. વણાટકામનો ધંધો ઘણો સારો ચાલતો. પુત્રજન્મ થયો. મેઘો નામ રાખ્યું. એ પછી પમુબહેન, સજુબહેન, ભલાભાઈ અને દેવુબહેન આમ કુલ પાંચ સંતાનો થયા. નવાગામમાં બધી રીતે ખૂબ સમૃદ્ધ થયા પછી પુનઃ પોતાને મૂળવતનમાં બાંદરા સ્થિર થવાનું વિચારીને પરિવાર સાથે મામાની વિદાય અને આશીર્વાદ લઈને બાંદરા આવીને ક્રિયાશીલ થયા. પોતાની માલિકીનું મકાન બનાવવાની ઈચ્છા હતી ત્યાં પડોશમાં જ સુવિધાવાળું એક મકાન એ જમાનામાં એટલે કે ઈ.સ. ૧૯૧૪માં રૂપિયા એકવીશમાં ખરીદ કર્યું.

* * *

ગૃહસ્થાશ્રમ ધર્મ, નીજ વ્યવસાય અનો સદ્‌ગુરની શોધ સિવાય કોઈ બીજી-ત્રીજી પ્રવૃત્તિમાં ઉગારામ લપેટાયા નહીં. અંતે ઈ.સ. ૧૯૧૫ વિક્રમ સંવત ૧૯૭૧માં એમને રાજકોટમાં વણકરવાસમાં અમરાબાપા અને રાજીમા પાસે અનાથ બાળક તરીકે ઉછરેલા તથા પડોશી કુંભારભગત કરમશી બાપા કે જેઓ રવિસાહેબના શિષ્ય મોરારશિષ્ય આણંદરામથી દીક્ષિત હતા તેમની સંગતથી રવિ-ભાણ પરંપરાની ભક્તિના-સાધનાના માર્ગના પ્રવાસી

હીરસાગર કે જેમનાં વોરા કોટડા ગામે લગ્ન થયેલાં તથા પાવરહાઉસની નોકરી કરતા, આણંદરામ કૃપાએ રવિ-ભાણ શિષ્ય પરંપરાની નામ છાપ હીરસાગર ગુરુ રૂપે ઉગારામને પ્રાપ્ત થઈ. એ રીતે ઉગારામ ભાણસાહેબની સાતમી પેઢીએ શિષ્ય ગણાય.

હીરસાગર દ્વારા ઉગારામને સદ્ઉપદેશ ખૂબ પ્રાપ્ત થયો. શિષ્યત્વ પ્રાપ્ત થયા પછી સત્સંગ મહિમા અને ભજનવાણીનું ગાન તથા સનાતન ધર્મના સંતો, મહાત્માઓ અને ઋષિઓના પ્રદાનનું ચિંતન સિવાય પાંચમી કોઈ પ્રવૃત્તિ ઉગારામને હતી નહીં. કુટુંબનું ભરણપોષણ, સંતાનોનો ઉછેર, સદ્‌ગુરુ હીરસાગરનો સત્સંગ અવિરતપણે ચાલતો. હીરસાગર ગુરુએ કથેલું કે અહીંથી દક્ષિણ દિશાના પંથકમાં તમે સત્‌નો સંદેશો ફેલાવવા સમર્થ બનશો. કોઈ પઠાણ મુસ્લિમ તમારું શિષ્યત્વ પ્રાપ્ત કરશે અને તમારી સમક્ષ અઢારેય વર્ણના, વિભિન્ન વર્ગના સમાજના ગુણીજનો જ્ઞાતિ-જાતિના ભેદ-વાડાબંધી-ભૂલીને એક પંગતે અને એક પ્યાલે ભાવ ધારણ કરશે.

ઉગારામ, હીરસાગર ગુરુના આવા ઉમદા અને ઉચ્ચ પ્રકારના આશીર્વાદ પછી પણ અત્યંત વિનીતભાવે, વિનમ્રવૃત્તિથી જીવનવ્યવહારમાં પોતે સાવ સામાન્ય છે એવાં સરળ વ્યવહાર, વાણી અને વર્તન પ્રગટાવતા રહેલા.

**ઉગારામ, હીરસાગર ગુરુના આવા ઉમદા અને ઉચ્ચ પ્રકારના આશીર્વાદ પછી પણ અત્યંત વિનીતભાવે, વિનમ્રવૃત્તિથી જીવનવ્યવહારમાં પોતે સાવ સામાન્ય છે એવાં સરળ વ્યવહાર, વાણી અને વર્તન પ્રગટાવતા રહેલા**

* * *

થાણાદેવડી અમરનગરના પૂંજા પઠાણ પ્રકૃતિથી પૂરા ધાર્મિક, ભજનો ગાય અને માતાજીના નોરતાના ગરબા પણ ગાય, પરંતુ વૃત્તિથી શિકારી, હિંસક. એક વખત બાવળના છાંયે બેઠેલ હરણની ઉપર બંદૂકનું નિશાન તાકીને ગોળી છોડી ત્યાં હરણને બદલે કોઈ સંત-મહાત્મા દેખાયેલા. ગભરાયેલા પુંજાબાપા પઠાણ બાવળના છાંયે પહોંચ્યા તો હરણ નહીં અને કોઈ સંત પણ નહીં. પુંજાબાપાને થયું કે મારી બંદૂકને બહેરી ને બોદી બનાવનાર કોણ ? ક્યાં ગુમરાહ થઈ ગયા. મારે ગોતવા પડશે. શિકાર કરવાની વૃત્તિ કાયમ માટે નાશ પામી ગઈ. બધાને અચરજ થયેલું. કર્મનો ઉદય થયો અને ભક્તિનો રંગ વધુ દઢ થતો ગયેલો.

એક વખત પોતાના સગાસંબંધી ડાહ્યાભાઈને ગામ અમરનગર-થાણાદેવડી-મુકામે પાટપૂજાનો પ્રસાદ લેવા અને સત્સંગ માટે ઉગારામ ઉપસ્થિત હતા. ડાહ્યાભાઈના ગુરુ વીરદાસ પણ ગુરુ હોવાથી પધારેલા. ઉગારામને સત્સંગ કરાવતા જોઈને માર્મિકતા અને કટાક્ષથી બોલેલા કે 'માસ્તર કરતાં નિશાળિયા આગળ હોય' ઉગારામે સત્સંગના, ભક્તિ ઉપાસનાના બળે સરળતાથી અને દઢતાથી પ્રત્યુત્તર આપતા કહેલું કે 'માફ કરજો અદા, પણ માસ્તર તો એકડિયા ભણાવતા રહે અને નિશાળિયો આગળ વધીને મોટો સાહેબ થઈને આવે ત્યારે એકડિયા ભણાવતા માસ્તર તો ત્યાં ને ત્યાં જ હોય. એટલે એક વખતના નિશાળિયાને હવે સાહેબ રૂપે સ્વીકારીને ખુરશી ધરે' વીરદાસ મહાત્માનો મનનો ભેદ આ સંવાદથી અડધો ભંગાયો ત્યાં પાટમાંની જે પાંચ જ્યોત હોય એમાંની ચાર ખૂણાની ચાર પણ વચ્ચેની વચલી જ્યોતને જેહળ જ્યોત કહેવાય છે એ ફેલાણી ને પાટ સળગ્યો. વીરદાસથી રાડ પડાઈ ગઈ કે 'ઉગાભાઈ દોડજો' ઉગારામ કહે 'અલખધણીનું ને-સદ્‌ગુરુનું નામ લઈને અબીલ છાંટો, બધું શાંત થઈ જશે.' વીરદાસ કહે 'ઉગાભાઈ આપ જ છાંટો.'

ઉગારામે સદ્‌ગુરુ મહારાજનું નામસ્મરણ કરીને અબીલની એક અંજલિ છાંટી ને આગ લુપ્ત થઈ ગઈ. માત્ર પાંચા જ્યોત જ રહી. વીરદાસ મહારાજનો ઉગારામ વિશેનો સંશય ભાંગી ગયો. નિમ્નવર્ણની વ્યક્તિ ધર્મસાધનાથી, તપથી, સ્વાધ્યાયથી અને દઢ મનોભાવના સદ્‌વ્યવહારથી વર્તન, અને વાણી દાખવીને ઉચ્ચ વર્ણ-વર્ગનો સમાદર પ્રાપ્ત કરીને સમરસ વાતાવરણનું નિર્માણ કરે એ સંવાદિતાના પ્રદાતા, ઉદ્‌ઘાટક અને પ્રસારક ઉગમરામ. એમનું અમરનગરની દક્ષિણ દિશા તરફનું પરિભ્રમણ-પ્રબોધ એ રવિભાણ પરંપરાનું દક્ષિણાયન છે.

ઉચ્ચ વર્ણના રામાનંદે નિમ્ન વર્ણને શિષ્યત્વ અર્પવા ઉત્તરાયણ તરફ નિષ્કાસન કર્યું. આ નિમ્ન વર્ણના ઉગારામે ઉપાસના-સાધના-તપ અને ચિંતન સત્સંગથી ઉચ્ચ વર્ગના-વર્ણના નાદશિષ્ય લાભુદાદા, પૂંજાબાપા, અમરુબાપુ, ત્રંબકબાપા, જીવાબાપા, કરમશીબાપા અને બુંદશિષ્ય ભલારામ બાપાને પ્રબોધીને જે સામાજિક સંવાદિતા, સમરસતા અને સમભાવિતાની સ્થાપના કરી એ રવિભાણ પરંપરાના આદિગુરુ રામાનંદને કરેલું મહાન ભક્તિતર્પણ છે. આદિગુરુની ઇચ્છાને

ભારે પ્રભાવક રીતે તેમણે વહાવી અને જીવંત પરંપરા રૂપે સ્થાપીને ઉગારામ એક બળવાન અને તેજસ્વી અનુસંધાન તરીકે એમની વ્યક્તિમતાને આવા તથ્ય દ્વારા ગુરુ હીરસાગરકૃપાએ- આદિગુરુ રામાનંદની મનોભાવનાને સફળતાપૂર્વક પાર પાડી, અને જીવંત પરંપરા રૂપે આજે બુંદશિષ્ય ભલારામબાપાના બુંદશિષ્ય ગોરધનબાપા દ્વારા બાંદરા મુકામે તથા નાદશિષ્યો પુંજલપીર-પૂંજાબાપાના નાદશિષ્ય હરજીવનબાપાના નાદશિષ્ય દેવારામબાપાના નાદશિષ્ય જયંતીબાપા દ્વારા ભેડા અપળિયા મુકામે અખંડ રીતે વિદ્યમાન છે, એ હિન્દુ-સનાતન ધર્મની મોટી લોક સાંસ્કૃતિક ઘટના છે.

**ભલો-ભલારામ પણ સત્સંગ અને સેવા-સાધનામાં રત રહે. અમરુબાપુના સલુનના બંગલાના સત્સંગમાં તરધરીથી હરજીવનબાપાને બોલાવાયેલા. સાધના અને ભક્તિમાં રત રહેલા પુંજાબાપાને ગુરુ ઉગારામે આદેશ આપ્યો. તમે પરબાધો. ગુરુપદ ધારણ કરો**

મુસ્લીમ પૂંજાબાપા પઠાણને સત્સંગી બનાવ્યા, પછી પૂંજાબાપાએ શિકાર છોડી દઈને અમરનગરના રાજવી અમરુબાપાના રેલ્વે સલુનના બંગલે પગીપણું સ્વીકાર્યું. અમરુબાપુના બંગલે સત્સંગ ચાલે. બાંદરા પણ બધા આવે. સોનલમા, સંતાનો અને ખાસ તો નાનો દીકરો ભલો-ભલારામ પણ સત્સંગ અને સેવા-સાધનામાં રત રહે. અમરુબાપુના સલુનના બંગલાના સત્સંગમાં તરધરીથી હરજીવનબાપાને બોલાવાયેલા. સાધના અને ભક્તિમાં રત રહેલા પુંજાબાપાને ગુરુ ઉગારામે આદેશ આપ્યો. તમે પરબાધો. ગુરુપદ ધારણ કરો.

અમરુબાપુના સલુનના બંગલાના સત્સંગમાં બાપુનો હજુરિયો જેરામભાઈ પણ સામેલ થયેલો. એને ક્ષય રોગ. લોહીની ઉલટી થાય. ડોક્ટરોએ હાથ ખંખેરી નાખેલા. ઉગારામે જેરામભાઈને ત્રણ-ચાર કલાક સુધી ગાયના દૂધને મેળવીને એનું ઘોળવું પીવાનું કહ્યું. ઉગારામ કૃપાએ ક્ષય રોગ નાબૂદ થયો. ઉગારામ બાપાની અને તેની શિષ્ય મંડળીના વખાણ જેરામભાઈએ અમરુબાપુ સમક્ષ કરેલા. એટલે અમરુબાપુએ તારીખ વાર નક્કી કરાવીને ઉગારામ બાપાનો સત્સંગ એમના બંગલે ગોઠવ્યો. પોતાની મોટરમાં બાંદરાથી ઉગારામ બાપાને



અમરનગર માનપૂર્વક લવાયા. આમાં અનેક મહાનુભાવોની સામેલગીરી હતી, રાજકોટના પ્રખ્યાત વકીલ રતિલાલભાઈ, ગોંડલના કાકુભાઈ શેઠ, બરવાળાના પોલીસપટેલ જીવાભાઈ, મામૈયાબાપુ, ઉપસ્થિત હતા. પૂંજાબાપા, હરજીવનબાપા, જેરામભાઈ, આદિ શિષ્યમંડળની ઉપસ્થિતિમાં અમરુબાપુએ ઉગારામબાપા પાસેથી નામ-વચન લઈને ધન્યતા અનુભવી.

બરવાળા બાવળ મુકામે દરબાર સાહેબ દીનુભાઈની સાથે એક વખત ઉગારામદાદાની બેઠક યોજાઈ. નાતજાતના ભેદભાવના એ જમાનામાં લોકો છાને ખૂણે ટીકા કરતા, પણ ઉગારામજીના સત્સંગ શ્રાવણપાનથી દિનુભાઈ અને સાથીઓ પ્રભાવિત થયેલા એ પછીથી ભુરાબાપા રામાણીના નિવાસસ્થાને લાભુદાદા જેવા બ્રાહ્મણ, જીવાભાઈ, શંભુબાપાના પત્ની મણીબહેન અને શંભુબાપાના બહેન દુધીબહેનને સત્સંગ દ્વારા શિષ્યપદે સ્થાપ્યા. લાભુદાદાના પરિવારની પૂરી ચિંતા ટળશે જેવા ઉગારામ બાપાના વચનથી અને એ છ માસના નિયત સમયે ખરા પડયાથી લાભુદાદાની શ્રદ્ધા દૃઢ બની.

પછી તો કમળકોટડાનો દરબાર પરિવાર ઉપરાંત મામૈયાબાપુ, દેવજીબાપા અને વરિષ્ઠ શિક્ષકશ્રી ત્રંબકભાઈ ઉગમસાહેબની શિષ્યમંડળીમાં સામેલ થયા એને ઉગમફોજનું બિરુદ એ જમાનામાં મળેલું. ભાણફોજ પછીની ઉગમફોજ ઉગમસાહેબની સંતપ્રતિભા અને પ્રતિમાની પરિચાયક છે.

* * *

આકાશવાણીમાં અમે મિત્રો 'રામસાગરને રણકારે' નામના કાર્યક્રમનું લેખન કરતા ત્યારે આદરણીય રામજીભાઈ વાણિયાએ મને કહેલું કે આકાશવાણીનું રાજકોટ કેન્દ્ર લોકગીત, લોકવાર્તા અને ભજનો માટે પંકાશે એવું કાગબાપુએ, જયમલ્લભાઈએ અને જયસુખભાઈ હાથીએ ભાખેલું અને બળવંતભાઈ આકાશવાણીના કેન્દ્રના ઉદ્‌ઘાટન ટાણે શુકનનું પહેલું ભજન કરશનભાઈ યાદવે ઉગમસાહેબ માટેની ત્રંબકસાહેબે રચેલી ભજન

રચનાના ગાનથી ગાયેલું.

**'જ્ઞાનના પરબ વાલે માંડિયા, હો જી રે જ્ઞાનના પરબ વાલે માંડિયા'** — પંક્તિ અહીં શ્લેશ રચે છે.

આકાશવાણીનું સ્ટેશન સૌરાષ્ટ્રમાં આરંભાયું એના પાયામાં ઉગમસાહેબ રવિભાણ પરંપરાનું મોઘું મૂલ્યવાન રતન ઉગારામની સાધનાબળનું બળુકું દૃષ્ટાંત. રવિભાણ પરંપરાના ગુજરાતમાં આરંભાઈ. ભાણસાહેબની શિષ્ય મંડળી માટે ભાણફોજ સંજ્ઞા પ્રચલિત હતી એ પરંપરામાં ભાણ, રવિ, મોરાર હોથી-આણંદરામ-કરમશીબાપા-હીરસાગર. હીરસાગરના ઉગારામ, સાતમા શિષ્ય ગણાય. સાતમી પેઢીએ એમણે ઉગમફોજ પુનઃ સ્થાપિત કરી વર્ણવ્યવસ્થાને તોડનાર, ઉચ્ચ અને નીચના ભેદને ભાંગનાર, સમરસ સમાજ, સદ્ભાવપૂર્ણ વ્યવહાર, વર્તન અને વાણીથી સમભાવના વાતાવરણને જન્માવનારા આ વિવિધ જ્ઞાતિ-જાતિના શિષ્યોની ફોજ સાથે સત્સંગ માટે વિચરણ કરતા ઉગમસાહેબનું આવું તત્ત્વમૂલક પ્રદાન સંતપરંપરાના સંદર્ભે આગવું અને અનોખું છે. એમના સહજ પ્રકારનાં જીવન તત્ત્વ અને તથ્યનું આ રૂડું પરિણામ છે. પરિણામ પણ છે. ઉગમસાહેબને કબીર, કમાલ અને કેવળપુરી જેવાં જ્ઞાનમાર્ગી ઉપાસકોની વાણી કંઠસ્થ હતી. સત્સંગમાં પ્રયોજતા. અલીભાઈ નામના એક સત્સંગીને પૂંજલપીર બહુ પસંદ ન હતા. તો એક વખત થાણાદેવડીમાં પૂંજલપીરને ત્યાં સત્સંગમાં કમાલસાહેબનું ભજન ગાઈને અલીભાઈના મનના સંશયને તેમણે દૂર કરેલો. તેઓ ભક્તના ચિત્તની ભ્રાંતિને ભાંગનાર હતા. સમરસ સમાજના નિર્માતા હતા. મારી દૃષ્ટિએ આંબેડકરજીએ ઉગમસાહેબનો માર્ગ અપનાવવો જોઈતો હતો. ભાગવાનું અને ભટકવાનું ન હોય બધાને ભેળવવાનાં હોય. ભોગળ ભાંગવાની હોય. ઉગમસાહેબ બૌદ્ધ ન થયા પણ તેમણે વાણી, વર્તન અને વ્યવહારથી બધાને બુદ્ધિવાદી બનાવ્યા. રજવાડાને, બ્રાહ્મણોને, પટેલને, કુંભારને, દરજીને એમ સમાજના વ્યાપક વર્ગમાંથી આભડછેટનો ભાવ ભાંગનારા ઉગમસાહેબ મારી દૃષ્ટિએ એક મોટો આદર્શ છે. એમની ઊંચાઈ અને ઊંડાણના ખરા દર્શન હવે થશે અને સમજાશે. ઉગમસાહેબના આવાં અનોખાં અને અપૂર્વ તત્ત્વોના જીવનપ્રસંગોની સાક્ષી અહીંની હવા છે અને અહીંનું જળ છે. એટલે હું અહીં કોઈ વ્યાખ્યાન માટે નહીં પરંતુ હું અહીંની પવિત્ર રજ માથે ચઢાવવા માટે, હું અહીંનું પવિત્ર જળનું ચરણામૃતનું આચમન કરવા માટે અને હું અહીંની પવિત્ર હવાથી મારા બાહ્ય શરીરમાં જ નહીં પણ મારા કોઠામાં ભરવા આવ્યો છું. ઉગમ સાહેબ મોટા સિદ્ધસંત છે અને સત્ય છે તથા સમરસ સમાજના નિર્માતા છે એવા વચન નીચે મારા દસ્કત કરવા આવ્યો છું. એમના કેટલાક સમકાલીનોની અને એમની સાધનાભૂમિની જાત્રાએ આવ્યો છું. ઉગમસાહેબ મારી જાત્રા માની લેજો.

**ઉગમસાહેબ બૌદ્ધ ન થયા પણ તેમણે વાણી, વર્તન અને વ્યવહારથી બધાને બુદ્ધિવાદી બનાવ્યા. રજવાડાને, બ્રાહ્મણોને, પટેલને, કુંભારને, દરજીને એમ સમાજના વ્યાપક વર્ગમાંથી આભડછેટનો ભાવ ભાંગનારા ઉગમસાહેબ મારી દૃષ્ટિએ એક મોટો આદર્શ છે**

* * *

સમરસ સમાજતંત્ર રચનાના નિર્માણ પછીનું ઉગારામનું ભારે મોટું અને સહજ ગણાતું પ્રદાન મૃતાત્માને જીવાત્મામાં રૂપાંતરિત કરવાનું છે. આ કામ એમણે બે રીતે કર્યું. સત્સંગનો ભાવ જેમના ચિત્તમાં મૃતપાય થઈ ગયો હતો, સદ્‌વૃત્તિ અને સદાચાર જેમના હૃદયમાં જીવનમાં મરી પરવાર્યા હતા. એવા મૃતાત્મા સમાન માનવ સમુદાયમાં એમણે સત્સંગી, સદાચારી અને સદ્‌વિચારી ભાવનો રંગ ભરીને એને ચેતનવંતો અને જીવંત બનાવ્યો. સમરસભાવ એ જીવંતતા છે. ભેદ રાખવા એ મૃતભાવ છે- મડદાલ છે. ઉગારામમાંથી આવા કારણે તેઓ આરંભ કરાવનારા, ઉદ્‌ગમ કરાવનારા ઉગમસાહેબ બની રહ્યા. આવા ભક્તિસાધનામાં સમરસ ભાવના તત્ત્વથી કારણથી-એમના જીવનકાળ દરમ્યાન સહજ રીતે બનેલા પ્રસંગો જેવા કે ભાવુભા બાપુના દીકરા ભરતભાઈને સર્પદંશ થયેલો અને મૃતપાય માનેલો, ડૉક્ટરો પણ નિરાશ હતા. તે સ્થિતિમાં ભરતભાઈ ઉગમસાહેબના સત અને ઋતના બળે ચેતનવંતા બને કે જમનાદાસભાઈના દીકરાને ઈલેક્ટ્રિક શોક લાગવાથી મડા જેવા જણાતા મૃતાત્માને જીવાત્મામાં રૂપાંતરિત કરવાનું કામ સ્થૂળ, ચમત્કાર કે મહત્તા સ્થાપવા માટે નહીં પણ એ જીવાત્મા દ્વારા સત્સંગ, સદ્‌ભાવ સમરસતાના અને સમભાવના વાતાવરણને દૃઢ બનાવવાનું બાકી હતું. અ બધા પ્રસંગે એમનું હકીકતે તો એમનાં તપોબળ, મનોબળ અને યોગબળનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે.

ઉગમસાહેબની સાધનાધારાથી, સત્સંગથી સમાદર પ્રગટ કરવા કશુંક પ્રાપ્ત કરવા અને ચેતનવંતા બનવા માટે

એ સમયના ભારે મોટા ગજાના એમના સમકાલીનો એમના આશ્રિત બનતા. આમાં સર્વશ્રી ગોંડલ નરેશ ભગવતસિંહજી, રાજકોટ નરેશ લાખાજી રાજજી, ધ્રોળનરેશ ઠાકોરજી, અમરનગર નરેશ અમરુબાપુ, પાળિયાદના રાજવી અમરુ બાપુ વાળા, બરવાળાના દરબારશ્રી દીનુભાઈ, વડિયાના દરબારશ્રી સુરગવાળા જેવા રાજવીઓએ ઉગમ સાહેબના દર્શન કરી, એમની પાસેથી સત્સંગ લાભ લઈને કૃતાર્થનો ભાવ અનુભવેલો. વડિયા સ્ટેટના જજ સાહેબ, જૂનાગઢના ડી.એસ.પી. રાણા સાહેબ ઉગમ સાહેબની સત્સંગમાં સંગત કરીને એક જ પંગતે સાથે ભોજન પ્રસાદ ગ્રહણ કરતા. પોર્ટ કમિશનરશ્રી માંકડ સાહેબ, કલેક્ટરશ્રી રીનાણી સાહેબ, ડૉક્ટરશ્રી પટેલ સાહેબ, કસ્ટમ ખાતાના શ્રી સૂરજમલ સાહેબ, ટાટા કંપનીના એન્જિનિયરશ્રી બિલીમોરિયા સાહેબ જેવા અનેક મહાનુભાવ અધિકારીશ્રીઓ, અનેક સંતો-મહંતો સર્વશ્રી સાધુ હનુમાનદાસજી (સડોદરવાળા), વીરસ્વામી (અણીયારા-શિવરાજગઢ), સેવાણસબાપુ (સવરામંડપ, જૂનાગઢ), કલ્યાણગિરિબાપુ (જૂનાગઢ), યોગીજી મહારાજ (ગોંડલ) શિવાનંદજી અધ્વર્યુ (હરિદ્વાર), કાનજી સ્વામી (સોનગઢ), મૂળહંસબાપુ (ચિત્રોડ) ઉપરાંત વરિષ્ઠ રાજપુષો સર્વશ્રી ઢેબરભાઈ, રતુભાઈ અદાણી આદિએ ઉગમસાહેબની સમાજાભિમુખતા અને જાતિ-જ્ઞાતિભેદની સત્સંગ પ્રવૃત્તિની પ્રશંસા કરેલી. તેઓ ગોહત્યાનો બંધ કરાવવા માટે પણ કટિબદ્ધ હતા.

* * *

સર્વને સ્વીકૃત સર્વને સમુદાર અને સંવાદિતાના સાધક અને ઉપદેશક જણાતા ઉગમસાહેબ ઈ.સ. ૧૮૭૬માં દેહધારણ કરીને બાણું વર્ષનું સાધનામય આયુષ્યકાળ ભોગવીને ૧૮-૮-૧૯૬૮માં સાધનાની અવસ્થિતિમાં સમાધિ અવસ્થામાં બ્રહ્મલીન થયેલા. એમણે યોગ-સાધના તો માત્ર બે વખત કુટુંબથી નીકળી જઈને આરંભેલી પણ અધવચ્ચેથી પુનઃ પરિવારમાં જોડાવાનું બનેલું. સાધનાધારામાં ભજનગાન, સત્સંગ અને સદ્‌સાહિત્યનું ચિંતન હતું. કોઈ ક્રિયાકાંડ, કોઈ મોટા મેળાવડા નહીં પણ અજવાળી બીજ અને પૂર્ણિમા સમૂહ સત્સંગ-ભજન શ્રવણપાન અને નામ જાપ. માત્ર રામદેવ પીરની છબી-પ્રતિમાની સ્થાપના. એની પણ કોઈ પૂજા કે ધજા ચઢાવવા જેવા ક્રિયાકાંડ નહીં. આરતી, ધૂન, કીર્તન અને હરિનામ સ્મરણ. કબીરપરંપરા, રવિભાણ પરંપરાની સાધનાથી પોતાની નિરાળી એવી એ રીતે ઉગારામદાદાની જીવનધારાનું તથ્ય અને સાધનાધારાનું તત્ત્વ અને તંત્ર અવલોકતા, સમજતા એમાં પ્રજ્ઞાવાન પરંપરાની પ્રભુતા પમાય છે. હજારોની સંખ્યામાં સાધક, જ્ઞાતિ જાતિભેદ મુક્ત સ્ત્રી-પુરુષ સમુદાય ધૈય, સમર્પણ અને નિષ્ઠાથી સત્સંગરત રહે. તેઓ બધાં શિસ્તબદ્ધ રીતે સત્સંગમાં, આરતીમાં અને પ્રસાદમાં દાખવતા વ્યવહાર-વર્તન ભારે પ્રભાવક પ્રકારના જણાયા છે. ઉગમસાહેબની રચેલી ભજનવાણી અને ઉગમફોજના શિષ્યવૃંદની ભજનવાણી ભાવ, ભાષા અને અભિવ્યક્તિના સંદર્ભે રવિ-ભાણ પરંપરાનું ઊજળું અનુસંધાન જણાય છે. સાંપ્રત સમયે સંત પરંપરાના અને સંતવાણીનાં મારા જેવા અનેક પ્રબુદ્ધ અભ્યાસીઓ સર્વશ્રી નિરંજન રાજ્યગુરુ, મનોજ રાવલ, દલપત પઢિયાર, નાથાલાલ ગોહિલ અને રાજેશ મકવાણા આદિએ બાંદરામાં ગોરધનબાપાનો અને ભેંડાપિયળિધામાં જયંતીબાપાનો સત્સંગ શ્રવણપાન લાભ લઈને, જ્ઞાતિ-જાતિ ભેદભાવવિહિન સંન્નિષ્ઠ સમાજના સમુદાર વ્યક્તિમત્તાના પાસાનો પરિચય મેળવીને ઉગમસાહેબની પ્રભાવકતાને પ્રમાણી છે. એની પ્રસન્નતા સાથે...

**સત્સંગમાં, આરતીમાં અને પ્રસાદમાં દાખવતા વ્યવહાર-વર્તન ભારે પ્રભાવક પ્રકારના જણાયા છે. ઉગમસાહેબની રચેલી ભજનવાણી અને ઉગમફોજના શિષ્યવૃંદની ભજનવાણી ભાવ, ભાષા અને અભિવ્યક્તિના સંદર્ભે રવિ-ભાણ પરંપરાનું ઊજળું અનુસંધાન જણાય છે**

*'તીર્થ', ૨૬૪, જનકપુરી,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫*
*મો. ૯૮૨૫૦ ૭૫૦૯૮*



# પ્રતિભાનો પ્રકાશ

*- કુમારપાળ દેસાઈ*

કેટલીક પ્રતિભાઓ એવી હોય છે કે એ જે કોઈ ક્ષેત્રમાં ગતિ કરે છે ત્યાં પોતાનો આગવો પ્રભાવ પાડે છે. ગાંધીયુગના નવજાગરણ પહેલાંના ગુજરાતમાં આવી કેટલીય પ્રતિભાઓએ સ્વ-પુરુષાર્થથી અનેક ક્ષેત્રોમાં ખેડાણ કર્યું છે. કોઈપણ કાર્યના પ્રારંભે આવતા અવરોધોને એમણે હસતે મુખે સામનો કર્યો છે. અજ્ઞાન, રૂઢિગ્રસ્તતા અને ગતાનુગતિકતામાં ડૂબેલા સમાજને બંધિયાર ચોકઠામાંથી બહાર નીકળીને એમણે પોતીકું અજવાળું પાથર્યું છે. ધર્મ, શિક્ષણ, સમાજ અને માનવતાનાં ક્ષેત્રે અમદાવાદના હઠીસિંહ શેઠ અને હરકુંવર શેઠાણીએ કરેલાં કાર્યો આજે પણ પ્રેરક બની રહે તેવાં છે.

હઠીસિંહ શેઠ અને હરકુંવર શેઠાણીએ અમદાવાદમાં કન્યાશાળા સ્થાપીને કન્યાકેળવણીનો પ્રારંભ કર્યો અને એની સાથોસાથ શિક્ષિકાઓ તૈયાર થાય તે માટે ફિમેલ ટ્રેનિંગ કૉલેજની સ્થાપના કરી. ૧૮૫૬માં હરકુંવર શેઠાણીએ ગુજરાત પ્રાંતની કૉલેજ (આજની ગુજરાત કૉલેજ નહીં) શરૂ કરવા રૂપિયા પાંચ હજારનું દાન કર્યું હતું. ૧૮૬૬-૬૯ના વર્ષમાં પડેલાં દુષ્કાળ વખતે ગરીબો માટે રાહતકાર્ય કરીને જ માત્ર અટક્યાં નહીં, પરંતુ એ ગરીબોને યોગ્ય સ્વાસ્થ્ય-સેવા મળે તે માટે સિવિલ હૉસ્પિટલનો પાયો નાંખ્યો. ૧૮૬૮થી ૧૮૭૫ના પૂરથી અમદાવાદ તારાજ થઈ ગયું હતું, ત્યારે એમણે રાહતકાર્યો પાછળ સિત્તેર હજાર રૂપિયાનો ખર્ચ કર્યો. કાર્યસિદ્ધિ માટે સામે આવતાં પડકારો અંગે એમણે અપનાવેલો અભિગમ એમનાં દૃષ્ટિકોણ અને ખમીરને સૂચવે છે. સ્વાભાવિક રીતે જ એમણે ધર્મક્ષેત્રે દાનગંગા વહેવડાવીને ભવ્ય જિનાલયોનું નિર્માણ કર્યું અને યાદગાર યાત્રાસંઘો કાઢીને અનેકને ધર્મલાભ આપ્યો.

ઊંચો કદાવર દેહ, પ્રચંડ અવાજ અને પરોપકારથી ભરેલું હૃદય એ શેઠ હઠીસિંહના પ્રભાવશાળી વ્યક્તિત્વના આગવા અંશો હતા. બારણે આવેલો કોઈ યાચક એમને ત્યાંથી ખાલી હાથે પાછો જતો નહીં, એથીય વિશેષ કપરી આફતમાંથી ઊગારી લેતા હતા. સાધુ-સંતોની સેવા અને ધર્મકાર્યોમાં સહયોગ એ એમનો જીવનમંત્ર હતો. સમગ્ર જીવનમાં એમના વ્યાપારમાં દીર્ઘદૃષ્ટિ અને વ્યવહારમાં વાત્સલ્ય જોવા મળે છે. એ સમયે પાલી અને મારવાડથી અફીણની મોટી ખરીદી કરતા અને ઘોઘા, દીવ અને દમણથી હોડીઓ અને જહાજો મારફતે ચીનમાં મોકલવામાં આવતું હતું. ૩૬ વર્ષના હઠીસિંહ શેઠના વિ.સં. ૧૮૮૮માં હરકુંવર શેઠાણી સાથે લગ્ન થયા. ભાવનગર પાસેના ઘોઘા શહેરમાં એ સમયે શાળા નહીં હોવાથી હરકુંવરને અભ્યાસ કરવાની તક ન મળી, પણ બાર વર્ષના હરકુંવર શેઠાણીએ લગ્ન પૂર્વે જૈન સાધ્વીજી પાસે જીવવિચાર, નવતત્ત્વ અને જૈન સિદ્ધાંતોનું જ્ઞાન મેળવ્યુ. એમનામાં પદ્મિની સ્ત્રીનાં સર્વ લક્ષણો હોવાથી શેઠ હઠીસિંહે મુનિમ દ્વારા વિવાહસંબંધનું કહેણ મોકલ્યું અને હરકુંવરના પિતાએ શેઠ હઠીસિંહના અગાઉના પત્ની પ્રજ્ઞાચક્ષુ છે તે જાણતા પુત્રીના લગ્ન માટે સંમત થયા.

નાની વયની હરકુંવરમાં એવી તીક્ષ્ણ બુદ્ધિ હતી કે એ વ્યાપાર અંગે હઠીસિંહે શેઠને સલાહ આપતા અને એમની જ સલાહ સાચી ઠરતાં શેઠ હઠીસિંહને એમની બુદ્ધિમત્તા અને વિચારશક્તિ પર વિશ્વાસ બેસવા લાગ્યો. પોતાના પતિ સાથે હરકુંવર વેપારની આંટીઘૂંટીઓની ચર્ચા કરવા લાગ્યા અને ધીરે ધીરે શેઠ હઠીસિંહે પણ વેપારની સઘળી બાબતોથી એમને વાકેફ કરવા લાગ્યાં.

ગુજરાતમાં કાપડની મીલો બનાવવાનો પ્રારંભ કરનાર અગ્રણી તરીકે કે પછી મહાજનમંડળનાં કાર્યોમાં હઠીસિંહ શેઠ મોખરે રહેતા હતા. એમની ભાવના દિલ્હી દરવાજાની બહાર શ્રી શત્રુંજય તીર્થ જેવું બાવન જિનાલયનું શિખરબંધી દેરાસર રચવાની હતી. પરંતુ એ સ્વપ્ન સાકાર થાય તે પૂર્વે ૫૦ વર્ષની વયે તેઓ અવસાન પામ્યા. એમનો વિશાળ વ્યાપાર, બહોળી સામાજિક પ્રતિષ્ઠા અને ગરીબોને સહાય કરવાની વૃત્તિનો વારસો શેઠાણી હરકુંવરે દીપાવ્યો. શેઠ હઠીભાઈએ કેસરિયાજીનો અને આબુ દેલવાડાનો સંઘ કાઢ્યો હતો અને એ જ પરંપરામાં એમના અવસાન બાદ શેઠાણી હરકુંવરે શ્રી સમેતશિખરજી તીર્થનો ભવ્ય અને ઐતિહાસિક સંઘ કાઢ્યો હતો. ટંકશાળની પોળમાં શ્રી શ્રેયાંસનાથનું દેરાસર બનાવ્યું, જે આજે પણ એના કલાસૌંદર્યને કારણે આગવું સ્થાન ધરાવે છે.

હરકુંવર શેઠાણીને અભ્યાસની કોઈ તક સાંપડી નહોતી, ત્યાં અંગ્રેજી તો ક્યાંથી ભણ્યાં હોય, કિંતુ એમની દીર્ઘદૃષ્ટિને કારણે એમણે અને પ્રેમાભાઈ શેઠે અમદાવાદમાં પ્રથમ અંગ્રેજી શાળા શરૂ કરી. શેઠ હઠીસિંહના અણધાર્યા અવસાનને કારણે છવ્વીસ વર્ષના હરકુંવરને માથે એક સાથે જવાબદારીઓનું આકાશ તૂટી પડ્યું. પતિની ઇચ્છા પૂર્ણ કરવા માટે એમણે પહેલું કામ દિલ્હી દરવાજા બહાર શ્રી ધર્મનાથ પ્રભુના દેરાસરના નિર્માણનું કર્યું. એક બાજુ વૈધવ્યને કારણે ઓછી મોકળાશ રહેતી, જો કે ઘૂંઘટ રાખવો અને ઘરની બહાર ન જવું તેવાં બંધનો એમણે સ્વીકાર્યા નહોતાં, બીજી બાજુ વિશાળ વ્યાપાર સંભાળવાનો હતો અને આવી પરિસ્થિતિમાં હઠીસિંહના અવસાન બાદ બે વર્ષ એમણે હઠીભાઈની વાડીનું ઉત્કૃષ્ટ સ્થાપત્ય ધરાવતું ભવ્ય દેરાસર પૂર્ણ કર્યું અને એ પછી એના યાદગાર પ્રતિષ્ઠા કરાવી.

શેઠાણી હરકુંવરે આ પ્રતિષ્ઠાનો પ્રસંગ ભવ્ય રીતે ઉજવાય તે માટે રાત-દિવસ અથાગ પ્રયત્નો કર્યા. એક લાખ માણસોને આ પ્રતિષ્ઠા દરમિયાન ભોજન આપી શકાય એવી સગવડ કરી. હઠીસિંહની વાડીનું શ્રી ધર્મનાથ જિનાલય એ અમદાવાદનું જ નહીં, બલ્કે ભારતનું એક રમણીય ઉત્કૃષ્ટ સ્થાપત્યકલાથી શોભતું

જિનાલય બની રહ્યું. શેઠાણી હરકુંવરમાં સતત ધર્મભાવનાની સાથોસાથ કલ્યાણભાવના હતી અને એથી જ એમણે ગરીબોને સારવાર મળે તે માટે સરકારી હૉસ્પિટલમાં દાન આપ્યું. એક અર્થમાં કહીએ તો જૂની સિવિલ હૉસ્પિટલનો પ્રારંભ થયો.

ધર્મ અને આરોગ્યના ક્ષેત્ર પછી શેઠાણી હરકુંવરની દૃષ્ટિ શિક્ષણ પર ગઈ. પોતાને શિક્ષણની તક મળી નહોતી. પરંતુ શિક્ષણના મહિમાથી અને તેમાં પણ નારીશિક્ષણના મહત્ત્વથી તેઓ પૂરાં વાકેફ અને સજાગ હતાં. વિ.સં. ૧૮૫૦માં અમદાવાદના ટંકશાળમાં કન્યાશિક્ષણ માટે નિશાળ ખોલી, કન્યા શિક્ષણ માટે 'હરકુંવરની છોડીઓની નિશાળ' નામે જાણીતી નિશાળની સ્થાપના કરી, જેમાં સંસ્કૃત, પ્રાકૃત, જ્યોતિષ અને અલંકારશાસ્ત્ર શીખવવામાં આવતા હતા. હરકુંવર શેઠાણી અન્ય મહિલાઓ સાથે આ કન્યાશાળાની તપાસમાં જતાં, છોકરીઓની પરીક્ષા લેતાં, ઇનામો આપતા અને શિષ્યવૃત્તિ પણ આપતા. કન્યાઓને સ્કૂલમાં મળવાં જતાં, ત્યારે ગોળધાણા-પતાસાં આપતાં હતાં અને સ્લેટ અને પેન ભેટમાં આપતાં હતાં.

એ નોંધવું જોઈએ એ એ સમયે 'બુદ્ધિપ્રકાશ'માં અંબા જીવરામ અને કૃષ્ણાગૌરી રાવળે લેખો લખીને જાહેર કર્યું હતું કે 'વિધવા અને નીચ વર્ણની સ્ત્રીઓને શિક્ષિકા તરીકે નીમવાથી કન્યા કેળવણી જોખમાશે.' જોકે હરકુંવર શેઠાણીએ આ કન્યાશાળામાં ઊંડો રસ લીધો અને વિધવાઓને માનભર્યું સ્થાન આપ્યું હતું. આને પરિણામે ઘણી વિધવા સ્ત્રીઓને શિક્ષિકા બનવાની ઊજળી તક સાંપડી. વળી એ સમયે નિશાળમાં અભ્યાસ કરાવનારા પુરુષ શિક્ષકો હતા. શેઠાણી હરકુંવરે સ્ત્રી શિક્ષિકાઓ તૈયાર કરવા માટે 'ફિમેલ ટીચર્સ ટ્રેનિંગ સ્કૂલ' ખોલી. આધુનિક ગુજરાતના સૌપ્રથમ કેળવણીકાર અને સમાજસુધારક કવિ નર્મદની જેમ શેઠાણી હરકુંવર 'અર્વાચીનોમાં આદ્ય' ગણી શકાય. એકલાં હોવા છતાં પણ મહિલા સહકાર્યકરો, શાળા અને 'છોડીઓ'ને કુટુંબરૂપ ગણ્યા. ૧૯૭૭માં અમદાવાદના નાગરિકોએ સત્યેન્દ્રનાથ ટાગોરના પ્રમુખપદ નીચે ગોપાળ હરિ દેશમુખનો વિદાય સમારંભ યોજ્યો હતો, તે પ્રસંગે દેશમુખે જે કહ્યું તે સ્મરવા યોગ્ય છે :

'જાહેર સખાવતો અને સ્ત્રીકેળવણીની બાબતમાં નેકનામદાર સખાવતે બહાદુર હરકોર શેઠાણીની હરીફાઈ કરી શકે, તેવું ગુજરાતમાં હાલ બીજું કોઈ દેખાતું નથી.' એવી જ રીતે સમાજસુધારાના ક્ષેત્રે પણ એમણે લગ્ન અને મૃત્યુ પાછળના જમણવાર તથા રોવા-કૂટવાના રિવાજનો સખત વિરોધ કર્યો. બીજી બાજુ દુષ્કાળ વખતે સસ્તા અનાજની દુકાનો શરૂ કરી. સમાજનાં જુદાં જુદાં ક્ષેત્રો પર હરકુંવર શેઠાણીની દીર્ઘદૃષ્ટિ, કાબેલિયત, સૂઝ, કામ પાર પાડવાની ધગશ અને ઔદાર્ય જોવા મળે છે, આથી એમને મુંબઈ સરકારે ક્વિન વિક્ટોરિયા વતી 'નેક નામદાર સખાવતે બહાદુર'નો ખિતાબ દસ તોલાના સુવર્ણચંદ્રક પર કોતરીને આપ્યો. આથી મુંબઈ સરકારના સેક્રેટરી વિલિયમ હાર્ટે ખાસ નોંધ લીધી હતી : 'અમે કહીએ છીએ કે આ દેશના કોઈ પણ રાજા અને રાણીએ જે લોકહિતનાં કામો નથી કર્યાં, તેવાં કામે હરકુંવર શેઠાણીએ કરી બતાવ્યાં છે. સરકારેતેમને એનાયત કેરેલો ઈલકાબ ગૌરવશાળી અને યોગ્ય છે. ભવિષ્યની પ્રજાને તેમાંથી બળ પ્રાપ્ત થશે.' ગાયકવાડ સરકારે એમને 'ચોબદાર'ના ખિતાબથી નવાજ્યા. પોતાની ઔપેગિક સાહસિકતાથી એમણે વ્યાપારમાં સફળતા મેળવી.

એ સમયના કવિ દલપતરામ હરકુંવર શેઠાણીને એકાંતરે દિવસે મળવા જતાં, એમને દલપતરામ કાવ્યરસનું પાન કરાવતા અને સુધારાની પ્રવૃત્તિનું મહત્ત્વ સમજાવતા હતા. હરકુંવર શેઠાણી એમને વસ્ત્ર આપીને સન્માન કરતા હતા. જેમ પોતાના કુટુંબમાં એમણે સહુનો સાથ લીધો, એ જ રીતે એમના સામાજિક જીવનમાં પણ એમણે પાર્વતીકુંવર(મહીપતરામના પત્ની અને વિપબહેનના સાસુ), ભોળાનાથ સારાભાઈના પત્ની શિવકાશી, અમદાવાદની સ્મોલ કોઝ કોર્ટના જજ ખરશેદજી માણેકજીના પત્ની આલીબહેન, મગનભાઈ કરમચંદના પુત્રી સમરથબહેન, અમદાવાદના ડેપ્યુટી મેજિસ્ટ્રેટ જગજીવનદાસ ખુશાલદાસના પત્ની રૂક્ષ્મણીબહેન અને લેડી બચુભાઈ પેસ્તનજી વકીલ જેવા સ્ત્રીઓ તથા કેટલીક અંગ્રેજી મહિલાઓ સાથે રહીને એમણે આ કામ કર્યું. એમની હવેલીમાં આ સ્ત્રીઓ એકત્રિત થઈને શિક્ષણ અને સમાજની ચર્ચા કરતી હતી.

સમય જતાં શેઠ હઠીસિહનાં પત્ની રુક્મિણી અને હરકુંવર વચ્ચે વિવાદ થતાં સંપત્તિના વિભાજનમાં હરકુંવર શેઠાણીએ અગાધ ઔદાર્ય બતાવ્યું. ૧૯૪૬માં હઠીસિંહ ગુજરી ગયા, ત્યારે એમની મિલકત નેવું લાખ રૂપિયાની અંકાઈ હતી. એમાંથી હરકુંવરને માત્ર તેર લાખ રૂપિયા મળ્યા. બાકીના પ્રથમ પત્ની રુક્મિણિને ફાળે ગયા. જો કે આ તેર લાખ મેળવતા હરકુંવરને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી.

શેઠ હઠીસિંહ અને શેઠાણી હરકુંવરે એમના સમયમાં અનેકવિધ ક્ષેત્રોમાં કરેલાં કાર્યો આજે આપણને આશ્ચર્યકારી લાગે છે. ઘોઘા જેવા ગામના શ્રમજીવી પરિવારની અને અભ્યાસની તકથી સર્વથા વંચિત રહેલી બાર વર્ષની કન્યાએ અમદાવાદના શેઠ હઠીસિંહના ધન-વૈભવથી પરિપૂર્ણ કુટુંબમાં પ્રવેશ મેળવ્યો. વ્યાપારનો કક્કો-બારાખડી નહીં જાણનાર હરકુંવરે આપસૂઝ અને બુદ્ધિચાતુર્યથી વ્યાપારની ઊંડી સૂઝ કેળવી. નાની વયે વિશાળ કુટુંબને સ્નેહ અને સૌજન્યથી એકસૂત્રે બાંધી રાખ્યું.

વૈધવ્યના પાલન સાથે છેક ચીન સુધી વ્યાપાર ખેડવો અને એની એકેએક નાનામાં નાની બાબતો પર નજર રાખવી તે એમની કુનેહ બતાવે છે, તો કુટુંબની મિલકતનાં વિભાજન વખતે આંગળીના ટેરવે કુટુંબની માલમિલકતની રજેરજ વિગત આપવી અને એથીય વિશેષ મિલકતના એ બે ભાગમાંથી રુક્મિણિ બેનને જે ગમે તે એમનો ભાગ, એમ કહેવું તે એમની ગરવાઈ દર્શાવે છે. આમ, આજે શેઠ હઠીસિંહની ભાવનાઓ અને હરકુંવર શેઠાણીનું જાજરમાન વ્યક્તિત્વ આપણા મન પર કેટલીય તેજેમઢી રેખાઓ અંકિત કરી જાય છે.

*૧૩-બી, ચન્દ્રનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ,*
*પાલડી, અમદાવાદ-૭. મો - ૯૮૨૪૦૧૯૯૨૫*

# સત્ય અને સૌંદર્ય માટે જીવું છું અને એના માટે મરું પણ ખરો!

*- દેવેન્દ્ર પટેલ*

**આ** ગુજરાતની ધરતી છે.

ગુજરાતની ભૂમિમાં જ ગાંધીજી જેવા મહાત્મા પેદા થયા. સરદાર જેવા લોખંડી પુરુષ પેદા થયા. નરસિંહ મહેતા જેવા આદ્યકવિ પેદા થયા. દયાનંદ સરસ્વતી જેવા ક્રાંતિકારી અધ્યાત્મ ગુરુ પેદા થયા. ભગવાન શ્રીકૃષ્ણએ પણ ગુજરાતની જ દ્વારકામાં જ રહી ગુજરાતની ભૂમિને તેમના ચરણસ્પર્શથી પાવન કરી, મીરાં પણ ગુજરાત આવ્યાં.

પરંતુ આજે વાત છે ગાંધીજીની. હવે તેમની ૧૫૦મી જન્મજયંતી આવી રહી છે. આખો દેશ ગાંધીજીની ૧૫૦મી જન્મજયંતી ઉજવશે તેમ કેન્દ્ર સરકારે નક્કી કર્યું છે. ત્યારે ગાંધીજી વિશે કેટલીક વાતો અહીં પ્રસ્તુત છે.

**વિશ્વ વિખ્યાત વૈજ્ઞાનિક આલ્બર્ટ આઈનસ્ટાઈને ગાંધીજી વિશે કહ્યું હતુંઃ સંભવ છે કે આવનારી પેઢીના કદાચ માન્યામાં નહીં આવે કે આવો કોઈ માનવી સદેહે આ પૃથ્વી પર અવતર્યો હતો !**

વિશ્વ વિખ્યાત વૈજ્ઞાનિક આલ્બર્ટ આઈનસ્ટાઈને ગાંધીજી વિશે કહ્યું હતુંઃ સંભવ છે કે, આવનારી પેઢીના કદાચ માન્યામાં નહીં આવે કે આવો કોઈ માનવી સદેહે આ પૃથ્વી પર અવતર્યો હતો !

ગાંધીજીને નોબેલ પ્રાઈઝ ના મળ્યું પરંતુ આલ્બર્ટ આઈન્સ્ટાઈનના આ શબ્દો બાપુને નૉબેલ પ્રાઈઝના હક્કદાર ના ગણાવનારા સંકીર્ણ લોકોના ચહેરા પર તમાચો હતો. બાપુ નૉબેલ પ્રાઈઝ કરતાં મહાન હતા.

ગાંધીજી માટે પંડિત જવાહરલાલ નહેરુએ લખ્યું હતુંઃ 'સુકલકડી દેહના આ નાના શા માનવીમાં કશુંક એવું પોલાદી, કશુંક એવું અડીખમ રહેલું છે. જે ચાહે તેવા ભૌતિક સામર્થ્યને પણ વશ થતું નથી. અને એવી કશી યે છાપ ના પાડે એવો દેખાવ, ખુલ્લું શરીર અને લંગોટી છતાં એનામાં એવી ઉદાત્તતા અને સર્વશાસકતા રહેલી છે જે બીજાઓ માટે વંદનીય બની જાય છે. બાપુ ભારતનો પ્રાણ છે.'

સુપ્રસિદ્ધ વિદ્વાન એફ. આર. મોરેસે લખ્યું છે કે 'ગાંધીજીના જીવન કાર્યને આવતી પેઢીઓ જ્યારે મૂલવવા બેસશે ત્યારે રાજકીય નેતા કરતાં માનવપ્રેમી તરીકેનું એમનું મૂલ્ય કદાચ ઊંચું આંકે એવું બને. લોકો માટે ગાંધીજીએ સમાજ કલ્યાણનાં બે ધોરણો પશ્ચિમ પાસેથી અપનાવ્યાં છે. એક તો ન્યાય ભાવના અને બીજી સ્વાતંત્ર્ય ભાવના. ન્યાય ભાવના એટલે એમને મન દલિતો અને પીડિતોના ઉદ્ધાર માટે જીવન સમર્પણ. હિંદુ ધર્મનું કલંક ધોવા માટે જ એમણે અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ ઉપાડી. સ્વાતંત્ર્યનો પણ તેમણે એવો જ મૌલિક અર્થ કર્યો : માત્ર અધિકારો ભોગવવા તે જ નહીં પરંતુ ફરજ, કર્તવ્ય આચરવું એને ગાંધીજીએ સ્વતંત્રતા કહી છે. ગાંધીજીના શબ્દકોષમાં સ્વદેશાભિમાન તે લોકસેવાનો પર્યાય છે.'

વર્ષો પહેલાં ગાંધીજીએ લખ્યું હતું : 'ધર્મ વિનાનું રાજકારણ હું કલ્પી શકતો નથી.'

એફ. આર. મોરેસ આ સંદર્ભમાં લખે છે કે પશ્ચિમનાં ધોરણોમાં ઉછરેલા લોકોને ગાંધીજીનું આ વિધાન ચોંકાવનારું લાગે. પણ ગાંધીજી રાજકારણને જુદું ના સમજે કારણ કે એમના માટે ધર્મ અને રાજકારણનો ઉદ્ભવ માનવસેવાના આદર્શમાંથી થયેલો છે. એમના મતે રાજકારણથી નેતા અને ધર્મ આચરનાર ભક્ત માનવ કલ્યાણ માટે મથનાર એક જ પ્રકારના માણસો છે.

ગાંધીજીના મત પ્રમાણે તેઓ સાંપ્રદાયિક રાજનીતિ નહીં પરંતુ માનવકલ્યાણના ધર્મ આધારિત રાજનીતિમાં માનતા હતા.

ગાંધીજી સ્વયં જીસસ ક્રાઈસ્ટના જીવન અને અહિંસાના સિદ્ધાંતનું સમર્થન કરતા હતા. બાપુનાં ધર્મપત્ની કસ્તુરબા ગુજરી ગયાં તે પછી તેમને અંત્યેષ્ઠિ વખતે મીરાંબહેને ગાંધીજીને પ્રિય 'Lead Kindly Light' એ ખ્રિસ્તી ભજન ગાયું હતું ! ગાંધીજીએ કુર્આનનો પણ અભ્યાસ કર્યો હતો. ઈસ્લામના ભાતૃભાવ અને તેમજ કડક સાદગીના આદર્શનું વારંવાર તેમણે સન્માન જાહેર કર્યું હતું. પોતાને ચુસ્ત સનાતની હિંદુ તરીકે ઓળખાવનાર ગાંધીજી ધર્મને નૈતિક બળ સમજતા



હતા. તેમાં સાંપ્રદાયિક શ્રદ્ધા કરતાં ઘણો ઊંડો મર્મ સમાયેલો છે. બીજા બધા જ ધર્મોનો તેઓ આદર કરતા હતા.

આઝાદીના સંગ્રામ વખતે ૧૯૨૨માં તેમની પર પહેલી વાર કેસ ચાલ્યો ત્યારે તેમણે દિલ હચમચાવી દે તેવું ભાષણ કર્યું હતું. તેઓ બોલ્યા હતા : 'અડધી ભૂખી રહેતી ગામડાંની ગરીબ પ્રજા ધીમે ધીમે કેવી રીતે મરી રહી છે તેની શહેરમાં રહેનારાઓને કશી ખબર જ નથી. જાતને અને બીજાઓને છેતરવા ગમે તેટલી દલીલો કરીએ કે આંકડાઓના દાવપેચ રમીએ. નરી આંખે દેખાતાં ગામડાંના હાડપિંજરોનો પુરાવો ઉડાવી શકાય તેમ નથી. જો માથે ઈશ્વર બેઠો હશે તો ઈતિહાસમાં જેનો જોટો જડવો મુશ્કેલ છે એવી માનવજાત સામેના અપરાધનો ઈંગ્લેન્ડે તથા ભારતના શહેરીજનોએ જવાબ આપવો પડશે.'

બાપુના આ વિધાનના બે દાયકા બાદ બંગાળમાં જે ભયંકર ભૂખમરો પ્રવર્ત્યો તેણે બાપુના આ આક્ષેપની ભાષણ સત્યતા પુરવાર કરી હતી.

આવા ગાંધીજી અને કવિવર રવીન્દ્રનાથ ટાગોર પણ સમકાલીન હતા. તેઓ અવારનવાર એકબીજાને મળતા. એક વખત ગાંધીજીને અંગ્રેજોએ યવરડા જેલમાં પૂરી દીધા. આ અન્યાયીના ચુકાદાનો વિરોધ કરવા આમરણાંત ઉપવાસ કરવાનો નિર્ણય લીધો. તા. ૯મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ ગાંધીજીએ રવીન્દ્રનાથ ટાગોરને એક પત્ર લખ્યો :

પ્રિય ગુરુદેવ,

અત્યારે મંગળવારના ત્રણ વાગ્યાનું પરોઢ છે. હું બપોરે આપના દ્વારમાં પ્રવેશું છું. જો આપ મને આશીર્વાદ આપી શકતા હોવ તો મારે એની જરૂર છે. તમે મારા સાચા મિત્ર રહ્યા છો. જો તમારું અંતર મારાં આ પગલાંને પસંદ કરતું હોય, હું તમારા આશીર્વાદ માગું છું. એ મને ટકાવી રાખશે.

લિ. મો. ક. ગાંધી.

મજાની વાત એ છે કે આ પત્ર મોકલાય તે પહેલાં કવિવર ટાગોરનો તાર ગાંધીજીના હાથમાં મૂકવામાં આવ્યો જેમાં લખ્યું હતું : 'ભારતની એકતા અને એની સામાજિક અખંડિતતા ખાતર કીમતી જીવનનું બલિદાન બહેતર છે. અમારાં શોકાતુર હૈયાં તમારી ભવ્ય તપશ્ચર્યાને ભક્તિ અને પ્રેમપૂર્વક અનુસરશે.'

તા. ૨૪મીએ કવિવર પૂના જવાના રવાના થયા. એ વખતે બ્રિટિશ સરકારે નમતું આપ્યું છે અને ગાંધી જીત્યા છે એવા સુખદ સમાચાર મળતાં કવિવર રવીન્દ્રનાથ ટાગોર યરવડા જેલમાં ગાંધીજીની પથારી પાસે ગયા અને પારણાં થયાં. એ વખતે કવિવરે ગાંધીજીને પ્રિય એવું ગીત ગાયું :

**'જ્યારે હૃદય સુકાય ને શોષાય ત્યારે હે પ્રભુ ! તું આવજે તુજ વૃષ્ટિ કરૂણાથી ભરી દેતો મને !'**

૧૯૩૬ના માર્ચમાં દિલ્હીમાં અને ૧૯૩૮ના માર્ચમાં કોલકતામાં આ બંને મહાનુભાવો ફરી મળ્યા. આ બંને પ્રસંગોએ ગાંધી કવિવરની વહારે ધાયા અને વિશ્વભારતની મુશ્કેલીઓ હલ કરવા ગાંધીજીએ કવિવરને ફંડ એકઠું કરી આપ્યું. તેમની આખરી મુલાકાત હતી જે વધુ દર્દભરી અને સુંદરતમ કે ૧૯૪૦માં શાંતિનિકેતનમાં થઈ. તે વખતે કવિવરે ગાંધીજી માટે કહ્યું : 'ભિખારીના લિબાસમાં છુપાયેલો આ મહાન આત્મા મને મળવા આવ્યો છે !'

થોડા મહિના પછી ટાગોર કોલકતામાં પથારીવશ હતા. જીવન મરણ વચ્ચે ઝોલા ખાતા હતા ત્યારે ગાંધીજીએ પોતાના રહસ્ય મંત્રી મહાદેવ દેસાઈને મોકલ્યા. મહાદેવ દેસાઈએ ગાંધીજીએ લખેલો પત્ર કવિવરને આપ્યો એ પત્ર લેતાં જ કવિવરના હાથ લાગણીવશ થઈ ધ્રુજી ઊઠ્યા અને આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. કવિવર દુઃખમાં કદી રડ્યા નહોતા પરંતુ આજે આનંદમાં રડી પડ્યા. આ બંને વચ્ચે ઘણા મતભેદો હોવા છતાં બંને વચ્ચે ગજબનો પ્રેમભાવ અને લાગણીનો અતૂટ સંબંધ હતો. કહેવાય છે કે આ બંનેમાંથી એક પણ જો ઓછો મહાન હોત તો તેઓ ઝઘડી પડ્યા હોત પરંતુ આ બંને વચ્ચેની મિત્રતાને દેશવાસીઓ બંનેની મહત્તાની અમર સાક્ષી તરીકે સંભારી રાખશે.

**મહાદેવ દેસાઈએ ગાંધીજીએ લખેલો પત્ર કવિવરને આપ્યો એ પત્ર લેતાં જ કવિવરના હાથ લાગણીવશ થઈ ધ્રુજી ઊઠ્યા અને આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. કવિવર દુઃખમાં કદી રડ્યા નહોતા પરંતુ આજે આનંદમાં રડી પડ્યા**

આ બંનેની લાગણીક્ષમતા અને જીવન પદ્ધતિઓ તીવ્ર રીતે ઊલટી હતી. તેમની પ્રવૃત્તિઓ પણ અલગ હતી. દરેકની પાસે આગવા પ્રશંસકો હતા. તેથી કવિવર ટાગોર અને ગાંધીજી વચ્ચે ગેરસમજ થવી સહેલી હતી પરંતુ તેઓએ તેમ ના કર્યું એ તેમની મહાનતાનું પ્રમાણ હતું.

હવે તો કવિવર પણ નથી અને ગાંધીજી પણ નથી. ટાગોર પોતાના શબ્દબ્રહ્મમાં અને ગાંધીજી લોકહૃદયમાં જીવે છે. ગાંધીજીના વિચારો કદીયે આઉટ ડેટ નહીં થાય.

ગાંધીજીએ કહ્યું હતું : 'સત્ય અને સૌંદર્ય હું ઝંખું છું. એના માટે જીવું છું. અને એ ખાતર મરું પણ ખરો.'

*એ-૧૦૧, અભિલેખ વિલા, થલતેજ-શીલજ રોડ,*
*રેલવે ક્રોસિંગ પાસે, શીલજ, અમદાવાદ-૫૯*
*મો - ૯૮૭૯૨૦૭૧૦૨*

# સહન હું તો કરી લઉં છું, ન સહેવાશે તમારાથી... એ પાનું ફેરવી લેજો, જ્યાં મારી વાર્તા આવે !

- *જય વસાવડા*

**'ના**, એ થોકડાને અડવાનું નથી.'

'કેમ ?' મમ્મીના ચહેરા પર ધનતેરસની એ રાત્રે રોષમિશ્રિત કુતૂહલ હતું.

'એમાં સમકાલીન છે' આઇન્સ્ટાઇનને સાપેક્ષવાદનું રિસર્ચ પેપર કબાટમાં મુકતી વખતે જેવો ગર્વ થાય, એવા ભાવથી મેં કહ્યું.

મારા સમકાલીન પ્રેમને જાણતી માએ કોઇ દલીલ ન કરી. કાળજીપૂર્વક એ થપ્પીઓ અલગ કરવાની શરૂ કરી. દિવાળીનું ઘણું કામ હજુ બાકી હતું. અમારા ઘરમાં 'દિવાળી કાઢવી' અસંભવ, કારણ કે દેવાળું નીકળી જાય એટલા ખર્ચે એકઠા કરેલા મેગેઝીન્સ, બૂક્સ, ડીવીડીઝના ઢગલામાં કરોળિયાઓને પણ રસ્તો શોધવો પડે.

★★★

૧૯૯૪ની સાલ. જિંદગીમાં પહેલી વખત મુંબઇ જોયું. ભાભા એટોમિક રિસર્ચ સેન્ટરની નિબંધ સ્પર્ધાના વિજેતા વિદ્યાર્થી તરીકે માનખુર્દ પાસે ભાભા એટોમિક રિસર્ચ સેન્ટરમાં જ રહેવાનું હતું. મુંબઇ આમ પણ ભૂલા પડી જવાય એવું લાગે. આવડા મહાનગરમાં એકલા જવાનો પહેલો અનુભવ. પણ હિંમત કરીને ફરવા નીકળ્યો. જોવાનું ઘણું હતું. એલીફન્ટાથી ઈસ્કોન મંદિર સુધી. પણ પહેલી સાંજે રસ્તો પકડ્યો, નરીમાન પોઇન્ટ પર એક્સપ્રેસ ટાવર્સનો. રાતના અંધારામાં ચમકતી મરીન લાઇન્સની રોશનીમાં રીતસર ગોખાઇ ગયેલા એ સરનામે પહોંચ્યો. વોચમેનને કહ્યું 'સમકાલીન'. એણે લિફ્ટ તરફ ઈશારો કર્યો. લિફ્ટ તરફ જઇને ડાઉન એરો પ્રેસ કર્યો. હૈયું ધડકતું હતું. ઉપર જઇને બીજું કશું જ કરવાનું નહોતું. માત્ર એક વ્યક્તિને જોવી હતી. એને મળીને એમની સાથે વાત કરવી હતી, બસ બે પાંચ મિનિટ માટે જ.

એમનું નામ હસમુખ ગાંધી. સમકાલીન તંત્રી. એમના દિલમાં એ આગવું અખબાર હતું, અને એ સમકાલીનના દિલમાં એ. એમના લેખો વાંચીને જ ખબર પડે કે આ માણસ શાહીને બદલે લોહીથી લખતો હશે, અને એની રગેરગમાં લોહીને બદલે તેજાબ વહેતો હશે. સમકાલીન એક છાપું નહોતું. ગુજરાતી પત્રકારત્વની ચવાઇને ચૂથ્થો થઈ ગયેલા (કર્ટસીઃ હસમુખ ગાંધી) બીબાઢાળ ઢાંચામાં એક ક્રાંતિ હતી. અંધારામાં ભભૂકી ઉઠેલી એક અગનજવાળા હતી. બંધ ગુફાના ભેજ વચ્ચે આવતી તાજી ગરમ હવાની લહેરખી હતી. લેઆઉટ શબ્દનો અર્થ તો શું, શબ્દ પણ સાંભળ્યો નહોતો, ત્યારે એણે લેઆઉટ શું કહેવાય એની પિછાન કરાવી.

એમનું લખાણ ફ્યુઝન લેન્ગ્વેજમાં જ રહેતું. ચિક્કાર અંગરેજી શબ્દોનો સ્વાદિષ્ટ વઘાર ધીમી આંચે પકવેલી ગુજરાતી પર થયેલો હોય. ક્લાસિકલ બ્રિટિશ ઈંગ્લીશ અને તળપદી બળૂકી કાઠિયાવાડી બોલીનું એમાં ટેસ્ટ ટ્યુબ બેબીની પેટ્રિડિશની માફક પાના પર ફલન થયું હતું. કહેવાય છે કે ગાંધી સાહેબે અખબારોમાં વારંવાર વપરાતા ઘસાયેલા લિસ્સા ફિક્કા શબ્દોનું આખું એક ચેકલિસ્ટ બનાવી દરેક સ્ટાફ મેમ્બરને આપ્યું હતું. એવા ટિપિકલ વર્ડસના ઉપયોગ પર પ્રતિબંધ હતો. એકદમ કેચી મથાળાં અને પહેલા પાને આઠઆઠ કોલમની રસભરપૂર તસવીરો. 'રાજનામ રાજેશરી' નામથી આખાં પાનાં ભરીને વાચકોના પત્રો છાપતાં. હસમુખ ગાંધીએ પ્રેસનોટિયા ઘોરખોદિયા ચર્ચાપત્રીઓની લશ્કરી મિજાજમાં છુટ્ટી કરી નાખી હતી.

**એમનું નામ હસમુખ ગાંધી. સમકાલીન તંત્રી. એમના દિલમાં એ આગવું અખબાર હતું, અને એ સમકાલીનના દિલમાં એ. એમના લેખો વાંચીને જ ખબર પડે કે આ માણસ શાહીને બદલે લોહીથી લખતો હશે, અને એની રગેરગમાં લોહીને બદલે તેજાબ વહેતો હશે**

હસમુખ ગાંધી એવી 'ભારે જહેમત ઉઠાવી હતી'વાળી ફરમાસુ યાદીઓ કે ફલાણા ઢીકણા ગુણગાન બિરદાવલિ સમિતિની જાહેરાતો ન છાપતા. પણ ચિક્કાર કોલમો, નેશનલ ઈન્ટરનેશનલ ન્યૂઝવ્યૂઝથી ગુજરાતી થાળીની જેમ પાનાઓ છલોછલ કરી દેતા. શ્રેણિક શ્રોફથી નિરૂ શાહના નામે પોતે પણ ઘણી વાર છાપાનાં બેત્રણ પાનાં (ચોવીસેક કોલમો !) ભરાય એટલું લખતાં. તંત્રીલેખ ઉર્ફે એડિટોરિયલને ગુજરાતી અખબારોમાં ગુમાસ્તાગીરીમાંથી એમણે આઝાદ કર્યો હતો. ભયંકર સ્ટ્રોંગ વ્યૂઝ ધરાવતો આ જિદ્દી આદમી તંત્રી તરીકે લોકશાહીનો બુલંદ બાશીંદો હતો. એમને 'મણ મણની ટોપરાવતા' વાચકોના પત્રો એ ખેલદિલીથી છાપીને મર્માળુ મજાક કરીને ઉત્તર વાળતા. પોતાનાથી સામા છેડાના વિચારો વાળી કોલમો આગ્રહ કરીને લખાવતા.

ગુજરાતી ભાષામાં ધ બેસ્ટ ફિલ્મ રિવ્યૂઝ એમણે અલાયદા હાસ્યલેખની ગરજ સારે એવા ચોટડૂક નિરીક્ષણો સાથે રમતિયાળ ભાષાના સ્વામી કેતન મિસ્ત્રી પાસે 'ફીલ્મોમીટર'માં કરાવ્યા હતા. સચીન તેન્ડુલકર જેવી ઝમકદાર ફટાકાબાજી છેલ્લા પાને રોજેરોજ 'તારીખ અને તવારિખ' નામની સૌરભ શાહની કરિઅરબેસ્ટ

કોલમમાં થતી. ચંદ્રકાંત બક્ષી, ગુણવંત શાહ, મધુ રાય, કાંતિ ભટ્ટ, નગીનદાસ સંઘવી, સુરેશ દલાલ, દિગંત ઓઝા, રમેશ ઓઝા, રજનીકુમાર પંડ્યા સમકાલીનના તાજમાં તમામ રત્નો ઝળાંહળાં થતાં, અને એમના બીજા લખાણથી વેગળા એવા એક્સ્ટ્રા ઓર્ડિનરી પીસ સિરીઝ લખતા. દિપક સોલિયા, કાના બાંટવા, દિલીપ ગોહિલ કે સંજય છેલ જેવા આજે જાણીતા લેખકો — સંપાદકો બની ગયેલા નામોના પત્રકારત્વની પહેલી પાઠશાળા પણ સમકાલીન હતી. શિશિર રામાવત-ધૈવત ત્રિવેદી-ઊર્વીશ કોઠારી-રાજેશ થાવાણી-નરેશ શાહ-રશ્મિન શાહ-અલ્પેશ ભાલાળા-પ્રણવ અધ્યારૂ જેવા સંભવતઃ સમકાલીનવાચકમાંથી લેખક બનેલા સેંકડો 'એક્સ્ટર્નલ સ્ટુડન્ટસ' તો વળી જુદા. મુંબઇની અખબારી આલમની ફોર્મ્યુલાને આ વન મેન આર્મીએ ઉપરતળે કરી નાખી હતી. હરકિસનભાઈ અને હરીન્દ્રભાઈના મેઈનસ્ટ્રીમ જર્નાલિઝમના ગ્રીનહાઉસમાં જાણે એક ગરૂડ પાંખો ફફડાવવા લાગ્યું હતું.

સમકાલીનની રવિપૂર્તિનું નામ વરાયટી હતું. ગાંધીભાઇ એમાં પહેલા પાને 'કેફિયત' લખતા. દિલ તરબતર થઈ જાય, અને હણહણતા અરબી અશ્વો દિમાગમાં ખરીઓથી ધૂળ ઉડાડતા હોય, એવી અનુભૂતિ હસમુખ ગાંધીની સ્કારલેટ જોન્સનની કાયા જેવી ચુસ્તદુરસ્ત, તીખીતમતમતી, મારકણી કલમની માયામાં રહેતી. 'પહેલો પુરૂષ એકવચન' નામે પોતાની અને પોતાના ક્ષેત્રની જ કાલ્પનિક પાત્ર નૌતમલાલ (ચાંદીની મૂઠવાળી લાકડી, એલચીવાળું મસ્સાલેદાર પાન !)ના માધ્યમે વટભેર ઉડાડતા. એમના લેખો હંમેશા એન્ટી એસ્ટાબ્લિશમેન્ટ રહેતા. ઢોંગી ધર્મગુરૂઓ, દંભી બાવામુલ્લાઓની જમાત સામે એમને એલર્જીની હદે ચીડ ચડતી, અને સુંવાળી ચિબાવલી વાતોમાં એ છુપાવવાને બદલે શબ્દોના સાટકા વીંઝીને એ પ્રહારો કરતા. આજેય અવનવા લાગે એવા સેંકડો પ્રયોગો કરનાર હસમુખ ગાંધીનું 'સમકાલીન' એટલે એમનું પોતીકું એક રજવાડું.

**'સમકાલીન' એક અખબાર નહિ, એક સ્કૂલ હતી. ગુજરાતી પત્રકારત્વમાં હજુ પ્રવૃત્ત અને સરટોચના સ્થાને બેઠેલી આખી એક જનરેશન, એક ફૌજ, એક બ્રિગેડ એમની સરદારી નીચે શું લખવું, શું ન લખવું અને કેવી રીતે લખવું એ શીખી હતી**

કહ્યું ને, 'સમકાલીન' એક અખબાર નહિ, એક સ્કૂલ હતી. ગુજરાતી પત્રકારત્વમાં હજુ પ્રવૃત્ત અને સરટોચના સ્થાને બેઠેલી આખી એક જનરેશન, એક ફૌજ, એક બ્રિગેડ એમની સરદારી નીચે શું લખવું, શું ન લખવું અને કેવી રીતે લખવું એ શીખી હતી. હું એક પણ જર્નાલિઝમની સ્કૂલમાં ( પાછળથી પ્રવચનો આપવા સિવાય) ગયો નથી. મારો પત્રકારત્વ અને લેખનને સમજવાનો અખાડો એટલે સમકાલીન. જો ગોંડલ જેવા નાના ગામમાં, મિડિયાના કોઇ બેકગ્રાઉન્ડ વિનાનો એક તરૂણ વાચક એક અખબારમાંથી આટલું મેળવી શકે, તો ટીમનું ઘડતર કેવું થતું હશે ત્યાં !

★★★

આ બધા જ વિચારોને મનમાં ઘોળતો ઘોળતો હું એક્સપ્રેસ ટાવર્સની લિફ્ટ પાસે ત્રણેક કલાકની સફર ખેડીને પહોંચ્યો હતો. મધરાતના એકલા પાછા જવાનું જોખમ ઉઠાવ્યું હતું. લિફ્ટ આવી પણ ઉપર જવામાં ડર લાગ્યો. હસમુખ ગાંધી તો ડિસિપ્લીનના ધરખમ આગ્રહી તંત્રી. એકએક શબ્દમાં જાણે તલવારની ધાર, ઠોસ ચટ્ટાનનું વજન. બહુ તેજસ્વી સૂરજ આંખોને આંજી દે એવો હોય. ક્યાંક અજાણ્યા કોલેજિયને પાડેલી ખલેલને લીધે હસમુખભાઇ રૌદ્રરૂપ ધારણ કરશે તો ?

એ ડરથી પાછો ફરી ગયો ! અઢળક દોસ્તો આ વાતને આજે સાંભળીને હસી કાઢે છે પણ હસમુખ ગાંધીના લેખનનો એવો જાજરમાન દોરદમામ, ઠસ્સો છવાયેલો હતો. છપાયેલા શબ્દની એ શકિત હતી.

વર્ષો પછી 'અરિ પણ ગાશે દિલથી' લખી ગાંધીભાઇએ ભારે હૈયે 'સમકાલીન' છોડ્યું. (સ્થાપનાના અગિયારમા વર્ષે ) એ એમનું સંતાન હતું. સાત ખોટનું, પહેલા ખોળાનું. કલાસ ઓડિયંસનું, એ કલાસિક અખબાર લેખકોને વાચક બનાવે તેવું સુપરહિટ એકલપંડે કરીને સેનાપતિએ વિદાય લીધી. ગાંધીભાઇ વિનાનું સમકાલીન વેન્ટીલેટર પર ચાલતી સિસ્ટમ જેવું હતું. ખોળિયું હતું, પ્રાણ નહોતો.

હસમુખ ગાંધીએ રોજ એક પાનું ભરીને અન્ય સાંધ્ય દૈનિકોમાં લખ્યું. ઓસરીમાં ઘોડા દોડાવ્યા. અંગત જીવનમાં ઝંઝાવાતો આવ્યા. એમના એક લેખની ભૂલો બતાવતો એક પત્ર મેં વાચકની હેસિયતથી મિડ-ડેમાં લખ્યો. એ છપાયો ત્યારે વાઘની મૂછ ખેંચી લીધી હોય, એવો સોંપો પડી ગયો. મુંબઇથી દિગ્મૂઢ થઇ રહેલા વાચકોના પત્રો, પત્રકારોના ફોન આવ્યા. હસમુખ ગાંધીનો સ્પિરિટ સલામને લાયક હતો, એની પ્રતીતિ હતી જ, આ ઘટનાથી સાબિતી મળી. એમણે જાહેરમાં કોઇ ગોળગોળ વાતો કર્યા વિના પોતાનો હકીકતદોષ સ્વીકારી એક મામુલી વાચકની રોકડી પ્રશંસા કરી. કૌટુંબિક મિત્ર જેવા વડીલ સ્નેહી અરવિંદ શાહ (મિડ-ડેના તત્કાલીન સૌરાષ્ટ્ર બ્યુરો ચીફ) એમને મુંબઇ મળવા ગયા હતા. પાન ખાતી વખતે, છેલ્લે જવા ટાણે મારી વાત કરી. મારી સમકાલીનભકિતથી એ પરિચિત. હસમુખભાઇ ત્યારે મારી નવી નવી કૌમાર્યમાં પ્રવેશતી 'ગુજરાત સમાચાર'ની કોલમ વાંચતા. એમણે ઉમળકાથી કહ્યું, 'જયને કહેજો, મને આવે ત્યારે જરૂર મળે. હું કોઇ વાચક પ્રેમથી પેન આપે તો પણ સ્વીકારી લઉં. પણ કોઇ સોદાગર જમીનનો પ્લોટ આપે તો ન લઉં !'

એ ક્ષણ ક્યારેય આવી નહિ. એક વખત હું પાછો

ફરી ગયેલો, આ વખતે હસમુખ ગાંધીએ ઉતાવળ કરી. તારતાર થઇ ગયેલી જિંદગી જીવનારો, મિડિયોકર માણસોને પોતાનાથી આગળ નીકળતા જોઇને, એમની સફળતા નીચે કચડાતો એ અજંપાથી અકળાતો આદમી અચાનક ૧૯૯૮માં ૬૬ વર્ષ બળાપા અને અજંપાના વલોપાતમાં કાઢીને એક્ઝિટ કરી ગયો. આઇબીએમના એકચક્રી શાસન સામે એપલનું ટ્રેન્ડસેટર હોમપીસી મુકનાર સ્ટીવ જોબ્સને જે-તે વખતે જેમ કદી બિલ ગેટ્સ જેટલી સમૃદ્ધિ-પ્રસિદ્ધિ  ન મળી, એવું જ આ વિરલાને થયું. એને તો ન દોલત મળી, ન શોહરત મળી. જે વાચકો માટે એમણે જિંદગી ફના કરી, એ વાચકો તો 'આંગળી જળમાંથી નીકળી અને જગ્યા પુરાઇ ગઈ'ની માફક તાબડતોબ ભૂલી ગયા.

ત્યાં સુધીમાં ગાંધીભાઈ પછી તંત્રી બનેલા હરિ દેસાઈએ મને ગધ્ધાપચ્ચીસી પૂરી થાય એ પહેલા સમકાલીનનો જ કટારલેખક પ્રેમાગ્રહથી બનાવી દીધો હતો! એ વખતે 'રામઝરૂખે' નામથી મીડિયાવોચની (ગુજરાતી પત્રકારત્વમાં શું ચાલે છે, શું હોવું જોઈએ, કોણ કેવા લચ્છા મારે છે, કેવા ગપ્પાં મારે છે-એ બતાવતી) કોલમ પણ હું લખતો થઇ ગયેલો! બાદમાં જનક શાહ અને છેલ્લે મેહુલ દાણીએ સંભાળ્યા બાદ પહેલેથી જ ઓછો પણ આગવો વાચકવર્ગ ધરાવતું અને ક્રમે ક્રમે એ ય ગુમાવતું સમકાલીન અંતે ઠપ્પ થઇ ગયું.

ખેર, મને તર્પણરૂપે એક શ્રદ્ધાંજલિ લેખ ૧૯૯૮માં એ ગુજરી ગયા ત્યારે લખવા મળ્યો હતો. સૌરભ શાહ ત્યારે મિડ-ડેના એડિટર હતા. એમણે ફોન કરીને ઈજન આપ્યું હતું. ટાઇટલ આપ્યું :

*'વો તો હૈ અલબેલા, હજારો મેં અકેલા...*
*સદા તુમને એબ દેખા, હુનર કો ન દેખા...'*
*જંગલ મેં મોર નાચા, કિસને દેખા ?*

★★★

૨૬ જાન્યુઆરી, આ માત્ર પ્રજાસત્તાક દિન નથી. હસમુખ ગાંધીની પુણ્યતિથિ છે!

રીડર માય લોર્ડ, ગુજરાતી પત્રકારત્વ અને લેખનનું એક શિખર ગણાય એવા હસમુખ ગાંધીનું કોઇ સાહિત્ય જ આ ગુજરાતી પ્રજાએ સાચવ્યું નથી. કોઇ પત્રકારત્વની કોલેજમાં પણ એનો શાસ્ત્રીય અભ્યાસ થતો નથી. જર્નાલિઝમના સાઇબરકિડ્સ તો ભૂલાઇ ગયેલા કોઇ પેગાન દેવતાની ખંડિત પ્રતિમા બે ઘડી મુગ્ધ બનીને ટુરિસ્ટ નિહાળે, એ અદાથી જરા વિસ્મિત થઇ, ઔપચારિક વખાણ કરી કે પછી 'હુ કેર્સ'ના ખભા ઉલાળી બ્લોગિંગ માટે લોગ ઇન થઇ જશે. હસમુખ ગાંધીના લખાણની કોઇ દળદાર અને દમદાર ગ્રંથશ્રેણી હોય તો એમની ધીંગી કામગીરીનો પરિચય ભવિષ્યના કોઇ રસિકડાને થઇ શકે ને  વાંચી એની સરાણ પર વિચારતણખા ઝરે, ત્યારે એમની ભાષાની તીક્ષ્ણ ધાર નીકળે ને ! સમગ્ર ગુજરાતે હસમુખ ગાંધીને વિસારે પાડી દીધા છે. એક સમ ખાવા પૂરતું ચર્ચાસત્ર પણ ક્યાંય થયું ?

જો તમને પોપ્યુલર માર્કેટિંગ કે નેટવર્કિંગ આવડતું ન હોય, જો તમે સો ટચની નિષ્ઠાથી કામ કરવા સિવાય બીજું કશું મેનિપ્યુલેશન શીખ્યા ન હો, જોજો તમે સંબંધો સાચવવાની મીઠાશને બદલે સાચું બોલવાની કડવાશનો માર્ગ પસંદ કરો, જો તમે ફુરસદનો સમય વાંચન, લેખન, જ્ઞાનસાધના તણા તપમાં કાઢો અને પબ્લિક રિલેશન્સ કે સેલ્ફ મેનેજમેન્ટ પાછળ ન આપો તો આ દેશમાં તમારી જેવી (અવ)દશા થાય તેનું હસમુખ ગાંધી સ્તબ્ધ કરી દે, તેનું હોરિફિક એક્ઝામ્પલ છે. સત્વ અને સત્ય હોવા છતાં એમનું લખાણ જ જાણે કોઇ ઐતિહાસિક દસ્તાવેજના પાના ફાટી ગયા હોય, એમ અલોપ થઇ ગયું ! જાણે કોઇ એક્ટરની ઘણીખરી ફિલ્મોની પ્રિન્ટ ખતમ થઇ ગઇ. (ડીવીડી બને એ પહેલા !) જાણે કોઇ ક્રિકેટરનો રેકોર્ડ ભૂંસી નાખવામાં આવ્યો ! અને છતાં ય કોઇને કશી પડી જ ન હોય... મીલોં તક ખામોશી હૈ !

★★★

બરાબર યાદ છે (આવી વાત તો કેમ ભૂલાય ?) ગોંડલમાં એ વખતે પાંચ નંગ 'સમકાલીન' આવતા. એક જાહેર પુસ્તકાલય માટે, બીજું એમ.બી. કોલેજમાં, ત્રીજું એક એન્જિનિયર સાહેબ માટે, ચોથું અમારા ઘર માટે અને પાંચમુ ન્યુઝ સ્ટોલ ઉપર રાખવા (અને મોટે ભાગે પસ્તી કરવા !) એ ય મુંબઇના બહાર પડ્યા પછી ત્રીજે દિવસે હાથમાં આવે ! છતાં ય કોઇ દિવસ એ છાપું વાસી ન લાગે! ફ્રેશ ફોરએવર. અડતાલીસ કલાક પછી પણ છાપું હમણાં જ લખાયું હોય એવું રોજેરોજ લાગે, એટલી સિદ્ધિ જ એની ક્વોલિટીને ટાઇમલેસ બનાવવા પૂરતી નથી ?

સમકાલીન લેવા ઘણી વખત રાતના ત્રણત્રણ ધક્કા ખાઇને જતો. થોડો સમય ડિસ્ટ્રીબ્યુશન પ્રોબ્લેમને લીધે સમકાલીન આવતું બંધ થયું. ત્યારે કોલેજ માટે મારું રાજકોટનું અપડાઉન શરૂ થઇ ચૂક્યું હતું. એવું બન્યું જાણે કે જાહેર રજાના દિવસે કોલેજ બંધ હોય, પણ સમકાલીન જેવાં છાપાં મેગેઝીન લેવા હું (બસનો પાસ ત્યારે ન ચાલે એટલે બે રૂપિયાનાં છાપાં માટે વીસ રૂપિયાનું ભાડું ખાલી ખિસ્સે પણ ખર્ચીને) જાઉં. એક વ્યસન વળગેલું. સનક હતી. બંધાણીની રગોમાં કસુંબલ અમલ વિના કડાકા થાય, મારીજુઆનાના ડ્રગ એડિક્ટને ગળે શોષ પડે એવું કમ્પલઝન હતું ત્યારે બધી કોલમો વાંચવાનું. જે કોપી વેચાતી ન મળતી, એ વાંચવા કોલેજ પૂરી થયે, લંચ સ્કિપ કરીને બપોરે એકલો લાયબ્રેરીમાં બેસતો. કોલેજમાં ન આવ્યું હોય તો ?

એક વખતે એક્સપ્રેસ જૂથનું જનસત્તા રાજકોટમાં બહાર પડતું. એની ઓફિસે જઇ એડવર્ટાઇઝિંગ માટે ત્યાં પડેલી કોપી માટે રીતસર કાકલૂદી કરવાની, છેલ્લે ઝેરોક્ષ

કરાવવાની તૈયારી ! પછી ન મળે તો મુંબઇના મિત્રને કહી ત્યાં શોધાવીને કુરિયર કરાવવાનું. ગંજ ખડકાયો આમ એકઠા થયેલા સમકાલીનનો ! એની માઇક્રોફિલ્મ્સ તો ક્યાંય ધૂળ ખાતી હશે, એક્સપ્રેસ ગ્રૂપની ઓફિસમાં, પણ આ સમકાલીન સાચવતા અમારો દમ નીકળી જતો. ઘરમાં અમારી પથારી સાંકડી થાય, અને સિલ્વર ફિશ જેવા અખબારી કીડાઓને મખમલી બિછાનું મળે ! બધે જ એના ઢગલા. એક આખો ઓરડો ભરાયેલો !

આ લખું છું અને એ દૃશ્ય મારી આંખ સામે તરવરે છે. ઉધરસ ખાતા ખાતા મારી મમ્મી એકએક છાપામેગેઝીનને તારીખવાર ગોઠવતી, અને શ્વાસની બીમારીવાળા પિતા હાંફતા હાંફતા એને વ્યવસ્થિત રાખતા એનું ! ઘણીવાર એ ખોલીને વાંચતો, માટે જીવની જેમ સાચવવાનું ફરમાન હતું. ખબર નહોતી કે આવી ઘેલછા તો મૂળ પ્રકાશનોને પણ નથી હોતી! (આવી જ રીતે સચવાયેલા ગુજરાતી મેગેઝીન્સનું કલેકશન મૂળ મેગેઝીન્સને પણ ખપતું નથી ! અને અંગ્રેજી મેગેઝીન્સ ઓનલાઇન આર્કાઇવ્ઝ બનાવી ચૂક્યા છે) હસમુખ ગાંધીના ખરા પ્રેમીજન કહી શકાય એવા લેખક સૌરભ શાહ એક દિવસે અચાનક ઘેર આવ્યા. બાથરૂમમાં ખડકાયેલા ગંજ જોઇને કહેલું, 'સાચવજે, એક પુસ્તક કરવું છે, એમાં આ કલેકશન કામ લાગશે.'

પુસ્તક તો ન થયું. ઉધઇ થઇ ગઇ. એ અખબારોને લીધે ઘરનો લાકડાનો દરવાજો સડીને ખવાઇ ગયો ! બેફામ વરસાદનું પાણી ત્યારે ભરાયેલું. મોટી જગ્યા રાખવા જેટલી આર્થિક આવક નહોતી. કેટલોક ખજાનો લૂંટાયા પછી પણ હજુ ખાસ્સું બચ્યું હતું. કેટલાય મૂર્ધન્ય લેખકો, વાચકો, પત્રકારોને ફોન કર્યા, એસએમએસ કર્યા. કોઇને આ જોઇએ તો! કોઇને આવી સાચવણીમાં અમારી જેમ વર્ષો બગાડવાની મૂર્ખાઇ કરવી નહોતી. ત્યારે સોશ્યલ નેટવર્ક હતું નહિ, નહિ તો રીતસર ટહેલ નાખી હોત!

મમ્મીને કેન્સરે છીનવી લીધી હતી. એકલે હાથે સચવાય એમ હતું નહિ. ખબર હતી કે આખો એક કાળખંડ ખારી શિંગના પડીકામાં ફેરવાઇ જશે. પણ અંદરથી ઉઠતી વેદનાનો ગુસ્સો હતો. અંતે એ ફેંકી દેવાનો, સાડા ત્રણ રૂપિયે કિલોની પસ્તી કરવાનો નિર્ણય લેવો પડ્યો. જેમતેમ કરી તો ય ઘણા લેખોના કટિંગ્સ સાચવ્યા.

સમકાલીન તો ગયા. ગાંધીભાઈના ભૂતપૂર્વ તંત્રી રહી ચુકેલા સુરતના એક પત્રકારે સામેથી માંગી એ લેખોના કટિંગ્સ કમ્પોઝ કરાવવા લીધા. ગુજરાતીમાં આજે જ્યાંજ્યાં હસમુખ ગાંધીના લખાણ છપાય છે, એની એક ગંગોત્રી મારા ઘરમાં ય હતી. એની પાછળ અડધી જુવાનીની કુરબાની છે. પણ કોઇને એની કદર તો શું, ખબર પણ નથી. હદ તો એ છે કે કોઈ પાસેથી હજુ એ લેખોની ડિજિટલ સીડી પણ મને મળી નથી. એ કોઇ પાસે સલામત હશે, એવી ધરપત જરૂર છે. પણ એ સીડી મારા ખજાનામાંથી તૈયાર થઇ હોવા છતાં કોઈએ મને પહોંચાડી નથી. અનેક ઉઘરાણીઓ પણ પરિણામ શૂન્ય. ખુદ ગાંધીભાઈ જ ભૂલાઈ જતા હોય તો સીડી શું વિસાતમાં !

હા, એ પછી હસમુખ ગાંધીના લખાણોનું સમ ખાવા પૂરતું એક પુસ્તક દિવ્યાંગ શુકલે સંપાદિત કરેલું, રહી રહીને ગયા વર્ષે ઈમેજ પબ્લિકેશને યાદગાર તંત્રીલેખો સિરીઝમાં બહાર પડ્યું છે. પુસ્તકના મર્યાદિત કદમાં એમના કસબનું પાંચ ટકા ય ઝીલાયું નથી. પણ ગાંધીભાઈ શું હતા એના ફર્સ્ટ ઈન્ટ્રોડક્શન માટે યંગથીંગ્સ માટે એ બ્યુટીફુલ બિગીનિંગની ગરજ સારી શકે. પણ એ તો કકડીને ભૂખ લાગી હોય ત્યારે અડધું બિસ્કિટનું પેકેટ મળે એવું જ. આજે મારો કોઈ ઉગ્ર કે આક્રમક લેખ વાંચી સાહજિક રીતે કોઈ બક્ષીની તેજાબી શૈલીની યાદ અપાવે ત્યારે મને હસમુખ ગાંધી ય યાદ આવે. બક્ષી સલ્ફ્યુરિક એસિડવાળી પેનથી લખતા, તો હસમુખ ગાંધી નાઈટ્રિક એસિડવાળી પેનથી. ગોંડલિયા મરચાં જેવા એમના લેખો હોય.

વાત નીકળે ત્યારે સમકાલીન કે હસમુખ ગાંધીની હૈસો હૈસો વાહવાહી કરનારાઓએ મેં એ મેળવવા ખાધેલા ધક્કા કે એ જાળવવા કરેલા ઉજાગરા વેઠ્યા નથી. હજુ ય એમના કેટલાક સમાંતર-મિડ ડેના લખાણો ફાઇલબદ્ધ કરીને મેં સાચવ્યા છે. હવે એ કોઇને આપવાની હિંમત થતી નથી. ન તો એનું કશું આગળ થવાનું છે. જો કે, ખુદ હસમુખ ગાંધીની હયાતી જ જ્યાં યાદ ન હોય, ત્યાં મારી આ મહેનતની હેસિયત અંગે ફરિયાદ કરવાનો હું હકદાર નથી. નાસ્તિ મૂલમ્, કુતો શાખા? (વિધાઉટ રૂટસ, હાઉ કેન ધેર બી એ બ્રાન્ચ ?)

દોસ્તો, સફરના સાથીઓ... આ છે આપણો વાંચનપ્રેમ! આવા કંઇ કેટલાય મેગેઝીન્સ અને એમાં બંધ થયેલો ટાઇમ કેપ્સ્યુલ જેવો સમયનો ઈતિહાસ હજુ મારા એને લીધે ગુજરીબજાર જેવા લાગતા ગૃહમાં થીજી ગયો છે. વાંચે ગુજરાતની હાકલો વચ્ચે પુસ્તકાલયોમાં પુસ્તકો સચવાય છે, પણ મસ્તકોમાં લેખકો સચવાય છે ખરા ? એમના લેખો ? શબ્દથી શૂન્ય સુધી ? અહી તો હરિવંશરાય તો જ અમર થાય, જો અમિતાભ સુપરસ્ટાર થાય. રિયાલીટી બાઇટ્સ.

હસમુખ ગાંધી બહુમતી મહાજાતિ ગુજરાતીની સ્મૃતિમાં ય સચવાયા નથી, પછી એમને વિવેક ખાતર 'સ્મૃતિશેષ' પણ કેમ કહેવા?

**(શીર્ષક પંકિતઃ કામિલ વટવા )**

*૩૦૨, ઉજાશ ફ્લેટ, નાલંદા પાર્કની બાજુમાં,*
*અમીન માર્ગ, કાલાવડ રોડ, રાજકોટ.*
*મો - ૯૮૨૫૪૩૭૩૭૩*

# 'જય જય ગરવી ગુજરાત' જ નહીં 'જય જય ગરવી ગુજરાતી થાળી' તેમ પણ બોલજો સ્વર્ણિમ ગુજરાતી થાળી

- *ભવેન કચ્છી*

**"અ**મે એફિલ ટાવર પર રોટલી-દાળ-ભાત અને શાકની થાળી જમાડીશું. સ્વીત્ઝર્લેન્ડના બર્ફીલા માઉન્ટ ટીલ્ટીસ પર રોપ-વેની રોમાંચકતા પૂરી કર્યા બાદ બપોરે ખમણ-ઢોકળાં પીરસીશું."

યુરોપનો પ્રવાસ કરાવતી કંપનીઓને ગુજરાતી પ્રવાસીઓને આકર્ષવા માટે ગુજરાતી ભોજન-નાસ્તા પૂરાં પાડવામાં આવશે તેવું આકર્ષણ ઊભું કરવું જ પડતું હોય છે. અમેરિકા અને યુરોપના ટુર ઓપરેટરો ગુજરાતી પ્રવાસી પૂછપરછ માટે આવે એટલે જોવાલાયક સ્થળો, ટ્રેકિંગ, અદ્‌ભુત પ્રકૃતિના નજારાની સાઈટો કે ઈવન સાત અજાયબીઓ પ્રવાસ દરમિયાન બતાવવાની છે તેવા ફોટાઓ બતાવતા માર્કેટિંગ નિર્દેશન કરતા હોય છે ત્યારે પ્રવાસ ઈચ્છુક ગુજરાતીના મનમાં એ જ પ્રશ્ન ચાલતો હોય છે કે "અજાયબી-ફજાયબી તો ઠીક છે. પ્રવાસ દરમિયાન ભોજનની વ્યવસ્થા કેવી છે તેની વાત કરો."

ગુજરાત ભારતનું એકમાત્ર રાજ્ય છે જેના ટૂર ઓપરેટરોને ગ્રૂપ વિદેશ યાત્રામાં રીતસરના રસોઈયાનો સ્ટાફ લઈ જવો પડે છે. વિમાનમાં મોટા તપેલાં, ગેસ સ્ટવ, કૂકરો, થાળી-વાટકા અને તેલના ડબ્બા, અનાજ, મરી-મસાલા અને શાકભાજીનાં મોટાં પેકિંગ જોઈને એરલાઈન્સનો સ્ટાફ મોં મલકાવતા બધાને આવકારે છે..."વેલકમ ગુજરાત."

ગુજરાત હવે મેટ્રોના પ્રભાવ હેઠળ કોસ્મોપોલિટિન બનતું જાય છે. ગુજરાતની પ્રજા જેમ વિશ્વના અન્ય દેશોમાં આદર અને સન્માન સાથે જે તે દેશની મિલકત બનીને ભળી જાય છે તેમ દેશના અન્ય પ્રાંતના હજારો નાગરિકોને પણ મુખ્ય પ્રવાહમાં ભળવા દેવાની ઉદારતા દાખવે છે.

આપણી આગવી વેશ પરિધાન પદ્ધતિ તથા અન્ય જીવન શૈલી મેટ્રો બનતી જાય છે. એક ગુજરાતી તરીકેની આંતરિક ખાસિયતો કે લાક્ષણિકતા ચોક્કસ જળવાઈ રહી હશે, પણ બાહ્ય ઓળખ અલોપ થતી જાય છે.

આવા સંજોગોમાં જેમ વ્યસન વગર ના ચાલે તેમ ગુજરાતી ભોજન-નાસ્તા માટેની તલબ તેમજ ચુંબકીય ખેંચાણ જ ગુજરાતીપણાને ટકાવી રાખવામાં સિંહ ફાળો આપે છે. આપણે સાઉથ ઈન્ડિયન, પંજાબી, ઈટાલિયન, ચાઈનીઝથી માંડી કોન્ટિનેન્ટલ ફૂડની પણ "વિવિધતામાં એકતા"ના ધોરણે જયાફત માણીએ છીએ પણ અંતે આપણી ભૂખનો મોક્ષ તો ગુજરાતી ભોજનથી જ થાય છે.

ઘરમાં આરોગતા હોય છે તે કાઠિયાવાડી કે ગુજરાતી થાળી બહાર રૂ. ૩૦૦થી ૭૦૦માં ખાનાર પણ આપણે જ છીએ.

આપણું ગુજરાતી ભોજન કે નાસ્તા માટેનું આ હદે વળગણ કેમ છે તેનું ખરેખર તો દૈહિક અને પાચક રસના સંદર્ભમાં જીનેટિક સંશોધન કરવું જોઈએ...! વિદેશમાં પણ ગુજરાતી ભોજન ના મળે તો ભારતીય ભોજન શોધવા માટે ગુજરાતી જે હદે શોધખોળ કરે છે તેવું બીજા કોઈ રાજ્યની પ્રજા નથી કરતી.

"મને તો સેન્ડવીચ, બર્ગર કે પિત્ઝા પણ ચાલે, ઊલટું વધારે ખાવા મળે" તેવો દાવો કરતો ૨૦ વર્ષનો મોડર્ન ગુજરાતી યુવાન ઓસ્ટ્રેલિયા અભ્યાસ કરવા ગયો ત્યારે તેની મમ્મીએ સામાનમાં થેપલાં, સુકીભાજી, ખાખરા, સકરપારા, પુરી, સેવ-મમરા તથા અન્ય નમકીન અઠવાડિયું ચાલે એટલા ભરી આપ્યાં. સામાનમાં ખાસ્સી જગા આ રીતે રોકાવાથી છોકરાએ મમ્મી જોડે રીતસરનો ઝઘડો કરતા કહ્યું કે "તમે મને તમારા જેવો જૂનવાણી સમજો છો." મમ્મી માની જ નહીં.

ઓસ્ટ્રેલિયા પહોંચ્યા પછી બીજી વ્યવસ્થા ના થઈ ત્યાં સુધી તેને આપણા ગુજરાતી ભોજન અને નાસ્તાની એ હદે તલબ થતી હતી કે તેને મમ્મી પરના ગુસ્સા બદલ ભારે પશ્ચાતાપ થયો. જે તેણે ફોન પર પણ વ્યક્ત કર્યો. અમેરિકા, કેનેડા, ઑસ્ટ્રેલિયા કે ન્યૂઝીલેન્ડ જતા આપણા ગુજરાતી વિદ્યાર્થીઓ પણ અહીંથી બીએપીએસ (સ્વામિનારાયણ) વિદેશમાં આવેલા મંદિર પરની "આવેલ વ્યક્તિને ગુજરાતી ભોજન આપવાની" ભલામણ કરતી ચીઠ્ઠી મેળવે તો વિઝા મળ્યા જેટલો આનંદ થતો હોય છે.

માત્ર વિદેશમાં જ નહીં, ગુજરાત બહારનાં રાજ્યો કે ગુજરાતનાં ગામો કે ઔદ્યોગિક શહેરોમાં અભ્યાસ નોકરી કરનારાઓને આવા મંદિરો તૃપ્તિનો ઓડકાર આપીને મોટું સેવા-પુણ્ય કાર્ય કરે છે.

એવા ગુજરાતીઓ પ્રવાસીઓ પણ છે જેઓ સ્વીત્ઝર્લેન્ડના જેવા દેશમાં છેલ્લા કેટલાંક દિવસોથી રોટલી-શાક અને ભાત ના મળ્યા હોય તો ઈન્ડિયન રેસ્ટોરાં શોધી કાઢે છે. ઝ્યુરિચમાં એક રોટલી રૂ. ૫૦૦ માં પડતી હોય છે. આવી એક રોટલી નાના-નાના કોળિયા સાથે જે રીતે ચાવીને દસ મિનિટ સુધી ખાતા હોય તે ગુજરાતીઓને જોવા તે અવિસ્મરણીય દૃશ્ય હોય છે.

ગુજરાતથી નીકળતી વખતે નાસ્તાનો જે સામાન સજારૂપ બોજ લાગતો હોય છે તે જ વિદેશમાં ત્રણ-ચાર દિવસ વિતાવ્યા પછી આપણો અહમ્ બરફની જેમ પીગળવા માટે નિમિત્ત બને છે. અઠવાડિયા જુના ખાખરા અને ખારી પુરી, સેવ-મમરા, બદામ-કાજુની જેમ સાચવીને મમળવાતા હોય છે.

આપણી ગુજરાતી મમ્મી જેટલી પ્રેમાળ પમ અન્ય રાજ્યોની નહીં હોય તેવું લાગે. ગુજરાતની અસ્મિતા અને સંસ્કૃતિની બ્રાન્ડ એમ્બેસેડર આવી મમ્મી જ હોઈ શકે. અમિતાભ બચ્ચન નહીં. માત્ર ગુજરાતી ભોજન હોય તે જ પૂરતું નથી. પ્રત્યેક ઘર કે કુટુંબને તેની ગુજરાતી થાળી જોડે આગવું સ્વાદિષ્ટ જોડાણ હોય છે. એ રીતે જોઈએ તો ગુજરાતીનું પ્રથમ પ્રાધાન્ય તેના ઘરમાં બને છે તે પ્રકારનું બનેલું ભોજન હોય છે. ગુજરાતીઓનું આ પાસું પણ બેજોડ કહી શકાય. પ્રત્યેક ઘર, જ્ઞાતિ, ગામ અને પ્રાંતનો પોતીકો સ્વાદ હોય છે. કાઠિયાવાડ, ઝાલાવાડ, ઈતર સૌરાષ્ટ્ર, કચ્છ, સુરત (દક્ષિણ ગુજરાત), મધ્ય ગુજરાત અને અમદાવાદની ગુજરાતી થાળી પણ તે રીતે જુદી પડે. તેવી જ રીતે ગુજરાતી અને જૈન થાળીમાં પણ (કંદ વગરના) સ્વાદ અને બનાવટની રીતે ફર્ક ખરો. અમુક પ્રાંતના ભોજનમાં તેલ-મસાલાનો ભરપૂર ઉપયોગ થયેલો હોય. ગ્રામ્ય વિસ્તારોમાં જાડા રોટલા, શાક અને છાસનો મહિમા હજુ પણ અકબંધ છે.

ગુજરાત પર સાઉથ ઈન્ડિયન, પંજાબી, કોન્ટીનેન્ટલ ફૂડના રેસ્ટોરાઓનું આક્રમણ છેલ્લા દાયકામાં થયું છે. પીત્ઝા, બર્ગર, ચાટ, સમોસા પણ હીટ છે. થોડાં વર્ષો પહેલાં એવું લાગતું હતું કે ગુજરાતી ભોજન અને નાસ્તાની સંસ્કૃતિ ખતમ થઈ જશે. એ ખરું કે ટીન એજરો સેન્ડવીચ, પીત્ઝા, પાસ્તા, નુડલ્સ, નાચોસ, ટાકોસના દીવાના છે. પણ તેને જંક ફૂડનો દરજ્જો મળ્યો હોઈ ફાસ્ટફૂડ વિરોધી એક જોરદાર જાગૃતિ ઝુંબેશ જારી છે. મમ્મી-પપ્પા તેમના સંતાનોને ગુજરાતી ભોજન કે નાસ્તા તરફ વાળવાનો પ્રયત્ન કરતાં જોઈ શકાય છે. બાળકોને જ નાની વયથી બ્લડપ્રેશર, ડાયાબિટિસ, મેદસ્વીપણાની ફરિયાદ જોવા મળતા તે પણ એટલું તો સ્વીકારે છે આ બધું સારું તો નથી જ. હવે તો ઘરમાં ટીન એજરો કે યુવા પેઢી જ સામેથી કહે છે કે ફાસ્ટ ફૂડ બહુ ભાવે છે પણ અમુક ઈન્ટરવલ પછી સંપૂર્ણ ભોજનનો સંતોષ તો દાળ-ભાત-શાક-રોટલીમાં જ મળે છે.

ગુજરાતી કાઠિયાવાડી ભોજનની થાળીના ડાઈનિંગ હોલ થીમ રેસ્ટોરાં, ઢાબા પંજાબી અને સાઉથ ઈન્ડિયન રેસ્ટોરન્ટને સમાન હરીફાઈ પૂરી પાડે છે. ગુજરાતી ભોજનની બીજી ખાસિયત એ છે કે રૂ. ૨૫-૩૫માં પણ તમને થાળી મળી શકે છે. પુરી-શાક, પરોઠા-શાક, ખીચડી-કઢીની અલાયદી સસ્તી થાળીનો પણ વિકલ્પ રહે. આપણે ભલે પંજાબી કે અન્ય વિદેશી ભોજન કે વાનગી ખાઈએ પણ ગુજરાતીઓને આનુવંશિક રીતે જ સુપાચ્ય ગુજરાતી વાનગી અનુકૂળ છે. અન્ય ફૂડ તરત જ ગેસ, એસિડીટી, પેટની ગરબડ માટે નિમિત્ત બને છે.

આપણી પ્રગતિના પાયામાં કે બુદ્ધિમત્તા અને મહેનત કરવાની વૃત્તિની પ્રકૃતિની પાછળનું રાઝ આપણું ભોજન છે. અહિંસા, જીવદયા, સહિષ્ણુતા, ઉદારતા, આતિથ્ય જેવા સંસ્કારોનું કારણ આપણું ભોજન અને વાનગીઓ તામસી પ્રકૃતિની નથી તે જ છે. ગુજરાત આથી જ સંતોની ભૂમિ છે. શિક્ષણ, વ્યાપાર, ઉદ્યમીનો ત્રિવેણી સંગમ પણ ખોરાકના પ્રભાવ હેઠળ રચાયો છે. ખરેખર તો આપણા બાપ-દાદાઓએ તેલ કરતા ઘીના મહિમા પર ભાર મૂક્યો હતો. સમતોલ આહારના ભાગરૂપે કઠોળની હિમાયત પણ કરી હતી. ભોજન ઘેર પાટલા પર બેસીને શાંતિથી આરોગવાના હિમાયતી પણ ગુજરાતીઓ જ રહ્યા છે. ભોજન વખતે કચુંબર, અવનવાં અથાણાં, ઋતુગત બદલાતી વાનગી, શાકભાજીથી માંડી ભોજન પછી છાશ (લસ્સી નહીં) તે ગુજરાતની પ્રથા છે.

ગુજરાતના નાસ્તાઓની પણ આગવી દુનિયા છે. ઢોકળાં, મુઠિયાં, હાંડવો, ઝીણી જાડી સેવ, ફરસી પુરી, સક્કરપારા, સેવ-મમરા, પૌઆ, ખાંડવી, ખાખરા, ચકરી, ભાખરવડી, ચેવડો, ચવાણું, ભજીયાં-ગોટાં, ફુલવડી ગાંઠિયા, ફાફડા, સુરતનો લોચો, કચ્છી દાબેલી, ખીચું... મીઠાઈમાં લાડુ, શીરો, મગસ, મોહનથાળ, મેસુબ, પેંડા, બરફી, થાબડી, દૂધપાક, વેડમી(પુરણપોળી) મુળ ગુજરાતનું ગોત્ર ધરાવતી શિરમોર છે... અને આ બધું ઈતિહાસ નથી. વર્તમાન છે. જેમ 'ધરતીનો છેડો ઘર' તેવી કહેવત છે તેમ એક ગુજરાતી માટે જીભનો સળવળાટ અને જઠરની અગ્નિ ગુજરાતી ભોજન કે નાસ્તાથી જ શાંત થાય છે. વિદેશમાં પણ તે ના મળે તો તેની શોધમાં તે અવગતિયાની જેમ ભટકતા જોઈ શકાય છે. દિવાળી એટલે ફટાકડા જ નહીં મઠીયા, ઘૂઘરા, સેવ પુરી, નમકીન તમે કોઈને ખુશીના સમાચાર આપો કે ''હું તો ફરવા ઈટાલી જાઉં છું.'' તરત જ સામેથી તમને શુભેચ્છા આપવાની જગાએ ચિંતાનો સૂર નીકળશે કે ''એમ, ત્યાં ખાવાનું શું કરશો ?'' આ લેખને હળવાશથી ના લેશો. ગુજરાતને સ્થાપત્યો કે ભૂતકાળની પરંપરાને જીવિત કરવાથી માત્ર જીવાડી નહીં શકાય. આપણને આપણી ભોજન અને નાસ્તાની સંસ્કૃતિ જ જીવાડી શકે તેમ છે.

''જય જય ગરવી ગુજરાત''.... ની જોડે ''જય જય ગરવી ગુજરાતી થાળી'' પણ બોલજો.

*એમ-૭૦૪, સર્જન ટાવર, સુભાષ ચોક પાસે,*
*મેમનગર, અમદાવાદ-૫૨*
*મો - ૯૮૯૮૯૮૮૦૧૪*

# મનમોહક મોરબી

*- ડૉ. નરોત્તમ વાળંદ*

**'સૌ**રાષ્ટ્રનો ઇતિહાસ' કહે છે કે, અગાઉના સમયમાં મોરબીનો પ્રદેશ કચ્છ રાજ્યનો એક ભાગ હતો. ઈ.સ. ૧૬૯૮માં કચ્છના રાજા રાયધણજી ગુજરી ગયા તે પછી તેમના નાના કુંવર પ્રાગમજી ભાઈઓની અવગણના કરીને ગાદીએ બેઠા. તેથી તેમના ભાઈ કાંયાજીએ કચ્છના કટારિયા અને આસપાસનો પ્રદેશ કબજે કરી, ત્યાં રાજધાની સ્થાપી. આ જુદો પડેલો પ્રદેશ 'મોરબી' બન્યો. કહેવાય છે કે જિતાયેલા પ્રદેશ પર રાજાએ પોતે 'મયૂરધ્વજ'નામ ધારણ કર્યું અને તેમના નામ પરથી રાજધાનીને 'મોરબી' નામ મળ્યું. જૂનું મોરબી પહેલાં મચ્છુ નદીના પૂર્વ કાંઠે હતું, પરંતુ વારંવારનાં યુદ્ધોને કારણે તે ખખડધજ બની જવાથી પશ્ચિમ કાંઠે નવું નગર વસ્યું, તે આજનું મોરબી છે.

મોરબીના રાજાઓની વંશાવલી જોઈએ તો ઈ.સ. ૧૮૨૦માં મોરબીની ગાદીએ ઠાકોર જીયાજી હતા. તે ઈ.સ. ૧૮૨૯માં ગુજરી ગયા. તેમના પણ અનુક્રમે પ્રથિરાજ (ઈ.સ. ૧૮૪૬), રવાજી (ઈ.સ. ૧૮૭૦), વાઘજી (ઈ.સ. ૧૯૨૨) થયા. સર વાઘજીના મૃત્યુ પછી લખધીરજી (ઈ.સ. ૧૯૪૮) મોરબીની ગાદીએ બેઠા. છેલ્લા બેઉએ મોરબીનો વિકાસ કર્યો. શહેરની સડકો બંધાવી, વઢવાણ તથા મોરબીને જોડનાર રેલમાર્ગનું નિર્માણ કર્યું, નવલખી અને વવાણિયા એ બે નાનાં બંદરો શરૂ કર્યાં અને લખધીરસિંહજી એન્જિનિયરીંગ કૉલેજની સ્થાપના કરી.

દીર્ઘદૃષ્ટા, ન્યાયી અને ઉદાર રાજવી લખધીરસિંહજીએ રૂપિયા ૪૩ લાખની સખાવત કરી એક ટ્રસ્ટ કર્યું, જેમાંથી ગરીબ દર્દીઓને દવા, દુઃખીઓને આર્થિક સહાય અને રહેઠાણ કરી આપ્યાં. તેમણે ઈ.સ. ૧૯૪૭માં નિવૃત્તિ લીધી અને યુવરાજ મહેન્દ્રસિંહજી તેમના અનુગામી બન્યા. પછી તો સૌરાષ્ટ્રનાં લગભગ બધાં જ રાજ્યો ભારતીય સંઘમાં ભળી ગયાં.

મોરબી રાજકોટ જિલ્લાનો તાલુકો હતો, તે હવે જિલ્લો બન્યો છે. રાજકોટથી ૬૪ કિ.મિ. દૂર છે, અને રેલવે તથા સડકથી જોડાયેલું છે. ભૌગોલિક સ્થાન પ્રમાણે તે ૨૨° ૪૯' ઉ.અં. અને ૭૦° ૫૦' પૂ.રે.ની આજુબાજુનો પ્રદેશ આવરી લે છે. સમગ્ર તાલુકો સમથળ જમીન ધરાવે છે. આ તાલુકો કર્કવૃત્ત અને કચ્છના નાના રણ નજીક આવેલો હોઈ પ્રમાણમાં વિષમ આબોહવા ધરાવે છે. અહીં સરેરાશ વરસાદ ૫૦૦ મિ.મિ.ની આસપાસ પડે છે. ઘઉં, બાજરી, કઠોળ, કપાસ અને મગફળી અહીંના મુખ્ય કૃષિપાક છે. ખેતી અને પશુપાલન મુખ્ય વ્યવસાય છે. માછી લોકો દરિયાકિનારે માછીમારી કરે છે. નજીકમાં આવેલું બારમાસી નવલખી બંદર તાલુકાની આયાત-નિકાસ માટે ઉપયોગી બન્યું છે.

મોરબી શહેરની બાંધણી અને બજારની વ્યવસ્થા જયપુર સાથે સરખાવી શકાય એવી છે. પહોળા રસ્તા અને હારબંધ દુકાનોને લીધે શહેર શોભે છે. ગ્રીન ચોકમાં ત્રણ દરવાજાવાળો એક ઊંચો ૯થી ૧૦ મીટરનો ટાવર છે. દરબાર ગઢ, મણિમંદિર, ઝૂલતો પુલ એ બધી ઇમારતો શહેરની શોભામાં વધારો કરે છે.

નાટ્યકલાની દૃષ્ટિએ જોઈએ તો જૂની રંગભૂમિ ક્ષેત્રે મોરબીએ અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ગુજરાતી રંગભૂમિના ઉદયકાળમાં ભલે પારસીઓ યશ લઈ ગયા, પરંતુ ખરો યશ તો સૌરાષ્ટ્રને અને તેય મોરબીને ઘટે છે. અહીંના વાઘજી આશારામ ઓઝા (૧૮૫૦-૧૮૯૬) અને મૂળજી આશારામ ઓઝા એ બે ઝાલાવાડી બ્રાહ્મણ બંધુ બેલડીએ 'મોરબી આર્ય સુબોધક નાટક મંડળી' સ્થાપીને અનેક પૌરાણિક અને ઐતિહાસિક નાટકો લખ્યાં. ગુજરાતભરનાં શહેરોમાં ભજવ્યાં. વાઘજીભાઈનું ૧૮૮૦માં લખાયેલું 'ભર્તૃહરિ' સવાસો નાઈટ લગી ભજવાયું. એ નાટકના કરુણ પ્રસંગો જોઈને પ્રેક્ષકો ખુલ્લા મોંએ રડતા હતા અને ચારેક પ્રેક્ષકો તો વૈરાગ્ય વ્યાપી જતાં સંસાર છોડી ગયેલા. આ ભાઈઓએ સુરતમાં 'વિકટોરિયા થિયેટર' પણ બંધાવ્યું હતું. વડોદરાના મહારાજા સયાજીરાવે તેમનાં નાટકોની ભજવણીથી ખુશ થઈને રૂ. ૩૦૦૦/- આપી, તેમનું સન્માન કર્યું હતું.

ઓઝા ભાઈઓની નાટ્ય પ્રવૃત્તિથી અંજાઈ જઈને એક પછી એક એમ નવી નાટક મંડળીઓ ઊભી થવા લાગી. જેમાં 'દેશી નાટક સમાજ', 'વાંકાનેર હિતવર્ધક નાટક મંડળી', 'મુંબઈ ગુજરાતી નાટક મંડળી અને અન્ય મંડળીઓ ૧૮૮૯થી માંડીને ૧૮૯૪ લગીમાં શરૂ થઈ હતી, અને રંગભૂમિના ઇતિહાસમાં નાટ્યયુગ પ્રવર્ત્યો હતો.

રાજકીય ઇતિહાસમાં પણ મોરબી અગ્રેસર હતું. ગાંધીજીના આદેશ અનુસાર પ્રજાની જાગૃતિ અર્થે તા. ૫-૩-૧૯૨૧ના રોજ રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'ની સ્થાપના થઈ. તે પરિષદે કોંગ્રેસનું સ્વરૂપ ધારણ કર્યું. ઈ.સ. ૧૯૨૮માં મોરબીમાં સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે અને ગાંધીજીની ઉપસ્થિતિમાં પાંચમું સંમેલન ભરાયું. તે પણ મોરબીના રાજા લખધીરસિંહ

(૧૯૨૨-૧૯૪૮)ના સમયમાં 'સ્વદેશી'ની ચળવળ શરૂ થઈ. 'પરદેશી માલનો બહિષ્કાર' એવો સત્યાગ્રહ ૧૯૩૧માં શરૂ થયો. અંગ્રેજો દ્વારા આ સત્યાગ્રહ દાબી દેવા કાનૂનભંગનો કોરડો વિંઝાયો. એને લીધે પ્રજા વધુ ઉગ્ર બની. પરદેશી માલ સામે પિકેટીંગ શરૂ થયું. ગાંધી-ઈર્વિન કરાર બાદ સ્વદેશી આંદોલન નરમ પડ્યું. પરંતુ પોલીસોનો અત્યાચાર વધ્યો. તેથી 'કાઠિયાવાડ સંગ્રામ સમિતિ'નો સત્યાગ્રહ ફરી જોરમાં આવ્યો. અંગ્રેજ સરકારે પણ અત્યાચાર વધાર્યો.તા. ૨૧, જૂન, ૧૯૩૧ના રોજ સરકારે જુલમની હદ વટાવી. આ દરમિયાન ગાંધીજીએ મહાદેવ દેસાઈને મોકલીને સરકાર સાથે સમાધાન કરી, વાતાવરણને શાન્ત કર્યું. ગાંધીજીએ સત્યાગ્રહીઓને શાબાશી આપી. ઈ.સ. ૧૯૫૫માં 'મોરબી રાષ્ટ્રીય સેવા મંડળ' સ્થપાયું અને પ્રજાને સેવાનો લાભ મળ્યો.

મોરબીમાં વિવિધ ઉદ્યોગો સારા ખીલ્યા છે. સિરામિક, ભીંત ઘડિયાળો, તાંબા-પિત્તળ- એલ્યુમિનિયમનાં વાસણો, રસાયણો, મોબાઈલ ટેલિફોન વગેરે અહીં બને છે. મિલો, કારખાનાં, જિનીંગ પ્રેસ, ઉચ્ચ શિક્ષણની શાળા-કોલેજો, સંસ્કૃત પાઠશાળા, અધ્યાપન મંદિર અને બેંકોની અહીં સુવિધા છે. એક વખત એવો હતો કે રાજ્યનો રજવાડી ભપકો જોવા લોકો મોરબીની મુલાકાતે આવતા હતા. આજે ઉદ્યોગક્ષેત્રે તેની જાહોજલાલી જોવા લોકો ઊમટી પડે છે. ઈ.સ. ૧૯૭૯માં થયેલી જળ-હોનારતમાં એને હાનિ પહોંચ્યા પછી માંડ માંડ ઊભા થયેલા મોરબીને ઈ.સ. ૨૦૦૧માં ધરતીકંપનો ધક્કો લાગ્યો. પરંતુ તે બેઠું થયું અને એની અસલિયત પ્રાપ્ત કરી લીધી. ઉદ્યોગોને લીધે એનું નામ દેશ-વિદેશમાં ગાજે છે.

થોડા સમય પહેલાં અહીં સ્વાતંત્ર્ય પર્વ ઉજવાયું ત્યારે મોરબી આવેલા મુખ્ય મંત્રી વિજયભાઈ રૂપાણીએ કહ્યું હતું કે "આ એક એવો વિસ્તાર છે કે જ્યાં તળિયાથી લઈને નળિયા સુધીની વસ્તુઓનું ઉત્પાદન થાય છે." આજના ડિજિટલ યુગમાં મોબાઈલ, કેલ્ક્યુલેટર, હીટર, બ્લેન્ડર, હોમ એપ્લાયન્સ, સી.એફ.એલ. બલ્બ- એમ અવનવાં સાધનો અહીં બનવા માંડ્યાં છે.

મોરબીની આજુબાજુ વિશિષ્ટ પ્રકારની માટી મળતી હોવાથી સિરામિક ઉદ્યોગ સારો વિકસ્યો છે. તેમાં પરશુરામ






પોટરી જાણીતી છે. એને લીધે મોરબી સમૃદ્ધ બન્યું છે. સમગ્ર દેશમાં ટાઈલ્સ-સિરામિકનું જે ઉત્પાદન છે તેનો ૯૦ ટકા હિસ્સો મોરબીનો છે. છેલ્લાં પાંચ વર્ષમાં મોરબીએ આ ક્ષેત્રમાં નોંધપાત્ર ક્રાન્તિ કરી છે, અને ઈન્ટરનેશનલ સ્ટાન્ડર્ડ જાળવી રાખ્યું છે. ઈટાલી જેવા દેશને પણ ઉત્પાદન ક્ષેત્રે જે સ્થાન જોઈતું હતું તે અહીં મળી ગયું છે. ભારતમાં સ્પેન અને ઈટાલી જેવડી અને જેવી ટાઈલ્સ પ્રથમવાર અહીં શરૂ કરવામાં આવી છે. એમાં ડિઝાઈનનું વૈવિધ્ય ખરું, પણ સાથોસાથ કુદરતી અને અન્ય પ્રકારનાં મનમોહક દશ્યો પણ હોય છે. દા.ત. ટાઈલ્સના વિવિધ ભાગો એવી રીતે ગોઠવાય છે કે જાણે ઝાડની ડાળી પર મોર બેઠેલો હોય એવું દશ્ય સર્જાય છે. ભીંત પર ટાઈલ્સની ગોઠવણ એવી રીતે થાય છે કે ઉઘાડી બારીમાંથી દૂર બગીચો અને ફુવારો દેખાય છે. અહીં વુડન, મેટલ અને માર્બલ ઈમેજવાળા વિટ્રિફાઈડ ટાઈલ્સ પણ બને છે. ફ્લોર અને પાર્કિંગ ટાઈલ્સની જેમ વૉલ ટાઈલ્સમાં મોરબીએ મેદાન માર્યું છે. ગુણવત્તા અને વૈવિધ્યની બાબતમાં મોરબીનાં ટાઈલ્સ આકર્ષક છે. સેનીટરી વેરનાં સાધનોમાં પણ મોરબી સૌથી આગળ રહ્યું છે. એમાં સતત ઈનોવેશન થતું રહે છે.મોરબીની બીજી ઓળખ ભીંત ઘડિયાળની છે. વિશ્વના ૫૮ દેશોમાં ઘડિયાળની નિકાસ અહીંથી થતી હતી એવો પણ જમાનો હતો. આ બાબતમાં મોરબીએ ચીનને પણ પાછળ પાડી દીધું હતું. એના ડાયલની અને ફ્રેમની ડિઝાઈન એવી કે જોનાર દંગ થઈ જાય. કોઈ મંદિરના દશ્યમાં, તો કોઈ જંગલનાં પક્ષીઓના માળાના દશ્યમાં, કે પછી રત્ન-હીરાજડિત વર્તુળના દશ્યમાં એનાં ડાયલ જોવા મળે છે. સાલ, મહિનો, તારીખ, વાર, મિનિટ અને સેકન્ડ દર્શાવનારાં પણ ડાયલ દેખાય છે. દસ વર્ષનો દીકરો ઊભો હોય એવી ઊંચાઈ ધરાવતાં, લાકડાનું ઘર ધરાવતાં, લોલકવાળાં ઘડિયાળો આકર્ષક લાગે છે. ગોળ, ચોરસ, લંબચોરસ- અરે, જે માગો તે આકારમાં ઘડિયાળો મળે છે. કાચના પારદર્શક ડાયલ પર ઈષ્ટ દેવ-દેવીનું રંગીન દશ્ય હોય અને તેની નીચે સમય દર્શાવતાં હોય અને પાછળની ઈલેક્ટ્રીક લાઈટ કરો તો ઝળહળી ઊઠે એવાંય ઘડિયાળો બને છે. ટકોરાવાળાં જૂના જમાનાનાં ઘડિયાળ પણ બને છે.

જોવાલાયક સ્થળોની વાત ન કરીએ તો મોરબીની

વિગત અધૂરી રહે. સૌ પ્રથમ મણિમંદિરની વાત કરીએ. વાઘજી ઠાકોર એક રંગીલા રાજવી હતા. તેમની રાણી બાજીરાજબા પરણ્યાં ત્યારે પિયેરથી પોતાની સાંથે વડારણ(દાસી) નામે મણિને લેતાં આવેલાં. આમ તો, અંતઃપુરમાં મણિ રાણીબાની, સેવામાં જ રહેતી, પરંતુ ઠાકોર કોઈ કોઈ વાર એ બાજુ નીકળે ત્યારે મણિ ત્યાં આગળ અલપઝલપ દેખાતી. એનું રૂપ જોઈને ઠાકોર આકર્ષાયા અને તેના પ્રેમમાં પડ્યા. રાણીબાને ખબર પડી. ઠાકોરને ઠપકાર્યા, પણ એથી તો ઠાકોર આગળ વધ્યા. મણિ સાથે તેઓ લગ્ન કરીને જ રહ્યા. રાણીબા રિસાઈને પિયેર પાલીતાણા જતાં રહ્યાં. ઠાકોરે તેની પરવા ન કરી. કુદરતનું કરવું કે સમય જતાં નવી રાણી મણિનું અવસાન થયું. ઠાકોરે તેની યાદમાં સ્થાપત્યના ઉત્તમ નમૂનારૂપ મણિમંદિર બંધાવ્યું. તે વિલિંગ્ડન સચિવાલયની પાસે આવેલું છે. મંદિરમાં લક્ષ્મીનારાયણ, મહાકાલી, સીતારામ, રાધાકૃષ્ણ અને શિવજીની પ્રતિમાઓ પધરાવેલી છે. જયપુરના પથ્થરથી બનેલા આ મંદિરમાં કોષ્ટક, જાળી, છત્રી અને શિખર પર નકશીકામ કુશળતાપૂર્વક કરવામાં આવ્યું છે. મંદિરની સામે આવેલો કેસરબાગ રમ્ય છે.

સૌરાષ્ટ્રની સાત અજાયબીઓની વાત કરીએ તો ૧૯૭૨માં પ્રસિદ્ધ થયેલા 'મોરબીની અસ્મિતા'માં જેનો ઉલ્લેખ છે તેવા ઝૂલતા પુલની યાદ આવે જ. ઈંગ્લેન્ડનો પ્રવાસ કરી આવેલા વાઘજી ઠાકોરને દરબારગઢથી મચ્છુ નદીના સામે કાંઠે આવેલા નજરબાગ પેલેસ (જેમાં હાલ એન્જિનિયરીંગ કૉલેજ ચાલે છે) જવા માટે ગામ વીંધીને જવું ન પડે તે માટે ઝૂલતો પુલ બનાવવાનો વિચાર આવ્યો અને ઈંગ્લેન્ડના ઈજનેરો અને ત્યાંની જ સામગ્રીથી આ પુલનું નિર્માણ થયું. અમદાવાદના રેલ્વે સ્ટેશન પાસે ઝૂલતા મિનારા છે, પરંતુ તેની ટેકનિક અલગ છે. ભારતમાં લક્ષ્મણ ઝૂલા પણ ઝૂલતો પુલ છે પરંતુ તેને નીચે મૂકેલી લોખંડની ગર્ડરનો આધાર મળે છે, જ્યારે મોરબીનો પુલ લોખંડના સળિયા અને રોપના આધારે લટકેલો છે અને ઘોડિયાની જેમ ઝૂલે છે. સાઠ ફૂટ નીચે વહી જતી મચ્છુ નદી પરનો આ પુલ સાતસો પાંસઠ ફૂટ લાંબો અને સાડા ચાર ફૂટ પહોળો છે. ૧૮૮૭માં તે બન્યો છે અત્યારલગી તેની મૂળ બાંધણી









જળવાઈ રહી છે. મચ્છુ નદીના છેલ્લા પૂરમાં પુલનાં પાટિયાં તણાઈ ગયાં હતાં. નવનિર્માણના આંદોલન વખતે તોફાની લોકોએ અમુક પાટિયાં સળગાવી દીધાં હતાં. ૨૦૦૧માં ભૂકંપ વખતે પુલ અડીખમ ઊભો હતો.

દરબારગઢ મચ્છુ નદીના કિનારે આવેલો છે. મોરબીના શાસક રાજાઓ તેમાં નિવાસ કરતા હતા. તેની બાંધણી ભારતીય શૈલીની અને સારી છે. દેશી રાજ્યોના વિલીનીકરણ પછી સરકારે તેનો કબજો લઈ લીધો છે અને અત્યારે તેને હેરિટેજ હોટલમાં ફેરવી નાખવામાં આવ્યો છે. મોરબી રેલ્વે સ્ટેશન ત્રણ સ્થાપત્ય શૈલીનો સુંદર નમૂનો છે. તેમાં ભારતીય અને યુરોપીય સ્થાપત્ય કલાનો સુભગ સમન્વય થયો છે. વિલિંગ્ડન સચિવાલય રાજપૂત સ્થાપત્ય કલાનો ઉત્તમ નમૂનો છે. ૨૦મી સદીના અંતમાં તે બંધાયું હતું. ગ્રીન ચોક શહેરની વચ્ચે આવેલો છે. યુરોપીય સ્થાપત્ય શૈલીનો તેની રચનામાં ઉપયોગ કરવામાં આવ્યો છે. ત્યાં અમદાવાદના ત્રણ દરવાજાની જેમ ત્રણ પ્રવેશદ્વાર છે, તેના વચ્ચેના દરવાજા પર ટાવર છે, જે ફેંટામાં મૂકેલી કલગી સમાન શોભા આપે છે. શહેરમાં ૨૪૦ વર્ષ જૂનું રામમહેલ મંદિર આવેલું છે, જે મોરબીના રાજવંશની યશગાથા સમાન છે.

હાલના તબક્કે મોરબીનું સ્થાન એક અગત્યના ઉદ્યોગનગર તરીકેનું છે. થોડા સમય પહેલાં યોજાયેલા સેનેટરી વેર્સના આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં મોરબીનાં સાધનોની ગુણવત્તાની નોંધ લેવાઈ હતી. અહીંનાં સેનેટરી વેર્સની ભારતનાં વિવિધ શહેરો ઉપરાંત સાઉથ આફ્રિકા, સોમાલિયા, માલદીવ, નેપાળ વગેરે દેશોમાં નિકાસ થાય છે.

ઉદ્યોગક્ષેત્રે મોરબીની આસપાસ ૬૦૦થી વધારે યુનિટ છે. ૨૦૦૦ના વર્ષમાં અહીં વૉલ ટાઈલ્સનાં ૩૨ યુનિટ હતાં, તેમાં ૨૦૦૨માં ચાર વધુ નવાં બન્યાં. સિરામિક ઉદ્યોગમાં ૪૦૦૦ કરોડનું રોકાણ છે. માથાદીઠ આવકમાં મોરબી અગ્રેસર છે. નવલખી બંદર સાવ નજીક છે. જો તેનો વિકાસ થાય તો ઉદ્યોગ ગૃહોનો વિકાસ થાય.

---

*૮, પ્રીતમ સોસાયટી-૧, ભરૂચ-૩૯૨૦૦૨*
*ફોન - ૦૨૬૪૨-૨૨૯૬૯૩*



कराग्रे वसते लक्ष्मिः कर मध्ये सरस्वति ।
कर मूले तु गोविन्दः प्रभाते करदर्शनम् ।।

"હસ્ત રેખા"
- કલ્પિત પંચાલ
સંપર્ક : ૯૮૨૫૦૦૫૧૧૭

# રાષ્ટ્રવિકાસ માટે શ્રેષ્ઠ જી.ડી.પી.ની જેમ જનકલ્યાણ માટે શ્રેષ્ઠ ગ્રોસ હેપીનેસ ઈન્ડેક્સ પણ દેશ હાંસલ કરશે

*- ડૉ. ભરત ગરીવાલા*

**૨૧**મી સદીની વિકાસની દોડમાં હવે માનવકલ્યાણનો મુદ્દો પણ અગત્યનો બન્યો છે. રાષ્ટ્રનો વિકાસ તેની જી.ડી.પી. (ગ્રોસ ડોમેસ્ટીક પ્રોડક્ટ)ના આધારે માપવામાં આવે છે. તેજ રીતે હવે રાષ્ટ્રના માનવકલ્યાણમાં કેટલો વધારો થયો તેની ચર્ચા શરૂ થઈ છે. રાષ્ટ્રના સમગ્ર ઉત્પાદનમાં વર્ષે કેટલો વધારો થયો તેને વિકાસ દર જી.ડી.પી. ગ્રોથરેઈટ કહેવાય છે. આ માપદંડ રાષ્ટ્રની પ્રગતિની નિશાની છે. પરંતુ આ માપદંડમાં પ્રજાની સુખાકારી કેટલી વધી તેની કોઈ માહિતી મળતી નથી. આથી રાષ્ટ્રના વિકાસની સાથે સાથે પ્રજાની સુખાકારી કેટલી વધી તે નક્કી કરવું જરૂરી છે. - જેને ''ગ્રોસ હેપીનેસ ઈન્ડેક્સ'' (જી.એચ.આઈ.) કહી શકાય.

**ભારત જી.ડી.પી.માં પ્રથમ નંબરે :**

ભારત આજે તેના સાત ટકાથી વધુ જી.ડી.પી. ગ્રોથ રેઈટ વિકાસદરથી વિશ્વમાં પ્રથમ નંબરે છે. ચીનને પણ આપણે પાછળ પાડી દીધું છે. અમેરિકા, તથા વિશ્વના વિકસિત દેશો સહિત વિશ્વનો સરેરાશ વિકાસ દર ત્રણ ટકાથી પણ ઓછો છે. આ દર્શાવે છે કે દેશનો વિકાસ-ઉત્પાદન ક્ષમતા વિશ્વની સરખામણીમાં સતત વધતી જાય છે. આમ છતાં એ હકીકત છે કે વિકસિત દેશોમાં લોકો જે રીતે સુખી છે - સુખસગવડો ભોગવે છે તથા ત્યાંનો સામાન્ય માનવી પણ શ્રેષ્ઠ રીતે જીવે છે, તે ભારત જેવા વિકાસશીલ દેશમાં હજુ મળતી નથી. આથી હવે જી.ડી.પી.માં શ્રેષ્ઠતા પ્રાપ્ત કર્યા પછી, આપણા દેશ માટે માનવકલ્યાણનાં કામો દ્વારા સામાન્ય છેવાડાના માનવી સુધી - તમામને જીવનની તમામ સુખ-સગવડો ઉપલબ્ધ કરાવવી એ પ્રાયોરિટી બનવી જોઈએ.

**સરકારની પ્રાયોરિટી - માનવ કલ્યાણ :**

મે ૨૦૧૪માં સ્થપાયેલી કેન્દ્રની નવી શ્રી નરેન્દ્ર મોદીની સરકારે લોકકલ્યાણની દિશામાં ઝડપથી પગલાં લેવાં માંડ્યાં છે. આ સરકારે અગાઉ ધીમા પડેલા જી.ડી.પી. વિકાસદરને પાટા પર લાવી શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી અને હવે લોકોને કુટુંબમાં, નગરોમાં, ગામડાઓમાં સર્વશ્રેષ્ઠ સગવડો મળી રહે તેની કવાયત હાથ ધરી છે. આ માટે છેલ્લા બે-ત્રણ વર્ષોમાં સામાન્ય માનવી-ગામડાઓ-ખેડૂતો-વંચિતોની સુખાકારી માટે બજેટમાં મબલખ નાણાં ફાળવાઈ રહ્યાં છે, નવી ચેલેન્જિંગ નીતિઓ ઘડાઈ રહી છે, તથા તે દ્વારા દેશની પ્રજાને ખૂણે ખૂણે શ્રેષ્ઠ સગવડો મળી રહે તેવાં પગલાં ઝડપથી લેવાઈ રહ્યાં છે, જે દ્વારા દેશને ''હેપીનેસ ઈન્ડેક્સ''માં પણ અગ્રેસર બનાવી શકાય.

કેન્દ્ર સરકારે હમણાં જ તેના કાર્યકાળનાં ચાર વર્ષ પૂરાં કર્યાં છે, ત્યારે તેણે આ સમયમાં રાષ્ટ્રવિકાસ તથા માનવકલ્યાણ માટે જેટલાં પગલાં લીધાં છે તેની નક્કર હકીકતો, તેના રિપોર્ટકાર્ડમાં આપી છે. આ રિપોર્ટકાર્ડમાં અપાયેલા રાષ્ટ્રવિકાસ જી.ડી.પી. અંગેના પગલાંઓની અત્રે વાત કરતા નથી, પરંતુ માનવકલ્યાણ માટેના, સુખાકારી માટેનાં જે પગલાં લેવાયાં છે, તેની વાત અત્રે કરવી છે. આ બતાવે છે કે, આ સરકાર હવે જનકલ્યાણની બાબતોને ગંભીરતાથી લઈ ''ગ્રોસ હેપીનેસ ઈન્ડેક્સ''ને પણ સુધારી શ્રેષ્ઠતા તરફ લઈ જવા કટિબદ્ધ છે.

**માનવકલ્યાણ-સુખાકારી માટેની નીતિઓ અને પગલાં :**

દેશમાં દરેક પરિવાર સુખશાંતિથી પોતાના ઘરમાં બધી જીવનજરૂરી સગવડો સાથે જીવે, નગરમાં/ગામોમાં તમામ શ્રેષ્ઠ નાગરિક સેવાઓ મેળવે, તમામને વીજળી, પાણી, શૌચાલય, ડ્રેનેજ જેવી સગવડો ઉપલબ્ધ હોય, દેશનું શ્રેષ્ઠ ઈન્ફ્રાસ્ટ્રક્ચર, જાહેર પરિવહન સગવડતાભર્યું હોય, શિક્ષણની શ્રેષ્ઠ સંસ્થાઓ હોય, સૌને આરોગ્યસેવા વાજબી ભાવે ઉપલબ્ધ હોય તથા આપત્તિકાળમાં વીમાનું કવચ હોય, સરકારી સેવાઓ સરળતાથી મળતી હોય, તથા વંચિતો/વરિષ્ઠ નાગરિકો એ સૌને સન્માનપૂર્વક જીવવાની તમામ સુવિધાઓ હોય એ દિશામાં છેલ્લાં ચાર વર્ષોમાં મોટા પ્રમાણમાં કામગીરી શરૂ કરાઈ છે. તે જોઈએ.

**સાફ નિયત, સહી વિકાસ, સક્ષમ નેતૃત્વ :**

દેશના તમામ નાગરિકો માટે જનકલ્યાણનાં જે પગલાં લેવાયાં છે તેની અહીં એક ઝલક જ આપી શકાય તેમ છે. સૌ પ્રથમ તો આઝાદી પહેલાં શ્રી સરદાર પટેલે કહેલું કે, આઝાદી પછી દેશનાં ગામડાઓમાં બહેનોને ચુલ્હાના ધુમાડાથી મુક્ત કરાશે. આઝાદીના સાત દાયકા પછી હવે આ સ્વપ્ન સાકાર થઈ રહ્યું છે. આ સરકારે ઉજ્જવલા યોજના શરૂ કરી છે, જે અંતર્ગત ગરીબ બહેનોને રાંધણગેસ કનેકશન વિના મૂલ્યે અપાય છે. અત્યાર સુધી ચાર કરોડ મહિલાઓ/પરિવારોને આ સગવડ અપાઈ ગઈ છે. તથા આવી તમામ આઠ કરોડ બહેનોને આમાં આવરી લેવાનો લક્ષ્યાંક છે. કામ કરતી પ્રેગનન્ટ મહિલાઓને હવે પૂરા પગારે ત્રણ મહિનાને બદલે છ મહિના મેટરનીટી રજા મળશે, જે તેના તથા નવજાતશિશુ માટે લાભકારક થશે.

ઉઘાડામાં શૌચાલય જતાં બહેનોને ક્ષોભ થાય તે સ્વાભાવિક છે. આ તકલીફ દૂર કરવા સરકારે શૌચાલયો બાંધવાનું અભિયાન ચલાવ્યું છે જે દ્વારા અત્યાર સુધીમાં સાત કરોડથી વધુ શૌચાલયો બંધાયા છે. સાડાત્રણ કરોડ ગામો તથા ૧૭ રાજયો/યુનિયન ટેરીટરીઝ ખુલ્લામાં શૌચાલય જવામાંથી મુક્ત બન્યાં છે. મિશન ઈન્દ્રધનુષ નીચે ચાર વર્ષમાં માતૃબાળ કલ્યાણ માટે ત્રણ કરોડ શિશુ તથા એક કરોડ ગર્ભવતી મહિલાઓને આરોગ્ય માટે રસીકરણ કરાયું છે.

**તમામ ગામોમાં રોશની :**

દેશના વીજળીથી વંચિત ઓગણીસ હજાર ગામોનું તેના ઓકટોબર-૨૦૧૮ના લક્ષ્યાંક પહેલાં જ વીજળીકરણ પૂરું કરાયું છે. તથા દેશના છ લાખથી વધુ તમામ ગામોમાં રોશની છે. હવે દેશના વીજળી વગરના ચાર કરોડ ઘરોમાં વીજળી પૂરી પાડવાનું અભિયાન શરૂ કરાયું છે. વીજળી આવતાં વિદ્યાર્થીઓ રાત્રે પણ ભણી શકે છે તથા ગ્રામ્ય પરિવારો પોતાના ઘરમાં લાઈટ, પંખા, ટી.વી., ફ્રીજ જેવી અદ્યતન સગવડો વસાવવા માંડ્યા છે. સાંજે સૂમસામ થઈ જતાં ગામડાં હવે સાંજે/રાત્રે ધમધમવા માંડ્યા છે તથા માર્કેટિંગની કામગીરી વધી રહી છે.

લોકોને સ્વનિર્ભર બનાવવા એપ્રિલ ૨૦૧૫માં શરૂ કરાયેલ મુદ્રા બેન્ક યોજના ગરીબો/નાના વેપારીઓ/ટાઈની ઉદ્યોગો/કારીગરો/બહેનો વગેરેને રૂ. દસ લાખ સુધીની રાહત દરે લોન પૂરી પાડે છે. અત્યારસુધીમાં બાર કરોડ લાભાર્થીઓને રૂ. ત્રણ લાખ કરોડની લોન પૂરી પડાઈ છે, જેમાં ૭૫ ટકા મહિલાઓ છે. કાળા નાણાની પેરેલલ ઈકોનોમીને નાથવા અનેક પગલાં લેવાયાં છે જે સામાન્ય નાગરિકોને પરેશાન કરતી હતી. આમ થવાથી ઈન્કમટેક્સ ભરનારની સંખ્યા બમણી થઈ ગઈ છે. અત્યાર સુધી એક ડઝન જેટલા વિવિધ ટેક્સ તથા સેસ દ્વારા નાના વેપારીઓ/લઘુ ઉદ્યોગો વિગેરેને મુશ્કેલીઓ પડતી હતી, તે નિવારવા એક જ વેરાની ''જી.એસ.ટી.'' (ગુડ્ઝ એન્ડ સર્વિસ ટેક્સ)ની નવી નીતિ ગયા વર્ષથી દાખલ કરી છે, જે દ્વારા નાના વેપારીઓ/ઉદ્યોગકારોને રાહત મળી છે, તથા નવી નીતિમાં પડતી મુશ્કેલીઓનું પણ ક્રમશઃ નિવારણ થઈ રહ્યું છે, આ નીતિથી ચેકપોસ્ટો નાબૂદ થતાં












પરિવહન તંત્રને/ધંધાનેમોટો ફાયદો થયો છે, સમય બચે છે તથા ભ્રષ્ટાચાર બંધ થયો છે.

**ખેતીની આવક વધારવા પગલાં :**

ખેડૂતો તથા ખેતી માટે અભૂતપૂર્વક પગલાં લેવાયાં છે. સરકારે વર્ષ ૨૦૨૨ સુધીમાં ખેડૂતોની આવક બમણી કરવાનું લક્ષ્ય રાખ્યું છે, જે ખૂબ મુશ્કેલ છે, પણ એ જ બતાવે છે કે આ દિશામાં સરકાર કટિબદ્ધ છે, ખેતી માટે સબસિડાઈઝડ યુરિયા, ખાતર, વધુ સિંચાઈનું પાણી, મિનિમમ સપોર્ટ પ્રાઈસ-ટેકાના ભાવો દોઢા કરાયા, સ્ટોરેજની વધતી સગવડો, ચાર કરોડ ખેડૂતોને પાક વીમો, ખેતી માટે સસ્તી બેંક સહાય જેવાં અનેક પગલાં લેવાયાં છે. જમીનની ગુણવત્તા સુધારવા, ઉત્પાદકતા વધારવા, કરોડો ખેડૂતોને સોઈલ હેલ્થ કાર્ડ અપાયાં છે. આગલાં પાંચ વર્ષ ૨૦૦૯/૧૪ દરમિયાન ખેતી માટેની બજેટ ફાળવણી હાલના પાંચ વર્ષ ૨૦૧૪/૧૯ માટે બમણી કરાઈ છે. આ તમામ પગલાંથી ખેત ઉત્પાદન રેકોર્ડ ૨૭૭ મિલીયન ટને પહોંચ્યું છે. છેલ્લાં ચાર વર્ષોમાં પોણા બે લાખ કિ.મિ. ના ગ્રામ્ય રસ્તાઓ બંધાયા છે. જે અગાઉ કરતાં બમણી ઝડપે બંધાઈ રહ્યાં છે. આ ઝડપે દેશનાં તમામ ગામો ૨૦૧૯ સુધીમાં હાઈવે સાથે પાકા રસ્તાથી જોડાઈ જશે.

**સ્વચ્છ ભારત અભિયાન - આરોગ્ય સેવાઓ :**

ગાંધીજીના સ્વચ્છતાના સિદ્ધાંતોને અમલમાં મૂકવા ''સ્વચ્છ ભારત અભિયાન'' બીજી ઓકટોબર-૨૦૧૪થી દેશભરમાં શરૂ કરાયું છે, જે જનઆંદોલન બની ચૂક્યું છે. એજ રીતે આરોગ્યમાં એક હજારથી વધુ દવાઓના ભાવ



ઘટાડી, હાર્ટના ઓપરેશન સ્ટેન્ટના ભાવ અડધાથી પણ ઓછા કરવા વગેરે જેવા લોગભોગ્ય નિર્ણયો લેવાયા છે. દિલ્હીની એઈમ્સ જેવી સુપર મલ્ટીસ્પેશ્યાલિટી હોસ્પિટલો દેશમાં ખોલાઈ રહી છે. આયુષમાન ભારત સ્વાસ્થ્ય વીમા યોજના દ્વારા નજીવા પ્રીમિયમે રૂ. પાંચ લાખનો પરિવારનો વીમો મળે તેવી વ્યવસ્થા છે. યુનો દ્વારા સ્વિકૃત વિશ્વ યોગ દિવસ ૨૧મી જુનના રોજ દર વર્ષે ઉજવાય તે માટે ભારતે પહેલ કરી હતી તથા વિશ્વને યોગાનો પરિચય આપ્યો છે. શિક્ષણમાં પણ આમૂલ પરિવર્તનો થઈ રહ્યાં છે. તથા વિશ્વના શ્રેષ્ઠ અભ્યાસક્રમો મળી રહે તે માટે શ્રેષ્ઠ શૈક્ષણિક સંસ્થાઓ દેશભરમાં સ્થપાઈ રહ્યા છે. પ્રભાવશાળી રમતવીરો આગળ વધે તે માટે તેમને રૂ. પાંચ લાખની વાર્ષિક સહાય મળે તેવી નીતિ બનાવી છે.

**ડિજિટલ ઈન્ડિયામાં સગવડો :**

જનધન યોજના દ્વારા હવે દેશના દરેક પરિવારનું એક ખાતું બેન્કમાં ખૂલી ગયું છે. ચાર વર્ષોમાં ચારસોથી વધુ યોજનાઓમાં રૂ. સાડા ત્રણ લાખ કરોડની સબસિડી, સહાય, સ્કોલરશીપ વિગેરે વીસ કરોડ લાભાર્થીઓનાં ખાતામાં સીધી જમા થઈ છે. ડિજિટલ પેમેન્ટ સિસ્ટમ દ્વારા હવે વચેટિયા નાબૂદ થયા છે તથા ભ્રષ્ટાચાર રોકાયો છે. ડાયરેક્ટ ખાતામાં પૈસા જમા કરવાની વિશ્વની આ સૌથી મોટી યોજના છે.

**નાગરિક સગવડો હાઉસીંગ :**

નગરોમાં-ગામડાઓમાં નાગરિકોને તમામ નાગરિક







શ્રેષ્ઠ સુવિધાઓ મળી રહે તે પ્રમાણે બજેટનાં નાણાં ફાળવાય છે. તથા તેનું મોનિટરીંગ થાય છે. વિશ્વકક્ષાનો સો સ્માર્ટ સિટી બનાવાઈ રહ્યાં છે. તમામ ગ્રામ પંચાયતો, બ્રોડબેન્ડ-ઈન્ટરનેટથી જોડાઈ રહી છે. પાસપોર્ટ બનાવવામાં સરળતા તથા ઝડપ લવાયાં છે. ગામડાઓના એક કરોડ કાચા ઘરોને પાકાં બનાવાયાં છે. શહેરો તથા ગામડાઓમાં કાચા મકાનો/ઝૂંપડપટ્ટી વગેરેમાં રહેતા લોકો માટે એફોર્ડેબલ હાઉસિંગમાં કેપિટલ તથા વ્યાજની સબસિડીથી ઝડપથી આવાસો તૈયાર કરાઈ રહ્યા છે. ૨૦૨૨ સુધીમાં દરેક પરિવારને પોતાનું પાકું ઘર હોય તે સરકારનો લક્ષ્યાંક છે. પૂર્વોત્તર રાજ્યોના નાગરિકો - મેઘાલય, ત્રિપુરા, મિઝોરમને પણ દેશનાં અન્ય રાજ્યો જેવી સગવડો મળે તે માટે તેના વિકાસને પ્રાથમિકતા અપાઈ છે અને ત્યાં રેલવે પણ પહોંચી ગઈ છે. આકસ્મિક અકસ્માતના સંજોગોમાં નાગરિકોની સુરક્ષા માટે - સહાય માટે અનેક વીમા યોજનાઓ શરૂ કરાઈ છે., જેમાં સુરક્ષા અકસ્માત વીમા યોજના જેમાં વર્ષે માત્ર રૂ. ૧૨માં રૂ. બે લાખનું કવચ મળે છે. નજીવા દરે જીવનવીમા યોજના, અટલ પેન્શન યોજનાઓ મુખ્ય છે.

**ગુડ ગવર્નન્સ :**

સરકારે તેના કર્મચારીઓ/પેન્શનરોનું પણ ધ્યાન રાખ્યું છે. સાતમા પગાર પંચનો લાભ લાખો કર્મચારીઓ/પેન્શનરોને આપ્યો છે. પૂર્વ સૈનિકો માટે ''વન રેન્ક વન પેન્શન''ની યોજના મંજૂર કરી છે. વિકલાંગો માટે સરકારી નોકરીમાં આરક્ષણ ૩ થી વધારી ૪ ટકા કર્યું છે. રિટાયરમેન્ટમાં કર્મચારીઓને ગ્રેજ્યુઈટીની લિમિટ રૂ. દસ લાખથી વધારી બમણી રૂ. વીસ લાખ કરી છે. સરકારી નોકરીમાં ભ્રષ્ટાચાર રોકવા ગ્રેડ ૩ તથા ૪ની નોકરીઓમાં ઈન્ટરવ્યૂ પ્રથા બંધ કરી છે. મિનિમમ વેઈજ રોજનો મજદૂરીનો દર લગભગ દોઢો કર્યો છે.

આવાં અનેક પગલાં તથા આંકડા આપી શકાય. આ દર્શાવે છે કે કેન્દ્ર સરકાર દેશના સામાન્ય નાગરિકોની સુખસમૃદ્ધિ, સગવડો માટે કટિબદ્ધ છે તથા તે દ્વારા ''ગ્રોસ હેપીનેસ ઈન્ડેક્સ'' સુધારવા ઉપર લઈ જવા પ્રયત્નશીલ છે. આ માટે દેશના નીતિ આયોગે, વિશ્વબેન્ક /યુનો જેવી વૈશ્વિક થીન્ક ટેન્ક સાથે પરામર્શ કરી તેના પેરામીટર બનાવવા જોઈએ તથા વિશ્વને નવી દિશા આપવી જોઈએ. યુનોની સંસ્થા યુ.એન.ડી.પી. હ્યુમન ડેવલપમેન્ટ ઈન્ડેક્સ દર વર્ષે જાહેર કરે છે પણ તે દેશોની સરખામણીના સાપેક્ષ આંકડા માત્ર હોય છે. તથા લોકોની સુખાકારી કેટલી વધી તે દર્શાવતા નથી. આથી ભારતે લોકકલ્યાણ માટેના ''ગ્રોસ હેપીનેસ ઈન્ડેક્સ''ના પેરામીટર બનાવી આ દિશામાં પહેલ કરવી જોઈએ.

*૩૨, જયશેફાલી પાર્ક, સેટેલાઈટ રોડ,*
*શિવરંજની ચાર રસ્તા, અમદાવાદ-૩૮૦૦૧૫*
*મો. : ૯૮૨૫૫૦૬૯૩૩*



# 'ભજન' - ગુજરાતી કાવ્ય સ્વરૂપ છે

*- નરોત્તમ પલાણ*

**આ**પણી માતૃભાષા ગુજરાતી છેલ્લાં એક હજાર વર્ષની ઉંમર ધરાવતી ભારતની એક મુખ્ય ભાષા છે. 'સાહિત્ય'ની નજરે આ ભાષાનું આદિ સાહિત્ય અથવા સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ દ્વારા વારસામાં મળેલું સાહિત્ય તે 'લોકસાહિત્ય' છે. સાતમી-આઠમી સદીથી આપણા દેશના ઈતિહાસનો મધ્યકાળ શરૂ થાય છે. આ મધ્યકાળની અનેક લાક્ષણિકતાઓમાંથી પ્રાદેશિક ભાષાઓનો ક્રમશઃ આરંભ એક મુખ્ય લાક્ષણિક્તા છે.

આજની હિન્દી, ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે પ્રાદેશિક ભાષાઓ દશમી સદીથી પોતપોતાનું સ્વતંત્ર સ્વરૂપ પામવા લાગી છે. આમાંથી પશ્ચિમ ભારતમાં 'મારુગૂર્જર' ભાષા છે. આ ભાષામાં આજની રાજસ્થાની તથા ગુજરાતી જોડિયા ભાષા છે. આરંભનો પ્રાચીનયુગ સંસ્કૃત ભાષાની અસરથી ગતિમાન રહ્યો છે. પ્રબંધ, સ્તવન આદિ સાહિત્ય સ્વરૂપો સંસ્કૃતમાંથી 'મારુગૂર્જર'માં આવ્યાં છે. આ યુગના પ્રમુખ સાહિત્ય પ્રવાહો તે જૈનસાહિત્ય અને ચારણી સાહિત્ય છે. આ સમયની મુખ્ય ઘટનામાં અગિયારમી સદીના આરંભે થયેલો 'સોમનાથ ભંગ' મુખ્ય અને અતિ આઘાતજનક ઘટના છે. આરંભનાં ત્રણસો વર્ષના પ્રાચીન યુગ પછી ચૌદમીના આરંભથી મધ્યકાળ શરૂ થાય છે. આ મધ્યકાળ માત્ર ભાષા-સાહિત્યનો અને મહદંશે ગુજરાતી ભાષાનો મધ્યકાળ છે. રાજકીય દૃષ્ટિએ જે મહાન પરિવર્તન આવ્યું તે વિધર્મી શાસનનો આરંભ છે મહમદ ઘોરીના હાથે પૃથ્વીરાજ ચૌહાણ અને જયચંદ રાઠોડ પૂરા થયા તે સાથે જ રાજપૂત રાજ્યોનો અંત આવ્યો છે. ઘોરીવંશનો નાશ કરી ગુલામવંશ દિલ્હીની ગાદીએ આવ્યો છે અને ગુલામ પછી ખીલજી અને તુઘલકવંશે સત્તા સંભાળી છે. તુઘલક તરંગી છે અને દિલ્હીથી રાજગાદી ફેરવી દૌલતાબાદને રાજધાની બનાવી છે ! પ્રથમનાં સો વર્ષ દિલ્હી સલ્તનતના શાસન પછી ૧૪૦૦થી ગુજરાતની પોતાની સલ્તનત શરૂ થાય છે. ૧૪૧૦ સુધીમાં તે મુખ્ય મુખ્ય ઘટનાઓ બની તેમાં રાજભાષા તરીકે ફારસીનો આરંભ, 'મારુગૂર્જર'માંથી 'મારુ' અને 'ગૂર્જર'ના અલગ - ફાંટાઓ, 'અમદાવાદ'ની સ્થાપના અને જૂનાગઢમાં નરસિંહ મહેતાનો જન્મ છે. 'ગુજરાતી'નો જે સ્વતંત્ર પ્રવાહ શરૂ થયો તેનો પ્રથમ કવિ નરસિંહ છે એટલે આજે આપણી ભાષાના આદિકવિ તરીકેનું ગૌરવવંતુ સ્થાન જૂનાગઢનો નાગર નરસિંહ મહેતો ધરાવે છે.

**આપણી માતૃભાષા ગુજરાતી છેલ્લાં એક હજાર વર્ષની ઉંમર ધરાવતી ભારતની એક મુખ્ય ભાષા છે. 'સાહિત્ય'ની નજરે આ ભાષાનું આદિ સાહિત્ય અથવા સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ દ્વારા વારસામાં મળેલું સાહિત્ય તે 'લોકસાહિત્ય' છે**

આપણો- નિમ્નવર્ગથી માંડીને ઉચ્ચવર્ગ- આખો સમાજ પ્રથમ ઝફરખાન અને પછી મહમૂદ બેગડાના ક્રૂર શાસનથી છિન્નભિન્ન છે. મહમદ ગઝની, અલાઉદ્દીન ખીલજી, ઝફરખાન અને બેગડા દ્વારા સંખ્યાબંધ હિન્દુમંદિરો (બ્રાહ્મણ અને જૈન, બન્ને પરંપરાના) તૂટ્યાં છે, મસ્જિદમાં પરિવર્તન પામ્યા છે. રાજકીય, આર્થિક, સામાજિક ભીંસ વધી છે. કુદરત પણ આ સમયે ક્રૂર બની છે. દુકાળ ઉપર દુકાળ અને તનમનધનથી હિન્દુ સમાજ ત્રાહિમામ છે. આ ભીંસના પરિબળો વચ્ચે માનસિક શાંતિ માટે રામનામ તથા 'ભજન'નો સહારો મુખ્ય બન્યો છે.

આપણા સાહિત્ય પ્રવાહમાં 'પ્રબંધ'નું સ્વરૂપ સંસ્કૃતમાંથી, 'ગઝલ'નું સ્વરૂપ ફારસીમાંથી અને 'સૉનેટ'નું સ્વરૂપ અંગ્રેજીમાંથી આવ્યું છે, જ્યારે 'ભજન' આપણું પોતાનું જ, ગુજરાતી ભાષાનું પોતાનું સાહિત્ય સ્વરૂપ છે. 'ભજન'નું કાવ્યસ્વરૂપ સોએ સો ટકા ગુજરાતી કાવ્ય સ્વરૂપ છે. 'ભજન'ને મળતાં પદ, આરતી, ગોષ્ઠિ, શબ્દી જેવાં સ્વરૂપો હિન્દી, રાજસ્થાની, જેવી ભાષાઓમાં છે પણ 'ભજન' 'હે-જી-હાં'- 'વીજળીના ચમકારે મોતીડાં પરોવો રે, પાનબાઈ,' - 'શેલષીની ચેલી લોયણ બોલીયાં રે' 'હે-જી વીરા મારા, સાચી રે વસત તારા દેહમાં હોજી' 'પીર રે પુકારે મુંજા



ભાંવરાં' કે 'પાપ તારું પરકાશ જાડેજા, પાપ તારું પરકાશ રે -'

ગણેશજીનું સ્વરૂપ પાર્વતીજીએ પોતાના શરીરમાંથી જ ઘડેલું છે, તેમ 'ભજન' ગુજરાતી ભાષાનું પોતાનું સંતાન છે. નરસિંહ અને તોરલથી આનો આરંભ થાય છે. ગોરખનાથ, સ્વામી રામાનંદ, કબીર, રામાપીર, હરજી ભાટી કે માલદે-રૂપાંદે ગુજરાત બહારના હોવા છતાંય મીરાંની માફક ગુજરાતી ભાષામાં ઓગળી ગયા છે. એની રચનાઓ ગુજરાતી થઈ ગઈ છે અને 'ભજન'નું સ્વરૂપ પામી છે.

'વસ્તુ', 'ધર્મવિચાર' કે 'સંતવાણી' સમગ્ર ભારતમાં લગભગ એક સમાન છે પણ - કાવ્ય સ્વરૂપ 'ભજન' ગુજરાતીમાં જ છે. એની ધ્રુવ -પંક્તિ, રાગ ઢાળ અને લય તાલ અન્યત્ર નથી. ક્રમશઃ અન્ય કાવ્યસ્વરૂપોની અસર 'ભજન'માં દેખાય છે, પણ 'ભજન'ની મૂળ પેદાશ ગુજરાતી છે.

ભજન સાહિત્યમાં નરસિંહ ગવાય છે, પણ 'ભજન'ની સમગ્ર ગુજરાતી ભાષાસાહિત્યની આદિકવયિત્રી કાઠીયાણી તોરલ છે. તોરલ એવી પ્રથમ સ્ત્રીકવિ છે, જેની પ્રત્યેક રચના ભજન છે. 'મહાપંથ' અને 'રવિભાણ પરંપરા'ને ભજન સાથે નાભિકમળનો નાતો છે. 'મહાપંથ'ની સાબરમતી રાજસ્થાનમાંથી ગુજરાતમાં પ્રવેશી છે, જ્યારે 'રવિભાણ પરંપરા' તો ભાદર છે, જે ગુજરાતમાં જ ઉદ્‌ભવી અને ગુજરાતના દરિયામાં જ અદ્વૈતને પામી છે ! કચ્છની મેના કાંગરે કાંગરે બોલી છે અને સૌરાષ્ટ્રનો સાધુડો 'મારા હરિજન, પીયો રે પ્રેમરસ જાણી' એવી ભજનવાણી સહસ્ત્રલિંગથી સૂરત સુધી વહી છે ! કોટેશ્વરથી ગિરનાર અને ગિરનારથી સોમનાથ-દ્વારકાના સમુદ્રો ગરજતા રહ્યા છે. 'ભજન' એ વર્ષાઋતુનો હેમર પોપટો છે, જે લખમાની જીભે સ્વાતિના સરવડાં ઝીલે છે ! જે જે પંથ હતા, સાધનાધારાઓ હતી તે 'ભજન' માં આવીને પરિપૂર્ણ બનેલ છે, ભક્તિનો નવધા ભેદ પણ અહીં પૂરો થયો છે. માત્ર ભજનઃ સાહિત્ય સ્વરૂપ અને લગની ભાણ, રવિ, ત્રિકમ, ભીલ અને દાસી જીવણમાં નિરમળ નૂર થઈને, વિધર્મી શાસનમાં ત્રસ્ત થયેલી જનતા ઉપર વરસેલું છે. તોરલથી દાસી જીવણ સુધીનો આપણે ભજનિક ઈતિહાસ હજુ પણ લખ્યો છે, પણ જ્યારે એના અભ્યાસ આરંભાશે ત્યારે ગુજરાતી ભાષાની અસ્મિતા આભને અડતી હશે !

ગુજરાતીનું નિજી સંતાન, ગુજરાતના ભજનિકોના કંઠે કેવા કેવા લાડ- ચાગ પામ્યું છે તેની 'ભજન વાણી' પણ ભવ્ય છે. 'જી રે સંતો, વચન વિચારીને તમે હકે ચાલો !' જીવનના પ્રત્યેક વહેવારમાંથી ભ્રષ્ટાચારને કાઢો ! માત્ર હક મુજબનું - પ્રામાણિક જીવન જીવો- આ છે 'ભજન'નો આદેશ! 'કૂડિયા ને કપટી, તોરલ કહે છે લોભીને લાલચી- સુખ, સંપ કે શાંતિ પામી શકે નહિ ! 'સંતો તારે તો તરીએ' આ વિધર્મી શાસનના કુવે તો કડવાં નીર છે ! મીઠાં નીર તો ઊંચનીચના ભેદ ભૂલો અને હળીમળીને રહો તો પ્રાપ્ત થાય! અહીં સમગ્ર સમાજને એક કરવાની વાત છે. ભાણસાહેબ તો વિદ્યર્મી અર્થે - સમજદારીનો દોર ચલાવે છે : 'એક હિ નામ રામ-રહિમા' રાય-રંકની કોને ખબર છે ? કૂડ કપટમાં રાચવા -થી શું ? નામ તો નિરંજનનું એક છે ! 'ભજન'માં આભડછેટ નથી. 'હોથી'નામના સંધી મુસલમાન કવિનું ભજન 'અલ્લાહ પે નબીજી- કેસરિયા રે વાઘા મૌલા' 'રામને રહેમાન તમે એક કરી માનો'- હોથી સાહેબે ભલે છૂટક ભજન રચનાઓ કરી પણ પરસ્પરના સ્નેહને તેમણે ૧૮૫૭ના સ્વાતંત્ર્ય વિગ્રહ પૂર્વે સમાજજીવનમાં સમરસ રહેવા માટે જરૂરી માનીને આગાહી કરી છે. : 'ડૂલગિયા તેલ વાકી બૂઝ ગઈ બતિયાં'- માનવતા નહિ રહે, જીવનમાંથી તેલ ખૂટી જશે તો ભાઈજાન, બત્તી બુઝાઈ જશે ! 'નિરવિખ' (ઈર્ષા- અદેખાઈ વિનાના) થઈને જીવો તો ઘરે ઘર ટંકશાળ પડે, કોઈ ગરીબ રહે નહીં! ગિરનારી સૂફી સંત 'સૂરજગર શરણે ભણે સત્તારશાહ- પ્રેમ પ્રીતસે ગાઈ'- પરસ્પરનો પ્રેમ જ સાચો ધર્મ છે.

**દુઃખ પડે તોય આનંદમાં રહો. આ ભજનનો મૂળ મંત્ર છે. 'ભજન' આપણા સમાજે અનુભવેલી, અસહાય કપરી વાસ્તવિકતામાંથી જન્મેલું આપણું પોતાનું કાવ્ય સ્વરૂપ છે. ચારેબાજુથી તૂટી પડેલા સંકટના પહાડ વચ્ચે પણ માણસને માણસ તરીકે ઊભો રાખવા 'ભજન' - ગુરુકૃપાની ટેકણ લાકડી બનીને અવતરેલું કાવ્ય સ્વરૂપ છે.**

દુઃખ પડે તોય આનંદમાં રહો. આ ભજનનો મૂળ મંત્ર છે. 'ભજન' આપણા સમાજે અનુભવેલી, અસહાય કપરી વાસ્તવિકતામાંથી જન્મેલું આપણું પોતાનું કાવ્ય સ્વરૂપ છે. ચારેબાજુથી તૂટી પડેલા સંકટના પહાડ વચ્ચે પણ માણસને માણસ તરીકે ઊભો રાખવા 'ભજન' - ગુરુકૃપાની ટેકણ લાકડી બનીને અવતરેલું કાવ્ય સ્વરૂપ છે.

*૩, વાડી પ્લોટ,*
*પોરબંદર - ૩૬૦૫૭૫*
*ફોન : (૦૨૮૬) ૨૨૪૭૭૦૭*



# ગુજરાતી લોકસાહિત્યમાં જીવનમૂલ્યો

*- જોરાવરસિંહ જાદવ*

**લો**કસાહિત્યમાં જીવનમૂલ્યોની વાત કરતાં પહેલાં લોકસાહિત્ય એટલે શું તેની વાત કરી લઈએ. ભારતનાં બધાંય રાજ્યો અને પ્રાંતોમાં વસતી પ્રજા પાસે પોતપોતાની ભાષામાં લોકબોલીના વળોટ-પાશવાળું પરંપરાગત કંઠસ્થ રૂપનું સાહિત્ય હોય છે, જેને આપણે લોકસાહિત્યના નામે ઓળખીએ છીએ. એક કાળે ગુજરાતના વિદ્વાનો જેને અભણ ગામડિયાનાં ગાણાં કે ગામડિયું સાહિત્ય ગણીને ઉવેખતા હતા એને સ્વ. ઝવેરચંદ મેઘાણીના સંનિષ્ઠ પ્રયત્નોને કારણે લોકસાહિત્ય આજે યુનિવર્સિટીઓનાં દ્વાર ખખડાવતું થયું. એટલું જ નહીં પણ વિદ્વાનો આજે લોકસાહિત્યને 'લોકવિદ્યા'કે 'લોકશાસ્ત્ર' તરીકે સ્વીકારતા થયા છે. અભ્યાસીઓએ લોકસાહિત્યની વિવિધ વ્યાખ્યાઓ આપી છે, પણ મારે લોકવાણીમાં એના માટે કંઈ કહેવાનું હોય તો આમ કહું :

બરોબર ઊતરતો ઉનાળો ને બેહતું ચોમાસું હોય, જેઠ અને અહાડ મઈનાની ગડાહાંધ હોય, ખેડૂતો આંખ્યું માથે હાથનાં નેજવાં કરી આભલાભણી મીટું માંડતા હોય ઈમાં આથમણા આભમાં ગાયની ખરી જેવડી વાદળી દેખાય, ઈ વધીને હાથીના બસડાં રોખી થાય. ઈ વધતી વધતી ડુંગર જેવડી થાય. વાયરે વીંટાઈને આવી વાદળિયું એકબીજીને ભેટતી હોય પણ કેવી રીતે?

નાનપણમાં ઘાઘરી-પોલકાં પહેલી ઢીંગલી-પોતિયે રમતી બે સહિયરું ઉંમરનો ઉંબરો ઓળંગી ગઈ હોય ! પરણીને સાસરે વઈ ગઈ હોય. ઈ વાતને બારબાર મઈનાનાં વાંણાં વાઈ ગ્યા હોય ને પછી એક દિવસના સમે પિયરના પાદરના વડલા હેઠ્ય કાયમિક ભેગી થઈ ગઈ હોય ને ગડગડતી દોટ મેલી એકબીજીને બાથમાં લઈને ભેટતી હોય, ઈ વખતે પાંહળિયુંની કડેડાટી બોલી જાય ઈમ બારબાર મઈનાની વિજોગણ વાદળિયું એકબીજીને ભેટતી હોય, વીજળી સમવરળક સમવરળક કરતી ધરતીનાં ઓવારણાં લેતી હોય. આભમાં મેઘાડંબર જોઈને મોરલા ડોકની સાંકળના ત્રણત્રણ કટકા કરી 'મે આવ, મે આવ' કરતાં મલ્હાર રાગ આલાપતા હોય, આભમાં ભગવાન ગેડીદડે રમતાં હોય, બરાબર ઈ વખતે મેઘરાજા તરસી ધરતી માથે સરવડું નાખેને મેહૂલિયે ભીંજાયેલી ધરતીની માટીમાંથી ફટકેલી ફૉરમ વછૂટે, ઈ સૂંઘતા જ માનવીના અંતરના બત્રીસે કોઠે આનંદના દીવડા પ્રગટી જાય, ઈમ ગામડા ગામના અભણ ઊર્મિશીલ માનવીના અંતરમાંથી કુંવારી કલ્પના મઢ્યાં ગીતો, કથાઓ, કહેવતો અને રૂઢિપ્રયોગોનાં ઝરણાં ફૂટે ને કંઠોપકંઠ ફરતાં તરતાં લોકહૈયાં આનંદનો અબિલ-ગુલાલ ઉડાડે એનું નામ લોકસાહિત્ય.

લોકસાહિત્યના મુખ્ય બે પ્રકારો ગદ્ય અને પદ્ય. ગદ્યમાં લોકકથાઓ અને પદ્યમાં લોકગીતો આવે. મારે અહીં લોકકથાઓમાં નિરૂપાયેલ જીવનમૂલ્યોની વાત કરવી છે. જીવનમૂલ્યોથી ભરીભરી લોકકથાઓ હજારો વર્ષથી ગ્રામ્ય સમાજને સંસ્કારતી આવી છે. લોકસમાજમાં એ જન્મી છે અને મુખપાટીએ જીવી છે. આવી અનેક કથાઓ ''સૌરાષ્ટ્રની રસધાર''માં મેઘાણીભાઈએ આપી છે.

'સૌરાષ્ટ્રની રસધાર' ભાગ-૩ની 'ભાઈ' લોકકથા વિધવા આયરાણી અને દલિત જોગડાની ખાનદાનીની છે. સૌરાષ્ટ્રના ખાંભા ગામમાં વિધવા આયરાણી. એને વસમીવેળા આવી પડી. આયરે લાંબુ ગામતરું કર્યું. દેશમાં દુકાળે ડાકલાં વગાડવાં માંડ્યાં. રાબ વિના છોકરાં રીડિયારમણ કરવા મંડાણાં. ઈ ટાંણે આયરાણીને એનો મા જણ્યો ભાઈ સાંભર્યો. રોતાં બાળ પડોશીને ભળાવીને દુઃખીયારી બાઈ ભાઈને ત્યાં મિતિયાળા ગઈ. બહેનને દૂરથી આવતી ભાળી પાછલા બારણેથી કોઢ્યમાં સંતાઈ ગયો. આ લેણિયાત દુકાળમાં ક્યાંથી આવી? બાઈ ખડકી ખોલીને ફળિયામાં આવી. ભાભી આવો એટલું ય ન બોલી. બાઈએ ભાઈની પૃચ્છા કરી : તો કહે ''તમારા ભાઈ તો કાલ્ય ગામતરે ગયા છે.'' ભાભી ભાવ વગર જમવાનું કહે છે, ત્યારે આયરાણી એટલું જ બોલી :

'ભાભી, હસીને સોમલ (ઝેર) દીધું હોતને તો પણ પી જાત.' એટલું બોલીને આયરાણી રોતી રસળતી ઊભી બજારે ચાલી નીકળી. ઈ ટાંણે ગામના ઝાંપા બહાર હરિજનવાસમાં જોગડો નામનો હરિજન ભગત ફળિયામાં લીમડાના છાંયે ખાટલો નાખીને બેઠો બેઠો હોકો ગગડાવે. ઈ ગામની દીકરીને નાનાપણથી ઓળખતો. ઊભો થઈને રોતી બાઈની આડો ફર્યો :

'હાં બાપ, બોન ગામને પાદરથી રોતી રોતી કાં જા?'

'જોગડાભાઈ, હું મારા દુઃખને નથી રોતી. સગો માજણ્યો ભાઈ ઊઠીને મોં સંતાડે એને રોઉં છું.'

'અરે મારી બોન ! એમાં રોવા શું બેઠી ? હું તારો ભાઈ જ છું ને એમ કહી ફળિયે લઈ ગયો. કળશી જુવાર લઈને ગાડું ભર્યું. રોકડી ખર્ચી આપી દીકરાને કહ્યું :'

'જા બેટા ! ફૂઈને ખાંભા પોગાડી આવ.'

ગાડું જોડી આયરાણીને બેસાડી દીકરો ચાલ્યો.

એના ગયા પછી બીજે દિ' જોગડાની બાઈ બોલી : 'ભગત, આજ મને લાગે છે કે મને ને તમને જીવતરમાં છેટું પડશે.'

'કાં'

'છોકરો તમારા લોહીનો હશે તો જુવારની હારેહારે ગાડું ને બળદો સંધુય ફુઈને આપીને આવશે, અને જો મારી જાતમાં કંઈ ફેર હશે તો ગાડું બળદ પાછું લઈને આવશે.'

'અરે ગાંડી, છોકરું શું સમજે ? આપણે એને ક્યાં કંઈ શીખવ્યું છે ?'

આમ વહૂટી થાય છે ત્યાં તો છોકરો હાથમાં રાસ ઉલાળતો ઉલાળતો પાછો આવ્યો. બાપે પૂછ્યું :

'દીકરા, ગાડું બળદ ક્યાં ?'

દીકરો બોલ્યો :

'બાપુ, તમે ભાઈ થઈને બેનને કાપડું દીધું તો હું ફોઈને ફોઈયારું નો આપી શકું ?' મા બોલી :

'રંગ છે દીકરા ! હવે તું ભગતનો દીકરો સાચો.' આ વાતને માથે થઈને થોડાં વરસો અલપઝલપ વહી ગયાં. એક દિવસ જોગડાએ જે હાથે દાન દીધાં હતાં એ હાથે તલવાર પકડી. મિતિયાળા ગામ માથે દુશ્મનોની ફોજ ચડી આવી. જોગડો રણે ચડ્યો. ધીંગાણું ખેલીને જન્મભોમકાના ઝાંપે પોતાનું લોહી છાંટ્યું.

અહીં ખાંભામાં આયરાણી નીસરણી માથે ચડીને ઘરની પછીતે ગાર્ય કરતી હતી. એવામાં કોઈએ વાવડ દીધા : 'બાઈ, તારો ધરમનો માનેલો ભાઈ ધીંગાણામાં કામ આવ્યો.'

આટલું સાંભળતા જ બાઈએ નીસરણી માથેથી પોતાના શરીરનો ઘા કર્યો. ધબ્બ દેતી નીચે પડી. પછી માથું ઢાંકીને મૃત ભાઈ માટે મરશિયાં ઉપાડ્યાં. - પણ ભાઈ, એનાં કરુણ સાદના મરશિયાંએ ઝાંડવાંને ય અવળાં કરીને રોવરાવ્યાં :

'તું વણકર ને હું વણાર, નાતે ય નેડો નઈ,
પણ તારા ગણને રોવું ગજમાર, તારી જાત ન પૂછું જોગડા.'

અર્થાત :

ભાઈ જોગડા, તું વણકર ને હું વણાર શાખની આયરાણી. આપણે નાતજાતનો કોઈ સંબંધ નઈ. તું ભલે ઉતરતી જ્ઞાતિનો હોય, પણ હું તારા ગુણ ને તારી ખાનદાનીને રોઉં છું. રોતાં રોતાં એની આંખોના પોપચાં ફૂલી ગયાં. એનું જગત ઉજ્જડ થઈ ગયું.

લાલા લાપસિયાની વાર્તા શ્રી પીંગળશીભાઈ ગઢવીએ લખી છે. સને ૧૯૩૪ની સાલમાં સૌરાષ્ટ્રમાં પડેલા દુષ્કાળની વાત છે. એ સમે જેતપુર પાસે ચારણિયા ગામમાં લાલચંદ કરીને વાણિયો રહે. અતિ ધાર્મિક અને સ્વભાવે ખૂબ જ ઉદાર અને માનવતાવાદી. કપરા કાળમાં લોકની કોઠીઓમાં અનાજ ખૂટી પડ્યાં. લોકે કાળજાના કટકા જેવાં ઢોરઢાંખરને રેઢાં મૂકી દીધાં. ભૂખ્યા માનેખના દુકાળિયા ટોળાં ઠેરઠેર ભટકવા માંડ્યાં. લાલચંદ શેઠ લોકોના ભૂખનું દુઃખ જોઈ શક્યા નહીં. એમણે ગામમાં સદાવ્રત શરૂ કર્યું. આઠેય પહોર આવેલાને રોટલા મળવા મંડાણા.

લાલચંદ વાણિયાના સદાવ્રતની વાત ઊડતી ઊડતી જેતપુરમાં રહેતા એના સગાવહાલાના કાને ગઈ. એમને થયું કે લાલચંદ દુકાળમાં ઘર લૂંટાવીને ભૂખ ભેગો થઈ જશે. એમ વિચારી જેતપુરના મહાજને ચારણિયા ગામના પાદરમાં પડાવ નાખ્યો. એ વખતે લાલચંદ વાણિયાએ જઈને બે હાથ જોડીને જમવા પધારવા વિનંતિ કરી. ત્યારે મહાજનના મોવડી કહે :

'તું ઘર બાળીને તીરથ કરવા નીકળ્યો છું ? કાલ્ય તારા છોકરાંને ભીખ માગવા વારો આવશે. જરાક વિચાર્ય કર્ય ને દુકાળિયું સદાવ્રત બંધ કર્ય તો તારે ત્યાં જમવા આવીએ.'

'અહોહો... એમાં શું ? આજથી રોટલા ખવરાવવાનું બંધ. પછીથી મહાજન લાલચંદ શેઠના આંગણે જમવા બેઠું. રસોડે રોટલા બંધ થયા. તાવડિયું પૉરો ખાવા માંડી ને લાપશીનાં આંધણ મૂકાઈ ગયાં. તે દિ'થી રોટલાનું સદાવ્રત બંધ કરી લાલચંદશેઠે લાપશીનું સદાવ્રત શરૂ કર્યું. ત્યારથી લાલચંદ વાણિયો શેઠ મટીને લાલા લાપશિયા તરીકે મલકમાં મશહૂર થઈ ગયો.'

લોકસાહિત્યમાં આપણી સાંસ્કૃતિક પરંપરા અને લોકજીવનનો યથાર્થ પરિચય કરાવનારી અનેક ઘટનાઓ સાંપડે છે. ડૉ. અંબાદાન રોહડિયા 'લોકગુર્જરી' (માર્ચ ૨૦૧૮)માં આવો જ એક પ્રસંગ નોંધે છે.

શ્રી રતુદાન રોહડિયા ચારણી સાહિત્યના પ્રખર વિદ્વાન. પડધરી નજીક ધૂનાના ગામમાં એમનો જન્મ. બાળવયે ટાઈફોઈડની બીમારીને કારણે મૂક-બધીર બની ગયા. જાતમહેનતથી ચારણી સાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યો. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં ભાષાભવનમાં નિરીક્ષક તરીકે નોકરી મળી. મોટી ઉંમરે લગ્ન થયા. પોતે તો બહેરા-મૂંગા હતા. પણ એમનાં ધર્મપત્ની પણ મૂક-બધિર અને પ્રજ્ઞાચક્ષુ.

એ વખતે રતુદાનજી મૂંઝકા ગામમાં આહિર હરસુરભાઈ સેગલિયાના મકાનમાં ભાડે રહે. આહિરો અને ચારણો વચ્ચે આમ તો મામા ભાણેજનો સંબંધ. રતુદાનજીને ઈશ્વરે દીકરો દીધો. નામ પાડ્યું તીર્થકર. રાત્રે તીર્થકર રડવા માંડે. માતાપિતા સાંભળે નહીં એટલે જાગે નહીં. બાળકના ભેંકડાથી કંટાળેલા હરસુરમામા કહે : 'ભાઈ તમે મકાન ખાલી કરી દ્યો. બાળકનું રડવું અમારાથી સહન થતું નથી. પરંતુ ફઈબા ખીમદેબેન મદદે આવ્યાં. આવી સ્થિતિમાં એમને મદદ કરવાની હોય. આપણે મારગ કાઢીએ. કોઠાસૂઝ ધરાવતાં આયરાણી કહે : 'રતુભાઈ, તમે રાત્રે સૂવો ત્યારે દોરીનો એક છેડો તમારા પગને અંગૂઠે બાંધજો ને બીજો છેડો બારીએ બાંધીશું. તીથુ જાગે એટલે હું તમને જગાડીશ.''

આમ થોડા દિવસ ચાલ્યું. પરંતુ મુશ્કેલી ઓછી થઈ નહીં. ખીમદેબેનને સમજાયું કે બાળક ભૂખને કારણે રડે છે. એ સમદરપેટા આયરાણીએ પોતાની પેટની જણી દીકરીનું ધાવણ છોડાવી દીધું અને તીર્થંકરને સ્તનપાન કરાવીને ઉછેર્યો. આજે પણ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીને અડીને આવેલા મૂંઝકા ગામમાં મમતામયી માતા ખીમદેબેન રહે છે. ડૉ. તીર્થંકર આજે બરવાળા કોલેજમાં અધ્યાપક છે. રતુદાનજી આજે આપણી વચ્ચે હયાત નથી પણ સૌરાષ્ટ્રમાં રઝળી રખડીને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીને ૧૨૦૦૦ જેટલી ચારણી સાહિત્યની હસ્તપ્રતો મેળવી આપી. એમની સ્મૃતિમાં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ ચારણી સાહિત્ય હસ્તભંડારનું 'સ્વ. રતુદાન રોહડિયા સાહિત્ય હસ્તપ્રત ભંડાર' નામાકરણ કરી એમના કાર્યને સાચી અંજલિ આપી છે.

---

*૨, પ્રોફેસર કોલોની,*
*નવરંગપુરા, અમદાવાદ-૯*
*મો. ૯૮૨૪૦૨૮૩૨૬*

# ભરથરી - ગોપીચંદ લોકમહાકાવ્ય

- *ડૉ. હસુ યાજ્ઞિક*

**ધ**ર્મસંલગ્ન રામકથા, કૃષ્ણકથા અને પાંડવકથાઃ આ ત્રણ પૌરાણિક ભારતીય મહાકથાઓ પર જ પ્રત્યેક ભારતીય રાજ્યોની માતૃભાષાઓમાં લોકકંઠ પરંપરાનાં લોકમહાકાવ્યોનાં ગાન-કથનની સુદીર્ઘ- જીવંત પરંપરાગત સદીના આરંભના દશકાઓ સુધી ભારતભરમાં રહી છે. આ ત્રણ ભારતીય સંસ્કૃતિનાં જ આવિષ્કૃત અનેકરૂપ જ સાહિત્ય ઉપરાંત નૃત્ય, નાટક, ચિત્ર, શિલ્પાદિ ભારતીય લલિત કલાઓમાં પ્રયોજાયાં. લોકની તેમ જ શિષ્ટ મનાતી બન્ને કલાપરંપરાઓમાં આ ત્રણ મહાકથાઓ આધારિત વિષયો આલેખાયાં. આમાં પણ શિષ્ટ મનાતી અને સાહિત્યની લિખિત કૃતિરૂપોમાં બંધાયેલી કથાઓ કરતાં, તરતા એટલે કે Floating પ્રકારનાં કંઠપ્રવાહમાં તો, પ્રાચીન મૂળની પ્રશિષ્ટ મનાતી કૃતિઓની કથાઓ કરતાં, લોકપ્રવાહની આદિવાસી અને ગ્રામીણ બન્ને પરંપરાઓની રામકથા, કૃષ્ણકથા અને પાંડવકથા/ મહાભારત કથાઓમાં તો અનેક નવાં અને જુદાં જ કથાનકો છે, પાત્રો છે. આની લિખિત પ્રવાહ પર પણ પ્રગાઢ અસર રહી છે. મધ્યકાળમાં જે આખ્યાનના સ્વરૂપમાં પૌરાણિક કથાઓનાં લિખિતરૂપ બંધાયાં તેમાં પણ આ કારણે જ મૂળ રામકથા, કૃષ્ણકથા અને પાંડવકથામાં જે સંસ્કૃતભાષામાં આલેખિત કૃતિઓમાં કથા છે, તેનું જ આખ્યાન કવિઓએ બેઠેબેઠું અનુકરણ ન કરતાં લોકકંઠ પ્રવાહનાં કથાનકોનાં પણ લોકપ્રિય બનેલા રોચક અંશો પાત્રો, ઘટનાઓ અપનાવ્યાં. જેમ કોઈ પહોળો પટ ધરાવતી મહાનદીના પ્રવાહ જે જે ભૂમિ પર વહે, તેનાં રંગો ધારણ કરે છે, તેમ મહાકથારૂપ મહાનદી પણ એવાં સ્થાનિક ભાષા અને જાતિગત અવનવા રંગ ધારણ કરે છે. આને પરિણામે જ આવી કથાનાં કથાનકોનાં અનેક રૂપાંતરો Versions અસ્તિત્વમાં આવે છે. મૂળ કથા એક, પણ એનાં રૂપ અનેક !

પ્રસ્તુત ત્રણ ઉક્ત મહાકથાઓ પછીના કાળમાં, પ્રાચીન સમયખંડના અંત પછી, જે ધર્મપંથ સંલગ્ન, ઐતિહાસિક કાળની કથાઓ છે, તેમાં સમય દૃષ્ટિએ પ્રથમ નાથપંથની ભરથરી અને ગોપીચંદની કથા છે. આ મહાકથા પર પણ કંઠપ્રવાહમાં સુદીર્ઘ એવું લોકમહાકાવ્ય હતું, જે ઓગણીસમી સદીના અંત ભાગ સુધી પણ લોકપ્રવાહમાં ભરથરીઓ દ્વારા રાવણહથ્થા પર ગવાતું હતું. આ લોકમહાકાવ્ય અનેક પાંખડીઓમાં (ખંડો, સર્ગો) હતું. એની ધ્રુવપંક્તિ **'ઈન્દરરાજાના પૂતર'** હતી. કાળક્રમે આપણી જીવનરીતિ-પદ્ધતિ બદલાતાં આ પરંપરા ઘસાતી ગઈ અને પરિણામે લુપ્ત થઈ ગઈ. નવમા દશકાના આયુષ્યના તબક્કે પહોંચેલા આ લખનારે એના કિશોરકાળે, એટલે કે ૭૦-૭૫ વર્ષ પહેલાં ભરથરીઓ દ્વારા ગવાતું આ મહાકાવ્ય સાંભળેલું. એટલે કે ત્યારે હજુ એ લુપ્ત ન હતું. પરંતુ, આવી કંઠસંપદાને લખીને પણ અક્ષરબદ્ધ રૂપમાં સંપાદિત કરવાની પદ્ધતિ બહુ મોડી અસ્તિત્વમાં આવી. લોકગીત જેમ પ્રયોજિત (Performed) કથાઓને પણ લિપિબદ્ધ (transcripted) કરવાનું મહત્ત્વ નહોતું સમજાયું. પરિણામે તે મહાકાવ્યનો પૂરો પાઠ લુપ્ત થયો. વીસમીના છઠ્ઠા સાતમા દાયકાથી સરકારે લોકસાહિત્યની સમિતિની રચના કરી અને લોકસાહિત્યના મણકાની શ્રેણી શરૂ થઈ ત્યારે ત્રણેક મહત્ત્વની પાંખડીઓનાં કથ્યગેય અંગોનું સંપાદન થયું આ પહેલાં પણ જો કે **'ગુજરાત કાઠિયાવાડ દેશની વાર્તા'** ઓના સંપાદક એવા F.B. - ફરામજી બહુમનજી દ્વારા ભરથરી-ગોપીચંદ કથાના તૂરી દ્વારા કથ્ય-ગેય બે પાઠ (Texts) ૧૯૨૮માં પ્રગટ થયેલા. તેમાં ભરથરી ગોપીચંદકથા સાથે મત્સ્યેન્દ્રનાથ, જાલંદર નાથનાં કથાનકો પણ અપાયેલાં અને શ્રી જયમલભાઈ પરમારે ભરથરી-ગોપીચંદના રાસડા સંપાદિત થયેલાં તથા મણકાની શ્રેણીમાં પણ કેટલાંક કથાગીતો પ્રકાશિત થયેલાં મણકાની પાંચેક હજાર જેટલી રચનાઓનું આ લખનારે ઈ. ૧૯૯૨માં વિષયાનુસારી સંપાદન કર્યું, ત્યારે **'ગુજરાતી લોકસાહિત્યમાં કથાગીતો'**ની અભ્યાસભૂમિકામાં સમગ્ર કથાનક તારવવાનો પ્રયત્ન કરેલો. પછીના ગાળામાં પ્રો. નરોત્તમ પલાણ, ડૉ. મનોજ રાવલ જેવા નાથપંથ-પરંપરાના અભ્યાસીઓ

**લોકગીત જેમ પ્રયોજિત (Performed) કથાઓને પણ લિપિબદ્ધ (transcripted) કરવાનું મહત્ત્વ નહોતું સમજાયું. પરિણામે તે મહાકાવ્યનો પૂરો પાઠ લુપ્ત થયો. વીસમી સદીના છઠ્ઠા સાતમા દાયકાથી સરકારે લોકસાહિત્યની સમિતિની રચના કરી**

દ્વારા પણ પૂરક વિગતો- ખાસ તો કથા સંદર્ભે - સ્પષ્ટ થતી ગઈ. અંતે ઈ. ૨૦૦૨માં ડૉ. ભગવાનદાસ પટેલે ખેડબ્રહ્માની ભીલ-પંરપરાની સુદીર્ઘ કથ્ય-ગેયકથાનું સંપાદન પ્રગટ કર્યું અને એ નિમિત્તે અભ્યાસભૂમિકા લખવાની થઈ ત્યારે પરંપરા લુપ્ત મૂળ લોકમહાકાવ્યનાં કથાનકની અનેક અંધારી દિશામાં પ્રકાશ થયો. પરંતુ ભરથરી ઈન્દ્રરાજાનો પુત્ર એટલે શું, એ પાછળ કઈ કથા ઘટના છે તે વિશે તથા આદિવાસી કથામાં **'બોલતા અને રાજકુમારી સાથે લગ્ન કરતા ગધેડા'**ની ઘટનાએ બીજા નવા પ્રશ્નો ઊભા કર્યા. પરંતુ મધ્યકાલીન કથા-સાહિત્ય પરના મારા મૂળ રસ-અભ્યાસને કારણે મેં જ્યારે શામળકૃત બત્રીશપૂતળીની વારતાનું પુનઃ પુષ્ટ વાચન કર્યું અને તેના પર અભ્યાસ કેન્દ્રિત કર્યો ત્યારે આ ઉત્તમ સંપદા જેવા લોકમહાકાવ્યના લુપ્ત અંશો અંગો અને પૂરાં કથાનક સ્પષ્ટ થયાં. અહીં પણ એક સંકુલ પ્રશ્ન રામકથા, કૃષ્ણકથા અને પાંડવકથા જેવો જ વિવિધ રૂપાતંરોનો છે. કથા એક જ હોય પરંતુ એમાં કથાનકનાં રૂપાંતરો અનેક હોય ત્યારે મુખ્ય પ્રશ્ન જ એ થાય કે આવાં બધાં કથાઘટના-રૂપાંતરોનાં મૂળ આધારરૂપ મુખ્ય કથા કઈ હશે ? રામકથા, કૃષ્ણકથા અને પાંડવકથા એ ત્રણેય મહાકથાઓના તો વાલ્મીકિ, વેદવ્યાસ અને તુલસી જેવા મહાકવિઓએ સુદીર્ઘ કથારૂપ બાંધેલાં છે, તેથી તે તે કૃતિઓની કથાનાં કથાનકોને મુખ્ય કે આધારભુત ગણી શકીએ, પણ ભરથરી - ગોપીચંદ કથાનું શું ? એની 'સ્ટાન્ડર્ડ સ્ટોરીલાઈન' કઈ ? કથા જેમ પ્રદેશ-જાતિ-બોલીની અસરે બદલાય તેમ પંથ અને મૂળ શ્રદ્ધા પ્રમાણે પણ બદલાય છે. નાથપંથમાં આદિનાથ શિવજી પછી ૧. મત્સ્યેન્દ્રનાથ ૨. ગોરખનાથ ૩. જલંધરનાથ ૪. કાનીફનાથ ૫. ચર્પટીનાથ ૬.નાગનાથ ૭. ભરથરીનાથ ૮. રેવણનાથ અને ૯. ગહિનીનાથ એવો ક્રમ મનાયો છે. ગોપીચંદને નાથપદ પ્રાપ્ત થયું નથી. ૮૪ સિદ્ધોમાં અપરનામે છે. ગ્રામીણ અને આદિવાસી બન્ને પરંપરાઓ ગોપીચંદને ભરથરીની બહેન મૈનાવતીનો પુત્ર માને છે. આદિવાસી પરંપરા તો ગોપીચંદને નાયકસ્થાને સ્થાપી તે મામા ભરથરીને ભેખ લેવા પ્રેરે છે એવું આલેખે છે. ગોપીચંદની માતાના નાથગુરુ જાલંધરનાથ છે અને તે ગોરખનાથના પણ ગુરુ છે. **'ચેતમછંદર ગોરખ આયા'** એવા રૂઢ પ્રયોગમાં નિશ્ચિત છે. ગુરુના પણ ગુરુ મત્સ્યેન્દ્રનાથને ગોરખનાથે સ્ત્રી અને ધન-વિલાસના વ્યામોહથી મુક્ત કર્યા. કેટલીક રચનામાં આ નામો બદલાય છે ને કથા ઘટના વહેણ પણ બદલાય છે. આવાં કથારૂપાંતરનાં મૂળમાં શિષ્યપરંપરાનો પોતાના ગુરુને વિશેષ સિદ્ધ દર્શાવવાનો, સ્થાપવાનો મોહ છે. આ કારણે જ મૂળ ઈસ્લામ ધર્મી તૂરીઓએ કનીફનાથ અને ગોરખનાથ વચ્ચેની ચડિયાતા દેખાડવાની વૃત્તિ દાખવી કથાને બદલાવી છે. દંતકથાએ 'શૃંગારશતક' અને 'વૈરાગ્યશતક' લખનાર ભર્તૃહરિને જ ભરથરી માન્યા છે. બારોટીસ્રોત એ સ્વીકારે છે. પરંતુ વિદ્વાનોએ સ્પષ્ટ કરી ચર્ચ્યું, તારવ્યું, સ્વીકાર્યું છે કે ભર્તુહરિ અને નાથપંથના ભરથરી જુદા છે.

**રામકથા, કૃષ્ણકથા અને પાંડવકથા એ ત્રણેય મહાકથાઓના તો વાલ્મીકિ, વેદવ્યાસ અને તુલસી જેવા મહાકવિઓએ સુદીર્ઘ કથારૂપ બાંધેલાં છે, તેથી તે તે કૃતિઓની કથાનાં કથાનકોને મુખ્ય કે આધારભુત ગણી શકીએ**

આમ વિવિધ હેતુ-આશયના કારણે આ કથામાં એટ-એટલાં રૂપાંતરો છે કે તેના આધારે મૂળ આધારભુત કથાનકને સ્પષ્ટ કરવું મુશ્કેલ છે. આના કારણે જ જે ભરથરી લોકમહાકાવ્ય લુપ્ત થયું, એમાં મૂળ કથા કેવી છે, કુલ કેટલી પાંખડીમાં કથા વિભક્ત હતી, કેટલા નાટ્યાત્મક મર્મસ્પર્શી પ્રસંગો અને તેના પર રચાયેલાં ગીતો હતાં : આનું સંશોધન સંકુલ છે. આપણી કંઠ્યપરંપરામાં તો **'પહેલા પહેલા જુગમાં રાણી તું હતી'** એ પીંગળાને ઉદ્દેશતું ગીત કે **'ભેખ રે ઉતારો રાજા ભરથરી'** જેવાં ગીતો બચ્યાં, બાકી કાળક્રમે લુપ્ત થયાં. આ બધી જ મૂળ આધારભુત લોકમહાકાવ્ય, ગોપીચંદ-ભરથરી વિષયક રાસડા, તુરી અને ભરથરી જેવા લોકકથાગાયકોની પરંપરાના કેટલાંક દસ્તાવેજીકરણો, સુદીર્ઘ એવી આદિવાસી ગોપીચંદ-ભરથરી વાર્તા : વગેરે રસપ્રદ સામગ્રી આપે છે, સાથે જ અભ્યાસ-સંશોધન માટેની





સામગ્રી પૂરી પાડે છે. આ બધાંની સવિગત ચર્ચા મારા 'ધર્મ અને વિધિસંલગ્ન ગુજરાતની અને રાજસ્થાનની કથાઓ : એક તુલનાત્મક અભ્યાસ' (ઈ. ૨૦૧૩)માં આપી છે. સહુને રસ પડે અને આ મહત્ત્વપૂર્ણ એવી કથાના કથાનકનો ખ્યાલ મળે એ માટે શામળે ઈ. ૧૭૨૧થી ૨૯ના ગાળામાં જે કથા આપી છે તેનો સંક્ષેપમાં સાર આપું છું. અહીં શામળે બારોટી સ્રોતમાંથી જ આ કથા આપી હોવાનો સંભવ છે. શામળને ઈ. ૧૭૨૯માં વેગણપુરથી સિંહુજમાં લાવનાર ગુમાનજી બારોટ હતા, જે મુખ્ય કથક, સહાયક અને શામળની 'નંદબત્રીશી' જેવી કૃતિના લહિયા પણ હતા અને શામળની કથાઓ પણ તે રજૂ (Perform) કરતા. આ કથા શામળની બત્રીસપૂતળીની કૃતિની અંતિમ એવી બત્રીશમી કથા **'વેતાળ-પચીશી'**ની ભૂમિકા કથા તરીકે આપી છે. સંક્ષેપમાં કથા આ પ્રમાણે છે :

ઈન્દ્રે એના પાટલીપુત્રને કોઈ અવિનયના કારણે શાપ આપ્યો : 'જા અવનિ પર ગધેડા તરીકે અવતર ! પુત્રે અને અન્યે ઈન્દ્રને શાપ હળવો કરવા પ્રાર્થના કરી ત્યારે ઈન્દ્રે કહ્યું : 'રાતે તે ગધેડાનું ખોળિયું તજીને પોતાનું દેવરૂપ અને દૈવીશક્તિ પ્રાપ્ત કરશે. અને જ્યારે કોઈ આ વાત જાણશે ત્યારે એ શાપમુક્ત બનશે.' ઈન્દ્રનો પુત્ર પૃથ્વી પર ગધેડા તરીકે જન્મ્યો અને મનુષ્યવાણીમાં નગરના રાજાને કહ્યું : 'તારી પુત્રીનાં લગ્ન મારી સાથે કર, નહીં તો તારા નગરનો નાશ કરીશ.' રાજા ગભરાયો. એણે શરત કરી : 'ત્રાંબાનો ગઢ અને સોનાના કાંગરા બનાવ તો રાજકુંવરીને પરણાવું. 'ઈન્દ્રપુત્રે દૈવી શક્તિથી ત્રાંબાનો ગઢ અને સોનાના કાંગરાવાળો મહેલ બનાવ્યો અને રાજકુંવરી સાથે ત્રંબાગઢમાં રાજા ગર્દભસેન તરીકે રહેવા લાગ્યો. કાળક્રમે પત્ની સગર્ભા બની. માતા પુત્રીની પ્રસૂતિ કરાવવા આવી. એણે જોયું કે જમાઈ તો દૈવી પુરુષ છે જે રાતે ગધેડાના ખોળિયામાંથી નીકળી મૂળ દૈવીરૂપ ધારણ કરે છે : એનું ગધેડાનું ખોળિયું બાળી નાખીએ તો કાયમ દૈવીરૂપમાં જ રહેશે. સાસુએ ગધેડા-જમાઈનું ખોળિયું બાળ્યું ! રહસ્ય ખુલ્લું પડ્યું. શાપમોચન થયું ત્યારે ઈન્દ્રપુત્રે કહ્યું : 'હું ઈન્દ્રપુત્ર છું. શાપ પૂરો થયો છે તેથી હું દેવરૂપમાં સ્વર્ગમાં જઈશ અને તરત જ મેં જે કંઈ માયાથી સર્જ્યું છે તે જમીનદોસ્ત થઈ નાશ પામશે. આથી તરત આ નગર તજી સલામત સ્થળે પહોંચી જાવ.' રાજકુંવરી જેની સાથે લગ્ન થયેલાં તે, બીજી પણ પત્ની અને ત્રીજી એક દાસી : આ ત્રણે સગર્ભા હતી તે વનમાં આવી. મૂળ લગ્ન થયેલાં તે રાજકુંવરીએ વિક્રમને, બીજી પણ રાજવંશી પત્નીએ ગોપીચંદને અને ત્રીજી દાસીએ પણ પુત્રને જન્મ આપ્યો. દાસીના પુત્રને એક વણઝારો લઈ ગયો અને પોતાની સાથે રાખ્યો. વિક્રમ અને ભરથરી વયસ્ક બની ઉજ્જૈન આવ્યા.

**ઉજ્જૈનના અપુત્ર રાજાનું મૃત્યુ થતાં રાજાને પસંદ કરવા હાથણીને કળશ લઈ રાજા પસંદ કરવા મોકલી. હાથણીએ ભરથરી પર કળશ ઢોળતાં તે ઉજ્જૈનનો રાજા થયો. એણે પરાક્રમથી અનેક રાજ્યો જીતી લીધાં. વિક્રમ એનો સેનાપતિ થયો. રાજા ભરથરીનાં લગ્ન અનંગકુસુમા સાથે થયાં**

ઉજ્જૈનના અપુત્ર રાજાનું મૃત્યુ થતાં રાજાને પસંદ કરવા હાથણીને કળશ લઈ રાજા પસંદ કરવા મોકલી. હાથણીએ ભરથરી પર કળશ ઢોળતાં તે ઉજ્જૈનનો રાજા થયો. એણે પરાક્રમથી અનેક રાજ્યો જીતી લીધાં. વિક્રમ એનો સેનાપતિ થયો. રાજા ભરથરીનાં લગ્ન અનંગકુસુમા સાથે થયાં. તે રાજકાજ ભૂલી રંગરાગ ભોગવતો વિલાસી બન્યો. રાજ્યસત્તા નબળી બનતાં વિક્રમે ભરથરીને સમજાવ્યું કે છત્રપતિ રાજા માટે ભોગવિલાસ ઉચિત નથી. આથી ભરથરી ફરી રાજકારભારમાં પ્રવૃત્ત થયો. આથી અનંગકુસુમા ગુસ્સે થઈ અને ભરથરીને ફરિયાદ કરી : 'તમારો ભાઈ અને સેનાપતિ વિક્રમ મારી લાજ લેવા રંગમહેલમાં આવ્યો હતો.' ભરથરી ગુસ્સે થયો અને વિક્રમને દેશવટો આપ્યો. સુશીલ પરાક્રમી એવો વિક્રમ દેશવટો સ્વીકારી યાત્રાએ ઉપડયો.

અનંગકુસુમા શિથિલ ચારિત્ર્ય ધરાવતી રાણી હતી અને તે લંગડા અશ્વપાળ સાથે આડસંબંધ ધરાવતી હતી. આ ગાળામાં નૃપશર્મા નામનો એક તપસ્વી ઉજ્જૈન આવ્યો અને એણે અમરફળ પ્રાપ્ત કરેલું તે રાજા ભરથરીને ભેટ આપ્યું ને કહ્યું : 'મહારાજ ! અમર બનવાનો મને કોઈ મોહ નથી એથી મારા તપના પ્રભાવે મળેલું આ અમરફળ આપને ભેટ આપું છું.' રાજા ભરથરી તો અનંગકુસુમાને પ્રેમ કરતો હતો. આથી એણે આ ફળ રાણીને આપ્યું. રાણીને તો પ્રાણપ્રિય અશ્વપાળ હતો એથી એણે એ ફળ અશ્વપાળને આપ્યું. પરંતુ કામદેવની કરામત એવી અદ્‌ભુત કે રાજરાણીનો યાર મનથી તો એક ગણિકાને ચાહતો હતો. આથી એણે અમરફળ ગણિકાને આપ્યું, ગણિકા તો એના યાર અશ્વપાળના બદલે રાજા ભરથરીને જ ચાહતી હતી. આથી એણે અમરફળ રાજા ભરથરીને આપ્યું. રાજાને આશ્ચર્ય થયું : પ્રિયતમ એવી રાણીને આપેલું આ ફળ ગણિકા પાસે ! તપાસ કરતાં મૂળ હકીકત રાજાને જાણમાં આવી. એને થયું :

'અરેરે, હું જેને મનથી સતત યાદ કરું છું, પ્રેમ કરું છે તે પોતે તો મારા તરફ વિરક્તા છે ને તે અન્યને ચાહે છે. અને આ અન્ય વળી બીજા અન્યને ચાહે છે ! ધિક્કાર છે તને, મને, તેને અને આવા ખેલંદા કામદેવની લીલાને ! આમ કહી રાજા ભરથરીએ વૈરાગી બની ભેખ લીધો.

રાજા વહોણા ઉજ્જૈનમાં ભય-અરાજકતા વધ્યાં. વેતાળ બધાના ભોગ લેવા લાગ્યો. અંતે મંત્રીએ વેતાળ સાથે નક્કી કર્યું કે તે રોજ રાતે વારા પ્રમાણે એક માણસને વેતાળના ભોગ તરીકે મોકલશે.

આ દરમિયાન દેશવટે નીકળેલો વિક્રમ અંતે ઉજ્જૈન આવ્યો. રસ્તામાં એને એક વણઝારનો સાથ થયો. ઈન્દ્રના પુત્રથી સગર્ભા બનેલી દાસીના ત્રીજા પુત્રને જે વણઝારો લઈ ગયેલો તેનો વિક્રમને ભેટો થયો. આ ત્રીજો ભાઈ શાળવી હતો અને પશુપક્ષીની ભાષા સમજતો હતો. એક રાતે શિયાળે લાળી કરી કહ્યું : 'અનેક ઘરેણાંથી લદાયેલું શબ ક્ષીપ્રામાં તણાતું આવ્યું છે. એ શબ જો લાવી મને ખાવા આપે કોઈ તો તેને ન્યાલ કરી દઈશ ને ઘરેણાં પણ મળશે. શાળવીએ આ વાત વિક્રમને કહી. સાહસી, પરોપકારી એવા વિક્રમે નદીમાં તણાઈ આવેલું શબ શિયાળને આપ્યું. શિયાળે વરદાન આપ્યું. 'નૃપતિ થાજે નવખંડનો ઉજેણીપતિધીશ!'

**આ દરમિયાન દેશવટે નીકળેલો વિક્રમ અંતે ઉજ્જૈન આવ્યો. રસ્તામાં એને એક વણઝારનો સાથ થયો. ઈન્દ્રના પુત્રથી સગર્ભા બનેલી દાસીના ત્રીજા પુત્રને જે વણઝારો લઈ ગયેલો તેનો વિક્રમને ભેટો થયો. આ ત્રીજો ભાઈ શાળવી હતો અને પશુપક્ષીની ભાષા સમજતો હતો**

વણજારના શણવી એવા પોતાના જ ભાઈનો સાથ લઈને વિક્રમે હરસિદ્ધમાતાના પ્રતાપે સિદ્ધવડ પરથી મડદું ઉતારી, વેતાળને પચીશ વાર્તાઓના સચોટ જવાબથી પ્રસન્ન કર્યો અને ઉજ્જૈનનો યશસ્વી રાજા બન્યો.

શામળે આપેલી 'વેતાળપચીશી'ની આ ભૂમિકાકથાથી ભરથરી ઈન્દ્રનો પૌત્ર કેવી રીતે છે, તેની પૂરી સ્પષ્ટતા થાય છે. પરંતુ ભરથરીની આધારભૂત પ્રચલિત એવી મૂળકથા વિશે વિશેષ સ્પષ્ટતા થતી નથી. હકીકતે અહીં ઘટના ચમત્કાર વૈચિત્ર્ય અને કથારસના કારણે શામળ જેવા બહુધા સ્વકીય એવી કલ્પનાનો પણ પ્રચલિત પરંપરાગત કથાને વિશેષ રોચક બનાવવાની સર્જકતા અને કુનેહ ધરાવતા વાર્તાકારે બે મુખ્ય પ્રચલિત એવાં એકબીજાંથી પૂર્ણ સ્વતંત્ર એવી કથાઓનાં કથાનકોનું સંયોજન કર્યું છે. આમાં પહેલું કથાનક ઈન્દ્રના પૌત્ર તરીકે જન્મતા ભરથરીનું છે અને બીજું 'શૃંગારશતક' ઉપરાંત એવું જ ચોટદાર માર્મિક 'વૈરાગ્ય શતક' રચનાર કવિ રાજવી એવા ભર્તૃહરિ વિશેની કથાનું છે. ભરથરીની ઉત્પત્તિની કથા તથા શૃંગાર અને વૈરાગ્ય શતક રચનાના રાજવી એવા ભર્તૃહરિના સંસારવૈરાગ્યની કથા : આ બન્ને માત્ર 'કથા' છે. એને આધારે જ ઐતિહાસિક કથા કે વાસ્તવિક તથ્યને તારવી ન શકાય. કોઈપણ પ્રતિભાશાળી કવિ પોતાની શક્તિ-પ્રતિભાને આધારે જ વિલાસ અને વૈરાગ્ય બન્નેનું માર્મિક આલેખન કરી શકે છે. પરંતુ પછીની પરંપરા આવા સર્જકત્વના ચમત્કારને સર્જકના જીવન સાથે જોડીને ખુલાસો મેળવવા મથે છે. એમાંથી સર્જક-સર્જનને જીવનાનુભવરૂપે દંતકથામાં આલેખે છે. વિક્રમનું કથાપાત્ર પણ આવી જ ઘટના છે, જેમાં પર દુઃખ ભંજક અને ન્યાયી એવા રાજ્ય માટેની ઝંખનાએ જ એક કથા રચી છે. કાલિદાસ, બાણ વગેરે વિશે પણ આવી દંતકથાઓ છે જે તથ્યમૂલક ઘટના બદલે અપેક્ષા સંતૃપ્તિ અને પ્રજાના બૃહદમાનસનું પરિણામ છે.

નાથકથાઓમાં નવનાથ, ચોરાશી સિદ્ધ, નાથતત્ત્વજ્ઞાન અને સાધના પદ્ધતિ વગેરેની દૃષ્ટિએ કથાત્મક રીતે કે કથાશ્રયે ઘણું કહેવાયું છે. મૂળ નાથપંથની જે પંથવાદમુક્ત એવી તત્ત્વસિદ્ધિ છે, યોગીમાર્ગી સાધના અને કાલમીમાંસા છે તે સમજવામાં અને હજુ તો ભારતની નવ્ય ભાષાઓ જન્મી રહી છે તે કાળની જ નાથવાણી- વિશેષતઃ તો ગોરખવાણીને ઉકેલીને સમજવાનાં કેટલાંક મહત્ત્વનાં સગડ આ રાગ-ત્યાગ-વૈરાગ્ય અને સાધનાની ભરથરી અને ગોપીચંદની કથાઓમાં પડેલાં છે. ભરથરી લોકમહાકાવ્યની વિવિધ પાંખડીઓના પાઠ જો આપણી પાસે જળવાયા હોત તો ભરથરીકથાનું મૂળરૂપ વિશેષ સુસ્પષ્ટ બન્યું હોત ! એ નથી છતાં જેટલું પણ આજે જળવાયું છે તે નાથપંથની સમર્થ ધર્મપરંપરાને સમજવામાં સહાયક છે જ.

*૧, પદ્માવતી બંગ્લોઝ, ભાવિન સ્કૂલ સામે,*
*થલતેજ, અમદાવાદ- ૩૮૦૦૫૯*
*ફોન. ૦૭૯- ૨૬૮૫૩૬૨૪*

# કંઈક આપવાનું શીખવતી યુવા શિબિરો....

*- ભદ્રાયુ વછરાજાની*

છવ્વીસમી જાન્યુઆરી, ૧૯૮૨...

જામનગર જિલ્લાની ગંગાજળા વિદ્યાપીઠ, અલીઆબાડાની પવિત્ર ધરતી...

ત્રણ દિવસોના ઉપવાસસત્રનો મધ્ય દિન..

ગંગાજળા વિદ્યાપીઠના અંતેવાસી શ્રી શિરીષભાઈ ડોલરરાય રંગીલદાસ માંકડની અણધારી વિદાયને મૌનાંજલિ અર્પવાનો સંકલ્પ... પવિત્ર અવસરે પાવન ધરતી પર બે પરમ સંતોનું મિલન... મનીષી પૂજ્ય વિમલાતાઈ અને રામમય પૂજ્ય મોરારિબાપુ.

પાવન ધરીને બંને સંતોના આશીર્વાદ મળ્યા અને 'શ્રી શિરીષ સાધના કેન્દ્ર'નો વિચાર આકારિત થયો. બંને સંતોની અધ્યક્ષતામાં આ કેન્દ્રની પ્રવૃત્તિઓ શરૂ થઈ અને એવું નિર્ધારિત થયું કે સાચું સ્મારક ઈંટ, પથ્થર કે ચૂનારૂપે ન કરતાં દિવંગતને અભિપ્રેત એવી પ્રવૃત્તિઓ થતી રહે તેવું ઉચિત સ્મારક રચવું.

સંત-મિલનની દિવ્ય પળે છવ્વીસ, જાન્યુઆરી, ૧૯૮૨ના રોજ બે આર્શીવચન-સંદેશ લખાયા :

૧) આશીર્વાદ : શિરીષ-સૌરભથી સાધના કેન્દ્ર મઘમઘતું રહો. જીવન સાધના-તીર્થ છે એવો પ્રશમ જાગી ઊઠો. પુરુષાર્થ અને પ્રપત્તિ વડે આપની પ્રવૃત્તિ સાર્થક થાઓ. વિમલ-વન્દન.

(૨) રામ : પુરુષાર્થ, પ્રાર્થના અને પ્રતીક્ષાનો સંગમ પરિણામ જરૂર લાવશે. રામ સ્મરણ સાથે, મોરારિબાપુ.

આ ધન્ય પળ પછી મનીષી પૂજ્ય વિમલાતાઈએ શ્રી મોરારિબાપુને સૂચન કર્યું કે, આપના દ્વારા કથાઓ ઘણી થાય છે. તેનો વ્યાપ અને વિસ્તાર પણ ઉત્તરોત્તર વધતો જાય છે. હવે આપ યુવાનોના શિબિરો કરો તે સમયની માંગ છે. આપે રામાયણનું સાચું જ્ઞાન વિદ્યાર્થીઓ-યુવાનો-ભાવકોને મળે તેમ કરવું જોઈએ. શ્રી મોરારિબાપુએ પૂજ્ય વિમલાતાઈનું સૂચન ભાવપૂર્વક સ્વીકાર્યું અને આવા શિબિરો માટે પોતાની સંમતિ આપી અને એ સહજ હતું કે પ્રથમ યુવાશિબિર અલીઆબાડા ખાતે તા. ૫-૬-૭, સપ્ટેમ્બર, ૧૯૮૨ના યોજાયેલ.

આ યુવાશિબિરની પરિકલ્પના શ્રી મોરારિબાપુએ પ્રથમ ચરણમાં જ સ્પષ્ટ કરી, એક સુંદર ચોટદાર દૃષ્ટાંતથી.

'આંબાનું એક વૃક્ષ હતું. એની નીચે છ જણ બેઠા હતા. એવી રીતે બેઠા હતા કે એ લોકોની દૃષ્ટિ આંબાના વૃક્ષ તરફ હતી. એક માણસે એમ કહ્યું :'ઉપર પુષ્કળ કેરીઓ છે, ફળ છે. આપણે આંબો કાપી નાખીએ અને ફળ લઈ લઈએ.' બીજી વ્યક્તિ એવું બોલી કે 'આપણે ફળ જ લેવું છે તો આંબો કાપવાની જરૂર નથી. એક ડાળ કાપી નાખીએ અને કેરી લઈ લઈએ.' ત્રીજી વ્યક્તિએ એમાં સુધારો કર્યો : 'આખી ડાળ કાપવાની શી જરૂર છે ? જે જગ્યએ કેરીઓ લટકે છે એટલો જ ટૂકડો કાપીએ તો ખોટું શું ?' ચોથી વ્યક્તિએ એમ કહ્યું કે, 'એ પણ કરવાની જરૂર નથી. જ્યાં કેરી લટકે છે એજ તોડી લઈએ.' પાંચમાએ વળી એક સુધારો કર્યો કે, 'એના કરતાં એમ જ કરીએ. પાકેલી હોય તે જ તોડીએ. કાચી શું કામ તોડવી ?' અને છઠ્ઠા માણસે એમ કહ્યું કે, 'ઉપરથી કંઈ તોડવાની જરૂર નથી. નીચે ઘણી પડી છે એ જ લઈ લઈએ...' આમ વાત અનિર્ણિત હતી ત્યાં કોઈ સંતનું આગમન થયું. એ કોઈ પહોંચેલા સંત હતા. એની આંતરિક કક્ષા એટલી ઊંચી હશે કે ત્યાં ઊભા રહી ગયા. એને એમ થયું કે મારે અહીં કંઈક કહેવું જોઈએ અને તેથી એમણે છ એ જણાને કહ્યું : 'મિત્રો, તમે કહો છો તે હું ક્યારનો સાંભળું છું. તમને એમ છે કે આંબાને કાપી નાખીએ, ડાળને કાપી નાખીએ, જ્યાં કેરી લટકે છે તે લઈ લઈએ, આમ કરીએ ને તેમ કરીએ. તમને છએ જણને હું એક નવો વિચાર આપું.' સૌ બોલ્યા : 'હા, હા, શું વિચાર છે ?' 'કે આ બધું લઈ લેવું, લઈ લેવું... એના કરતાં કો'કને કંઈક આપવું એવો વિચાર ન થઈ શકે ? તમે છ અને હું એમ સાથે મળી સાતેય એવો વિચાર ન કરી શકીએ કે આ લઈ લેવાની જે વાત છે એને બદલે ચાલો, આપણે કંઈક આપીએ.



એમ કહેવાય છે કે છ યે વ્યક્તિ ઉપર જબરદસ્ત માનસિક અસર થઈ અને એ છ યે જણે લેવું, કાપવું, તોડવું એ વિચારધારામાં એક નવો વળાંક લીધો અને 'આપવું' એવા નિર્ણય ઉપર આવી ગયા. એમ કહેવાય છે કે એ છ વ્યક્તિઓ વ્યક્તિ ન રહી અને સમાજનાં છ શાસ્ત્રો બની ગયાં કે જેને ભારતીય આધ્યાત્મિક જગતે મસ્તક ઉપર મૂક્યાં. મારા મતે શિબિરની દૃષ્ટિ એ છે કે સમગ્ર સમાજમાં 'લેવું-લેવું-લેવું' ની વૃત્તિએ માઝા મૂકી છે ત્યારે હું અને તમે ભેગા થઈને એવું કશુંક કરીએ કે 'ચાલો, આપીએ. અને હા, એ આપવાનો ગુણ બધામાં પડયો છે કારણ કે આપણો વિકાસ 'આપવા' માંથી થયો છે, લેવામાંથી નથી થયો.

મને કોઈ પ્રશ્ન પૂછે કે આ શિબિરનું શું છે? આ બધું શું છે ? શિબિર એટલે શું ? ઘણા લોકો એમ પણ વિચારશે કે બાપુની કથા બહુ સાંભળી, ચાલો હવે, શિબિર સાંભળીએ. લોકો એમ પણ માને છે કે શિબિર કંઈક વિષય છે અને એના ઉપર બોલવાનું છે. શિબિર શું છે ? હજી આપણી આ શરૂઆત છે. હું તો એટલું જ માનું છું કે આપણે દાણા છાંટીએ છીએ, જેમ ભુવા દાણા છાંટે છે ને ? પછી કોણ ભુવો નીકળે એમાંથી એ ખબર નથી. ભલે આ દાણા છાંટવાની પ્રવૃત્તિ છે પણ એની ક્ષમતામાં પડેલું છે 'આપવાનું'. મારો ને તમારો જે સનાતન ધર્મ છે, જે સનાતન ગુણ છે તેને પ્રગટાવવા માટેની એક દાણા છાંટવાની પ્રવૃત્તિ છે આ શિબિર. આમાં કોનામાં, ક્યારે, કેટલું, કેમ વિકસિત થશે એ ખબર નથી પણ થશે જરૂર.

- તો, એવી એક આપવાની, શબ્દ બહુ નાનો છે. 'આપવું પણ સમગ્ર બ્રહ્માંડમાં વિજય મેળવી શકે એવો એ શબ્દ છે, 'આપો'. બસ, આ શબ્દ માટે હું અને તમે ભેગા થયા છીએ એટલું સમજજો. તો, સમગ્ર વિશ્વમાં જ્યારે 'લેવું-દેવું'ની પ્રવૃત્તિ મર્યાદા છોડી રહી છે ત્યારે આપણે સાથે મળીને કંઈક 'આપવું' એ ગુણને સદ્‌ગુણ બનાવીને એ સર્વગુણ સંપન્નતા એના ચરણાવિંદમાં સમર્પિત કરીએ, એટલા માટે આ શિબિર છે...'

અલીઆબાડાની પ્રથમ યુવાશિબિરથી આયોજન સુવ્યવસ્થિત અને સમયબદ્ધ થયું. વહેલી સવારે સાડા ચાર વાગે ઉત્થાન, પોણા છ વાગે સૂર્યનમસ્કાર, છથી સાત પ્રાર્થના-ધ્યાન-મૌન, નવથી બાર પ્રથમ બેઠક, બપોરે બારથી ત્રણ ભોજન અને આરામ, ત્રણથી છ બીજી બેઠક, છથી નવ ભોજન અને સ્વૈરવિહાર, નવથી સાડાદસ સત્સંગ અને રાત્રે અગિયાર વાગ્યે શયન... પહેલેથી સિલસિલો એવો સહજતાથી ગોઠવાયો કે યુવાશિબિરના શિબિરાર્થીઓ દ્વારા જ શ્રમ, સફાઈ, પાણી ભરવું, રસોઈ સહાય વગેરે કામ થતું રહ્યું. શિબિરાર્થીઓને સૂર્ય નમસ્કાર તેના મંત્રપાઠ સાથે શીખવવામાં આવ્યા. યુવા શિબિરોમાં ગૂંજતો એ સૂર્યનમસ્કાર મંત્ર આ મુજબ હતો :

सूर्य नमस्कार मन्त्रा :
ध्येयः सदा सवितृमंडल मध्यवर्ती ।
नारायणः सरसिव्झासन सव्झािविष्टः ॥
केयूरवान् मकरकुंडभवान् किरीटी ।
हारी हिरण्मयवपुर्धृत् शंखचक्रः ॥१॥
ॐ मित्राय नमः
ॐ रवये नमः
ॐ सूर्याय नमः
ॐ मानवे नमः
ॐ खगाय नमः
ॐ पुष्णे नमः
ॐ हिरण्यगर्भाय नमः
ॐ मरीचये नमः
ॐ आदित्याय नमः
ॐ सवित्रे नमः
ॐ अकार्य नमः
ॐ भाष्कराय नमः
ॐ सवितृ सूर्यनारायण नमः
आदित्यस्य नमस्कारान् ये कुर्वन्ति दिने दिने ।
दीर्घमायुर्बलं वीर्यं तेव्झस्तेषां च व्झायते ॥ २॥
अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम् ।
सूर्यपादोदकं तीर्थं व्झाठरे धारयाम्यहम् ॥३॥

સાઠથી વધુ યુવા શિબિરાર્થી ભાઈ-બહેનોએ પ્રથમ યુવાશિબિરમાં ગંગાજળા વિદ્યાપીઠ, અલીઆબાડાની પાવન વિદ્યાભૂમિ પર પૂજ્ય શ્રી મોરારિબાપુનું જ્ઞાનમય સાંનિધ્ય માણી જીવનભાથું બાંધ્યું. બરાબર એક વર્ષ પછી દ્વિતીય યુવાશિબિર શ્રી મોરારિબાપુના જ ગામ તલગાજરડા ખાતે તા. ૨૬-૨૭-૨૮, એપ્રિલ, ૧૯૮૩ના રોજ યોજવામાં આવેલ અને તેમાં બસો શિબિરાર્થીઓ સમ્મિલિત થયા.

દ્વિતીય યુવાશિબિર રમણીય હતી કારણ તે તલગાજરડાના આંબાવાડિયામાં યોજાય રહેલ હતી. ફરતા આંબાનાં વૃક્ષો, એક બાજુ નદી ને બીજી બાજુ વાડીઓની વચ્ચે આંબાવાડિયું. માહોલ એવો બનેલો કે જાણે આપ્રકૃતિ શિબિર હોય ! મહુવાથી ત્રણેક કિલોમીટ દૂર આવેલું રળિયામણું ગામ, પાકી સડકથી જોડાયેલું ખરું પણ નાળિયેરીનાં વૃક્ષો ગામની શોભામાં અભિવૃદ્ધિ કરે. શ્રી મોરારિબાપુનું આ 'તલગાજરડું' અને તેમાં બસોથી વધુ ભાઈ-બહેનોનું આગમન આગલી રાત્રે થયું. સૌનાં આગમન બાદની સાયં પ્રાર્થનાસભામાં શ્રી મોરારિબાપુએ શિબિરનો હેતુ અને નિવાસની વિગતો સમજાવી. 'આ ગામડું છે. અહીં અગવડતાઓ સમજણપૂર્વકની છે. તેમાં અનુકૂલન સાધવા સૌને અનુરોધ છે. આપણે કંઈક આપીને છૂટીએ. 'ત્યાગીને

ભોગવી જાણો,' એ આપણો ધ્યાનમંત્ર બને. રામચરિત માનસને માધ્યમ બનાવીને આપણે સ્વથી શરૂઆત કરવાની છે. આજે શહેર કે ગામડાં ભ્રષ્ટાચાર, દુરાચાર, વ્યસનો, કલહ અને જાતજાતના ભેદભાવથી ખદબદે છે. આ તો નરસિંહ, મીરાં, રામકૃષ્ણ, વિવેકાનંદ અને ગાંધીની ભૂમિ છે. ભારતીય સંસ્કૃતિને પુનર્જીવિત કરવાની છે અને એ કામ યુવાનો જ કરી શકશે એવી શ્રદ્ધા અને વિશ્વાસ સાથે આપણે મળ્યા છીએ.' શ્રી મોરારિબાપુની આ ભાવબાંધણીએ દ્વિતીય યુવાશિબિરને ચારિત્ર્યના ગગનમાં 'ટેઈક ઓફ' કરાવ્યું.

તલગાજરડાની આ યુવાશિબિરથી આ વિશિષ્ટ મનોરથમાં નવા આયામો ઉમેરાવા લાગ્યા. જાણીતા કથાકાર શ્રી અમરદાસજી ખારાવાળાએ બે દિવસ-રાત્રે સત્સંગનો લાભ આપ્યો. શિબિરમાં જાણીતા કવી રમેશ પારેખ, આચાર્ય શ્રી વસંતભાઈ પરીખ, સેવારત તબીબ ડૉ. શિવાનંદ અધ્વર્યુજી, ગિરનારી બાપુ, લાલ ગેબી બાપુ, શ્રી જલારામની જગ્યાના બટુકબાપા, સદ્‌વિચાર પરિવારના ભાઈઓ તેમજ સીતારામ સેવા ટ્રસ્ટના સભ્યો ઊલટભેર ઉપસ્થિત રહ્યા. શિબિરના ત્રીજા અને અંતિમ દિવસે સવારે છ વાગ્યે પ્રાર્થના બાદ રામયાત્રાનો પ્રારંભ થયો. આસોપાલવનાં પાન અને ફૂલોથી શણગારેલ શ્રમિકોના પ્રતીક સમી રેંકડીમાં શ્રી હનુમાનજી મહારાજની મૂર્તિ પ્રતિષ્ઠિત કરવામાં આવેલ. ત્યારપછી શ્રી મોરારિબાપુ, સાધના કેન્દ્રના આયોજકો, શિબિરાર્થીઓ અને પછી રામસેના સહિતના પાંચસો રામભક્તોની ઐતિહાસિક પદયાત્રાનો મંગલ પ્રારંભ થયો. રામધૂન, ભજનો, ગીતોની રમઝટ સાથે ત્રણ કિલોમીટર દૂરના ગામ રાતોલ યાત્રા પહોંચી અને સામૈયા સાથે શાળામાં ગ્રામસભા થઈ. માહોલ જોઈ શ્રી મોરારિબાપુએ ગ્રામજનતા સાથે પોતાના બાળપણના સંબંધોની યાદો તાજી કરી. વ્યસનમુક્તિની પ્રતિજ્ઞા લઈ ગ્રામજનોએ વળતો ભાવ પ્રકટ કર્યો. ત્યાંથી પદયાત્રા પહોંચી કંટાસર ગામ. ત્યાં તો પ્રતીક્ષામય ગ્રામજનોએ બાપુના કહ્યાં પહેલાં જ વ્યસન ત્યજવાની પ્રતિજ્ઞા લીધી અને તેની શરૂઆત ગામના સરપંચ દોલુભાબાપુએ જ કરી. પદયાત્રા જ્યારે ઘોઘલી ગામે વિરામ લેવા થંભી ત્યારે તલગાજરડાથી પૂરી-શાક-ઠંડી છાશ પહોંચી ગયેલ. પદયાત્રીઓની સંખ્યા અહીં પહોંચતાં સુધીમાં હજારથી વધુ થઈ ગઈ હતી. અહીંથી તરેડ અને ત્યાંથી વળતી યાત્રાનો આરંભ ઢળતી સંધ્યાએ. અંદાજે બાવીસથી ચોવીસ કિલોમિટરની આ દિવસભરની પદયાત્રામાં પરિશ્રમ અને સંપ્રાપ્તિ બન્ને પામ્યાં, જો કે પ્રાપ્તિનું પલ્લું વધુ ઢળેલું રહ્યું એવું સૌની આંખોનો ભાવ કહેતો હતો.

સળંગ ત્રીજા વર્ષે યુવાશિબિરનો ક્રમ જળવાયો અને તા. ૧૮થી ૨૨, એપ્રિલ ૧૯૮૪ દરમિયાન શિબિરનું આયોજન રાજકોટની પી.ડી.માલવિયા કોમર્સ કૉલેજના વિશાળ પરિસરમાં થયું. અહીં અગાઉની શિબિરોના થોડાં ભાઈ-બહેન હતાં પણ આ યુવા શિબિર ખરા અર્થમાં ઊછળતા-કૂદતા-ભણતા-ભવિષ્ય ભાખતા યુવાનો વચ્ચે જ થઈ. શ્રી મોરારિબાપુ એક વર્ગશિક્ષકની પ્રેમઅદાથી યુવાનો સાથે સંવાદ સાધી શકે તેવું સુંદર આયોજન માલવિયા કૉલેજના યુવા અધ્યાપકોની ટીમે કર્યું હતું. તૃતીય યુવાશિબિરનું સમયપત્રક તો એ જ રહ્યું જે પ્રથમથી નિયત કરવામાં આવેલું પણ અહીં શહેર અને શહેરી પર્યાવરણને લઈને નવા જ આયામોને ચર્ચામાં સ્થાન મળ્યું. શ્રી મોરારિબાપુએ પણ વિવિધ બેઠકોમાં યુવાનોને સ્પર્શતા-સતાવતા પ્રશ્નોની વિશદ્ અને રસપ્રદ છણાવટ કરી. હા, અહીં તેઓને યુવાનોએ પ્રશ્નો પૂછી પોતાની જિજ્ઞાસા સંતોષી તો વળી સામા પક્ષે શ્રી મોરારિબાપુએ પણ નવો ઉપક્રમ ઘડી કાઢ્યો. યુવા શિબિરાર્થીઓને જુદા જુદા નાનકડા સમૂહમાં વહેંચી એમને ચર્ચા કરવા નાના પ્રશ્નો આપ્યા. ઉદાહરણ તરીકે :

(૧) યુવાનીમાં રામાયણ શા માટે ગમે છે ?
(૨) શિબિરમાં આવ્યા ત્યારે કઈ દૃષ્ટિ લઈને આવ્યા છો ?
(૩) શિબિર પૂર્ણ થયેથી અહીંથી શું નિર્ણય લઈને જવાના છો ?

યુવાનોનાં જૂથો ચર્ચા-સંવાદ કરતાં હોય ત્યારે શ્રી મોરારિબાપુ પોતે તથા માલવિયા કૉલેજના વ્હાલા અધ્યાપકો શ્રી મહેશ પંચોલી, શ્રી નલિન છાયા કે શ્રી આર.સી. પોપટ પ્રત્યેક જૂથને મળે-સાથે બેસે અને જૂથ સંવાદને દિશાસૂચન કરે. કહોને કે, જાણે યુવાશિબિરમાં નાના નાના વર્ગખંડો પ્રકૃતિની નિશ્રામાં પ્રયોજાયા. શિબિરાર્થીઓએ તારવેલ જવાબો કે ઉકેલો સૌ સમક્ષ રજૂ કરવાનું સત્ર તે પ્રતિભાવ-સત્ર. બધા જ વડીલો-પથદર્શકોની શાંત હાજરી વચ્ચે યુવા ભાઈ કે બહેન પોતાનો અભિપ્રાય કે પ્રતિભાવ કે સંવાદનિચોડ જાહેરમાં રજૂ કરતો જાય અને યુવા-અભિવ્યક્તિની વિશિષ્ટતા ઠાલવતો જાય. અંદાજે સાડા ત્રણસોથી વધુ શિબિરાર્થીઓની વચ્ચે ઊભા થઈ પોતાની વાત મૂકવી અને તેને પ્રમાણનાર શ્રી મોરારિબાપુ હોય એ લ્હાવો તો જીવનભરની ગઠરી બની રહે. આ શિબિરમાં સદેહે હાજર રહેવાની તક મને મળેલી તેનાં સ્મરણો આજે ત્રણ દસક પછી પણ અકબંધ છે. સ્મૃતિઓમાં સરી ન પડાય એ યાદ રાખીને કહું તો : એ પરિસર, એ પ્રસંગ, એ પ્રભાવ, એ પ્રકૃતિ, એ પ્રજ્ઞા, એ પરિશ્રમ અને એ સમયનું સહજ પ્રેમપર્યાવરણ એટલે ન ભૂતો ન ભવિષ્યતિ.

અસ્ખલિત ઘણું કહેવાયું પણ તેમાંથી સારરૂપ કંઈ તારવીને કહેવું હોય તો શ્રી મોરારિબાપુની વાણીમાંથી આટલું નોંધું : 'એવું ન થઈ શકે કે આપણે આપણા ભાવનાના વર્તુળને એટલું વધારી દઈએ કે બધા અંદર ડૂબી જઈએ. કોઈને કાઢવા કરતાં શ્રદ્ધાનું વર્તુળ વધારો, પ્રેમનું

વર્તુળ વધારો. તમારા ભાવ અને નિષ્ઠાનું વર્તુળ વધારો. ક્યાં જાય, એ ડૂબશે જ તમારામાં. તમારાથી છૂટી શકશે નહીં. રામાયણે શીખવ્યું છે તે આ છે. તુલસીનું શાસ્ત્ર જે કહે છે તે આ છે કે તમે તમારું ભાવ અને પ્રેમનું વર્તુળ વધારી દો. એમાં પરશુરામ પણ ડૂબે, એમાં કેવટ પણ ડૂબે, તેમાં શબરી પણ ડૂબે, એમાં સીતાજી પણ જયમાળા પહેરાવી જાય, એમાં લક્ષ્મણ પણ પાછળ-પાછળ ચાલે, એમાં વિષયી સુગ્રીવ પણ પગમાં પડી જાય, એમાં વીર હનુમાનજી પણ અંજાઈ જાય અને એ રામના વર્તુળમાં બધાને આવવાની ઈચ્છા થાય. એવું કંઈક કરવાની આ આપણી પા પા પગલી છે, તેથી એવા કામ માટે અહીં તમે સૌ આવ્યા છો ત્યારે ખરેખર ખૂબ જ આનંદ થાય છે.'

ત્રણ-ત્રણ યુવાશિબિરોની વાતો ભક્ત અને યુવા વર્ગ દ્વારા કર્ણોપકર્ણ પ્રસારિત થતી ગઈ. શ્રી મોરારિબાપુની રામકથાની જેમ જ યુવાશિબિર ગુજરાતના સીમાડાને પાર કરી ગઈ. ચોથી યુવાશિબિર કૉઈમ્બતુર, દક્ષિણભારત ખાતે તા. ૯થી ૧૧, ઑક્ટોબર, ૧૯૮૪ દરમિયાન યોજવામાં આવી. જેમાં પોણા બસો યુવાનો જોડાયા. યુવાશિબિરની પીઠિકા અને સમયસારણી હવે નિયત અને સ્વીકૃત થઈ ચૂકેલ તેથી આયોજન એ મુજબ કરવું સરળ થવા લાગ્યું. શિબિરમાં જોડાનાર યુવાન ભાઈ-બહેનના મનમાં મૂળભૂત સંકલ્પના સ્પષ્ટ હતી. અહીં સૌ 'લેવા' આવતા હતા પણ એ 'લેવા'માંથી કેવી રીતે આપતા રહેવું ની પગદંડી શરૂ થતી હતી. કૉઈમ્બતુરની ચતુર્થ યુવાશિબિરમાં તો યુવાનોએ ફલશ્રુતિરૂપે 'રામસેના' બનાવી અને તેને જીવનભર રામકાર્ય માટે પ્રવૃત્ત રાખવા પ્રતિજ્ઞા લીધી.

પાંચમી યુવાશિબિર થોડા લાંબા સમય અંતરાલ પછી કચ્છના ગઢસીસા ખાતે તા. ૨૬થી ૨૮, એપ્રિલ, ૧૯૮૯ દરમિયાન યોજાઈ. મૂળ કચ્છનાં ૮૧ અને ગુજરાતના અન્ય ભાગોમાંથી ૧૫ શિબિરાર્થી આ પાંચમી યુવા શિબિરમાં જોડાયા કે જેને શીર્ષક અપાયું: 'સામીપ્યથી સાંનિધ્ય સુધી એક યાત્રા.' બંગલાવાડી- વરજડી, ગઢસીસાના પ્રકૃતિમય વાતાવરણમાં ત્રિદિવસીય યુવાશિબિરના આરંભમાં જ શ્રી મોરારિબાપુએ સહજતાથી સ્પષ્ટ કર્યું કે : 'શિબિર માટે આપણે મળીએ છીએ તેનો મૂળ અર્થ તો એ છે કે હું તમને બહુ નજીકથી સાંભળું અને તમે મારી સાથે નજીકથી વાત કરી શકો- સંકોચ વિના. કેમ મળી શકાય ? કેમ વાત થઈ શકે..' આ બધા પડદા તૂટી જાય અને તમે સૌ નજીકથી નિઃસંકોચ મળી શકો. કોઈને પ્રશ્ન થાય, બોલવાની ઈચ્છા થાય, વિચાર રજૂ કરવાની ઈચ્છા થાય તો તમે રજૂ કરી શકો. હું બોલું તેનાં કરતાં મને તમને સાંભળવામાં રસ છે. તમારા અંદરના હલનચલનને નિહાળું છું ! બિલકુલ બેફિકર બેઠો છું તમને સાંભળવા. કહો ત્યાં સુધી બેઠો છું.' ગઢસીસાની આ યુવાશિબિરમાં ઉપસ્થિત ભાઈ-બહેનો સ્વેચ્છાએ ચાર જૂથમાં વહેંચાયા અને ચર્ચાનો-ચિંતનનો-સંવાદનો દોર ચાલ્યો. જૂથના વિષયોને ધ્યાનમાં લઈ જૂથને નામ અપાયાં : ધર્મજૂથ, આધ્યાત્મિક જૂથ, સામાજિક જૂથ, મનોવિજ્ઞાન જૂથ. આમ ચિંતનની ભૂમિકા ધર્મથી સમાજથી, મનોવિજ્ઞાનની વિસ્તૃત ફરકધારી રહી. પંચમ યુવાશિબિરનું સુંદર દસ્તાવેજીકરણ કરતી વિગતસભર પુસ્તિકા શિબિરના એક વર્ષ બાદ ૧૯૯૦ના ૩૧, માર્ચે સેંજળધામ ખાતેની શ્રી મોરારિબાપુની રામકથા સમયે લોકાર્પિત થઈ તે ઉત્તમ પગલું ગણાય.

૧૯૮૯ના ડિસેમ્બરની તા. ૪-૫ના રોજ છઠ્ઠી યુવાશિબિર અને તા. ૨૭થી ૩૦, જાન્યુઆરી, ૧૯૯૦ દરમિયાન સાતમી યુવા શિબિર અલીઆબાડાની ધરતી પર યોજવામાં આવેલ. નિયતિની ઈચ્છાનુસાર ગંગાજળા વિદ્યાપીઠની વિદ્યાભૂમિથી શરૂ થયેલ 'યુવાશિબિર' નામધારી યજ્ઞ સપ્તર્ષિની જેમ સાત ઉત્તમ પડાવો બાદ અહીં જ વિરામ પામે, તે કેટલું દિવ્ય ગણાય ? પૃથ્વી ગોળ છે. તમે ગમે તેટલું હરો-ફરો પણ છેવટે તો પૃથ્વીનો છેડો ઘર છે. પૂજ્ય વિમતાતાઈ અને પૂજ્ય મોરારિબાપુને ૧૯૮૨માં આવેલો એક વિચાર આઠ વર્ષોમાં કેટકેટલાય યુવાનોને ઉર્જિત કરી ગયો એ જાણવું અશક્ય છે. તેમ છતાં યુવાશિબિરોની ફલશ્રુતિરૂપે એક જ ઉદાહરણ :

તલગાજરડા ખાતેની દ્વિતીય યુવાશિબિરમાં અંતિમ દિવસે રામયાત્રા બાવીસથી ચોવીસ કિમિની યોજવામાં આવી. શ્રી બાપુએ સહજતાથી ઝવેરભાઈ ચાવડાને કહ્યું કે : 'બે દિવસ શિબિર અને એક દિવસ પદયાત્રા કરીએ તો ? અને આ નવવિચાર તરત જ સ્વીકૃત થયો. આ પદયાત્રામાં તલગાજરડાના એક મોચી યુવાન પણ જોડાયા હતા. રસ્તામાં કોઈના ચંપલની પટ્ટી તૂટે તો સાંધી આપવા માટે ખીલી, હથોડી, ચંપલ સાંધવાના સાધનો વગેરેનો એક થેલો તેમની સાથે લઈ લીધેલો. ધોમ તાપમાં વચ્ચે રસ્તામાં આવું બને એવી કલ્પના યાત્રીને કે આયોજકોને પણ ન હતી. પણ આ ભાઈને સહજ સૂઝ્યું અને તેમણે ખભે થેલો ઊંચકી લીધો. રસ્તામાં એક બહેનના ચંપલની પટ્ટીઓ તૂટી. ઝાડ નીચે બેસી ગયાં. સખત તાપમાં ચાલવું કેમ ? બીજું ગામ આવે ત્યારે સંધાય. ત્યાં માઈક પર જાહેરાત થઈ કે તલગાજરડા રામસેનાના એક મોચીભાઈ ચંપલ-બુટ સાંધવાનાં સાધનો સાથે યાત્રામાં જોડાયા છે. જેમને કોઈને જરૂર પડે તે તેમનો સંપર્ક કરે. બાવીસથી ચોવીસ કિ.મિ.ની પદયાત્રામાં આ ભાઈએ પચ્ચીસેક જોડી ચંપલ-બુટ સાંધી આપ્યા... અટકી ગયેલાને આગળ ધપાવવા માટેની આ રામસેના પણ સેતુબંધ બાંધવામાં સહાયથી ઓછી નથી...!

હજારે કોઈ એકાદના રૂદિયામાં આવા રામ જાગે તે જ યુવાશિબિરની પરમ સાર્થકતા..

*પ્રેમમંદિર, નર્મદાપાર્ક-૪, અમીન માર્ગ,*
*રાજકોટ - ૩૬૦૦૦૧. મો. ૯૮૯૮૯૨૦૩૩૩*

# આદિવાસી એકતા સ્વાતંત્ર્ય આંદોલન

- *ડૉ. ભગવાનદાસ પટેલ*

પૂર્વકાલીન આદિવાસી સમાજ આદિ સ્ત્રી-પુરુષ પૂર્વજના વંશમાંથી વિકાસ પામી, કુટુંબ- કુળ- ગોત્રો અને વિકેન્દ્રિત ગામોમાં વિસ્તર્યો હતો. એક નિશ્ચિત અને વિશેષ ભૂભાગમાં વસતો આ આદિવાસી સમાજ સ્વયં સ્વતંત્ર-સ્વાયત્ત હતો. આથી જળ, જમીન, જંગલ જેવા કુદરતી સ્ત્રોતોની માલિકી વ્યક્તિગત નહોતી. પરંતુ, પૂરા સમાજની હતી. આવો સમાજ કુળ કે ગોત્રના સગાં-સંબંધીઓથી બનેલો હતો. સમાજમાં વરિષ્ઠ વ્યક્તિનું સન્માનીય સ્થાન હતું. આથી વંશના દરેક સભ્યને જમીન-જાયગ અને કુદરતી સ્ત્રોતો મળે એવી સમાન વહેંચણી કરતા. પૂર્વજો તરફથી મળેલી આ ધરતીને પૂજ્ય ગણી તેના પાકને પ્રસાદ તરીકે સમૂહમાં ભેગા મળી આરોગતા. સગાં-સંબંધીઓને આપતા અનત પ્રાકૃતિક દેવી-દેવતાને ભોગ ધરાવતા. જરૂર જણાય તો વેચતા નહીં પરંતુ, વસ્તુ વિનિમય કરતાં. આથી, આર્થિક રીતે કોઈ ઊંચ-નીચના સ્તર ભેદ સમાજમાં ઊભા થતા નહીં. તેથી આ સમતા-સમાનતાવાદી સમાજમાં કોઈ પણ પ્રકારનાં સ્વાતંત્ર્ય ચળવળ કે આંદોલનો કરવાનાં કોઈ કારણો કે આવશ્યકતા જ નહોતી. આથી તત્કાલીન આદિવાસી મૌખિક સાહિત્યમાં સ્વાતંત્ર્ય આંદોલન કે ચળવળનો કોઈપણ પ્રકારનો પડછાયો પણ જોવા મળતો નથી.

ભીલ આદિવાસી સમાજનું આ સ્વસ્થ માનચિત્ર, સત્તરમી સદીના અંત સુધીનું છે. અઢારમી સદીના આરંભથી જ બહારનાં ઊભાં થયેલાં અનેક રાજકીય પરિબળો, આ તંદુરસ્ત સમાજને વધુને વધુ બિનસલામત અને અસ્થિર કરવા લાગ્યાં હતાં. આથી તેમને પોતાની અસ્મિતા ટકાવવા અને સ્વાયત્ત રહેવા સ્વાતંત્ર્ય આંદોલનો કે ચળવળો ચલાવવાની જરૂરિયાતો ઊભી થઈ હતી.

૧૮મી સદીના આરંભથી આ પરાક્રમી અને શીલવાન પ્રજા અન્ય પ્રદેશના આક્રમણખોરોના અત્યાચારોનો ભોગ બની અને પૂર્વકાલીન નિસર્ગ ભીલ આદિવાસી સમાજની સ્વાભાવિક જીવનરીતિ વીખરાવા લાગી. ૧૭૨૮માં મરાઠાઓએ રાજસ્થાનના મેવાડ પ્રદેશ પર આક્રમણ કર્યું. પરંતુ, ભીલ સમાજનો સહયોગ, વ્યૂહ-રચના અને પરાક્રમોથી નિષ્ફળ ગયું. પછી તો સ્થાનિક રાજાઓ પણ આદિવાસી સમાજનો ઉપયોગ ફક્ત બહારનાં આક્રમણો ખાળવા જ કરવા લાગ્યા. રાજપૂતો સાથેના આ સંબંધો છેક મહારાણા પ્રતાપસિંહ (સન ૧૫૭૨થી ૧૫૯૭)ના કાળથી શરૂ થયા હતા અને ભીલ આદિવાસી સમાજે અફઘાનો અને મોગલોના આક્રમણ સમયે સહયોગ આપી મેવાડની કીર્તિને સુરક્ષિત રાખી હતી.

મરાઠાઓની સાથે પીંઢારાઓના અત્યાચારી હુમલા શરૂ થયા અને આ હુમલા રોકવાની જવાબદારી રાજપૂત રાજાઓએ ન લેતાં ભીલ આદિવાસી સમાજને સામે ધરી દીધો. પછી તો મરાઠાઓ અને પીંઢારાઓને છૂટો દોર મળી ગયો. બંનેએ આ જાતિ પર કાળો કેર વર્તાવ્યો.

આવી અરાજકતા અને દારુણ પરિસ્થિતિમાં આદિવાસીઓને દેશી રાજાઓ તરફથી કોઈપણ પ્રકારની ખાસ કોઈ સહાય મળી નહીં. રાજાઓએ જનતા તરફ કોઈ ખાસ કર્તવ્યનું પાલન કર્યું નહીં કે કોઈ પ્રકારનું લક્ષ્ય આપ્યું નહીં. સ્થાનિક જનતાને તેમની સ્વાર્થ સાધવાની વૃત્તિનો અને કૂટનીતિનો ખ્યાલ આવ્યો. તેમનો સામૂહિક મોહભંગ થયો. જે પરાક્રમી પ્રજા રાજ્યનાં બાહ્ય આક્રમણોને ખાળવા સદા તૈયાર રહેતી હતી તે પ્રજા ધીમે ધીમે માનસિક અને શારીરિક રીતે અલગ થવા લાગી.

સન ૧૮૧૮માં મેવાડ રાજ્યે અંગ્રેજો સાથે સંધિ કરી. આથી અંગ્રેજોની ઉપનિવેશવાદી રાજ્ય વ્યવસ્થાએ કુદરતી સ્રોતો- જંગલની પેદાશ, જંગલનું લાકડું, જમીન મહેસૂલ વગેરેમાંથી સંપત્તિ એકઠી કરવા કંઈ કેટલાયે કાયદા-કાનૂન અને પ્રતિબંધ આદિવાસી સમાજ પર થોપી દીધા અને દેશી



ભીલ આદિવાસી ક્રાન્તિના પ્રણેતા મોતીલાલ તેજાવત

સામંતવાદે તેને અનુમોદન આપ્યું. અત્યાર સુધી કુદરતી સંપત્તિ પર પૂરા સમાજનો સહિયારો અધિકાર હતો તેને અંગ્રેજી શાસનના કાયદા-કાનૂને વ્યક્તિગત બનાવી દીધો. આથી પૂરી જાતિ-પૂરા સમાજની પરંપરિત સમાજ વ્યવસ્થાને ભારે હાનિ પહોંચી.

આદિવાસીઓ પ્રકૃતિએ શાન્તિપ્રિય અને સ્વતંત્રતાપ્રિય પ્રજા હતી. પરંતુ, અંગ્રેજો દ્વારા તેમના પર સત્તા સ્થાપવા અને ધન પ્રાપ્ત કરવા અજમાયેલા જુદા જુદા નુસખા તથા જોહુકમીને લીધે સ્થાનિક દેશી રાજ્યો અને અંગ્રેજી સામ્રાજ્યવાદી વ્યવસ્થાને પડકારવા ઉત્તેજિત કર્યા. સામૂહિક માનસિક સંઘર્ષ તીવ્ર બન્યો અને શારીરિક ક્રાન્તિ કરવાનાં બીજ રોપાયાં.

૧૮૫૭ની ક્રાન્તિ પછી આ વિસ્તાર સીધો બ્રિટિશ તાજના અંતર્ગત આવી ગયો. પરિણામે ભીલ આદિવાસી સમાજના વન ઉપરના પરંપરાગત અધિકારો સમાપ્ત થઈ ગયા. આથી તેઓ કર ભર્યા વિના ખેતી અને જંગલ પેદાશનો ઉપયોગ કરી શકતા નહોતા. જેથી પશુ, ખેતી અને જંગલ ઉત્પાદનોનું ઉચિત મૂલ્ય પ્રાપ્ત કરવાથી વંચિત થઈ ગયા. આથી ઉદયપુર રાજ્યના ભીલ આદિવાસીઓએ અંગ્રેજો અને દેશી રાજ્યની સત્તાને ભારે જુસ્સા સાથે સામૂહિક રીતે પડકારી. આ ૧૯મી સદીની સૌથી ભયાનક ભીલ આદિવાસી ક્રાન્તિ હતી. ખરેખર તો આ દીર્ઘકાળથી એકત્રિત થયેલો ભીલ આદિવાસી સામૂહિક આક્રોશનો વિસ્ફોટ હતો. અનેક પોલીસથાણાં બાળી નાખ્યાં અને સેંકડો સિપાઈઓને મારી નાખ્યા. આ ઘટનાને આદિવાસીઓની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું પ્રથમ આંદોલન કહી શકાય. આ ગતિવિધિઓ ભીલ આદિવાસીસમાજનીસામૂહિક સ્વાતંત્ર્ય માટેની જાગૃતિ સૂચવે છે. આ વિદ્રોહો સ્વયંભૂ હતા. કોઈ એક વ્યક્તિની પ્રેરણા કે નેતૃત્વમાં જન્મ્યા નહોતા. આને ભીલ આદિવાસી સમાજનું પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધ કહી શકાય.

ભીલ ક્રાન્તિની આ તેજસ્વી જ્વાળાઓને ભલે પાશવી બળથી શાન્ત કરવામાં આવી, પરંતુ બુઝાઈ નહીં. તેનું તેજ વધુ ઓજસ્વી બની આગામી વર્ષોમાં મોતીલાલ તેજાવતના એકી (એકતા) આંદોલનરૂપે પ્રગટ્યું. ૧૯૨૧થી ૧૯૨૯ સુધી ચાલેલા આ આદિવાસી સ્વાતંત્ર્ય આંદોલનનું નેતૃત્વ જૈન ઓસવાલ પરિવારમાં જન્મેલા મોતીલાલ તેજાવતે લીધું.

અમર્યાદ લેવાતું જમીન મહેસૂલ, રાજાના સામાજિક પ્રસંગે લેવાતો વેરો, વૃક્ષો પર લેવાતો કર, વેઠપ્રથા વગેરે રાજકીય બાબતો સામે અહિંસક આંદોલન કરવાનો મોતીલાલ તેજાવતે નિર્ણય કર્યો. આ માટે રાજસ્થાનના માતૃકુંડિયા અને ગુજરાતના ચિત્રવિચિત્ર જેવા પ્રાદેશિક મેળાઓમાં સ્વયંભૂ એકઠી થતી ભીલ પ્રજા વચ્ચે એકતા સ્થાપી કર ન ભરવાના શપથ લેવડાવી એકી આંદોલનના મંડાણ કર્યાં. મોતીલાલ દ્વારા આરંભાયેલા એકી અસહકાર આંદોલનને ભારે લોકસમર્થન મળ્યું. આદિવાસીઓ મોતીલાલને જ મહાત્મા ગાંધી સમજતા હતા. આ સંબોધન સૂચવતું એક ગીત આ પ્રમાણે છે :

અંગ્રેસી રાઝ કાઢવું, મોત્યો ગૉતી ઓઈ આવે રે...
એંની મિટિંગ ભરવી, મોત્યો ગૉતી ઓઈ આવે રે...

**એકતા સ્વતંત્રતા આંદોલનનો પ્રભાવ હવે મેવાડ રાજ્યોની સીમાઓ ઓળંગી ગુજરાત અને સિરોહીના રાજ્યોમાં પણ દૂર દૂર ફેલાઈ ગયો**

એકતા સ્વતંત્રતા આંદોલનનો પ્રભાવ હવે મેવાડ રાજ્યોની સીમાઓ ઓળંગી ગુજરાત અને સિરોહીના રાજ્યોમાં પણ દૂર દૂર ફેલાઈ ગયો. આ પરિસ્થિતિનો સામનો કરવા અંગ્રેજો, ઉદયપુર રાજ્ય, ઈડર રાજ્ય, દાંતા જાગીર વગેરે રાજકીય સત્તાએ સામૂહિક રીતે આદિવાસીઓ પર કારમો કેર વર્તાવ્યો. ખેડબ્રહ્મા નજીક દાંતા તાલુકાના દાંતાના જાગીરદારની સેનાએ આદિવાસીઓનાં માથાં કાપી હડાદ ગામ પાસેના એક ગામના પ્રવેશ દ્વારે માથાનું તોરણ બાંધ્યું. આદિવાસી વિસ્તારમાં આતંક ફેલાવવા મોતીલાલ જેવા લાગતા એક વ્યક્તિનું માથું કાપીને સ્થળે સ્થળે ફેરવવામાં આવ્યું. પણ તેની કોઈ અસર એકી આંદોલન પર પડી નહીં.

૭ માર્ચ, ૧૯૨૨માં મોતીલાલ તેજાવતે ગુજરાતના ઈડર રાજ્યની વિજયનગર જાગીરના પાલ-ચિતરિયા ગામમાં ૨૦૦૦ લાકડિયા આદિવાસીઓ સાથે પ્રવેશ કર્યો. આદિવાસીઓ રાજ્યના અધિકારીઓએ શાન્તિપૂર્ણ સમાધાન માટે સભાનું આયોજન કર્યું હતું. પરંતુ, મેજર એચ.જી. સટનના આદેશથી મેવાડની સશસ્ત્ર ફોજે શાન્ત-અહિંસક જનતાને ઘેરી લીધી અને કોઈપણ પ્રકારના ઉત્તેજક કારણ વિના બંદૂકો અને મશીનગનોથી આડેધડ ગોળીઓ વરસાવવાનો આરંભ કર્યો. કેટલાક પ્રકાશિત રિપોર્ટો પ્રમાણે એક સાતે ૧૨૦૦ નિશસ્ત્ર વ્યક્તિઓને મોતના ઘાટ ઉતારી દીધા. આ એક બીજો ‘જલિયાવાલાં બાગ હત્યાકાંડ’ હતો. આ હત્યાકાંડમાં મોતીલાલ તેજાવત પણ ઘાયલ થયા હતા.

સિરોહી રાજ્ય મોતીલાલના નેતૃત્વમાં આદિવાસી આંદોલનનું બીજું પ્રમુખ કેન્દ્ર હતું. આ આંદોલનને કચડી

નાખવાનું નેતૃત્વ મેજર પ્રિચર્ડએ લીધું. ૧૯૨૨ના એપ્રિલ-મે માસમાં ગરાસિયા આદિવાસીઓનું ગામ સિયાવા અને સિરોહીના બાલોલિયા તથા ભૂલા ગામોને ઘેરી લીધાં. આડેધડ ગોળીબાર કરી ગામોને આગ લગાડી દીધી. રાજસ્થાન સેવાસંઘના રિપોર્ટ પ્રમાણે આ અગ્નિકાંડમાં ૩૨૫ પરિવાર અને ૧૮૦૦ વ્યક્તિ પ્રભાવિત થઈ. ૬૪૦ ઘર સળગાવી દીધાં. ૭૦૮૫ મણ અનાજ અને ૬૦૦ ગાડી ઘાસ સળગાવી દીધું. ૧૦૮ પશુ બળી મર્યા. રિપોર્ટમાં હૃદય કંપાવનાર હત્યાકાંડ અને અગ્નિકાંડ પર પૂરતો પ્રકાશ પાડવામાં આવ્યો. આ નૃશંસ હત્યાકાંડ સમગ્ર દેશના સમાચાર-પત્રોમાં ચર્ચાનો વિષય બન્યો. રાજસ્થાન સેવાસંઘના પ્રયાસોથી આ પાશવી હત્યાકાંડનો મામલો બ્રિટિશ સંસદ સુધી ગયો, પરંતુ આદિવાસીઓની રાહત માટે સંસદે કંઈ પણ કર્યું નહીં.

આ પછી સિરોહીના શાસકે આદિવાસીઓની કેટલીક માંગણીઓ અને સગવડો સ્વીકારી. જમીન-મહેસૂલ ઘટાડ્યું. ઘર બાંધવા જંગલમાંથી લાકડાં લેવાની છૂટ આપી. વિધવા બનેલી સ્ત્રીઓના કર માફ કર્યા. 'ભાગતા ભૂતની લંગોટી ભલી'ના ન્યાયે આરંભમાં આદિવાસીઓએ આ છૂટો સ્વીકારી. પરંતુ, સ્વતંત્રતા આંદોલન ચાલુ રાખ્યું.

ગાંધીજી નહોતા ઇચ્છતા કે આદિવાસી આંદોલન લાંબો સમય સુધી અનિર્ણિત ચાલતું રહે. ગાંધીના આગ્રહને વશ થઈને ૩ જૂન, ૧૯૨૯ના રોજ ઈડર રાજયના ખેડબ્રહ્મા ગામમાં બ્રહ્માજીના મંદિરમાં એક હજાર આદિવાસીઓની ઉપસ્થિતિમાં સ્વેચ્છાએ મોતીલાલ તેજાવતે આત્મ-સમર્પણ કર્યું. સાત વર્ષથી પણ વધુ સમય સુધી આદિવાસી લોકજીવનમાં સમરસ થઈ ગયા પછી તેજાવત અને આદિવાસીઓ - બંને માટે આ ક્ષણો અત્યંત દુઃખદાયક હતી. જે વ્યક્તિને લાખો આદિવાસીઓ પોતાના પિતા અને દેવતા તુલ્ય ગણી પૂજતા હતા તે હવે પ્રશાસનના કઠોર ચંગુલમાં જઈ રહ્યા હતા. મોતીલાલ તેજાવતે પોતાના યૌવનનાં બહુમૂલ્ય વર્ષ એકી આંદોલન, અજ્ઞાતવાસ તથા કારાવાસની લાંબી સજા ભોગવતાં પસાર કર્યાં. તેજાવતને કેદ કરવાનો અને મુક્ત કરવાનો દોર, ફેબ્રુઆરી, ૧૯૪૭ સુધી ચાલતો રહ્યો.

મોતીલાલ તેજાવતના નેતૃત્વમાં આવિર્ભાવ પામેલા આદિવાસી એકી આંદોલને આગળ જતાં ક્રાન્તિકારી રૂપ લીધું. આ આંદોલને આદિવાસીઓની વિસ્મૃત અસ્મિતાને પુનઃ જાગ્રત કરી. આથી તેઓ પોતાના જંગલ અધિકારોને પ્રાપ્ત કરવા કેટલેક અંશે સફળ થયા. આ આંદોલન અગાઉનાં સ્વતંત્ર રહેવા માટે પ્રયત્નશીલ સ્વયંભૂ ભીલ આદિવાસી આંદોલનો અને રાષ્ટ્રીય અસહયોગ આંદોલનના પ્રભાવમાં ઉત્પન્ન થયું હતું. પરંતુ, તેની તુલનામાં ઘણું જ ક્રાન્તિકારી અને ઉગ્ર સિદ્ધ થયું. આ આંદોલને રાષ્ટ્રીય ઉદ્દેશ્યને શક્તિશાળી બનાવ્યો. આ આંદોલને આ ભૂમિના મૂળ સ્વામી આદિવાસીઓને પોતાના અધિકારો માટે જાગ્રત કર્યા. પરિણામે તેઓ વર્ષો પુરાણાં બંધનો તોડવા સક્રિય બન્યા, અને 'એકી' નીચે એકતા સ્થાપી શક્યા. પરિણામે એકી આંદોલનનો ગુજરાત અને રાજસ્થાનની સામંતી વ્યવસ્થા પર ભારે પ્રહાર કરી શક્યાં તથા સામાજિક વિકાસનાં આધાર બન્યાં. આ ઉપરાંત રાજસ્થાનમાં રાષ્ટ્રીય સ્વતંત્રતા આંદોલનનો આધાર તૈયાર કરીને તેનો માર્ગ પ્રશસ્ત કર્યો. જ્યારે ૧૯૩૮ પછી પ્રજામંડળ આંદોલન અસ્તિત્વમાં આવ્યું તો જાગ્રત આદિવાસી આ સંગઠનમાં સંમિલિત થયા તથા પ્રજામંડળો પોતાના ઉદ્દેશ્યોને પ્રાપ્ત કરવામાં સફળ થયાં.

**મોતીલાલ તેજાવતના નેતૃત્વમાં આવિર્ભાવ પામેલા આદિવાસી એકી આંદોલને આગળ જતાં ક્રાન્તિકારી રૂપ લીધું. આ આંદોલને આદિવાસીઓની વિસ્મૃત અસ્મિતાને પુનઃ જાગ્રત કરી. આથી તેઓ પોતાના જંગલ અધિકારોને પ્રાપ્ત કરવા કેટલેક અંશે સફળ થયા**

આધાર ગ્રંથ

૧. भील क्रान्ति के प्रणेता, मोतीलाल तेव्झावत, प्रेमसिंह कांकरिया, राव्झस्थान साहित्य- अकादमी, उदयपुर, प्र.स. १९८५

२. राजस्थान में किसान एवं आदिवासी आंदोलन, डॉ. ब्रव्झ किशोर शर्मा, राव्झस्थान हिंदी ग्रंथ- अकादमी, व्झयपुर.

*૩૦૪, મિથિલા, વિજ્યા બેંકની ઉપર,*
*જજિઝ બંગલા ચાર રસ્તા, બોડકદેવ,*
*અમદાવાદ - ૩૮૦૦૧૫. મો. ૯૪૨૮૧૦૯૫૭૯*




ગુજરાત
ગુજરાતીઓનું
વિશ્વસનીય સામયિક

# સૌરાષ્ટ્રના રાજવીઓ - જૂનાગઢ

*- યાસીન દલાલ*

ઐતિહાસિક દૃષ્ટિએ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં જૂનાગઢનું સ્થાન વિશિષ્ટ છે. આ રાજ્યનો સિલસિલાબંધ ઇતિહાસ મળી રહે છે. છેલ્લા ૨૫૦૦ વરસનો ઇતિહાસ મળે છે. એમ જ મહત્ત્વના અવશેષો અને ઐતિહાસિક સ્થળો પણ જળવાયાં છે. ઉપરકોટ, બૌદ્ધ ગુફાઓ, બોરિયા સ્તુપ, નગરને ફરતો કોટ, બાબી રડવાજાઓના મકબરા તેમજ અશોકનો શિલાલેખ એના નમૂના છે.

આઝાદી પહેલાંના જૂનાગઢમાં રજવાડું હતું. આઝાદી પછી એ જિલ્લો બન્યો છે. સૌરાષ્ટ્રમાં જૂનાગઢનો વિસ્તાર ૮૫૪૨ ચો.કિ.મિ. હતો. આઝાદી પહેલાના જૂનાગઢમાં માંગરોળ સહિત ૮૬૬ ગામ હતાં અને ૧૩ મહાલ હતા. ૧૯૦૧માં જૂનાગઢ ૨૨ મહાલોમાં પથરાયેલું હતું. પછી સગવડતા ખાતર અમુક મહાલો એકબીજામાં ભેળવી દેવાયા. ૧૮૮૧માં જૂનાગઢ રાજ્યની વસતી ત્રણ લાખ સત્યાસી હજાર, ૧૯૩૧માં વધીને પાંચ લાખ પિસ્તાળીસ હજાર થઈ. જૂનાગઢ શહેરની વસતી ૧૮૮૧માં ચોવીસ હજાર હતી જે ૧૮૯૧માં એકત્રીસ હજાર થઈ. ૧૯૬૧માં ચુંમોતેર હજાર થઈ. ૧૯૭૧માં પંચાણું હજાર થઈ. ૧૯૮૧માં એક લાખ બે હજાર થઈ. ૧૯૯૧માં એક લાખ એકાવન હજાર થઈ. ૨૦૦૧માં ચાર લાખ વીસ હજાર થઈ.

**જૂનાગઢમાં વિવિધ ધર્મો પાળતી પ્રજા વસે છે. હિંદુ અને મુસ્લિમ તેમ પારસી તથા ખ્રિસ્તીઓ પણ વસે છે. રાજપૂતોમાં ચૂડાસમા, રાયજાદા, કાઠી, કારડીયા, મહિયા અને ભાટી વસે છે. ક્ષુદ્રમાં વણકર, ચમાર, ગારુડા, તેરા તેમજ દેવીપૂજક વસે છે**

જૂનાગઢમાં વિવિધ ધર્મો પાળતી પ્રજા વસે છે. હિંદુ અને મુસ્લિમ તેમ પારસી તથા ખ્રિસ્તીઓ પણ વસે છે. રાજપૂતોમાં ચૂડાસમા, રાયજાદા, કાઠી, કારડીયા, મહિયા અને ભાટી વસે છે. ક્ષુદ્રમાં વણકર, ચમાર, ગારુડા, તેરા તેમજ દેવીપૂજક વસે છે.

ગિરનારની ગોદમાં વસેલું હોવાથી અહીંનું હવામાન ખુશનુમા હોય છે. શિયાળામાં ૬ થી ૧૧ ડિગ્રી અને ઉનાળામાં ૩૬ થી ૪૫ ડિગ્રી હોય છે. પર્વતને કારણે મોડી રાત્રે હવામાન ઠંડુ થઈ જાય છે.

ત્રણ ત્રણ રાજવંશની સત્તા દરમિયાન ગુજરાતની રાજધાની જૂનાગઢ હતી. મૌર્યો, છત્રયો અને ગુપ્ત સમયમાં ગુજરાતની રાજધાની જૂનાગઢ ગણાતી ત્યારે હજી અમદાવાદ જેવા શહેરોનો જન્મ જ નહોતો થયો. ગુપ્ત વંશનો અંત આવ્યો અને મૈત્રક વંશની સ્થાપના થઈ. ત્યારે જૂનાગઢને બદલે વલભીને રાજધાનીનો દરજ્જો મળ્યો અને ત્રણસો વરસ વલભીએ પાટનગરનું માન મેળવ્યું.

જૂનાગઢના નામ અનેક વખત બદલ્યા છે. અઢાર જેટલાં નામ પડ્યાં. પહેલું નામ કરણ કુબ્જ હતું. સ્કંધપુરાણમાં આનો ઉલ્લેખ છે. એ પછી મણિપુર થયું એ પછી ચંદ્રકેતુપુર થયું. એ પછી રેવત થયું, એ પછી પૌરાતનપુર થયું, એ પછી દુર્ગ થયું, એ પછી જીર્ણદુર્ગ થયું એ પછી જીર્ણગઢ થયું, એ પછી ગિરિનગર થયું. ત્યારબાદ નગર અને પૂર્વનગર જેવાં નામ થયાં. બારમું નામ જીર્ણપ્રાકાર હતું. એ પછી યવનગઢ થયું, યવનગઢનું જ અપભ્રંશ જૂનાગઢ થયું એમ મનાય છે.

સુલતાન મહંમદ બેગડાએ જૂનાગઢ જીતીને નામ મુસ્તુફાબાદ પાડ્યું. એ પછી ઉગ્રસેન ગઢ, એ પછી ખેંગાર ગઢ અને પછી જુણદુગ્ગ થયું. છેલ્લા ચારસો પાંચસો વર્ષથી જૂનાગઢ તરીકે પ્રચલિત છે. લોકો એને જુનાણું કે જૂનો ગઢ તરીકે પણ ઓળખે છે.

ઈ.સ. ૭૮૮થી ૮૭૫ સુધી જૂનાગઢમાં ચૂડાસમાઓનું રાજ હતું. યદુવંશી રાજા દેવેન્દ્રને ચાર પુત્રો હતા. અજપત, ગજપત, નરપત અને ભૂપત. આમાંથી ગજપતના વંશજો ચૂડાસમા કહેવાયા. સમોના પુત્ર ચંદ્રચૂડથી ચૂડાસમા શાખાની શરૂઆત થઈ. ચંદ્રચૂડથી માંડી રા'માંડલી ત્રીજા સુધી ચૂડાસમા વંશના ત્રીસ રાજાઓ ગાદીએ આવ્યા. ચંદ્રચૂડ આ વંશનો સ્થાપક હતો. વંથલીની ગાદી ઉપર સમોનો પુત્ર ચૂડાચંદ્ર ૮૭૫માં બેઠો તે વંથલીની રાજવી વાળા રામનો ભાણેજ હતો. ચંદ્રચૂડે વંથલીની દક્ષિણે આવેલા પ્રદેશો જીતી લઈને નવું સોરઠ નામ આપ્યું. મુળરાજ હમીરનો પુત્ર હતો તેના દાદા ચંદ્રચૂડના અવસાન પછી તે ગાદીએ આવ્યો. વિશ્વ રાહે ગાદીએ બેસીને રા'હ એવી પદવી ધારણ કરી ત્યાર પછીના દરેક ચૂડાસમા રાજાના નામ આગળ રા લાગતું. રા'ગૃહરિપુ

અને લાખા ફુલાણી વચ્ચે આટકોટના પાદરમાં મોટી લડાઈ થઈ. એમની કીર્તિ સમગ્ર ભારતમાં ફેલાઈ ગઈ. ગૃહરિપુએ જ જૂનાગઢનો ઉપરકોટ બંધાવ્યો હતો એ પછી રા'કવાટ અને રા'દયાસ આવ્યા. રા'દયાસના કાળમાં સોરઠ ઉપર સોલંકી રાજવી દુર્લભસેનની સેનાએ ચડાઈ કઈ. ૧૦૨૫થી ૧૦૪૪ સુધી રા'નવઘણ પહેલો ગાદીએ આવ્યો. ૧૦૪૪થી ૬૭ સુધી રા'ખેંગાર હતો. ૧૦૬૭થી ૧૦૯૪ સુધી રા'નવઘણ બીજાએ રાજ કર્યું. તેણે અનેક રાજવીઓ સાથે લડાઈઓ કરી અને ચાર પ્રતિજ્ઞા લીધી પણ તે પૂરી ન થતાં એ બીડું ખેંગારે ઝડપી લીધું અને તે ગાદી તેને આપી. રા'ખેંગાર બીજાએ ગાદી ઉપર આવીને વંથલીની રાજધાની જૂનાગઢ ફેરવી અને ઉપરકોટના કિલ્લાને મજબૂત બનાવ્યો અને તેમાં અડીકડી વાવ અને નવઘણ કૂવો બંધાવ્યો. સિદ્ધરાજ જયસિંહે રાણકદેવી માટે ૧૧૧૩માં જૂનાગઢ ઉપર હુમલો કર્યો અને રા'ખેંગારને મારી નાખ્યો. રાણકદેવી વઢવાણમાં સતી થઈ ગઈ. સિદ્ધરાજે સૂબા તરીકે સજ્જન મહેતાની નિમણૂક કરી. ૧૧૧૩ થી ૨૫ દરમિયાન અણહિલવાડના સોલંકીઓએ જૂનાગઢની સત્તા ભોગવી. ૧૧૨૫ થી ૪૦ સુધી રા'નવઘણ ત્રીજો સત્તા ઉપર આવ્યો. ૧૧૪૦માં રા'ક્વાટ બીજાએ પાટણને ખંડણી ભરવાનું બંધ કરતા કુમારપાળના સૈન્યે ચડાઈ કરી અને લડાઈમાં રા'ક્વાટનું મૃત્યુ થયું અને જૂનાગઢ ફરીવાર સોલંકીઓના હાથમાં ગયું. પાછળથી રા'ક્વાટના પુત્ર જયસિંહને ગાદી પાછી મળી. ૧૧૫૨ થી ૧૧૮૦ સુધી એમનું શાસન રહ્યું.

ચારણોના મત મુજબ તે યુદ્ધમાં માર્યો ગયો. અને એના પછી એનો પુત્ર જયસિંહ ત્રીજો ગાદી પર આવ્યો,

**૧૫૯૧માં અકબરે ગુજરાત જીતી લીધું અને ગુજરાતમાં મોગલ શાસન આવ્યું. આ પછી વહીવટ દિલ્હીથી આવેલા ફોજદારો કરતા હતા. પ્રથમ ફોજદાર નવરંગ ખાન અને બીજો ફોજદાર શેરખાન બાબી હતો. એણે દિલ્હીનું આધિપત્ય ફગાવીને પોતાનો સ્વતંત્ર બાબી વંશ સ્થાપ્યો**





પણ એની પાસે આઝાદી વિનાની સત્તા હતી. એહમદ શાહ પ્રભાસ પાટણ ઉપર ફરીથી ચડી આવ્યો અને સોમનાથ મંદિર ઉપર હુમલો કર્યો. જો કે એણે ઝાંઝમેર અને ગોપનાથ ઉપર ચડાઈ વખતે તેને રોક્યો હતો. એ પછી ૧૪૪૦થી ૫૧ સુધી રા'મહિપાલ છઠ્ઠાનું શાસન હતું. એ પછી ૧૪૫૧થી ૧૪૭૨ સુધી રા'માંડલિક ત્રીજો ગાદીએ હતો તે રા'ગંગાજળિયા તરીકે પણ ઓળખાતો હતો. તેના સમયમાં સુલતાન મહંમદ બેગડાએ જૂનાગઢ ઉપર ચડાઈ કરી અને જીતી લીધું. તેનું નામ બદલીને મુસ્તુફા બાદ રાખ્યું તેણે કેટલાક સૈયદ, કાઝી અને બીજા લોકોને જાગીર અને નોકરી આપી વસાવ્યું. રા'માંડલિકના અવસાન વિશે જુદા જુદા મત પ્રવર્તે છે. એક મત મુજબ તેણે બગસરામાં માથું પછાડી પ્રાણ આપી દીધા. બીજા મત મુજબ મહંમદ બેગડો અમદાવાદ લઈ ગયો અને ત્યાં તે મુસ્લિમ બની ગયો. આજે પણ અમદાવાદના માણેક ચોકમાં એની કબર છે એમ કહેવાય છે.

અમદાવાદથી જૂનાગઢમાં સુલતાનોના ફોજદારો આવીને શાસન ચલાવતા હતા. પ્રથમ ફોજદાર તાતાખાન હતો એ પછી સુલતાન મુઝફ્ફર શાહ અમદાવાદની ગાદીએ બેઠો. તેણે રાજધાની જૂનાગઢથી ખેસડીને દીવ લઈ ગયો. ૧૫૯૧માં અકબરે ગુજરાત જીતી લીધું અને ગુજરાતમાં મોગલ શાસન આવ્યું. આ પછી વહીવટ દિલ્હીથી આવેલા ફોજદારો કરતા હતા. પ્રથમ ફોજદાર નવરંગ ખાન અને બીજો ફોજદાર શેરખાન બાબી હતો. એણે દિલ્હીનું આધિપત્ય ફગાવીને પોતાનો સ્વતંત્ર બાબી વંશ સ્થાપ્યો. આમ જૂનાગઢમાં નવમી અને છેલ્લી સત્તા ધરાવનાર બાબીઓ હતા. બાબીઓ અફઘાનિસ્તાનના ઘોષ પ્રાંતના પુસ્ત ગામમાં રહેતા અને તેઓ કયસના વારસદારો હતા. કયસે પયગંબરસાહેબ પાસે ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો અને પયગંબરે તેનું નામ અબ્દુલ રશીદ પાડ્યું. પુસ્તના રહેવાસી હોવાથી એમની ભાષા પુસ્તુ કહેવાઈ. અબ્દુલ રશીદને ત્રણ પુત્રો હતા એકનું નામ બાબી હતું એ નામ પરથી તેમના વંશની દરેક શાખા બાબી ખેલના નામે ઓળખાઈ અને પછી માત્ર બાબી તરીકે ઓળખાયા. એમની ત્રણ શાખા જૂનાગઢ, રાધનપુર અને બાલાસિનોરમાં હતી. એક મત મુજબ બાબી નવાબોના પૂર્વજો હુમાયુની સાથે ભારતમાં આવેલા, એ પછી અકબરના શાસન દરમિયાન બાબીઓ ટોડરમલની સાથે

૧૫૭૩માં ગુજરાતમાં આવ્યા જેનું નામ બહાદુરખાન બાબી હતું. શાહજહાંના સમયમાં એ મોટા હોદ્દા ઉપર હતો એની સેવાના બદલામાં ગુજરાતમાં કડી અને થરાદ એમ બે પ્રાંત જાગીરમાં મળ્યા. બહાદુરખાનનું બીજું નામ શેરખાન હતું.

શેરખાને સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી અને નવાબનો ખિતાબ ધારણ કર્યો. ૧૭૩૨માં ગુજરાતના સુબા અભેસિંહે મરાઠાઓના સરદાર પીલાજી ગાયકવાડની કતલ કરી એ પછી શેરકાન બાબીની મદદથી વડોદરાનો કબ્જો મેળવ્યો. એ પછી તેણે વડોદરાના ગાયકવાડની કતલ કરી એ પછી શેરખાન બાબીની મદદથી વડોદરાનો કબ્જો મેળવ્યો. એ પછી તેણે વડોદરાના ફોજદાર તરીકે સેવા બજાવી અને એને નવાબનો ખિતાબ મળ્યો. એણે પોતાના દીવાન તરીકે વડનગરા નાગર દલપતરામને નીમ્યો એ વખતે દિલ્હીની સત્તા નબળી પડી ગઈ હોવાથી પોતાની સત્તા સ્થિર કરવાની અનુકૂળતા રહી. એણે જૂનાગઢમાં મેહમુદી સિક્કાને બદલે ચાંદીના સિક્કા બહાર પાડ્યા. જેને દીવાન શાહી કોરીના નામથી પણ ઓળખાતા. એની ઉપર ફારસીમાં બાદશાહ ગાઝી મહંમદ અકબર સિક્કે ઝરબે જૂનાગઢ બાસુન કોતરાવવામાં આવતું.

આ નવાબના સમયમાં સોરઠમાં કાનોજી તાક્યોરે મહેસુલ ઉઘરાવવા માટેની સવારી કાઢી વંથલી જીતી લીધું અને પછી જૂનાગઢ ઉપર ચડાઈ કરી, પણ શેરખાને તેને પાછો હટાવ્યો. શેરખાને પોતાના સ્વતંત્ર રાજ્યને મજબૂત બાવ્યું પણ વિવિધ અડચણોને હિસાબે એ ખંડણી ઉઘરાવી શક્યો નહીં. આરબોનો પગાર ચડી ગયો એટલે ધોરાજી, ગોંડલના ભા'કુંભાજીને વેચી દીધું. આ નવાબ હળવદના ભાયાત નારણજી ઝાલાની દીકરીનો દીકરો હતો. એટલે તેની રગોમાં હિંદુ લોહી વહેતું હતું તે એકતા, હમદર્દી અને સત્ય તથા ન્યાયનો ચાહક હતો. માત્ર મુસ્લિમ સરદારોને નહીં પણ અન્યોને પણ મદદ કરતો હતો. ૧૭૫૮માં નવાબ મહોબતખાનજી પહેલા સત્તા ઉપર આવ્યા એ પિતા જેટલા કુશળ નહોતા. ઊલટું આળસુ અને વિલાસી હતા. ક્રોધી હોવાને લીધે અધિકારીઓ એની સાથે વાત પણ કરી શકતા નહોતા. એને લીધે એક પછી એક બાર દીવાન બદલાયા. પ્રથમ દીવાન જગન્નાથ ઉપર શંકા ગઈ એટલે એની સામે સીદી ગુલામને ઊભો કરી મજેવડી દરવાજા પાસે એની હત્યા કરાવી. એના કુટુંબીજનોને પણ કેદ કર્યા. નવાબ શેરખાનજીના બહેન શેરખાનજીના કાકાના દીકરા સામતખાન સાથે પરણેલ. તેને ઝાફરખાન નામનો દીકરો હતો તે અકાળે અવસાન પામ્યા. એના બે પુત્રો તરફ સુલતાના બીબીને ખૂબ લાગણી હતી. આથી તેણે રાજ્યની ખરાબ હાલતનો લાભ લઈ આરબ જમાદાર સુલેમાનને ફોડીને ઉપરકોટમાં મહાબતખાનને કેદ કરી લીધા અને પોતાના પૌત્ર મુઝફરને ૧૭૬૨માં નવાબ જાહેર કરી દીધો. રાધનપુરના નવાબ કમાલુદ્દીનખાને જૂનાગઢ ઉપર ચડાઈ કરી પણ એમાં એ ફાવ્યો નહીં. એ પોતાના પુત્રને નવાબ બનાવવા માંગતો હતો. ગોંડલના ભા'કુંભાજીએ જૂનાગઢને મદદ કરી. મુઝફરખાન અને ફતેહયાબખાનને જૂનાગઢ ઉપર દાવો નહીં કરવાની શરતે રાણપુર અને ધંધૂસર આપી દેવામાં આવ્યા. બીબી સુલતાનાએ પણ જૂનાગઢ છોડીને બીજી જગ્યાએ જતા રહ્યા. નવાબ આર્થિક તંગી અનુભવતા હતા. આથી કુંભાજીએ ૩૫ હજાર કોરી ઉછીની આપી ઉપલેટા પોતાના નામે લખાવી લીધું. એ પછી બીબી સુલતાનાએ વેરાવળ જીતી લીધું અને કરારનો ભંગ કર્યો. દરમિયાન માંગરોળના કાઝીએ પ્રભાસ પાટણના દેસાઈ સુંદરજીની મદદથી બીબી પાસેથી વેરાવળ લઈ લીધું.

**દીવાન અમરજીએ સત્તા ઉપર આવી વેરાવળ જીતી લીધું અને શેખ ભાગી ગયા. દલખાણીયા, કુતિયાણા, સુત્રાપાડા, દેવડા, શીલ, દીવાસા, મૈયારી અને બગસરા જીતી લીધું. નવાબના સદભાગ્યે દીવાન અરજી પ્રાપ્ત થતાં નવાબની નબળાઈઓ ઢંકાઈ ગઈ અને જૂનાગઢ મજબૂત બન્યું**

દરમિયાન દીવાન અમરજીએ સત્તા ઉપર આવી વેરાવળ જીતી લીધું અને શેખ ભાગી ગયા. દલખાણીયા, કુતિયાણા, સુત્રાપાડા, દેવડા, શીલ, દીવાસા, મૈયારી અને બગસરા જીતી લીધું. નવાબના સદભાગ્યે દીવાન અરજી પ્રાપ્ત થતાં નવાબની નબળાઈઓ ઢંકાઈ ગઈ અને જૂનાગઢ મજબૂત બન્યું. પણ નવાબે અમરજીની હત્યા કરવાની યોજના કરી એટલે એ જેતપુર ચાલ્યા ગયા પણ ભૂલ સમજાતા એમને પાછા બોલાવી લીધા. નવાબે ૧૬ વરસ રાજ કર્યું. અને ૧૭૭૪માં અવસાન પામ્યા. એમના આઠ વરસના પુત્ર હામદખાન પહેલા જૂનાગઢની ગાદીએ બેઠાં. આ નવાબ અતિશય જાડા હતા એમનામાં એક પણ સદગુણ નહોતો. એમણે દીવાન અમરજીનું ખૂન કરાવ્યું. સૌરાષ્ટ્રના ઘણા રાજવીઓ દીવાન અરમજીની શક્તિથી ડરતા હતા, તેઓ રાજપૂત રાજાઓના જોરને તોડવાની કોશિશ કરતા હતા. ગોંડલના ભા'કુંભારજી બીજાના નેતૃત્વ તળે રાજપૂતોનો સંઘ ઊભો થયો. જેમાં જામનગર, પોરબંદર, હળવદ, કોટડા સાંગાણી, જેતપુર વગેરે ભળ્યાં અને કુતિયાણા ઉપર હુમલો

કર્યો. એ પછી જૂનાગઢ ઉપર હુમલો કરવા જેતપુર પાસે છાવણી નાંખી. પાંચ પીપળા ગામે લડાઈ થઈ એમાં રજપૂતો હાર્યા પણ અમરજીના ખૂનથી નવાબનું માન ઘટી ગયું એ પછી મોરારીરાવ ગાયકવાડને રૂપાજી સિંદે સિહોરથી જૂનાગઢ ઉપર ચડાઈ કરવા આવ્યા અને ધંધૂસર પાસે છાવણી નાખી તેમનું ધ્યેય અમરજીના કુટુંબને મુક્ત કરાવવાનું હતું. આખરે જૂનાગઢે નમતું જોખ્યું અને અમરજીના પુત્ર રઘુનાથને દીવાન બનાવી દેવાયા. આ પછી આરબ સૈનિકોએ ચડત પગાર ચૂકવવા માટે ચાર મહિના સુધી નવાબને બાનમાં લીધા. નવાબ માતાને મળવાનું બહાનું કરી ભાગી છૂટ્યા. એ પછી નવાબે આરબો ઉપર હુમલો કર્યો અને અડધો પગાર આપીને મનાવી લીધા. એમના કાર્યકાળ દરમિયાન વોકર કરાર થયો. આ નવાબનો શાસનકાળ અત્યંત વિવાદાસ્પદ અને ખટપટમાં ગયો. ૨૮-૨-૧૮૧૧ના રોજ ૩૬ વરસ રાજ્ય ચલાવી તેઓ અવસાન પામ્યા.

એમના અવસાન સમયે યુવરાજ બહાદુરખાન અને તેમની માતા પ્રભાસ પાટણમાં નજરકેદ હતાં. નવાબના અંતકાળે તેમને જૂનાગઢ તેડવામાં આવ્યા. તેઓ અઢાર વરસની ઉંમરે ગાદીપતિ થયા. વિવાદ થયો કે રાજગાદીએ બાબીખાનની મહિલાની કુખેથી જન્મનાર જ બેસી શકે જ્યારે આ નવાબની માતા બાબી ખાનદાનના નથી. નવાબનાં બીજા બેગમ કમાલ લશ્ને વાંધો લીધો અને પોતાના પુત્ર સલાબતખાનને ગાદી મળવી જોઈએ એવી રજૂઆત કરી. બંનેની તરફેણમાં બે પક્ષ પડી ગયા. પણ બહાદુરખાન મોટા હોવાને લીધે એજન્સીએ બહાદુરખાનને જ યોગ્ય ગણી ગાદીએ બેસાડ્યા.

એમના કાળમાં જ લોર્ડ બેન્ટીકે સતીપ્રથા પર પ્રતિબંધ મૂક્યો. ૧૮૩૭માં દેલવાડા પાસે ગુપ્તપ્રયાગમાં મુંબઈની





એક ભાટીયા મહિલા સતી થઈ ત્યારે નવાબ બહાદુરખાને એજન્સીની માફી માંગવી પડી. આવી નાની મોટી ઘટનાઓ જોઈ. ૧૭-૫-૪૦ના રોજ ૨૯ વરસ રાજ કરી ૪૫ વરસની ઉંમરે તેમનું અવસાન થયું. એમના પછી સત્તા પર આવેલા હામદખાન બીજાને દસ બેગમો હતી. કુતિયાણાવાળા બેગમ દાદીબહેનના તેઓ પુત્ર હતા. બહાદુરખાન બીજાના બીજા બેગમ રાધનપુરવાળા નાજુબીબીના પુત્ર મહાબતખાન બીજા હતા. ગાદીએ બેસતી વખતે એમની ઉંમર ૧૨ વર્ષની હતી. ત્રણ વ્યક્તિઓ તરફથી રાજગાદી માટે દાવો રજૂ થયો. પણ બ્રિટિશ એજન્સીએ હામદખાનની તરફેણમાં ચૂકાદો આપ્યો. નાજુબીબીએ વિરોધ ચાલુ રાખ્યો. તેમને રાજમહેલમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને તેમના મહેલ ઉપર તોપમારો થયો. નાજુબીબી અને મહાબતખાન શરણે થઈ ગયા. બંનેને કેદ કરી લેવાયા. રાધનપુરના નવાબે એજન્સીમાં રજૂઆત કરી બહેન અને ભાણેજને છોડાવીને રાધનપુર લઈ ગયા. હામદખાન સગીરવયના હોવાથી એજન્સી કાઉન્સીલ મારફત શાસન ચલાવાયું. આ નવાબના કાળથી જૂનાગઢમાં આધુનિકીકરણનો પાયો નંખાયો. મૌખિક હુકમોને બદલે લેખિત હુકમોની પ્રથા શરૂ થઈ. આવક અને ખર્ચના હિસાબો રાખવાની પ્રથા શરૂ થઈ. નવાબ સ્વભાવે ખૂબ દયાળુ હતા. પોતે ઘોડા ઉપર બેસીને ક્યાંય જતા હોય તો પણ ઘોડો ઊભો રાખીને ફરિયાદીની ફરિયાદ સાંભળતા. ખડીયામાં હાથી ઉપર બેસીને સિંહનો શિકાર કર્યો. તેમને ક્ષયની બીમારી લાગુ પડતા અગિયાર વરસ રાજ ભોગવી માત્ર ત્રેવીસ વર્ષની વયે ૧૬, જૂન ૧૮૫૧ના રોજ તેઓ નિઃસંતાન ગુજરી ગયા. એમના ઓરમાન નાના ભાઈ અને બેગમ નાજુબીબીના પુત્ર મહાબતખાન બીજા રાધનપુરથી આવીને ગાદીએ બેસી ગયા. તેમની ઉંમર ચૌદ વરસની હતી. આથી ફરીથી રીજન્સી કાઉન્સીલ નીમવામાં આવી. એમને અંગ્રેજી ભણાવવા ખાસ શિક્ષકો નીમાયા. ૨૧ વરસની ઉંમર થતાં એમણે પૂર્ણ સત્તા સંભાળી. એમને ૧૮૭૧માં કે.સી.એસ.આઈ.નો ઈલ્કાબ અપાયો. ૧૮૭૭માં દિલ્હી દરબારમાં ભાગ લીધો અને ગોલ્ડ મેડલ મળ્યું. દીવાન બહાઉદીનની સલાહથી આવકનો અમુક હિસ્સો અલગ રાખવામાં આવતો એમને આધુનિક જૂનાગઢના સર્જક તરીકે ઓળખાવ્યા. જકાત, બંદર, તાર, રેલવે, ન્યાય, પ્રેસ, પોસ્ટ અને શિક્ષણ ક્ષેત્રે એમણે અનેક સુધારા કર્યા.

**એમના પછી સત્તા પર આવેલા હામદખાન બીજાને દસ બેગમો હતી. કુતિયાણાવાળા બેગમ દાદીબહેનના તેઓ પુત્ર હતા. બહાદુરખાન બીજાના બીજા બેગમ રાધનપુરવાળા નાજુબીબીના પુત્ર મહાબતખાન બીજા હતા**

૧૮૬૩માં સૌરાષ્ટ્ર પોસ્ટ ઓફિસની સ્થાપના કરી. ૬૭માં ધોરાજી જૂનાગઢ સુધીની તાર લાઈન શરૂ કરી. ઉપરાંત કોઠાર, અદાલત, મુસાફરખાનાં, સક્કરબાગ અને મોતીબાગ જેવા બગીચા, પ્રાણી સંગ્રહાલય અને નરસિંહ પુસ્તકાલય શરૂ કર્યું. તેમજ મહાબત મકબરો અને આઈના મહેલનું નિર્માણ થયું. ભારત પ્રવાસ દરમિયાન એમણે અનેક શહેરો જોયાં. ઉપરાંત રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલ તથા જેતપુરની ગર્લ્સ હાઈસ્કૂલ માટે દાન પણ આપ્યાં. જૂનાગઢ અને જેતપુર વચ્ચે કેટલાંક ગામો માટે ઝઘડો ચાલતો હતો તેનું સમાધાન કરાવ્યું. તેમજ ૧૮૭૯માં ભાદર નદીને કાંઠે નવો કિલ્લો બાંધી નવાગઢ ગામ વસાવ્યું. જૂનાગઢમાં બહાદુરખાન હાઈસ્કૂલ સ્થાપી. મુંબઈના પુરાતત્ત્વોવિદ્ ડૉ. ભાવદાજીને સંશોધન માટે મદદ કરી. મુંબઈ અને પુના જેવા શહેરોમાં ભણવા માટે શિષ્યવૃત્તિ શરૂ કરી. ૨૯-૯-૮૨ના રોજ એમનું અવસાન થતાં અધૂરા બંધાયેલા મહાબત મકબરામાં એમને દફનાવવામાં આવ્યા. એમના વિરહમાં રૂપશંકર ઓઝાએ મહાબત વિરહ નામે કાવ્ય રચ્યું જે 'સૌરાષ્ટ્ર દર્પણ'માં પ્રસિદ્ધ થયું.

**જૂનાગઢ રાજ્યે પાકિસ્તાન સાથે જોડાણ કર્યું તે હકીકત ઇતિહાસનું એક કાળું પ્રકરણ છે. નવાબના કાન ભંભેરવામાં આવેલા એમાં બે ચાર વ્યક્તિઓએ મહત્ત્વનો ભાગ ભજવેલો. દીવાન શાહનવાઝ ભુટ્ટો અને મુનોવર જહાંબેગમ તથા ઈસ્માઈલ અબ્રેહામી આમાં મુખ્ય હતો**

એમના પછી નવાબ બહાદુરખાન ત્રીજા તેમજ રસુલખાન અને મહાબતખાન ત્રીજા સત્તા પર આવ્યા. મહાબતખાન ત્રીજાનું શાસન ૧૯૧૧થી ૪૭ સુધી ચાલ્યું.

દસ્તુરુલ અમલ એટલે રાજપત્ર. જૂનાગઢ મુસ્લિમ રાજ્ય હોવાથી આ નામ રાખ્યું હતું. એનો અર્થ વ્યવહારમાં આવવાના નિયમ અને કાયદા એવો થાય છે. દસ્તુર એટલે રિવાજ પણ થાય. સૌરાષ્ટ્રમાં ચાર સૌથી મોટાં રાજ્યો હતાં. જૂનાગઢ, જામનગર, ભાવનગર અને ધ્રાંગધ્રા એમ ચાર હતાં. એમાં જૂનાગઢ સૌથી મોટું અને વિશિષ્ટ હતું. જૂનાગઢ ગુજરાતમાં સૌથી વધુ સમય માટે રાજધાનીનું કેન્દ્ર હતું. રાજપત્રના મેનેજર આચાર્ય વલ્લભજી હરિદત્ત હતા. રાજપત્રનું લવાજમ રૂ. ૩/- હતું એ રાજ્યના બધાં ગામોમાં અને ઈજારદારને ત્યાં જતું હતું.

નવાબ મહાબતખાન ત્રીજાના શાસનને ૨૫ વર્ષ પૂરાં થયાં ત્યારે રજતજયંતી ઉજવવાનું નક્કી થયું અને દસ લાખનો લોકફાળો ઉઘરાવવાનું પણ નક્કી થયું. અખબારોએ એને ઉઘરાણું કહીને વગોવ્યું. નવાબે રાજ્ય એટલી જ રકમ પોતાના તરફથી ઉમેરશે અને પ્રજા કલ્યાણના કાર્યો કરશે એમ જાહેર કર્યું. દરમિયાન આઝાદી આવી અને એ કામ થઈ શક્યું નહીં.

રાજપત્રમાંથી ઉપયોગી માહિતી મળી રહે છે. વહીવટી તંત્ર અને વહીવટી અધિકારીઓ તથા રાજ્ય દ્વારા લેવાયેલા મહત્ત્વના નિર્ણયો તથા હુકમો અને જાહેરનામા બઢતી બદલી વગેરે વિશે જાણવા મળે છે. જૂનાગઢ રાજ્યની આર્થિક પરિસ્થિતિ અને શિક્ષણ વિષયક બાબતો જાણવા મળે છે. ચીજવસ્તુઓના ભાવ વિશે પણ. અત્યાર સુધી ઈતિહાસમાં બાબી વંશની સ્થાપના ૧૭૪૮માં થયેલી ગણાય છે. હકીકતે સ્થાપના ૧૭૩૫માં શેરખાન બાબી પોતે ફોજદાર બન્યા ત્યારથી ગણવી જોઈએ. ઈ. ૧૯૩૫માં બાબી વંશની સ્થાપનાનાં ૨૦૦ વરસની ઉજવણી થઈ હતી એવી માહિતી ગેઝેટમાંથી મળે છે. પણ આ ગેઝેટ રાજ્ય દ્વારા પ્રગટ થતું હોવાથી એમાં ઘણી બાબતો છૂપાવવામાં આવી હોય અથવા અર્ધસત્યરૂપે રજૂ થઈ હોય એમ બની શકે છે. નવાબને બ્રિટિશરો તરફથી મળેલા ઠપકા તથા મહાબતખાન ત્રીજાનું દેશવટું જેવી બાબતો છૂપાવવામાં આવી છે. લોક ચળવળો અંગે મૌન સેવવામાં આવ્યું છે.

જૂનાગઢ રાજ્યે પાકિસ્તાન સાથે જોડાણ કર્યું તે હકીકત ઈતિહાસનું એક કાળું પ્રકરણ છે. નવાબના કાન ભંભેરવામાં આવેલા એમાં બે ચાર વ્યક્તિઓએ મહત્ત્વનો ભાગ ભજવેલો. દીવાન શાહનવાઝ ભુટ્ટો અને મુનોવર જહાંબેગમ તથા ઈસ્માઈલ અબ્રેહામી આમાં મુખ્ય હતો. બીજી બાજુ થોડાક વતનપ્રેમી મુસ્લિમો પણ હતા જે ઈચ્છતા કે જૂનાગઢનું જોડાણ ભારત સાથે થાય. આમાં દીવાન અબ્દુલ કાદર અને બંધારણીય સલાહકાર નબીબક્ષ મહંમદ હુસેન મુખ્ય હતા. એમણે તો માઉન્ટ બેટન સાથેની મુલાકાતમાં પણ પોતે નવાબને ભારતમાં જોડાવાની સલાહ આપશે એમ કહ્યું હતું. બ્રિટિશરોએ ત્રણ વિકલ્પ આપેલા. કાં ભારત સાથે જોડાય અને કાં પાકિસ્તાન સાથે જોડાય અને કાં સ્વતંત્ર રહે, પણ જૂનાગઢે ૧૪મી ઓગસ્ટ સુધી એકપણ વિકલ્પ જાહેર કર્યો નહોતો. અચાનક ૧૫મી ઓગસ્ટના રાજપત્રમાં પાકિસ્તાનમાં જોડાવાની જાહેરાત પ્રથમ પાને છપાઈ અને ખળભળાટ મચી ગયો. આ પહેલા જુદી જુદી અફવાઓ ફેલાતી હતી. બહાઉદ્દીન કોલેજનું જોડાણ સિંધ યુનિવર્સિટી સાથે થવાનું છે એમ કહેવાતું હતું. પાકિસ્તાનમાં

ભણતા જૂનાગઢના અનેક હિંદુ મંદિરો જોખમમાં આવશે એમ પણ કહેવાતું. આ સંજોગોમાં ગેઝેટમાં ખુલાસો થયો કે સ્થાનિક હિંદુઓ કે મુસ્લિમો ભરતી માટે ન મળ્યા એટલે ૨૦૦ બલુચ મકરાણીઓની ભરતી થઈ છે.

નવાબની આ જાહેરાત થતાં જનતા અકળાઈ ગઈ અને ૧૩/૮ના રોજ ફેરવિચારણા કરવા પ્રયત્નો થયા. શાહનવાઝ ભુટ્ટોના બંગલે દસ આગેવાનોએ મળી પાકિસ્તાન સાથે ન જોડાવા વિનંતી કરી એમ ન થયું એટલે લોકોએ હિઝરત કરવા માંડી. ૧૯-૮-૪૭ના રોજ પ્રજા મંડળના સભ્યો અને ઢેબરભાઈ તથા શામળદાસ ગાંધી મુંબઈમાં મળ્યા અને જૂનાગઢ એક પ્રતિનિધિ મંડળ મોકલવાનું નક્કી થયું. ૨૧/૮ના રોજ એ જૂનાગઢ આવ્યું, પરંતુ દીવાન ભુટ્ટોએ નવાબ સાથે તેમની મુલાકાત થવા દીધી નહીં. ૨૨મીએ ઢેબરભાઈ આવ્યા પણ નવાબને એ પણ મળી શક્યા નહીં. દરમિયાન ભાવનગર, મોરબી, પોરબંદર અને વાંકાનેરના રાજાઓએ નવાબની ઇચ્છાને વખોડી કાઢી. ધ્રાંગધ્રાના રાજા મેઘરાજજીએ અંગત પત્ર લખી આ જોડાણ રદ કરવા જણાવ્યું.

જો કે નવાબે પોતાના અધિકારનો ઉપયોગ કર્યો પણ પ્રજા પ્રત્યેની ફરજ ભૂલી ગયા. વિશાળ હિંદુ પ્રજાની લાગણીનો અનાદર કર્યો નવાબની આ મોટી ભૂલ હતી. આ પછી અનેક લોકોએ એમને સમજાવવાના પ્રયાસો નિષ્ફળ જતાં કેન્દ્ર સરકારે કડક હાથે કામ લેવાનું નક્કી કર્યું. દીવાન ભુટ્ટોએ અને બીજા અધિકારીઓએ એમની કાન ભંભેરણી કરી કે અહીં રહેવામાં એમને જોખમ છે. આથી બધા સિરસ્તા ભૂલીને તથા પ્રજાને તરછોડીને પોતાના કુટુંબ અને કુતરાઓ સાથે દશેરાને દિવસે ૨૪-૧૦-૪૭ના રોજ કેશોદના એરપોર્ટ ઉપરથી વિમાનમાં બેસીને તેઓ પાકિસ્તાન જતા રહ્યા. જૂનાગઢમાં થોડી વધુ અંધાધૂંધી ફેલાઈ આથી લોહી ન રેડાય તે માટે તેમણે કરાંચીથી શાહનવાઝ ભુટ્ટો ઉપર તાર કર્યો કે કેન્દ્ર સરકારને શરણે થવું, આમ નવાબના આદેશથી જૂનાગઢ





રાજ્ય ૮-૧૧-૪૭ના રોજ કેપ્ટન હાર્વેને રાજકોટ મોકલી ચર્ચા કરી અને જૂનાગઢ શરણે થઈ ગયું. કરાંચીના 'ડૉન અખબારે' જૂનાગઢના મુસ્લિમો પરેશાન થાય છે એવા સમાચાર છાપ્યા ત્યારે કરાંચીથી જૂનાગઢ મુસ્લિમ કમિટિના મંત્રી શ્રી ઓસમાણ ખાંડવાલાએ પણ આક્ષેપો કર્યા ત્યારે ભારત સરકાર વતી એસ. ડબલ્યુ શિવેશ્વરકરે ગેઝેટમાં ખુલાસા કર્યા જેમાં જણાવ્યું હતું કે એક પણ મસ્જિદ કે દરગાહને મંદિરમાં ફેરવવામાં આવી નથી. એક પણ મુસ્લિમની હદપારી થઈ નથી. ઊલટું પાંચસો મુસ્લિમોએ કુતિયાણા ઉપર હુમલો કર્યો હતો અને પાંચ પોલીસોને મારી નાખ્યા હતા. જૂનાગઢ રાજ્યની દોઢ લાખની વસતી હજુ જૂનાગઢમાં જ છે અને મુસ્લિમ વસતીમાં વધારો થયો છે. ઘણા મુસ્લિમો પાકિસ્તાન જઈને પાછા આવ્યા છે.

૨૦-૨-૪૮ના રોજ લોકમત લેવાયો અને પ્રજાને પૂછવામાં આવ્યું કે એમણે કયા દેશમાં ભળવું છે. ૧,૯૦,૮૭૦ મતદારોએ ભાગ લીધો, જેમાંથી ૧,૯૦,૭૭૯ મતદારોએ ભારત સાથેના જોડાણને સ્વીકાર્યું. અને માત્ર ૯૧ મતદારોએ પાકિસ્તાન સાથેનું જોડાણ સ્વીકાર્યું. આ અંગેની નોંધ ગેઝેટમાં પ્રાપ્ય છે.

જૂનાગઢના વહીવટનો એક ઉત્તમ નમૂનો સૌરાષ્ટ્ર પોસ્ટની સ્થાપનાનો છે. આ પહેલા ટપાલ હલકારા મારફત પહોંચાડાતી. બ્રિટિશ સરકારની પરવાનગી લઈને ૧૮૬૩માં સૌરાષ્ટ્ર પોસ્ટની શરૂઆત થઈ અને પોસ્ટ માસ્તરો અને ટપાલીઓની ભરતી કરવામાં આવી. શિકાર માટે પણ પરવાના પદ્ધતિ લાગુ કરવામાં આવી. તોલમાપ ધારો લાગુ કરવામાં આવ્યો. ૧૯૨૪માં દીવાન વીરાવાળા, મુળુવાળાએ છાપખાનાં અને વર્તમાન પત્રોને લગતો ધારો બહાર પાડ્યો જે મુજબ કોઈપણ વ્યક્તિ પરવાનગી વગર કોઈપણ પુસ્તક કે છાપું બહાર પાડી શકતી નહીં. તેમજ પુસ્તક કે પત્રિકા છાપનારે પ્રેસનું નામ અને સરનામું છાપવું ફરજિયાત હતું એ સિવાય રક્ષિત સ્મારકોની જાળવણી અને માલિકી વિશેના નિયમો પણ જાહેર કરવામાં આવ્યા. ખેડૂતોના સંરક્ષણનો કાયદો પણ બહાર પાડવામાં આવ્યો. કોઈપણ જગ્યાએ ખોદકામ કરતા કોઈ વસ્તુ સંતાડેલી હોય અને દસ રૂપિયાની કિંમતથી વધુ હોય તો તેની માલિકી રાજ્યની રહેતી.

---

*૫, સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર સોસાયટી,*
*રાજકોટ-૩૬૦૦૦૭.*
*મો. ૯૯૧૩૫૫૨૬૦૯*

# ઋષિયુગના પુનઃ આગમનનાં અજવાળાંનો આભાસ એટલે સાબરમતી ગુરુકુલમ્

*- દૌલત ભટ્ટ*

**પ્રા**ચીન ભારતીય શિક્ષણ પદ્ધતિ વિશ્વભરમાં વિખ્યાત હતી. નાલંદા, તક્ષશિલા જેવાં પ્રાચીન ગુરુકુલોની ઇતિહાસમાં સુવર્ણ અક્ષરોથી નોંધ કરાયેલી છે. દુનિયાભરમાંથી લોકો- અભ્યાસુઓ જ્ઞાન પ્રાપ્તિ માટે ભારતમાં આવતા હતા. ૧૮૨૩ સુધી આ ભવ્ય પરંપરા ચેતનવંતી સક્રિય હતી. ભારતમાં ૧૦૦ ટકા સાક્ષરતા હતી. શિક્ષણ સમાજ આધારિત હતું. ઋષિમુનિઓ અને ધર્માચાર્યો સંતો, મહંતોના હાથમાં શિક્ષણનું સુકાન હતું. ધર્મસત્તા રાજ્યસત્તા કરતા પ્રબળ હતી. આ શિક્ષણ પ્રથા-ગુરુ શિષ્ય પરંપરાથી સમગ્ર દેશ સુખી હતો. સૌ કોઈ ધાર્મિક નીતિવાન, સંયમી, સદાચારી અને તંદુરસ્ત હતા. ભારતીય શિક્ષા શરીર, મન અને આત્મા, આ ત્રણેયના સુખ આપનારી હતી. અંગ્રેજો મેકોલે શિક્ષણ દ્વારા આ બધાં સુખોનો સર્વાનાશ કર્યો છે. આધુનિક શિક્ષણ પ્રણાલીના દિન-પ્રતિદિન થતાં અધઃપતનના સમાચારો આપણને વર્તમાનપત્રો અને સમાચારો પ્રસારણનાં માધ્યમોથી મળી રહ્યાં છે. સમાજમાં અપરાધ, ચોરી, લૂંટફાટ, બળાત્કાર, ભ્રષ્ટાચાર, વ્યસનોની નાગચૂડ, અનેકવિધ રોગો, ધર્મ, કુટુંબથી વિમુખ બનતી યુવા પેઢી, વિભક્ત કુટુંબો, આપઘાત, બળાત્કાર આ બધીય ઘટનાઓ આધુનિક શિક્ષણની ઉપજ છે. સાચું શિક્ષણ, સાચી દિશા, સાચો ધર્મ, રાષ્ટ્રભાવના, સદાચાર, સંયમ, જપ, તપનો દુષ્કાળ છે. માનવીને યંત્રવત્ રોબોટ જેવો બનાવી મૂક્યો છે. આ છે હકીકત, ઘોર અંધકાર, નિરાશાનાં વાદળો છવાયેલાં છે.

> **પ્રાચીન ભારતીય શિક્ષણ પદ્ધતિ વિશ્વભરમાં વિખ્યાત હતી. નાલંદા, તક્ષશિલા જેવાં પ્રાચીન ગુરુકુલોની ઇતિહાસમાં સુવર્ણ અક્ષરોથી નોંધ કરાયેલી છે. દુનિયાભરમાંથી લોકો- અભ્યાસુઓ જ્ઞાન પ્રાપ્તિ માટે ભારતમાં આવતા હતા. ૧૮૨૩ સુધી આ ભવ્ય પરંપરા ચેતનવંતી સક્રિય હતી**

''જાયે તો કહાં જાયે હમ ?''

પરિવર્તનના એંધાણ શરૂ થઈ ચૂક્યાં છે. ઇતિહાસે હવે કરવટ બદલી છે. ભૂતકાળમાં ઢબુરાયેલી એ ભવ્યતા હવે આ નવાયુગમાં પુનઃ પ્રતિષ્ઠા પામશે. પ્રાચીન સંસ્કૃતિ અને ઋષિકાલીન શિક્ષણ પરંપરાના શ્રી ગણેશ, મંગલ પ્રારંભ આજથી ૯ વર્ષ પહેલાં સાબરમતી ગુરુકુલમ્‌ની વિકાસયાત્રા :

ગુરુકુલમ્‌ના કુલપતિ - સ્થાપક શ્રી ઉત્તમભાઈ જ. શાહના મનોજગતમાં આજથી ૨૫ વર્ષ અગાઉ આ કાર્યનું મનોમંથન આરંભાયું એ ઋષિયુગનો, એ ભવ્યાતિભવ્ય શિક્ષણ પરંપરાનો પુનરુદ્ધાર થાય તેવો સંકલ્પ કર્યો. અને આજે ૨૫ વર્ષે આ ''સંકલ્પસિદ્ધિ'' પ્રાપ્ત થઈ છે. પોતાના પરિવારના જ ૧૧ દીકરા-દીકરીઓને શાળાઓમાંથી ઉઠાડી લઈને ઘરમાં જ આ ''ભવ્ય શિક્ષણ પરંપરાની અખંડ-સનાતન જ્યોત જગાવી. થોડાક સમયમાં આ પુરુષાર્થ, સાધના, તપ, ઉપાસનામાં સફળતા મળવા લાગી આથી પોતાના જ બે ફ્લેટ ''સિદ્ધાચલ વાટિકા''માં ૨૫ વિદ્યાર્થીઓના આ શિક્ષણના શ્રી ગણેશ થયા. ઉત્તરોત્તર સફળતા અને પ્રગતિથી સંસ્થાના સુવિધાયુક્ત મકાનના મનોરથ ફળ્યા.

હીરાજૈન સોસાયટીની બાજુમાં જ ૧ એકર જમીનમાં સુવિધાયુક્ત મકાનમાં આજથી ૧૦ વર્ષ અગાઉ શરૂ થયું અને ૧૩ બાળકોના પ્રવેશથી અભ્યાસ ખંડો, વિવિધ કલાખંડો, અને નિવાસની વ્યવસ્થા શરૂ થઈ. અત્યારે ૯૦ જેટલા વિદ્યાર્થીઓની તમામ સવલતો, સુવિધા પૂર્ણ થઈ છે. વિવિધ વિષયોના વર્ગખંડો, નિવાસી ખંડો/આવાસ, ભોજનાલય, રમતનું મેદાન, પુસ્તકાલય, વિ. ઉપલબ્ધ છે.

૧૩ વિદ્યાર્થીઓથી પ્રારંભાયેલી આ સંસ્થા આજે વટવૃક્ષ સમી બની રહી છે. ઉત્તમભાઈ જવાનમલજી શાહ આ ભવ્ય પરંપરાના પુનઃ સ્થાપનના મહારથી, નાવિક, સેનાપતિ બન્યા. આ આધુનિક શિક્ષણના વિનાશકારી પરિણામો સામે તેમની આ ''ગુરુકુલમ્ શિક્ષણ''ના અમલીકરણની સિંહ ગર્જના છે, રણહાંક છે.

''સા વિદ્યા યા વિમુક્તયે'' અને ''અસતો મા સદ્‌ગમય'' તેમના જીવનનો હવે ''મહામંત્ર'' બની ચૂક્યો છે. ઉત્તમભાઈ ''સ્વપ્નદૃષ્ટા''





છે, તેમનાં સપનાઓની કોઈ સીમા નથી. ''ભારત વિશ્વ ગુરુ'' બનશે જ તેવી અખંડ શ્રદ્ધા છે. તાજેતરમાં જ ઉજ્જૈન મુકામે ''ભારતીય શિક્ષણ મંડલ અને મધ્યપ્રદેશ સરકાર''ના સૌજન્યથી યોજાયું હતું. જેમાં વિશાળ સંખ્યામાં દેશ-વિદેશના ધર્માચાર્યો, શિક્ષણવિદો ગુરુકુલમ્‌ના સંચાલકશ્રીઓ, વિદ્યાર્થીઓ ઉપસ્થિત રહ્યા હતા.

સંમેલનમાં શ્રી મોહન ભાગવતજી, કેન્દ્રીય મંત્રીશ્રી પ્રકાશ જાવડેકર સુરેશ ભૈયાજી મુખ્યમંત્રીશ્રી મા. શિવરાજસિંહ ચૌહાણ, નેપાળના મહામંત્રી મહેશ્વર પૌડેલ, ડૉ. મુકુલ કાનેટકર, બર્મા, મ્યાનમાર, થાઈલેન્ડ, ભુટાન, નેપાળથી ઉપસ્થિત રહ્યા હતા. સૌ શિક્ષા વિદોને આ ગુરુકુળ શિક્ષા પ્રણાલીને વિશ્વ વ્યાપી બનાવવાના દૃઢ સંકલ્પો કર્યા છે.

ભારતીય શિક્ષણ મંડળના સંગઠન મંત્રી મુકુલજીએ જણાવ્યું છે કે મોરેશિયસ, સાઉથ આફ્રિકા, વેસ્ટઇન્ડિઝ, વગેરેમાં ગુરુકુલો ખુલશે. આ ઉજ્જૈન સંમેલનમાં ''સાબરમતી ગુરુકુલમ્''નું સ્થાન વિશિષ્ટ રહ્યું હતું. પરંપરાગત વેષ પરિધાનમાં બાળકોને જોઈને ''મંત્રીશ્રી પ્રકાશ જાવડેકરજી અતિ પ્રભાવિત થયા હતા.'' ઉજ્જૈન સંમેલનમાં ગુરુકુલમ્‌ના વિદ્યાર્થીઓની મેધાવી પ્રતિભા જોઈને વિદેશથી ૨૨ જેટલા પ્રતિનિધિઓનું મંડળ સઘન અભ્યાસ માટે ઉજ્જૈન આવ્યું હતું.

''ઈન્ટરનેટથી માહિતી મળે પરંતુ જ્ઞાન તો ગુરુકુલથી જ પ્રાપ્ત થાય.'' આજે આ સાબરમતી ગુરુકુલમ્ નવા ગુરુકુલમોનું પ્રેરણા તીર્થ બની રહ્યું છે.

''સ્વરાજ સંસ્થાન્ સંચાલનાલય'' મધ્યપ્રદેશ શાસન, સંસ્કૃતિ વિભાગ ''ભોપાલ'' તરફથી ૧૫ ઓગષ્ટ-૨૦૧૮ ''રવિન્દ્રભવન'' - ભોપાલ મુકામે ''મહર્ષિ વેદ વ્યાસ રાષ્ટ્રીય સન્માન'' રૂ. બે લાખ અને પ્રશસ્તિપત્ર આપણા ગુજરાતના ''સાબરમતી ગુરુકુલમ્‌ને મળ્યું છે.''

આ ઉત્તમભાઈ એ ''ગુરુકુલમ્ શિક્ષણ'' પરંપરાની આન-બાન-શાન વધારી છે.

આ ગુજરાતના ગરવા ગૌરવશાળી ઉત્તમભાઈની યશકલગીનો અવસર છે.

હેમચન્દ્રાચાર્ય સંસ્કૃત પાઠશાળા સાબરમતી ગુરુકુલમ્ નોંધપાત્ર વિગતોઃ

- જન્માક્ષર જોઈને પ્રવેશ
- નિઃશુલ્ક નિવાસી શિક્ષણ
- અત્યારે દેશભરનાં વિવિધ રાજયોના ૯૦ જેટલા વિદ્યાર્થીઓ.
- ૬૦૦ થી વધારે પ્રતીક્ષા યાદી
- ૧૦૦ થી વધારે ગુરુજનો દ્વારા સઘન શિક્ષણ.
- ગૌશાળામાં દેશી ૬૦ જેટલી ગાયો.
- ગાયનું દૂધ, માખણ, છાશ, ઘી, તલનું તેલ વિ.નો વપરાશ.
- દેશી પરંપરા મુજબ છાણાં, લાકડા, કોલસાથી જ રસોઈ.
- ''ભોજયેષુ માતા'' અનુસાર બહેનો દ્વારા જ રસોઈ.
- સિંધાલૂણ તેમજ શુદ્ધ ઓર્ગેનિક, મસાલા, ધાન્યોનો જ વપરાશ.
- તાંબા, પિત્તળ, કાંસાના વાસણોનો જ ઉપયોગ.
- શુદ્ધ અંતરિક્ષ જળ (વરસાદી પાણી)ની વપરાશ.
- બાજઠ, પાટલા ઉપર બેસીને જ ભોજન.
- શરીર સૌષ્ઠવ માટે યોગ, પ્રાણાયામ, કુસ્તી, કરાટે, મલખંબ જિમ્નાસ્ટિક, ઘોડેસવારી.
- અંદાજિત ૨૦૦ જેટલી વિસરાઈ ગયેલી દેશી રમતોનું જીવંત નિદર્શન - પ્રયોગ.
- સંગીતના પ્રાચીન વાદ્યોની તાલીમ, સારંગી, શરણાઈ, બાંસુરી, તબલાં વાદન, પખવાજ, જલતરંગ, મૃદંગ, ઢોલક નગારાં વગેરે.
- નૃત્ય, નાટક, અભિનય, શાસ્ત્રીય સંગીત, કથકનૃત્ય, આરંગેત્રમ્ વગેરે
- હસ્તલેખન, ચિત્રકલા, શિલ્પ, વાસ્તુશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, સંસ્કૃત, ગુજરાતી વગેરે ભાષાઓ.
- વૈદિક ગણિત, સંસ્કૃત વ્યાકરણ, સંભાષણ, શ્લોકગાન, વક્તવ્ય વગેરે.
- વૈદિક ગણિતમાં આંતરરાષ્ટ્રીય વિજેતા સંસ્થાના વિદ્યાર્થી તુષાર વી. તલાવટ
- કલા મહાકુંભ, ખેલ મહાકુંભ, નાટ્ય સ્પર્ધામાં સંસ્થાના વિદ્યાર્થીઓ વિજેતા
- ''સપ્તક'' કાર્યક્રમમાં સંગીત વાદ્યોની રજૂઆત.
- દેશ-વિદેશના નામાંકિત શિક્ષણવિદો, ધર્માચાર્યો, સંત-મહાત્માઓ, મંત્રીશ્રીઓ, સામાજિક કાર્યકરોની સંસ્થા મુલાકાત.
- ગુજરાતના મહામહિમ ગવર્નરશ્રી ઓ. પી. કોહલી સાહેબની મુલાકાત.

સંસ્થાના સંચાલક શ્રી ઉત્તમભાઈ શાહની શ્રદ્ધા અખંડ છે, તેઓ કહે છે કે, ગરીબી, બેકારી, મોંઘવારી, અનીતિ, અનાચાર, દુરાચાર, વ્યભિચાર, હિંસા, બળાત્કાર આ બધા પ્રશ્નોનું નિરાકરણ ગુરુકુલ શિક્ષા પદ્ધતિમાં જ સમાયેલું છે.

ગુરુકુલ શિક્ષણ પદ્ધતિમાં પ્રાચીન અને અર્વાચીનનો સમન્વય થાય એ જરૂરી છે અને હવે ગુરુકુલમ્ શિક્ષણ પ્રથાના નવા સૂર્યોદયના આગમનની પ્રતીક્ષા દૂર નથી.

*૨૫/૪-ઘ, જૈન દેરાસર પાસે,*
*સેક્ટર-૨૨, ગાંધીનગર-૩૮૨૦૨૨*
*મો - ૯૮૨૫૫૨૬૨૫૫*

# રાજનીતિના રાહચીંધક : કવિવર જશુરામ વરસડા

*- શિવદાન ગઢવી*

જેમ જેમ માનવ સંસ્કૃતિ, સભ્યતા સમૂહમાં વિકસતી ગઈ તેમ તેમ સમૂહમાંથી ઊભા થયેલ માનવીય પ્રશ્નોના નિકાલ માટે બુદ્ધિશાળી માણસોએ 'નીતિ'શબ્દને આગળ ધર્યો. માનવીના સુખના હેતુસર એને અનુસરવાનું સહુને યોગ્ય લાગ્યું. 'નીતિ'શબ્દ કાને આવે છે ત્યારે 'મનુસ્મૃતિ' નામનો ગ્રંથ સ્મૃતિમાં આવે છે, તે સમયે મનુને ઋષિ કે ભગવાન માનવામાં આવતા હતા. તેમણે માનવ સૃષ્ટિના નિયમો બાંધ્યા.નીતિશાસ્ત્રનું શિક્ષણ આપવામાં તેમને આદ્ય તરીકે સ્વીકૃત કરેલા, ચક્રવર્તી નરેશો તે મુજબ અનુસરવા લાગ્યા. વર્ણાશ્રમોનાં બીજ ત્યાંથી ઊગ્યાં અને કામના હેતુથી વિભાજિત ભારતનો આર્યસમાજ જ્ઞાતિમાં ખૂંપી ગયો ! શાસ્ત્રોએ તો કહયું કે, 'જન્મથી કોઈ ક્ષુદ્ર નથી કે બ્રાહ્મણ નથી'.

**ચાણકયે રાજા–પ્રજા વચ્ચેના સબંધો અંગે માર્ગ રેખા અંકિત કરીને નીતિ અંગેના ઉપદેશક વચનોની છણાવટ કરી છે. આવી નીતિમત્તા ને પછીથી કાયદાકીય સ્વરૂપ આપવામા આવ્યું છે.**

કાળાંતરે આ 'નીતિમાર્ગ' રેખામાં પણ ફેરફારો થતા જ રહ્યા છે. સમયની ગતિવિધિને ધ્યાને રાખીને પરિવર્તનો આવ્યાં જ છે. 'નીતિશબ્દ'ની મીમાંસા કરીએ તો વિસ્તૃત અર્થઘટનો જોવા મળે, તદ્દન સાદી રીતે સમજવા આપણે તેને 'સદ્‌વર્તન' કહીશું.

''નીતિ''ના સંદર્ભમાં કેટલાક ગ્રંથો રચાયા છે. જેમાં સક્રનીતિ, વિદુરનીતિ, બૃહદ્ઘ ચાણકય નીતિ, બૃહદારણ્ય નીતિ, રાજનીતિ, પંચોપાખ્યાન વગેરેનો સમાવેશ થાય છે.

આવા ગ્રંથોના હેતુ તો ભારતીય માનવ સમુદાય હર્યો ભર્યો રહે, કયાંય અથડામણો ન થાય, સામાન્ય માનવીને પણ માનવ અધિકારથી વંચિત રહેવું ન પડે તે છે. ચાણકયે રાજા–પ્રજા વચ્ચેના સબંધો અંગે માર્ગ રેખા અંકિત કરીને નીતિ અંગેના ઉપદેશક વચનોની છણાવટ કરી છે. આવી નીતિમત્તા ને પછીથી કાયદાકીય સ્વરૂપ આપવામા આવ્યું છે. રજવાડાં કાળે માનવ અધિકાર અંગે શાસ્ત્રો વગેરેને આગળ ધરવામાં આવેલ છે. અંગ્રેજ શાસને માનવગરિમા જળવાય તેવા કાયદાઓ ઘડીને તેનો અમલ કરાવેલો છે. સતી થવાનો રિવાજ, જન્મતી બાળકીને દૂધ પીતી કરવી (અપમૃત્યુ) વગેરે કુપ્રથાઓ ઉપર લગામ લગાવવામાં આવી. રાજા રામ મોહનરાયે કરેલ સમાજ સુધારાના હાર્દમાં માનવીની નીતિ માટેનો રાહ જ છે.

પ્રાચીન સમયથી રાજવ્યવસ્થા બાબતે આપણા ઋષિ–મુનિઓ માર્ગદર્શક રહ્યા છે. રામ રાજયની આપણે એટલા માટે પ્રશંસા કરીએ છીએ કે, સમાજ વ્યવસ્થા અને રાજવીનો ધર્મ શું છે, તેને અનુલક્ષીને તેની ઈમારત નીતિમત્તાના પાયાથી ચણાયેલ છે. એમાં માનવીય અભિગમ તેમજ માનવસંવેદનાનો અવાજ છે, અનુસરણ છે. પાપ, પૂણ્ય એવાં નામો અપાય છે.

રાજ દરબારે ચારણી સાહિત્ય ગર્જના કરવા માંડયું ત્યારે પણ ચારણ કવિઓએ માતૃભૂમિ અને માનવીય ગરિમાને તો અગ્રસ્થાન આપેલું છે. નીતિમત્તાનો કોઈ ઉંબરો ઓળંગે ત્યારે ચારણ કવિની જીભને અટકાવી શકતું ન હતું.ચારણી સાહિત્યમાં વીરરસનાં ઝૂંઝારનગારાં વાગ્યાં છે, કરુણરસ, હાસ્યરસની તો છોળો ઊડી છે. બે પંકિતના દુહામાં વિરહ વેદના વ્યકત થતાં કાળજાં વીંધી નાંખે છે. લોક વચાળે એના વાણી પ્રવાહે માનવ સમુદાય ડોલ્યો છે. જીવનને હર્યુ ભર્યું અને પ્રફુલ્લિત રાખવામાં એના શબ્દોએ ઋતુઓને આંખ સામી લાવી લાડ લડાવ્યાં છે, તો ગિરિવર શૃંગો અને ઘટાટોપ ઝાડીઓમાંથી મોરલાઓએ સામા હીંકારા દેતા ટહુકા પણ કર્યા છે. એમાં કેવળ પદ લાલિત્ય નથી, નૈસર્ગિક સંદેશા છે.

રાજવી તેમજ રાજરાણી, કુંવર–કુવરીનાં લગ્ન સંબંધો વગેરેમાં ચારણની સલાહ લેવાતી. એમના સંબંધોમાં પડતી તિરાડનું વાસ્તવિક ચિત્ર રજુ કરીને એ લગ્ન જીવનને મહેકતું પણ કરાવ્યું છે. પોતાના રાજવી પ્રત્યેનો એ વફાદાર યોદ્ધો તેમજ પ્રોત્સાહક કવિ હોવાથી રાજવીને ઉતારી પાડતાં વચનો એણે કયારેય સહ્યાં નથી. આમ છતાં



રાજવી નીતિમત્તાની ગાડીના પાટા ઉપરથી નીચે ઉતરે ત્યારે મોઢામોઢ સંભળાવી નેકટેકનાં રખોપાં કરવામાં પાછી પાની કરી નથી.

આ નીતિમત્તાના આધાર ઉપર કવિવર જસુરામ વરસડાએ (વરસડા–ચારણોની એક શાખા છે) 'રાજનીતિ'નો ગ્રંથ રચીને રાજવીઓ માટે પથદર્શક બનેલું છે.

ચારણી સાહિત્યના વિદ્વાન સંશોધક અને અભ્યાસુ લેખક પુષ્કરભાઈ ચંદરવાકરે તેમજ ઉમેટા રાજયના રાજકવિ દેવીદાન નારણભાઈ શામળે (વાલોવડ, જિ. આણંદ) પણ જશુરામને ''કવિવર''નું બિરુદ આપેલ છે.

**કવિ જીવન :**

દક્ષિણ ગુજરાતના હાલના ભરૂચ જિલ્લામાં આવેલા આમોદ રાજયના તે રાજકવિ હતા. નર્મદા અને તાપી નદીઓ જેના અહર્નિશ પગ પખાળે છે તે આ આમોદનું રાજય, એનાં ગામડાંની એ નાની ઠકરાત. ગાયકવાડ સરકારનું ઓઢણું ઓઢેલ નાનકડું રાજ અને રાજધણી દરબાર એમનાં ગામડાંને વાત્સલ્ય ભાવે જુએ, એમનાં સુખદુઃખના ભાગીદાર બનતા. કવિ જશુરામની કાવ્યપ્રતિભા અને વિદ્વત્તાએ કવિને રાજકવિ પદે બેસાડેલ. એ સમયે આમોદની ગાદી ઉપર હિમતસિંહજીનાં બેસણાં હતાં. હિમતસિંહ, કવિ જશુરામના લગભગ સમકાલીન હતા. કવિનું મૂળ નામ ''ભાખર'' હતું. તેમના પિતાનું નામ નાથાભાઈ . તેમના કુળમાં માવલ વરસડા જેવા પ્રતિષ્ઠિત ચારણ થઈ ગયા છે. આમોદના નાનકડા રાજયના આ રાજકવિની કવિતા અને વાણીના સૂર છેક ઈડર, માણસા, દાંતા, પેથાપુર, શિરોહીના દરબારોમાં સંભળાવા લાગ્યા. એમની રસઝરતી વાણીએ મારવાડના રાજવીઓને કવિને સાંભળવાનું ઘેલું લાગતું, અવારનવાર નિમંત્રતા હતા. ચારણી કાવ્યો અને વ્રજ ભાષાની તેમની પકડને કારણે સભાને બાનમાં પકડી લીધી હોય તેમ શ્રોતાગણ અનિમિષ નયને નિહાળે અને એકધારા સાંભળ્યા કરતા. રાજવીઓને ક્ષાત્રધર્મ તરફનું ભાન થાય, નિજત્વને નિહાળી પ્રજાપ્રેમ સંપાદન કરે, તેમની એ મહેચ્છા જયાં જયાં કવિ જાય ત્યાં વ્યકત થતી જોવા મળે. કેટલાક પ્રતિસ્પર્ધી રાજવીઓના અંતરના દરવાજા તેમણે ઉઘાડીને મીઠપના કસુંબા પાયેલા તે કારણે પણ રાજવીઓ તેમના તરફ ભારે માનની લાગણીથી નિહાળતા. એવું જ એક કામ તેમણે માણસા અને ઈડર રાજયો વચ્ચે લગ્ન–સંબંધનો તૂટેલો તાંતણો બાંધીને કરાવ્યું હતું. તેથી તેમની આભા મિત્રવત્ અને સલાહકાર તરીકેની ખડી થયેલી.

**દક્ષિણ ગુજરાતના હાલના ભરૂચ જિલ્લામાં આવેલ આમોદ રાજયના તે રાજકવિ હતા. નર્મદા અને તાપી નદીઓ જેના અહર્નિશ પગ પખાળે છે તે આ આમોદનું રાજય, એનાં ગામડાંની એ નાની ઠકરાત. ગાયકવાડ સરકારનું ઓઢણું ઓઢેલ નાનકડું રાજ અને રાજધણી દરબાર એમનાં ગામડાંને વાત્સલ્ય ભાવે જુએ**




**રાજનીતિ ગ્રંથની ભૂમિકા :**

કવિવરે તેમના ગ્રંથની રચનામાં જ સ્પષ્ટ કરતાં કહ્યું છે કે, રાજનીતિનો ગ્રંથ તેમણે વિક્રમ સંવત ૧૮૧૪ (ઈ.સ.૧૭૫૮) ના આસો સુદ નોમને શુક્રવારના પૂર્ણ કરેલ છે. તેમાં રાજનીતિના ઉત્તમ ગુણોનું વર્ણન કરેલ છે. હસ્તપ્રતમાં રહેલ આ ગ્રંથ આમોદના રાજવી હિંમતસિંહજીની પ્રેરણાથી રચ્યો છે. આ ગ્રંથને છપાવી પ્રસિધ્ધ કરવા માટે ઉમેટા સ્ટેટના રાજકવિ દેવીદાન નારણદાન શામળે ત્યાંના વિદ્યારસિક રાજવી રામસિંહજીના આગ્રહથી ગુજરાતી ભાષામાં અર્થઘટન કરાવી રાજય દ્વારા પ્રકાશન કરાવેલું. (તા.૨૪–૧૨–૧૯૨૬)

દેશ આઝાદ થયો છે. રજવાડા રહ્યાં નથી, એવે વખતે આ ગ્રંથ કેટલો ઉપયોગી બને એવો પ્રશ્ન મને થયેલો, પરંતુ તેની એક એક કવિતા તેમજ દુહાઓ ઝીણવટભરી રીતથી વાંચતો ગયો ત્યારે મને પ્રતીતિ થઈ કે લોકશાહીમાં પણ આ ગ્રંથ તેટલાં જ તેજ કિરણો પ્રસરાવે છે. કેવળ રાજદરબારે જ નહિ માનવ સમુદાયને રાહચીંધક બની રહે તેવી નીતિમત્તાની ઈંટ ઉપર તેની ઈમારત ઊભી થયેલી છે. તેમણે રાજનીતિનાં તે સમયે આઠ અંગો દર્શાવેલ છે. એ બધા 'માત્રામેળ' છંદો છે, જુઓ આ દુહો

*રાજીનીતિ કી રીતસુ, પ્રથમ અંગ કહીએ આઠ,*
*છપય દશ, છાસઠ કવિત, બને દોહર સાઠ – (૧૩૬)*

છપ્પય દશ, છાસઠ કવિત અને દુહાઓ સાઈઠ હોવાનું જણાવ્યું છે. કુલ ૧૩૬ થાય છે.

ટૂંકી રીતે જયાં નિર્દેશ કરવાનો છે ત્યાં દુહાનો ઉપયોગ કર્યો છે. ચારણી સાહિત્યમાં બે પંકિતના દુહામાં ઘણું કહેવાનું ટૂંકમાં જ આવી જાય છે. દુહાની પ્રથમ પંકિત સાદી લાગે જયારે બીજી પંકિત શ્રોતાઓનાં દિલ–દિમાગના દરવાજા ખોલી નાખે છે. તે ટાણે ગુજરાતના ચારણ કવિઓ પૈકી ચારણી સાહિત્યમાં

રાજનીતિ અંગે ફકત કવિ જશુરામજીએ જ કાવ્યરચ્યું હોવાનું જણાય છે. ચાણક્યનીતિ, સુક્ર નીતિમાં પ્રબોધેલ નીતિ કરતાં આ ગ્રંથ જુદો પડે છે. જોધપુર રાજયના ડિંગળ તેમજ વ્રજભાષા ઉપર પ્રભુત્વ ધરાવતા ચારણ કવિ બાંકીદાસ આશિયાએ 'નીતિ મંજરી''નામે ઉપદેશાત્મક ગ્રંથ તે પછીના સમયે રચ્યો હોવાનું જણાય છે. જોધપુર નરેશે તેમને ''કવિરાજા''નું બિરૂદ આપેલું.(બાંકીદાસ ઈ.સ. ૧૭૭૨–૧૮૪૧)

આ ગ્રંથમાં આઠ અંગમાં કાવ્યનું વર્ણન કરેલ છે. ભૂજની વ્રજભાષાની પાઠશાળામાં પાઠયપુસ્તક તરીકે ચાલતો હતો. તેના ઉપરથી આ ચારણી પદ્ય ખંડોનું મૂલ્ય સમજી શકાય તેમ છે. રાજકવિએ એ વાત ધ્યાને લીધી છે કે, 'શ્રેષ્ઠ લોકો જેમ વર્તે તેને જ બીજા લોકો અનુસરે છે'. સંસ્કૃત શ્લોકમાં આ પ્રમાણે જ કહેવાયું છે. કવિએ ન કેવળ રાજવી માટે આ કાવ્યમાં મર્યાદાની રેખાઓ અંકિત કરી છે પરંતુ (૨) રાજરાણી (૩) રાજકુમાર (૪) રાજયના મંત્રીઓ કારભારીઓ (૫) મુસાહિબ(૬) પટાવતો, ભાયાતો, રાવતો (૭) રૈયત અને (૮) કવિજનનો સમાવેશ કરી રાજયની સમગ્ર પ્રજાને આવરી લીધી છે. રાજકવિએ મંગલાચરણમાંના દુહામાં જણાવ્યું છે કે,

*અછર અગમઅપાર ગતિ, કિન હું પાર ન પાઈ,*
*સોમો તું દીજે સકત, જય જયજય જગ રાઈ.*

(અક્ષરોની ગતિ અગમ અને અપાર છે તેનો કોઈ તાગ મેળવી શકયું નથી. હે શકિત મને તે ગતિ અને વિદ્યા આપો ચારણ કવિએ જગદંબાને યાદ કર્યા છે.

*'ધરની ત્રિશુલ ખપ્પર ધરન,*
*ભવ ભય હરનિ સકલ ભય'.*

ત્રિશુલ અને ખપ્પર ધારણ કરનાર, ભય હરનાર, દેવીને એટલે કે પોતાની કુળદેવીને કવિએ પ્રારંભમાં યાદ કરીને સ્તુતિને આગળ વધારે છે.રાજકવિએ તે વખતે બાદશાહ આલમગીરી હિંદુસ્તાનના તખ્ત ઉપર બિરાજમાન હતા તેની ઐતિહાસિક હકીકતને કાવ્યમાં વણી લીધી છે. આમોદ તે સમયે ''અમીયપુર'' તરીકે જાણીતું હતું તેનો દુહામાં ઉલ્લેખ કરતાં કવિ કહે છે કે,

*જિનબખતમેં બાદશાહ, રાજત આલમગીર,*
*તિન બખત પેદા કિયો, ગુન ગુનીયન ગંભીરા.*

**કુળદેવીને કવિએ પ્રારંભમાં યાદ કરીને સ્તુતિને આગળ વધારે છે.રાજકવિએ તે વખતે બાદશાહ આલમગીરી હિંદુસ્તાનના તખ્ત ઉપર બિરાજમાન હતા તેની ઐતિહાસિક હકીકતને કાવ્યમાં વણી લીધી છે. આમોદ તે સમયે ''અમીયપુર'' તરીકે જાણીતું હતું**

જે સમયે બાદશાહ આલમગીર (બીજો)હિંદુસ્તાનની ગાદી ઉપર હતો તે વખતે રાજવીઓને ગુણ દેવાનો આ ગ્રંથ તૈયાર કરેલો. ત્યારે મોગલ શાસનના પાયા હચમચી ગયા હતા, આ બાદશાહ એક વર્ષ ગાદી ઉપર રહેલ. આ આલમગીર (બીજા) રાજગાદી ઉપર આવેલા તે સમયે આમોદ રાજવી હિંમતસિંહ, કવિને જમીન, મકાન, દ્રવ્ય આપ્યાનું આ દુહામાં પ્રગટ થાય છે.

*અમીયપુર બીચ અધિપને, દીયે ધરા ધન ધામ.,*
*રાજનીતિ ગુન પ્રગટતેં, હય ગય આદિ ઈનામ (૧૧)*

રાજનીતિના બારમા છપ્પયમાં આ પુસ્તકમાં કોનો સમાવેશ કરેલો છે તે કવિએ સ્પષ્ટ કર્યુ છે. ફકત રાજવી માટે જ કવિએ આચારસંહિતા બનાવી નથી, પરંતુ જન સમાજનાં તમામ અંગોને આવરી લેતા હોય તે રીતે પ્રથમ દુહામાં જણાવે છે કે,

*સબકો બખત બનાઈબો, જયોં સોહે જગજીત.,*
*કબહૂ બખત ન ચૂંકીબો, રાજનીતિકી રીત (૧૪)*

દરેક કાર્ય માટે સમય નકકી કરવો જોઈએ એ કારણે જ વિજયવંત થવાય છે. કયારેય વખત ચૂકવો ન જોઈએ આ રાજનીતિની રીત છે. (Time and tide wait for none આ અંગ્રેજી ઉકિત જાણીતી છે.)

કવિવરે નીચેના કવિત(૨૧) માંનાની પણ મહત્ત્વની બાબતે શાસનકર્તાનુ ધ્યાન દોરતાં જણાવ્યું છે કે,

*દાન બૂઝ રીઝ, ખીજ પરીક્ષા અનેક હૂંકી,*
*કાગદકો દેખે બિના, મુહર ન કીજીયે.*
*કાછ દ્રઢ, ધીરજ ધરમ, બનેં ઠનેં રહેં,*
*ધનેંધનેં અન્નસો ભંડારભરિ લીજીયેં(૨૧)*

(રાજવીએ આપવાનું દાન ખરાઈ કરીને આપવું. રીઝ, ખીજ બંને હોવાં જોઈએ. કોઈપણ કાગળ વાંચ્યા વિના સહી ન કરવી. ચારિત્ર દ્રઢ રાખવું, ધીરજ તેમજ માનવ ધર્મને લક્ષમાં રાખી નિષ્ઠાથી કામ કરવું. અનાજના કોઠાર ભરી રાખવા)

સત્તરમી સદીના મધ્યકાળે લખાયેલ આ ગ્રંથના ઉપરોકત કવિતમાં ચારિત્ર માટે મહત્ત્વની લક્ષ્મણરેખા દોરી છે. લોકશાહીમાં પણ ચારિત્ર્ય હીનતાને કારણે કેટલાંયને પ્રધાનપદ પણ ગુમાવવાં પડયાં છે! તે વાચકોના ખ્યાલમાં

હશે જ.

રાજગાદી ઉપર આરૂઢ થતાંની સાથે રાજવીએ પ્રારંભમાં કઈ બાબતને અગ્રતા આપવી જોઈએ તે નીચેના કવિતની આઠ પંકિત પૈકી પ્રથમ છ પંકિત ઉપરથી તેનો ખ્યાલ આવશે.

*કેતો દેશ, કેતે ગામ, કેતેં ઠામ, લોગ કેતે,*
*વામે ફિર, કેતે દૂર, કિતને હજુરહે;*
*કેતો મેરો સૈન્ય સાજ, મેરે સુખચૈન કેતો ;*
*કેતો મેરો દાનાપેં, ખજાનો કે તો પુરહેં,*
*કેતી મેરી આમદ, ખરચકો પ્રમાન કેતો;*
*કિતનો બિગાર તામે, કેતો સાચકુર હે.(૧૮)*

(દરેક રાજવી કેટલો દેશ, ગામ, ઠામ, વસ્તી કેટલી નજીક અને કેટલી દૂર, તેનાં કર્મચારીઓ, સૈન્ય, સુખચેન કેટલું, અનાજ, ખજાનો, ખર્ચ, બગાડ આ બધું રાજવીએ જાણી લેવું જોઈએ.) રાજકવિએ સનાતન સત્યોને દુહામાં આવરી લઈને રાજવી અને પ્રધાનપદના સંબંધો બાબતે ઉમદા હકકીકત રજુ કરી છે, તે આ દુહો જોતાં જણાઈ આવે છે.

*જો દીજ પરધાનપદ તો કીજે ઈતબાર,*
*જો ઈતબાર નહિ જસુ' તો પરધાન નિવાર' (૨૬)*

(પ્રધાનની પસંદગી કરી હોય તો વિશ્વાસ રાખવો અને વિશ્વાસ ન હોય તો પ્રધાનપદ ન આપવું.) સંસ્કૃત સુભાષિત જેવા દુહો સર્વત્ર લાગુ પડે છે. લોકશાહીમાં પણ આ સિદ્ધાંતને જ અનુસરવું જોઈએ. રાજવી–રાજકર્તામાં કેવા ગુણ હોવા જોઈએ તે માટે કવિ આગળ વધીને કહે છે કે,

*એક નૈન અમૃત ઝરેં, એક નૈન મેં ખીજ,*
*એક નૈન મેં વિષ બસે, એક નેન મેં રીજ' (૨૪)*

**રાજરાણી અંગ**

રાજરાણીએ કઈ નીતિને અનુસરવું જોઈએ તે માટે કવિએ તત્કાલીન સાંપ્રત સમાજને લક્ષમાં રાખીને કાવ્યરચના કરી છે. કવિત ૪૧ ની છેલ્લી બે પંકિત સાંભળો

*પતિ સો ન અભિમાન, સોતન સો ન ગુમાન,*
*આયેવાકું સનમાન, જસુરામ કીજીયે'*

(પતિથી અભિમાન રાખવું નહિ, પોતાની શોકયોથી ગુમાન કરવું નહિ. તે સમયે રાજવીઓમાં વધારે રાણીઓની પ્રથા હતી તેથી ''શોકય''શબ્દનો પ્રયોગ કર્યો છે. અતિથિનું સન્માન કરવાનું કવિ કહે છે.)

રાણીમાં કેવી શકિત હોવી જોઈએ ? આ માટે જુઓ કવિત ૪૭ ની પંકિતઓ,

*દેખેબીન ઓરકી પરીક્ષા કર લીજીયં,*
*સુચિ હો રહીજે, પ્રીતિ કુટુંબ સોં કીજે'*

(બીજા માણસોને જોયા વિના પણ એની પરીક્ષા કરી લેવી જોઈએ, પવિત્ર રહેવું તેમજ કુટુંબમાં સંપ રાખવો)

*પ્રીતમ કહે સો કીજીયેં, રહીયેં પ્રીતમ પાસ,*
*જો નહિ કીજેં જસુ, બહુરી હોત બિનાસ – (૫૦)*

(સામાન્ય જનસમાજને સ્પર્શે તેવી કંડિકા મૂકતાં કવિ પત્નીને તેના પ્રીતમ કહે તે પ્રમાણે જ કરવાનું કહે છે. તેમ ન કરવાથી ઘણો વિનાશ નોંતરે.)

રાજકુમાર અંગ :રાજકુમારને રાજનીતિ સંભળાવતાં કવિની કવિતા આગળ વધે છે.

*"જૈસી સોબત જગત મેં, એસો હોત ઉપાય;*
*સોબત ગુન છુટે નહિ, કોન રંક કોન રાય !" –(૫૮)*

અંગ્રેજીમાં કહેવત છે કે A man is known by the company which he keeps. તેને મળતો સંદેશ આપતો આ દુહો સમગ્ર સમાજને પણ લાગુ પડે છે જેવી સોબત તેવા જ ગુણ પ્રાપ્ત થાય છે.

કુટુંબકલેશ નાશ નોતરે છે એ વિધાનને પુષ્ટિ આપતો આ દુહો રાજકુમાર માટે કહેવાયો છે તો પણ સર્વ માનવીને સ્પર્શે છે.

*બહુ કલહ ન કીજીયં, આપહું કે ઘર આપ;*
*તજીયેં આપ તરંગિતા, તો શત્રુ ન સંતાપ.' –(૫૬)*

(કુટુંબમાં ઝઘડો ન કરો આપ્તરંગી–સ્વચ્છન્દતાપણું છોડવું તેથી શત્રુઓ તરફથી દુઃખ ન આવે)

પ્રધાન–વજીર અંગ : પ્રધાન કેવા હોવા જોઈએ ?

*રૈયત સબ રાજી રહે, મિટ ન રાવત માન.,*
*આમદ ઘટે ન રાજયકો, સો પરધાન પ્રમાણ (૬૫)*

(રાજયની પ્રજા રાજી રહે, અને પટાવતોનું માન પણ રહે, આવક ઘટે નહિ તેવા પ્રધાન (કારભારી) નીમવા જોઈએ. રાજયના કારભારી કે પ્રધાને કેવી વર્તણૂક રાખવી જોઈએ, તે માટે કવિ આ પ્રમાણે વર્તન કરવાનું સૂચવે છે કવિત ૭૦ની

ચાર પંકિત જુઓ,)

*પથરસેં બોલ કબુ, ડારિયેં ના કાહુપર,*
*ડારિયેતો હીરસોં લપેટકર ડારીયેં,*
*મુખસોબિગારીયેંના, ચિત્તસોં બિચારીયેત,*
*મહારોષ ભયો તોઉ મનહિમેં મારીયેં*
*એક ઘાવ હુસે કહુ, કૂપહુ ન ખોધોં જાય.,*
*ધીર ધીર લીયેં, કાજ સબહિ સમારીયં.*
*રાજનીતિરાયકે બજીરનકો જસુરામ,*
*ગુડ હૂ તેં મરે વાકો, વિષસો ન મારીયેં*

(કોઈને પથ્થર જેવાં વેણ ન કહેવાં, કહેવાનું હોય તો મૃદુતાથી કહેવું, મોઢેથી બગાડવું નહિ, જે કહેવા યોગ્ય જણાય તો ચિત્તથી વિચાર્યા વિના ન કહેવુ. ક્રોધને મનમાં જ મારી નાંખવો. એક ઘા થી કુવો ખોદાતો નથી, ક્રમશઃ તમામ કામ સંભાળવું. ગોળથી મરે તેને ઝેર ન આપવું.)

**કોઈને પથ્થર જેવાં વેણ ન કહેવાં, કહેવાનું હોય તો મૃદુતાથી કહેવું, મોઢેથી બગાડવું નહિ, જે કહેવા યોગ્ય જણાય તો ચિત્તથી વિચાર્યા વિના ન કહેવુ. ક્રોધને મનમાં જ મારી નાંખવો. એક ઘા થી કુવો ખોદાતો નથી, ક્રમશઃ તમામ કામ સંભાળવું**

કવિએ માનવી માનવી સાથેના વ્યવહારમાં વર્તન અંગેની વાત કરી છે તે સહુનેય લાગુ પડે છે. માણસો કડવાં સત્યો આકરા બનીને કહે છે તેના બદલે ''સત્યમ્ ચ પ્રિયમ્ બ્રૂયાત'' નો મંત્ર અમલમાં મૂકવો જોઈએ.

**મુસાહિબ અંગે**

મુસાહિબ એટલ કે ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશમાં 'સાથે રહેનાર' એવો અર્થ આપ્યો છે. અહી રાજવીના હજૂરમાં રહેનાર તેવો અર્થ થાય. કવિએ સાથે રહેનાર આવી વ્યકિતઓ વિષે કવિત—૮૫ માં કહ્યું છે કે, કોઈબાત ભીતરકી, ન બાહીર જાને કબુ, સોબત કે લોગસે, પિછાને સબ સાનમેં.(ભીતરની કોઈ વાત બહાર જવી જોઈએ નહિ)સાથે રહેતા હોવા છતાં મુસાહિબે કેવું અલિપ્ત રહેવું જોઈએ તે દ્દષ્ટાંત અને ઉપમા અલંકારો દ્વારા સમજાવે છે કે,(કવિત ૮૮ ની આ પંકિતઓ સાંભળો.)

*''જૈસેં કે હિમંત ઋતુ, આયકર જાડ જાગી,*
*લાગી પશુ પંછી, જીવજંત લોક જીનસુ ;*
*રેશમકે પટસુ દુશાલ શાલ પટસુ,*
*તલાઈ, તેજ ઘટસુ, મિટેન રાત દિનસું ;*
*જૈસે જગ આગહુકી, સૌબત મેં રહે જસુ ;*
*એસે રાય સોબત, મુસાહિબ કે મનસુ.''*

હેમંત ઋતુમાં માણસોને ઠંડી લાગવાથી શાલ, દુશાલ ઓઢે છે પશુ, પક્ષીઓને પણ ઠંડી લાગે છે પરંતુ રાત દિવસ ઓછી થતી નથી, ઠંડીમાં લોકો અગ્નિ નજીક જાય અને દૂર ખસે તે રીતે મુસાહિબે રહેવું જોઈએ. કવિએ અગ્નિ અને ઠંડીના દ્દષ્ટાંત દ્વારા મુસાહિબ તેમ જ રાજવીનું બહુ સરસ રીતે રૂપક યોજયું છે. અગ્નિ થી દૂર જાય તો ઠંડી લાગે,નજીક આવે તો દાઝે, કવિ એ આ કલ્પના સભર ઉદાહરણ આપ્યું છે.

*''લાજ હુંકે લંગર, બિંરાજત હે પાયન મેં.,*
*જિત હુંકે ડંકા, ઘંટ ઠનકાર ઠહહે.''(૧૦૪)*

કવિએ રૂપક અલંકાર સાથે દ્દષ્ટાંત આપીને જણાવ્યું છે કે, જેમ હાથીના પગે લોઢાની સાંકળો બાંધેલ હોય છે અને તેના ઉપર ઘંટ બાંધ્યો હોય તેમ પટાવતને પોતાના કુળની લાજરૂપી લંગર છે. કવિવરે વાસ્તવિક વાતાવરણને ઉપમા અલંકારથી ગૂંથણી કરીને નીતિ માર્ગ સૂચવ્યો છે.(પટાવત અંગમાં કુલ નવ કવિત, પાંચ દુહા એક છપ્પય છે.)

રાજયની રૈયતના અધિકાર સાથે સાથે આપણે જેમ ફરજની વાત કરીએ છીએ એમ રાજાશાહીમાં આ રાજકવિએ રૈયત કેવી હોવી જોઈએ, તેમના માટે નીતિ કંડારેલ છે.

**રૈયત અંગ :**

અહીં અંત્યાનુપ્રાસ અલંકાર (જીત પ્રીત) સાથે ચકોરી અને ચંદ્રનું દ્દષ્ટાંત આપી, દ્દષ્ટાંત અલંકાર પ્રયોજયો છે. રાણી અંગમાંની કવિતની આ પંકિતમાં રાણી કેવી હોવી જોઈએ ? સુખનકી દાની પ્રજા માતાજર્યો પ્રમાની જસુ.(સુખ દેવા વાળી અને જેની રૈયત માતા તુલ્ય માને તેવી) અહી ઉપમા અલંકાર પ્રયોજયો છે.

કવિએ અછર અમર અપાર... એ પ્રારંભિક દુહામાં વર્ણસગાઈનો ઉપયોગ કર્યો છે. ચારણી સાહિત્યમાં વર્ણસગાઈ, ''વૈણ સગાઈ'' તરીકે વિવિધ રીતે વહેતો આવ્યો છે.

**વિશિષ્ટ રચના :**

માનવ જીવનને મધમધતું કરવા સાદાં નીતિ વચનોને કવિએ કાવ્યબાનીમાં વણી લઈ શ્રોતાઓને પ્રેરક રાજનીતિ જણાવી છે જેમાં રૈયત સહિત તમામનો સમાવેશ કરેલ છે. યથા પ્રજા તથા રાજાની ઉકિત આ બદલાયેલા સમયમાં લાગુ પડે છે.

*''ચોરી ચુગલી પરતિયા, કોઉ કામ અકામ ;*

*એતી બાત ન જાનીહે સોહે રૈયત નામ.'' (૧૧૧)*

(ચોરી, ચાડી ન કરે, પરાઈ સ્ત્રીથી વ્યવહાર ન કરે વર્તણૂક સારી હોય એ રૈયતનો ધર્મ છે. એ જ રૈયત કહેવાય.

જુઓ, આપણા સંવિધાનમાં નાગરિક તરીકેની ફરજો) રાજયની રૈયત માટે કવિએ અનુભવની વાત કહેતાં શીખ આપી છે કે,

*"ઘર હીતે કજીયો ચૂકત, જ્ઞાતિકો ન સુનાય;*
*જો જ્ઞાતિ હિ ચૂકેં જસુ, તા દીવાન ન જાય." (૧૧૫)*

(કુટુંબનો ઝઘડો હોય તો અંદરોઅંદર પતાવવો, જ્ઞાતિ પાસે ન જવું અને જ્ઞાતિ પાસે પતે તેમ હોય તો દીવાન પાસે જવું નહિ.)

કવિ અંગ : કવિઓ માટે પણ રાજકવિએ કઈ નીતિ આચરવી તે સ્પષ્ટ કર્યું છે.

આમ કવિ જસુરામે રાજનીતિ દ્વારા સમાજના તમામ અંગે માટે આચાર, વિચાર, વર્તન અને વાણીનાં મેઘધનુષ્યો તાણ્યાં છે.

**ઈતિહાસને અજવાળ્યો :**

મધ્યકાલીન કવિઓનાં જીવન અંગે, તેમના જન્મ સમય માટે આધારભૂત સંશોધનો કરવાં પડે છે. ચારણી સાહિત્યનાકવિઓએ તેમની રચનામાં જ સમયને બોલતો કર્યો છે. કવિવરે સમય સાથે કોણ શાસનકર્તા હતા તેનો નિર્દેશ પણ કરેલ છે.

**અલંકારોમાં ભવ્ય કલ્પના વૈભવ :**

કવિએ ઉપમા, અલંકારનો બહુધા ઉપયોગ કર્યોછે. દા.ત. ''રાણી અંગેનો નીચેનો દુહો જુઓ,

*રાજનીતિ રાનીનકી, જાનિયો જગજીત,*
*જૈસે ચંદ્ર ચકોરકી, એસી નિબહે પ્રીત*

**કવિનું સાહિત્ય સર્જન :**

(૧)રાજનીતિ(૨) ખટઋતુ વર્ણન (૩)ઝમાળ (૪) શૃંગાર વર્ણન (૫) પ્રકીર્ણ કાવ્યો તેમનું સર્જન છે. કવિનાં વિદ્વતા ભર્યાં કાવ્યોનો વારસો તેમના પુત્ર દુર્લભદાનજીમાં પણ વહેતો આવેલો. રાજનીતિના સંપાદક કવિ દેવીદાનજી નોંધે છે કે, સુપ્રસિદ્ધ ગ્રંથ 'પ્રવીણ સાગર' જે રાજકોટ મહારાજા મહેરામણજીના નામથી પ્રસિદ્ધ થયેલા છે, તે સાત કવિઓએ રચેલ તેમાં પાંચ ચારણ કવિઓ પૈકી દુર્લભદાન પણ એક હતા. કવિવરના વંશજોમાં રવિરાજ, નાથાભાઈ વગેરેની વાણી પ્રભાવશાળી હતી.

અમોએ આગળ જણાવ્યું તેમ કવિને ઘણાં રાજયોમાં આદર મળેલો. માણસા, ઈડરમાં કૌટુંબિક સબંધોને કારણે માણસાના ચાવડા રાજવીના લગ્ન સંબંધ ઈડરના કુમાર શિવસિંહ સાથે કરાવવામાં કવિનું મહત્ત્વનું પ્રદાન હતું. આ લગ્ન થાય તે પહેલાં કોઈએ શિવસિંહના માનસમાં એવું વિષ રેડયું કે, ચાવડાની કુંવરી સૌંદર્યવાન નથી. કવિએ તો કન્યાને રૂબરૂ નીરખી હતી. રૂપરૂપના અંબાર જેવી કન્યા હતી.

આના ઉપરથી કવિએ સૌંદર્ય નીતરતાં ''ઝમાળ'' કાવ્યની રચના કરેલા છે.

'ઝમાળ' કાવ્યમાં છ પંક્તિ છે. 'ઝ'ના બદલે 'છ' ગણીને તે પછી 'માળ' શબ્દ મૂકાયાનું પુષ્કરભાઈનું સંશોધન છે. તેમને પાંચ ઝમાળ કાવ્યો પ્રાપ્ત થયાં છે.

કવિના વંશજોનું કહેવું છે કે, આ 'ઝમાળ' કાવ્ય શિવસિંહને કવિ જસુરામે સંભળાવ્યા બાદ ચાવડા કુંવરી સાથે હથેવાળ લગ્ન થયેલાં. લીંબડીનાં સજ્જનબાને તે જ સમયે ખાંડુ મોકલેલ. કાવ્યમાં છેલ્લી પંક્તિમાં આવી રાણીઓને શિવસિંહ માણે છે'. તેવું વર્ણવેલા હોવાથી કવિએ સહુ પ્રથમ વાક્ છટાથી વર્ણન કરી શિવસિંહના ભ્રમને દૂર કર્યો હોય. ગમે તે હોય તેમ છતાં કાવ્યની રચનામાં નારી સૌંદર્યની કવિની ઊંડી અને ઝીણવટ ભરી દૃષ્ટિનો શ્રોતાઓને અહેસાસ થયા વિના નહિ રહે. ( જુઓ લેખકની ગ્રંથ : ચારણી સાહિત્યના પ્રતિભાશાળી કવિઓ ) પંક્તિ એ પંક્તિએ ઉપમા અલંકારથી નારી સૌંદર્ય અદ્ભુત રીતે નીખરી ઊઠયું છે. કવિએ ચાવડી કુંવરીને નજર સમક્ષ રાખી રચના કરેલી છે. કવિના વિદ્વાન વારસો કંઠોપકંઠ આ ઘટના કહેતા આવ્યા છે.

**કવિના વંશજોનું કહેવું છે કે, આ 'ઝમાળ' કાવ્ય શિવસિંહને કવિ જસુરામે સંભળાવ્યા બાદ ચાવડા કુંવરી સાથે હથેવાળ લગ્ન થયેલાં. લીંબડીનાં સજ્જનબાને તે જ સમયે ખાંડુ મોકલેલ**

**સંદર્ભ ગ્રંથો :**


૧. રાજનીતિ : સંપાદક કવિ દેવીદાન નારણદાન સામળ – રાજકવિ ઉમેટા સ્ટેટ તા. ૨૪–૧૨–૨૬
૨. ''દેવીપુત્ર'' ઓગસ્ટ ૧૯૭૪ : શ્રી પુષ્કર ચંદરવાકરનો લેખ
૩. ચારણ કવિચરિત્ર – શ્રી ખેતસિંહજી મીસણ મોઢેરા.
૪. શ્રી સૂર્યકાન્ત વરસડા –રાજકવિના સીધા વંશજ સાથે તા. ૨૦–૧૧–૦૨ની મુલાકાત
૫. સુવર્ણરેણુ – રતુદાન રોહડિયા



*૩૭, શાકુંતલ બંગલોઝ,*
*સોલા રોડ, ઘાટલોડીયા, અમદાવાદ*
*ફો નં. ૦૭૯-૨૭૪૮૦૧૮૨*

# વિશ્વસાહિત્યની વિશિષ્ટ 'આત્મકથા' : 'સત્યના પ્રયોગો'

*- પ્રસાદ બ્રહ્મભટ્ટ*

આત્મકથા પશ્ચિમમાં ઉત્પન્ન થઈને વિકાસ પામેલું સાહિત્ય સ્વરૂપ છે. ઓક્સફર્ડ ડિક્શનેરી પ્રમાણે 'Autobiography' શબ્દ ઈ.સ. ૧૮૧૮માં હોડ પહેલી વાર પ્રયોજે છે. પ્રારંભકાળની નોંધપાત્ર આત્મકથા છે જહોન સ્ટુઅર્ટ મીલની 'My Autobiography' (ઈ.સ. ૧૮૭૩). ફ્રાન્સના પ્રસિદ્ધ સાહિત્યસર્જક, વિવેચક જ્યાં પોલ સાર્ત્રની મૂળ ફ્રેન્ચમાં લખાયેલી આત્મકથા 'Lets Mots' (અંગ્રેજી 'Words'. ૧૯૪૬)માં આત્મલક્ષિતાનું પ્રમાણ સવિશેષ છે. 'ધ ઓટોબાયોગ્રાફી ઑફ બર્ટ્રાન્ડ રસેલ' (ઈ.૧૯૬૭) વિશ્વસાહિત્યની ગણના પાત્ર આત્મકથા છે. રસેલના સમૃદ્ધ આંતરબાહ્ય જીવનનો રસપ્રદ ચિતાર તેમની ત્રણ ભાગમાં વિસ્તરેલી આત્મકથામાં મળે છે.

નર્મદકૃત 'મારી હકીકત' (ઈ.૧૮૬૬) ગુજરાતી સાહિત્યની પહેલી આત્મકથા છે, પણ તે પ્રગટ થયેલ ૧૯૩૪માં. 'મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું આત્મવૃતાંત' (ઈ. ૧૮૮૭) પણ લખાયા પછી બાણું વર્ષ બાદ ઈ. ૧૯૭૯માં પ્રકાશિત થયેલી ગાંધીજીની આત્મકથા 'સત્યના પ્રયોગો' ઈ. ૧૯૧૭માં પ્રગટ થઈ ત્યારે ગુજરાતને નમૂનેદાર આત્મકથાનો આદર્શ પ્રાપ્ત થયો. તે ગુજરાતી જ નહિ ભારતીય આત્મકથા સાહિત્યનું ઉત્તુંગ શૃંગ છે. વિવેચકોએ તેને ઉચ્ચકક્ષાની આત્મકથા તરીકે સ્વીકારી વિશ્વસાહિત્યમાં મૂકી શકાય એમ કહ્યું છે. શ્રી કે. એમ. ઝવેરી લખે છે, 'आत्मकथा' 'Autobiography' or as it is called 'My experiments with Truth' is recognised masterpiece in the autobiographical literature of the world.' ('ફર્ધર માઈલસ્ટોન ઈન ગુજરાતી લિટરેચર' પૃ. ૩૪૨) અર્થાત્ 'સત્યના પ્રયોગો' વિશ્વના આત્મકથા સાહિત્યમાં ઉત્કૃષ્ટ કૃતિ તરીકે સ્વીકારાઈ છે.

ભારતના રાષ્ટ્રીય અને સામાજિક જીવન પર અસાધારણ પ્રભાવ પાડનાર વિશ્વવંદ્ય વિભૂતિની વિરલ, વિશિષ્ટ આત્મકથા હોવાને કારણે 'સત્યના પ્રયોગો'ને વિશેષ આદર સાંપડ્યો હોય એ સંભવિત છે. પણ કૃતિમાં જો આંતર સત્વ ન હોય તો આવો આદર દીર્ઘકાળ ટકી શકે નહીં. આપણે અહીં 'સત્યના પ્રયોગો'ને સાહિત્ય કૃતિ તરીકે જ મૂલવીશું.

ગાંધીજી જેમને પોતાના માર્ગદર્શક માનતા હતા એ રશિયન સાહિત્યકાર અને ચિંતક ટોલ્સ્ટોયે 'સત્ય' (Truth) ને પોતાની આત્મકથાનો નાયક કહ્યો ત્યારથી આત્મકથામાં સત્યશોધનનો આદર્શ કેન્દ્ર સ્થાને આવે છે. ગાંધીજી તો સત્યને પરમેશ્વર કહી પોતાને તેના શોધક તરીકે ઓળખાવે છે. સત્યના શોધકે રજકણ કરતાંયે અલ્પ બનવું જોઈએ એમ કહી તેઓ લખે છે, 'ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારું સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.' (પ્રસ્તાવના, પૃ.૭). પોતાને સત્યનો સાક્ષાત્કાર થયો હતો એવું ગાંધીજી નથી કહેતા. પણ જ્યાં સુધી પરમ સત્ય ન લાધે ત્યાં સુધી પોતાનો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને પોતાનો આધાર ગણી, દીવાદાંડી ગણી તેને આશ્રયે પોતે જીવન વ્યતીત કરતા એમ તેઓ કહે છે.

સત્યની યથાર્થ સમજ પ્રાપ્ત કરવા ગાંધીજી જીવનભર મથતા રહ્યા હતા. તેમની સમજનો વિકાસ થતો ગયો તેમ તેમ તેમની સત્યની વિભાવના બદલાતી રહી છે. એનો સ્વીકાર તેમણે સહેજ પણ સંકોચ વગર કર્યો છે. પોતાના લખાણને કોઈ પ્રમાણભૂત ન ગણે એમ પણ તેઓ કહે છે. પોતાને સત્ય લાધી ગયું છે એવું તેઓ માનતા ન હતા. પોતાનું જીવન સત્યની શોધના પ્રયોગો માત્ર છે એવી તેમની ધારણા હતી. તેથી જ તેઓ પોતાની આત્મકથાને 'સત્યના પ્રયોગો' એવું નામ આપે છે. સતીષ વ્યાસ કહે છે તેમ 'ક્યારેય એમને તત્ત્વમાં સત્ય ભાસ્યું છે, તો ક્યારેક નીતિમાં, ક્યારેક સહિષ્ણુતામાં તો ક્યારેક સમાધાનમાં, ક્યારેક અહિંસામાં તો ક્યારેક મર્સી કીલીંગ જેવી હિંસામાં પણ. જાહેર હિત જોખમાતું હોય ત્યારે કયું સત્ય બહુજન સમાજને હિતકારક હશે એ જોઈ એમણે એમનો માર્ગ નક્કી કર્યો છે. આમ એમની સત્યની શોધ પરિસ્થિતિમાંથી, તથ્યોમાંથી બહાર આવતી રહી છે અને તદનુસાર એ વિશેની એમની સમજમાં ફેરફાર થતો રહ્યો છે. 'સત્યના પ્રયોગો'માંથી એના નાયકના આવા સત્યશોધનનો સુરેખ આલેખ સાંપડે છે.'' ('આત્મકથા'. ૧૯૮૩, પૃ. ૫૮). આ પ્રયોગો વિશે આત્મકથાની પ્રસ્તાવનામાં ગાંધીજીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે, ''મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક, ધર્મ એટલે નીતિ, આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ.'' (પૃ.૧૦). આ દૃષ્ટિએ 'સત્યના પ્રયોગો'ને કોઈ શ્રેયના પ્રયોગો પણ કહી શકે.

વાસ્તવમાં ગાંધીજીની સત્યની વિભાવના વ્યાપક છે. અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ વગેરેનો એમાં સમાવેશ થાય છે. આ બધા વિશેની ગાંધીજીની વિચારણાનો પરિચય પણ આત્મકથામાંથી થાય છે તેઓ મૂળભૂત રીતે શ્રેયલક્ષી ચિંતક

અને વિચારક હતા. તેથી પ્રસંગાલેખન કરતાં કરતાં વચ્ચે તેઓ ચિંતન આપી દે છે. ક્યાંક ક્યાંક તો આખા ને આખા પ્રકરણોમાં તેમની વિચારણા રજૂ થઈ છે. 'બ્રહ્મચર્ય ૧-૨', 'સાદાઈ', 'માટી અને પાણીના પ્રયોગ', 'બાળ કેળવણી' વગેરે પ્રકરણો દૃષ્ટાંત લેખે જોઈ શકાય. આવે સ્થળે આત્મકથાકાર ગાંધીજી પર નિબંધકાર ગાંધીજી છવાઈ જાય છે. અલબત્ત તેમના મૂલ્યબોધને સત્યશોધન સાથે સંબંધ હોવાથી આવી વિચારણાને અપ્રસ્તુત કહી શકાશે નહીં. ગાંધીજીનો ઉદ્દેશ કેવળ સિદ્ધાંતોનું એટલે કે તત્ત્વોનું વર્ણન કરવાનું નથી, પણ તેના ઉપર રચાયેલાં કાર્યોનો ઈતિહાસ આપવાનો છે. એટલા માટે તો તેઓ આત્મકથા લખવા પ્રેરાયા છે.

સત્યની શોધ અર્થે ગાંધીજી આત્મશુદ્ધિ કરવા મથે છે. બ્રહ્મચર્ય, સાદાઈ, સંયમ, ઉપવાસ વગેરે પ્રત્યે તેઓ એ દૃષ્ટિએ જ અભિમુખ થાય છે. આત્મશુદ્ધિમાંથી 'સત્યાગ્રહ'ની ઉત્પત્તિ થાય છે, એમ ગાંધીજી દર્શાવે છે. સત્યાગ્રહ અને સ્વાતંત્ર્યસંગ્રામ પરસ્પર સંકળાઈ જાય છે, અને તે ગાંધીજીના જીવનનું એક અંગ બની રહે છે. આત્મકથાના ચોથા-પાંચમા ખંડમાં સત્યાગ્રહનાં અનેક રૂપો અંકિત થયાં છે. ગાંધીજી સત્યાગ્રહનું શસ્ત્ર સત્તાધીશો સામે જ ઉગામતાં એવું નથી. ક્યારેક તેઓ પત્ની સામે પણ એ શસ્ત્ર ઉગામતા અને 'ઘરમાં સત્યાગ્રહ' કરી બેસતા ! પહેલાં જાત પર, પછી સ્વજનો પર પ્રયોગો કર્યા પછી જ ગાંધીજી એ પ્રયોગોને જાહેર સ્વરૂપ આપતા. પોતાના પ્રયોગોને પરિણામે આત્મબળ કેવી રીતે કેળવાયું એ ગાંધીજી દર્શાવે છે પણ જે મંથનમાંથી પસાર થઈ પોતે કોઈ સંકલ્પ સુધી પહોંચ્યા તે મંથનની વાત આત્મકથામાં ખાસ થઈ નથી. આ બાબતને ગાંધીજીની એક મર્યાદા તરીકે ઓળખાવતાં ઉપેન્દ્ર ૨. ભટ્ટ લખે છે, 'સત્યના પ્રયોગો'ની સૌથી મોટી ઊણપ તો એ છે કે સંકલ્પ અને સિદ્ધિ વચ્ચેનું અંતર ગાંધીજી બતાવતા નથી. કોઈ એક પ્રસંગ બન્યો અને તેને પરિણામે એમણે જે નિર્ણય કર્યો તથા તેનું પાલન કરી એમણે જે સફળતા મેળવી તેનું વર્ણન એમાં આવે છે. એ નિશ્ચય કરતાં પહેલાં તેમને જે માનસિક ગડમથલ-ભાંજગડ અનુભવવી પડી, તેમ જ સિદ્ધિ પામવા જે શ્રમ ઉઠાવવો પડ્યો, મુસીબતો વેઠવી પડી અને આત્મબળ કેળવવું પડ્યું તેનું વર્ણન-વિવરણ એમાં મળતું નથી. ('ચરિત્રસાહિત્ય', પૃ.૨૦૦).

ગાંધીજીનું જીવન, ખાસ કરીને દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ કરીને ભારત આવ્યા તે પછીનું જીવન રાષ્ટ્રના ઈતિહાસનું અંગ છે. તેથી તેમની આત્મકથા એક કિંમતી ઐતિહાસિક દસ્તાવેજ બને છે. વીસમી સદીના પહેલા બે દાયકાની ગુજરાત, હિન્દુસ્તાન, આફ્રિકા, યુરોપની ઐતિહાસિક, રાજકીય, સાંસ્કૃતિક અને સામાજિક વિગતો ગાંધીજીએ ઝીણવટપૂર્વક આલેખી છે. આવે સ્થળે આત્મકથાકાર ગાંધીજી મહદંશે ઈતિહાસકાર બની જાય છે. મોહનભાઈ પટેલ યથાર્થ કહે છે, ''ગાંધીજીનું કાર્ય જ એવા પ્રકારનું હતું કે વાતાવરણની સમગ્રતાને તે સ્પર્શતું હતું. એટલે ગાંધીજીનું 'સત્યના પ્રયોગો' એ પુસ્તક એક રીતે સમકાલીન હિન્દુસ્તાનના વાતાવરણનો ઐતિહાસિક મૂલ્યવત્તાવાળો સંદર્ભગ્રંથ ગણાય.'' ('ધૃતિ' પૃ. ૬૬)

પાંચ ખંડ અને ૧૬૭ પ્રકરણોમાં વિભક્ત હોવા છતાં કૃતિનું કદ પ્રમાણમાં સમતોલ છે. ક્રાઉન સાઈઝમાં પૃષ્ઠ સંખ્યા પાંચસોથી વધતી નથી. ગાંધીજીની કરકસરવૃત્તિનો લાભ કૃતિને પણ સાંપડ્યો છે. પોતાના જીવનના બધા જ પ્રસંગો તેઓ વર્ણવતા નથી. કેટલાક પ્રસંગો, અનુભવો તેઓ સભાનતાપૂર્વક જતા કરે છે. એમાં તેમનો વિવેક જોવા મળે છે. જીવનની અનેક વિગતો તેમણે જતી કરી છે પણ પોતાના દોષો, દુર્ગુણો પ્રગટ કરવામાં કરકસર કરી નથી. ચોરી, ધૂમ્રપાન, માંસાહાર, વાસના, અસત્ય, પત્ની પર જુલ્મ જેવી અનેક મર્યાદાઓ ગાંધીજીએ નિખાલસપણે દર્શાવી છે. એ દર્શાવવામાં તેમણે સહેજ પણ સંકોચ રાખ્યો નથી. મનુષ્ય પોતાના શત્રુના દોષોનું વર્ણન જેવી મોકળાશથી કરે એવી રીતે જ તેમણે પોતાના બધા દોષો સહેજ પણ સહાનુભૂતિ દાખવ્યા વિના વિગતે વર્ણવ્યા છે. બીજી બાજુ પોતાના ગુણોને ઉપસાવવાનો કશો પ્રયાસ તેમણે કર્યો નથી.

કૃતિનું પ્રથમ પ્રકરણ છે 'જન્મ' અને અંતિમ પાંચમા ખંડના 'પૂર્ણાહુતિ' પૂર્વેના ૪૨મા પ્રકરણનું શીર્ષક છે 'અસહકારનો પ્રવાહ'. ૪૩મું પ્રકરણ 'નાગપુરમાં' એના અનુસંધાનમાં છે. આમ જોઈ શકાશે કે ગાંધીજીએ પોતાના જન્મ (ઈ.સ. ૧૮૬૯)થી માંડી દેશમાં અસહકારનું આંદોલન શરૂ કર્યું ત્યાં સુધીના અર્થાત્ ઇ.સ. ૧૯૨૦ સુધીના પોતાના જીવનની વાત આત્મકથામાં કરી છે. પોતાના જીવનની અર્ધશતાબ્દી સુધીના મહત્ત્વના બધા બનાવો તેમણે સંક્ષેપમાં, છતાં કશું રહી ન જાય એવી ચીવટથી મહદંશે ક્રમબદ્ધ રીતે નિરૂપ્યા છે. સમગ્ર આત્મકથામાંથી ગાંધીજીના વ્યક્તિત્વનું સમ્યક પ્રભાવકરૂપ ખડું થાય છે. એ રૂપ કોઈ મહાત્મા કે મહામાનવનું નથી પણ સાચા અર્થમાં માનવ બનવા મથતા સત્યશોધક મુમુક્ષુનું છે. તે પ્રભાવક, પ્રેરક હોવાની સાથે પૂરતું પ્રતીતિકર પણ છે. 'અક્ષરકેળવણી' પ્રકરણમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકાના ટૉલ્સટોય આશ્રમમાં પોતે આશ્રમના બાળકોને અક્ષરજ્ઞાન આપવા કેવો પ્રયાસ કરતા એ સંદર્ભમાં લખે છે, ''મારું ગાડું ચાલ્યું, કેમ કે વિદ્યાર્થીઓ પાસે મારું અજ્ઞાન ઢાંકવાનો મેં કદી પ્રયત્ન જ ન કર્યો. બધી બાબતમાં જેવો હું હતો તેવો જ તેઓ મને જાણતા થયા હતા. આથી અક્ષરજ્ઞાનની ગાઢ ન્યૂનતા છતાં મેં તેમના પ્રેમ ને આદર કદી ન ગુમાવ્યા.'' (પૃ. ૩૨૪) પછીના પ્રકરણ

'આત્મિક કેળવણી'માં ગાંધીજી પોતાની આત્મિક કેળવણીનું શ્રેય આશ્રમના યુવક યુવતીઓને આપતાં કહે છે, 'મેં જોયું કે મારે મારી પાસે રહેલા યુવકો અને યુવતીઓની સમક્ષ પદાર્થપાઠરૂપે થઈને રહેવું રહ્યું. આથી મારા શિષ્યો મારા શિક્ષક બન્યા. મારે અર્થે નહીં તો તેમને અર્થે મારે સારા થવું ને રહેવું જોઈએ એમ હું સમજ્યો, ને ટૉલ્સટોય આશ્રમનો મારો ઘણો ખરો સંયમ આ યુવકો અને યુવતીઓને આભારી છે એમ કહેવાય.'(પૃ. ૩૨૬) આવી નિખાલસતા અને નિર્દંભતા આખી આત્મકથામાં અનુભવાય છે. વિશ્વની મોટાભાગની આત્મકથાઓમાં કથાનાયકની આત્મશ્લાઘાની જે મર્યાદા ઊડીને આંખે વળગે એવી જોવા મળે છે એ મર્યાદાથી આ આત્મકથા સર્વાંશે મુક્ત છે એ જોઈ શકાશે.

આત્મકથામાંથી ગાંધીજી સાથે સંકળાયેલી અન્ય વ્યક્તિઓનાં ચિત્રો પણ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ રાજચંદ્ર, ગોપાલ કૃષ્ણ ગોખલે, આચાર્ય ક્રિપલાણી, ડૉ. રાજેન્દ્રપ્રસાદ, નારાયણ હેમચંદ્ર, શેઠ અબ્દુલા, મદનમોહન માલવિયા, મગનલાલ ગાંધી જેવાં અનેક પાત્રોનાં આછાં રેખાંકનો મળે છે. માત્ર પોલોક અને મિસ સ્વેનિશનાં ચિત્રો કંઈક ગાઢી રેખાઓથી દોરાયાં છે. નિકટની વ્યક્તિઓની વાત ગાંધીજીએ વધુ પડતી કરકસરથી કરી હોય એવી છાપ પડે છે. માતા, પિતા, પત્ની, બાળકો, ભાઈ વગેરે વિશે તેમણે અછડતા ઉલ્લેખોથી જ ચલાવ્યું છે. અલબત્ત માતા અને પત્નીનાં ચિત્રો સ્મરણીય બન્યાં છે. રાજકીય નેતાઓ પૈકી ગોખલેથી તેઓ વધુ પ્રભાવિત થયા હતા એ જોઈ શકાય છે. નેતાઓની તેમણે કરેલી તુલના જોવા જેવી છે : ''સર ફિરોજશા તો મને હિમાલય જેવા લાગ્યા. લોકમાન્ય સમુદ્ર જેવા લાગ્યા. ગોખલે ગંગા જેવા લાગ્યા. તેમાં હું નાહી શકું. હિમાલય ચડાય નહીં, સમુદ્રમાં ડૂબવાનો ભય રહે. ગંગાની તો ગોદમાં રમાય. તેમાં હોડકાં લઈને તરાય.'' (પૃ. ૧૮૦). ગોખલે પ્રત્યેનો તેમનો પક્ષપાત અહીં અછતો રહે તો નથી. જીવતી વ્યક્તિઓ વિશે, તેમની સાથેના સંબંધો વિશે વિશે લખવામાં તેમને સંકોચ થયો છે એમ લાગે છે. પોતાની આત્મકથાને ઇ.સ. ૧૯૨૦થી આગળ ન વધારવાનું કારણ આપતાં પુસ્તકની 'પૂર્ણાહુતિ'માં તેમણે લખ્યું છે, ''મારા મુખ્ય પ્રયોગો મહાસભાની મારફતે થયા છે. એટલે તે પ્રયોગોનું વર્ણન કરવામાં નેતાઓના સંબંધોને વચ્ચે લાવવા અનિવાર્ય છે. એ હું વિનયને ખાતર પણ હાલ તો ન જ લાવી શકું (પૃ.૪૭૭).''

ગાંધીજીને અન્ય રસો કરતાં ધર્મરસ વિશેષ પ્રિય છે. તેમને સાહિત્યના ગ્રંથો કરતાં રામાયણ જેવા ધર્મગ્રંથમાં સવિશેષ દિલચસ્પી છે. 'ધર્મની ઝાંખી' પ્રકરણમાં તેઓ લખે છે, ''આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું... ભાગવત જેવો ગ્રંથ છે કે જે વાંચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય.'' (પૃ. ૩૧). આમ ધર્મપ્રવણ વૃત્તિ હોવાને કારણે તેઓ કલાસૌન્દર્ય પ્રમાણી શકતા નથી. કલાસૌન્દર્ય નિષ્પન્ન કરવાનું ગાંધીજીનું લક્ષ્ય ન હોવા છતાં તેમની સર્જકતાને લીધે 'સત્યના પ્રયોગો' કલાનાં ધોરણોએ પણ મુલવી શકાય એવી સક્ષમ કૃતિ છે એ હકીકત છે.

ગાંધીજી પોતાને સાહિત્યકાર માનતા ન હતા. પણ ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં તેમનું ગૌરવપૂર્ણ સ્થાન સુનિશ્ચિત છે. ગુજરાતી સાહિત્યના એક યુગ સાથે તેમનું નામ સાંકળવામાં આવ્યું છે. તેમની સાહિત્યકાર તરીકેની પ્રતિષ્ઠામાં તેમની અન્ય કૃતિઓ કરતાં 'સત્યના પ્રયોગો'નો ફાળો સૌથી વધુ છે. તેનો હેતુ બોધલક્ષી રહ્યો હોવા છતાં તે એક ચિરંજીવ સાહિત્યકૃતિ બની છે. વિવિધ પ્રસંગોના આલેખનમાં ગાંધીજીને વાર્તાલેખકની કુશળતા દાખવી છે. 'બાલાસુન્દરમ્' વિશેનું પ્રકરણ સચોટ પ્રારંભ અને એવા જ અંત દ્વારા ધ્યાનાકર્ષક રીતે પોતાના અનુભવનો સાર આપવાની ગાંધીજીની રીતનું દૃષ્ટાંત છે. લખાણમાં ક્યાંક તેમની નર્મદૃષ્ટિ જોવા મળે છે. પાસે સૂતેલી અને કંઈક જુવાનીમાં આવેલી સ્ત્રીની પાસે ભૂત ઇત્યાદિ વિષયક પોતાની બીકની વાત કરતાં શરમ આવતી હતી એવું કબૂલ કરતાં ગાંધીજી સંકોચ પામતા નથી. લંડનમાં અંગ્રેજી સમાજની સભ્ય રીતભાતો શીખવાના પ્રયત્નોનું વર્ણન આપતું આખું પ્રકરણ ('સભ્ય' વેશે) ગાંધીજીની નર્મદૃષ્ટિનું ઉત્તમ ઉદાહરણ છે. વેશ્યાઘરની મુલાકાતના શરમજનક પ્રસંગનું વર્ણન કરતાં પણ ગાંધીજીની નર્મદૃષ્ટિ એ પ્રસંગનું રમૂજી પાસું જોઈ શકે છે. તેમના શબ્દો જોઈએ : ''આ કોટડીમાં હું તો આંધળો જ થઈ ગયો. મને બોલવાનું ભાન ન રહ્યું. શરમનો માર્યો સ્તબ્ધ થઈ એ બાઈની પાસે ખાટલા ઉપર બેઠો, પણ બોલી જ ન શક્યો. બાઈ ગુસ્સે થઈને મને બે-ચાર 'ચોપડી'ને દરવાજો જ બતાવ્યો.'' (પૃ. ૨૧)

'અસત્યરૂપી ઝેર' પ્રકરણમાં ગાંધીજીએ વિલાયતમાં પોતે જે કુટુંબમાં રહેતા હતા તેની યુવાન પુત્રી શિષ્ટાચાર રૂપે તેમને વેટનરની આસપાસની સુંદર ટેકરીઓ ઉપર ફરવા લઈ ગઈ હતી તે પ્રસંગ વર્ણવતાં લખ્યું છે, ''એ તો આખો રસ્તો વાતોના ફુવારા ઉડાવતી ચાલે, ત્યારે મારે મોઢેથી કોઈ'' વેળા 'હા' કે કોઈ વેળા 'ના'નો સૂર નીકળે. બહુ બોલી નાખું તો 'કેવું સુંદર!' એટલો બોલ નીકળે! તે તો પવનમાં ઊડતી જાય અને હું ઘરભેળાં ક્યારે થવાય એ વિચાર કરું. 'હવે પાછાં વળીએ' એમ કહેવાની હિંમત ન ચાલે. એવામાં એક ટેકરીની ટોચે અમે આવી ઊભાં. પણ ઊતરવું કેમ ? પોતાના ઊંચી એડીના બૂટ છતાં આ વીસપચીસ વર્ષની રમણી વીજળીની જેમ ઉપરથી ઊતરી ગઈ. હું તો હજી શરમિંદો થઈ ઢોળાવ કેમ ઊતરાય એ વિચારી રહ્યો છું. પેલી નીચે ઊભી હસે છે, મને હિંમત આપે છે, ઉપર આવી હાથ ઝાલી ઘસડી જવાનું કહે છે ! હું એવો નમાલો

કેમ બનું! માંડ માંડ પગ ઘસડતો, કંઈક બેસતો ઊતર્યો. અને પેલીએ મશ્કરીમાં 'શા..બ્બા..શ' કહી મને શરમાયેલાને વધુ શરમાવ્યો. (પૃ.૬૨)

સત્યનિષ્ઠ ગાંધીજી જરૂર પડ્યે પોતાની પણ કેવી મજાક કરી શકતા હતા એ આ અને આવાં અનેક આલેખનો પરથી જોઈ શકાય છે. ચી.ના. પટેલ યથાર્થ કહે છે, ''ગાંધીજીની લોકશાહી નમ્રતાનું સૌથી આકર્ષક રૂપ એમની નર્મદૃષ્ટિ છે, અને એ તેમને જગતના મહાપુરુષોમાં અદ્વિતીય બનાવે છે.'' ('ગુ. સા.નો ઈતિહાસ', ગ્રંથ-૪, ૧૯૯૧, પૃ. ૩૦૦)

એકાદ વિગત દ્વારા કોઈ પ્રસંગને તાદૃશ કરવાની કે ટૂંકા સંવાદ દ્વારા પાત્રને જીવતું કરી આપવાની ગાંધીજીની શક્તિ પ્રશસ્ય છે. એશિયાટિક અફસરોથી અપમાનિત થઈ 'કસાણે મોઢે સાથીઓ આવ્યા.' (પૃ. ૨૪૩)માં વ્યવહારુ વાણીનો સચોટ ઉપયોગ કરવાની તેમની શક્તિનું દર્શન થાય છે. નાનાં નાનાં અર્થગર્ભ વાક્યો, સમાસરહિત સાદો અન્વય, તદ્ભવ,દેશ્ય શબ્દો, રૂઢિપ્રયોગો અને કહેવતો તેમની ભાષામાં અનાયાસે આવ્યાં છે. મર્મસભર અર્થાન્તરન્યાસી સૂત્રાત્મક વાક્યો સર્જવાની તેમની શક્તિ નોંધપાત્ર છે. 'વાકેફગાર', 'વિદાયગીરી' જેવા શબ્દોમાં ભાષાશુદ્ધિ પ્રત્યેનું તેમનું અનવધાન છતું થાય છે. પણ આવાં સ્થાનો કૃતિમાં અલ્પતમ માત્રામાં જ છે. કૃતિમાં કોઈ કોઈ સ્થળે સર્જકતાની ઓછપ અનુભવાય છે. ગાંધીજી પોતાના વ્યક્તિત્વની સંકુલતાને પ્રગટ કરવા કરતાં પોતે કરેલા પ્રયોગોને વધુ મહત્ત્વ આપતા હોય એવું પણ ક્યારેક લાગે છે. 'એ સપ્તાહ !'માં તેઓ 'માધવબાગ'ને બદલે 'ઠાકુરદ્વાર' (પૃ. ૪૪૦) લખે છે. પૃ. ૨૯૧ પર 'જોહાનિસબર્ગ'ને બદલે તેઓ 'જોહાનિસબર્ગથી' લખે છે. શરતચૂકથી થયેલી આવી ક્ષતિઓનું પ્રમાણ પણ અતિ અલ્પ જ છે.

ગાંધીજીએ પોતાની કૃતિને 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા' એવું શીર્ષક આપ્યું હતું. છતાં પ્રસ્તાવનામાં તેઓ એક સાથીની શંકાનું સમાધાન કરતાં લખે છે, ''મારે આત્મકથા ક્યાં લખવી છે ? મારે તો આત્મકથાને બહાને સત્યના મેં જે અનેક પ્રયોગો કરેલા છે તેની કથા લખવી છે. તેમાં મારું જીવન ઓતપ્રોત હોવાથી કથા એક જીવનવૃતાંત જેવી થઈ જશે એ ખરું છે. પણ જો તેમાંથી પાને પાને મારા પ્રયોગો જ નીતરી આવે તો એ કથાને હું પોતે નિર્દોષ ગણું.'' ('સત્યના પ્રયોગો', એપ્રિલ-૧૯૯૩, પ્રસ્તાવના, પૃ.૪) તેઓ માનતા હતા કે 'જેટલું મારે સારું શક્ય છે તેટલું એક બાળકને સારું પણ શક્ય છે.' તેઓ પોતાના જીવનની વાત વાચક આગળ એક મિત્રની જેમ રજૂ કરે છે. પોતાના સમગ્ર જીવનને તેઓ ઈશ્વર કૃપાના ફળરૂપે જુએ છે. તેઓ પોતાના વિચારોમાં દૃઢ હોવા છતાં તેમાં મતભેદને અવકાશ હોઈ શકે એવા નમ્રભાવથી જ તેઓ એ વિચારોની ચર્ચા કરે છે. કોઈ કલાકાર પોતાના પાત્રની સાથે તાદાત્મ્ય અનુભવે છતાં તેને તટસ્થતાથી, ક્યારેક નર્મદૃષ્ટિથી જોઈ એની કથા અતિશયોક્તિના, એકાંગી દર્શનના કે અતિગાંભીર્યના આભાસમાંથી સર્વથા મુક્ત રહી નિરૂપી શકે એ વિરલ ઘટના કહી શકાય. ચી.ના. પટેલ કહે છે તેમ ''જે વિરલ નમ્રતાએ કથનકળાની આવી સિદ્ધિ શક્ય બનાવી છે તે મનુષ્યની આધ્યાત્મિક વિકાસક્ષમતાનો એક અતિઉચ્ચ ઉન્મેષ છે અને એક સાથે ગાંધીજીના વ્યક્તિત્વનાં માનવીય ને લોકોત્તર અંશોનું દર્શન કરાવી જાય છે.'' ('ગુ.સા.નો ઈતિહાસ', ગ્રં-૪, પૃ. ૨૯૪)

ગાંધીજીની આત્મકથાને પ્રગટ થયે નવ દાયકા કરતાં વધુ સમય થયો છે. તે પ્રગટ થયા પછી આજ સુધીમાં ગુજરાતી, ભારતીય અને વિશ્વસાહિત્યમાં સંખ્યાબંધ ઉત્તમ આત્મકથાઓ પ્રગટ થઈ છે. અન્ય સાહિત્ય સ્વરૂપોમાં પણ વિપુલ પ્રમાણમાં નોંધપાત્ર કલાકૃતિઓ પ્રગટ થઈ છે. ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષા સાહિત્યોના મધ્યકાળના સાતસો વર્ષ અને અર્વાચીન યુગના પોણા બસો વર્ષના ઈતિહાસ પર દૃષ્ટિપાત કરતાં વિશ્વસાહિત્યમાં સન્માનપૂર્વક સ્થાન સંપ્રાપ્ત કરનાર સમગ્ર ભારતીય સાહિત્યની બે કૃતિઓ ઊડીને આંખે વળગે છે : બંગાળી સાહિત્યની રવીન્દ્રનાથ રચિત 'ગીતાંજલિ' અને ગુજરાતી સાહિત્યની ગાંધીજીકૃત આત્મકથા સત્યના પ્રયોગો નોબેલ પુરસ્કૃત 'ગીતાંજલિ'ની જેમ કોઈ નામાંકિત પુરસ્કાર પ્રાપ્ત કર્યા વિના પણ 'સત્યના પ્રયોગો'ના અનુવાદો મોટાભાગની ભારતીય અને મહત્ત્વની દુનિયાની ભાષાઓમાં થયા છે અને તેણે વેચાણના અનેક વિક્રમો પણ પ્રસ્થાપિત કર્યા છે. તેથી સ્વાભાવિક રીતે જ 'ગીતાંજલિ' અને 'સત્યના પ્રયોગો' વિશ્વસાહિત્યની વિશિષ્ટ કૃતિઓ બનવાની સાથે માત્ર બંગાળી કે ગુજરાતી જ નહિ, ભારતીય સાહિત્યનું ગૌરવ પણ બની છે.

---

*૧૦, શુકન વિલાઝ, બકેરી સિટી,*
*ટાગોર માર્ગ, વેજલપુર, અમદાવાદ-૩૮૦૦૫૧*
*મો : ૯૯૨૫૧૫૯૭૫૧*



# મહાજન પરંપરા : માંગલ્યનો માર્ગ

*ડૉ. માણેક પટેલ 'સેતુ'*

'महाजनो येन गता तेन पन्थाः'

મહાજનો જે પંથે જાય, તે પંથે સામાન્ય પ્રજા પણ જાય છે. તેથી મહાજનની વર્તણૂક, ચારિત્ર, ગંભીરતા અને જવાબદારી ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. મહાજન એટલે 'મહા' અને 'જન'. જે વ્યક્તિમાં સારાસારનું ભાન, વિવેક અને શક્તિ હોય, ન્યાયપૂર્વક વિચારવાની દૃષ્ટિ હોય, ઝઘડા ઉકેલવાની સૂઝ હોય, પોતાનાં હિત કરતાં પ્રજાનું હિત અને સમાજનું હિત જોતો હોય, તે મહાજન બનવાને યોગ્ય કહી શકાય.

મહાજન એક મહા પ્રથા છે, પરંપરા છે, માંગલ્યનો માર્ગ છે. તે એક સમાજલક્ષી સંસ્થા છે. મહાજન જેવી જેટલી સંસ્થાઓ અમદાવાદમાં કે ગુજરાતમાં છે, એટલા પ્રમાણમાં અન્ય શહેરમાં કે રાજ્યમાં નથી. ગુજરાત-અમદાવાદમાં સંસ્કારિતા અને વિશિષ્ટ વ્યક્તિત્વને કારણે મહાજન પ્રથાની ખીલવણી થઈ છે. રાજસત્તા પણ મહાજનની અવગણના કરતું નહોતું, એવું પ્રાચીનકાળથી મનાયું છે. ધંધાની સાથે સાથે મહાજનોએ સામાજિક બાબતોમાં અને સેવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

**મહાજન એટલે 'મહા' અને 'જન'. જે વ્યક્તિમાં સારાસારનું ભાન, વિવેક અને શક્તિ હોય, ન્યાયપૂર્વક વિચારવાની દૃષ્ટિ હોય, ઝઘડા ઉકેલવાની સૂઝ હોય, પોતાનાં હિત કરતાં પ્રજાનું હિત અને સમાજનું હિત જોતો હોય, તે મહાજન બનવાને યોગ્ય કહી શકાય**

### મહાજનના પ્રકારો

મહાજનો બે પ્રકારનાં છે. એક - વેપારી મહાજન અને બીજું - નાતનાં પંચ કે જમાત, વસાહત કે પોળનું મંડળ. એક પ્રકારના ધંધાવાળા ખાસ કાર્યક્રમ બનાવીને,



નીતિ-નિયમો કે ધારાધોરણ (બંધારણ) નક્કી કરીને ભેગા થાય ત્યારે જે જનસમૂહ સંસ્થા મહાજન નામે ઓળખાય છે. સમધારણતા, સમાધાન અને વ્યવસ્થા એમ ત્રણ સિદ્ધાંતો ઉપર મહાજન રચાય છે. સેવાના ઉદ્દેશોથી લોકો ભેગા થાય ત્યારે પણ મહાજન બને છે. અમદાવાદ-ગુજરાતમાં મહાજન પ્રથા શરૂ કરવામાં જો કોઈ વ્યક્તિને યશ આપવો હોય તો નગરશેઠ શાંતિદાસ ઝવેરીનું નામ પ્રથમ ઉલ્લેખવામાં આવે છે. એમના વારસદારોએ પણ મહાજન પ્રથાના સંસ્કાર જાળવ્યા હતા.

પૂર્વે બાદશાહ (રાજા) અને પ્રજા વચ્ચેના સંદેશાવાહક- દૂત તરીકે જવાબદારી મહાજનની રહેતી. શહેર તરફથી સરકારમાં કોઈ અરજ કરવાની હોય ત્યારે લોકો મહાજનને મોખરે રાખતા. આવી સેવામાં નગરશેઠ પણ સામેલ થયા છે. કેટલીક વખત મહાજન અને નગરશેઠ જાતે જ પ્રજાની મુશ્કેલીઓ સમજીને બાદશાહના કાન સુધી પહોંચાડતા હતા. મહાજન પ્રથાનાં મૂળ ઘણા ઊંડા છે. તેની કેટલીક ઐતિહાસિક માહિતી મેળવીએ.

### ઐતિહાસિક માહિતી

શાંતિદાસ ઝવેરીએ એ જમાનામાં સિદ્ધાચાલથી પાલીતાણાનો સંઘ કાઢ્યો હતો. યાત્રીઓની સુરક્ષા માટે એમણે બાદશાહ જહાંગીરના શાહી ફરમાનથી અમદાવાદના સૂબા આઝમખાને લશ્કરી સુરક્ષા સુવિધા પૂરી પાડી હતી. આ રીતે શાંતિદાસ ઝવેરી ૧૬૧૮માં સંઘપતિ થયા હતા. એમણે અમદાવાદના સરસપુર વિસ્તારમાં ૧૬૨૧માં ચિંતામણિ દેરાસર બાંધવા માટે શાહી ફરમાનથી જમીનનો પરવાનો મેળવ્યો હતો. આ રીતે એમણે ઘણાં શાહી ફરમાનો મેળવ્યાં હતાં. એના પાછળનું રહસ્ય એ તું કે તેઓ મુઘલ દરબારના શાહી ઝવેરી હતા. તેમની સાથે ઘરોબો હતો.

૧૭૨૫માં મરાઠાઓથી અમદાવાદ શહેરને લૂંટતું

બચાવવા નગરના મોભાદાર શ્રેષ્ઠી તરીકે અને નગરના પ્રતિનિધિ તરીકે શાંતિદાસ ઝવેરીના પ્રપૌત્ર ખુશાલચંદ લક્ષ્મીચંદે પોતાના રૂપિયા ૫૦,૦૦૦ મરાઠા કંથાજી બંદેને આપ્યા હતા. નગરશેઠ ખુશાલચંદના આ પગલાથી નગરજનો અને વેપારી મહાજનો ખુશ થયા હતા. અમદાવાદ મહાજનની ૫૩ જેટલી વ્યક્તિઓએ એક દસ્તાવેજ ૮મી ઓક્ટોબર, ૧૭૨૫ના રોજ નગરશેઠને સંબોધીને કરી આપ્યો હતો. નગરશેઠને અમદાવાદમાં ૧૦૦ રૂપિયાના માલસામાન અને રેશમ ઉપર ચાર આના (૨૫ પૈસા) જકાત વસૂલાત કરવાના પરવાનો આપતો દસ્તાવેજ હતો. આ દસ્તાવેજના આધારે ૧૮૨૦ સુધી તેમના વારસદારોને આ આવક મળતી હતી. અંગ્રેજ શાસન વખતે કંપની સરકારે એમને ઉચક રૂપિયા ૨૧૩૩નું વર્ષાસન આપવાનું નક્કી કર્યું હતું. સમય જતાં કલેકટરે આ વર્ષાસન બંધ કર્યું. જેથી એ સમયના નગરશેઠ પ્રેમાભાઈ લંડન સુધી લડયા હતા. અને તેમણે હક પાછો મેળવ્યો હતો.

એ સમયમાં ઘણી વ્યક્તિઓ શ્રેષ્ઠી જેવી હતી. ધનવાન હોવું એ નગરશેઠનું એક પાસું છે, જ્યારે શ્રેષ્ઠી હોવું વિશિષ્ટ શ્રેષ્ઠ પાસું છે. શ્રેષ્ઠતા ગુણવત્તાને વરેલી છે. કસ્તૂરભાઈ લાલભાઈ, અમૃતલાલ હરગોવનદાસ, અંબાલાલ સારાભાઈ જેવી વ્યક્તિઓ શ્રેષ્ઠીથી ઓળખાતી હતી.

**ગુજરાત અમદાવાદમાં 'પાંજરાપોળ' એક વિશિષ્ઠ સંસ્થા છે. ખોડાં, દુર્બળ, અશક્ત ઢોર રાખવાનું સ્થળ એટલે પાંજરાપોળ. જૈન સંસ્કૃતિમાં જીવદયાનું ઘણું મહત્ત્વ છે. તેનું સંચાલન મહાજન કરે છે**

શેઠ રણછોડલાલ છોટાલાલ અને તેમના પ્રપૌત્ર સર ચિનુભાઈ બેરોનેટ પ્રથમ કક્ષાના શ્રેષ્ઠી હતા. થોડા દિવસો પહેલાં મને અચ્યૂતભાઈ ચિનુભાઈ મળ્યા હતા. સર ચિનુભાઈ બેરોનેટની એક મહાજન તરીકે ઘણી વાતો કરી. એ પૈકી અમદાવાદના અગ્રણીઓ ગુજરાત કૉલેજની સ્થાપના અંગે સર ચિનુભાઈને મળવા ગયા હતા. તેમણે ખાસ પૈસાની વ્યવસ્થા કરીને મહાજનને દાન આપ્યું હતું.



૧૯૨૬માં અમદાવાદમાં ખૂબ વરસાદ પડ્યો હતો. શહેરમાં મોટું નુકસાન થયું હતું. સરદાર વલ્લભભાઈ પટેલ શેઠ કસ્તૂરભાઈ લાલભાઈ અને શેઠ મંગળદાસ ગિરધરદાસ શહેરમાં રેલ રાહત માટે ફંડફાળો ઉઘરાવતા હતા. અમદાવાદના જાણીતા ચિત્રકાર અમિત અંબાલાલના વડદાદા શેઠ મોતીભાઈ હીરાભાઈના ઘરે આ ત્રિપુટી દાન લેવા પહોંચી. સરદારે સમય મુજબ શેઠ મોતીભાઈ સમક્ષ પંદર હજાર રૂપિયાની અપેક્ષા રાખીને વાત મૂકી. બધાંના આશ્ચર્ય વચ્ચે મોતીભાઈ શેઠે સરદારના હાથમાં રોકડા રૂપિયા પાંત્રીસ હજાર મૂક્યા હતા. આમાંથી સંકટ નિવારણ સોસાયટીનો જન્મ થયો હતો.

શહેરનું પ્રથમ કક્ષાનું લોકપ્રિય સુશ્રુષધામ શેઠ વાલીલાલ સારાભાઈ હૉસ્પિટલના દાતા શેઠ વાડીલાલ પૈસે ટકે સુખી થતાં, પણ એમની જીવનશૈલીમાં કોઈ ફેરફાર થયો નહોતો. કોઈ ટીકા કરે તો તેઓ પ્રત્યુત્તર વાળતા - "હું મારી કમાણી ઠાઠમાઠમાં વાપરી નાંખું તો પછી બીજાને દેવા સારું, મારી પાસે શું રહે ?" સરળ - સાદું જીવન જીવી લોકાર્થ માટે તેમણે ધન સંચય કર્યું અને દાન માટે વસિયતનામું કર્યું હતું. એ સમયે એમણે રૂપિયા ચૌદ લાખનાં દાન કર્યાં હતા. કરકસરિયો અમદાવાદી વાસ્તવમાં દાનવીર છે.

અમદાવાદ શહેરમાં અભ્યાસ અને ફોટોગ્રાફી માટે ખૂબ ફર્યો છું. સાદા શબ્દોમાં કહું તો રખડયો છું. દરેક વિસ્તારમાં શાળા, પુસ્તકાલય, દવાખાનું, કોમ્યુનિટી હૉલ વગેરે જાહેર સંસ્થાઓ શ્રેષ્ઠીઓના દાનથી બનેલી છે. આ બધું મેં નજરે નિહાળ્યું છે. એનો શ્રેય શહેરની મ્યુનિસિપાલિટીના છેલ્લા પ્રમુખ અને પ્રથમ મેયર શેઠ ચિનુભાઈ ચિમનલાલને ફાળે જાય છે. તેમણે ૧૨ જેટલાં વર્ષ સુધી શહેરની સેવા કરી હતી.

**મજૂર મહાજન**

અમદાવાદના મહાજનોમાં 'મજૂર મહાજન' અલગ પ્રકારનું સ્થાન ધરાવે છે. ગાંધીજીના આશીર્વાદથી સર્જાયેલી આ સંસ્થામાં મજૂર અને માલિક (મિલમાલિક) - બંનેની

ભાગીદારીનો આદર્શ હતો. તેમના માટે દવાખાનું-હૉસ્પિટલ, શાળા, ઘોડિયાઘર વગેરે સેવાઓ શરૂ કરવામાં આવી હતી. આ ક્ષેત્રે પ્રથમ પ્રમુખ અનસૂયા બહેન સારાભાઈ નિયુક્ત થયાં અને તેમની સાથે શંકરલાલ બેન્કર જેવા સાથી કાર્યકરો હતા.

**પાંજરાપોળ**

ગુજરાત-અમદાવાદમાં 'પાંજરાપોળ' એક વિશિષ્ઠ સંસ્થા છે. ખોડાં, દુર્બળ, અશક્ત ઢોર રાખવાનું સ્થળ એટલે પાંજરાપોળ. જૈન સંસ્કૃતિમાં જીવદયાનું ઘણું મહત્ત્વ છે. તેનું સંચાલન મહાજન કરે છે. આ રીતે પરબડી પણ જીવદયા-સેવા પૂરી પાડે છે.

**જૂનાં મહાજનો**

અમદાવાદ શહેર સુલતાન-મુઘલ સમયથી વેપાર ઉદ્યોગ માટે દેશપરદેશમાં જાણીતું હતું. તે ગળી, રેશમ અને કિનખાબમાં અગ્રેસર હતું. અમદાવાદના મિલ ઉદ્યોગે શહેરની રોનક બદલી નાંખી. અમદાવાદ સમૃદ્ધ બન્યું અને 'માન્ચેસ્ટર' તરીકે ઓળખાયું.

અમદાવાદમાં ઘણાં બધાં બજારો હતાં. માધુપુરામાં ૨૦૦ વર્ષ પહેલાં કરિયાણા બજાર સ્થપાયું હતું. જૂના માધુપુરા વેપારી મહાજનની સ્થાપના ૧૮૪૩માં થઈ હતી. તેના પ્રથમ સ્થાપક પ્રમુખ ભાઈલાલભાઈ અંબાલાલ પટેલ હતા. જોઈતારામ પટેલ ગોળવાળા ૧૯૨૭થી ૨૦૦૩ સુધી પ્રમુખ રહ્યા હતા. નવું માધુપુરા માર્કેટ બંધાતાં 'નવા માધુપુરા મહાજન' અસ્તિત્વમાં આવ્યું.

પાંચકુવા કાપડ વેપારી મહાજનની સ્થાપના ૧૮૯૭માં થઈ હતી. આ મહાજન મિલ ઉદ્યોગના વિકાસમાં અને સાથે સાથે સમાજ સેવામાં સક્રિય હતું. ૧૯૦૬માં અબ્દુલ સૈયદ ઈસ્માઈલ મસ્કતી નામના વેપારીથી કાપડ બજાર બંધાયું અને તેનું મહાજન અસ્તિત્વમાં આવ્યું. ગાંધીરોડ ઉપર 'ઈલેક્ટ્રિક ગુડ્સ' નો મોટો વેપાર ચાલતો આવ્યો છે.. ૧૯૩૪માં 'અમદાવાદ ઈલેક્ટ્રિક મરચન્ટ્સ એન્ડ કોન્ટ્રાક્ટર્સ એસોસિયેશન' સ્થપાયું હતું.

અત્રેની રતનપોળ સ્થાનિક અને ગુજરાતમાં કપડાંની ખરીદી માટે જાણીતી છે. ૧૯૩૯થી અત્રેનું કાપડ મહાજન કાર્યશીલ છે. અમદાવાદમાં લાકડાં, પતરાં, નળિયાં અને અન્ય બાંધકામ સામગ્રી ખરીદવા માટે ગીતામંદિર પાસે 'લાટીબજાર' શરૂ થયું હતું. ૧૯૪૭માં 'અમદાવાદ ટિમ્બર મરચન્ટ્સ એસોસિયેશન' સ્થપાયું હતું.

અમદાવાદ અગાઉ સુલતાન કાળથી પાટનગર હતું. આઝાદી પછીના કાળમાં પાટનગર મટી ગયું. ગુજરાત રાજ્ય સ્થપાતાં અમદાવાદ કામચલાઉ પાટનગર બન્યું. સમય જતાં ગાંધીનગર પાટનગર બન્યું. પણ અમદાવાદનો મોભો પાટનગર જેવો જ રહ્યો ! આજે તે ઔદ્યોગિક પાટનગર છે. ૧૯૬૧માં ઓઢવ વિસ્તારમાં ઉદ્યોગો શરૂ થયા. ૧૯૬૪માં નરોડામાં GIDC - ઔદ્યોગિક વિસ્તાર શરૂ થયો. એ જ રીતે ૧૯૬૮માં વટવામાં ત્રીજો ઔદ્યોગિક વિસ્તાર થયો. અમદાવાદના ઉદ્યોગોએ દેશ-દુનિયાભરમાં નામના મેળવી છે. આ બધા વિસ્તારના ઈન્ડસ્ટ્રિયલ એસોસિયન ઘણા સક્રિય છે.

**ગુજરાત રાજ્ય સ્થપાતાં અમદાવાદ કામચલાઉ પાટનગર બન્યું. સમય જતાં ગાંધીનગર પાટનગર બન્યું. પણ અમદાવાદનો મોભો પાટનગર જેવો જ રહ્યો ! આજે તે ઔદ્યોગિક પાટનગર છે. ૧૯૬૧માં ઓઢવ વિસ્તારમાં ઉદ્યોગો શરૂ થયા**

**હાલનાં મહાજનો**

મહાજનોનાં કામનાં સ્વરૂપો બદલાયાં છે. સમય સાથે મહાજન એસોસિયેશન, ચેમ્બર્સ, સોસાયટી કે મંડળ તરીકે ઓળખાવા લાગ્યાં છે.

(૧) મહાજન થકી વેપાર - ધંધો સ્થિર થયો છે, વધ્યો છે, અને ટકી રહ્યો છે. મસ્કતી અને પાંચકૂવા મહાજનના સભાસદોએ અમદાવાદની મિલોના સ્ટોકિસ્ટ કે એજન્ટ બની દેશપરદેશમાં માલ મોકલીને નામના મેળવી છે. શહેરમાં 'દલાલ પ્રથા'' અસ્તિત્વ ધરાવતી હતી. શેરબજારનો ઈતિહાસ જોતાં, અમદાવાદમાં મિલ ઉદ્યોગ શરૂ કરવામાં વેપારીઓએ ઘરે ઘરે ફરીને શેરમાં રોકાણ કરાવ્યું હતું. જેમાંથી આગળ જતાં ૧૮૯૪માં 'અમદાવાદ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસિયેશન'નો જન્મ થયો હતો. માણેકચોકમાં આવેલી શેરબજારની ઓફિસ તેની ગવાહી પૂરી પાડે છે.

(૨) માણેકચોકમાં સોના-ચાંદીનો મોટો વેપાર ચાલે છે. તેના મહાજનની સ્થાપના ૧૮૯૬માં થઈ હતી. ૧૯૪૮માં લેખિત બંધારણ અસ્તિત્વમાં આવ્યું. રતીલાલ ચુનીલાલ ચોક્સી પ્રમુખ હતા. એમની પેઢીનો પુરુષોત્તમદાસ કીકાસા-

'કંકોડીવાળાનો કાંટો' નામથી તોલમાપ માટે વપરાતો હતો. મહાજન તરફથી ઘણાં વર્ષથી 'ધર્મનો કાંટો'ની સેવા લોકો માટે ઉપલબ્ધ છે. ધર્મના કાંટે તોલેલું સોનાનું વજન વેપારી માન્ય રાખે છે.

(૩) હુલ્લડ, તોફાનો કે કુદરતી હોનારતોમાં મહાજનો આગળ આવી, અસરગ્રસ્ત વિસ્તારમાં તેમના બારણે જઈને સેવા પહોંચાડે છે. સંકટ નિવારણ અને સોસાયટી અને હરિભાઈ પંચાલે શરૂ કરેલ 'સદ્‌વિચાર પરિવાર' જેવી સંસ્થાઓ આગળ આવે છે.

(૪) મિલ માલિક મંડળે, સંશોધન કાર્યક્રમને આગળ ધરી 'અટીરા' સંસ્થા સ્થાપી હતી.

(૫) અમદાવાદના જગવિખ્યાત વિજ્ઞાની ડૉ. વિક્રમ સારાભાઈએ વૈજ્ઞાનિક સંસ્થા- 'ફિઝિકલ રિસર્ચ લેબોરેટરી - PRL અને કેળવણી સંસ્થા- 'ઈન્ડિયન ઈન્સ્ટિટ્યૂટ ઓફ મેનેજમેન્ટ' IIM સ્થાપવામાં યોગદાન આપ્યું હતું.

**અમદાવાદના જગવિખ્યાત વિજ્ઞાની ડો. વિક્રમ સારાભાઈએ વૈજ્ઞાનિક સંસ્થા- 'ફિઝિકલ રિસર્ચ લેબોરેટરી - PRL અને કેળવણી સંસ્થા- 'ઈન્ડિયન ઈન્સ્ટિટ્યૂટ ઓફ મેનેજમેન્ટ' IIM સ્થાપવામાં યોગદાન આપ્યું હતું**

(૬) અંગ્રેજ અમલદાર એલેકઝાન્ડર કિન્લોક ફોબ્સે ૧૮૪૮માં 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ની સ્થાપના કરીને છાપું, શાળા અને પુસ્તકાલય શરૂ કર્યાં હતાં. આ રીતે ગુજરાતી ભાષાની અમૂલ્ય સેવા કરી હતી. હાલમાં તે સંસ્થા 'ગુજરાત વિદ્યાસભા' નામથી ચાલુ છે.

(૭) એજ રીતે 'અમદાવાદ એજ્યુકેશન સોસાયટી' અને - 'ગુજરાત લૉ સોસાયટી'એ કેળવણી ક્ષેત્રે વિવિધ સંસ્થાઓ સ્થાપી. તેમાં શેઠ કસ્તૂરભાઈ લાલભાઈ, અમૃતલાલ હરગોવનદાસ, ગણેશ વાસુદેવ માવળંકર દાદાનું મોટું યોગદાન હતું. શેઠ કરસનભાઈ પટેલે નિરમા યુનિવર્સિટી સ્થાપીને સમાજની મહામૂલ્ય સેવા કરી છે.



(૮) વેપારીઓ પોતાના ધંધાના ઉત્કર્ષ માટે, ધંધાની હરીફાઈ ટાળવા, સરકારી લાભ કે ગૂંચવણ ટાળવામાં વેપારી મહાજનનો મોટો ફાળો રહે છે. નાના મોટા વેપારીઓનાં જુદા જુદાં સંગઠનો ભેગાં થઈને એક મહાસંગઠન બન્યું છે - જેને આપણે 'ગુજરાત વેપારી મહામંડળ' તરીકે ઓળખીયે છીએ. તેની સ્થાપનાનો પ્રથમ પ્રયત્ન ૧૯૧૬માં, બીજો પ્રયત્ન ૧૯૩૦માં અને ત્રીજો પ્રયત્ન ૧૯૪૮માં થયો - જે સફળ થયો. જેમાં કસ્તૂરભાઈ લાલભાઈ પ્રમુખ અને અમૃતલાલ હરગોવનદાસ ઉપપ્રમુખ હતા. એ સમયે ૨૫૦ જેટલા સભ્યો નોંધાયા હતા. હાલમાં 'ગુજરાત વેપારી મહામંડળ' આશ્રમ રોડ ઉપર પોતાની ઓફિસ સાથે કાર્યરત છે.

(૯) આરોગ્ય સેવાઓ પૂરી પાડતી - ' ગુજરાત કેન્સર સોસાયટી' દ્વારા ચાલતી કેન્સર હૉસ્પિટલ દેશભરમાં પ્રખ્યાત છે.

(૧૦) સ્વાશ્રયી મહિલાઓના ઉત્કર્ષ માટે, ઈલાબહેન ભટ્ટે શરૂ કરેલ સંસ્થા - 'સેવા' દુનિયાભરમાં પ્રખ્યાત છે.

(૧૧) મુસ્લિમ સમાજમાં પંચ કે મહાજન 'જમાતબંધી'થી ઓળખાય છે.

વિશેષમાં અમદાવાદ શહેરમાં મહાજન- શ્રેષ્ઠીઓ, મહાનુભાવો - રાજપુરુષો અને સાહિત્યકારોનાં પૂતળાં કે સ્મારકો જોવા મળે છે. મારે દુ:ખદ નોંધ લેવી છેકે અમદાવાદ શહેરના પ્રથમ - સંઘપતિ, મહાજન અને નગરશેઠ શાંતિદાસ ઝવેરીનું કોઈ સ્મારક નથી. પ્રેમાભાઈ હૉલ, પ્રેમ દરવાજા અને હિમાભાઈ ઈન્સ્ટિટ્યૂટ તેમના વારસદારોનું સ્મરણ કરાવે છે. કવિ દલપતરામ અને કવિ અખાની જેમ ઝવેરીવાડમાં એમનું યોગ્ય સ્મારક બને એવી આશા રાખું છું. મહાજન પરંપરા માંગલ્યનો માર્ગ છે, એવું પ્રતીતિ કરાવશે.

*૮૪, શંકર સોસાયટી વિ-૨, અંકુર રોડ,*
*નારણપુરા, અમદાવાદ-૧૩*
*મો. ૯૮૨૫૦૪૨૨૩૧*

# અમેરિકાના ઇન્ટરનેટ જાયન્ટસ સામે ગુજ્જુબંધુની વોર

*- સુદર્શન ઉપાધ્યાય*

**આ** એક એવી લીગલ ફાઈટની વાત છે કે જે અમેરિકાની કોર્ટમાં લડાઈ, જ્યાં ઇન્ટરનેટ જાયન્ટ ટ્વિટર-લિન્કડીને સરંડર થવું પડ્યું : આ ફાઈટ કરનાર ગુજરાતના અમરેલીના રાઠોડ બંધુઓ છે. અબજોની કમાણી કરતાં સોશિયલ નેટવર્ક જાયન્ટ્સ કોર્ટમાં જવાબ પણ આપી શકી નહોતી. આ લીગલ ફાઈટમાં ગુજરાતી બંધુઓને જોઈ વડાપ્રધાન મોદીની આંખમાં ચમક આવી ગઈ છે.

સોશિયલ નેટવર્ક પર ટ્વિટર કે લિંન્કડીન પર સૌથી વધુ ફોલોઅર્સ કોના તેની આપણે હંમેશા ચર્ચા કરતા આવ્યા છે પરંતુ ટ્વિટર અને લિંન્કડીનના માલિકો એક ગુજરાતીને સતત ફોલો કરે છે. આ ગુજરાતીનું નામ વડાપ્રધાન શ્રી નરેન્દ્ર મોદી નથી પણ અમરેલીના વિજય રાઠોડ અને યોગેશ રાઠોડ છે. આ બંને ભાઈઓએ ટ્વિટર અને લિંન્કડીનને પડકારી છે.

**ટ્વિટર કે લિંન્કડીને એવું ક્યારેય નહોતું કલ્પ્યું કે ભારત જેવા વિકાસશીલ દેશના ખૂણાના એક ગામના સોફ્ટવેર એન્જિનિયરો તેમની બોચી પકડીને પડકારશે !!**

પ્રથમ નજરે જ ગુજરાતને નહીં પણ સમગ્ર ભારતને ગૌરવ અપાવે એવો આ અહેવાલ છે. સોશિયલ નેટવર્કીંગના ઉપયોગ સાથે આપણી સવાર પડે છે. આખો દિવસ વિવિધ વર્ગના લોકો સાથે આપણે આ મેસેજીંગ સિસ્ટમથી સંપર્ક વધાર્યા કરીએ છીએ. ઘણીવાર એમ થાય કે ભારતના કોઈ સોફ્ટવેર એન્જિનિયરોએ શા માટે વિશ્વમાં સૌથી વધુ વપરાય એવી કોઈ સોશિયલ નેટવર્કની સાઈટ નથી બનાવી ?

ટ્વિટર, ફેસબુક, લિંન્કડીન જેવા સોશિયલ નેટવર્ક વિશ્વભરમાં પ્રખ્યાત છે. આ કંપનીઓ કરોડો ડોલરની આવક રળતી હોય છે. પોતાની પ્રોડક્ટની તેમણે અમેરિકાની પેટન્ટ ઓફિસમાં પેટન્ટ મેળવી હોય છે. તેમની સાથે થતા કેસોનો સામનો કરવા સ્પેશયલ લીગલ સેલ ઊભું કરાયું હોય છે. આ કંપનીઓના સોફ્ટવેર એન્જિનિયરો કરતાં વધુ સેન્સ ભારતના સોફ્ટવેર એન્જિનિયરોમાં છે પરંતુ ઇન્ટરનેટનું માર્કેટ શરૂઆતથી જ અમેરિકાની પક્કડમાં છે. લગભગ તમામ ઇન્ટરનેટ જાયન્ટસ અમેરિકામાં છે.

અમેરિકાના ઇન્ટરનેટ જાયન્ટસને ચીન પડકારી શકે એમ હતું, પરંતુ ટ્વિટર કે લિંન્કડીને એવું ક્યારેય નહોતું કલ્પ્યું કે ભારત જેવા વિકાસશીલ દેશના ખૂણાના એક ગામના સોફ્ટવેર એન્જિનિયરો તેમની બોચી પકડીને પડકારશે !!

જ્યારે અમરેલીના બંધુઓએ અમેરિકાના સોશિયલ નેટવર્ક જાયન્ટસને પ્રથમ નોટીસ ફટકારીને લખ્યું કે તમે જે પેટન્ટ વાપરો છો તે હકીકતે અમે તૈયાર કરી છે અને તે બાબતની પેટન્ટ પણ મેળવી છે. ત્યારે અમેરિકી કંપનીઓએ આ નોટિસ ડસ્ટબીનમાં પધરાવી દીધી.

પરંતુ, આ કંપનીઓને એ ખબર નહોતી કે સામે છેડે ગુજરાતીઓ છે. જે અમેરિકી જાયન્ટસ રાઠોડ બંધુઓને ગાંઠતા નહોતા તે હવે અમેરિકાની પૅટન્ટ કોર્ટના આદેશ હેઠળ રાઠોડ બંધુઓ સાથે સૌમ્ય વાતચીત કરી રહ્યાં છે.

આ એક એવી લીગલ ફાઈટ હતી કે જેમાં 'કહાની હૈ દીયે કી ઔર તૂફાન કી'' જેવો ઘાટ હતો. અમેરિકામાં લીગલ કેસ લડવા હજારો ડોલર જોઈએ, અમેરિકાની સોફ્ટવેર જાયન્ટસને અમેરિકી સરકારનું ફૂલ પીઠબળ, ભાષાની સમસ્યા, અમેરિકાની કોર્ટમાં ધક્કા ખાવા જેવા અનેક અવરોધો પાર કરીને રાઠોડ બંધુઓ મોટી જીત મેળવવા આગળ વધ્યા હતા.

જ્યારે રાઠોડ બંધુઓની પેટન્ટ દાવાની અરજી અમેરિકી કોર્ટે સ્વીકારી ત્યારે અમેરિકાની સોફ્ટવેર કંપનીઓમાં સન્નાટો મચી ગયો હતો. અમેરિકાની કોર્ટે જ્યારે ટ્વિટરને



લખ્યું કે ભારતની કંપનીના દાવા અંગે તમારો જવાબ મોકલો.

આ આખી લીગલ બેટલ તરફ કોઈનું ધ્યાન ગયું નહોતું પણ વાચકોને જાણીને આશ્ચર્ય થશે કે ટ્વિટર કે લિન્કડીન કોર્ટમાં જવાબ રજૂ કરી શક્યા નહોતા. જવાબ રજૂ કરવો એ લીગલ જીત નહોતી પણ પેટન્ટ ઓફિસની કોર્ટમાં બોલ ગયો હતો.

પોતે પેટન્ટ પહેલાં કરાવી છે એવા રાઠોડ બંધુઓના દાવાને કોઈ સોશિયલ નેટવર્કીંગના જાયટન્સે પડકાર્યો નહોતો. દાવો નહીં પડકારાતા રાઠોડ બંધુઓના ઉત્સાહમાં વધારો થયો હતો. એક તરફ અમેરિકામાં લીગલ બેટલ લડવાનો ખર્ચ અને બીજી તરફ ઈન્ટરનેટ રિસર્ચ પાછળના ખર્ચે રાઠોડ બંધુઓનાં ખિસ્સા ખાલી કરી નાખ્યાં હતાં.

લીગલ બેટલ આગળ વધારવા તેમણે મુંબઈમાં વનપેટોમેન્ટ (PETOMENT) નામની કંપની ઊભી કરી અને રોકાણકારોને આવકાર્યા હતા. રોકાણકારોના પ્રોત્સાહનના પગલે રાઠોડ બંધુઓએ અન્ય સોશિયલ નેટવર્ક પર પોતાના દાવાની નોટિસ ફટકારવી શરૂ કરી હતી.

**ગુજરાતીઓને નબળા આંકવાનું વિચારતા અમેરિકાને એ ખબર નથી કે અમેરિકાનો મોટેલ ઉદ્યોગ ગુજરાતીઓની પકડમાં આવી ગયો છે. અમેરિકામાં મોટેલ ઉદ્યોગ એસોસિએશનના પ્રમુખ ગુજરાતી છે અને બોર્ડમાં અડધા ઉપરાંત ગુજરાતી છે**

છેલ્લા અહેવાલ એવા છે કે રાઠોડ બંધુઓની વનપેટોમેન્ટ કંપનીને અમેરિકી કોર્ટે ફાઈનલ હિયરીંગ માટે બોલાવી છે. આ કેસમાં સામાવાળા એટલે કે ટ્વિટર અને ઈન્સ્ટ્રાગ્રામ સમય મર્યાદામાં જવાબ રજૂ નથી કરી શક્યા એટલે તેમનો પક્ષ નબળો પડી ગયો છે.

આ લીગલ ફાઈટ બાબતે વડાપ્રધાન શ્રી નરેન્દ્ર મોદીનું ધ્યાન દોરાયું ત્યારે તેમની આંખોમાં ચમક આવી ગઈ હતી. સોશિયલ નેટવર્કીંગ ક્ષેત્રે ફોલઓર્સ બાબતે મોદી વિશ્વમાં નંબર-ટુ છે તો અમેરિકાના પ્રમુખ ડોનાલ્ડ ટ્રમ્પ નંબર-વન છે. અમેરિકાની ઈ-કોમર્સ કંપની વોલમાર્ટે જ્યારે ભારતની ફલીપ કાર્ટને ૧૭ મિલિયનમાં ખરીદી ત્યારે ઈ-કોમર્સ ક્ષેત્રે ખળભળાટ મચી ગયો હતો. ઈન્ટરનેટના સમગ્ર ક્ષેત્ર પર અમેરિકાનું એકહથ્થું શાસન તોડનારા પણ છે તે ગુજ્જુબંધુઓએ બતાવી આપ્યું છે.

હવે શું થઈ શકે ? આ પ્રશ્નનો વિચાર કરીએ તો ટ્વિટરે રાઠોડ બંધુઓને તેમની સિસ્ટમ વાપરવા બદલ પૈસા ચૂકવવા પડશે, લીગલ બેટલનો ખર્ચ ચૂકવવો પડશે અને કોર્ટમાં માફી માગવી પડશે. અમેરિકી કંપનીઓ માટે આ સ્થિતિ મોટા સેટબેક સમાન હોય છે. જો આમ ના થાય તો કોર્ટ જે દંડ ફટકારે તે ભરવો પડે અને ટ્વિટરના ડાયરેક્ટરોની યાદીમાં રાઠોડ બંધુઓનું નામ જોડવું પડશે.

અમેરિકી કંપનીઓ લીગલ બેટલમાં બહુ ઉસ્તાદ હોય છે તે સામાવાળાને થકવી નાખે છે. સોશિયલ નેટવર્કની જાયન્ટ કંપનીઓએ સ્વપ્ને પણ નહોતું વિચાર્યું કે ગુજરાતીઓ તેમને હંફાવશે !! અહીં હંફાવવાની નહીં પણ હરાવવાની વાત છે.

ગુજરાતીઓને નબળા આંકવાનું વિચારતા અમેરિકાને એ ખબર નથી કે અમેરિકાનો મોટેલ ઉદ્યોગ ગુજરાતીઓની પકડમાં આવી ગયો છે. અમેરિકામાં મોટેલ ઉદ્યોગ એસોસિએશનના પ્રમુખ ગુજરાતી છે અને બોર્ડમાં અડધા ઉપરાંત ગુજરાતી છે.

અમેરિકાના ન્યૂજર્સીમાં જાહેર માર્ગો પર રથયાત્રા ફરે છે અને જુલાઈ-૨૦૧૮માં તો શિકાગોમાં બાર્ટલેટ ટાઉનમાં ૨૦ જુલાઈને અહિંસા દિન તરીકે ઉજવવાની જાહેરાત પણ થઈ છે.

આજે અહીં દીપોત્સવી અંકમાં આ ઈન્ટરનેટ પરની લીગલ બેટલ એટલા માટે સમાવી છે કે ઈન્ટરનેટ જાયન્ટસ સામે બાંયો ચઢાવનાર ગુજરાતીઓ છે.

સૌને નવા વર્ષની શુભેચ્છા...

*૧૨, જીતેન્દ્ર પાર્ક સોસાયટી,*
*વિશ્વકુંજ ચાર રસ્તા પાસે,*
*પાલડી, અમદાવાદ-૭*
*મો : ૯૮૯૮૯૮૦૩૬*



# ખેડૂતો જીઆઈ ટેગ મેળવીને પણ આવક વધારી શકે છે

*- અજય મો. નાયક*

છેલ્લા કેટલાક વખતથી આપણે ખેડૂતોની આવક બમણી કરવા માટે ચાલી રહેલા પ્રયાસો અંગે માધ્યમોમાં અવારનવાર વાંચીએ છીએ કે સાંભળીએ છીએ. ડૉ. સ્વામીનાથન સમિતિની ભલામણો મુજબ ટેકાના ભાવમાં અનેકગણો વધારો કરીને ખેડૂતોની આવક વધારવાનો પ્રયાસ કરાયો. આ આવકારદાયક બાબત છે પરંતુ, તેની જાહેરાત ઘણી મોડી થઈ છે.

બીજી બાજુ આપણા દેશમાં ખેડૂતો પરંપરાગત ખેતી કરવાને ટેવાયેલા હોવાથી તેઓ નવા પ્રયોગો કરવાનું ટાળે છે. જોખમ નહીં લેવાને કારણે વળતર પણ ઘટે છે. જ્યાં સુધી ખેડૂતો પોતાનો ઉત્પાદન ખર્ચ ઘટાડે નહીં ત્યાં સુધી તેમને પોષણક્ષમ વળતર મળી શકે તેમ નથી. સમયની સાથે ચાલીને ખેડૂતોએ પોતાની પાક પદ્ધતિ તથા નવા પ્રયોગો કરવાનું પણ શરૂ કરવું જોઈએ.

**જ્યાં સુધી ખેડૂતો પોતાનો ઉત્પાદન ખર્ચ ઘટાડે નહીં ત્યાં સુધી તેમને પોષણક્ષમ વળતર મળી શકે તેમ નથી. સમયની સાથે ચાલીને ખેડૂતોએ પોતાની પાક પદ્ધતિ તથા નવા પ્રયોગો કરવાનું પણ શરૂ કરવું જોઈએ**

આ કારણે જ જ્યારે જ્યોગ્રાફિક્સ ઈન્ડીકેટર (જીઆઈ) ટેગ અંગે ગુજરાતના ખેડૂતોમાં ચર્ચા શરૂ થઈ ત્યારે ઘણા બધાને તે અંગે ખ્યાલ જ નહોતો. કોંકણના ખેડૂતોએ તેમની આફૂસ કેરી માટે જીઆઈ ટેગ મેળવવા પ્રયત્ન ચાલુ કર્યા ત્યારે ગુજરાતના ખેડૂતો એ બાબતે જાગ્રત બન્યા. હવે ચીકુ જેવા ફળ માટે પણ આ ટેગ લેવાના પ્રયત્નો શરૂ થયા છે.

સૌ પહેલાં તો આપણે સમજી લેવું જોઈએ કે આ જીઆઈ ટેગ શું છે તે જાણી લેવું જોઈએ. જીઆઈ ટેગ એવી જ ચીજવસ્તુઓ પર અપાય છે કે જે કોઈ વિશિષ્ટ ભૌગોલિક ક્ષેત્રમાં ઉત્પન્ન થતી હોય. આ ઉપરાંત જે તે સ્થળ સાથે આ વસ્તુનો ગાઢ સંબંધ પણ હોવો જોઈએ.

જીઆઈ ટેગને ઔદ્યોગિક સંપત્તિ હેઠળ રક્ષણ આપવા માટે પેરિસ અધિવેશનમાં બૌદ્ધિક સંપદા અધિકારના એક ભાગરૂપે સામેલ કરાઈ હતી. આંતરરાષ્ટ્રીય સ્તરે જીઆઈનું નિયમન WTO હેઠળ થયેલી સમજૂતી હેઠળ થાય છે. આ માટે આપણા દેશમાં જિયોગ્રાફિકલ ઈન્ડિકેશન ઓફ ગુડ્સ રજિસ્ટ્રેશન એન્ડ પ્રોટેક્શન એક્ટ ૧૯૯૯માં અમલમાં આવ્યો. વર્ષ ૨૦૦૩થી આ કાયદો લાગુ થયો. આ કાયદા હેઠળ નોંધણી કરાવવાની હોય છે. ચેન્નાઈમાં તેનું વડું મથક આવેલું છે. સામાન્ય રીતે જીઆઈ ટેગનો ઉપયોગ કૃષિ ઉત્પાદનો, ખાદ્યપદાર્થ, હસ્તશિલ્પ અને વિશેષ ઔદ્યોગિક ઉત્પાદન માટે થાય છે.

આપણા દેશમાં સૌ પ્રથમ જીઆઈ ટેગ વર્ષ ૨૦૦૪માં દાર્જીલિંગ ટીને આપવામાં આવી હતી. ત્યારબાદ કાંચીપુરમ સાડી, નાગપુર ઓરેન્જ, કોલ્હાપુરી ચંપલ, બિકાનેરી ભુજીયાને પણ જીઆઈ ટેગ મળ્યું છે. ગુજરાતની વાત કરીએ તો આઠેક જેટલી ચીજવસ્તુને આ ટેગ મળી છે. તેમાં કચ્છી એમ્બ્રોઈડરી, કચ્છી શાલ, સંખેડાનું ફર્નિચર, પાટણના પટોળા, જામનગરી બાંધણી, ભાલિયા ઘઉં, ગીર કેસર કેરી અને સુરતની જરી કળા સામેલ છે.

જીઆઈ પ્રમાણપત્ર એટલે કે ચોક્કસ ભૌગોલિક વસ્તુની ઓળખ દર્શાવતું પ્રમાણપત્ર. આથી વસ્તુઓ કે ખાદ્ય પદાર્થોમાં ઉપયોગમાં લેવાતા નામ અને ટ્રેડમાર્ક સામે રક્ષણ મળે છે. આવી લોકપ્રિય વસ્તુઓનો ઉપયોગ સત્તાવાર વપરાશકાર જ કરી શકે તેવું રક્ષણ પૂરું પાડે છે.

જીઆઈ પ્રમાણપત્રને કારણે આ પ્રકારનાં ઉત્પાદનોનું મહત્ત્વ વધી જાય છે. સરકારની નિકાસને પ્રોત્સાહન આપવાની નીતિમાં તેમને સ્થાન મળે છે. ઈન્સેટિવ જાહેર કરાય તો તેનો પણ લાભ મળે છે. સીધી ઉત્પાદક પાસેથી જ ખરીદી કરવામાં આવતી હોવાથી વચેટિયાઓ નીકળી જાય છે અને પરિણામે ઊપજ વધે છે.



આપણા દેશમાં જીઆઈ ટેગનો વ્યાપ વધી શક્યો નથી તેનાં અનેક કારણો છે. આઈપીઆર હેઠળ વેપાર સંબંધી ધારાની કલમ ૨૩ હેઠળ જે વાત આગળ વધવી જોઈએ તે વધી નથી. આ કલમ હેઠળ શરાબને પ્રાથમિકતા આપવામાં આવે છે. આપણા દેશમાં જીઆઈનો મહત્તમ સંબંધ કૃષિ ઉત્પાદન અને હસ્તશિલ્પ માટે થાય છે. વિકસિત દેશોએ પોતાના હિતમાં શરાબ જેવા પીણા માટે વિશેષ પ્રોટેક્શન રાખ્યું છે. ભારત માટે આ વ્યવસ્થા અનુકૂળ નથી.

આપણા દેશ માટે સમસ્યા એ છે કે જીઆઈ નોંધણી સંપૂર્ણપણે ડોક્યુમેન્ટના આધારે થાય છે. અહીં એવા ઘણાં ઉત્પાદનો છે કે જેનું કોઈ દસ્તાવેજીકરણ થયું નથી પરંતુ પેઢી-દરપેઢી અને સ્થળના વિશેષ સ્થાનને કારણે તેનું ઉત્પાદન થતું આવ્યું છે. આ માટે કોઈ જોગવાઈ કરાઈ નથી. પરિણામે આપણા દેશમાં અનેક ઉત્પાદનો એવા છે કે જેને જીઆઈ ટેગ મળી શકે પરંતુ યોગ્ય દસ્તાવેજીકરણના અભાવના કારણે તેમ થઈ શક્યું નથી.

**ખેડૂતોને સમયાંતરે શિક્ષિત કરવા માટે પ્રયાસ કરવાની જરૂર છે. વૈશ્વિક ધોરણે કૃષિ ઉત્પાદન અને કૃષિ બજારના વલણથી વાકેફ કરવા માટે સરકાર ઉપરાંત ખેડૂત સાથે કામ કરતી સંસ્થાઓની પણ ફરજ બને છે કે તેમણે ખેડૂતોને યોગ્ય માર્ગદર્શન આપવું**

જો દેશમાં તેનો વ્યાપ વધારવો હોય તો તેની નોંધણીની શરતો હળવી બનાવવી પડે. જીઆઈ ટેગની જે માંગ કરે તે માટે તપાસ કરાય તે સમજી શકાય તેવી બાબત છે પરંતુ દસ્તાવેજી પ્રમાણપત્રોનો આગ્રહ રાખવો તે યોગ્ય નથી. અનુભવજન્ય પ્રમાણપત્રના આધારે પણ જીઆઈ ટેગ મળવી જોઈએ. આ માટે યોગ્ય સુધારા થવા જોઈએ. જ્યાં બે રાજ્યો વચ્ચે કોઈ વસ્તુની જીઆઈ ટેગ અંગે વિવાદ હોય ત્યારે તે મુદ્દો લટકાવવાને બદલે બંનેને મંજૂરી મળવી જોઈએ. આ સાથે જ જીઆઈ ટેગ મેળવનાર ઉત્પાદકોનું યોગ્ય રીતે માર્કેટિંગ થાય તે પણ જોવું જોઈએ. આ માટે એક યોગ્ય વિતરણ વ્યવસ્થા તૈયાર કરવી જોઈએ. તાજેતરમાં નાગરિક ઉડ્ડયન મંત્રી સુરેશ પ્રભુએ દેશના દરેક એરપોર્ટ પર જીઆઈ ટેગ ધરાવતી ચીજવસ્તુના પ્રદર્શન માટે સ્ટોલ ઊભા કરવાનું જાહેર કર્યું છે. તેની પાછળનો આશય એ છે કે આ ચીજવસ્તુનો પ્રસાર થાય અને એ બહાને પ્રવાસન વધે.

ખેડૂતોને સમયાંતરે શિક્ષિત કરવા માટે પ્રયાસ કરવાની જરૂર છે. વૈશ્વિક ધોરણે કૃષિ ઉત્પાદન અને કૃષિ બજારના વલણથી વાકેફ કરવા માટે સરકાર ઉપરાંત ખેડૂત સાથે કામ કરતી સંસ્થાઓની પણ ફરજ બને છે કે તેમણે ખેડૂતોને યોગ્ય માર્ગદર્શન આપવું. માત્ર શૈક્ષણિક નહીં બલ્કે પાકની પદ્ધતિ બદલવા સહિતના સૂચનો કરવા જોઈએ.

ગુજરાતની વાત કરીએ તો અમલસાડી ચીકુને જીઆઈ ટેગ મળી શકે તેમ છે. નવસારીથી અમલસાડ સુધીના ગ્રામીણ વિસ્તારમાં કેરી અને ચીકુની વાડી આવેલી છે. વર્ષમાં લગભગ ૯-૧૦ મહિના ચીકુની આવક થતી હોય છે. કેરીના બે મહિના અલગ. આથી અહીં ઘણી સમૃદ્ધિ જોવા મળે છે. એક સમયે અમલસાડથી દિલ્હી સુધીની ચીકુ સ્પેશ્યલ ટ્રેન ચાલતી હતી. સમય જતાં રેકના અભાવે તેને બંધ કરી દેવાઈ. આટલું થયું છતાં આ વિસ્તારના ખેડૂતો આગેવાનો કે એપીએમસીના હોદ્દેદારો કે લોક પ્રતિનિધિ કશું બોલ્યા જ નહીં. આટલી ઘોર ઉપેક્ષા કેવી રીતે ચલાવી લેવાય છે એ એક પ્રશ્ન છે.

આફૂસ કેરીના કિસ્સા બાદ અમલસાડી ચીકુ હાથમાંથી સરકી ના જાય અને તેની જીઆઈ પ્રમાણપત્ર સહિતની ઔપચારિકતા પતાવી દેવાની પ્રક્રિયા શરૂ કરાશે તો ખેડૂતોની મોટી સેવા કરી કહેવાશે.

ખેડૂતોને ખ્યાલ આવે કે દુનિયા ક્યાં જઈ રહી છે ! મોટાભાગના ખેડૂતો પોતાની એક ચોક્કસ દુનિયામાં રહેતાં હોય છે. એ એમનું માની લીધેલું વિશ્વ હોય છે. જમીની હકીકત અલગ જ હોય છે. જ્યાં સુધી તેમને અનુભવ ના કરાવાય ત્યાં સુધી તેઓ પોતાની રીતે જ જીવતાં હોય છે.

હવે જો વલસાડી આફૂસ કેરીને બદલે કોંકણ વિસ્તારની આફૂસ કેરીને આ ટેગ મળે તો સ્વાભાવિક છે કે તેનું મૂલ્ય વધી જાય. તેમને ભાવ પણ સારા મળે એટલું જ નહીં નિકાસમાં પણ તેઓ અન્ય આફૂસ કેરી કરતાં આગળ રહે. આવું જ અમલસાડી ચીકુમાં પણ થઈ શકે છે. સદનસીબે દક્ષિણ ગુજરાતના ખેડૂતોએ તથા ખેડૂત સહકારી મંડળીઓએ ખાસ કરીને ચીકુને જીઆઈ ટેગ મળે તે માટેના પ્રયત્ન શરૂ કર્યા છે. આપણા રાજ્યમાં ગુજરાત એગ્રો એ નોડલ એજન્સી છે. તેની મારફતે ચીકુ માટે જીઆઈ ટેગ મેળવવા પ્રયત્ન કરવા જોઈએ. આ ઉપરાંત ખાનગી કન્સલ્ટન્ટ પણ તેમાં મદદ કરી શકે છે.

*એચ-૫/૧૧, નિધિ એપાર્ટમેન્ટ, પ્રગતિનગર,*
*નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩*
*મો. ૯૮૨૫૪૬૪૪૮૧*

# આપણી પ્રાચીન વૈદિક સંસ્કૃતિ

*- પરમાનંદ મા. ગાંધી*

**વે**દો હજારો વર્ષો જૂની આપણી સંસ્કૃતિનું ઉદ્‌ગમસ્થાન છે. આ ગ્રંથો જ્ઞાનનું સરોવર છે. તે માનવ જાતિના વિશ્વવ્યાપક થયેલા સહુથી પ્રાચીન ગ્રંથો છે, કે જેના પાને પાને આપણી સંસ્કૃતિની ઝલક છે.

આજે પ્રચલિત આપણી ઉપાસના પદ્ધતિ, આપણા દેવો, આપણા સંસ્કારો, આપણી રહેણીકરણી તથા સમગ્ર જીવનવ્યવહારના પ્રેરણા સ્ત્રોત વેદો છે. એટલું જ નહીં, આધુનિક ભારતમાં જે બધા પ્રચલિત સંપ્રદાયો છે, તે બધાનું મૂળ, આ પ્રાચીન ગ્રંથો છે.

માનવીની અસ્મિતા જાગૃત કરી, તેની હતાશા ખંખેરી તેને ઉત્સાહિત કરનાર વેદો કહે છે, 'સાંભળો ! તમે પરમાત્માના-અમૃતના પુત્રો છે. श्रृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा : (ऋग.१०/१३/१)

આજના હરણફાળે આગળ વધતા વૈજ્ઞાનિક પ્રવાહોમાં આ ગ્રંથોની આવશ્યકતા શી છે ? તેની આવશ્યકતા એટલા માટે છે કે, વેદો જ્ઞાનનો અમુલખ ભંડાર છે. તેમાંથી જીવનના પ્રત્યેક ક્ષેત્રનું માર્ગદર્શન મળે છે. તેમાં ભૌતિક વિજ્ઞાન શાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, આયુર્વેદશાસ્ત્ર ઉપરાંત પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર તથા શિલ્પ અને બાંધકામ જેવાં બધાં જ શાસ્ત્રોનાં મૂળ સિદ્ધાંતોની વિચારણા વેદોમાં છે. અરે, પ્રગત વિમાનશાસ્ત્ર તેના વિવિધ આકારો, તે બનાવવાની વિધિ ઈત્યાદિની શ્રી જી.આર. જોયસેર, તેમના પુસ્તક 'સમગ્ર વિજ્ઞાન યંત્ર'માં વિસ્તૃત વિચારણા કરી છે.

**વેદોનાં મૂલ્યો શાશ્વત અને સનાતન છે. તેથી જ આટલા બધા પરદેશી હુમલાઓ, મોગલ સલ્તનતના અત્યાચારો તથા અંગ્રેજી હકૂમતના જુલ્મી અત્યાચારો સામે કાળની અનેક થપાટો ખાતાં ટકી રહ્યાં છે**

વેદોનાં મૂલ્યો શાશ્વત અને સનાતન છે. તેથી જ આટલા બધા પરદેશી હુમલાઓ, મોગલ સલ્તનતના અત્યાચારો તથા અંગ્રેજી હકૂમતના જુલ્મી અત્યાચારો સામે કાળની અનેક થપાટો ખાતાં ટકી રહ્યાં છે. અને આજે પણ પ્રચંડ વેગે આવતા પાશ્ચાત્ય ભોગવાદી સંસ્કૃતિના સામે વૈદિક વિચારો અને તેની પરંપરા, એક યા બીજી રીતે તેનું અસ્તિત્વ ટકાવી રહી છે. અને હજારો વર્ષોથી લાખો કરોડો હિન્દુઓનું એ શ્રદ્ધા કેન્દ્ર છે એ સાબિત કરી આપ્યું છે.

એટલું જ નહીં, આપણા ઋષિઓએ ભોગવાદી વિચારસરણીને નહીં, પણ તેનો આધ્યાત્મિક જીવન સાથેનો સમન્વય સાધીને પરમતત્ત્વ સુધી પહોંચવાનો રાહ ચીંધ્યો છે. આવા આત્મદર્શી લોકો માટે તો સમગ્ર વિશ્વ એક માળા જેવું છે. यत्र विश्व भवत्येकनीडम्। આ સૂત્રે તો વિશ્વના વિદ્વાનોને વેદને વિશ્વનું સંવિધાન કહેવા પ્રેર્યા છે.

એના સંદર્ભમાં ડૉ. વાસુદેવ પાઠકે તેને કાવ્યપંક્તિમાં ઉદ્દત કરી લખ્યું છે. परां प्राकतनी संस्कृति विश्व । 'સમગ્ર વિશ્વમાં ઉત્તમ એવી વેદવાણી પરમ અને પ્રાચીન સંસ્કૃતિને પોષનારી છે.'

ભારતીય વિદ્વાનો આચાર્ય રંગાચાર્ય, મહર્ષિ અરવિંદ ઘોષ, એ.સી.બોઝે તથા વીન્ટરનીત્સ વોલ્ટરે, ડૉ. રસેલ, મેક્સમુલર ઈત્યાદિ પાશ્ચાત્ય વિદ્વાનોએ પોતપોતાની રીતે વૈદિક ગ્રંથોની પ્રશંસા કરી છે.

**યજ્ઞનું હાર્દ**

વૈદિકયુગમાં યજ્ઞસંસ્થાનું વિશેષ પ્રાધાન્ય હતું. યજ્ઞના અગ્નિમાં દેહાભિમાનનું હવન કરી શુદ્ધ સત્ત્વમાં પ્રતિષ્ઠિત કરવાનો યજ્ઞનો મુખ્ય ઉદ્દેશ્ય હતો. આ રીતે આત્મસમર્પણ દ્વારા માનવી મલિન અંશનો ત્યાગ કરી વિશુદ્ધ સત્ત્વમાં આત્માને પ્રતિષ્ઠિત કરતો.

યજ્ઞનું બીજું એક પ્રયોજન હતું. પૃથ્વી પરનો દેવતા અગ્નિ છે અને યજ્ઞના હવનમાં અગ્નિ મારફતે સ્વર્ગમાં દેવતાઓને તેમનો હવિભોગ પહોંચવાથી દેવતાઓ પ્રસન્ન થાય છે. તે દેવતાઓ માનવોના કલ્યાણ માટે વરસાદ ઈત્યાદિ કાર્યો કરે છે. આ રીતે શ્રીમદ્‌ ભગવદ્‌ગીતામાં જણાવ્યા મુજબ,



देवान्भावयतानेन ते देवा भावयन्तुवः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथः ॥
(ગીતા. ૩/૧૧)

'આ યજ્ઞો વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને દેવો તમને સંતુષ્ટ કરે, એવી પરસ્પરની ભાવના નિર્માણ થાય છે.'

આજની વિષમ પરિસ્થિતિમાં નિવારણ માટે યજ્ઞમાં જણાવેલી પરસ્પરની ભાવના એ અમોઘ શસ્ત્ર છે.

**વેદકાલીન શાસનવ્યવસ્થા :**

વેદની દૃષ્ટિમાં સમસ્ત માનવસમાજ તથા સંપૂર્ણ રાષ્ટ્ર પુરુષરૂપ છે.

ઋગ્વેદમાં પુરુષસૂક્તમાં જણાવ્યા મુજબ બ્રાહ્મણ, ક્ષત્રિય ઈત્યાદિ બધા જ વિરાટ પુરુષના જુદા જુદા અંગો છે.

ब्राह्मणोडस्य मुखमासीत ...
(ઋગ, ૧૦-૧૦-૧૧)

જ્યાં કોઈપણ જાતના ઊંચનીચના ભેદ વગર એકાત્માની વૈદિક સમજણ છે અને આ વિરાટપુરુષના લીધે સમગ્ર વિશ્વના ચક્રનું યથાવત્ સંચાલન થયા કરે છે.

રાષ્ટ્રશાસન વ્યવસ્થામાં બીજો એક મહત્ત્વનો સિદ્ધાંત વેદોમાં છે. તેના સંદર્ભમાં યજુર્વેદમાં બે મંત્રો છે. તેમાં રાજા કહે છે, 'મારી પીઠ, પેટ ઈત્યાદિ બધાં અંગો મારી પ્રજા છે અને સાથળ અને ખભારૂપે ધર્મના આધાર પર પ્રજામાં પ્રતિષ્ઠિત થયો છું. (યજુ. ૨૦/૮-૯) પ્રભુ રામચંદ્રનું રાજ્ય ધર્મ આધારિત જ હતું ને ? તે કાળમાં રાષ્ટ્રની સામ્રાજ્ય, ભોજ્ય, સ્વરાજ્ય..... ઈત્યાદિ જુદા જુદા પ્રકારની શાસન પદ્ધતિઓ પ્રચલિત હતી.

**તે શિક્ષણ પ્રણાલીમાં વિજ્ઞાનના શિક્ષણની આવશ્યકતા સ્વીકારવામાં આવી હતી. પરંતુ, જીવનના ઘડતરનું મહત્ત્વ વિશેષ હતું. વિદ્યાર્થી બધી રીતે સારો અને સુયોગ્ય નાગરિક બને તે માટે જાગરૂત પ્રયાસો થતા**

**વેદોમાં શિક્ષણપ્રણાલી :**

વેદકાલીન શિક્ષણપ્રણાલી તપોવન પદ્ધતિની હતી. તેની સમજ આપતાં પૂજ્ય પાંડુરંગ શાસ્ત્રીજીએ કહ્યું હતું તે પદ્ધતિમાં ધાર્મિક શિક્ષણ અપાતું કે જેનાથી વિદ્યાર્થીમાં ઈશ્વરનિષ્ઠા તથા ચારિત્ર્યનિષ્ઠા કેળવાતી અને દેહ કરતાં આત્મા ભિન્ન છે તેનું જ્ઞાન અપાતું. ગુરુ વિદ્યાર્થીની યોગ્યતા મુજબ તેને શિક્ષણ આપતા.





તે શિક્ષણ પ્રણાલીમાં વિજ્ઞાનના શિક્ષણની આવશ્યકતા સ્વીકારવામાં આવી હતી. પરંતુ, જીવનના ઘડતરનું મહત્ત્વ વિશેષ હતું. વિદ્યાર્થી બધી રીતે સારો અને સુયોગ્ય નાગરિક બને તે માટે જાગરૂત પ્રયાસો થતા.

પરંતુ આપણી કમનસીબી છે કે આધુનિક શિક્ષણ પદ્ધતિમાં પ્રાચીન પદ્ધતિની જીવનઘડતરની પદ્ધતિના બદલે દીક્ષાંત સમારોહ એકાદ ટંકશાળમાંથી સિક્કા બહાર પડે તેમ વિજ્ઞાન, કોમર્સ, ઈત્યાદિ વિવિધ ક્ષેત્રોમાંથી સ્નાતકો બહાર પડે છે. પરંતુ મોટાભાગે તેમનામાં ખીલેલા વ્યક્તિત્વનો તથા સદ્ચરિત્રનો અભાવ દેખાઈ આવે છે.

વાસ્તવમાં, વિદ્યા જીવનને માટે-જ્ઞાન માટે હોવી જોઈએ. અંગ્રેજોને કારકુનો તૈયાર કરવા હતા તેથી શિક્ષણમાં પરીક્ષા પદ્ધતિ રાખી હતી. પરંતુ ભારત સ્વતંત્ર થયા પછી પણ તે જ શિક્ષણ પ્રથા ચાલુ રહી છે, એ કેટલું શરમજનક છે.

ગાંધીજી પણ શિક્ષણમાં ધર્મનો આગ્રહ રાખતા હતા. એટલું જ નહીં, પણ આજે શાળા અને કોલેજોમાં અપાતા સહશિક્ષણ- educationનો તેમનો સૈધ્ધાંતિક વિરોધ હતો. કારણ કે કુદરતે સ્ત્રીપુરુષની શરીર રચના જ ભિન્ન પ્રકારની છે ત્યારે સ્ત્રી અને પુરુષને એક જ પ્રકારનું શિક્ષણ કેમ આપી શકાય? આવી સંસ્થાઓમાં નારીમાં માતૃત્વના - વાત્સલ્યભાવના ગુણો ખીલાવી શકાય નહિં.

**નારીશિક્ષણ :**

વેદકાલીન શિક્ષણ વ્યવસ્થામાં કન્યા શિક્ષણનું જ એટલું જ મહત્ત્વ હતું. અને તેમના આશ્રમો પણ હતા. આશ્રમમાંથી શિક્ષણ પ્રાપ્ત કરી તે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતી.

પ્રચલિત સુધારાવાદી પદ્ધતિથી નારીનું સન્માન અને

સમાજમાં, તેના મહત્ત્વની પ્રવૃત્તિ જોર પકડતી જાય છે. પરંતુ નારીના જીવનમાં સમર્પણની ભાવનાનું વિશેષ મહત્ત્વ છે એ સૂત્ર વિસરાઈ જાય છે. જો નારીમાં આ ભાવના નહીં હોય તો લગ્નજીવનમાં તેના પતિ સાથે તેનો અહમ વેદોમાં નારીનું મહત્ત્વ સમજાવતાં મંત્રો ઠેકઠેકાણે છે.

અર્થવવેદમાં सत्येनो तभिता मूणिः। (અથર્વ. ૧૨/૧/૧) કહીને નારીને માતૃશક્તિનું સત્યાચરણ અને ધર્મનું પ્રતીક ગણી છે.

બ્રાહ્મણ ગ્રંથોમાં નારીનું અર્ધાંગિની તરીકે વર્ણન છે. अर्धो वा एष आत्मनः यत् पत्नी (૩/૩/૩/૫) દ્વિદલ ધાન્યનાં દાળનાં બે ફાડિયાં હોય છે તેમ પતિ-પત્ની વચ્ચે સમાનતાની ભાવના હોવી જરૂરી છે.'

'નારી વગર યજ્ઞ અપૂર્ણ છે તેથી પત્નીને સાથે રાખી યજ્ઞ કરવાનો આદેશ છે.'

अयज्ञो वा एषः । योडपत्नीकः (નૈતિબ્રાહ્મણ ૨/૨/૨/૬)

નારી અબલા નહીં સબલા છે, તે ગૃ હલક્ષ્મી છે ઈત્યાદિ અનેક ગુણોનું વર્ણન વેદોમાં છે. પરંતુ સ્થળ સંકોચના કારણે આ ગુણોનું વિસ્તારથી વર્ણન શક્ય નથી.

**ન્યુટને ગુરુત્વાકર્ષણની કાં તો જેમ્સ વોટે બાષ્પીભવનની શોધ કરી ગણાય છે, તે કાંઈ તેમણે બુદ્ધિ વાપરીને કરી ન હતી. ત્યારે તે કોઈ વૈજ્ઞાનિકો પણ ન હતા. પણ તેમને સ્ફુરણા થઈ તેથી તેઓ આ શોધો કરી શક્યા**

આશ્રમમાં ભણતી ઋષિકાઓના દૃષ્ટમંત્રોની સંખ્યા ૪૨૨ ઉપરાંત છે. આ ઉપરથી સહેજે કલ્પના થઈ શકે છે કે નારી શિક્ષણની ઉચ્ચતા અને શિક્ષણનું મહત્ત્વ કેટલું બધું હતું.

**વૈજ્ઞાનિક શોધો પાછળ સહજ સ્ફુરણા :**

ન્યુટને ગુરુત્વાકર્ષણની કાં તો જેમ્સ વોટે બાષ્પીભવનની શોધ કરી ગણાય છે, તે કાંઈ તેમણે બુદ્ધિ વાપરીને કરી ન હતી. ત્યારે તે કોઈ વૈજ્ઞાનિકો પણ ન હતા. પણ તેમને સ્ફુરણા થઈ તેથી તેઓ આ શોધો કરી શક્યા. તે જ રીતે આધુનિક વૈજ્ઞાનિક શોધો પાછળનું મૂળ કારણ વૈજ્ઞાનિકોની બુદ્ધિ નથી પણ તેમને થયેલી સહજ સ્ફુરણા હતી અને આ સ્ફુરણા અંતરમાં બેઠેલા 'રામ' જ કરે છે ને ?

**વેદો અપૌરુષેય !**

આપણા પ્રાચીન ઋષિઓને પણ પરમાત્માએ સહજ સ્ફુરણા કરી તેમાંથી વેદવાણીનો ઉદ્‌ભવ થયો. તે ન સ્વીકારવાનું કોઈ કારણ નથી. જેમ ન્યુટનને સ્ફુરણા થઈ અને તેની શોધ પાછળ તેનું નામ જોડાયું, તેમ ઋષિઓને મંત્રોની સ્ફુરણા થઈ તેથી તે મંત્રોના દૃષ્ટા થયા અને આ રીતે વેદો કોઈ એક વ્યક્તિએ નિર્માણ કરેલા ગ્રંથો નથી. તેથી તે અપૌરુષેય ગણાયા તેમાં આશ્ચર્ય પામવાનું કારણ નથી.

આના સંદર્ભમાં પ્રોફેસર ડૉ. શ્રીમતિ એસ્તર સોલોમનનું તેમના પુસ્તક 'હિન્દુદર્શન'માં લખાણ છે. 'ઋષિઓએ આ જ્ઞાન તેમની બુદ્ધિથી ઉપજાવ્યું નથી. પરંતુ, સાક્ષાત પરમાત્માના મોઢેથી તે સાંભળેલું છે. પરંતુ, પરમાત્મા અંતરયામી છે અને જે કાંઈ સંભળાવે છે તે અંતરમાં રહીને સંભળાવે છે. તેથી એ સ્પષ્ટ છે કોઈ સંસ્કૃત, અરબી ઈત્યાદિ ભાષામાં સંભળાવેલું નથી. ભાષા તો ધર્મને ઝીલવાનું માત્ર ખોખું છે. (હિંદુદર્શન પાના. ૧૫)

અંતમાં, મહારાણા પ્રતાપના ભાલો કે ગાંધીજીના ચરખાને એકાદ મ્યુઝિયમના શોકેસમાં મૂકી તેનું લુખું ગૌરવ જ લેતા રહીશું ?

થોડીક પૂર્વગ્રહરહિત તટસ્થ બુદ્ધિથી વિચારીશું તો સમજાશે કે આપણી આ શ્રેષ્ઠ વિચારણાને મ્યુઝિયમમાંથી કાઢી લોકમાનસ સુધી પહોંચાડી શક્યા નથી તે સ્વતંત્ર ભારતની મોટામાં મોટી કમનસીબી છે.

હજુ ક્યાં મોડું થઈ ગયું છે ? સવેળાએ જાગીએ, અને એ દિશામાં ડગ માંડીશું તો વેદનું નામ વિશ્વભરમાં ઉજાગર થશે અને એ વેદોનું સાચું ગૌરવ થયું ગણાશે.

*૧૦૦૬, બી, કલાસાગર,*
*રત્નમણી કોમ્પ્લેક્સ પાછળ,*
*જોધપુર ચાર રસ્તા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫*
*ફોન. ૦૭૯-૨૬૭૪૩૫૮૬*



# ગુજરાત રોજગાર સમાચાર સાપ્તાહિક

- માહિતી ખાતા દ્વારા પ્રતિ બુધવારે પ્રસિધ્ધ થતું રોજગારલક્ષી માહિતી આપતું સાપ્તાહિક.
- શહેરી વિસ્તારો તેમજ રાજ્યના અંતરિયાળ ગ્રામ્ય વિસ્તારોમાં રોજગાર અને ભરતી વિષયક જાહેરાતોની અધિકૃત માહિતી પહોંચાડતું અસરકારક માધ્યમ.
- રાજ્યભરમાં રોજગાર વાંચ્છુઓ માટેનું વિશ્વસનીય સાપ્તાહિક.
- રોજગાર-સ્વરોજગાર વિષયક વિપુલ માહિતીનો ભંડાર.
- રાજ્ય સરકારના વિવિધ વિભાગો, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ, ગુજરાત જાહેર સેવા આયોગ, ગૌણ સેવા પસંદગી મંડળ, પંચાયત સેવા પસંદગી બોર્ડ સહિત કેન્દ્ર સરકારના વિવિધ મંત્રાલયો, નિગમો, જાહેર સાહસો, બેંક, રેલવે રિક્રુટમેન્ટ બોર્ડ, સંરક્ષણ દળોમાં ભરતી વિષયક જાહેરાતોનું સરળ ગુજરાતી ભાષામાં સંકલન.
- ભરતી ઉપરાંત સ્વરોજગાર વિષય લેખ, રોજગારની આસપાસ, કેરિયર ઓપ્શન તેમજ વિવિધ અભ્યાસક્રમોમાં પ્રવેશ સંબંધી વિજ્ઞાપનો.
- વાર્ષિક લવાજમ માત્ર રૂ. 30/-
- લવાજમ : કોઇપણ કોમ્પ્યુટરાઈઝ પોસ્ટ ઓફિસમાં અથવા જિલ્લા માહિતી કચેરીઓ ખાતે ભરી શકાશે.



# મેઘાણી, મહારાજ અને માણસાઇના દીવા

*- વી. એસ. ગઢવી*

**સ**મગ્ર ગુજરાત જેમને રાજ વિનાના મહારાજ તરીકે ઓળખે છે તેવા રવિશંકર વ્યાસ લોક હદયના સિંહાસને બિરાજેલા મહામાનવ છે. ગાંધી તથા ગરીબીના નિભાડામાં ખરા થઈને આવેલા મહારાજ વીસમી સદીના બીજા દાયકામાં મહીકાંઠાના વિકરાળ પ્રદેશમાં અનેક પડકારો વચ્ચે ગાંધી મહાત્માના ખેપિયા તરીકે પ્રવેશ કરે છે. આ વિસ્તારના જ સરસવણી ગામના રવિશંકર મહારાજ બારૈયા, પાટણવાડિયા ઈત્યાદિ લોકોને તેમની સંપૂર્ણતામાં જૂએ છે તેમજ સમજે છે. મહીકાંઠાના આ લોકોની નબળી બાજુને ઉત્તેજન આપનારા આ ગોર મહારાજ નથી. જાગૃત થવાની કે પરિવર્તન કરવાની કોઇ સૂફિયાણી સલાહ આપ્યા સિવાય મહારાજ આ સમાજ સાથે એકરૂપ થઈને જીવે છે. આ કોમના તમામ લોકો ગુનેગાર છે તેવી આંધળી સરકારી માન્યતા સાથે તમામ માનવીની જે હાજરી પોલીસ સ્ટેશનમાં લેવાય છે તેની ઊંડી વેદના મહારાજ અનુભવી શકે છે. પોતાની નિષ્ઠાના બળે અન્યાયી હોય તેવી કાનૂની પ્રથાઓ હડિયાપાટી કરીને દૂર કરાવે છે. આથી મેઘાણીના માણસાઈના દીવાની કથાઓ દરેક કાળમાં સંદર્ભયુક્ત બની રહે તેવી છે.

**સમગ્ર ગુજરાત જેમને રાજ વિનાના મહારાજ તરીકે ઓળખે છે તેવા રવિશંકર વ્યાસ લોક હૃદયના સિંહાસને બિરાજેલા મહામાનવ છે**

મહાત્મા ગાંધીની ઊંડી અસર મહારાજના દરેક નાના મોટા કામમાં સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. બાપુને ૧૯૧૬માં મહારાજે અમદાવાદમાં જોયા. ગાંધીની સ્પષ્ટભાષિતા તેમજ અસાધારણ નિર્ભયતા મહારાજના મનમાં વસી ગઈ અને આજીવન જળવાઇ રહી. ૧૯૧૭ માં ગોધરામાં મળેલી રાજકીય પરિષદના અંતે ગાંધીના ભાથામાં સરદાર સાહેબ તેમજ મહામના મહારાજ જેવા ધારદાર શસ્ત્રોનો ઉમેરો થયો. 'માણસાઈના દીવા' ની દરેક કથામાં મહારાજની નિર્ભયતા ચોતરફ વિસ્તરેલા ઘનઘોર તિમિરમાં વીજરેખાની જેમ ચમકે છે. જે બહારવટિયાના નામ માત્રથી લોક થરથરે તેમજ સરકારી તંત્ર બેચેન બની જાય તેવા બહારવટિયા નામદારિયાની ટોળી તથા મહારાજનો મેળાપ મેઘાણીભાઈએ આબેહૂબ શબ્દોમાં કંડાર્યો છે. મહારાજની નિર્ભયતાના ભાતીગળ શિખરનું દર્શન દરેક શબ્દમાં પ્રગટ થાય છે. મહીકાંઠાના આ ઉબડખાબડ પ્રદેશમાં અવિરત પ્રવાસી મહારાજનો ભેટો નામદારિયા સાથે થાય છે. વાલિયા લૂંટારા તથા બુદ્ધની મુલાકાત અહીં સ્મૃતિમાં આવે છે. ખૂંખાર બહારવટિયાની ટોળી સામે નિર્ભય થઇને ખડકની જેમ ઊભેલા મહારાજને બહારવટિયો પૂછે છે :

' પેન્સિલનો ટૂકડો તમારી પાસે હશે ? '

મહારાજ હા કહે છે.

' અને કાગળ ? '' બીજો પ્રશ્ન પુછાય છે.

' એ પણ છે. '

બહારવટિયો વાતનો દોર લંબાવતા કહે છે : ' કાગળ તથા પેન્સિલ આપો. તમારા (મહારાજના) ગામના સોમા માથુર પર અમારી ચિઠ્ઠી લખીને તમને આપીએ. સોમાએ અમને તાત્કાલિક રૂપિયા પાંચસો પહોંચાડવાના છે નહિતર તેની ખેર નથી. ચિઠ્ઠી તમે પહોંચાડજો '

હવે ગાંધીના બહારવટિયા મહારાજનો સમથળ રહેલો સ્વર ઊંચો થાય છે.

'' એવી ચિઠ્ઠી લખવા મારી પાસે કાગળ નથી. હું તો મારા ગામ જઇને ગામલોકોને સમજાવીશ કે બહારવટિયાના જૂલમો સામે આપણે લડવાનું છે. બહારવટિયા ગામ પર હૂમલો કરે તો સામી છાતીએ સામનો કરી અવસર આવ્યે મર્દાનગીથી મરવાનું છે. ''

ગાંધીની ટોળીના આ ધોળી ટોપીવાળા મહારાજનો સ્પષ્ટ તથા નિર્ભય સંદેશ બહારવટિયાઓની ટોળી પર સોંસરવો ઉતર્યો હોવો જોઇએ. નામદારિયાની ટોળીએ મહારાજના ગામ સરસવણીના પાદરે પછી કદી દેખા દીધી ન હતી. મહારાજ જેવા ગતિશીલ વાહકોએ ગાંધી વિચારની ચિનગારી પ્રગટાવી હતી. 'મૂઠી ઊંચેરા' મહારાજ ગાંધીની આકાશગંગાના તેજસ્વી તારક સમાન હતા. સ્વામી આનંદે રવિશંકર મહારાજ માટે લખેલા શબ્દોમાં મહારાજના વિરાટ વ્યક્તિત્વની ઝલક જોવા મળે છે. સ્વામીદાદા લખે છે :

'' હું તો રોજ સવાર – સાંજ માળા – પ્રાર્થના વખતે 'પુણ્યશ્લોકો નલોરાજા, પુણ્યશ્લોકો યુધિષ્ઠિર' સાથે મહારાજનું નામ વર્ષોથી લેતો હોઉં છું. પુણ્યશ્લોક એટલે પુણ્યનો પહાડ મહારાજ ગુજરાતના સૌથી ઊંચા સેવક તથા સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણ છે. ''

રવિશંકર મહારાજના મુખમાંથી અમૃત સ્વરૂપે સહજ રીતે સરેલા શબ્દો મેઘાણીભાઇ કાળજીથી નોંધે છે. 'મૂઠી ઊંચેરા' મહારાજની અનુભવજન્ય વાતો સામાન્ય નથી. સરળ તથા સહજ શબ્દો અને કર્તાભાવનો સદંતર અભાવ એ રવિશંકર મહારાજની વાણીના ભૂષણ સમાન છે. મહારાજની

વાણીમાં માનવીય મનની અમીરાત ટપકતી દેખાય છે. આપણે સમાજના જ કેટલાક લોકો તરફનો પૂર્વગ્રહ બાંધી લઈએ છીએ. ત્યારબાદ તે વર્ગ તરફ આવા પૂર્વગ્રહના ચશ્મા પહેરીને જ નજર કરીએ છીએ. મહાસાગરના મથાળે કદાચ કૂડોકચરો દેખાતો હોય તેમ બને. પરંતુ તેને અતિક્રમીને મહાસાગરનાં તળિયાં તપાસનારને મોંઘામૂલાં મોતીની પ્રાપ્તિ થાય છે. મહાસાગરની એ યુગો પર્યન્તની વેદના રહી હશે કે લોકો તેનો તોલ તથા મોલ ઉપર દેખાતા કૂડાકચરાને જોઈને કરે છે. રામજી વાણિયાએ સાગરના હૈયાની આ વ્યથા સુંદર શબ્દોમાં વ્યક્ત કરી છે. મરજીવાને સાગર કહે છે :

**જળ ખારા જાણી કરી**
**મરજીવા ફેરવીશ નહિ મોં,**
**અમારા તળિયા તપાસી જો**
**તને કુબેર કંગાળ લાગશે.**

ગાંધી તેમજ વિનોબા અને લોકસેવક રવિશંકર મહારાજ માણસના ભીતરની માણસાઈને તાગનારા તેમજ જગાડનારા હતા. આવા લોકોની તટસ્થ કથનીને કારણેજ મહારાજ કથિત અને મેઘાણી આલેખિત 'માણસાઈના દીવા' ની કથા જગતના સાહિત્યમાં સ્થાન તથા સન્માન મેળવી શકે તેવી ભવ્ય છે. મહારાજ એક પ્રસંગ ટાંકતા કહે છે કે પાટણવાડિયાની પુત્રી અને જાજરમાન માતા સ્વરૂપ જીબા પોતાના પતિ મથુરના મૃત્યુ નિમિત્તે ગામલોકોને ભેગા કરે છે અને મથુરની સ્મૃતિમાં ગામના હિતમાં હોય તેવું કોઈ કાર્ય કરવાનો સંકલ્પ વ્યક્ત કરે છે. સીધા સાદા ગામલોકો કહે છે : '' ગામમાં પંખીઓ માટે કાયમી ચણની વ્યવસ્થા થાય તો સારું '' લોહી અને પરસેવો એક કરીને બચાવેલી તથા અથાક શ્રમ કરીને જાળવેલી પોતાની સૌથી સારી અને ફળદ્રુપ ચાર વીઘા જમીન પંખીઓના ચણ માટે જૈફ ઉમ્મરનાં જીબા બેજીજક અર્પણ કરે છે. આમાં માંગણી કરનાર ગ્રામજનોનું મંગળમય દર્શન તથા આપનારની અસાધારણ ગરવાઈના એવેરેસ્ટનું તેજોમય દર્શન થાય છે. બ્રિટિશ સત્તાધીશોએ ગુનાહિત જાહેર કરેલા સમાજના આ ઉજળા પાત્રોની સારી તથા નબળી વાતો મહારાજ અને મેઘાણી થકી જગત સમક્ષ પહોંચી શકી. સ્નેહયુક્ત સદ્દભાવના તમામ ચૈતન્યયુક્ત જીવો માટે હોય તેવો એક અમૂલ્ય અભિગમ માનવતા અને માનવીય મૂલ્યો તરફની આપણી શ્રધ્ધાને ટકાવી રાખે છે તથા દૃઢ કરે છે. આથી જ કદાચ મહારાજે આ અંધારી રાતના તારલાઓની વાતો કહેવા તેમજ લખવા સર્જક અને સંશોધક મેઘાણીએ સંમતિ આપી હશે. સદ્દભાવના - સહિષ્ણુતા તેમજ નિર્ભયતાનું સિંચન લોકમાનસમાં તથા વિશેષ કરીને બાળમાનસમાં થાય તો એક સ્વસ્થ દૃષ્ટિકોણ ધરાવતા સમાજનું નિર્માણ કરવું તે અશક્ય કાર્ય નથી.

ખાસ કરીને 'માણસાઈના દીવા' જેવી તકલીફોમાં વણાતા માનવગરિમાના તાણાવાણાની કથાઓ બાળમાનસને વિશેષ પ્રભાવિત કરવાની ક્ષમતા ધરાવે છે. પોરબંદરના બાળક મોહનને પણ હરિશ્ચંદ્ર તથા શ્રવણની કથાઓ સાંભળીને પોતાનું જીવન પણ તે દિશામાં વાળવાની મહેચ્છા જાગે છે. જેમની જન્મશતાબ્દીનું વર્ષ ચાલે છે તેવા ડૉ. પી. સી. વૈદ્યનો પણ આવો જ અનુભવ છે. વૈદ્ય સાહેબ કહે છે કે બાળપણમાં તેમણે પિતાને સંભળાવવા વાંચેલી ગાંધીજીની આત્મકથા તેમના જીવનમાં સદાકાળ પ્રેરણારૂપ બની રહી હતી.

**ગાંધી તેમજ વિનોબા અને લોક સેવક રવિશંકર મહારાજ માણસના ભીતરની માણસાઇને તાગનારા તેમજ જગાડનારા હતા. આવા લોકોની તટસ્થ કથનીને કારણેજ મહારાજ કથિત અને મેઘાણી આલેખિત 'માણસાઇના દીવા' ની કથા જગતના સાહિત્યમાં સ્થાન તથા સન્માન મેળવી શકે તેવી ભવ્ય છે**

ગાંધી — લિંકન — મંડેલા કે મહારાજ જેવા દિગ્ગજ નેતાઓ વિશ્વને મળ્યા તે લોકનું સદ્દભાગ્ય છે. આ બધા વચ્ચે પણ જગતે બે ભીષણ મહાયુદ્ધ જોયા તે માનવમનની અનેક મર્યાદાઓ અને મલિનતાને આભારી છે. વિનોબાજીની દ્રષ્ટિએ સંત તુકારામની હરોળમાં બેસી શકે તેવા મહારાજનો વિચાર વારસો અંધારામાં પણ અજવાળું ફેલાવે તેવો છે. નવી પેઢી સુધી મહામૂલા મહારાજની વાતો લઈ જવા જેવી છે. અમદાવાદની સિવિલ હોસ્પિટલમાં સારવાર લેતાં મહારાજની સ્વાનુભવની વાતો મેઘાણીએ આકંઠ પીધી હશે. આ સંવાદને કારણે 'માણસાઈના દીવા' ની કથાઓએ જગતમાં નૂતન પ્રકાશ પાથર્યો. આ એક ઐતિહાસિક મિલન હતું જેના થકી મહીકાંઠાના જનોની તેજ તિમિર મિશ્રિત વાતોનું સોંસરવું દર્શન જગતને થયું. 'માણસાઈના દીવા' કાળની ઝાપટમાં વિલાય તેવા નબળા નથી. 'શબદ' માં જેની શ્રધ્ધા છે તેવી મેઘાણીની ધીંગી કલમ થકી મહારાજની અનુભવી વાણીનું ગંગાવતરણ અહીં થયેલું છે. આ શબદ તણખાનું સત્ત્વ અલગ તરી આવે તેવું છે.

**આતમની એરણ પરે**
**જે દી અનુભવ પછડાય જી**
**તે દી શબદ તણખાં ઝરે**
**રગરગ કડાકા થાય..**
**જી જી શબદના વેપાર.**

*૧૧૫/૨, સેક્ટર-૨-એ,*
*ગાંધીનગર*
*મો - ૯૯૭૮૪૦૬૧૩૦*

# ગાંધીજીના જીવનની સફળતાનાં ૨૦ કદમ...

*- કિશોર મકવાણા*

**દુ**નિયામાં આજે અનેક પ્રકારની સમસ્યાઓ છે એ વ્યક્તિગત હશે અથવા સામૂહિક! માની લઈએ કે દુનિયાની સમસ્યા સાથે આપણને કંઇ લાગતું વળગતું ના હોય પણ આપણા પોતાના વ્યક્તિત્વમાં પરિવર્તન લાવીને સફળતા તરફ કદમ માંડી શકીએ ખરા? ગાંધીજીના જીવનના પ્રકાશમાં જોઇએ તો જવાબ હા મળે. અંતે તો આપણી શ્રેષ્ઠતા જ સમાજ, રાષ્ટ્રને શ્રેષ્ઠ બનાવે છે. ગાંધીજીમાં રહેલા સબળ નેતૃત્વના અનેક ગુણોના પ્રકાશમાં દર્શન કરવાથી આપણને ચોક્કસ પ્રેરણા મળી શકે એવું છે. આનંદકુમાર સમીએ 'ગાંધી ઓન પર્સનલ લીડરશીપ', 'લીસન ફ્રોમ ધ લાઈફ એન્ડ ટાઇમ ઓફ ઇન્ડિયા', 'વીઝનરી લીડર' પુસ્તકમાં મહાત્મા ગાંધીજીના નેતૃત્વના ૩૯ ગુણોનું વર્ણન કર્યું છે. એમાંથી મહત્ત્વના કેટલાક સફળ નેતૃત્વના ગુણો જોઇએ. ગાંધીજીની સફળતા શેમાં છુપાયેલી હતી એ આ સોપાનમાં દેખાય છે. આપણે પણ આ સોપાનોને જીવનમાં સ્થાપીએ તો આપણી આજુબાજુના વાતાવરણમાં હકારાત્મક પ્રભાવ પાડી શકીએ, ગાંધીવિચાર આજે પણ એટલો જ પ્રસ્તુત છે.

**એક, કોઈની નબળાઈનો ગેરલાભ ના ઉઠાવવોઃ** આજના વ્યવસાયે અને રાજકીય માહોલમાં આ કદાચ અસ્વીકાર્ય લાગે પરંતુ તેનો અમલ કરો તો તેની અસરકારકતા સમજાય. દક્ષિણ આફ્રિકામાં ભારતીય અસહકારની ચળવળના સમયે જ દક્ષિણ આફ્રિકાના રેલવે કર્મચારીઓની હડતાળ આવી પડી ત્યારે ગાંધીજીએ અસહકારની ચળવળ મુલતવી રાખી પોતાની વાત રજૂ કરવાનાં બારણાં ખોલી નાંખી મડાગાંઠ ઉકેલી અને સિદ્ધિ હાંસલ કરેલી.

**બે, છેવાડાના માણસ સાથે આત્મીયતાઃ** ગાંધીજીએ જ્યારે ભારતનાં ગામડાંઓની મુલાકાત દરમિયાન દરિદ્રતાનાં દર્શન કર્યાં ત્યારે તેમણે લખ્યું કે ઠેર ઠેર દરિદ્રનારાયણોનાં દુઃખો સભરની આગતા-સ્વાગતાથી મારું મન અને હૃદય દુઃખ અને શરમથી દ્રવી ઊઠ્યું અને મને લાગ્યું કે મારા જેવા શહેરીજનોના વૈભવી જીવન અને રાજકારણથી પર એવા આ ભૂખ્યા-નાગા ગરીબ ગ્રામીણો લોકોનું જીવન કેવું કચડાયેલું છે. સદીઓથી રોગ, ભૂખમરો અને ગરીબાઈએ તેમનો પીછો છોડ્યો નથી.' ગાંધીજીએ જીવનભર પોતડી પહેરી લીધી. આપણે કદાચ પોતડી ના પહેરી લઇએ પણ કોઇ ગરીબ- પીડિતને મદદ તો કરી જ શકીએ.

**ત્રણ, હેતપૂર્ણ જીવનઃ** જીવન એ દીવો છે અને તે નવી પેઢીને પકડાવો, જેથી તે પહેલાં કરતાં વધારે અજવાળું ફેલાવે. અબ્રાહ્મ માસ્લાએ અભ્યાસપૂર્ણ તારણ મેળવ્યું છે કે સ્વયંને જાણી લેનારા ગાંધી જેવા માણસો પોતે નક્કી કરેલા હેતુ માટે પ્રતિબદ્ધ હોય છે. નક્કી કરેલા હેતુને પૂરા પાડવાની તીવ્ર ઝંખના તેમને મૂઠી ઊંચેરા માનવી બનાવે છે. દક્ષિણ આફ્રિકામાં પ્રિટોરીઆની મુસાફરી દરમિયાન ગોરા અંગ્રેજના ટ્રેનના ડબ્બામાં જુલ્મી વર્તાવે ગાંધીજીની આંખો ખોલી નાંખી અને અંગ્રેજોના અન્યાયી ભેદભાવ સામે લડવાનું ઝનૂન પેદા કર્યું. હેતુપૂર્ણ જીવન જ માનવીને સુખ આપે છે. જીવનને જીવવા યોગ્ય બનાવે છે અને કામ પૂર્ણ કરવાનો આનંદ આપે છે. કાર્યમાંથી આત્મા ચાલ્યો જાય છે ત્યારે જીવન મૃત્યુ પામે છે. ગાંધીજીને જ્યારે કોઈએ પૂછ્યું કે તમે રજાઓ ક્યારે પાળો છો ? તો તેમણે જવાબ આપ્યો કે હું તો હંમેશાં રજાઓ પાળું છું. મેં જિંદગીમાં ક્યારેય કામ કર્યું નથી, ફક્ત કામ કર્યાનો આનંદ લૂંટ્યો છે !

**ચાર, ઉમદા ચારિત્ર્યઃ રૂઝવેલ્ટ કહે છેઃ** 'ચારિત્ર્ય' કોઈ પણ વ્યક્તિના જીવન કે રાષ્ટ્ર માટે નિર્ણાયક પરિબળ છે.'

ગાંધીજીએ 'પોતાની પાસે શું છે ?' એનો નહિ, પરંતુ 'પોતે શું છે?' તેનો જ હંમેશાં વિચાર કર્યો હતો. આખરે તો 'છાપ' નહિ, પરંતુ 'ચારિત્ર્ય' જ વ્યક્તિને 'મહાન' બનાવે છે.

ગાંધીજીએ પોતાની છાપ વિકસાવવા કરતાં પોતાના ચારિત્ર્ય નિર્માણ પર વધુ ભાર મૂક્યો હતો. આ બાબત જ વ્યક્તિની સફળતા, સમૃદ્ધિનો પાયો છે. શ્રેષ્ઠ ચારિત્ર જ વ્યક્તિને મહાન બનાવે છે. ચારિત્ર્ય એક વૃક્ષ છે જ્યારે પ્રતિષ્ઠા એક પડછાયો છે. પડછાયો આપણા વિચારનું પ્રતિબિંબ છે જ્યારે વૃક્ષ એ વાસ્તવિકતા છે. કોઈ પણ વ્યક્તિની સારી છાપ તેના સારા ચારિત્ર્યનું જ પરિણામ હોઈ શકે.પોતડી ધારણ કરવી એ ગાંધીજીનું કોઈ એકાકી કામ ન હતું. પરંતુ તેમની નૈતિક અને આધ્યાત્મિક વિકાસની લાંબી પ્રક્રિયાનો એક ભાગ હતો. વાસ્તવમાં ગાંધીજીમાં રહેલો પ્રેમ, કરુણા, મમતા અને દેશવાસીઓ માટે તીવ્ર સહાનુભૂતિની ભાવના તેમને વૈભવી જીવન જીવવા દે તેમ ન હતી. ગાંધીજી જાણતા હતા કે સાદગીપૂર્ણ જીવન આધ્યાત્મિક વિકાસ માટે અનિવાર્ય હતું. ગાંધીજીની બાહ્ય સાદાઈ તેમા આંતરિક ચારિત્ર્યનું જ પરિણામ હતું.

**પાંચ, નાની વાતોનું મોટું મહત્ત્વઃ** 'ઉતાવળે આંબા ના પાકે'. રાતો રાત કોઈને સફળતા મળતી નથી. આપણામાં એક માન્યતા ઘર કરી ગઈ છે કે નાનું એટલું નકામું. મહાન વ્યક્તિઓનાં જીવન પર દૃષ્ટિપાત કરીએ તો દેખાય છે કે તેમના ઘડતરમાં નાનાં નાનાં નિર્ણયો અને નાની નાની બાબતોએ કેટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તેમણે સારી ટેવો ધીમે ધીમે કેળવી અને કુટેવો કાઢી નાખી. બાળક મોટું કેવી રીતે થાય

છે ? પહેલાં ઘૂંટણીએ ચાલે, પછી ઊભું થઈ ચાલે અને આખરે દોડે. એવી જ રીતે આજે આંબો વાવીએ અને કાલે કેરી મળે તે નથી બનવાનું. હજારો માઈલનો પ્રયાસ પહેલા પગલાથી જ કરી શકાય. અહી મનમાં પ્રશ્ન થાય કે ગાંધી મહાત્મા કેવી રીતે ? તેઓ ગાંધી હતા એટલે મહાત્મા બન્યા ? કે, મહા આત્મા હતા એટલે ગાંધી ? ચારિત્ર્યનું પ્રાગટ્ય ભલે મહાન પળોમાં ઉદ્ભવે, પરંતુ તેનું નિર્માણ તો અનેક નાની પળોમાં જ થઈ શકે. કાર્યનો આરંભ ગમે તેવા મુશ્કેલ કામને સરળ બનાવી દે છે.

**છ, આંતરિક સંતોષ – એક મોટો ખજાનો :** કાર્ય આનંદથી સંપન્ન થાય એ જ સારું કાર્ય કરવાનું મોટામાં મોટું મહેનતાણું છે. જો કાર્યમાં આપણને પૂરો રસ હોય તો કાર્યપૂર્તિના સંતોષનું સ્થાન ગમે તેટલું મોટું મહેનતાણું પણ ન લઈ શકે. જે વિદ્યાર્થી સંગીત, ખેલ, વિજ્ઞાન અને ચિત્રકળામાંથી આનંદ મેળવે છે એ જ જીવનપર્યંત એ કામ કરતો રહેશે. સંતોષ પ્રયત્નમાં અથવા જે તે કામ કરવામાં રહેલો છે નહિ કે તેના પરિણામમાં. હાથમાં લીધેલ કામ કરવામાં ગાંધીજી પરમાનંદ અનુભવતા. પછી તે કામ ગમે તેટલું નાનું જ કેમ ન હોય – જેવું કે લખવું, વાંચવું, કાંતવું, ચાલવું. જેટલો આનંદ એમને સ્વતંત્રતા આંદોલનને આગળ ધપાવવામાં આવતો એટલો જ આનંદ સ્વચ્છતા કે અસ્પૃશ્યતા વિરોધી કાર્ય કરવામાં આવતો.

**સાત, ક્રોધનો કાયાકલ્પ :** ગુસ્સો ક્યારે, કોની સાથે, કેવી રીતે કરવો તે નક્કી કરવું ખૂબ જ અઘરું છે. ગુસ્સાને યોગ્ય અને પરિણામલક્ષી દિશામાં વાળવો તો એથીય કપરું કામ છે. કોઈની પણ લાગણીને ઠેસ પહોંચવાથી ગુસ્સો ઉદ્ભવે છે. એટલે ગુસ્સો અયોગ્ય છે તેમ ના કહેવાય. ગુસ્સો આવવો તે જ સંવેદનશીલતાની સાબિતી છે. 'સત્યાગ્રહ' એ બીજું કશું જ નહિ પરંતુ ગાંધીજીના ગુસ્સાનું સકારાત્મક, હકારાત્મક, સર્જનાત્મક પરિણામ હતું. અંગ્રેજોનાં અમાનવીય, જુલ્મી, અનૈતિક અને બિનવ્યવહારું નીતિ-નિયમો અને કાયદાઓના વિરોધે ગાંધીજીને 'અસહકાર'કરવા પ્રેર્યા હતા. ગાંધીજીના મત પ્રમાણે ગુસ્સો એક વિદ્યુત પ્રવાહ છે જેની કાળજી ના લેવાય તો વિનાશ વેરે અને ચતુરાઈપૂર્વક વપરાય તો લોકકલ્યાણ થાય.

**આઠ સપનાં જુઓ :** સપનાં સાકાર કરતાં, પહેલાં સપનાં જોવા પડે. ગાંધીજીએ ભારતને અંગ્રેજોના જુલ્મી શાસનમાંથી છોડાવવાનું હિમાલય જેવું મોટું સપનું જોયું હતું. આવું સપનું જોવું તે જ એક મોટી વાત હતી અને તેમાંય લોહીનું એક પણ ટીપું પાડ્યા વગર ભારતને અંગ્રેજોના લોખંડી પંજામાંથી છોડાવવું તે એક મોટી બહાદુરીનું કામ હતું. વિશ્વના ઇતિહાસમાં આજ સુધી કોઈએ આવું મોટું સપનું જોયું ન હતું. અલબત્ત ઘણી વાર મોટા ભાગનાં લોકો આવાં સપનાં જોનારને નકારી કાઢતા હોય છે. શરૂઆતમાં સરદારનો ગાંધીજી વિશેનો અભિપ્રાય કંઈક આવો જ હતો. સરદારની ટીકા હતી કે ગાંધીને અનુસરવું એટલે કાંકરામાંથી ઘઉં વીણવા સમાન હતું. બસ્સો વર્ષ પહેલાં આકાશમાં ઊડવું એક સપનું હતું. આજે તે એક નક્કર વાસ્તવિકતા છે. શા માટે સપનાં જોવાં જોઈએ? સપનું જોઈ તેને સાકાર કરવા તમારે તમારા 'કોચલા'માંથી બહાર આવવું પડશે. મહાસાગરની અનુભૂતિ મેળવવા ખાબોચિયામાંથી આવવું પડે!

સપનું તમારામાં કંઈક પ્રાપ્ત કરવાની ઝંખના ઊભી કરે છે, મહત્ત્વાકાંક્ષાને જન્મ આપે છે અને ઝંખના આત્મવિશ્વાસ અને હિંમતને જન્મ આપે છે. જે તમને વર્ષોથી આલેખાયેલી, સ્વીકારાયેલી મર્યાદાઓ ઓળંગવા તાકાત આપશે. વકીલ તરીકેની શરૂઆતની કારકિર્દીમાં અદાલત ખંડમાં હાંસી-મજાકને પાત્ર ગાંધી જ સ્વાતંત્ર્યસંગ્રામમાં લાખ્ખો-કરોડોના નેતા બને છે, અને એ જ ગાંધી અંગ્રેજ વાઈસરોયો અને જનરલોને વાટાઘાટોમાં આંજી નાખે છે.

**નવ, સાહસવૃત્તિ :** ગાંધીજીએ નિષ્ફળતાને ક્યારેય આખરી ગણી ન હતી, પરંતુ તેને ભૂલસુધારણા માટેની તક તરીકે જોતા હતાં. નિષ્ફળતાની બીક તમને નવું જાણવાની, નવું કરવાની બાબતને રૂંધી નાંખે છે. નિષ્ફળતાને સ્વીકારીને ફરી નવો પ્રયત્ન કરવાની શક્તિ એ મહાન પુરુષોની લાક્ષણિકતા હોય છે.નિષ્ફળતા જ નવા બોધપાઠની નિસરણી છે. ખરેખર કશુંક કરવાથી જ કંઈક શીખાય છે. સમરસેટ મોમ કહેતો 'ફક્ત સરેરાશ માનવી જ પોતાની શક્તિનો પૂર્ણ ઉપયોગ થયાનું અનુભવે છે. બંદરમાં લાંગરેલું વહાણ સલામત છે, પરંતુ, શું વહાણનું નિર્માણ બંદરે લાંગરાયેલા રહેવા થયું હોય છે ? જિંદગી એ 'સાહસ' છે અથવા 'કશું' જ નથી. ગાંધીજીએ 'સત્યાગ્રહ' અને 'અસહકાર'ના અસંખ્ય અખતરાઓ કરેલાં. દક્ષિણ આફ્રિકામાં નાની શરૂઆતથી માંડી 'દાંડી કૂચ' અને 'હિંદ છોડો' ચળવળ સુધી તેમણે સાહસિક પ્રયોગો કરેલાં.

**દસ, ટેન્શનનું મૂલ્ય :** સ્કોટ ઝીરાલ્ડ કહે છેઃ 'બુદ્ધિમતાની સાચી પરખ એ વ્યક્તિની એકી સમયે બે વિરોધાભાસી વિચારોની વચ્ચે પણ માનસિક સંતુલન જાળવી કાર્ય કરવાની શક્તિ છે.' ગાંધીજી ઘણી વાર તણાવને આવકારતા હતા. ઇચ્છા અને વાસ્તવિકતા વચ્ચેનું અંતર તણાવ પેદા કરે છે. આ એક સર્જનાત્મક તણાવ છે. ઊંચી ધ્યેયપ્રાપ્તિ માટે તે પ્રાથમિક રીતે જરૂરી પણ છે. ગાંધીજી વાસ્તવિકતા (ગુલામી)ને નજર સમક્ષ રાખી સપનું (આઝાદીનું) ક્યારેય ભૂલ્યા ન હતા. સાથે સાથે સ્વપ્નને (આઝાદીનું) ને નજર સમક્ષ રાખી, વાસ્તવિકતા (ગુલામી)ને અવગણી નહોતી.

**અગિયાર, આધ્યાત્મિકતાનું આધિપત્યઃ** બ્રુશ બરટનને કહ્યું છે કે, પોતાની અંદરનું પરમ તત્ત્વ જ સંજોગો ઉપર વિજય મેળવી શકે છે એવું માનનારા લોકો જ સપનું સાકાર કરી શકે છે.'

મતલબ, આપણી અંદર રહેલું પરમ તત્ત્વ બાહ્ય સંજોગો પલટી કે બદલી નાંખી શકે છે. માણસ ઇતિહાસ બનાવે છે કે ઇતિહાસ માણસને ? ઉદાહરણો સેંકડો છે.

'સત્યાગ્રહ અને અસહકારથી અહિંસક માર્ગે આઝાદી' મોટા ભાગના લોકોના મતે 'અશક્ય' હતી, પરંતુ

ગાંધીજીના મતે તે શક્ય હતી. કારણ ગાંધીજી આંતરિક, આધ્યાત્મિક તાકાત પર શ્રદ્ધાવાન હતા. મૃત્યુ સમયે ગાંધીજીની મૂડી હતી માત્ર 'બે ડોલર'. આજના સમયમાં જ્યારે 'આર્થિક સંપત્તિ'ને 'સત્તાનું સાધન'ગણવામાં આવે છે તે સમયમાં જ ગાંધીજીએ સાબિત કરી આપ્યું કે માનવીની અંદરનું પરમ તત્ત્વ જ ગમે તે 'અશક્ય'ને 'શક્ય' બનાવી શકે છે અને આ તત્ત્વ જ 'ઇતિહાસ''બનાવી કે બદલી' શકે છે.

માનસશાસ્ત્રી વિક્ટર ફ્રેંકના મતે હિટલર અને નાઝીવાદીઓના પાશવી અત્યાચારો વચ્ચે પણ તે લોકો ટકી શક્યા, કારણ તેમની જિજીવિષા પ્રબળ હતી. વિક્ટર તેઓમાંના એક હતા. વિક્ટરનું શરીર જેલમાં હતું. પરંતુ તેનો મનોત્મા પૂર્ણ રીતે સ્વતંત્ર હતો. આને તે 'લોગોથેરપી' તરીકે ઓળખાવતા. આનો અર્થ એ કે માનવીનું મન નરકને પણ સ્વર્ગ અને સ્વર્ગને પણ નરક બનાવવા સક્ષમ છે. ભારતની હજારો વર્ષની ગુલામીનું કારણ આક્રમકો નહી ભારતીયો હતા. ગાંધીજી કહેતાં કે જો ભારતીયો ન ઈચ્છે તો અંગ્રેજો ભારતીયોનું સ્વમાન ઝૂંટવી શકે નહી.

**બાર, જવાબદારીઓથી ભાગો નહી :** દરેક માણસમાં ઉન્નતિ અને વિકાસની ઝંખના અને તેને પામવાની અદમ્ય ઇચ્છા અને શક્તિ રહેલાં છે. જેવી રીતે દરેક નાના બીજમાં મોટું વૃક્ષ થવાની ક્ષમતા રહેલી છે તો હવે પ્રશ્ન એ થાય છે કે મહાન પુરુષોની જેમ દરેક વ્યક્તિ ઉન્નતિનાં ઊંચાં શિખરો સર કેમ નથી કરી શકતી. તો આનો જવાબ છે કે પ્રથમ તો આપણને આપણામાં રહેલી શક્તિનું જ્ઞાન જ નથી અને પરિણામે આપણે આપણી શક્તિનો નહિવત જ ઉપયોગ કરીએ છીએ. બીજું, વિકાસની ઝંખનાની સાથે સાથે દરેક વ્યક્તિમાં નિષ્ફળતાનો ભય ભારોભાર રહેલો છે. આ ભય આપણને પ્રગતિના પંથે જતાં રોકે છે—અને આપણે દોટ મૂકીએ છીએ સલામતી તરફ, અને વિકાસ તેમજ પરિપકવતાને છોડી દઈએ છીએ. તો હવે આપણે નક્કી કરવાનું છે કે આપણે સુખ, સગવડ અને સલામતીમાં સબડ્યા કરવું કે સાહસ અને શૌર્યના સહારે અજ્ઞાનનાં અંધેરાં ઉલેચવાં છે ? આત્મજ્ઞાન દ્વારા આત્મસિદ્ધિ પામવાનો આનાથી બીજો કોઈ સરળ રસ્તો નથી. ગાંધીજી પણ ગભરુ, શરમાળ હતા. તેમણે વિકાસનો રસ્તો પકડ્યો અને જવાબદારીઓથી ભાગવાની જગ્યાએ સ્વીકારવાનું નક્કી કર્યું.

**તેર, સેવા પરમો ધર્મઃ** માણસ ગમે તેટલો સ્વાર્થી હોય છતાં એની અંદર હૃદયના ખૂણામાં સેવા કરવાની તીવ્ર ઇચ્છા પડેલી જ હોય છે. આ એક કુદરતી ઇચ્છા છે — જાણે અજાણે આપણે તમામ લોકો સતત કોઈને કોઈ સેવા કાર્ય કરતા રહીએ છીએ. સેવાવૃત્તિની આ ટેવ જો સભાનપણે કેળવીએ તો માત્ર આપણે એકલા જ સુખી નહિ થઈએ પરંતુ સમગ્ર વિશ્વનું કલ્યાણ થઈ શકે છે.

માર્ટીન સોલીમન નામના મનોવૈજ્ઞાનિકે એક પ્રયોગ કર્યો. વિદ્યાર્થીઓને બે ભાગમાં વહેંચ્યા. એક ભાગને સેવાકાર્ય સોંપ્યું. બીજાને આનંદ પ્રમોદની છૂટ. એવું જણાયું કે સેવા કાર્યોવાળા વિદ્યાર્થીને સંતોષની લાગણી તેમના જીવનમાં ઘણા લાંબા સમય સુધી અનુભવાઈ હતી. જ્યારે આનંદ પ્રમોદની છૂટવાળાઓનું સુખનું બાષ્પીભવન થયું હતું. આજના વર્તમાન સમયની મનોદશા એવી છે કે દરેક એવું વિચારે છે કે મારે શું અને મારું શું...પરંતુ સેવાના માધ્યમ સિવાય સાચું નેતૃત્વ પામી શકાતું નથી. પૈસો કે પ્રતિષ્ઠાની ઝંખના કરતાં સહાનુભૂતિ, સદ્‌ભાવના અને સેવા જ નેતૃત્વનું નિર્માણ કરી શકે. તમારી જાતને શોધી કાઢવાનો સાચો રસ્તો, બીજાની સેવામાં ખોવાઈ જવાનો છે. ગાંધીજીમાં નાનપણથી જ સેવાવૃત્તિ રહેલી હતી. બાળપણમાં બીમાર પિતાની સેવા કરતાં. દક્ષિણ આફ્રિકાની સ્થાનિક હોસ્પિટલમાં વોલન્ટિયર તરીકે કામ કરતાં, યુદ્ધના સમયે પણ મોરચા ઉપર સેવા આપેલી. અસ્પૃશ્યો માટે સતત કાર્યરત, ગરીબોને મફત શિક્ષણ, સફાઇ માટેનો આગ્રહ... આમ ગાંધીજીએ પોતાનામાં રહેલી સેવાવૃત્તિને સ્વભાવમાં પલટી નાંખેલી. વિદેશથી ભારત પાછા ફર્યા ત્યારે આ સેવાકીય સ્વભાવ એમના જીવનનું કેન્દ્ર બની ગયો.

**ચૌદ, 'સદભાવના અને સહકાર' નહિ કે હરીફાઈઃ** વિકાસ અને વૃદ્ધિની વણથંભી વણઝારના આ સમયમાં ગળાકાપ હરીફાઈ સામાન્ય અને સર્વસ્વીકૃત બની ચૂકી છે. આજે એ માન્યતા પ્રચલિત છે કે કોઈ એકે જીતવા માટે કોઈ બીજાએ હારવું ફરજિયાત છે. આજે આપણે બીજાઓને મિત્રો નહિ પણ હરીફો તરીકે જોઈએ છીએ. આપણે હરીફાઈનું ઊંચું અને સમતા, સમરસતા, સદભાવનાનું નીચું મૂલ્યાંકન કરવાની બહુ મોટી ભૂલ કરી રહ્યા છીએ. સામાજિક મનોવૈજ્ઞાનિક અલ્ફી કોવને સાબિત કરી આપ્યું છે કે હરીફાઈ એ માનવીમાં મૂળભૂત સ્વભાવમાં છે જ નહિ — એટલે કે હરીફાઈ એ કુદરતી નથી પણ તેને શીખવી પડે છે. હરીફાઈનો જન્મ ધંધામાંથી થયો હતો, પરંતુ તેને આપણે જીવનમાં લાવી દીધી. ધંધાદારીઓએ દરેક ક્ષેત્રમાં હરીફાઈનાં બીજ વાવી નફો રળવાની વૃત્તિ વિકસાવી. ગાંધીજી તો 'સહકાર'ના ખ્યાલના સર્જક તરીકે પંકાયેલા છે. આનો અર્થ એવો નથી કે હરીફાઈને હાંકી કાઢવી જોઈએ. પરંતુ, એટલું સમજી લેવાની જરૂર છે કે જીવન એ હરીફાઈથી ઘણું ઘણું વધારે છે. જીવન એ માત્ર પૈસો કે પ્રતિષ્ઠા નથી. અરે ધંધો અને રમતગમતમાં પણ માત્ર હરીફાઈ કામ નથી આવતી. ધંધામાં પણ પરસ્પર સહકાર એકાત્મતા અનિવાર્ય છે. એકાત્મતા એટલે 'આપણે' 'હું'નહિ.

**પંદર, ચિંતનનું પ્રવેશદ્વારઃ** ઋગ્વેદ કહે છે 'સઘળી દિશામાંથી શુભ વિચારો અને જ્ઞાનનો પ્રવાહ આવવા દો' ગાંધીજીનું આધ્યાત્મિક વાંચન, ચિંતન અને મનન ઘણું હતું તે જે વાંચતા તેને વિચાર, તર્ક અને બુદ્ધિની એરણ પર કસોટી કરતા અને એ કસોટીમાંથી જેટલું તેમને સાચું લાગતું તેટલાં જ નીતિ-નિયમોનાં

સિદ્ધાંતોનો સ્વીકાર કરતા. ગાંધીજી પ્રમાણે ધર્મ એ ચિંતન અને મનનનું દ્વાર ખોલવાનું માધ્યમ હતું. આજ વાત ભગવાન બુદ્ધે 'આત્મદીપો ભવ'ના સૂત્રમાં કરી છે. ગાંધીજી જેટલી જગ્યાએ જેટલી રીતે શીખી શકાય તેટલી રીતે શીખતા. આના માટે ભગવદ્ ગીતાનું નિયમિત વાંચન કરતા. કુરાન પણ વાંચતા અને યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને મુસ્લિમો સાથે ચર્ચા-વિચારણા પણ કરતા. આધ્યાત્મિક સાહિત્ય, ગુરુ અને માર્ગદર્શક વ્યક્તિના આધ્યાત્મિક વિકાસમાં સહાય ચોક્કસ કરી શકે, પણ આધ્યાત્મિક વિકાસયાત્રા તો વ્યક્તિએ પોતે જ કરવી જોઈએ. આધ્યાત્મિક સિદ્ધિ માટે મન, શરીર અને આત્માની વચ્ચેનું આંતરિક સંતુલન અનિવાર્ય છે.

**સોળ, વસુધૈવ કુટુમ્બકમ્ — વિશ્વ કલ્યાણઃ** માનવી અને પશુ વચ્ચેનો એક માત્ર તફાવત એ છે કે માનવી પોતાનાથી પર ઊઠી પરિવાર, સમાજ અને સમગ્ર માનવજાતનો વિચાર કરે છે. દર્શનશાસ્ત્રી કેન વીલબર પ્રમાણે આદર્શ વિકાસ અથવા સર્વોત્તમ વિકાસનાં પગથિયાં એટલે હું, અમે અને આપણે. ગાંધીજી દરેક પ્રશ્નને હિંદુ, મુસ્લિમ કે ખ્રિસ્તીની રીતે નહિ પરંતુ માનવતાની રીતે મૂલવતા. દરેક ધર્મના લોકોની પરસ્પરની સહિષ્ણુતાએ માનવતા અને વિશ્વ કલ્યાણનો દીપક પ્રજ્વલિત રાખ્યો છે. 'સર્વે ભવન્તુ સુખિનઃ' સૌના સુખની કામના એ ગાંધીજીનો આદર્શ છે. ગાંધીજી કહે છે કે આપણી સદ્ભાવના એ આપણા ગામ, તાલુકા, જિલ્લા, શહેર, રાજ્ય અને દેશની સરહદો ઓળંગીને વૈશ્વિક કે બ્રહ્માંડના સ્તરે પહોંચવી જોઈએ.

**સત્તર, અંતરાત્માનો અવાજ (અંતઃસ્ફુરણા)ઃ** સ્વામી વિવેકાનંદ કહે છેઃ 'જ્યારે મારી બુદ્ધિ કંઈક કહેતી હોય અને અંતરાત્માનો અવાજ કંઈક બીજું જ કહેતો હોય ત્યારે હું મારા અંતરાત્માના અવાજને અનુસરું છું' ગાંધીજી આને 'still small voice within' તરીકે ઓળખાવતાં. આ અવાજને સાંભળવા મન અને બુદ્ધિના ઉત્પાતને શાંત કરવા પડે. આધુનિક જીવન શૈલી 'We live in society, but, mroe improtantly society lives in us.' એટલે કે આપણું જીવન સમાજના રીત-રિવાજો, પ્રથાઓ, માન્યતાઓ, નિયમો, સિદ્ધાંતો, પૂર્વાગ્રહો, હઠાગ્રહોથી પ્રભાવિત હોય છે.

અંતરાત્માના અવાજને અનુસરવાની પ્રક્રિયા એટલે 'Through Self-Awarness, We examine the examiner.' ગાંધીજી પાસેથી અંતરાત્માના અવાજને સાંભળવાનું અને અનુસરવાનું શીખી શકાય. ગાંધીજી અવિરતપણે અંતરાત્માના આ નાના અવાજને સાંભળવા અથાગ પ્રયત્ન કર્યા કરતા અને અંતરાત્માના આ અવાજને કેન્દ્રમાં — ધ્યાનમાં રાખી પોતાનાં અનુભવો, ધારા-ધોરણો, માન્યતાઓનું મૂલ્યાંકન કરતા. આના માટે અઠવાડિયે એક દિવસ તેઓ 'મૌન' પાળતાં અને કુદરતના સાનિધ્યમાં ગાળતા, ચરખો કાંતતા અને ધ્યાન ધરતા. અને આ રીતે તેઓએ અંતરાત્માના અવાજને સ્પષ્ટ રીતે સાંભળવાનું શીખી લીધું હતું.

**અઢાર, હિંમતની કિંમતઃ** 'Let Him Come with me, Who has love in his heary and courage in his mind.' અંતરાત્માનો અવાજ આપણને બતાવશે કે 'સારું' શું અને 'ખોટું શું? પરંતુ સારાનો સ્વીકાર અને ખોટાનો વિરોધ તમારી હિંમત માંગી લે છે. હિંમતના અભાવે અંતરાત્માના અવાજની અસરકારકતા ખોવાઈ જાય છે. 'અસ્પૃશ્યતા નિવારણ' માટે ધાર્મિક કટ્ટરતાનો સામનો કરવો પડશે તેવું ગાંધી જાણતા હતા અને તે માટે તેમનામાં હિંમત પણ હતી અને બન્યું પણ એવું કે શરૂઆતમાં આ મુદ્દે ગાંધીજી વિરૂદ્ધ વાવંટોળ ઊઠેલો, પરંતુ ગાંધીજીએ તેમનો મક્કમ અને નિર્ણાયક સામનો કર્યો. એક તબક્કે તો આશ્રમ માટે મળતી આર્થિક સહાય બંધ થઈ ગયેલી. કારણ આશ્રમમાં તેમણે કહેવાતા અસ્પૃશ્ય કુટુંબને આશ્રય આપેલો, છતાં ગાંધીજી જાતિવાદીઓ સામે ઝૂક્યા નહી. તેમની લોકપ્રિયતા જોખમમાં મૂકી, પ્રતિષ્ઠા હોડમાં મૂકી અને જીવ જોખમમાં મૂક્યો. ગાંધીજી મક્કમતાથી ઊભા રહ્યા. 'આશ્રમમાં સૌ સમાન'નો નિર્ણય અમલી હતો. અસ્પૃશ્યતા નિવારણ માટે ગાંધીજી જરૂર પડે જીવ જોખમમાં મૂકી આમરણાંત ઉપવાસનું હથિયાર ઉગામતા. તેઓ કહેતા, 'જો હિંદુ સમાજ અસ્પૃશ્યતા નિવારણ માટે તૈયાર ન હોય તો મારા 'બલિદાન' માટે તૈયાર રહેવું પડશે.'

**ઓગણીસ, સમસ્યાઓનો પડકારઃ** જેવી રીતે 'હીરો'ને ચમકાવવા એને ખૂબ ઘડવો પડે છે તેવી રીતે સમસ્યાઓ માનસિક ઘડતર અને શ્રમ શારીરિક ઘડતર માટે અનિવાર્ય છે. મોટે ભાગે જીવન આપણને સમસ્યાઓના સામના દ્વારા જ જિંદગીના જરૂરી પાઠો શીખવે છે અને આપણને પરિપકવ બનાવી જીવન જીવવા યોગ્ય બનાવે છે. એવું બને કે માનવીએ મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય અને જ્ઞાનનો ભંડાર મેળવ્યો હોય અને છતાં 'આત્મજ્ઞાન'થી વંચિત હોય. સમસ્યાઓ સામેનો સંઘર્ષ તેને 'આત્મજ્ઞાન' તરફ લઈ જાય છે અને ત્યારે જ તેના સાચા શિક્ષણની શરૂઆત થાય છે. 'સમસ્યાઓ સામેનો સંઘર્ષ જ સાચું સમાધાન શોધી શકે.'

**વીસ, પ્રામાણિકતા — પારદર્શિતાઃ** ગાંધીજી કહેતા કે મારું જીવન એ જ મારો સંદેશ છે. તેમનું જીવન ખુલ્લા પુસ્તક સમાન હતું. બધું જ ખુલ્લું કશું જ ખાનગી નહિ. તેમને ક્યારેય કોઈ 'મહોરું' પહેરવાની જરૂર જ પડી નહી. તેઓ જેવા હતા તેવા જ દેખાતા અને જેવા દેખાતા તેવા જ હતા અને માટે જ વિરોધીઓ પણ તેમને માન અને વિશ્વાસની નજરે નિહાળતા. દંભી અને દેખાડાથી ગાંધીજી જોજનો દૂર હતા. કારણ તેમના મતે 'સત્ય જ ઈશ્વર' હતું.

*આઈ-૭, મધુરમ કોમ્પ્લેક્ષ,*
*પેટ્રોલ પંપની પાછળ, જીવરાજ પાર્ક,*
*અમદાવાદ-૧૫*
*મો - ૯૮૨૫૦૪૪૭૩૪*

# વિશ્વનો વિરલ આતિથ્ય સત્કાર : સગાળશા આખ્યાન

*- લક્ષ્મણ પિંગળશીભાઈ ગઢવી*

**સિ**કંદર સામ્રાજ્યના ભારતીય દૂત મેગસ્થનીએ વિશ્વમાં બે જ દેશને જ આતિથ્ય સત્કાર માટે સર્વોચ્ચ ગણાવ્યા છે. તે બે પૈકીનો એક પ્રદેશ સૌરાષ્ટ્ર છે. સૌરાષ્ટ્રની આતિથ્યપ્રેમી, ભાવઘેલી પ્રજાએ આતિથ્ય સત્કાર માટે સર્વસ્વ ન્યોછાવર કર્યાનાં અનેક ઉદાહરણો ઈતિહાસમાં સુવર્ણઅક્ષરે અંકિત છે. આથી જ દોહો ગવાય છે ને

**કાઠિયાવાડમાં કો'ક દિ, ભૂલો પડ્ય ભગવાન,**
**મારો કરું મહેમાન, તને સ્વર્ગ ભૂલાવું શામળા.**

સૌરાષ્ટ્રનાં લોકજીવને અતિથિને ઈશ્વર સ્વરૂપ માની તેનું પૂજન-અર્ચન કર્યું છે. અતિથિ વગર જમવું નહિ એવી તો ટેક રાખતા, અતિથિ અતિથિ ઝંખ્યા કરતા, અતિથિ ટાણે કટાણે કે અધરાતે આંગણે આવે તો પ્રભુ પધાર્યાનો મહોત્સવ ઉજવતા અને અતિથિ વિદાય લે ત્યારે અંતરથી ચોધાર રુદનથી દ્રવિત થઈ ઊઠનારા આ સોરઠી માનવીઓ હતા. પશુ, પ્રાણી પક્ષીઓને પણ અતિથિરૂપે જ આવકારતા, આવા લોક સંસ્કારનો સામાન્ય માનવીઓમાં અસાધારણ અમીરાત હતી.

**સિંકદર સામ્રાજ્યના ભારતીય દૂત મેગસ્થનીએ વિશ્વમાં બે જ દેશને જ આતિથ્ય સત્કાર માટે સર્વોચ્ચ ગણાવ્યા છે. તે બે પૈકીનો એક પ્રદેશ સૌરાષ્ટ્ર છે. સૌરાષ્ટ્રની આતિથ્યપ્રેમી, ભાવઘેલી પ્રજાએ આતિથ્ય સત્કાર માટે સર્વસ્વ ન્યોછાવર કર્યાનાં અનેક ઉદાહરણો ઇતિહાસમાં સુવર્ણઅક્ષરે અંકિત છે**

જૂનાગઢ રા'ડિયાસ અને ઢાંકના નાગાજણ જેઠવાએ અતિથિઓને પોતાના માથાં ઉતારી આપ્યાં હતાં. ઓડિદર ગામના આહિર દેવાયત બોદલે જૂનાગઢના બાળરાજા રા'નવઘણના અતિથિધર્મ માટે પોતાના દીકરાને પોતાના જ હાથે વધેરી નાંખ્યો હતો. આણંદ પરના કાઠીભક્ત સાંસતિયાએ પોતાની સ્ત્રી સતી તોરલને અને પીપાવાવના પીપાભગતે પોતાની પત્ની સીતામાતાને પથારીની ચાકરી માટે માંગણી કરનાર અતિથિઓને આપી હતી. લાખણશી અને ઢોલરાએ પોતાની સ્ત્રીને કાયમ માટે એના પ્રેમીઓને હાથોહાથ સોંપી આપી હતી. જેતપુર દરબાર માણસિયાવાળે તો તડબૂચની ડગળી કાઢે એમ પીંડીમાંથી, શરીરમાંથી માંસનાં ચોસલાં કાઢીને સમડીઓને મહેફિલ આપી શરીરને હોમી દીધું હતું. એક રોઝ માટે બાવીસ ચારણ્ય આઈઓ સતી થઈને બાવીશ્યું આઈઓ તરીકે અને એક રોઝ માટે સતી થનારા રોઝી માતા તરીકે પૂજાય છે. શિહોરનગરનો વારસદાર ત્રિકમ જાની આપત્તકાલીન સ્થિતિમાં બાબરિયાવાડમાં પોતાના કપડાંની ચાળમાં લોટ, પાણી મસળતો જોઈ ધાંખડા બાબરની કન્યા પોતાના ગામે આવેલ અતિથિ પ્રત્યે દ્રવિત થઈ કાયમને માટે તેની ગૃહિણી બની રહી પાદર તમાણે પોરસાવાળે તેનાં આંગણે ઘરભંગ થયેલ ચારણનું ગૃહસ્થાશ્રમ ફરીથી નવપલ્લવિત બનાવ્યું હતું. ભીમ પાંચાળિયા નામના ચારણ સરદારે બહારવટિયા જોગીદાસ ખુમાણને અને તેની પાછળ વારે ચડી આવનાર રાજવી વજેસંગજીને ખરા બપોરે મહેમાનગતી કરી એક મ્યાનમાં બે તલવાર રાખી જમાડ્યા હતા. દેવાળિયા ગામના મોલેસલામ દરબાર મંદોરખાને સગા દીકરાને આકસ્મિક રીતે વધ કરનાર અતિથિ ચારણને પોતાની મોંઘામૂલી ઘોડી આપી જીવતદાન આપ્યું હતું. જમળા ગામના ચીતરા આહિરે જામસાહેબ જેવા રાજવીના આતિથ્યધર્મ માટે પોતાના ગામે નદીનું ચીતરાવેણ્ય વહેણ વહેતું કર્યું હતું. કાંધેલજી મેરના આતિથ્યધર્મ માટે વંથલીના નવસો નાઘોરીએ શહાદત વહોરી હતી. મૂળીના પરમારોએ હેબતખાન જતને અને જામ સાહેબ અતિથિને આશરો આપી યુદ્ધે ચડી ખપી ગયા હતા. પરમારોના પૂર્વજો એક તેતરનાં આશરા ધર્મ માટે યુદ્ધ ખેલ્યું હતું. જૂનાગઢના નવાબ હાબતખાનના રાજમહેલ પાસે રાત્રે શિયાળોએ હૂકી કરતા શિયાળાની કડકડતી ઠંડી જોઈ શિયાળો માટે બોડ બનાવવાનો આદેશ આપ્યો હતો. ત્રાપજ ગામના મેપા આયરે પોતાના બારોટનો વંશવેલો રહે એ માટે પોતાના દીકરાનું દાન કર્યું હતું. રા'નવઘણના સૈન્યને ખોડ ગામના ચારણ આઈ વરૂવડીએ ભાવતા ભોજન પીરસી



અન્નપૂર્ણાદેવી તરીકે પ્રતિષ્ઠા પામ્યા હતાં. વાંટાવદરનાં આયર રામીબાઈ પાણી ભરવાં જતાં દુકાળનાં માબાપ વગરના છોકરાઓનું દુકાળિયું ટોળું ઘેરી વળી મા મા કહી કાળો કલ્પાંત કરતાં જોઈ એ રામીમા એ નોંધારાં- અનાથનાં કાયમી મા બની રહ્યાં. આઈ જાનબાઈએ અઢારેય વરણને એક જ વાવમાંથી પાણી ભરવાની ફરજ પાડી અસ્પૃશ્યતાનું નિવારણ કર્યું હતું. પરબના સંત દેવીદાસ અને સતાધારના સંત ગીગાભગતે તિરસ્કૃત રોગીઓને આવકારી સેવાની જ્યોત જલતી રાખી હતી. તળાજાના રાજવી એભલવાળાએ અને બીલખાના શેઠ સગાળશાએ પોતાના એકના એક પુત્રને અતિથિધર્મની ખાતર વધેરી દીધા હતા. મહાપંથના અનુયાયીઓ આતિથ્યધર્મ માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરતાં અચકાયા નથી. સૌરાષ્ટ્રને ગામડે ગામડે અતિથિધર્મના આદર્શોને સાચવતા સદાવ્રતો, આશ્રમો અને દેશાણ જગ્યાઓ આજે પણ વિદ્યમાન છે. તે પરંપરામાં વીરપુરની જલારામબાપાની જગ્યા અગ્રસ્થાને છે. આવો દિલાવર માયાળુ સોરઠી આતિથ્ય સત્કાર વિશ્વમાં ક્યાંય જોવા મળતો નથી એટલે જ કહેવાય છે ને ‘‘આતિથ્યને ઉપકારમાં સૌરાષ્ટ્ર તો સૌરાષ્ટ્ર છે.’’

**શેઠ સગાળશાનો જન્મ સૌરાષ્ટ્રના સાગરતટ ઉપર આવેલા શિયાળબેટ નામના દ્વીપમાં કપોળ વણિક પરિવારમાં થયો હોવાનો એક મત છે. સગાળશાના નામ ઉપરથી શિયળબેટ નામ પડ્યું હોવાનો પણ એક મત છે**

અતિથિને ખાતર સ્વપુત્રનું બલિદાન દેવાનું શેઠ સગાળશાનું હૃદય વિદારક આખ્યાન ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે. તેમાં વાસુકૃત ‘સગાળશા-કથા’, નાકર રચિત ‘સગાળશા આખ્યાન’ કનકસુંદરરચિત ‘‘સગાળશાહ-રાસ’, વિશ્વનાથ જાનીકૃત ‘સગાળશા ચરિત્ર’, શ્રી દેવેન્દ્ર પંડિત રચિત ‘શેઠ સગાળશા આખ્યાન’ વગેરે ગણનાપાત્ર ગણાય છે. શેઠ સગાળશાના કથાગીતે અને ચેલૈયાના હાલરડાએ શેઠ સગાળશાના જીવનચરિત્રનો સવિશેષ પ્રચાર કર્યો છે.



શેઠ સગાળશાનો જન્મ સૌરાષ્ટ્રના સાગરતટ ઉપર આવેલા શિયાળબેટ નામના દ્વીપમાં કપોળ વણિક પરિવારમાં થયો હોવાનો એક મત છે. સગાળશાના નામ ઉપરથી શિયાળબેટ નામ પડ્યું હોવાનો પણ એક મત છે. શિયાળબેટમાં એક ઓરડી જેવું સ્થાન શેઠ સગાળશાનું અને ગંગાતળાવની પાળે ખાંડણિયો બતાવવામાં આવે છે. બૉમ્બે ગેઝેટિયર ભાગ-૪ અને કપોળ જ્ઞાતિના બારોટ અંબાપ્રસાદ ખંડેરા- વડોદરાની નોંધ પ્રમાણે સગાળશા સૌરાષ્ટ્રના જૂનાગઢની દક્ષિણે ગિરનારની ગોદમાં આવેલા ગામ બીલખામાં રહેતા હતા, બીલખા ગામમાં જે સ્થાનમાં રહેતા હતા તે સ્થાન ‘પ્રભુના પીપળા’ નામથી પ્રતિષ્ઠિત છે. આ સ્થાનમાં સગાળશા દ્વારા પુત્ર-બલિનો ખાંડણિયો પણ બતાવવામાં આવે છે. બીલખાના લોક મતે શિયાળબેટ સગાળશાની વ્યાપાર-ઉદ્યોગની પેઢી હતી, વ્યાપારનું સ્થાન હતું.

શેઠ સગાળશાની કપોળ- વણિક જ્ઞાતિની ઉત્પતિ વિશે જુદા જુદા મત પ્રવર્તે છે, તે આ પ્રમાણે છે -

૧. હિંદુસ્તાનમાં ફિનિશિયાથી સાગર માર્ગે આવેલા આર્યોનો બીજો સમુહ ‘પણિક’ કહેવાયા તેના ઉપરથી વણિક થયા. ગ્રીક અને લેટિન ભાષામાં ‘કોપ્પુલા’ તથા ‘ક્યુપોલા’ શબ્દ ઉપરથી ‘કપોલ-કપોળ’ શબ્દ બન્યો હોવાનું એક અનુમાન છે. જોકે આ અનુમાન સ્વીકાર્ય બની શકે તેમ નથી. ‘કપોલ’ સંસ્કૃત શબ્દ છે.

૨. સ્કંદપુરાણ અંતઃગર્ત ‘કણ્વકંડુલ ઉપાખ્યાનનાં ‘કંડુલ પુરાણ’ પ્રમાણે ગાલવમુનિએ એક વખત વણિકોને કહ્યું કે :

गालव – स्थापिता द्वैते गालवाः सन्तु नामतः ।

तथापि च कपोलख्या : कपोलाद्‌भुत कुंडलाः ॥

અર્થાત્ : ગાલવમુનિના જે શિષ્યોએ ‘કાનની અંદર તેજસ્વી કુંડલો પહેરેલાં હતાં તેમને કણ્વમુનિએ ગાલવમુનિના શિષ્યો કહી જુદી પંક્તિની અંદર મૂક્યા, તેથી તેઓ કપોળ નામથી ઓળખાયા. આ હકીકત સત્યની વધુ નજીક ગણાય છે.

૩. મનુવંશમાંથી દિષ્ટ નામના મનુપુત્રમાંથી વણિક જ્ઞાતિની કપોળ જ્ઞાતિની ઉત્પતિ થઈ હોવાનો મત કથાકાર ને લોક સાહિત્યકાર શ્રી અમરદાસજી ખારાવાળાએ દર્શાવેલ

છે.

લોહી મિશ્રણમાંથી અનેક જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ જન્મી છે. આહારભેદને ધંધાના ભેદ પડ્યા ત્યારે જુદી જુદી જ્ઞાતિઓ અસ્તિત્વમાં આવી અને જ્યાં સામાજિક રિવાજોમાં મતભેદ પડ્યા ત્યાં ત્યાં જ્ઞાતિની પેટા જ્ઞાતિ અસ્તિત્વમાં આવી છે.

પત્રકારશ્રી ગોરધનદાસ સોરઠિયાના મંતવ્ય પ્રમાણે "કપોળનું મૂળ સ્થાન જૂનાગઢ અથવા ગિરનાર છે. દેલવાડિયા અને ઘોઘારી બે ભેદ છે." કપોળ જ્ઞાતિ વૈષ્ણવ ધર્મની ભગવાન શ્રીકૃષ્ણની અનન્ય ઉપાસક જ્ઞાતિ છે. ભગવાન શ્રીકૃષ્ણના અવતાર કાર્ય માટે એક દોહોમાં કહેવાયું છે કે :

***અગણિત સંત ઉધારિયા, તાર્યા ભગત તમામ,***
***અરજી એક અનાથરી, સુણજો શ્રી ઘનશ્યામ.***
***સગાળશા માટે આ દુહો યથાર્થ લાગુ પડે છે.***

સગાળશાના પિતાશ્રીનું નામ બંગાળશા હતું. સગાળશાના વિવાહ(રાજુલા વિસ્તારમાં) ધારવાડના ગોવિંદ મહેતાની ધર્મપરાયણ પુત્રી ચંગાવતી સાથે થયા હતા. સગાળશાને જશવન્તી અને દિવાળી નામે બે પુત્રીઓ અને ચેલૈયા નામનો એક પુત્ર હતો. સગાળશાના ભાઈનું નામ ગણપત ને તેમની પત્નીનું નામ ગમતાદેવી હતું. તેનું પિયર ધાતરવડ હતું. સગાળશાના પિતાનું અવસાન થતાં તેમની માતાએ સત્ત લીધું હતું. સગાળશાએ માતા-પિતાની સ્મૃતિમાં પાણીના પ્યાઉ, વાપી, સરોવર ને મંદિર ઈત્યાદિના નિર્માણ કરાવ્યાં હતાં તેમજ કાશીનો યાત્રા-સંઘ કાઢ્યો હતો, દ્વારકામાં રજત-તુલા કરીને ભગવાન શ્રીકૃષ્ણની પટરાણીઓને આભૂષણોથી સુશોભિત કરી તેમનાં શણગારમાં વધારો કર્યો હતો. આ રીતે તેમની સંપત્તિનો સદ્વ્યય કર્યો હતો.



શેઠ સગાળશાનો સમગ્ર પરિવાર અતિ ધાર્મિક હતો. લોકદંતકથાનુસાર તે બન્ને પતિ-પત્ની સાધુ, સંતો, અતિથિને દરરોજ જમાડી જમવાનો અટલને અખંડ નિયમ રાખ્યો હતો. ગિરનાર, સોમનાથ, તુલશીશ્યામ, કનકેશ્વરી-કનકાઈ દર્શને જતાં-આવતાં સાધુ, સંતો, સગાળશાના અતિથિ બની ભાવતા સ્વાદિષ્ટ ભોજન-પ્રસાદ ગ્રહણ કરી આનંદ અનુભવતા. આ ક્રમ નિયમીત રીતે વર્ષો સુધી અખંડ ચાલ્યો આવતો હતો. એ ક્રમમાં એક વિઘ્ન આવ્યું. વરસાદની ઋતુ આવી. અતિવૃષ્ટિનું આગમન થયું. હેલી મંડાણી. અતિવૃષ્ટિને કારણે સાધુ-અતિથિ સાત દિવસ સુધી ભોજન માટે મળ્યા નહીં. સાત દિવસના પતિ-પત્નીને નકોરડા ઉપવાસ થયા. તેમના વ્રત- નિયમ - ટેકની આકરી કસોટી કરવા સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે લીલા કરી. પરમાત્મા અતિથિરૂપે સાધુ બની બીલખાના પાદરમાં તળાવની પાળે વડે નીચે પતિયેલ રોગથી ઘેરાયેલી કૃશ કાયાવાળા સ્વરૂપે બેસી ગયા. વરસાદ સાત દિવસ એકધારો વરસ્યાં પછી ધીમો પડી, ઉઘાડ કરી, અટકી ગયો. બીલખાના લોકો સીમમાં તળાવની પાળે, બજારમાં નીકળી પડ્યા. ગામના દરેક જણને જાણ હતી કે સગાળશાને સાધુને જમાડ્યા પછી જમવાની ટેક છે. ગામના એક માણસે પાણી-ગારો-કીચડમાં ખૂંદતા સગાળશાને સાધુને શોધતાં જોઈને કહ્યું કે "એક રોગીયલ કૃશકાય સાધુ તળાવની પાળ પાસેના વડ નીચે બેઠા છે." સગાળશા દોડતાં તળાવની પાળે વડ નીચે આવે છે. સાધુને દંડવત્ પ્રણામ કરી, પગ ધોઈ ચરણામૃત ગ્રહણ કરી, સાધુને બન્ને હાથ જોડી વિધિવત ઘરે ભોજન ગ્રહણ કરવાનું ભાવભર્યું નિમંત્રણ પાઠવે છે. સાધુથી ચાલીને સગાળશાને ઘરે ભોજન લેવા માટે જઈ શકાય તેવી શક્તિ નથી. આથી સગાળશા કરંડિયામાં રૂ પાથરી સાધુની રોગિષ્ઠ કાયાને બેસાડી માથે ઉપાડી ઘરે તેડી જાય છે. પરિવારને પ્રભુ પધાર્યાનો આનંદ થયો. ચંગાવતીએ ભાતભાતના અનેકવિધ સ્વાદિષ્ટ સુંદર ભોજન તૈયાર કરી સાધુને પીરસ્યાં. સાધુએ ભોજનનો અનાદાર કરી માંસાહારનો આગ્રહ કર્યો. સગાળશા ધર્મસંકટમાં મૂકાઈ ગયા. કસોટી સામે હાર્યા વિના કસાઈને ત્યાંથી માંસ લઈ આવી સાધુને પીરસ્યું. સાધુએ કહ્યું "મારે તો માનવનું તાજું માંસ ખાવામાં જોઈએ, આ ન ચાલે. માનવનું માંસ લાવો." સગાળશા

**શેઠ સગાળશાનો સમગ્ર પરિવાર અતિ ધાર્મિક હતો. લોકદંતકથાનુસાર તે બન્ને પતિ-પત્ની સાધુ, સંતો, અતિથિને દરરોજ જમાડી જમવાનો અટલને અખંડ નિયમ રાખ્યો હતો**

પોતે પોતાનું માંસ આપવા તૈયાર થઈ ગયા. પરંતુ એવું કરે તો સાધુને ભોજન કરાવે કોણ ? એટલે સગાળશાએ પોતાના એકનાએક આજ્ઞાંકિત માતા-પિતાના પ્રાણપ્યારા તેજસ્વી અત્યંત વ્હાલા પુત્ર ચેલૈયાને શાળામાંથી બોલાવ્યો. નાનકડા ગામમાં વાયુવેગે સાધુની વાત પ્રસરી ગઈ હતી એટલે શાળાના આચાર્ય, શિક્ષકો, વિદ્યાર્થીઓ, ગામલોકો, પાડોશીઓ ચેલૈયાને ઘરના બદલે અન્યત્ર ભાગી જવાની સલાહ આપવા લાગ્યા. પરંતુ ચેલૈયો માતા-પિતાની ટેકને ખાતર બલિદાન દેવા ઘરે આવી પહોંચ્યો. ચેલૈયો માતા-પિતાને કહે છે "નેક-ટેકને ધર્મપાલન ખાતર મારી આ કાયા કામ આવતી હોય તો તેનાથી બીજો રૂડો અવસર કયો હોઈ શકે ? મારું માથું વધેરી દેવા હું તૈયાર છું." ચેલૈયાએ પોતાની જિંદગી આપવાની ખુશી વ્યક્ત કરી, કુંભાર ચાકમાંથી માટીનો પીંડો ઊતારે તેમ પોતાનું માથું ઉતારી આપ્યું... સગાળશા અને ચંગાવતી આંખમાં આંસુ લાવ્યા વગર આ દૃશ્ય જોઈ રહ્યાં. ચંગાવતીએ ખાંડણિયામાં સાંબેલાથી પુત્રનું મસ્તક ખાંડવા માંડયું. ત્યાં તો સાધુએ અધિક દારુણ કસોટી કરતાં કહ્યું કે "હું પુત્ર વગરના પરિવારનું ભોજન ગ્રહણ કરતો નથી. આ શબ્દો સાંભળતા જ ચંગાવતીએ તત્કાલ હાથમાં છરી લઈને પોતાનાં ઉદરમાં રહેલ ગર્ભસ્થ પુત્ર બતાવવા ઉદર ફાડવા માટે છરીનો ઘા કરવા જાય છે ત્યારે એ સમયે ધરતી ધણધણવા લાગીને સાધુએ પોતાનું અસલી સ્વરૂપ શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થઈને ચંગાવતીનો હાથ પકડી લીધો ને ચેલૈયાને સજીવન કર્યો. ભગવાને વરદાન માંગવાનું કહ્યું એટલે દંપતીએ કહ્યું કે "ભગવાન આવી કસોટી હવે પછી કોઈ પરિવાર ઉપર કદાપિ કરશો નહીં." એવી જનશ્રુતિ છે કે ઈશ્વરકૃપાથી સગાળશા સપરિવારે સ્વર્ગગમન કર્યું હતું. આ સમયે તેમના ભાઈ ગણપતની પત્ની ગમતાદેવી સુવાવડ કરવા તેમના પિયર ધાતરવાડ (રાજુલા વિસ્તારમાં) ગઈ હતી. ત્યાં તેને એક પુત્ર જન્મ્યો. એ પુત્ર સગાળશાનો વંશજ ગણાયો. આ વંશ કપોળ-વણિક જ્ઞાતિમાં 'વહોરા' અટક શાખાથી પ્રસિદ્ધ છે. ભગવાન શ્રીકૃષ્ણને ચેલૈયાને વહોરાવ્યો - અર્પણ કર્યો હોવાથી આ વંશ 'વહોરા' નામથી કપોળ-વણિક જ્ઞાતિમાં ઓળખાય છે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં ચેલૈયાનું હાલરડું આજે પણ ભારે કરૂણ- સ્વરથી ગવાય છે.

***તું ને ખમા ઘણી રે મારા ચેલૈયા !***
***એ જી તારે હાલરડે પડી હડતાલ !***
***કુંવર ચેલૈયા રે તુંને ખમ્મા ખમ્મા.***

સુપ્રસિદ્ધ લોકવાર્તાકાર મેઘાણંદ ગઢવી અને મેરૂભા ગઢવી એવા બુલંદ કરૂણ સૂરે સગાળશાનું કથાગીત ગાતાં ત્યારે ઉપસ્થિત સૌ કોઈ શ્રોતાઓ ધ્રુસકે ધ્રુસકે રડી ઊઠતાં ને કહેતાં કે, "ગઢવીજી હવે બસ કરો, અમારાથી હવે રડી શકાતું નથી અમારા પેટ ને છાતી દુઃખે છે, હવે સહન નથી થતું." શ્રી ઝવેરચંદ મેઘાણી આ કથાગીત વિશે લખે છે : "જોગીરાજે પ્રભુરૂપે પ્રગટ થઈને સહુને સજીવન કર્યા એ પ્રસંગ ઉમેરાયો ન હોત તો" "ચેલૈયા આખ્યાન" જગતના સર્વોત્કૃષ્ટ બેલેડ માયલું એક કથાગીત બની જાત. એની કરૂણતા અનેક હૈયાંને નિરંતર ધોયા જ કરત."

**"જોગીરાજે પ્રભુરૂપે પ્રગટ થઈને સહુને સજીવન કર્યા એ પ્રસંગ ઉમેરાયો ન હોત તો" "ચેલૈયા આખ્યાન" જગતના સર્વોત્કૃષ્ટ બેલેડ માયલું એક કથાગીત બની જાત. એની કરૂણતા અનેક હૈયાંને નિરંતર ધોયા જ કરત"**

જૂનાગઢથી સતાધાર હાઈવે ઉપર જૂનાગઢથી ૨૦ કિ.મિ. અંતરે દક્ષિણ તરફ બીલખા ગામમાં આનંદ આશ્રમ પાસે 'ચેલૈયા-સગાળશા'ની જગ્યા અદ્યતન સ્વરૂપે નિર્માણ પામેલી છે. જગ્યાની અંદર મંદિર, અતિથિનિવાસ, સંત નિવાસ, જાહેર અન્નક્ષેત્ર, ગૌશાળા, ભોજનશાળા, વિશાળ મેદાનનો સમાવેશ થાય છે. જગ્યાના મહંત શ્રી ૧૦૦૮ મહામંડલેશ્વર, શ્રી રામરૂપદાસજી ગુરૂશ્રી શીતલદાસજી મહારાજ સાહેબનાં આતિથ્ય સત્કાર, સેવા અને સ્વચ્છતા સર્વોત્તમ છે.

*સરસ્વતી બંગ્લોઝ, ૮એ- પટેલ કોલોની, રોડ નં.-૪*
*કવિશ્રી પિંગળશીભાઈ ગઢવી માર્ગ,*
*જામનગર - ૩૬૧૦૦૮*
*મો. ૯૪૨૭૪૧૧૦૧૯*



# આજના બદલાયેલા પરિવેશને અનુરૂપ બાળસાહિત્ય સર્જનની આવશ્યકતા

*- સોમાભાઈ વી. પટેલ*

**બા**ળકોની વયકક્ષા અને સાહિત્ય સ્વરૂપની દૃષ્ટિએ બાળસાહિત્યની વિભાવના અસ્પષ્ટ રહી છે. આપણે જેને 'બાળસાહિત્ય' નામ આપી શકીએ તે બે-ચાર પંક્તિનાં જોડકણાં કે ઉખાણાંથી શરૂ થઈને ત્રણ-ચાર કે તેથી વધુ પૃષ્ઠનાં ગીતો તેમજ બાળકો માટેની પરીકથાઓથી કિશોરો માટેની વાર્તાઓ, વિજ્ઞાનકથાઓ, સાહસકથાઓ અને ચરિત્રકથાઓ સુધી વિસ્તરે છે. બાળકોની વયકક્ષાને લક્ષમાં લઈને તેને 'બાળસાહિત્ય' ને અને 'કિશોરસાહિત્ય' એવા બે સ્પષ્ટ ભાગમાં વહેંચવાનુંય સહેલું નથી, કેમ કે એમાંયે સાવ નાનાં શિશુથી માંડીને ૧૪-૧૫ વર્ષના કિશોરો સુધીની વિવિધ કક્ષાઓ રહેવાની. વળી જેમ બાળચિત્રકળા એટલે બાળકોએ સર્જેલી ચિત્રકળા એવું આપણે કહી શકીએ, તેમ 'બાળસાહિત્ય' એટલે બાળકોએ સર્જેલું સાહિત્ય એવું આપણે કહી શકીશું ? બેશક, નહિ જ, કેમ કે એ બહુધા પ્રૌઢ સાહિત્યકારો દ્વારા સર્જાય છે. અલબત્ત, બાળસાહિત્યમાં બાળકોએ સર્જેલી કૃતિઓ પણ ક્યારેક જોવા મળે ખરી.

બાળસાહિત્ય-સ્વરૂપની વિભાવના, આમ શિથિલ અને ધૂંધળી લાગે છે. એટલે બાળસાહિત્યની વાત કરતી વખતે વિવિધ કક્ષાનાં બાળકોનાં સમગ્ર સાહિત્ય વિશે આપણે વાત ભલે કરીએ, પરંતુ તેના લેખકે લખતી વખતે તો બાળકની વયકક્ષાને લક્ષમાં રાખવી જ પડે છે, અને તેથી બાળસાહિત્યના સર્જનની અને સર્જકની વિવિધ કોટિઓ રહેવાની. આમ હોવાથી બાળસાહિત્યના સર્જકે બાળકોની જુદી જુદી વયકક્ષાને અનુરૂપ સાહિત્ય માટેનાં વિષયવસ્તુ, રજૂઆત, ભાષા ઇત્યાદિમાં તદનુરૂપ ઔચિત્ય અને સર્જકતા દાખવવાં પડે.

અહીં એ વાત પણ નોંધવી ઘટે કે બાળસાહિત્યનો સર્જક વાસ્તવ-સૃષ્ટિમાં જીવતો, જગતનાં વ્યાવહારિક જ્ઞાન અને ડહાપણથી સજ્જ હોય છે, પરંતુ એણે એના બાળભાવકો માટે જે સૃષ્ટિનું નિર્માણ કરવાનું છે તે પૂર્ણપણે વાસ્તવસૃષ્ટિ નથી હોતી. એણે નાનાં, નિર્દોષ અને જિજ્ઞાસાથી સભર એવાં બાળકોને કલ્પનાવિહાર કરાવે અને આનંદથી પરિપ્લાવિત કરે એવી અદભુત અને રમ્ય સૃષ્ટિનું નિર્માણ કરવાનું હોય છે. આ માટે તેણે જે તે વયકક્ષાના બાળકોની ભૂમિકાએ આવવું જરૂરી બને છે. બાળસાહિત્યના સર્જક અને તેના ભાવક વચ્ચેનું આ અંતર જ બાળસાહિત્યના સર્જનને આંતર-બાહ્ય રીતે નિયંત્રિત કરે છે.

આજના બાળકનો પરિવેશ ઘણી રીતે બદલાયો છે. એક સમયે શેરીની બહાર ભેગાં થઈ 'અડકો-દડકો' લખોટી કે ગિલ્લી-દંડાની રમત રમતાં બાળકો આજે પોતાના ઓરડામાં પુરાઈ એકલાં એકલાં ટી.વી. જોતાં કે વિડિયો ગેમ રમતાં થઈ ગયાં છે. એક સમયે વાઘ-સિંહ કે ઓસ્ટ્રેલિયાનાં કાંગારુ જેવાં પ્રાણીઓની કલ્પના પાઠ્યપુસ્તકમાંના ચિત્રો દ્વારા કે ક્વચિત સરકસની કે પ્રાણીસંગ્રહાલયની મુલાકાત દ્વારા જ બાળકને કરાવી શકાતી. આજે તે ટી.વી.માં આવાં બધાં પશુઓને જંગલમાં તેના યથાર્થ પરિવેશ વચ્ચે જીવતાં-જાગતાં, હરતાં-ફરતાં નિહાળે છે. ઈજિપ્તના પિરામિડો કે ન્યૂયોર્ક-સિંગાપોરનાં ગગનચુંબી મકાનો, ઉત્તર ધ્રુવના એસ્કિમોનાં ઈગ્લૂ કે દક્ષિણ ધ્રુવનાં પેંગ્વિનના ટોળાં કે જીવજંતુઓની અદ્દભુત લીલા તે ટી.વી.ની નેશનલ જ્યોગ્રાફિક ચેનલ કે ડિસ્કવરી ચેનલ પર સહજ રીતે જ નીરખી શકે છે. પરિણામે આખું જગત તેની લગોલગ આવી ગયું હોય એવો એને અહેસાસ થાય છે.

૨૦મી સદી યંત્રયુગની હતી. ૨૧મી સદી ઈલેક્ટ્રોનિક યુગની છે, એવું આપણે સમયના સ્થૂળ સંદર્ભમાં કહી શકીએ. છેલ્લે ટેલિવિઝન, કમ્પ્યૂટર અને મોબાઈલ આવ્યાં અને મુખ્ય ઘટના તરીકે આપણાં માનસ પર છવાઈ ગયાં. કમ્પ્યૂટર અને માહિતી-ટેક્નોલોજીના ઝડપી વિકાસે છેલ્લા ત્રણેક દાયકામાં ઘણું બધું બદલી નાખ્યું છે. એક સમયે શેરી અને પાદરના પરિવેશમાં રમતું બાળક આજે વિશ્વના આંગણામાં રમતું થઈ ગયું છે. દુનિયાના એક છેડે બનતી ઘટનાઓને આજનું બાળક એ જ સમયે ઘરમાં બેઠાં બેઠાં લાઈવ નિહાળી શકે છે. એ ઇચ્છે ત્યારે તેને જરૂરી માહિતી કે વિગત ઇન્ટરનેટ દ્વારા મેળવી શકે છે. કોઈ ગ્રંથની માહિતી નાની સીડી-ડીવીડી કે મલ્ટી મીડિયા ડિસ્ક પર સંચિત કરીને ગમે ત્યાં મોકલી શકે છે કે ગમે ત્યાંથી મેળવી શકે છે. જાણે દુનિયાભરનાં જ્ઞાન અને માહિતીનો ખજાનો તેને હાથ લાગી ગયો છે. આ નવા પરિવેશે આજનાં બાળકોના જ્ઞાનની ઘણી નવી ક્ષિતિજો ઉઘાડી આપી છે.

નવી પેઢી આ નવા પરિવેશ વચ્ચે ઉછરી રહી છે. અગાઉના બાળક કરતાં એની સમજશક્તિ અને ગ્રહણશક્તિ ઘણી વધારે છે. નવાં સંચાર-માધ્યમોએ એની રસ-રુચિમાં અને એના ભાવજગતમાં ઘણું પરિવર્તન આણ્યું છે. ટી.વી. સીડી-ડીવીડી, માઉસ, મોનીટર, નેટ, વેબ જેવા શબ્દોથી એ પરિચિત છે, એટલું જ નહીં એની કામગીરીથીયે સાવ અજાણ નથી. એ કમ્પ્યૂટર કે મોબાઈલ દ્વારા ઘેર બેઠાં સિનેમા શોની ટિકીટ બુક કરાવી શકે છે અને રેલવેની ટિકિટ ખરીદી શકે છે.

આવાં બાળકોનું રસજગત ભિન્ન હોય, એમના ચિત્તમાં ઉદભવતા પ્રશ્નો, એની આકાંક્ષાઓ ભિન્ન હોય એ સહજ છે, અને એથી આવાં બાળકો માટેનું સાહિત્ય પણ અગાઉ કરતાં

ભિન્ન કોટિનું હોય એવી અપેક્ષા રહે જ. હવે જૂની મૂડી પર લાંબુ નહિ ચાલે. આજના બાળસાહિત્યના સર્જકે જૂના વિષયો પરના પરંપરાગત સર્જનથી ઉપર ઊઠીને બાળસાહિત્યના નવા આયામો તરફ ધ્યાન કેન્દ્રિત કરવું પડશે. ૨૧મી સદીમાં નવતર પરિવેશ વચ્ચે ઉછરી રહેલા બાળકના માનસને, એના ભાવજગતને સમજવાનો અને એની અપેક્ષાઓને લક્ષમાં લઈને એના રસજગતને સંતોષે એવા સાહિત્યનું નિર્માણ કરવાનો નવો અને મોટો પડકાર આજના બાળસાહિત્યના સર્જકે ઝીલવાનો છે.

નવો અને મોટો પડકાર એટલા માટે કે છેલ્લા ત્રણેક દાયકામાં કમ્પ્યૂટર, માહિતી-ટેકનોલોજી અને કૉમ્યુનિકેશનના ક્ષેત્રમાં જે ક્રાંતિ થઈ તેના પગલે આપણા જીવનમાં આવેલાં પરિવર્તનો અને પરિણામોથી આજનાં બાળકોનો ભાવકવર્ગ ઘણે અંશે અવગત છે, જ્યારે બાળસાહિત્યનો પ્રૌઢ સર્જક વર્ગ આ બધાં પરિવર્તનો પ્રત્યે કંઈક અંશે આશ્ચર્યથી જોઈ રહ્યો છે. પરિસ્થિતિ એવી સર્જાઈ છે કે નાની વયનો આ ભાવક આ ટેકનોલોજી અને નવાં સંચારમાધ્યમોના ઉપયોગની બાબતમાં પ્રૌઢ સર્જક કરતાં આગળ નીકળી ગયો છે ! ૨૧મી સદીનાં આ સંચાર માધ્યમોની અસાધારણ કામગીરી અને તેની શક્તિને જાણ્યા વગર બાળસાહિત્યનો આ માધ્યમો સાથે પ્રત્યક્ષ સંપર્ક ધરાવતા આજના બાળકોના મનોવિશ્વને અને તેમની અપેક્ષાઓને ભાગ્યે જ સમજી શકે, અને તેથી આ નવા સર્જનક્ષેત્રમાં રહેલી અનંત શક્યતાઓનો લાભ ન લઈ શકવાને કારણે જો તે પરંપરાગત સર્જન કર્યા જ કરશે તો આ આજના બાળક સુધી તે ભાગ્યે જ પહોંચી શકશે. આજના ગુજરાતી બાળસાહિત્યના સર્જકે આ નવા યુગનાં નવતર પરિવર્તનોને લક્ષમાં લઈને આજના બાળજગતના પરિવેશને અનુરૂપ, તેની રસરુચિને પોષે તેવું નવું નવું સર્જન કરવા સજ્જ થવું પડશે.

વળી આજનું બાળક સાવ અબુધ કે અજ્ઞાન રહ્યું નથી. એ વિજ્ઞાનની આંખે જોઈ રહ્યું છે અને અવકાશયાનની પાંખે ઊડી રહ્યું છે. વિચારની તાર્કિકતા અને ઘટનાની વૈજ્ઞાનિકતામાં શ્રદ્ધા ધરાવતાં બાળમાનસને ગ્રાહ્ય થાય એવું સાહિત્ય આજના સાહિત્યકારે આપવું પડશે. એના માનસને ગ્રાહ્ય ન થાય એવા પરંપરાગત ચમત્કારપૂર્ણ કથા પ્રસંગો એને ઝાઝું આકર્ષી શકશે નહિ. આકાશનો ચન્દ્ર પણ આપણી પૃથ્વી જેવો જ એક ગ્રહ છે અને એમાં પાણી અને ખડકો છે એવું જાણ્યા પછી આજના બાળકને હવે એ 'ચાંદામામા' તરીકે ભાગ્યે જ આકર્ષી શકશે. 'કાગડો અને કૂંજો' વાર્તા સાંભળ્યા પછી એને પ્રશ્ન થાય છે કે તરસ્યા કાગડાને એવી સમજ ક્યાંથી આવી કે કૂંજામાં પથરા નાખવાથી તેમાંનું પાણી ઊંચું આવશે ? આજનો બાળક પોતાની સમક્ષ આવતા પરંપરાગત કથાના કે વાર્તાના પ્રસંગોને તર્કની એરણ પર ચકાસવાની વૃત્તિ ધરાવતો હોઈ, તેને સ્વીકાર્ય થાય એવા નવતર સર્જનની અપેક્ષા રહે છે. આથી આજના બાળસાહિત્યકારે વર્તમાન અને ભાવિ પેઢીનાં બાળકોનાં મનોજગતને ગ્રાહ્ય થાય એવું, નવું સાહિત્ય સર્જવાનો પડકાર ઝીલવાનો છે, એટલું જ નહિ, તેણે એથીયે આગળ વધીને ક્રાંતદ્રષ્ટા બની આજના બાળકને નવા, ઉચ્ચ અને ઉમદા ભાવજગત તરફ પ્રેરવાની જવાબદારી બજાવવા પણ ઉદ્યુક્ત થવું પડશે આ માટે તેણે પરંપરાગત સર્જનપરિપાટીથી ઊંચે ઊઠીને આજના બાળકની અપેક્ષાઓને અને એના રસજગતને સંતોષે તેવું નવું, મૌલિક અને વિશિષ્ટ સર્જન કરવા માટે પ્રવૃત્ત થવું જોઈશે.

ખરેખર તો, આજના વિશ્વમાં થઈ રહેલાં આ પરિવર્તનો અને નવાં સંચાર-માધ્યમોની ગતિવિધિમાં રહેલી અખૂટ ક્ષમતાનો લાભ લેતાં આવડે તો આજના બાળસાહિત્યકાર માટે પોતાની કલ્પનાક્ષમતા અને સર્જકતાના ઉપયોગ દ્વારા અવનવીન બાળસૃષ્ટિના મૌલિક અને આસાધારણ સર્જનની અનંત શક્યતાઓ રહેલી છે. આ નવા પરિવેશનો લાભ લઈને પ્રતિભાવંત સર્જકો દ્વારા વિજ્ઞાનકથાઓ, સાહસકથાઓ અને અવનવીન અદભુત રસની કથાઓ લખાય તો તે આજનાં બાળકોને વધુ આકર્ષી શકે. હવે તો આપણી પૃથ્વી પર વિવિધ ગ્રહવાસીઓનાં આવાગમન, સ્પેસવૉર, સુપરમેનનાં પરાક્રમોની અને યંત્રમાનવ (રોબોટ)ની વિસ્મય કથાઓના આલેખનની પણ ઘણી સંભાવનાઓ રહેલી છે. ૧૯મી સદીમાં જન્મેલા જૂલે વર્ને લખેલી વિજ્ઞાનકથાઓ આજે ૨૧મી સદીમાં પણ બાળકોને એટલી જ આકર્ષે છે. એક લેખક વિજ્ઞાનનો સહયોગ લઈ કલ્પનાની પાંખે ઊડીને પોતાની સર્જનલીલાનો કેવો ચમત્કાર બતાવી શકે તે જૂલે વર્ને સિદ્ધ કરી બતાવ્યું છે. આજના સમયમાં ગુજરાતી બાળસાહિત્યને પણ એવો એકાદ જૂલે વર્ન મળે એવી અપેક્ષા છે. એવા જ બીજા એક ગિજુભાઈ પણ મળે જે બાળસાહિત્યના વૈવિધ્યપૂર્ણ મૌલિક સર્જનનો ધોધ વહાવવાની સાથે તેનો પ્રત્યક્ષ અનુબંધ આજનાં બાળજગત અને બાળશિક્ષણ સાથે રચી આપે.

૨૧મી સદી વધુ ગતિશીલ છે. આ સદીનાં બાળકોનાં માનસ આ નવા સમયનાં પરિવર્તનોને ઝીલવા અને આગળ દોટ મૂકવા માટે સક્ષમ અને સજ્જ છે. આજનો બાળસાહિત્યકાર એમનાં માનસને અને એમની સંવેદનાઓને પામી શકે અને આ નવાં સંચારમાધ્યમોએ સંક્રમણક્ષેત્રે જે ક્રાંતિ કરી છે તેનો લાભ લઈને એમની બદલાયેલી રુચિને સંતોષે એવું તેમજ તેમને આ વિશ્વનાં તત્ત્વો સાથે સુમેળપૂર્વક જીવવા પ્રેરે એવું નવતર, મૌલિક અને મહત્ત્વાકાંક્ષી સાહિત્ય સર્જે એવી અપેક્ષા રહે છે.

---

*૧, રચના સોસાયટી,*
*શિવરંજની ચાર રસ્તા પાસે,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫*
*મો. - ૯૭૨૬૪૮૫૧૧૬*

# પ્રબળતમ આવેગનો કવિ : સાહિલ પરમાર

*- નટુભાઈ પરમાર*

**ય**હૂદી લેખક-વિચારક આઈઝેક બેસેવીસ સિંગર કથે છે : 'સર્જનાત્મક મનુષ્યની નિરાશા એ અધઃપતન નથી, પણ મનુષ્યનું પુનર્જીવન છે. ક્ષણિક સત્યથી ઉપર એક સાતત્ય છે, અસ્તિત્વનો અર્થ છે, સમય અને પરિવર્તનના રહસ્યો છે. યંત્રણાનો ઉત્તર મેળળવાનો છે. અન્યાય અને ક્રૂરતાની ખીણમાં પ્રેમ પ્રાપ્ત કરવાનો છે, કદાચ, આ બધું એક જ માણસ કરી શકશે...કવિ.'

હર કાળે - હર સ્થળે જ્યાં પણ એ વસે છે ને શ્વસે છે તે માનવ, સર્વત્ર સુખ, શાંતિ ને નિરાંતે જ જીવી રહ્યો છે ને તેને કશી આપદા, વિપદા કે દુઃખ - દર્દ છે જ નહિ, એવું કહી કે માની શકાય ખરું ?

માનવ કે એવા માનવોનો કોઈ સમુહ પોતે તો એના માનવ તરીકેના અધિકારને માનીને જીવવા ચાહતો હોય, પણ એના જ હિસ્સા એવા કોઈ માનવ કે માનવ સમુહે એનું માનવ તરીકેનું ગૌરવ હણી લઈને, તેને બંધક, લાચાર ને ગુલામ બનાવીને, તેનું શોષણ કરીને, અપમાનિત કરીને, તેને પશુથીયે બદતર હાલતમાં જીવવાને મજબૂર કર્યો હોય, એના બર્બર ઉદાહરણો માનવજીવનના પ્રારંભથી તે છેક આજ સુધીના જીવાતા જીવનમાં સાવ નથી જ મળતાં, એવું પણ શું કહી કે માની શકાય ખરું ?

'વસુધૈવ કુટુંમ્બમ્' આપણો એક ઉમદા આદર્શ રહ્યો છે, કિન્તુ મરવા વાંકે જીવતા, નિત-નિત અપમાનિત થતાં, આપણાં જ વંચિત-પીડિત-સર્વહારા એવા માનવ સમૂહની હૃદયવિદારક યાતનાઓમાં શું આપણે સાચા સમસંવેદક પૂરવાર થયા છીએ ખરા ?

ઉત્તર બહુ પ્રોત્સાહક નથી, પણ ધરપત એટલી જ કે, પરાપૂર્વથી સાચો સર્જક, ન માત્ર એવા માનવ સમુહોનો સમસંવેદક, અપિતુ એમનો પક્ષધર પણ બન્યો છે ને પોતાની કલમને શસ્ત્ર બનાવીને યુદ્ધે પણ ચડ્યો છે. માનવ સંસ્કૃતિનો ઈતિહાસ આવા યૌદ્ધાઓ થકી જ તો રળિયાત છે ને ? કબીરથી માંડી 'કાગ' સુધીના આવા યોદ્ધાઓ આજેય આપણી વચ્ચે અજય-અમર નથી શું ?

**માનવ સંસ્કૃતિનો ઇતિહાસ આવા યૌદ્ધાઓ થકી જ તો રળિયાત છે ને ? કબીરથી માંડી 'કાગ' સુધીના આવા યોદ્ધાઓ આજેય આપણી વચ્ચે અજય-અમર નથી શું ?**

જેમના જીવન-કર્મ અને વિચારધારાએ સાહિત્ય અને સાહિત્યકારોને સાગમટે સમાજ તરફ વાળ્યા - દબાયેલા, કચડાયેલા, તરછોડાયેલા, અપમાનિત થયેલા માનવસમુહ પ્રતિ પ્રેમ અને માનવીય સંવેદના દાખવવાને દોર્યા, એ મહાત્મા ગાંધીએ તો બારમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી, માનવ કલ્યાણ જેના કેન્દ્રમાં નથી, તેવા સાહિત્યને સાહિત્ય જ ગણવાનો ઈન્કાર કરેલો. એક ઐતિહાસિક વાર્તાલાપમાં મહાત્મા ગાંધીએ સ્પષ્ટ કહ્યું : 'જીવન સૌ કળાથી અદકું છે. હું તો માનું છું કે જેણે ઉત્તમ જીવન જીવી જાણ્યું તે જ ખરો કલાકાર. ઉત્તમ જીવનની પૃષ્ઠભૂમિ વિના કળા શી રીતે ચીતરી શકાય ? કળાની કિંમત જીવનને ઉન્નત બનાવવામાં રહેલી છે. જીવન જ કળા છે. કળા જીવનની દાસી છે અને તેની સેવા કરવાનું જ તેનું કાર્ય છે. એ અર્થમાં કળાને હું માનું છું. કદર કરું છું. કળા વિશ્વ પ્રત્યે જાગૃત હોવી જોઈએ, કળા જીવન પ્રત્યે જાગૃત હોવી જોઈએ.'

સદીઓ સુધી ગુલામ રહેલા માનવ સમૂહને સ્વતંત્રતાની નવી પરોઢ દેખાડનારા એ મહાત્મા ગાંધીનો જ પ્રભાવ હતો કે, આપણું સાહિત્ય વાસ્તવદર્શી સાહિત્ય તરફ વળ્યું. તે છતાં કળાની સરખામણીએ માનવજીવનને કેન્દ્રમાં રાખી - તેને જ પ્રાધાન્ય આપી વાસ્તવદર્શી સાહિત્ય સર્જતા સર્જકો સામે પણ કંઈ ઓછા પડકારો નથી રહ્યા. રઘુવીર ચૌધરીએ પણ કહેવું પડ્યું છે : 'આપણા સાહિત્યકારો કલાવાદી છે. તેમનું આક્રમણ એવડું મોટું છે કે, આપણા ગાંધીવાદી કવિઓ પણ મોં ખોલતા ડરે છે. મરાઠીમાં દલિત સાહિત્ય અને હિન્દીમાં માર્કસવાદી સાહિત્ય રચાય છે, તેની ચર્ચા થાય છે, પરંતુ આપણે ત્યાં આવી વાતો કરવી એ કનિષ્ઠ પ્રવૃત્તિ ગણાય છે.'

જીવનકેન્દ્રી સાહિત્યના હિમાયતી મૂર્ધન્ય સર્જક જોસેફ મેકવાન પણ વદે છે : 'અલંકારશાસ્ત્રની તમામ વિભાવનાઓ મોળી લાગે એટલી માતબર તો જીવતરના દોજખની યાતનાઓ

હોય છે. સંવેદનાને સંકોરવા કે અનુભૂતિને અંકે કરવા એને લમણે હાથ ટેકવી વિચારશીલતાની ભ્રામક મુદ્રા ધારણ કરવાની રહેતી નથી. દર્દ એના શબ્દોમાં ટપકે છે. એનો લય સ્પર્શ કરીને મ્હોરે છે. છંદ અને માત્રાની મહોબત એને નહીં ગોઠે, એબ્સર્ડનો એનો અપચો થશે. ક્યુબિઝમ એને કાચો મંદવાડ કરાવશે, સરરિયાલિઝમ એનું સત્યાનાશ નોતરશે. જે છે એને પરખો, જે નથી તેના વ્યર્થ ઝૈડકા ન તાણો.'

એવા જ મૂર્ધન્ય દલિત સર્જક દલપત ચૌહાણ તો સીધી ફરિયાદ દાખલ કરે છે અને કહે છે : 'સર્જન મોટું કે એની વ્યાખ્યા મોટી ? ઘોડો કિંમતી કે એનું ચોકઠું ? બીજા વિશ્વયુદ્ધની શરૂઆત, તે પછી ભારતના ભાગલા વખતના રમખાણો, રથયાત્રાના હુલ્લડો, ૧૯૬૫ની ભારત-પાકિસ્તાનની લડાઈ, ૧૯૭૨માં બંગ્લાદેશનું નિર્માણ, નવ નિર્માણ આંદોલન બધું આપણા કવિ બંધ આંખે જોતા રહ્યા. કિન્તુ આ બધાથી ફંટાઈ સમાજ અને માણસને કેન્દ્રમાં રાખીને લખાતી એક સાહિત્ય ધારા ૨૦ સદીના આઠમા દશકના મધ્યમાં ગુજરાતી સાહિત્યમાં ઉમેરાઈ, એમાં બધા સર્જકો નવોદિતો હતા પણ ખાસિયત એમની એ હતી કે તે તમામ સમાજને પ્રતિબધ્ધ હતા.'

**ત્રણ-સાડા ત્રણ વર્ષની ઉંમર સુધી ઝૂલનારા અને કોઈ હાલરડા વિના પોઢી જનારા સાહિલ કહે છે : 'જે દિવસે મિલમાં બદલી ના મળે એ દિવસે ઓઘરા (કાપડનો વેસ્ટ) વીણીને, તેનો બચકો બાંધીને, ઘોડિયાઘરમાંથી મા મને ઉપાડી ઘેર આવતી.**

આમ કહેતા દલપત ચૌહાણ ગુજરાતી સાહિત્યમાં પીડિતો-વંચિતો-સર્વહારાઓના સાહિત્યના ગુજરાતમાં થયેલા આવિષ્કારની એક તવારિખી હકીકત પણ આપણી સમક્ષ રજૂ કરે છે. શરૂઆતના ઈન્કાર પછી આજે પ્રસ્થાપિત થઈ ચૂકેલી એ સાહિત્યધારા આજે દલિત સાહિત્યના નામે ઓળખાઈ છે અને સ્વીકૃતિ પામી છે. કહે છે કે, પરંપરાગત સાહિત્યના ઠપ થઈ ગયેલા બંધિયાર વહેણને એણે એક નવી દિશા આપી છે, નવી આબોહવા પૂરી પાડી છે.




શું છે આ દલિત સાહિત્ય ? શું નિમિત્ત છે એના પ્રાકટ્યનું ? એ કોણ છે જે એના વાહકો બન્યા છે ? અને શું ફેર પાડી લીધો છે આ સાહિત્યે આપણી સમાજવ્યવસ્થામાં ? જેવા સવાલોના ઉત્તરો શોધતા રહીને - મેં આ અભ્યાસ લેખમાં 'દલિત કવિતા લખવી એ હિંમતનું, સાહસનું, તાકાતનું કામ છે. તાલથી લખવા, વાંચવા કે ગાવાની ચીજ નથી દલિત કવિતા.' એમ કહેતા અને જીવતા એક દલિત કવિ વિશે અહીં માંડીને વાત કરવા વિચાર્યું છે.

આ દલિત કવિ છે સાહિલ પરમાર.

તા.૨૫-૦૯-૧૯૫૮ (સરકારી ચોપડે ૦૧-૧૦-૧૯૫૮)ના રોજ અમદાવાદના બળિયા લીમડી વિસ્તારમાં મિલ મજૂરોની વસાહત સમી મનુભાઈની ચાલીમાં જન્મેલા ગણપતલાલ મગનલાલ પરમાર એ જ કવિ સાહિલ પરમાર. મહેસાણા જિલ્લાના વડનગર તાલુકાનું શિપોર ગામ જેમનું મૂળ વતન એવા પિતા મગનલાલ વણાટકામનો - વણકરીનો વ્યવસાય કરી જીવન ગુજારતા, પણ એમાં મહેનતનું પૂરું વળતર ન મળતાં એમણે મિલમજૂરી કરવા અમદાવાદની વાટ પકડેલી. મિલમજૂરોમાં પથરા મિલથી ઓળખાતી અમદાવાદની આર્યોદય જીનીંગ મિલમાં પિતા અને સ્વદેશી મિલમાં માતા રાજીબેન કામે વળગેલાં. રોજ તો મિલમાં અવેજી ન મળે પણ બદલીઓ ભરતા રહેલાં.

મનુભાઈની ચાલીમાં બે-એક વર્ષ રહીને આ પરિવાર અમદાવાદના માયાનગર વિસ્તારમાં ભાડેથી રહેવા ગયું. સાડા ત્રણ વર્ષ બાદ, જ્યાં પિતા મિલમજૂરી કરતા તે આર્યોદય મિલની નવી ચાલી (પથરા મિલની ચાલી)માં રહેવા ગયું.

અહીંથી જ અમદાવાદના રાજપુર-ગોમતીપુર વિસ્તારના શ્રમિક વિસ્તાર અશોકનગર સોસાયટીમાં અને ત્યાંથી સિવિલ હોસ્પિટલ-અમદાવાદ પાસેના ગણપતનગર અને ત્યાંથી વાયા જીવરાજ પાર્ક (અમદાવાદ)ની પી. એન્ડ ટી. સોસાયટી થઈને હાલ સાફ-સુથરા-ગુજરાતના પાટનગર ગાંધીનગરમાં સપરિવાર

સ્થાયી થયા છે, આપણા આ કવિ સાહિલ પરમાર.

માતા-પિતા બેઉ મિલમજૂરીએ જતાં તેથી સ્વદેશી મિલના ઘોડિયાઘરમાં એમની ત્રણ-સાડા ત્રણ વર્ષની ઉંમર સુધી ઝૂલનારા અને કોઈ હાલરડા વિના પોઢી જનારા સાહિલ કહે છે : 'જે દિવસે મિલમાં બદલી ના મળે એ દિવસે ઓઘરા (કાપડનો વેસ્ટ) વીણીને, તેનો બચકો બાંધીને, ઘોડિયાઘરમાંથી મા મને ઉપાડી ઘેર આવતી. એ ઓઘરાને વીણીને તેમાંથી ખાટલા ભરવાનું વહાણ બનાવતી મા એને વેચીને પાંચ-પચીસ પૈસા રળતી. બાપા જ નહિ આખું ઘર એ કામમાં જોતરાતું. સાયકલના વ્હીલ (પૈડા) નો ચરખો બનાવી આ વણવાનું કામ થતું.'

૧૦ x ૧૦ ની નાની ઓરડીમાં ત્રણ નાના ભાઈઓ અને એક બહેન સાથેના પરિવારમાં ઉછરેલા, અસારવા (અમદાવાદ) ની મ્યુનિસિપલ શાળા-બુનિયાદી શાળા નં. ૪ માં પ્રાથમિક શિક્ષણ અને આ જ વિસ્તારની વિશ્વવિદ્યાલયમાં ધોરણ થી ૮ થી ૧૧ સુધીનું શિક્ષણ મેળવનારા સાહિલભાઈએ ૧૦મા ધોરણમાં ભણતા હતા ત્યારે જ 'નહેરૂબ્રિજ પરથી પસાર થતાં' કવિતા લખી, શાળાના સ્ટેજ પરથી ૧૭૦૦ વિદ્યાર્થીઓને સંભળાવી હતી અને ૧૮ વર્ષની કાચી વયે ૧૯૭૬માં તેમણે બે પાકી પંક્તિઓ રચેલીઃ

उचट गया है मन, नई रोशनी कब आएगी ?

उपर शून्य गगन, व्झिन्दगी क्या अंधेरो में ही व्झाएगी ?

વિશ્વ વિદ્યાલય, અસારવા, અમદાવાદના હિન્દીના શિક્ષક ગણપતસિંહ નાથુસિંહ પવારે આ પંક્તિઓ વાંચીને - સાહિલભાઈનો ખભો થાબડીને કહેલું : 'एक दिन तू कविता की दुनिया में बडा नाम निकालेगा ।'

... અને એનાં આઠ જ વર્ષ બાદ ૧૯૮૪માં પચ્ચીસ દલિતકવિતાઓના સંગ્રહ 'વ્યથાપચીસી' સાથે પીડિતો-વંચિતો-શોષિતોની મહાવ્યથાને બુલંદ સ્વરે ગાનારા આ કવિ પર ઓવારી જતાં, એનાં પ્રસ્તાવનાકાર અગ્રીમ દલિત કવિ નીરવ પટેલે એમના અંતરના ઓરતા કંઈ આમ વ્યક્ત કર્યા : 'દલિત કવિતાની કૂખે સાહિલ જેવા સો દીકરા જન્મો.'

તે પછી 'મથામણ' (૨૦૦૪), એમની આજે ૬૦ વર્ષની વય અને સાડા ત્રણ દાયકાની એમની સાહિત્યિક સફર સુધીમાં, એક હાર્ડકોર અને હાડોહાડ પ્રતિબદ્ધ દલિત કવિ તરીકે માત્ર બે જ દલિત કાવ્યસંગ્રહો આપનારા આ કવિ માટે કુમાર ચંદ્રક વિજેતા સાહિત્યકાર હર્ષદ ત્રિવેદી કહે છે : 'સાહિલ પરમારે ધાર્યું હોત તો આ સમયગાળામાં એમના બે-ત્રણ કાવ્યસંગ્રહો તો પ્રગટ થઈ જ શક્યા હોત. પરંતુ સાહિલ અન્ય દલિત કવિઓના સંદર્ભમાં ઘણું ઓછું લખનારા કવિ છે. એ ઓછું ભલે લખે પણ આછું નથી લખતા એનો આનંદ છે.'

સાહિલ પરમારની કવિતા માટે નિમિત્ત બનેલાં પરિબળોની વાત કહેતા હર્ષદ ત્રિવેદી લખે છે : 'જન્મની સાથે જ મળેલી કેટલીક વ્યથાઓ, અનુભવે પ્રાપ્ત કરેલી પીડાઓ, સામાજિક વિષમતાઓ અને નિજ સાથેની લડાઈ - આ બધું સાહિલ પરમારની કવિતામાં એકમેકથી ભિન્ન હોય એ રીતે નહીં, પરંતુ એકરસ બનીને આવ્યું છે. સાહિલની કાવ્ય રચનામાં કવિ અને વ્યક્તિગત સાહિલના મનોગતના વિશિષ્ટ અને વિલક્ષણ પ્રશ્નો પણ ઉમેરાય છે. અમદાવાદના વિકાસમાં, પતનમાં અને બદલાતાં જતાં સ્વરૂપમાં 'મિલ'નું સ્થાન ઘણું મહત્ત્વનું રહ્યું છે. એક પછી એક મિલ બંધ પડવા માંડી અને અમદાવાદનાં જે વિવિધ રૂપો રચાયાં એણે માત્ર અમદાવાદની સિકલ નથી બદલી, અનેક કુટુંબોનાં ચહેરા-મહોરા પણ બદલી નાખ્યાં છે.એમની રહેણી-કરણી ઉપર પણ વ્યાપક અસર પડી છે. આવી અસરો સાહિલ પરમારની કવિતામાં કાવ્યાત્મક રીતે પ્રગટ થઈ છે. એથી આ કવિની કવિતાને અમદાવાદની ચાલી અને મિલની પશ્ચાદભૂમાં જોવાથી વધુ ન્યાય મળી શકે.

**સાહિલ પરમારની કવિતા માટે નિમિત્ત બનેલાં પરિબળોની વાત કહેતા હર્ષદ ત્રિવેદી લખે છે : 'જન્મની સાથે જ મળેલી કેટલીક વ્યથાઓ, અનુભવે પ્રાપ્ત કરેલી પીડાઓ, સામાજિક વિષમતાઓ અને નિજ સાથેની લડાઈ - આ બધું સાહિલ પરમારની કવિતામાં એકમેકથી ભિન્ન હોય એ રીતે નહીં, પરંતુ એકરસ બનીને આવ્યું છે.**

પ્રસિધ્ધ સર્જક શ્રી મોહન પરમાર 'સાહિલ પરમારની કવિતાઓમાં અનેક પ્રકારનું વિષય વૈવિધ્ય છે' એવો મત વ્યક્ત કરી કહે છે : 'સાહિલ પરમાર ક્યારેક પ્રણય કવિતાઓ પણ લખી બેસે છે, છતાં એમાં પણ એમનો પ્રધાન સૂર દલિત સમસ્યા હોય છે.'

ગુજરાતી સાહિત્યના અગ્રીમ સર્જક-ઈતિહાસકાર ધીરુભાઈ ઠાકર પણ માને છે કે, 'સાહિલ પરમાર જેવા

શક્તિશાળી કવિ સામાજિક હેતુની સાથે કવિતાને પણ રિઝાવી શકે છે. એમની કવિતામાં કલ્પન, પ્રતીક, લયવૈવિધ્ય અને લોકબોલી-લોકગીતોની તર્જોનો પણ વિવેકપૂર્ણ વિનિયોગ થતો જોવા મળે છે.' ગુજરાતી સાહિત્ય પરિષદના પૂર્વ અધ્યક્ષ અને અગ્રણી સાહિત્યકાર ચંદ્રકાન્ત ટોપીવાલા પણ સાહિલ પરમારની કવિતાઓને દલિત ચેતનાના ઊંડાણમાંથી જન્મેલી કવિતાઓ તરીકે ઓળખાવે છે.

તેજસ્વી મરાઠી દલિત કવિ નામદેવ ઢસાળ સાથે સાહિલ પરમારની તુલના કરતાં, ગુજરાતી દલિત સાહિત્ય અકાદમીના અધ્યક્ષ અને 'સવાયા દલિત સર્જક'નું બિરૂદ પામેલા શ્રી પ્રવીણ ગઢવી પણ સાહિલ પરમારને આક્રોશથી ધગધગતી કવિતાઓના કવિ તરીકે ઓળખાવે છે.

'સાહિલ પરમાર એમના સર્જન અને સમાજ પ્રત્યેની પ્રતિબદ્ધતા માટે અત્યંત પ્રામાણિક છે અને એમની કવિતામાં આ કવિના ઋજુ હૃદય પર પડેલા વ્યથાબોજના સગડ આપણને મળે છે' એમ કહેતાં અગ્રીમ દલિત સર્જક - ગુજરાતી દલિત સાહિત્ય અકાદમીના સૂત્રધાર હરીશ મંગલમ્ નોંધે છે : 'સાહિલ પરમારના 'મથામણ' કાવ્યસંગ્રહની રચનાઓ પર બોલવા કલાકો ઓછા પડે. એમની રચનાઓ પર એક થિસીસ થાય એવી માતબર સામગ્રી છે એમાં. કવિનું અતિસૂક્ષ્મ ભાવલક્ષી નિરીક્ષણ અને અનુભૂતિ દાદ માંગી લે તેવાં છે.'

હરીશ મંગલમ્ એમની બેબાક શૈલીમાં આ પણ લખે છે : '૧૯૮૪નો એ સમય દલિત સમાજ માટે ભારે ભીંસનો સમય હતો. સમગ્ર સમાજ પોતાના અસ્તિત્વ માટે ઝઝૂમતો હતો. ચારેબાજુ આગ ઝરતી હતી. વગર વાંક-ગુને દલિત સમાજ રહેંસાતો જતો હતો. અસંખ્ય દલિતજનોના જીવ ગયા હતા. ચારે દિશાઓ આક્રંદ કરી રહી હતી. બૌદ્ધિકો નિરાધાર થયા હતા, સમાજશાસ્ત્રીઓનું ચિંતન નાકામિયાબ સાબિત થયું હતું. દલિતોની વ્યથાના અભેદ પડ ભેદવા અશક્ય થઈ પડ્યું હતું. ત્યારે આ કવિ (સાહિલ પરમાર) 'નાગી તલવાર' જેવી 'વ્યથાપચીસી'ની મૌલિક રચનાઓ લઈને આવ્યા હતા.'

જાણીતા દલિત કવિ મધુકાન્ત કલ્પિતનો પણ મત છે કે, 'સાહિલની કવિતાની મૂળ વિભાવના સામાજિક યંત્રણા, દલિતમુક્તિના ઉકેલની મથામણ, સડેલી માનસિકતા પ્રતિ જેહાદ અને પરંપરા વિચ્છેદ છે.'

'વ્યથાપચીસી'ને આવકારતા સાહિલની કવિતાને ઉછળતા મોજાંની લોહીઝાણ ખુન્નસની કવિતા ગણાવી પ્રતિબદ્ધ દલિત કવિ-સર્જક-કર્મશીલ રાજુ સોલંકીએ લખ્યું : 'દલિત કવિતામાં બાપડાપણું -બિચારાપણું કેમ આવે છે ? ફરિયાદનો ભાવ કેમ આવે છે ? એનો સાહિલની કવિતા જડબાતોડ જવાબ છે. સાહિલની કવિતાનો નાયક લઘુતાગ્રંથિથી પીડાતો દયાજનક નાયક નથી. એ તો સમાજવ્યવસ્થાને બદલવા ઉદ્યુત થયેલો ઝુઝાર યોદ્ધો છે. એ હતાશ નથી ને નિરાશ પણ નથી. સાહિલની કવિતામાં છે સંઘર્ષ, એક માત્ર સંઘર્ષ'.

જાણીતા વિવેચક ડૉ. પથિક પરમારે પણ સાહિલભાઈને સમાજમાં વ્યાપ્ત દંભ, પાખંડ, પ્રપંચ અને અંધશ્રદ્ધા પર નર્મમર્મ નહિ પણ આક્રોશ અને વિદ્રોહયુક્ત કટાક્ષ કરતા કવિ તરીકે ઓળખાવ્યા છે.

**જાણીતા દલિત કવિ મધુકાન્ત કલ્પિતનો પણ મત છે કે, 'સાહિલની કવિતાની મૂળ વિભાવના સામાજિક યંત્રણા, દલિતમુક્તિના ઉકેલની મથામણ, સડેલી માનસિકતા પ્રતિ જેહાદ અને પરંપરા વિચ્છેદ છે.'**

સાહિલ પરમારની કવિતાઓના હિન્દી સંસ્કરણ 'પ્રહાર'ને આવકારતા હિન્દી સાહિત્યના ટોચના અભ્યાસી અને ભારતીય દલિત સાહિત્યના પ્રખર અભ્યાસી - વિવેચક ડૉ. બજરંગ બિહારી તિવારી લખે છે : 'સાહિલ સંબોધનના કવિ છે, પોતાના સમાજને જગાડવો તેને તેઓ પોતાની કવિ તરીકેની ફરજ સમજે છે. આ કવિની ભાષા હિંસાના પ્રતિકારમાંથી જન્મી છે, એટલે એમાં તીખાશ હોય એ સ્વાભાવિક છે. કહે છે કે સમાજ બદલાઈ ગયો છે પણ જાતિવાદી માનસિકતા હજુ ક્યાં બદલાઈ છે ? આ સંજોગોમાં એક સંવેદનશીલ દલિત કવિ સાહિલ પરમારની કવિતામાં રહેલી કડવાશ આપણને ખટકતી નથી.'

• • •

સાહિત્ય પદારથના જાણતલોનો આ મત કવિ સાહિલ પરમારના કાવ્યકર્મની ઊંચાઈને પ્રમાણવાને પર્યાપ્ત છે ત્યારે, હવે કવિને પણ સાંભળીએ, એ પોતાની કવિતા વિશે શું કહે છે ?

સાહિલ પરમાર કહે છે : 'કવિતાને વ્યક્તિગત અને માત્ર વ્યક્તિગત પરિપ્રેક્ષ્યમાં જોવાનું વલણ મને લગીરે સ્વીકાર્ય નથી.

મારી કવિતા ખાનગી નહિ પણ જગજાહેર અને સામાજિક ઘટના છે, સહિયારું અને સામાજિક કૃત્ય છે. મારી વ્યક્તિમત્તા અને સર્જકચેતનાના ઘડતર અને વિકાસમાં સમાજનો બહુ મોટો ફાળો છે...... કુદરતનો હું વિરોધી નથી. મારો વિરોધ છે સડી ગયેલાં મૂલ્યો, પરંપરાઓ-મનોવલણો સામે અને એના પુરસ્કર્તાઓ સામે......'ઉગ્ર જાતિવાદ ક્યાં છે ભારતમાં આજે?' જેવો સવાલ કરવાની બાલિશતા મારામાં પણ હતી એક કાળે. દલિતોની હાલત સુધરી છે. દલિત અને સવર્ણના ભેદ કેવા ? જેવું ચિંતન મેં પણ કરેલું એક કાળે; પણ અનામતના હુલ્લડ વેળાના, જાતિવાદના જબરદસ્ત મોજાઓની થપાટે મારી ભ્રમણાઓ ભાંગી. દલિત સમસ્યામાં ઊંડેને ઊંડે ઉતરતા મને લાગ્યું કે ધિક્કાર, તિરસ્કાર, અત્યાચાર અને માલિકી ભાવનો સતત ગુણાકાર થઈ રહ્યો છે. એ જોઈને શૂળ ભોંકાતી જ ગઈ, ભોંકાતી જ ગઈ. મૂળે કવિ એટલે હું દલિત કવિતા તરફ વળ્યો...... અંગત અનુભવના આધારે હું એટલું તો કહીશ કે કવિ હોવા જેટલું કષ્ટદાયી કશું જ નથી દુનિયામાં. કવિ તો બોલી નાખે છે ક્યાંક-ક્યારેક પણ એમની વેદના તો એથીય વિશેષ હોય છે જેઓ બોલી નથી શકતા. હજારો વરસથી કચડાતો મારો સમાજ-મૂક બધિર ને પંગુ છે. મેં જોઈ છે, અનુભવી છે એની મૂંગી પીડા - પેટનું શૂળ હૃદય જુએ છે, અનુભવે છે એમ. એ પીડા અને તદ્જન્ય આક્રોશને અભિવ્યક્ત કરવાનો નમ્ર પ્રયાસ છે મારી કવિતા...... અંગતપણે મને લાગે છે કે કવિતામાં - મારી અભિવ્યક્તિમાં હું ઊણો ઊતર્યો છું. મારા સમાજને મળતા પીડા, ધિક્કાર આગળ મારી કવિતા તો હિમશીલાનું સ્હેજસાજ દેખાતું ટોચકું માત્ર છે. વંદન એ સમાજને અને એવી જ પીડાના ભોગ બનેલ શોષિત જનોને, સ્ત્રીવર્ગને.'

**કેફિયતમાં સાહિલ પરમાર લખે છે : '૧૯૮૧માં ૨૯મી જાન્યુઆરીએ લખાયેલ મારી પ્રથમ દલિત કવિતા 'અર્થ જિન્દગીનો' દલિત કવિતાના ઋતુપત્ર 'કાળો સૂરજ' માં શ્રી દલપત ચૌહાણે પ્રસિધ્ધ કરી હતી.**

એમની પ્રથમ દલિત કવિતાથી લઈને આજપર્યંતની કવિતા સફરનો એક આલેખ રજૂ કરતાં 'કવિએ કવિતા ઉપરાંત પણ ઘણું કહેવાનું છે.' કેફિયતમાં સાહિલ પરમાર લખે છે : '૧૯૮૧માં ૨૯મી જાન્યુઆરીએ લખાયેલ મારી પ્રથમ દલિત કવિતા 'અર્થ જિન્દગીનો' દલિત કવિતાના ઋતુપત્ર 'કાળો સૂરજ' માં શ્રી દલપત ચૌહાણે પ્રસિધ્ધ કરી હતી. તે પછી 'નયામાર્ગ'માં છપાઈ 'આઠમા કોઠાની અભેદ્યતા', જે 'વિશ્વમાનવ'માં પુનઃ પ્રકાશિત થઈ. તે સમયે દલપત ચૌહાણ, રાજુ સોલંકી, ચંદુ મહેરિયા, બાલકૃષ્ણ આનંદ જેવા દલિત કવિ મિત્રોના સંપર્કમાં આવતા કવિતાલેખનનો ઉમળકો જાગ્યો. એક શોષિત દલિતની હૈયાવરાળ સાંભળીને લખાઈ કવિતા 'તાણવા માટ્અ નૈ આવવાના.' આ કવિતા બહુ જ લોકપ્રિય થઈ. જ્યાં પણ કવિતાવાંચન થાય ત્યાં આ કવિતાની ફરમાઈશ થતી. આ કવિતા પણ 'કાળો સૂરજ'ના નવમા અંકમાં પ્રસિદ્ધ થઈ.' 'દલિત કવિતા સંચય' (મનીષી જાની - ગણપત પરમાર) પુસ્તકમાં છપાઈ હોય તેવી મારી પ્રથમ કવિતા તે 'અસ્પૃશ્ય કવિતા.' એ પછી બાલકૃષ્ણ આનંદ - ચંદુ મહેરિયા સંપાદિત 'વિસ્ફોટ' કવિતા સંકલનમાં સળંગ પાંચ દલિત કવિતાઓએ સ્થાન મેળવ્યું.'

મનોરંજન કે લોકરંજન માટે હરગિજ નહીં એવી દલિત કવિતાને મુશાયરાઓમાં કે કવિ સંમેલનોમાં વાહ... વાહ કે દાદની અપેક્ષા હોતી નથી. દલિત કવિતા એનું સામાજિક દાયિત્વ કેવી રીતે નિભાવતી રહી છે એનો ઉલ્લેખ કરતાં સાહિલ પરમાર કહે છે : '૧૯૮૪માં દલિત કવિ શંકર પેન્ટરની મદદથી મારો 'વ્યથાપચીસી' દલિત કવિતા સંગ્રહ પ્રસિદ્ધ થયો તે પહેલાં, અમે દલિત કવિ મિત્રો અમદાવાદની ચાલીઓમાં કવિતાવાંચન ગોઠવતા. છાપામાં



કવિતાવાચનની પ્રેસનોટ છપાતાં જ પોલીસની મોબાઈલ હાજર થઈ જતી, પણ અમે અમારું કાવ્યવાંચન ચાલુ જ રાખતા. એક પ્રસંગે ‘જાતિ નિર્મૂલન સંકલન સમિતિ’ના ઉપક્રમે યોજાયેલા કાર્યક્રમમાંથી કેટલાકને પોલીસે અમદાવાદની ગાયકવાડ હવેલીના લોકઅપમાં આખી રાત પૂરી રાખ્યા, તો એ પૂરી રાત દલિત કવિઓએ બુલંદ અવાજે કવિતાઓ ગાઈ હતી !’

અન્યાય સામે બગાવત છેડતી સાહિલ પરમારની કવિતા લોકહૃદયમાં કેટલે ઊંડે સુધી ઊતરી ચૂકી છે અને સામાજિક ચેતનાની ચિનગારી પેટાવવામાં એ કેટલી કારગત નીવડી છે એના બે-ત્રણ કિસ્સા મને અહીં યાદ આવે છે. દોઢ-બે વર્ષ પહેલાં નીકળેલી વિરાટ સંખ્યાની દલિતોની સ્વાભિમાન રેલીમાં, જુસ્સો ભરવા કર્મશીલ જયેશ સોલંકી (ભુવાલડી) સાહિલ પરમારની લોકહૈયે ઝીલાયેલી કવિતા ‘તાણવા માટઅ નૈ આવવાના’ જેટલી બુલંદીથી ગાઈ રહ્યા હતા, એથીય વધુ જુસ્સા સાથે જનમેદની એને ઝીલી રહી હતી ! દેશભરનું મિડિયા એ મહારેલીના કવરેજમાં ઉમટેલું. કેટલીક રાષ્ટ્રીય ચેનલોએ કવિતા વાંચન અને તેને મળી રહેલો જોરદાર પ્રતિભાવ તો ચેનલમાં દર્શાવ્યો જ, સાથે એ કવિતામાં નિહિત સંદેશાની વાત પણ એના કવિના ઉલ્લેખ સાથે રાષ્ટ્રીય સ્તરે એના પ્રાઈમ ટાઈમમાં પ્રસારિત કરી હતી.

**રઘુવીર ચૌધરી જેને સત્ય પ્રકટ કરતાં સાહિત્ય તરીકે ઓળખાવે છે તે દલિત સાહિત્યની શરૂઆત સત્ય પ્રકટ કરતી દલિત કવિતાઓથી જ થઈ હતી. ૧૯૭૫માં દલિત આગેવાન અને ‘દલિત પેન્થર’ના પ્રમુખ રમેશચંદ્ર પરમારે શરૂ કરેલા ‘પેન્થર’ને અભ્યાસુઓ દલિત સાહિત્યનું ઉદ્ભવ બિન્દુ ગણે છે**

ગત વર્ષે હું, પ્રવીણ ગઢવી, ચંદુ મહેરિયા, રમણ વાઘેલા, સાહિલ પરમાર સૌ ઔરંગાબાદ (મહારાષ્ટ્ર) ‘ડૉ. બાબાસાહેબ આંબેડકર-મરાઠાવાડ યુનિ.’ની મુલાકાતે ગયા ત્યારે એ યુનિવર્સિટીના મોટી સંખ્યાના છાત્રોએ, ગુજરાતથી દલિત કવિ સાહિલ પરમાર પણ આવ્યા હોવાનું જાણી, સેમિનાર ખંડમાં તાબડતોબ સાહિલના કવિતાપઠનનો કાર્યક્રમ ગોઠવી કાઢ્યો હતો. સાહિલભાઈએ પણ અહીં એમની પ્રસિદ્ધ રચનાઓને હિન્દીમાં રજૂ કરી હતી. સૌ મરાઠીભાષી છાત્રો પણ સાહિલભાઈની દલિત કવિતાથી ખૂબ પ્રભાવિત થયા હતા. ત્યાં સાહિલભાઈની કવિતાને ઘણા ‘Once More’ મળ્યા હતા. (સાહિલભાઈએ મોટાભાગની એમની કવિતાઓને હિન્દીમાં અનુવાદિત કરી છે. ‘प्रहार’ હિન્દી કવિતાસંગ્રહ એનું જ પરિણામ.)

એક તરફ સાહિલની કવિતા જો શોષિતોનો અવાજ બની છે તો ક્યારેક એમની કવિતામાં આવતા અપશબ્દો (ગાળો)ને કારણે એવી કવિતાનો વિરોધ પણ થયો છે - વિવાદ પણ થયો છે.

વ્યક્તિગત રીતે હું દલિત સાહિત્યમાં ગાળ કે અપશબ્દોનો તરફદાર નથી. છતાં સાહિલની કવિતામાં પ્રબળતમ આવેગ અને લોહીઝાણ વેદનાની અભિવ્યક્તિના ભાગ રૂપે, અપશબ્દ / ગાળ જો આવી જાય છે તો તે ગૌણ મુદ્દો-Non Issue છે, એમ એમની કવિતાના અભ્યાસુ વિદ્વાનો માને છે. હર્ષદ ત્રિવેદી કહે છે : ‘સાહિલ જરૂર પડ્યે ગાળથી માંડીને કોઈપણ શબ્દનો નિ:સંકોચ ઉપયોગ કરી શકે છે. એથી જ કદાચ અઘરામાં અઘરા મનોભાવોને એ રમત રમતમાં ગૂંથી શકે છે. કવિ હોવું, કવિ બનવું ને ‘કવિતા’ લખવી એ કેવું દુષ્કર કાર્ય છે એની આ કવિને બરાબર જાણ છે.’

દલિત કવિ નીરવ પટેલ પણ કહે છે : ‘દલિત કવિતાએ બેવડા મારગ લેવા પડ્યા છે. જેમનાં હૃદય હજુ કૂણાં છે, તેમને અપીલ અને જેઓ કઠોર કાળજાનાં છે તેમને વાસ્તે આઘાત. જેમણે અન્યાય કર્યો છે તેમને Guilt-feeling કરાવવાને, તેઓ પણ દલિતોની દારૂણ વ્યથાના વિસ્તારને પામી શકે તે માટે દલિત કવિએ મ્હેણાં-ટોણાં, ઉખાણાં, ટોળટપ્પા, ગાળ, કટાક્ષ, કેથાર્સીસ, કોમેડી, ફાર્સ જેવા ચુનંદા દારૂગોળાનો ઉપયોગ કરવો પડે છે.’

‘મથામણ’માં સાહિલે કવિતાવાંચન દરમિયાન (એચ. કે. કોલેજ - અમદાવાદમાં) એમની કવિતાની પહેલા ફરમાઈશ થઈ અને પછી બિનદલિતો સહિત દલિતોએ (એમાં ગાળ/અપશબ્દ હોવાને કારણે) એનો વિરોધ કર્યો એ ઘટના આલેખી છે. Elite વર્ગ વિરોધ કરે તે તો સમજી શકાય, પણ દલિતોએ પણ વિરોધ કરતાં દલિત ચળવળ અને દલિત સાહિત્યના હામી ભાનુભાઈ અધ્વર્યુ નારાજી સાથે એ કવિતામંચ છોડી ગયેલા. ત્યારના અખબાર ‘જનસત્તા’માં આ ઘટનાનાં ખાસ્સાં ચર્ચા-વિવાદ થયાં હતાં. પરિણામે સાહિલ પરમારે ‘વ્યથાથી ગાળ સુધીની પીડાદાયક સફર’ નામે લંબાણ ખુલાસો પણ ‘નયામાર્ગ’માં આપ્યો હતો.

આ બધાની વચ્ચે કવિ સાહિલ પરમારની તરફેણમાં જતી

નોંધનીય બાબત એ પણ રહી કે, એ કહેવાતી વિવાદાસ્પદ કવિતા કેન્દ્રીય સાહિત્ય અકાદમીના પ્રકાશન 'ગુજરાતી દલિત કવિતા'માં અકાદમીના કોઈ વાંધા વિરોધ વિના છપાઈ હતી !

સાહિલ કહે છે : 'મારી કવિતામાં અશિષ્ટતા-અશ્લિલતાના મુદ્દે વિરોધ કરનારાઓને મેં કદી પડકાર્યા નથી, છતાં પણ એ કવિતા જાણે મારી નહિ પણ બીજા કોઈ કવિની હોય, એમ એનું વિવેચન કરવાનો પ્રયાસ કરવાનું પણ મારે જ ફાળે આવ્યું ! પણ હું કહીશ કે, એ કવિતા કે જેમાં સ્વયંસ્ફૂરિતતા અને વહેતો લય છે, એ એક બેઠકે જરાય અટક્યા વિના મારાથી લખાઈ ગઈ હતી. ખરું કહું તો, 'પ્રબળ આવેગ' એ મારી કવિતાનું મુખ્ય લક્ષણ છે.'

આત્મશ્લાધાના આરોપને વહોરીને પણ સાહિલ આત્મશ્રદ્ધાપૂર્વક દાવો કરે છે : 'મારી તમામે તમામ કવિતાઓ ભૂંસાઈ જશે, ભૂલાઈ જશે ને મારી કવિતા 'તાણવા માટઅ નૈ આવવાના' એક માત્ર રહી જશે, તોય હું એક દલિત કવિ તરીકે જીવી જવાનો છું.'

• • •

રઘુવીર ચૌધરી જેને સત્ય પ્રકટ કરતાં સાહિત્ય તરીકે ઓળખાવે છે તે દલિત સાહિત્યની શરૂઆત સત્ય પ્રકટ કરતી દલિત કવિતાઓથી જ થઈ હતી. ૧૯૭૫માં દલિત આગેવાન અને 'દલિત પેન્થર'ના પ્રમુખ રમેશચંદ્ર પરમારે શરૂ કરેલા 'પેન્થર'ને અભ્યાસુઓ દલિત સાહિત્યનું ઉદ્‌ભવ બિન્દુ ગણે છે. ૧૪ એપ્રિલ ૧૯૭૮ દલિત કવિતાનું ઋતુપત્ર 'આક્રોશ' દલિત સાહિત્યનું વાહક બને છે. ૧લી ડિસેમ્બર ૧૯૭૯માં ડૉ. પિનાકિન દવેની પ્રસ્તાવના સાથે દલિત કવિ દલપત ચૌહાણ અનિયતકાલિન સામયિક 'કાળો સૂરજ' અને ૧૯૮૧માં ગણપત પરમાર - મનીષી જાની 'દલિત કવિતા' સંગ્રહ, જ્યારે ૧૯૮૪માં બાલકૃષ્ણ આનંદ-ચંદુ મહેરિયા 'વિસ્ફોટ' દલિત કવિતા સંગ્રહ આપે છે. ૧૯૮૪માં ચંદુ મહેરિયા સંપાદિત 'અસ્મિતા' દલિત કવિતા સંચય બાદ તુરતના વર્ષે ૧૯૮૫માં સમૂચા ગુજરાતી સાહિત્યનું વહેણ બદલનાર યશસ્વી નવલકથા 'આંગળિયાત' લઈને અગ્રીમ દલિત સર્જક જૉસેફ મેકવાન આવે છે, ત્યાં સુધીમાં અનેકાનેક દલિત કવિઓ - સર્જકો ધોધમાર લેખન સાથે સજ્જ બની ચૂક્યા હોય છે અને ઈન્દુકુમાર જાનીના 'નયામાર્ગ' સહિતના અનેક દલિત સામયિકો આ સાહિત્યના વાહકો બન્યા હોય છે.

ગુજરાત સાહિત્ય અકાદમીના વર્તમાન પ્રમુખ અને ૧૯૮૫-૮૬માં તેઓ જેના તંત્રીપદે હતા એ 'ચાંદની'નો 'દલિત સાહિત્ય' વિશેષાંક- ગુજરાતભરમાં સૌ પ્રથમ પ્રસિદ્ધ કરનાર વિષ્ણુ પંડ્યાને પણ અહીં બાઅદબ યાદ કરવા ઘટે.

સામાજિક યંત્રણાઓના ઉકેલની મથામણ અને તે સામે તીવ્ર આક્રોશ જેનો વિશેષ રહ્યો છે, સામાજિક પરિવર્તન માટે સંઘર્ષની-આંદોલનની જેની નેમ રહી છે, એ દલિત સાહિત્યનો આરંભ દલિત કવિતાથી થયો ત્યારે ગણ્યાગાંઠ્યા દલિત કવિઓ એમાં પ્રવૃત્ત હતા. આજે એક અંદાજ મુજબ ૩૦૦થી વધારે દલિત કવિઓ ગુજરાતી દલિત સાહિત્યમાં એમની કવિતા દ્વારા પ્રવૃત્ત છે. સૌનાં નામ અને કામ છે, કિન્તુ એ સૌમાં સાહિલ પરમાર એક નોખો-અનોખો કવિ છે. સાહિલ ખુદ દલિત છે, દલિત હોવાની વેદના ન માત્ર એમણે જોઈ છે, એણે અનુભવી પણ છે. આ અર્થમાં સાહિલ દલિત વાસ્તવ સાથે જોડાયેલો જણ છે. આ જ કારણ છે કે એ એમના લેખનમાં પ્રતિબદ્ધ છે - પ્રામાણિક છે.

**સામાજિક યંત્રણાઓના ઉકેલની મથામણ અને તે સામે તીવ્ર આક્રોશ જેનો વિશેષ રહ્યો છે, સામાજિક પરિવર્તન માટે સંઘર્ષની-આંદોલનની જેની નેમ રહી છે, એ દલિત સાહિત્યનો આરંભ દલિત કવિતાથી થયો ત્યારે ગણ્યાગાંઠ્યા દલિત કવિઓ એમાં પ્રવૃત્ત હતા**

એક નજર, આ નોખા-અનોખા દલિત કવિ સાહિલ પરમારની કવિતાઓ પર.

શરૂઆત કરીએ એમની બહુચર્ચિત, વિવાદિત ને તે છતાં જનપ્રિય એવી કવિતા 'તાણવા માટઅ નૈ આવવાના'થી.

**જી-પાણી લ્યા ખાવ તમે નઅ**
**ચૂહી ચૂહી ખોખલું કરી**
**અમનઅ આલો ખેંચવા માટઅ**
**ખોખલું કરી ચીરવા માટઅ**
**મોટું જાણે દાંન કર્યું...**
**...(ગાળ / અપશબ્દ)**
**નૈ આવવાના**
**તાણવા માટઅ નૈ આવવાના**
**આંબાવાડિયા નાખજો ગોડી**
**તોડાય એટલા નાખજો તોડી...**

**ખપી જજો ખપવું પડઅ**

**મરી જજો મરવું પડઅ**

**પણ જસો ના ખેંચવા માટઅ...**

૫૧ પંક્તિની આ અછાંદશ કવિતા પાંચ ગાળો / અપશબ્દોને પણ સમાવે છે ! ગાય-ભેંસ-બળદ જેવા પ્રાણીઓમાંથી જીવનભર ઘી-દૂધ-મલાઈ ખાઈ લેનારા, તેમની પાસે તનતોડ ખેતીકામ કરાવી લેનારા, એ પ્રાણી દુર્બળ થઈને મરી જાય ત્યારે એને ખેંચવા (તાણવા) માટે (કહેવાતા ઉચ્ચ વર્ગ દ્વારા) નિમ્ન માની લેવામાં આવેલા વર્ગને ફરજ પાડવામાં આવે છે, ત્યારે કવિનો આક્રોશ આગની જેમ ભભૂકી ઊઠે છે. શોષિત વર્ગ પાસે આવી વેઠ કરાવીને રોજ જે ઢગલાબંધ ગાળો / અપશબ્દો સામંતી તત્વો સંભળાવે છે, બસ એમાંની જ બે પાંચ ગાળો / અપશબ્દો કવિ જાણે એમની પ્રતિકારકવિતા દ્વારા પાછી વાળે છે ! કવિ સ્વમાનથી નીચે ન જવા - આવી વેઠ ન કરવા, એવા પીડિત માનવોને સલાહ આપે છે.

ગુજરાતી કવિતા સાહિત્યમાં 'ન ભૂતો' સરિખી આ કવિની 'પ્રતિરૂપોની ખોજ' પણ એક બેમિસાલ રચના છે. એક ધનાઢ્ય કે સુખી સંપન્ન વ્યક્તિને એની પત્ની જેટલી પ્રિય છે, એટલી ને એવી જ એક ગરીબ-શોષિત-શ્રમિકને પણ એની પત્ની પ્રિય છે. પ્રેમ-પ્યારની કવિતાઓમાં સરેરાશ કવિઓએ પત્ની/પ્રેયસીના રૂપના વખાણ કરતાં જે કલ્પનો કર્યાં છે, તે એક શ્રમિક, મિલ મજૂર કે ચાલીના રહેવસી કવિ માટે કશા જ ખપના નથી. આ દંપતીને સાહચર્ય માણવા નથી આલિશાન બંગલો કે નથી ફૂલોથી સજાવેલી સેજ. કવિની પત્નીના પગ, હાથ ચહેરો ને આખું શરીર આજીવન વૈતરું કરવાને કારણે કોઈ સુંદર નારી જેવાં આકર્ષક નથી. પગની પાનીઓને પણ ચીરા પડી ગયેલા છે, ને તોય એમનો પ્રેમ તો અકબંધ છે. તેથી પત્ની વિશે લખતાં આ કવિને રૂપો નહિ પણ 'પ્રતિરૂપોની ખોજ' કરવી પડે છે. 'પ્રતિરૂપોની ખોજ'નો આ એક અંશઃ

**મરચું વાટવાના દસ્તા સમો**

**લંબગોળ ભલે હો તારો ચહેરો**

**કે પછી**

**કોઈ અણઘડ કારીગરે**

**ટાંકણાથી ઠોકી ઠોકીને**

**બનાવેલા ખલ જેવો**

**શીળીના ચાઠાંવાળો**

**ભલે હોય તારો ચહેરો**

**હું એને ચાહું છું...**

**....હું તારા દાંતને**

**દાડમની કળીની ઉપમા નહિ આપી શકું.**

**હું તો કહીશ કે**

**મકાઈના ડૂંડામાં રહેલા**

**અસમાન રીતે ગોઠવાયેલા**

**નાના મોટા દાણા જેવા છે તારા દાંત**

**... તારા પ્રેમને હું**

**ગંગા કી મોજ કે જમના કી ધારા**

**નહીં જ કહી શકું.**

**હું તો કહીશ કે**

**શિયાળાની સવારે**

**ગરમ ગરમ હવાની સાથે**

**એટલા જ ખળભળાટથી ધસી આવતા**

**મ્યુનિસાપાલીટીના નળના**

**કરકરા પાણી જેવો**

**હૂંફાળો ને તાજગીદાતા છે તારો પ્રેમ**

બાળ ભગવાન રામે આકાશમાં ચાંદો જોઈ, એ હાથમાં લેવાની માતા પાસે જીદ કરેલી, પણ અહીં તો બાળકને ટૂકડા રોટલાના ફાંફા છે :

**મા મનઅ ચાંદલિયો આલો'ની રઢ મેલ, રાંમા**

**આંય રોટલાની મંડઈ મ્હોંકાણ**

**રામની વાતો તો જૂના જમાનાની**

**ઈન વાંચીન તું ના ભેંકડાઓ તાણ...**

કવિ સંઘર્ષરત મિલમજૂર માતા-પિતાના ઘેર ચાલીમાં જન્મ્યા અને ઉછર્યા છે, એ પશ્ચાદભૂ એમની કવિતામાં લોહીના લયની જેમ વહે છે :

**બહિષ્કૃત**

**મારી કવિતા**

**મારા જેવી જ ગાંડીઘેલી**

**રખડે છે ચાલીમાં**
**મહોલ્લાઓ અને ગંદી ચાલીઓમાં**
**દૂરના ઉલેખાયેલ**
**અણવિકસિત ગામડા જેવી**
**ચાલી**
**જાણે જોર વિનાની**
**જણનારી જેવી**
**લફડલૂસ બાપડી**
**મોતી-માણેક રતન તો**
**જણે ક્યાંથી**
**એટલે બસ**
**જણ્યા કરે મવાલી**
**બંધ મિલનું વેરાન તને મોકલું**
**વીસ સદીઓની શાન તને મોકલું**
**તલવારોને બંદૂકોથી બની ગયા છે રાજા,**
**તોય અહિંસા-શાંતિના અહીં હરદમ વાગે વાજાં.**
**પેટને ચોંટી જળો બોલતી, ખાવ ધરમના ખાજાં,**
**શહેરોમાં પણ બંધ કર્યા છે મિલોના દરવાજા.**

**...**

**ચીમનીનો ધૂણો બંધ થયો ને મનખે લાગી આગ,**
**સ્હેજે ધુમાડો નીકળ્યો નૈ ને જીવન થઈ ગયું રાખ.**

**...**

**કોઈ ચાલી આગળથી પસાર થતાં**
**રૂમાલ તારા નાક પર આવી જાય છે**
**અને હું**
**એવી જ ચાલીમાં**
**આજેય મોજથી**
**રાતવાસો કરી લઉં છું.**

ભાગ્ય જેવું કંઈ હોવું તો જોઈએ ! 'અહીં' નહીં ને 'ત્યાં' જન્મ્યા હોત તો ઘણો ફેર પડ્યો હોત ! એમની આકરી કવિતા માટે એ સમય - સ્થળ જ જવાબદાર છે, કવિનો વાંક કંઈ નથી! સાંભળો :

**ઊંડા સંશોધનના અંતે**
**માલૂમ પડ્યું છે કે**
**વાંક મારો નથી,**
**સમય અને સ્થળ**
**બંને તકસીરવાર છે.**
**આ જગામાં ટપકવા માટે**
**વીસમી સદીને બદલે**
**મળ્યો હોત મને**
**એકવીસમી સદીનો ઉત્તરાર્ધ**
**કે જનમવા માટે**
**ઝૂંપડા જેવા સ્થળને બદલે**
**મળ્યાં હોત મને**
**કોઈક એપાર્ટમેન્ટસ**
**કે કોઈક ફ્લેટ.**
**અસારવા-ચીમનપુરાને બદલે**
**એલિસબ્રિજ કે**
**નવરંગપુરા જેવો એરિયા**
**પરમાર, સોલંકી કે**
**મકવાણાને બદલે**
**શાહ, ત્રિવેદી કે સૈયદ જેવી**
**સરનેમ**
**તો હું પણ ખેલી શક્યો હોત**
**ફેંકનેશથી ગેમ**
**વાંક મારો નથી...**

માણસ-માણસ વચ્ચેના ભેદ હજીય મટ્યા નથી, અસમાનતાની ખાઈ બહુ જ ઊંડી છે. દિન પ્રતિદિન માણસ જ્ઞાતિ અને જાતિમાં વધુને વધુ વહેંચાતો જાય છે, વહેરાતો જાય છે. કવિને આ ભેદ બહુ આઘાત અને પીડા આપે છે. તેથી માદરેવતન એવો દેશ પણ જાણે પોતાનો ન હોય એમ એને લાગે છે. કવિ છે એટલે ગાયા વિના નથી રહી શકતો :

**તું જન્માષ્ટમીના દિવસે**
**તારા કુટુંબ સાથે**
**કારમાં ફરવા નીકળ્યો હતો ત્યારે**
**હું મારી બેબીના ફાટી ગયેલા ફરાકને**

**થીંગડું મારતો હતો**

...

**ક્યારેક**
**'ભારત મારો દેશ છે' નો**
**શાળાજીવન દરમિયાન કરેલો પોપટપાઠ**
**યાદ આવી જાય છે ત્યારે**
**હું ખડખડાટ હસી પડું છું**

... પણ રોદણાં રોઈને, બિચારા-બાપડા થઈને ચૂપચાપ અન્યાય સહન કરતા રહેવાનું આ કવિને મંજૂર નથી, એ તો વિદ્રોહનો - સંઘર્ષનો કવિ છે. એ જાગ્યો છે, તેથી બધા શોષિતોને પણ જાગવાનું કહે છે :

**લીલેરા ધાન લણીએ ને પીળા આપણે,**
**ભૂખ્યાડાંસ પેટ ને સાવ ફિક્કા આપણે.**
**કે ફિક્કી આંખમાં ભરી દો લાલ ખ્વાબ**
**સર્વહારા સાથે બોલો ઈન્કલાબ.**

...

**લપાતા - છુપાતા હતા કાલ કિન્તુ,**
**દૃઢ નિશ્ચયે આજ મુકાતાં પગલાં.**
**ભલે કાપો રહોંસો ફરી ઊગવાનાં**
**પ્રસ્વેદ-લોહીથી પોષાતાં પગલાં.**

...

**પડેલા જખ્મો છે અમ જિગરપે યુગયુગથી,**
**બધી રીતે રાખ્યા, છળકપટથી પાછળ સદા.**
**સહ્યાં ઉપેક્ષા ને અપવચન કૈં યે ગણ્યું નથી.**
**હવે મંડ્યા છીએ હરવા, નવી પેઢીની વિપદા.**

...

**થયો છે શબ્દના રૂપે નવો અવતાર પગલાંનો**
**નહીં રોકી શકે કોઈ હવે વિસ્તાર પગલાંનો**
**ભલે ઈન્કારની આબોહવા છે આજ જામેલી,**
**નહિં ચાલે કર્યા વિના કાલ સ્વીકાર પગલાંનો.**

ગોરે વાને અને પૂરી કદકાઠીએ આ કવિને એની યુવાનીમાં કોઈ પ્રેમિકા પણ હતી, પણ જાતિવાદને મધ્યેનજર એ પ્રેમ પછી હવા થઈ ગયેલો ! કળ ન વળી ત્યારે કવિએ પ્રેમભંગની કવિતાઓ પણ લખી. લાંબો સમય સુધી કવિ સ્કિઝોફેનિયાના દર્દથી પીડાતા રહ્યા. આજે પણ સરેરાહ આ કવિ જો કોઈનેય મળે તો, એની બેફિકરાઈ, ધૂનીપણા અને કશુંક ખોવાયેલું શોધી રહ્યા હોય, એવા જણ રૂપે દર્શન દે છે ! સ્ત્રી પછી એ પત્નિ, પ્રેયસી કે પુત્રી હોય, કવિ એ સૌને પીડા-અન્યાયનો સૌથી વધુ ભોગ બનનારી વ્યક્તિ તરીકે ઓળખે છે - આલેખે છે. એમની અનેક રચનાઓમાં આપણને તેની પ્રતીતિ પણ થાય છે:

**સાથળમાં સાપ થઈ ડંખ્યો છું રાતભર હું,**
**મારા તરફનો તારો ધિક્કાર વાજબી છે.**

...

**'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એ વાતમાં શો માલ છે ?**
**છાલાં પડેલી પાનીઓ ચૂમી ટક્યાની વાત છે.**
**તું જ**
**મારી જાંઘોમાં**
**ઊંબાડા ચાંપતો રહ્યો**
**ને પછી**
**મને નરકની ખાણ કહી**
**હા, તું જ**
**તને હું બરાબર ઓળખી ચૂકી છું.**

...

**ભળવાને એકમેકમાં મથતા રહ્યા સતત,**
**ભદ્ર સાલી જાતિ ક્યાં ભૂલી શકાઈ છે ?**

નારીવાદી રચનાઓમાં શિરમોર એવું, ક્ષુલ્લક કુટુંબક્લેશે બળી મરતી કોડભરી કન્યાનું આ કવિનું ગીત 'એક રકાબી ફૂટી....' કોઈ પણ સમાજની શોષિત-પીડિત કન્યાનું ગીત બની રહે એવી એની વ્યાપકતા છે. ભૂલથી એક રકાબી ફૂટી ને મેણાં-ટોણાંનો માર સહન કરતી એ સ્ત્રી સળગી મરી ને તોય તપાસને નામે સૌએ ભીનું સંકેલી લીધું. 'એક સ્ત્રીનું મોત, એક રકાબીના ફૂટી જવા જેટલું જ ક્ષુલ્લક છે' એમ માનતી સમાજની નારીવિરોધી માનસિકતા પર જીવલેણ પ્રહાર કરતી આ કવિતા છે. ૬૦૦ ઉપરાંતની પંક્તિઓ સાથેની 'એક રકાબી ફૂટી...' સાહિલ પરમારની કવિ તરીકેની કારકિર્દીની સૌથી પ્રલંબ કવિતા બની રહી છે. લય અને ભાવ એટલા સચોટ અને સટીક છે કે,

ભાવક એનાં વહેણમાં તણાતો જ જાય છે... તણાતો જ જાય છે.

'પ્રાયમસ ફાટ્યો'નું બહાનું ધરી, ભૂલથી રકાબી ફોડનારા એ સ્ત્રી (લખડી)ને ચિતા ભેળી કરીને, રેવા ને સરસ્વતી (નદીઓ)માં એની અંતિમ ક્રિયા કરીને, લોક એના રોજીંદા જીવનમાં પરોવાઈ ગયું છે, પણ લખડીની યાદ ક્યાંય-કોઈના મનમાં નથી. જુઓ કાવ્યની આ અંતિમ પંક્તિઓ :

**બધા ઘેર આયા**
**ચાંય લખડી જોવા મળઅ નૈ !**
**ભડભડ બળેલી સ્ત્રી**
**લખડી જોવા મળઅ નૈ !**
**ત્રાસ આલી બળી મરવા**
**મજબૂર કરેલી એક અબળા જોવા મળઅ નૈ !**
**ધર્માદા થાય ઈમઅ લખડી જોવા મળઅ નૈ !**

અહીં, આ લેખમાં ગુજરાતી દલિત સાહિત્યના આરંભબિંદુઓનું વર્ણન અલબત્ત છે, તે છતાં ઈતિહાસકાર ડૉ. પી. જી. જ્યોતિકરના સંશોધન પુસ્તક 'ડૉ. બાબાસાહેબ આંબેડકર ઐતિહાસિક કાવ્ય સંગ્રહ (૧૯૩૦-૧૯૫૬)' ને વાંચતા, એ પણ ફલિત થાય છે કે, ૬ ડિસેમ્બર ૧૯૫૬ના રોજ મહામાનવ ડૉ. બાબાસાહેબનું અવસાન થયું ત્યારે- ભલે એ દલિત સાહિત્યની વ્યાખ્યામાં ખરું ઠરે એવું નહિ તોયે-ગુજરાતમાં અસંખ્ય મિલમજૂરો, શોષિતો, પીડિતો, દલિતોએ એમનું છત્ર ગુમાવ્યાની લાગણી અનુભવી કેટલીક કાવ્યરચનાઓ કરી હતી, તેણે જ ગુજરાતી દલિત સાહિત્યની ભોંય પૂરી પાડી હતી. દલિત સાહિત્યની પ્રેરણા ડૉ. બાબાસાહેબ આંબેડકર જ રહ્યા છે. ડૉ. બાબાસાહેબે સર્જક માત્રને સંબોધીને કહ્યું હતું : 'સાહિત્યકારોને હું આગ્રહપૂર્વક કહેવા માંગુ છું કે, તમે તમારા સાહિત્યસર્જન દ્વારા ઉદાત્ત જીવનમૂલ્યો અને સાંસ્કૃતિક મૂલ્યોનો વિકાસ કરો. તમારા વિચારો સંકુચિત - સીમિત ન રાખતાં તેમને ઉદાર અને વિશાળ બનાવો. તમારી વાણીને ચાર દીવાલોમાંથી મુક્ત કરો. તમારી કલમનો પ્રકાશ તમારા જ આંગણા પૂરતો મર્યાદિત ન રાખતાં ગામે-ગામનાં ગહન અંધારા દૂર કરવા, ચોમેર ફેલાવો. તમારે ભૂલવું ન જોઈએ કે આપણા દેશમાં ઉપેક્ષિતોનું, દલિતોનું અને દીન-દુખિયારાઓનું એક અલગ વિશ્વ છે. તેમનું દુઃખ, તેમની વ્યથા સમજો અને સાહિત્ય દ્વારા તેમનું જીવન ઉન્નત બનાવવા તમે તમારી સર્જનશક્તિ સમર્પિત કરો. ખરી માનવતા એમાં જ છે.'




કવિ સાહિલ પરમાર અત્યંત પ્રામાણિકતાથી એ વાતની કબૂલાત કરે છે કે, પોતે દલિત હોવા છતાં, સૌ પ્રથમ કાર્લ માર્ક્સની અને પછી ડૉ. બાબાસાહેબ આંબેડકરની વિચારધારાના પરિચયમાં આવ્યા હતા, તો પણ એમની કવિતાનું પ્રેરકબળ તો ડૉ. આંબેડકર જ છે, એમ માનતા આ કવિએ ડૉ. આંબેડકર પર પણ અનુઠી રચનાઓ આપી છે.

શહેર વડોદરાએ હડધૂત કરીને અમાનવીય રીતે ડૉ. બાબાસાહેબને અપમાનિત કર્યા ત્યારે એ શહેરના કમાટી બાગના બગીચામાં એક ઝાડ નીચે નાના બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રડી પડેલા, આંબેડકરની એ ક્ષણો કેવી હશે ? એમના પર શું વીતી હશે ? એનું 'રૂદનક્ષણો' કવિતામાં સાહિલે કરેલું બયાન હૃદયદ્રાવક છે :

**એ ક્ષણો -**
**એ ક્ષણો કે જેમણે**
**રાજ્યના લશ્કરી સચિવને**
**વૃક્ષ નીચે**
**હાથને લમણે મૂકી,**
**સાવ નાના બાળ પેઠે**
**ધ્રુસકે ને ધ્રુસકે**

**રોતો ને કકળતા જોયો હશે -**

**એ ક્ષણો પણ**

**ધ્રુસકે ને ધ્રુસકે હીબકી હશે !**

**રે ! કેટલું કકળી હશે !**

ડૉ. બાબાસાહેબ આંબેડકરને પોતાનો 'બાપ' ગણતા આ કવિની અન્ય રચનાઓ પણ નોંધપાત્ર છે.

**તું ખૂબ મથ્યો મારા બાપ**

**ખૂબ મથ્યો -**

**અજગર જેવા આ લોકોના**

**ભરડામાંથી અમને ઉગારવા.**

**હાથ જોડી જોડીને**

**હાથની રક્તવાહિનીઓનું**

**થીજી ગયેલું લોહી**

**હણહણી ઊઠ્યું છે આજે**

**એ પ્રતાપ તારો છે.**

**તું ખૂબ મથ્યો છે મારા બાપ**

**તેં સત્યાગ્રહ કર્યા**

**પણ કોઈની સામે**

**ત્રાગું કરીને**

**એને દુરાગ્રહમાં પરિણામવા નથી દીધા**

**એ તારી મહાનતા છે બાબા**

સમાજજાગૃતિને, નવસર્જનને અને ક્રાંતિને ઉદ્દીપક એવી કવિતાઓના કવિ ગદ્ય બહુ જ ઓછું લખે છે. દલિત સાહિત્યની વિભાવનાનો કે વિવાદનો કે આંબેડકરી ચેતનાનો કોઈ મુદ્દો હોય, બહુ જ પ્રામાણિકતા, નીડરતા અને પૂરી અભ્યાસનિષ્ઠા સાથે તેઓ ગદ્ય પણ લખતા રહ્યા છે.

કવિતાને સામાજિક જવાબદારી ગણતા અને કવિતાલેખનને એક દુષ્કર કાર્ય ગણતા આ કવિ એમની કવિતા દ્વારા અન્યાયકર્તાઓ - જાતિવાદી શોષણખોરો સામે પડકાર બનીને ઊભા છે.

સમાપન કરીએ કવિની આ કવિતાથી :

**જીવતે જીવ મરવું છે ? - તો જ કવિતા લખ ,**

**તપતા રણમાં તરવું છે ? - તો જ કવિતા લખ.**

**હાથમાં શબ્દોના ખીલાઓ ઘોંચી દઈ,**

**લોહી બની દડદડવું છે ? - તો જ કવિતા લખ.**

**આમ તો સાવ સહજ ને તોયે દુષ્કર છે,**

**સૂરજમાં થરથરવું છે ? - તો જ કવિતા લખ.**

**સંદર્ભ :**

(૧) 'વ્યથાપચીસી' દલિત કવિતા સંગ્રહ - સાહિલ પરમાર

(૨) 'મથામણ' દલિત કવિતા સંગ્રહ - સાહિલ પરમાર

(૩) 'પ્રહાર' દલિત કવિતા સંગ્રહ (હિન્દી) - સાહિલ પરમાર

(૪) 'નિસબત - ૨૦૧૬' દલિત કવિતા અને કવિની કેફિયત

(૫) 'ગુજરાતી દલિત સાહિત્ય' ડૉ. ભીખુ વેગડા

(૬) 'સ્વકીય' (સંપાદકો : દલપત ચૌહાણ, મોહન પરમાર, હરીશ મંગલમ્, પ્રવીણ ગઢવી)

(૭) 'નિસબત - ૨૦૧૧' (સંપાદકો : ડૉ. રાજેશ મકવાણા, ડૉ. સુનિલ જાદવ, નટુભાઈ પરમાર)

(૮) 'પદચિહ્ન' - દલપત ચૌહાણ (વિવેચન)

(૯) 'પ્રતિધ્વનિ' - હરીશ મંગમલ્ (વિવેચન)

(૧૦) 'ગુજરાતી દલિત સાહિત્યના લેખાં-જોખાં (સં.) ડૉ. નાથાલાલ ગોહિલ

(૧૧) 'દલિત કવિતા' (સં.) - પ્રવીણ ગઢવી

(૧૨) 'શબ્દસૃષ્ટિ - દલિત સાહિત્ય વિશેષાંક-૨૦૦૩'

(૧૩ 'સમાજમિત્ર' - નવેમ્બર, ૨૦૦૦ (સર્જક પરિચય : ભી. ન. વણકર)

(૧૪) 'સમાજમિત્ર' સમગ્ર ગુજરાતી દલિત સાહિત્ય વિશેષાંક : સાગમટે (સંપાદનઃ દલપત ચૌહાણ)

(૧૫) 'સમાજમિત્ર' દલિત આત્મકથા વિશેષાંક (૨૦૦૨) (સંપાદન : નીરવ પટેલ)

(૧૬) 'સર્વનામ' (સંપાદક : નીરવ પટેલ - ચંદુ મહેરિયા, ૧૯૮૯)

(૧૭) 'ડૉ. બાબાસાહેબ આંબેડકર ઐતિહાસિક કાવ્ય સંગ્રહ (૧૯૩૦-૧૯૫૬)', ડૉ. પી. જી. જ્યોતિકર.

(૧૮) 'પ્રતીતિ' (સંપાદક : મનોજ પરમાર - રન્નાદે પ્રકાશન)

*'છાંયડો', પ્લોટ નં. ૧૬૮/૨,*
*સૂર્યનારાયણ સોસાયટી, સેક્ટર-૨૫,*
*ગાંધીનગર-૩૮૨૦૨૪. મો. ૯૮૨૫૬૩૨૮૩૮*

# સિંહણ કેરું દૂધ હોય તે, સિંહણ સુતને જરે...! : પરમ વૈષ્ણવભક્ત શ્રી દયારામ

*- કાકડિયા મનસુખ વી.*

જગતભરની પ્રાચીન સંસ્કૃતિની ગણનામાં ભારતની સંસ્કૃતિ સૌથી શ્રેષ્ઠ અને અજોડ ગણાય છે. ભારતનું તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાનની તોલે બીજા દેશોનું જ્ઞાન આવી શકે એમ નથી. આપણા દરેક ક્ષેત્રને આવરી લેતા મહાપ્રાચીન ગ્રંથો, શાસ્ત્રો, ઉપનિષદો, મહાકાવ્યો, ભાગવત, મહાભારત અને ગીતા, તદ્ ઉપરાંત વેદો, મંત્રો વગેરેમાં અદ્‌ભુત અને અજોડ ઊંડાણ સમાયેલું છે. આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનની જગતને આપણા આદિ મૂળમંત્રો અને યોગ કળાની મહાપુરુષોએ, સંતોએ ઓળખ કરાવી છે. સંત મહાપુરુષોએ પાંચે તત્ત્વોની યોગસાધના કરી એને અનુભવી એ રૂપે થઈ આ સંસારના, સમગ્ર વિશ્વના અબુધ, અજ્ઞાનીજનો માટે અઢળક ઉમદા શિષ્ટ સાહિત્યની રચનાઓ મૂકી ગયા છે. પરમની ખોજમાં જેમ જેમ આગળ વધતાં ગયા તેમ તેમ તેઓએ પોતાના અનુભવોને આધ્યાત્મિક પદોમાં, ભજનોમાં, વાણીમાં અને કવિત્વમાં ઢાળ્યા છે. એમાંય ગુજરાતના સંતોની આગવી ઓળખ ઊભી થયેલી છે. એમના જીવન અને પ્રભુને મેળવવાની તાલાવેલીના ભાવ ભરેલા આરાધી પદો હૈયાના તારને ઝણઝણાવી દે એવા છે. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં, મીરાંબાઈનાં પ્રેમભક્તિનાં પદો, ભજનો, મીરાંએ મેવાડને છોડ્યા પછી ગુજરાતની ધરાને પાવન કરી, મેવાડની ધરાને (રાજસ્થાન) ત્યાગી, મીરાં ગુજરાતની લાડલી બની ગઈ. અંતે દ્વારિકાના શ્રીકૃષ્ણપ્રભુના શ્રી વિગ્રહમાં સમાય ગઈ. દરેક સંતોની પોતાની આગવી વાણી ભાવની પ્રબળતા મુજબ એમાં અનુભવી શકાય છે. નિજાનંદરસ માણી શકાય છે. ભોજાભગતના ચાબખા, અખાના છપ્પા, છોટમનીવાણી, પ્રીતમસ્વામીનાં પ્રેમરસ ભક્તિભાવવાળાં પદો, અંગો, મહિનાઓ, ભાણફોજની

**જગતભરની પ્રાચીન સંસ્કૃતિની ગણનામાં ભારતની સંસ્કૃતિ સૌથી શ્રેષ્ઠ અને અજોડ ગણાય છે. ભારતનું તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાનની તોલે બીજા દેશોનું જ્ઞાન આવી શકે એમ નથી**



અનુભવવાણી. સ્વામીનારાયણ સંપ્રદાયના મુક્તાનંદ, નિષ્કુળાનંદ-વૈરાગ્યના પદો, બ્રહ્માનંદ, પ્રેમસખી, પ્રેમાનંદ, શામળ, ધીરાની કાફી. સુખરામના ભજનો, ગિરધરના પદો, ધનાભગતની વાણી, મૂળદાસની ચોટદાર વાણી આવા અનેક મહાન ભક્તોનાં પદો લોકકંઠે ઘરે ઘરે ગવાય છે. સ્ત્રી સંતોમાં મીરાં, રતનબાઈ, પંખીબાઈ, તોરલ, રૂપાંદે, લોયણ અને ગંગાસતીની મર્મવાણી, યોગભક્તિની વાણી, પરાભક્તિ અને પ્રેમભક્તિના અદ્‌ભુત અનુભવવાળા પદો આપ્યા છે. ભક્તિ તત્ત્વને પોતાની વાણીથી એક ચોક્કસ ઓળખ ઊભી કરીને જગતના લોકોને પીરસી છે. આ જીવ શિવત્વને પામી શકે ત્યાં સુધીની અનુભવવાણીથી સર્જનહારની સાચી ઓળખ કરાવી છે.

આવા એક પરમસંત જે પરવૈષ્ણવોના લાડીલા હતા. એમનું પ્રાગટય ગામ ડભોઈમાં (મોસાળમાં) થયું હતું. નાની ઉંમરમાં જ વૈરાગ્ય ધારણ થયેલ. આ અસાર સંસારથી પ્રથમથી જ ઉદાસીનતા આવેલી. આ જન્મે બ્રહ્મચર્યવ્રત પાળવું એવું દૃઢ નક્કી કર્યું. પોતાનું મૂળગામ તો ચાંદોદ(ચંડીપુરી) હતું. નાનપણમાં માતાપિતાના દેહાંત પછી તેઓ મોસાળમાં જ વસ્યા હતા. નાની ઉંમરમાં જ તીર્થાટન કરી સમગ્ર ભારતની ભૂમિને પાવન કરી. એ પછી ગામ ડભોઈમાં જ સ્થિર થયા. ભક્તિના મૂળતત્ત્વોને, પ્રેમ ભક્તિને, માધુર્યભક્તિને પોતાની ગરબીમાં આધ્યાત્મિક જ્ઞાન અને આત્માનંદના રસને ઢાળનાર એ મહાન પરમ ભક્તશ્રી દયારામ હતા. ભક્ત શ્રી દયારામની ગરબીઓ ઘરે ઘરે ગવાય છે. લોકવાયકામાં એમ કહેવાય છે કે 'ગરબી' તો ભક્તશ્રી દયારામની જ. ગુજરાતે એમને ગરબીથી જાણ્યા. જયારે સૌરાષ્ટ્રના લોકોએ સંતવાણીમાં અને ગામડાંની શેરીઓમાં સૌને ગરબીનો રાસ લેતાં કરી દીધા. "ગરબી તો

દયારામની જ'' નાનાથી માંડી વયોવૃદ્ધ સુધીના દયારામની ગરબીને લલકારતા અને ભાવથી ગાતા.

સૌના હૈયામાં બિરાજમાન દયારામનો પ્રસાર અને પ્રચાર બહોળી રીતે થયો છે. ઘણીબધી ભાષામાં ગ્રંથો રચાયા છે. એમને વિશે ખૂબ લખાયું છે. ભક્તશ્રી દયારામે પરમ વૈષ્ણવમય જીવન ગાળ્યું છે. વૈષ્ણવ સંપ્રદાય પુષ્ટિમાર્ગના તેઓ ખરા પ્રચારક કહેવાયા છે. તેમ છતાં ઘણા ધનાઢ્યોએ, મીલ માલિકોએ ભક્તશ્રી દયારામને દયારામભાઈ કહીને, સંબોધીને પોતાનાથી, સંપત્તિના માપથી નાના આંક્યા છે. પોતે દયાવાન કે પરમ વૈષ્ણવી સમાજમાં ચૂસ્તપણે ગણાતા હશે એમાં ના નહિ પણ ભક્તને જેટલું ઊંચુ સ્થાન આપવું ઘટે એ અપાયું નથી. એમાં ઊણપ જરૂર જણાય આવે છે. ધન દોલત કે માલમિલકત કરતાં તો ભક્તિતત્ત્વ અને ભક્તનું સ્થાન મહાન ઊંચું છે. એનું મૂલ પદાર્થો કે ધનથી આંકી શકાય નહિં. ભક્તની ભક્તિ આગળ સર્વકાંઈ તુચ્છ છે. ચૌદ બ્રહ્માંડનું સુખ ભક્તભાવ આગળ નક્કામું છે, ધૂળ સમાન છે. ભક્તને પરવશ જો આ જગતનો સર્જનહાર ભગવાન થઈ જતાં હોય તો ધનાઢ્યની સંપત્તિનું મૂલ શું ?

**ભક્ત શ્રી દયારામે જે જે ભાષામાં પદોની રચના કરી છે તે દરેક પદમાં રસ માધુર્ય પ્રગય થયેલું છે. આરઝૂઓ, બંદગીઓ, પ્રેમવિરહ. હરિને મળવાની ભીતરની વેદના. કૃષ્ણલીલાઓના આનંદ પ્રસંગો, સ્વરૂપ દર્શન, બંસરીના મીઠા સૂર, નિજાનંદ ભાવના પદોમાં પ્રેમતત્ત્વને ઠાંસી ઠાંસીને રસરૂપે ભરી દીધો**

સમગ્ર પૃથ્વીનું રાજ સૂર્યવંશી રાજા અંબરીષ ભોગવતા હતા. પરમ વૈષ્ણવ હતા. જેઓ રેનદિન ભગવાનની સેવામાં રહેતા હતા. નોકરો-ચાકરો, દાસ-દાસીઓ અને રાણીઓ હોવા છતાં પ્રભુનું કાર્ય પોતે જાતે કરતા. એક શ્રેષ્ઠ વૈષ્ણવને શોભે એવું એમનું વર્તન વ્યવહાર અને રે'ણી હતાં. શ્રી હરિને રાજા અંબરીષની ચિંતા થઈ એટલે પોતે સુદર્શનને રાજ્યના રક્ષક તરીકે નીમ્યા. એમના રાજ્યની સંપૂર્ણ રાજ વ્યવસ્થા ભગવાન શ્રી હરિનું સુદર્શન ચક્ર કરતું હતું. દુશ્મનોને મહાત કરવા, દંડ દેવો, સરહદોને સુરક્ષિત રાખવી એ કામ સુદર્શન અહર્નિશ રાખતા. એકાદશીના વ્રત સમયે દુર્વાસા મુનિ પધારે છે. એ વ્રતના પારણાની ઘડી વીતી જવાની હોવાથી જળની અંજલિથી પારણાં કર્યાં એ પ્રસંગ ભાગવતનો આધ્યાત્મિક જગતમાં પ્રખ્યાત છે. ત્રિદેવો પાસે ગયા છતાં સુદર્શનથી રક્ષણ માથું નહિ અને છેવટે ભક્ત અંબરીષના ચરણોનો આશરો લેવો પડ્યો. પરમવૈષ્ણવ શ્રી અંબરીષ પરાભક્તિમાં, પ્રેમભક્તિમાં, ગોપીભાવ ભક્તિમાં આરૂઢ હોવાથી પ્રેમભક્તિના લીધે પ્રભુ શ્રી હરિ ભક્તિને પરવશ થયા, આધીન થયા હતા. સદાને માટે શ્રી હરિ આવા પરમભક્તોના દાસ થઈને રહે છે.

મહારાષ્ટ્રના મહાન સંત એકનાથને ત્યાં શ્રી હરિ અગિયાર વર્ષ રસોયા(નોકર) તરીકે રહ્યા હતા. ભક્ત ગોરા કુંભારને ત્યાં છ મહિના કુંભાર બનીને માટલાં ઘડ્યાં હતાં. નરસિંહ મહેતાંના બાવન કામ કર્યાં. મીરાંને ત્યાં દૂધ પીવા આવતા અને સંગસંગ નૃત્ય પણ કરતા. નામદેવને ત્યાં રોજ સવારે દૂધ પીવા શ્રીકૃષ્ણપ્રભુ પધારતા હતા. સૌરાષ્ટ્રના અનેક મહાન સંતોના પ્રભુએ કામ કર્યા છે. બોટાદના જાળીલા ગામના વતની પોલીસ ખાતામાં રાઈટર તરીકે સેવા બજાવનાર (અમદાવાદમાં) દેવજીભાઈ મહેતાની ગેરહાજરીમાં વચન આપ્યા મુજબ અરજી લખી હતી. પોલીસ બનીને આવવું પડ્યું. પોતાના ભક્તનું વચન જાય એ શ્રીહરિને પાલવે નહિ. દાસીજીવણ-ઘોઘાવદર-ગોંડલ સાઈઠ કોરી ભરવા આવવું પડ્યું. પ્રભુને મન બધા જ સરખા હોય છે ભક્તિમાં નાના-મોટા, જ્ઞાની-અજ્ઞાની, રંક-રાય અને જાતિપાતીને ભેદાભેદ હોતો નથી. સમગ્ર જગતના સર્જનહાર સચરાચરમાં જીવસૃષ્ટિનું સર્જન કર્યું હોય એને મન ભક્તોનું મૂલ ખૂબ જ ઊંચુ હોય છે. ભક્તને માનથી જોવા કે બિરદાવવા એ નાનીસૂની વાત નથી. ત્યાં દંભ, અહં કે સંપત્તિનું મોટાપણું રાખવાનું આવતું નથી. ભક્ત શ્રી દયારામના ગોપીભાવમાં રસવંતા બન્યા હોય એને હાર્દની ખબર હોય. જગતના લોકો કે સંપત્તિવાન મનુષ્યો સમજી જ શું શકે ?

ભક્ત શ્રી દયારામે જે જે ભાષામાં પદોની રચના કરી છે તે દરેક પદમાં રસ માધુર્ય પ્રગય થયેલું છે. આરઝૂઓ,



બંદગીઓ, પ્રેમવિરહ. હરિને મળવાની ભીતરની વેદના. કૃષ્ણલીલાઓના આનંદ પ્રસંગો, સ્વરૂપ દર્શન, બંસરીના મીઠા સૂર, નિજાનંદ ભાવના પદોમાં પ્રેમતત્ત્વને ઠાંસી ઠાંસીને રસરૂપે ભરી દીધો છે. ગરબીઓ, ધોળ, આખ્યાનો, સ્તુતિઓ અને સ્તવનોનાં પદો પણ અદ્‌ભુત લાવણ્યરસથી ભરેલાં છે. આવા ભગવાનના પરમ ભક્તો આ ભૂમંડળ પર અવતરીને જનસમાજને સંસ્કાર, આધ્યાત્મિક ધન બક્ષી માનવધર્મની ફરજો, મૂલ્ય અને રે'ણીનું ઘડતર કર્યું છે. આવા પરમ ભક્તોને મન મોક્ષ તો માટી સમાન હોય છે. મોક્ષનું મૂલ્ય સામાન્ય ગણે છે. શ્રીહરિને તેઓ એમ કહે છે કે ઘણા દૈત્યો, દુશ્મનો, પાપીઓ, ક્રોધીઓ, મહાબળવાનો, ક્રૂર, કામીને હણી સે'જમાં મુક્તિ આપી. મોક્ષ આપ્યો એમાં તમે શું નવાઈ કરી ?મોક્ષ આપ્યાથી થોડી તારી વાહ વાહ થાય. ભક્તિ જો આપો તો ખરું કહેવાય. મોક્ષ કે મુક્તિ પામી અમે શું કરીયે ? ભક્તને ખબર છે કે ભક્તિ તો ખાંડાની ધાર છે. જો સદ્‌ગુરુ કે શ્રી હરિની કૃપા આ જીવ પર થાય તો જ ભક્તિ આપે છે. ભક્તિમાં ખુદ ભગવાન આધીન થાય છે. એથી તેઓ અનેક કસોટીઓમાંથી પાર કરાવ્યા પછી ઘણા કાળે પોતાના રાજીપાથી ભક્તને ભક્તિ આપે છે.

**ભક્ત શ્રી દયારામ એવા જ વૈષ્ણવોના પ્યારા અને લાડીલા ભક્ત હતા. ઘણી બધી ભાષામાં ગ્રંથો અને ભક્તિપદો લખ્યા હોવાથી જે તે પ્રાંતના લોકોમાં પ્રિય થયા છે. છતાં ભક્તિભાવથી પૂરણ, પુષ્ટ અને પ્રેમની પરાકાષ્ઠા તો એમની ગરબીઓમાં જ જોવા મળે છે**

ભક્ત શ્રી દયારામ એવા જ વૈષ્ણવોના પ્યારા અને લાડીલા ભક્ત હતા. ઘણી બધી ભાષામાં ગ્રંથો અને ભક્તિપદો લખ્યા હોવાથી જે તે પ્રાંતના લોકોમાં પ્રિય થયા છે. છતાં ભક્તિભાવથી પૂરણ, પુષ્ટ અને પ્રેમની પરાકાષ્ઠા તો એમની ગરબીઓમાં જ જોવા મળે છે. વૈષ્ણવભાવમાં ગોપીભાવ તો ઉચ્ચ સ્થાને ગણાય. ભક્ત દયારામના ભાવને જાણવા પ્રથમ રાધાભાવ જાણવો જરૂરી છે. દાસીભાવ, સખીભાવ અને એથી વિશેષ કાંતભાવ. આ ભાવ જવલ્લેજ કોઈનામાં એટલે કે કરોડે એકમાં ભાગ્યે જ જોવા મળે. શ્રી ચૈતન્ય મહાપ્રભુ અને એના નિકટના ભક્તોમાં કાંતભાવ જોવા મળતો. રાધાકૃષ્ણને જોવાની, નીરખવાની સાત્વિક દૃષ્ટિ જોઈએ. એ વિના રાધાભાવને માણવો મુશ્કેલ છે. આ યુગલ જોડીને ભક્તિભાવથી જેણે જેણે હૈયામાં ભર્યું છે તેઓને પૂર્ણ પરબ્રહ્મમાં પ્રીત થઈ છે, એની ઓળખ થઈ છે એજ ખરા અર્થમાં સમજી શક્યા છે. રાધા કોઈ સામાન્ય નારી કે સ્ત્રી પાત્ર નથી. જેને માનવીય રીતે ગણી એનું નીચું મૂલ આંકી શકાય નહિ. રાધાને સમજવા માણવા કે અનુભવવા એના મન સુધી જવું પડે. એ માટે મનને અતિ સૂક્ષ્મ કરવું પડે. અહં રહિત થવું પડે. ભક્તિની પરાકાષ્ઠાની હદની વાત કરું તો રાધા બનવું પડે તો જ કૃષ્ણ કોણ છે એ સમજાય. રાધાને સમજવા તો રાધાભાવ જ ધરવો પડે. આત્મ સમર્પણ કરવું પડે રાધાના રૂપને કોઈ રૂપવંતી નારી સાથે સરખાવાય નહિ. એના પ્રેમવ્રેહનો અનુભવ કરવા એની રે'ણી અપનાવવી પડે. પોતાના હૈયામાં નખશિખ રૂંવેરૂંવે રાધાભાવને, કૃષ્ણ પ્રેમને ભર્યા વિના માધુર્યભક્તિને પમાતું નથી. રાધાનું ઓચિંતુ કુંજગલીમાં આવવું. કૃષ્ણથી રિસાઈ જવું, વેણકવેણ સંભળાવવા, ક્યાંય સુધી એકાંત સેવવું. શૃંગારનો ત્યાગ કરવો. કોઈ મહામુનિ સમાધિમાં સરી જાય અને પછી એની સમાધિ ભંગ કોઈ જ કરી શકે નહિ. કામદેવ પણ ન ફાવે, એવી જ્યારે રાધાની સ્થિતિ થાય ત્યારે કૃષ્ણને પણ ભારે પડી જાય.

કૃષ્ણને રાધા વગર ચાલે નહિ. જાણે એમ થાય કે મારા પ્રાણ હણાઈ ગયા! કેટકેટલા પ્રયત્નો કરે એની સખીઓને ભલામણ કરે ત્યારે જોગસંજોગે રાધાનું મૌન તૂટે. આંખોમાં સતત અશ્રુ વહે તો પછી વહ્યા જ કરે. અરે ! ક્યાં સુધી ? અને કેટલાયે દિવસો સુધી ? એ કારણ ચોક્કસ કહેવાય નહિ. નયનોમાંથી અશ્રુ તેલ ધારાવત વહ્યા જ કરે એની એજ રાધા જ્યારે માની જાય, રીજી જાય ત્યારે પ્રકૃતિમાં પણ ખીલાવટ આવી જાયસ ચારે બાજુ આનંદ આનંદ છવાય જાય. પછી તો કૃષ્ણને રાધા, રાધાને કૃષ્ણ, પક્ડાપકડી, અનેક રમતો, શૃંગાર સજી ઓચિંતા આવી કૃષ્ણને પોતાની તરફ ખેંચવા, રાસક્રીડા, કાંતભાવક્રીડા, સુરસંગ્રામ માટેના નોખા ભાવવાળી રાધા. આવું કેટકેટલું રાધા માટે કહી શકાય એની સર્વક્રિયાને ભક્તિભાવે ઢાળી એને પરમતત્ત્વના બ્રહ્મરસરૂપે માણવાની એક સામાન્ય જીવને, માનવને સમજણ ક્યાંથી હોય ? આપણું ગજું



કેટલું? કોઈ ઠેકાણે જો દષ્ટિભંગ થઈ જાય તો અનેક દોષો સાધકને લાગે છે. આપણા માનસની સમજ્યા બહારની વાત છે. નવધા ભક્તિથી ન્યારી એથી પરની પરાભક્તિ, પ્રેમભક્તિ, દશમભક્તિ અને માધુર્યભક્તિમાં પ્રવેશનાર ભક્ત જ રાધાકૃષ્ણના યુગલને કે રાધાના દરેક ભાવને ભક્તિ રસથી નિજાનંદ રૂપે માણી શકે છે.

પ્રેમરસથી અખંડ ભરેલા, એમાં બીજું કંઈપણ કહેવાનું ના'વે. સંકલ્પ વિકલ્પને વાણીની ત્યાં હયાતી ન હોય ત્યારે એ પ્રેમીજન રાધાકૃષ્ણ યુગલના લીલા પ્રસંગોને થોડા અંશે માણી અને જાણી શકે છે. આવા ભક્તિરસથી ભરપૂર રાધાભાવવાળા, કાંતભાવવાળા ભક્ત શ્રી દયારામના ગરબી પદો સૌનાં હૃદયને ભીંજવી જાય છે. ભક્ત શ્રી દયારામની ગરબીની એ તો ખૂબી છે. જેમ એરણમાં લોઢું નક્કર રૂપે ઠસોઠસ છે એમ જ એમનાં પદોમાં પ્રેમતત્ત્વને ઠાંસી ઠાંસીને ભરેલું છે. વિયોગ અને મિલન, અરસપરસ પ્રીતની પરાકાષ્ઠા, ઐક્યભાવ, એકબીજામાં સમાઈ જવું. પોતાનું અસ્તિત્વ મિટાવી દેવું, શુદ્ધ ભાવપ્રેમે સમર્પણ થઈ જવું. આવા અનેક વિવિધ ભાવો ભક્તશ્રી દયારામનાં પદોમાં માણવા મળે છે. એ રૂપે પોતે થયા હોય, અનુભવ્યું હોય તો જ આપણા હૈયાના તારને ઝણઝણાવી દે છે. એમના પદો એકચિત્તે ભાવથી સાંભળતાં જ રહીએ, ભીતરમાં આપોઆપ ભક્તિભાવ જાગી જાય.ભાવપ્રેમનું પૂર વહાવી જાય. એમના એકએક પદની સીધી ચોટ ભક્તભાવવાળા કોઈપણ માનવ હૈયાને તરબોળ કરી પ્રેમરસમાં ભીંજવી દે છે. જુદી જુદી ભાષામાં પદો રચાયેલા હોવા છતાં રસમાધુર્યતા ખંડિત થતી નથી. ભાવમાં લેશમાત્ર ફરક પડતો નથી. ફારસી કે ઉર્દુની ગઝલ હોય કે રેખતાં હોય એમાં ભારોભાર ભક્તિતત્વનું યથાર્થરૂપમાં નિરૂપણ થયેલું છે. જેમ કે....

*"લગી હૈ યાદ પ્રીતમકી, તલફ કે જીવ જાવેગા;*
*મુઝે તો કહો સૈયા ! મેરી, જાની કબ આવેગા ?"*
*"સૂનિયે જી હરિ હજરસી ! બંદગી અર્જી હૈ;*
*બેદિલ હુઈ સબ શ્યાહી, સાહેબકી ક્યા મરજી હૈ ?"*
*"એક ખૂબસુરત ગુલઝાર ગભરુ, દિલદાર સાંવરા,*
*તારીફ ક્યાં કરું ઉસકી? વે સબ ભાંતસે ભલા."*

સંસારના દુઃખો, માતપિતાનો નાનપણથી વિયોગ, સદાને માટે કૃષ્ણના બની રહેવું એવું દઢ મનોબળ, આજીવન લગ્ન કરવા નહિ. સંસારી બનવું નહિ. સદા બ્રહ્મચારી રહેવું. બસ કૃષ્ણકીર્તન ગાવાને એના લીલાચરિત્રોના પદો રચવા, કૃષ્ણમય બની જાવું. આ ક્ષણભંગુર ને નાશવંત દુઃખરૂપ સંસારમાં પડીને શું ફાયદો ?શ્રીકૃણને ભાવથી ભજવા, શ્રીનાથજીના લાડલા ભક્ત થવું, એના પરમતત્ત્વને આંબવું, પોતાનામાં ગોપીભાવ પ્રગટાવવો, આવો ભાવ જ્યારે ધારણ થાય ત્યારે સે'જે એમના હૈયેથી આવું કંઈક નીકળી જાય છે...

*"સાચું તે સગપણ રે, સમજમન! શ્યામ તણું;*
*બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું.*
*જનુની જનક એમ કર્યા કેટલાં, ત્હેં જેટલી ધરી દેહ;*
*લ્હેણા દેણીનો સંબંધ તૂટ્યો, ત્યારે મુકીને ગયા સૌ નેહ."*

જીવનમાં આવી પડતાં દુઃખો સમાજના લોકોની જૂઠી શિખામણો, ભલામણો, પ્રલોભનો, સંસારમાં લગ્નગ્રંથિથી જોડાઈને ભગવાનના ગુણ ગાવા, આવા અનેક લોભામણી, ઠગારી સલાહને અવગણી તેઓ નિર્ભયપણે કહેતા કે ...

*"ચિત્ત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે;*
*સ્થાવર જંગમ જડ ચેતનમાં, માયાનું બળ ઠરે,*
*સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય હરે."*

સંસાર અસાર છે. એમાં મોહ્યા જેવું છે નહિ. જૂઠો વ્યવહાર, જૂઠી બધી રીતો, એમાંથી શું મેળવવાનું ? સંસારમાં છે પણ શું ? નારી પરણીને ઘરે લાવ્યા પછી તો બસ દુઃખ જ દુઃખ છે. એકમાંથી બે થયા ને બેમાંથી ચાર અને પછી તો સૌની માટે ઊંધે માથે રળવા જવાનું, બધાની જરૂરિયાતો પૂરી કરવાની, અપાર દુઃખ હાથે ઊભુ કરી જન્મ વ્યર્થ ગુમાવવો એના કરતાં એમાં શીદ પડીયે ? એ બંધનને પહેલાથી જ કાપી નાખીયે જેથી પસ્તાવું પડે નહિ.

*"સંસાર તો સરવે જૂઠો, શું થાશે રૂઠો કે ત્રૂઠો,*
*તેહને તુચ્છ જાણી ફરિયે રે..........*
*જેહને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય,*
*તેની સાથે પ્રીત કરિયે રે.............*
*સંસાર તો સર્વે કોટો, પાણી માંહેનો પરપોટો,*
*ફૂટી જાશે નાનો મોટો રે ...........*

ભગવાનને ભજવા એ સર્વે મનુષ્યનું પરમ કર્તવ્ય છે. મનુષ્ય દેહ મળ્યા પછી પોતાના દેહનું કલ્યાણ કરવું, ઉદ્ધાર કરવો તે દરેક માનવની ફરજ છે. જુદા જુદા સંપ્રદાય હોય એની રે'ણી જુદી જુદી હોય. અલગ અલગ ભાવો હોય તો પણ મળવાનું તો એક જ શ્રી હરિને છે. અનેક એનાં નામ છે. રસ્તા જુદા જુદા છે પણ મંજિલ તો સૌની એક જ છે. સૌને એક જ ઘરે જવાનું છે. હરિ, પ્રભુ, ઈશ્વર, ખુદા, ઠાકર, મહારાજ, ઈશ, સાંઈ, શ્રીજી, શ્રીનાથજી, ગોડ વગેરે નામો ભિન્ન ભિન્ન છે પણ સૌના પાલનહાર એક જ છે. એક જ સોનાની લગડીમાંથી બનેલા હાર, વીંટી, વેઢ, દોરો,

લટકણિયા, પહોંચો, કાનફૂલસર, બુટ્ટી, નથડી, સેંથો, ટીલડી, બંગડી, પાટલા, બાજુબંધ, ટોટીયો, કંદોરો, દોરો, માળા, કંઠી અને લોકેટ બન્યા છે. મૂળમાં સોનું એક જ છે. બધાનો ઘાટ કનકમાંથી બન્યો છે. જો સાચાં સંતોનો સંગ મળી જાય તો બેડો પાર થઈ જાય. જીવનની ભવાટવિની આંટી ઉખળી જાય, બ્રહ્મની રમતની જાણ થઈ જાય. સંતોના સાંનિધ્યથી બધું સુલભ બની જાય. જીવનું જીવપણું છોડાવી આત્મજ્ઞાન પ્રગટાવી દે છે. સાધકની ભીતર એની કૃપા સર્વ સાધનોને છોડાવી નિજાનંદનો સંગ કરાવી દે છે. ધીમે ધીમે એની કૃપાથી બાહ્ય બધા જ સાધનોમાંથી મુક્તિ અપાવી દે છે. પરમતત્ત્વની ખોજ સે'જે થાય છે. પાંચ તત્ત્વોની રમત અને એનું કાર્ય જે અદ્‌ભુત છે, અલૌકિક છે એ સર્વ રમતોની(માયાની) બાજીને જાણી શકે છે. ભક્ત શ્રી દયારામ એમના એક પદમાં કહે છે કે ...

*"રહ્યાં સાધન ન બાકી તેને,*
*ગુરુનાથના હાથ છે શીશ જેને,*
*ગુરુસંતને શ્રી હરિ એક વસ્તુ,*
*ગંગાધર ત્યાં રીત જાણો સમસ્ત.*

પોતે વૈષ્ણવ સંપ્રદાયમાં ગોપીભાવમાં આરૂઢ હતા. રગેરગમાં શ્રીનાથજીબાવા રમી રહ્યા હતા. વૈષ્ણવોમાં એમનું ઊંચું સ્થાન ગણાતું. અષ્ટસખાની તુલના એમની સાથે થતી. અમુક તો બીજા સૂરદાસ પણ કહેતા. આ ઉપરથી ખ્યાલ આવે કે ભક્ત શ્રી દયારામ કેવા પરમભક્ત હતા. એમની મહાનતા ગોપીભાવનાં પદોમાં જોવા મળે છે. શ્રીનાથજીનું ખરું દર્શન તો આવા સંતભક્ત જ કરાવે છે. આગળ એક પદમાં તેઓ કહે છે કે .....

*"લલિત ત્રિભંગી છેલડા શ્રીનાથજી રે, મદન મનોહર રૂપ,*
*આનંદ ધન અલબેલડા શ્રીનાથજી રે, અખિલ ભુવનના ભૂપ.*
*જીવન ગોપીજનતણું શ્રીનાથજી રે, રસીયા જનના રાય,*
*નિરખે સુખ પામે ઘણું શ્રીનાથજી રે, મન મોહે લોભાય."*

અનેક ભાવમય પદોથી શ્રીનાથજીબાવાને લાડ લડાવ્યા છે. એના શૃંગાર વિશેના પદો અદ્‌ભુત છે. ક્યારેક સંસારમાં વાકું પડી જાય. સંસારના લોકોનું દુઃખ જોવાઈ જાય અને પોતાને વિના કારણ દુઃખ આપતા હોય, હેરાન પરેશાન કરી મૂકતા હોય, સમાજમાં ખોટું થતું જોતા હોય ત્યારે શ્રીનાથજીને પણ ઠપકો ભક્ત આપી દે છે. બીજાની તાકાત નથી કે ભગવાનને ખરું ખોટું સંભળાવી શકે. આ સંસારમાં જે દુષ્ટ લોકો છે ખરાબ સ્વભાવના મનુષ્યો છે. એને તમે અધિક સુખને સંપત્તિ આપો છો. જ્યારે તમારા ભક્તને બસ તકલીફો જ તકલીફો આપો છો. મારે સુખ સંપત્તિ નથી જોતાં મારે તો તમારો અઢળક પ્રેમ જોઈએ છે. આવું કહીને હું મારો હક્ક જમાવતો નથી. ખરા હૈયાની મારી અરજ સાથેની, દીનભાવની માંગણી છે. એવા એક પદમાં પ્રભુને કહે છે કે ....

*"શુંકહીએ શ્રીજી શરણ પડ્યાને સંતાપો,*
*એ મોટું કૌતુક દુઃખ વિમુખ સુખ આપો રે...*
*સંત પીડ્યાની ટેવ તમને શી પડી છે,*
*કોણ જાણે તેમાં વસ્તુ રૂડી શી પડી છે."*

**પ્રભુ દર્શનની પણ એટલી જ મજા છે. નિજાનંદની ઝલક મળી ગયા પછી તો પૂછવું જ શું ? ભક્તને પ્રભુ દર્શન થયાં છે. હૈયામાં શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું છે. અખંડાનંદનો મહાસાગર ભીતર હિલોળા લેતો હોય**

પ્રભુ દર્શનની પણ એટલી જ મજા છે. નિજાનંદની ઝલક મળી ગયા પછી તો પૂછવું જ શું ? ભક્તને પ્રભુ દર્શન થયાં છે. હૈયામાં શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું છે. અખંડાનંદનો મહાસાગર ભીતર હિલોળા લેતો હોય, ભાવનું પૂર પૂરબહારમાં વહેતું હોય ત્યારે ભક્ત શ્રી દયારામને જે અનુભવ થયો હોય તે કીધા વગર થોડા રહે ! એ તો, આપોઆપ હોઠે આવી જાય............

*"પછી શ્રીજી દ્વારે હું ગયો, જે પરમ પાવન ધામ,*
*મેં નીરખ્યા શ્રીનાથજી, પરબ્રહ્મ પૂરણ કામ.*

અહીં ખોજવાની, દર્શનની કે એને મળવાની પ્યાસ એનામાં ખોવાય જવાની ઉત્કંઠા, પરમના દર્શનને પોતાના ભીતરના નયનોમાં ભર્યાના ભાવો છૂપા રહેતા નથી. રાધાકૃષ્ણ નામ પાવનકારી છે. યુગલ સ્વરૂપ શ્યામાશ્યામ પરમ હિતકારી છે. તેના ખરા અર્થમાં દર્શન થતાં ભક્ત કવિશ્રી દયારામ કહે છે કે .............

*"શ્રી ગોવર્ધનધર લાડીલો રે સંગે શ્યામા પ્યારી,*
*યુગલ સ્વરૂપ આ જોઈને ઠરે આંખડી મારી,"*

શ્રીનાથજીબાવા, શ્રીજી કે શ્રીકૃષ્ણ યુગલ સ્વરૂપ ભક્તને મન એક જ છે. જુદા નથી. શ્યામાશ્યામનું સુંદર ભાવપૂર્વકનું વર્ણન તો હૃદયના મનમંદિરમાં આપોઆપ બિરાજી જાય છે.........

*"ઝૂલેઝૂલે શ્રી યુગલ કિશોર હીંડોરના,*
*સબ રસિકન કે સીર મોર રંગ ઝૂલે.*
*કૃષ્ણ આત્મા રાધા, રાધાકૃષ્ણનો સહી જો,*
*એમાં અધિક ન્યૂન કોઈ કહેવાય નહિ જો."*

મીઠા અને મધુરા હૃદયમાં ભાવ જગાડનારા અનેક ભક્તિરસથી તરબોળ પદો કે ગરબીઓને માણવાની ખરી મજા તો જ્યારે જન્માષ્ટમી, એકાદશી, શ્રી ગુંસાઈજીનો જન્મ દિવસ કે વૈષ્ણવોના ઉત્સવો હોય, શ્રી મહાપ્રભુજીનો પ્રાગટ્ય દિવસ હોય, અનેક પ્રસંગોની વધાઈ હોય, ઉત્સવ હોય ત્યારે ભક્તશ્રી દયારામની ગરબી સૌ ભાવથી ગાતા. ડભોઈગામના જ નહિ પણ આજુબાજુના જેઓ વૈષ્ણવો પણ ન હોય એવા પ્રેમીઓ એમની ગરબીમાં રમઝટ બોલાવતાં, ભાવિક સ્ત્રીપુરુષો, મુસ્લિમો, પારસીઓ, રાજાઓ, અધિકારીઓ, અમલદારો, રંક-રાય અને સૌ આબાલવૃદ્ધ ભક્તિરસની ગરબી ગાવામાં અંતર્ગત થઈ જતા, ભાવવિભોર બની જતા, પોતાની જાતને પણ ભૂલી જતા, ઘણા તો ગીત ગાતાં નૃત્ય કરવા લાગતા, ઘણા પાગલ જેવી ચેષ્ટા કરી નાચવા લાગતા. તો ઘણા ભક્તિરસમાં તરબોળ થયેલાની આંકો તો હર્ષના અશ્રુ વહાવતા. એમ કહો ભાવનું પૂર ઉમટતું. બીજા હિન્દુધર્મના સંપ્રદાયોને ત્યાગી ભાવિક લોકો ભાવપ્રેમ સાથે વૈષ્ણવ સંપ્રદાયને અપનાવ્યો હતો. એમના પદોના સતસંગરસને અપનાવી ભક્તિરસમાં મસ્ત બન્યા હતા. ભક્ત શ્રી દયારામની ગરબી સૌરાષ્ટ્રના નાનામાં નાના ગામની શેરીઓમાં ગૂંજતી હતી અને હોંશે હોંશે ગવાતી હતી.

**ગાત ગાતાં નૃત્ય કરવા લાગતા, ઘણા પાગલ જેવી ચેષ્ટા કરી નાચવા લાગતા. તો ઘણા ભક્તિરસમાં તરબોળ થયેલાની આંકો તો હર્ષના અશ્રુ વહાવતા. એમ કહો ભાવનું પૂર ઉમટતું. બીજા હિન્દુધર્મના સંપ્રદાયોને ત્યાગી ભાવિક લોકો ભાવપ્રેમ સાથે વૈષ્ણવ સંપ્રદાયને અપનાવ્યો હતો**

તેઓ કહેતાં કે સમાજમાં સંસારમાં માન મર્યાદા અને આબરૂ જેના સલામત છે એને બધું જ મળી ચૂક્યું છે. સમાજમાં ભિન્નભિન્ન સ્વભાવના હોય છે. હીણ કામો કરી, પૈસાની લાલચથી ખોટું કામ કરી, વાક્ચાતુર્યથી, બીજાને દુભવી, ઠગી કે માનસિક દુઃખ આપી જે આબરૂ ગુમાવે છે એને સમાજ અનાજમાંથી કાંકરા કાઢે એમ કાઢી નાખે છે. મનુષ્યદેહ મળ્યો છે તો પ્રભુભજન કરવું જોઈએ. પોતાની આબરૂ, મર્યાદા તો પ્રાણ સાટે જવા દેવા જોઈએ નહિ. એ માટે ભક્તશ્રી દયારામ કહે છે કે ............

*"લાખ ગુમાવી સાખ રાખજો, સાખે મળશે લાખજી,*
*લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ."*

સંસારમાં રહીને કેમ વર્તવું, રહેવું વગેરે વિશે તેઓ કહે છે કે....

*"મધુરી વાણી વદીએ સૌથી, ઉદર રાખીએ ઊંડુંજી,*
*મળ્યા મનુષ્યને પ્રાણ આપીએ, તેનું ન કરીએ ભૂંડું.*
*ચેત ચેત મન ચપળ થઈને, કૃષ્ણ કૃપાનિધિ ભજની રે,*
*આ જૂઠી બાજી જગત તણી છે, તેથી મમતા તજની રે."*

શ્રીકૃષ્ણ પરમાત્મા આનંદ સ્વરૂપ, નિજાનંદ રસરૂપે છે પોતાની દૃઢ માન્યતા તેમજ વિશ્વાસ સૌ દેવોમાં કે અવતારમાં સેવવા જેવા કે ભજવા લાયક જો કોઈ હોય તો તે શ્રીકૃષ્ણ છે માટે એમને ભજો જે પૂર્ણ પુરુષોત્તમ છે. પ્રેમ સ્વરૂપને પામવું હોય, માણવું હોય એ રૂપે થવું હોય તો ગોપી જેમ કૃષ્ણ સ્વરૂપનું બસ એક ધ્યાન કરો. પોતાના એક પદમાં ખુમારી સાથે જગતના લોકોને કહે છે કે...

*"તમારો તો હરિ સઘળે રે, અમારો તો એક સ્થળે,*
*તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.*
*ઈન્દ્રને અવલોકી રે, ચકોરનું ચિત્ત ચળે,*
*તે પ્રકાશને પેખી રે, તેને સંતોષ વળે."*

પ્રેમરસના, મધુરરસના ભાવ જગાવવા એમની પ્રત્યે દાસીભાવ, કીંકરીભાવ, પ્રેયસીભાવ, માસુકાભાવ, ગોપીભાવ અને સૌથી શ્રેષ્ઠ ભાવ જે છે એ કાંતભાવ કેળવવાનો છે. પિયુને મળવા જતી પ્રેયસી પિયુને ગમતો કરવા દરેક પ્રકારનો સાત્ત્વિક શૃંગાર સજીને જાય છે ત્યારે અનંગ પણ ખસી જાય છે. એની કામનાનાં બાણો બુઠ્ઠાં થઈ જાય છે. એનો ત્યાં પ્રવેશ થઈ શકતો નથી. એ બન્નેની વચ્ચે ત્રીજાની હાજરી હોઈ જ ના શકે. આવો ભાવ ભક્તશ્રી દયારામમાં હતો. આ રસ સામાન્ય નથી. એ તો સિંહણના દૂધ જેવો છે જે સામાન્ય જનને કે વ્યક્તિને પચે નહિ. પૂરણ વૈષ્ણવ હોય, પ્રેમભક્તિને પામેલા હોય એને આ રસ પચે છે અને એના અમૃતસ્વાદની ખબર છે. કાચાપોચા સાધકનું કે ઉપર છલ્લાભાવવાળાનું ત્યાં કામ જ નથી...

*"જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે*
*સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે*
*કનકપાત્ર પાખે સહુ ધાતું, ફોડીને નીસરે"*

અંતમાં કહે છે કે...

*"એમ કોટિ સાધન પ્રેમ વિના, પુરુષોત્તમ પૂઠ ન ફરે,*
*દયા પ્રીતમની ગોવર્ધનધર વર, પ્રેમભક્તિએ વરે."*

આવાં અનેક પદો ભક્તિરસનાં, પોતાના અનુભવનાં, પોતે એ રૂપે થયાના રચી એમાં પોતાના ભાવોને ઢાળ્યા છે. અને પોતે ભક્તિમાં કઈ અવસ્થા પામ્યા છે એ વાણી દ્વારા ખુલ્લા પડ્યા છે. પોતાની ઐક્યતા કૃષ્ણ સાથે કેટલી ગાઢ છે. નિકટતાવાળી છે એ ભક્ત કહ્યાં વગર રહે ખરા !!!

*"રસરૂપ રસાત્મક તેના નયણોમાં, કરે સગા નિવાસજી,*
*અત્યદ્ભુત અતિ દિવ્ય ચક્ષુએ, ઝળકે આનંદ રાસજી.*
*પ્રેમે પ્રાણ ટકી રહે છે, પ્રેમે પ્રાણ જ જાયજી,*
*પ્રેમે પ્રાણ સમર્પણ થાયે, પ્રેમે પ્રાણ રખાયજી.*
*પ્રેમ ભુજંગ ડસ્યો છે જે જનને, તે મંત્ર ન માને કોયજી,*
*પ્રેમી વિયોગે જીવે તો, બહાવરો તે હોયજી."*

ભક્તશ્રી દયારામના અતિ ભાવુક ને પ્રસિદ્ધ પદો જે લોકકંઠે હોંશેહોંશે ગવાય છે. જેનું ભક્તિતત્ત્વથી ભરેલું માધુર્ય અદ્ભુત છે જેના એકએક શબ્દો પ્રેમની પુષ્ટિ કરાવી જાય છે, હૈયામાં ભાવપ્રેમ જગાવી જાય છે.

*"લોચન મનનો રે, કે ઝઘડો લોચન મનનો,*
*રસિયા તે જનનો રે, કે ઝઘડો લોચન મનનો."*

શ્રી દયારામ ભક્તનું અતિ પ્રસિદ્ધ પદની મજા તો ઓર જ કંઈક છે. અદ્ભુત છે. લોક હૈયામાં સ્થાન પામેલું છે. જે હૈયામાં ભાવના મધુરાગાનના તાર વીણા સરીખા ઝણઝણાવી દે છે. લોક જીભે, લોક હૈયે અને ઘરે ઘરે ગવાતું પદ એટલે ...

*"શોભા સલુણા શ્યામની,*
*તું જોને સખી, શોભા સલુણા...*
*કોટિ કંદર્પને લજાવે એનું મુખડું,*
*ફીકી પડે છે કળા કામની... શોભા.*
*સદ્ગુણ સાગર નટવરનાગર,*
*બલિહારી હું એના નામની.. શોભા."*

પછી તો એમના એકથી એક ચડિયાતાં પદો હૈયાને સ્પર્શી જાય છે. એથી પણ આગળ એકપદમાં કહે છે કે...

*"શ્યામ રંગ સમીપે ન જાવું,*
*મારે આજ પછી શ્યામ રંગ સમીપે ન જાવું...*
*જેમાં કાળાશ તે સહુ કોઈ સરખા,*
*સર્વમાં કપટ હશે આવું,*
*કાળી કસ્તુરીની બંદગી કરું નહિ,*
*કાજળ ન આંખમાં સોહાવું...*

મોક્ષ કે મુક્તિ પામી સારા કર્મો કરી હે ! હરિ, હે ! કૃષ્ણ તું મને વૈકુંઠ આપે તો પણ એની મને આશ નથી. મારે તો આ ભૂમંડળનું વ્રજ સારું છે. મારે તો તારા ગુણલાં ગાવાં છે. માટે કહું છું કે...

*"વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું,*
*મને ન ગમે ચતુર્ભુજ થાવું,*
*ત્યાહા શ્રી નંદકુંવર ક્યાંથી લાવું ...*
*જોઈએ લલિત ત્રિભંગી મ્હારે ગિરિધારી,*
*સંગે જોઈએ શ્રી રાધે પ્યારી,*
*તે વિના નવ આંખ્ય ઠરે મહારી...*

શ્રીકૃષ્ણને ગોપીભાવે ભજી પોતે પ્રેમરૂપ નારીભાવે હૈયામાં ધારણ કરી, દાસીભાવ ધારણ કરી માધવના માધુર્યપદને (સ્થાનને) પામી શક્યા છે. પૂર્વે એવી ઘણી નારીઓએ શ્રી હરિને એ ભાવે ભજ્યા છે. ઘણા પુરુષ ભક્તોએ નારીભાવ, દાસીભાવ(રાધાભાવ) ધરી કૃષ્ણના રસરૂપ પ્રેમભક્તિના પદને સે'જે પામ્યા છે. શ્રી ભક્ત દયારામે દાસીભાવ સ્વીકાર્યો હતો. શરીર ભલે પુરુષનું હતું પણ ભાવ તો પ્રીતમની પ્રિયતમા રૂપે ધર્યો હતો. જેથી પોતાના ઈષ્ટથી સે'જ પણ અંતરો પોતાને રહે નહિ. પૂર્વે થઈ ગયેલી મહાન સ્ત્રી (નારી) ભક્તોને યાદ કરીને ભક્ત શ્રી દયારામ પોતાના એક પદમાં ગાય છે....

**શ્રીકૃષ્ણને ગોપીભાવે ભજી પોતે પ્રેમરૂપ નારીભાવે હૈયામાં ધારણ કરી, દાસીભાવ ધારણ કરી માધવના માધુર્યપદને (સ્થાનને) પામી શક્યા છે. પૂર્વે એવી ઘણી નારીઓએ શ્રી હરિને એ ભાવે ભજ્યા છે**

*"હો પ્રિય બહેની હરિજ્ઞાન વિના,*
*સંસાર તો સર્વ અસાર છે,*
*જગમાં જન્મી હરિ સ્વરૂપ,*
*જાણ્યાથી ભવનો પાર છે...*
*પૂર્વે જો મૈત્રીયી નારી,*
*મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,*
*ગ્રહ્યું જ્ઞાન પ્રપંચને વિસારી...*
*ગાર્ગી પણ સ્ત્રી જાતિ કહાવી,*
*જેને અન્ય વાત ઉર ના ભાવી,*
*થઈ નિર્ભય પુરુષ પદે આવી ...*

અહીં કેટલા પદોનું રસદર્શન કરાવવું ? અદ્ભુત પદો છે. યોગસાધના કે બીજી કડાકૂટ કર્યા વગર જો ભાવથી આ પદોનું ગાન થાય તો જરૂર ભાવિકના હૃદયમાં હરિ પ્રગટ થાય, નિજાનંદનો આનંદ જરૂર આવે. છતાં ભાષાકીય વિવિધતા, પ્રેમ માધુર્ય અને ભક્તિભાવ, ગોપીભાવ જાણી શકાય છે. ભક્ત શ્રી દયારામે અનેક ભાષામાં પદો લખ્યાં છે. છતાં અહીં મિશ્ર રીતે જે પદમાં ગૂંથણી કરી છે એ અદ્ભુત અને અનુપમ છે. જેમાં ભક્તિરસનો આત્માનંદ, નિજાનંદ સે'જે પ્રગટ થયો છે....એકેએક કડીમાં પ્રેમરસનું નિરૂપણ કેટલું સુંદર કર્યું છે ? અલગઅલગ ભાષામાં કેવો મહાભાવ પ્રગટ કર્યો છે. એ મધુરરસનું, ભક્તિરસનું, ગોપીભાવનું પદ આપણે પણ ભાવથી માણીયે...

*"ગિરિધર મુંજો પ્રાણ, (કચ્છી) તુહિ સામલડા પ્યારા, (પંજાબી)*

*માદર પિદર બિરાદર(ફારસી) દુશ્મન ખલક બિસારા. (ઉર્દૂ)*
*માય મચી બિનીયુ, (તેલુગુ) સામી ઈકડાશી, (તામિલ)*
*જાની જિયકી પીર, (હિન્દી) મનોરથ પૂર્યા મારા(ગુજરાતી)*
*હરિન કો કોણા ચા પ્રેમ, (મરાઠી) વૈત્વમેવ સ્વામી નિરંતર, (સંસ્કૃત)*
*નંદ મહેર કો પુતવા દયા પ્રભુ, (પૂરવી) થાંકી દાસી મા કે કાંઈ ડરો.(મારવાડી)*

ભક્ત શ્રી દયારામ સિવાય આપણને કોણ રસમાધુર્યનું રસપાન કરાવે ? ભક્તિના લાડ કોણ લડાવે ? ભક્તનાં પદો અનેક રાગોમાં સાંભળવા મળે છે. ગરબી તો મુખ્ય હલારી, પ્રભાતી, રામગ્રી, મેવાડો, ભૈરવી, આશાવરી, સારંગ, રામકમેટ, ગઝલ, સૂફીવાદ, સિંધુડો, દોહરા, બિહાગ, ધનાશ્રી, ગરબા, કાલિંગડો, ધોળ, દેશાખ, બીયાવલ, કાફી, છંદ, સોરઠા, ખમાયચી, ઠુમરી, હોરી, દુવૈયા, ચર્ચરી, રોલા, ધમાર, ખ્યાલ, કેરબા. સુગીતિકા, હરિગીત, કવિત, લાવણી, ચંદ્રાવલા, કુંડલિયા, સવૈયા અને ગરબી તો પ્રેમની પરાકાષ્ઠાથી ભરપૂર આ સમાજને નવતમ નજરાણા રૂપે આપી છે. સૌને ભક્તિરસ તરબોળ કર્યા છે.

અહીં પદોનું, ગરબી પદોનું માધુર્ય માણ્યું પણ એમના જીવન વિશે તો બહુ રસદર્શન લાંબુ થઈ જાય. એમની અંતિમ સ્થિતિ એટલી જ ભાવપૂરણ અને આગમરૂપે હતી. પોતાના નિકટના સાથી તથા સેવકોને ભલામણ કરી. સલાહ સૂચન પણ કર્યાં. પોતાને શરીર છોડવાનો ચોક્કસ સમય આવ્યો. એ પણ અગાઉ જણાવ્યું હતું. સૌને ભક્તિભાવથી ઠાકોરજીની સેવા કરવાનું કહ્યું. જયારે પોતે પથારીવશ થયા સમયની ઘડીઓ ગણાતી હતી ત્યારે સૌએ સાથે મળી શ્રીકૃષ્ણ શરણમ મમઃની ધૂન લગાવી. એમના જ પદોને, ગરબીઓને નયનોમાં અશ્રુ ભરી ગાવા લાગ્યા. અંતે કહ્યું કે હવે તમો સજાગ રહેજો. જરાપણ ગફલતમાં રહેશો નહિ. ભક્તશ્રી દયારામની ભલામણ મુજબ એક પેટીમાંથી શ્રીનાથજીની ગાયોનું છાણ (ગોબર) ગોકુળની પવિત્ર રજ આ બન્નેને એમની મુખમાં મૂકી ઉપર યમુનાજીનું જળનું પાન કરાવ્યું. ત્યાર પછી ગંગાસ્નાન કરાવી ગોપીચંદનનો લેપ શરીરે કર્યો. લલાટે કુમકુમનું તિલક કર્યું. મંત્ર ઉચ્ચારનું ગાન ચાલુ જ હતું. બરાબર આ બાજુ આ ક્રિયા પૂરણ થઈ અને શ્રી ભક્ત દયારામનો આત્મા આ ક્ષણભંગુર સ્થૂળ શરીરને છોડીને શ્રીનાથજીના પરમપદમાં ગોપીભાવે વિલિન થઈ ગયો. શ્રીકૃષ્ણચરણમાં સ્થાન પામ્યો.

**ભક્ત શ્રી દયારામ અમુકના મટી અનેકના થયા. વૈષ્ણવોના હૈયામાં સદાને માટે એમનાં પદો, ગરબીઓ દ્વારા સૌમાં બિરાજી ગયા. એમનો સ્થૂળદેહ માટીમાં મળી ગયો પણ એમની હયાતી તો સદા દરેક વૈષ્ણવો અને ભક્ત હૃદયવાળા હરિજનોના હૈયામાં કાયમ હયાત રહ્યા**

ભક્ત શ્રી દયારામ અમુકના મટી અનેકના થયા. વૈષ્ણવોના હૈયામાં સદાને માટે એમનાં પદો, ગરબીઓ દ્વારા સૌમાં બિરાજી ગયા. એમનો સ્થૂળદેહ માટીમાં મળી ગયો પણ એમની હયાતી તો સદા સર્વે વૈષ્ણવો અને ભક્ત હૃદયવાળા હરિજનોના હૈયામાં કાયમ હયાત રહ્યા. શ્રીકૃષ્ણના ભક્તની ખૂબી તો જ ગણાય કે એ ક્યારેય મૃત્યુ પામતા નથી. ભક્ત શ્રી દયારામની ગરબી સૌનાં હૈયાને સદાને માટે અખંડ નિજાનંદરસમાં ભીંજવતી રહેશે. એમના ગોપીભાવને યાદ કરી, કૃષ્ણ માધુર્યભક્તિના અમૃતરસને સૌ કાયમ માણ્યા જ કરશે.

આ અસાર સંસારમાં મનુષ્યદેહનું આત્મ કલ્યાણ કરવાનું સે'જે સાધન સુગમ આવા પ્રેમીભક્ત, હરિના લાડલા પરમભક્તની દિવ્યવાણી, ઉપદેશ, પ્રેમભક્તિના પદો અને બોધમાંથી સૌ ભાવિકજનોને મળ્યા જ કરશે. ભક્તિરસથી ભરેલો મહાસાગર સરીખો પ્રેમરસ ક્યારેય પણ ખલાસ થતો નથી. એને જેમ જેમ ઉલેચો, પીવો તેમ તેમ અનેક ગણો વધતો જાય છે. હરિના ખનાને ક્યારેય ખોટ પડતી નથી અને પડવા પણ દેતા નથી. હરિના પરમ ભક્તોને સંગ થવો જોઈએ, એમની સાંનિધ્યમાં સદા રહેવું જોઈએ તો જ આ ભક્તિરસ, ગોપીભાવરસને નિજાનંદથી માણી શકાય છે.

**સંદર્ભ :**

- વૈષ્ણવોની વાતો,
- ભક્ત શ્રી દયારામ જીવન દર્પણ

*એ-૧૪, હરિઓમનગર સોસાયટી,*
*રમેશનગર પાસે, ઈન્ડિયા કોલોની,*
*ઠક્કરબાપા નગર રોડ, અમદાવાદ-૩૮૨૩૫૦*
*મો. ૯૯૭૮૮૦૩૦૧૪*



# ગુપ્તકાલીન સાહિત્યમાં સ્ત્રીઓની ક્રીડા અને મનોરંજન

-

*- ટીના દોશી*

**કો**ઈ દડાથી રમતી હોય, કોઈ ઢીંગલી રમાડતી હોય, કોઈ રેતીની ઓટલીઓ બનાવતી હોય, કોઈ રેતીમાં મણિઓ સંતાડતી અને શોધતી હોય, કોઈ ફૂલછોડને પાણી સીંચતી હોય, કોઈ મોર નચાવતી હોય, કોઈ મેના સાથે વાત કરતી હોય, કોઈ હરણ ઉછેરતી હોય, કોઈ ચિત્ર દોરતી હોય, કોઈ વીણા વગાડતી હોય, કોઈ ઝૂલો ઝૂલતી હોય, કોઈ વનવિહાર કરતી હોય, કોઈ જળવિહાર કરતી હોય તો કોઈ વળી ઝરૂખામાંથી રાજમાર્ગ પર બનતી ઘટના નિહાળતી હોય...આ તમામ ક્રિયાઓનો અર્થ એક જ હતો : ક્રીડા અને મનોરંજન !

ગુપ્તકાલીન બાલિકાઓ અને સ્ત્રીઓ માટે, ઉપર વર્ણવેલી ક્રિયાઓ, ક્રીડા અને મનોરંજનનું માધ્યમ હતી. આનંદપ્રમોદ અને મનોરંજન દ્વારા તેઓ નવરાશની પળો પસાર કરતી. કાલિદાસના ગ્રંથોમાં મનોરંજન માણતી બાળાઓ અને સ્ત્રીઓના ઉલ્લેખ જોવા મળે છે. રાજમહેલની રાણીઓથી લઈને નગરનારીઓના આનંદની પળોનું વર્ણન આ ગ્રંથોમાં કરાયું છે. રાણીઓના સંદર્ભમાં મુખ્યત્વે જળક્રીડાનો ઉલ્લેખ કરાયો છે, નગરનારીઓ ઝરૂખેથી રાજમાર્ગની ઘટનાઓ જોતી અને બાલિકાઓ દડૂલે રમતી કે રેતીની ઓટલીઓ બનાવતી.

કાલિદાસે મેઘધૂત અને વિક્રમોર્વશીયમ્‌માં રેતીની ઢગલીઓથી રમત કરતી બાલિકાઓનું વર્ણન કર્યું છે. એ જ રીતે રઘુવંશ અને કુમારસંભવમાં દડૂલે રમતી કન્યાઓનું નિરૂપણ કર્યું છે. વિક્રમોર્વશીયમ્‌માં ઉર્વશી રાજા પુરરવા સાથે ગંધમાદન વનમાં વિહાર કરવા ગઈ ત્યારે, ત્યાં મંદાકિની નદીને કિનારે રેતીની ઢગલીઓની રમત રમતી વિદ્યાધરબાળા ઉદયવતીને જોઈ હતી. આ જ મંદાકિનીને કાંઠે, મેઘદૂતની યક્ષકન્યાઓ પણ રમત રમતી હતી. દેવો પણ જેની કામના કરે એવી યક્ષકન્યાઓ મંદાકિનીના જળથી શીતળ બનેલા પવનમાં મોજ માણતી, તીરે-તીરે ઊગેલાં મંદાર વૃક્ષોની છાયાથી ગરમીને દૂર કરતી, ઢગલીઓ કરીને, મણિની મૂઠીઓ ભરીને, સોનેરી રેતીમાં સંતાડતી અને શોધતી રમત રમતી હતી.

કુમારસંભવની પાર્વતી પણ મંદાકિનીને કિનારે જ રમતી-સખીઓથી વીંટળાઈને ઉમા પાર્વતી મંદાકિનીની રેતીની ઓટલીઓ બનાવતી, ઢીંગલીઓ રમાડતી કે કંદુકક્રીડા કરતી. કંદુકક્રીડા એટલે દડૂલે રમવું. રઘુવંશમાં નાગકન્યા કુમુદવતી પણ દડાથી રમતી હતી.

આ બાલિકાઓની તુલનામાં અભિજ્ઞાન શાકુંતલમ્‌ની શકુંતલાનાં મનોરંજનનાં માધ્યમો જુદાં હતાં. કારણ, એ ઋષિકન્યા હતી. તપોવનમાં રહેતી. પ્રકૃતિની ગોદમાં ફૂલ, છોડ, વૃક્ષો અને પ્રેમાળ પ્રાણીઓની વચ્ચે. એથી એમની સાથે જ ક્રીડા કરતી. વૃક્ષોના ક્યારા ભરવાનો આનંદ માણતી. વૃક્ષોને સગા ભાઈ જેવો સ્નેહ કરતી. તેમનાં નામકરણ કરતી, આંબાના વૃક્ષની અડોઅડ ઊગેલી નવમાલિકાનું નામ તેણે વન જ્યોત્સ્ના પાડ્યું હતું. આ નવમાલિકા એ લતા નહીં પણ આંબાની નવવધૂ હોવાની કલ્પના પણ તેણે કરી હતી. આ નવમાલિકા શકુંતલાને અતિ વહાલી હતી. એટલે જ સખી અનસૂયાને તેણે કહેલું કે, ‘આ નવમાલિકાને ભૂલી જાઉં તો મારી જાતને પણ ભૂલી જઈશ. આ લતા અને વૃક્ષ-બેયનો સંબંધ ખરેખર રમણીય સમયે જ થયો છે. નવાં ફૂલરૂપી યૌવનવાળી આ નવજ્યોત્સ્ના અને મૃદુ પાંદડાંને લીધે ઉપભોગને માટે યોગ્ય એવો આંબો.’

**તપોવનનાં આ વૃક્ષો પ્રત્યે શકુંતલાને અપ્રતિમ પ્રેમ હતો. વૃક્ષોને પાણી પાયા વિના તે પાણી પીતી નહોતી. શણગાર ગમતો હોવા છતાં વૃક્ષો પ્રત્યેના અનુરાગને લીધે તે કૂંપળ પણ લેતી નહીં. ખીલેલાં વૃક્ષોને જોઈને તે ખુશીથી ઝૂમી ઊઠતી**

તપોવનનાં આ વૃક્ષો પ્રત્યે શકુંતલાને અપ્રતિમ પ્રેમ હતો. વૃક્ષોને પાણી પાયા વિના તે પાણી પીતી નહોતી. શણગાર ગમતો હોવા છતાં વૃક્ષો પ્રત્યેના અનુરાગને લીધે તે કૂંપળ પણ લેતી નહીં. ખીલેલાં વૃક્ષોને જોઈને તે ખુશીથી ઝૂમી ઊઠતી. ફૂલનું પ્રથમ દર્શન થાય ત્યારે તેના રુંવે રુંવે આનંદ વ્યાપી જતો.

શકુંતલાને વૃક્ષો અને ફૂલછોડની સાથે કુમળા પ્રાણીઓ માટે પણ પારાવાર પ્રેમ હતો. વનમાં ફરતા મોર અને હરણો જોડે રમીને તે મનોરંજન માણતી. વૃક્ષોને તે સગાભાઈ જેવો સ્નેહ કરતી, તો હરણ જેવા પ્રાણીને પુત્રવત પ્રેમ કરતી. એકવાર હરણના મોઢા ઉપર દર્ભની અણી વાગવાથી તે ઘાયલ થયું હતું. શકુંતલાએ તેના જખમ રુઝવવા ઈંગુદીનું તેલ પૂર્યું હતું. ત્યારથી શકુંતલાએ તે બાળમૃગને પુત્રવત લાડ લડાવ્યા હતા અને મૃગ શકુંતલાનો પીછો છોડતો નહોતો.

શકુંતલા આશ્રમ છોડીને દુષ્યંત પાસે જવા વિદાય થઈ રહી હતી ત્યારે પણ એ મૃગ એના વસ્ત્રને વળગ્યો. એટલે શકુંતલા કહેવા લાગી, 'બેટા, હજુ તું મારી પાછળ કેમ આવે છે ? તું તો જન્મતાંની સાથે જ માવિહોણો થઈ ગયો અને મેં તને ઉછેર્યો. પણ હવે આપણે વિખુટા પડવાની ઘડી આવી ગઈ છે. મારાથી જુદા પડ્યા પછી પિતાજી તારી સંભાળ લેશે. માટે પાછો વળ.''

વિખૂટા પડવાની એ ઘડી વેદનાથી વીંટળાયેલી હતી. હરણોના દર્ભના કોળિયા સરી પડ્યા. મોરોએ નાચવાનું છોડી દીધું અને પાકાં પાંદડાં પડી જતાં લતાઓ જાણે આંસુ સારવા લાગી. શકુંતલાનું હૈયું પણ ભરાઈ આવ્યું. બાળપણથી જેમની સાથે ખેલીકૂદી હતી, તેમને છોડીને જવાના સમયે શકુંતલાની આંખોમાં પાણી આવી ગયાં. એટલે જ ગળગળા સાદે પિતાને કહેવા લાગી,

'હે તાત, આશ્રમ આગળ જ ફરતી, ગર્ભથી મંદ ચાલતી હરિણી જ્યારે સુખથી વિયાય ત્યારે તે પ્રિય ખબર જણાવનાર કોઈને મારી પાસે મોકલજો.' આમ કહેતી શકુંતલા આશ્રમથી વિદાય થઈ અને દુષ્યંત પાસે પહોંચી. પણ શકુંતલાની આંગળીએથી વીંટી સરી ગઈ હોવાથી દુષ્યંત એને ઓળખી ન શક્યો. એ વખતે દુષ્યંતને પ્રણયઘટનાનું સ્મરણ કરાવવા શકુંતલાએ હરણને જ યાદ કર્યું. કહેવા લાગી,

**વિખૂટા પડવાની એ ઘડી વેદનાથી વીંટળાયેલી હતી. હરણોના દર્ભના કોળિયા સરી પડ્યા. મોરોએ નાચવાનું છોડી દીધું અને પાકાં પાંદડાં પડી જતાં લતાઓ જાણે આંસુ સારવા લાગી. શકુંતલાનું હૈયું પણ ભરાઈ આવ્યું. બાળપણથી જેમની સાથે ખેલીકૂદી હતી**

'આપણે સાથે હતા તે જ વખતે પેલો મેં દીકરાતુલ્ય માનેલો દીર્ઘોપાંગ નામનું બાલહરણ પાસે આવ્યું. ત્યારે તમે એને પહેલાં પીવા દઈએ એવી દયા બતાવીને, તેને પાણી પીવા પટાવ્યું. પણ તમારો પરિચય ન હોવાથી તે તમારી પાસે ન આવ્યું. પછી મેં જ્યારે તે પાણી તેની આગળ ધર્યું ત્યારે તેણે તે પી લીધું. તે વખતે તમે મારી મશ્કરી કરી કે, બધાં સગાં ઉપર વિશ્વાસ કરે છે. તમે બન્ને અરણ્યમાં રહેનારાં ખરાં ને ?'

આ પ્રસંગ પરથી પણ સિદ્ધ થાય છે કે શકુંતલા બાલહરણને દીકરાની જેમ જ રાખતી હતી અને તેની સાથે ક્રીડા કરતી હતી. સામે પક્ષે હરણ પણ તેનું હેવાયો થઈ ગયો હતો અને તેની સાથે હળીમળી ગયો હતો.

એ જ રીતે મેઘદૂતની યક્ષિણી સાથે મોર હળીમળી ગયો હતો. તેની તાળીઓના તાલે ને કંકણના રણકારે એ મોર નૃત્ય કરતો. સાંજ ઢળતાં યક્ષિણી પાસે આવીને બેસતો. તેની સાથે ક્રીડા કરીને યક્ષિણી નવરાશની પળોમાં આનંદ માણતી. એ જ રીતે મેના પણ યક્ષિણીની સખી હતી. તેની સાથે વાત કરીને, ગેલગમ્મત કરીને યક્ષિણી મનનું રંજન કરતી. તે વિશે યક્ષે દૂત બનેલા મેઘને કહ્યું હતું કે, 'પિંજરે પુરાયેલી મધુર કૂજતી મેનાને મારી પ્રિયા પ્રશ્ન પૂછતી હશે કે, હે રસીલી, તું મારા પ્રિયતમને વહાલી હતી. તો ક્યારેય સ્વામીને સંભારે છે ખરી ?'

યક્ષિણીનાં મનોરંજનનાં માધ્યમો વિશે વાત કરતાં યક્ષ તાનમાં આવી ગયો. મેઘદૂત સમક્ષ વિસ્તૃત વર્ણન કરતાં યક્ષ કહેવા લાગ્યો કે,

'અલકા નગરીમાં કુબેર ભવનથી ઉત્તર તરફ મારું ઘર ઈન્દ્રધનુ જેવા સુંદર તોરણને લીધે દૂરથી જ દેખાઈ આવશે. તેના ઉદ્યાનમાં મારી પ્રિયતમાએ પુત્ર સમાન ગણી ઉછરેલો, હાથે આંબી શકાય તેવો ગુચ્છાથી નમી જતો નાનો મંદારનો છોડ છે. એ ભવનમાં મરકતમણિથી મઢેલાં પગથિયાંવાળી વાવ છે. ત્યાં સુંદર વિદૂરમણિની ડાંડલીવાળાં ખીલેલાં સોનેરી કમળફૂલો છવાઈ રહે છે. તેના જળમાં વિહાર કરતા હંસો નજીકના માનસરોવરે જતા નથી. મારી પ્રિયા હંસ અને કમળને નિહાળીને આનંદ માણે છે.

એ વાવના તીરે કોમળ ઈન્દ્ર નીલમમણિથી ક્રીડા પર્વત બનાવવામાં આવ્યો હતો. સોનેરી કેળોના ઝુંડથી ઘેરાયેલો આ ક્રીડા પર્વત અત્યંત રમણીય લાગતો હતો. યક્ષિણીને તે ક્રીડા પર્વત અતિપ્રિય હતો. એ પર્વતનું વર્ણન કરતાં યક્ષે મેઘદૂતને કહેલું કે, 'અહીં હલતી કૂંપળોવાળો લાલ અશોક અને સુંદર કેસર છે. કુરબક ફૂલથી ઘેરાયેલા માધવીના લતામંડપની બાજુમાં તે બન્ને આવેલાં છે. તેમાંથી એક મારી સાથે રહેલી તારી સખીના ડાબા પગના પ્રહારની અભિલાષા રાખે છે અને બીજો દોહદના રૂપમાં એની પાસેથી મુખમદિરાની ઈચ્છા રાખે છે. તે બન્ને વૃક્ષની વચ્ચે સ્ફટિકની બનાવેલી સોનાની બેસવાની દાંડી છે. તેના બન્ને છેડે લીલા વાંસના રંગવાળાં રત્નો મઢ્યાં છે. મારી વહાલીનાં કંકણના રણકાર સાથે વાગતી તાળીઓના તાલથી નૃત્ય કરતો મોર સાંજ ઢળતાં ત્યાં આવીને બેસે છે.'

આ જ પ્રકારના ક્રીડા પર્વતનો ઉલ્લેખ વિક્રમોર્વશીયમ્‌માં પણ જોવા મળે છે. ઉનાળાની ઋતુમાં આ ક્રીડા પર્વત પર સર્જાતા દશ્ય વિશે કાલિદાસે વર્ણન કર્યું છે કે,

'તાપથી પીડાતો મોર વૃક્ષના મૂળ આગળ ઠંડા ક્યારામાં બેસે છે, ઉપરથી ભેદીને કર્ણિકારની કળીઓમાં

ભમરો લપાય છે. કારંડવ પક્ષી તપી ગયેલું પાણી છોડીને કાંઠા પરના કમળછોડનો આશરો લે છે અને ક્રીડાગૃહમાં, પાંજરાનો પોપટ તાપથી થાકીને પાણી માગે છે.

આ ક્રીડા પર્વત પ્રમદવનની પાસે આવેલો હતો. પ્રમદવન એટલે રાણીઓના અંતઃપુરને અડીને આવેલું ઉદ્યાન. આ ઉદ્યાનમાં ક્રીડા કરીને, સહેલ કરીને રાણીઓ મોજ માણતી.

રઘુવંશમાં પણ રાણીઓના ઉદ્યાન વિહારનો ઉલ્લેખ જોવા મળે છે. રાણી ઈન્દુમતી અજ રાજા સાથે ઉદ્યાનમાં વિહરતી. કાલિદાસ અનુસાર, 'જે રીતે દેવતાઓના પાલક ઈન્દ્ર નંદનવનમાં ઈન્દ્રાણી સાથે વિહાર કરે છે, એ જ રીતે પ્રજાપાલક રાજા અજ પોતાની રાણી ઈન્દુમતી સાથે નગરના ઉપવનમાં વિહાર કરતા હતા.'

એ જ રીતે, કુશ રાજા પોતાની રાણીઓ સાથે જળવિહાર કરતા હતા. એ દૃશ્યનું વર્ણન કરતાં કાલિદાસે કહ્યું છે કે,

'વિશાળ નેત્રવાળી સુંદરીઓ સોનાની પિચકારીઓથી કુમકુમ આદિ રંગ છોડીને કુશને ભીંજવવા લાગી. એ સમયે તે એવા સુંદર લાગતા હતા જાણે પર્વતરાજ હિમાલય પરથી ગેરુ અને અન્ય ધાતુનું ઝરણું પડી રહ્યું હોય. પછી એ કુશ, જેમ કમલિનીઓને ઉખાડીને ખભા પર લટકાવી હાથી હાથણીઓની સાથે જળક્રીડા કરે છે. તેવી જ રીતે, રાણીઓ સાથે જળવિહાર કરવા લાગ્યા. અંતઃપુરની રાણીઓ સાથે સરયૂ નદીમાં જળક્રીડા કરતા કુશ એવા લાગતા હતા જાણે દેવરાજ ઈન્દ્ર અપ્સરાઓ સાથે આકાશગંગામાં ક્રીડા કરી રહ્યા હોય. કાંતિમાન રાજા કુશ સાથે જળક્રીડા કરતી રાણીઓ પહેલાથી પણ અધિક સુંદર કરવા લાગી. કારણ મોતી તો એમ પણ સુંદર જ છે, અને જો તે ઈન્દ્રનીલ મણિથી ગૂંથવામાં આવે તો કહેવું જ શું ? આમ કુશની તુલના ઈન્દ્રનીલ મણિ સાથે અને રાણીઓની તુલના મોતી સાથે કરવામાં આવી છે.

**કાલિદાસ અનુસાર, 'જે રીતે દેવતાઓના પાલક ઈન્દ્ર નંદનવનમાં ઈન્દ્રાણી સાથે વિહાર કરે છે, એ જ રીતે પ્રજાપાલક રાજા અજ પોતાની રાણી ઈન્દુમતી સાથે નગરના ઉપવનમાં વિહાર કરતા હતા'**

એ જ રીતે સરયૂની ધારાની તુલના વાદળ ભરેલી સંધ્યા સાથે કરવામાં આવી છે. કાલિદાસે કુશ રાજાના મુખે કહાવ્યું છે કે,

'જુઓ તો, મારા રાણીવાસની સેંકડો રાણીઓના સ્નાન કરવાથી અને તેમના શરીરથી ધોવાયેલા અંગરાગ મળી જવાથી સરયૂની ધારા એવી રંગબેરંગી લાગે છે જાણે વાદળ ભરેલી સંધ્યા !

આ રાણીઓની જળક્રીડાનું વર્ણન કુશ રાજાએ આ પ્રકારે કર્યું છે :

'નૌકાના ચાલવાથી જળમાં જે લહેરો ઊઠે છે તેણે આ સુંદરીઓની આંખોનું અંજન ધોઈ નાખ્યું છે અને તેના બદલામાં મદ્યપાનના સમયની લાલી તેમની આંખોમાં ભરી દીધી છે. આ ક્રીડા કરનારી રાણીઓના કાનમાંથી શિરીષના કર્ણફૂલ નદીમાં પડીને તરી રહ્યા છે. તે જોઈને માછલીઓને શેવાળનો ભ્રમ થઈ રહ્યો છે અને તેના પર ઝપટ મારી રહી છે. જળક્રીડામાં આસક્ત રાણીઓને એ પણ ખબર નથી કે એમના હાર તૂટી ગયા છે અને મોતી વિખરાઈ ગયા છે. તે મોતી જેવી બુંદોને જ મોતી માનીને સમજી બેઠી છે કે હાર તૂટ્યો નથી. સુંદરી સ્ત્રીઓના અંગો સમાન જે વસ્તુઓ સંસારમાં પ્રસિદ્ધ છે તે બધી આ સુંદરીઓની આસપાસ એકઠી થઈ છે. આ પાણીનું વમળ તેમની ઊંડી નાભિ સમાન છે. લહેરો તેમનાં ભવાં સમાન છે અને ચકવા-ચકવી પયોધર સમાન છે. રાણીઓ ગાઈગાઈને, મૃદંગ વગાડવા સમાન થાપટ દઈ દઈને જળ ઠોકી રહી છે તે સાંભળીને તટ પર બેઠેલા મોર પોતાનાં પીંછાં ઉઠાવીને અને ટહુકો કરીને તેમનું અભિનંદન કરી રહ્યા છે. આ રાણીઓએ પોતાનાં નિતંબો પર સફેદ વસ્ત્ર લપેટી લીધું છે. તેની નીચે કટિબંધની ઘૂઘરીઓ ચાંદનીમાં ઢાંકેલા તારા જેવી દેખાય છે. કટિબંધના સૂત્રમાં પાણી ભરાઈ જવાથી, આ સ્ત્રીઓ જળમાં અહીં તહીં દોડતી હોવા છતાં ઘૂઘરીઓ વાગતી નથી. જ્યારે રાણીઓના મોં પર તેમની સખીઓ પાણીની છાલક ઉડાડે છે અને રાણીઓ સખીઓ પર પાણી ઉછાળે છે ત્યારે તેમના સીધા લટકતા વાળથી કુમકુમ મિશ્રિત લાલ રંગની બુંદો ટપકવા લાગે છે. જળવિહારના કારણે વાળ ખૂલી જવાથી, મોં પર અને વક્ષ પર બનેલી ચિત્રકારી ધોવાઈ જવાથી તથા મોતીઓના કર્ણફૂલ કાનમાંથી નીકળી જવાથી આ રાણીઓનો વેશ કઢંગો થઈ ગયો છે. છતાં તેઓ અત્યંત મનોહર લાગે છે !'

કુશની રાણીઓની જેમ મથુરાના રાજા સુષેણની રાણીઓ પણ જળક્રીડા કરતી વખતે મનોહર લાગતી. જળવિહાર કરતી વખતે આ રાણીઓના પયોધરો પર લાગેલું શ્વેત ચંદન ધોવાઈને જ્યારે યમુનાના જળમાં મળી જાય ત્યારે મથુરામાં યમુનાજીનો રંગ એવો માલૂમ પડતો જાણે ત્યાં જ ગંગાજીની લહેરો સાથે સંગમ થઈ ગયો હોય. એ જ રીતે રાજા અગ્નિવર્ણ વાવડીઓમાં સુંદર રાણીઓ સાથે વિહાર કરતો. વાવડીઓમાં વિલાસગૃહ બન્યાં હતાં. તેમાં ઊગેલા કમળો સાથે વિલાસિનીઓના ઉન્નત પયોધરો ટકરાતા હતા ત્યારે કમળ હલતા હતા.

અહીં સુધી વાંચી, સાંભળીને એવું લાગે કે,

રાજમહેલની રાણીઓ માટે જળવિહાર એ મનોરંજનનું શ્રેષ્ઠ માધ્યમ હતું !

એ જ રીતે નગરનારીઓ માટે પણ જળવિહાર એ મનોરંજનનું માધ્યમ હતું. નગરની વાવડીઓમાં સ્ત્રીઓ જળક્રીડા કરતી હતી. ઘરોની અંદર પણ ગૃહદીર્ઘિકા નામની બાવલીઓ બનાવવામાં આવતી હતી. તેમાં કમળ ખીલતા અને મધુર કલરવ કરતા હંસ જેવા જળપક્ષીઓ તરતા તેના કારણે આ બાવલીઓ એવી સુંદર દેખાતી હતી જાણે તેમનામાં સ્મિત કરતી સુંદર મુખવાળી અને વહેતા કટિબંધવાળી સ્ત્રીઓ જળવિહાર કરતી હોય.

નગરનારીઓ જળક્રીડા ઉપરાંત ઝરૂખામાંથી રાજમાર્ગ પર બનતી ઘટનાઓ નિહાળીને મનોરંજન માણતી. રઘુવંશ અને કુમારસંભવમાં આ પ્રકારની ઘટનાઓ નિહાળતી સ્ત્રીઓનાં સુંદર વર્ણન જોવાં મળે છે. વિવાહના વરઘોડા અને વરરાજાને જોવા માટેની સ્ત્રીઓમાં ઘેલછા હતી. રઘુવંશમાં અજને જોવા માટે અને કુમારસંભવમાં શિવજીને જોવા માટે નગરની સ્ત્રીઓ પોતપોતાનાં કામ છોડીને મહાલયના ઝરૂખા તરફ દોડી પડી હતી. એ સમયે આ પ્રકારનાં દશ્યો સર્જાયાં હતાં :

ઝરૂખા ભણી શીઘ્રતાથી જતી કોઈ સ્ત્રીના કેશ ખૂલી ગયા. ઉતાવળમાં અંબોડો બાંધવાની તેને સુધબુધ ન રહી. તે તેને હાથમાં પકડીને જ બારી પાસે પહોંચી ગઈ. કેશપાશ ઢીલો પડી જવાના કારણે તેમાં ગૂંથેલા પુષ્પ નીચે પડ્યાં. એક સ્ત્રી શૃંગાર કરનારી દાસી પાસે પગમાં અળતો લગાવડાવી રહી હતી. એ જ સમયે કલ કલ શબ્દ સાંભળીને પ્રસાધિકાના હાથથી ભીના મહાવરવાળા પગને ખેંચીને ઝરૂખા ભણી દોડી પડી. તેથી ઝરૂખા સુધી તેના પગના મહાવરના લાલ લાલ ચિહ્ન પડી ગયા. એક સ્ત્રી આંખોમાં આંજણ લગાવી રહી હતી. જમણી આંખમાં આંજણ લગાવીને, ઉતાવળમાં ડાબી આંખમાં આંજણ લગાવ્યા વિના જ હાથમાં શલાકા પકડીને ઝરૂખા પાસે પહોંચી ગઈ. અન્ય કોઈ સ્ત્રી ઝરૂખા ભણી જોતી ઝડપથી ચાલી રહી હતી કે તેનું નાડું ખૂલી ગયું. તેને બાંધ્યા વિના જ હાથથી પકડીને બારી પાસે જઈને ઊભી રહી ગઈ. એક સ્ત્રી બેસીને મણિઓનો કટિબંધ ગૂંથી રહી હતી. તેનો એક છેડો તેણે પગના અંગૂઠામાં બાંધ્યો હતો. હજુ તો અડધું જ ગૂંથ્યું હતું ને તે એકાએક ઝરૂખા ભણી દોડી પડી. તેનું પરિણામ એ આવ્યું કે ઝરૂખા સુધી પહોંચતા પહોંચતા મણિ નીકળીને વિખરાઈ ગયા. માત્ર તેના અંગૂઠામાં સૂતર બંધાયેલું રહી ગયું.

આ સ્ત્રીઓનું વર્ણન કરતાં કાલિદાસે નોંધ્યું છે કે,

'ઝરૂખામાં ઉત્સુકતાથી જોતી સ્ત્રીઓ એવી લાગતી હતી જાણે ઝરૂખામાં ઘણા કમળ સજેલા હોય અને તેમના પર અનેક ભમરા બેઠેલા હોય.' અર્થાત એ સ્ત્રીઓના સુંદર મુખો પર તેમની આંખો એવી માલૂમ પડતી હતી જાણે કમળ પર ભમરા બેઠા હોય !

આ સ્ત્રીઓની જેમ જ, પાટલીપુત્રની નારીઓ રાજધાનીમાં પ્રવેશ કરતા મગધના રાજા પરંતપને જોવા માટે મહેલોના ઝરૂખામાં ગોઠવાઈ જતી હતી.

કાલિદાસની કૃતિઓમાં, આ સિવાય જે ક્રીડાઓના ઉલ્લેખ જોવા મળે છે તેમાં પ્રિયતમનું ચિત્ર બનાવવાનો, ખોળામાં વીણા મૂકીને પ્રિયતમના નામની પદરચનાવાળું ગીત ગાવાનો અને ઉંબરા ઉપર મૂકેલા ફૂલોને ઉપાડીને ધરતી ઉપર ફેંકવાનો સમાવેશ થાય છે. મેઘદૂતની વિરહિણી યક્ષિણી આ બધી ક્રીડાઓ કરવા ઉપરાંત મનોમન પ્રિયમિલનની મજા માણતી હતી. યક્ષે દૂત બનેલા મેઘને કહ્યું હતું કે, 'વિશેષે કરીને વાલમના વિયોગમાં સુંદરીઓના વિનોદ આવા જ પ્રકારના હોય છે !'

એ જ રીતે પ્રિયમિલનના પ્રસંગે સુંદરીઓ ઝૂલો ઝૂલીને વિનોદ કરતી. આ સંદર્ભમાં કાલિદાસે કહ્યું છે કે,

'વસંત ઋતુમાં નવા ફૂલના આનંદનો અનુભવ કરનારી સ્ત્રીઓ ચતુર હતી. તેમણે પોતાના પ્રિયતમના આલિંગનની ઈચ્છાથી ઝૂલાની દોરી પકડનારા હાથને ઢીલા કરી દીધા જેથી હાથ છૂટવા પર પ્રિયતમ પકડી લે અને તેમને ગળે લગાડે. અથવા તો પડવાના બહાને ઝૂલાની રસ્સી પકડીને, ઢીલી કરીને પ્રિયને આલિંગન કરી શકાય.'

ઝૂલા ઝૂલવાના આ વિનોદનો ઉલ્લેખ શુદ્રક રચિત મૃચ્છકટિકમ્‌માં પણ જોવા મળે છે. નાયિકા વસંતસેના વૃક્ષવાટિકામાં વિહાર કરતી હતી. તે વાટિકાનું અને ઝૂલાનું નિરૂપણ આ પ્રકારે કરવામાં આવ્યું છે :

'વાહ ! વૃક્ષવાટિકાની કેવી શોભા ! સુંદર રીતે પુષ્કળ ફૂલ આપતાં અનેક વૃક્ષ રોપવામાં આવ્યાં છે. પાસે પાસે વૃક્ષોની નીચે યુવતીઓના જઘનના માપના રેશમના હિંડોળા બનાવ્યા છે. પોતાની મેળે પડેલા સુવર્ણ, યૂથિકા, શેફાલિકા, માલતી, મલ્લિકા, નવમલ્લિકા, કુરબક અને અતિમુક્તક જેવાં પુષ્પોથી જાણે નંદનવનની શોભા પણ ઝાંખી પડી જતી હતી. બીજી બાજુ ઊગતા સૂર્ય જેવા તેજવાળાં કમળ અને લાલ કમળથી વાવ સંધ્યા જેવી લાગતી હતી.

આ વર્ણન વાંચી, સાંભળીને, તમને પણ વૃક્ષવાટિકામાં વિહાર કરવાનું મન થઈ ગયું ને ?

---

*૧૦૩, નેહદીપ એવન્યુ, પ્રિયદર્શિની ટાવર પાસે,*
*જજીસ બંગલો, બોડકદેવ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૯૮૦૭૦૨૦૫*

# ગ્રામજીવનને રૂપાળું બનાવતી ગુજરાતની લોકકલા

*- ભૂપેન્દ્ર મો. દવે*

કલાની દૃષ્ટિએ ગુજરાત ઘણા લાંબા સમયથી આગળ પડતું રહ્યું જણાય છે. કલામાં ચિત્ર, મૂર્તિ, શિલ્પ, સ્થાપત્ય સારી પેઠે વિકસેલાં હતાં. ગુજરાતની કાષ્ઠકલા પણ બીજે કયાંય જોવા ન મળે એવી વિશિષ્ટ ભાત પાડે છે. આ બધી કલાઓના નમૂના ક્યાંક જે તે સ્થળે જ સચવાયેલા છે. તો ક્યારેક કોઈ સંગ્રહસ્થાનમાં રાખેલા જોવા મળે છે. ગુજરાતના પોથીચિત્રો અને તાંત્રિક પટો પાટણનું લાકડામાં કોતરાયેલ બારીક કોતરકામ તેમજ અમદાવાદ, ડભોઈ, મોઢેરા જેવા સ્થળોનું સ્થાપત્ય એનાં દૃષ્ટાંતરૂપે ગણાવી શકાય.

કેટલાક સમયથી કેળવાયેલા લોકોનું ધ્યાન લોકકલા તરફ ગયું છે. પરંતુ એનું પૂરેપૂરૂં મહત્ત્વ સ્વીકારાતા સમય જશે એમ લાગે છે. લોકકલાએ કલાનો જ એક પ્રકાર છે. સામાન્ય જનસમાજમાં એનું વર્ચસ્વ વધુ હોવાથી અને સામાન્ય લોકો જ એના રચયિતા અને સંગ્રહકર્તા હોવાથી એને લોકકલા તરીકેની સંજ્ઞા મળી છે. લોકકલાનો આપણો વારસો અમૂલ્ય છે. અને બદલાતાં મૂલ્યો, વધતી મોંઘવારી, આર્થિક વિટંબણા અને હાડમારીઓ વચ્ચે એ હજી જીવંત રહ્યો છે.

**કલાની દૃષ્ટિએ ગુજરાત ઘણા લાંબા સમયથી આગળ પડતું રહ્યું જણાય છે. કલામાં ચિત્ર, મૂર્તિ, શિલ્પ, સ્થાપત્ય સારી પેઠે વિકસેલાં હતાં. ગુજરાતની કાષ્ઠકલા પણ બીજે કયાંય જોવા ન મળે એવી વિશિષ્ટ ભાત પાડે છે**

લોકકલાના જુદા જુદા દશ્ય પ્રકારોને મુખ્યત્વે બે ભાગમાં વહેંચી શકાય : (૧) જેમાં નૈસર્ગિક બળો અને વનચર પશુઓ તેમજ ભયાનક રોગચાળાથી બચવા, પોતાના સબંધીઓ અને પાલતું જાનવરો કે ઢોર-ઢાંખરને બચાવવા માટેની સરંક્ષણ વૃત્તિ એના મૂળમાં રહેલી છે. આથી દેવ – દેવીઓની અને સંહારક બળોની મૂર્તિઓ બનાવવી, એ મૂર્તિઓને નિશ્ચિત સ્થળે અને સમયે સ્થાપના કરવી, તેની પૂજાવિધિ કરવી વગેરે લક્ષણોનો તેમાં સમાવેશ થઈ શકે. (૨) બીજા પ્રકારમાં પોતાના ઘર અને જીવનને નીરસ કે શુષ્ક બનતું અટકાવી તેને રંગીન અને પ્રેરક બનાવવાના પ્રયત્નો છે. સુશોભન અને શણગાર એ બે એમાં પ્રધાનપદે રહે છે. દેવના ઘોડા, પીઠોરાનાં ચિત્રો, આદિવાસીઓનું ખતરું અને પૂર્વજોની સ્મૃતિરૂપે મૂકાતા પાળિયા પ્રથમ વિભાગમાં મૂકી શકાય જયારે ભરતકામ, મોતીકામ, ઘર કે મંદિરોની દીવાલો ઉપરનાં વિવિધ આલેખનો, કાષ્ઠ કામ અને થાંભલીઓ, ગોખલાઓ, અભેરાઈ ઉપરની વાસણોની કલાત્મક ગોઠવણી, વગેરેને બીજા વિભાગમાં રાખી શકીએ.

ઘણી વખત આ બન્ને વિભાગો એક બીજા સાથે સંકળાયેલા જોવા મળે છે. લોકો આવા કોઈ વિભાગ લક્ષમાં રાખીને પોતાની કલાનો ઉપયોગ કરતા હોતા નથી.દા.ત. બારણાની બારસાખ ઉપર વચ્ચોવચ્ચ વિઘ્નહર્તા દેવ ગણપતિની કે ધનસંપત્તિની આપનારી દેવી લક્ષ્મીની મૂર્તિ આલેખેલી હોય તે પ્રથમ વિભાગમાં આવે, જયારે તેની આજુબાજુ રચેલી ફૂલવેલ બુટ્ટા, મોર, પોપટ કે હાથીઘોડાની ભાત આપણે બીજા વિભાગમાં મૂકી શકીએ. આ જ સ્થિતિ પાળિયાના આલેખનમાં, લોકભરત કે મોતીભરતમાં, મંદિરોના ભીતચિત્રો વગેરેમાં જોવા મળે છે.

વળી હનુમાન કે ગણપતિની માત્ર સિંદૂરરંગી મૂર્તિ ઓછી નજરે પડે પણ જયાં જયાં એ પૂજાતી હોય ત્યાં તેને લાલ - ગુલાબી કે લીલા – પીળા રંગના પીત્તળપાનાના ઓપથી વધુ આકર્ષક બનાવવા પ્રયત્ન કર્યો હોય છે.

**આલેખનો અને ભીતચિત્રોઃ**

ઘરની દીવાલો કે દરબારની કે મંદિરની બહારની દીવાલો આકર્ષક બનાવવા લોકો પોતાની રીતે મથતાં હોય છે. ભરતકલા કે ચાકળા - ચંદરવા કે પછીતપાટી જેવી વસ્તુઓ બહાર મૂકાય નહિ અને એવી વસ્તુઓ ખાસ પ્રસંગોએ જ પ્રદર્શિત કરાય. જયારે ભરતકામના જ રૂપરંગ દીવાલો ઉપર કરવાથી બીજી ઝંઝટ રહેતી નથી. જૂનાગઢ જિલ્લાના બરડા વિસ્તારમાં આ કલાપ્રવૃત્તિ વિશેષ જોવા મળે છે અન્ય સ્થળોએ ગાર કરેલી ઘરની દીવાલ ઉપર રંગથી આલેખન કરવામાં



આવે છે. આવાં આલેખનોમાં ગ્રામનારીએ ભરતમાં ભરેલા રૂપો ઉપરાંત પોતે શહેરોમાં જોયેલા ચિત્રોની અસર નીચે નવાં રૂપે દોરાયેલાં ચિત્રો જોવા મળે છે. આ બધું લોકનારી પોતાના અવકાશની પળોમાં કરતી હોય છે. કોઈ ઉત્સવ પ્રસંગે કે સારા પ્રસંગને દીપાવવા ઘર શણગારે છે.

દરબારોની ડેલીઓમાં તેમજ મંદિરોમાં ધાર્મિક ચિત્રો વિશેષ જોવા મળે છે. તેમાં રામાયણ, મહાભારત કે ભાગવત જેવા ધર્મગ્રંથોમાંનાં પ્રસંગચિત્રો દોરાય છે. દરબારોના દરબારગઢમાં પોતાના પૂર્વજોના પરાક્રમ વર્ણવતી ઘટનાઓનાં ચિત્રો ચિતરાવવામાં આવતા જામનગરના દરબારગઢમાંથી ઈ.સ.૧૫૯૧માં ધ્રોલ પાસે આવેલા ભૂચરમોરી સ્થળે થયેલ લડાઈનાં ચિત્રો મળેલા છે. સૌરાષ્ટ્રમાં દામનગર પાસેના પાંડરશીંગાનાં શિવાલયમાંથી અઢારમા સૈકાનાં ભીંતચિત્રો મળેલા છે. એજ પ્રમાણે શિહોર 'જિલ્લો ભાવનગર' ના દરબારગઢનાં ભીંતચિત્રો ચિત્તળની લડાઈના દશ્યો દર્શાવે છે. ગુજરાતની ઘણી હવેલીઓમાં પણ આવાં ચિત્રો સચવાયાં છે.

**દરબારોની ડેલીઓમાં તેમજ મંદિરોમાં ધાર્મિક ચિત્રો વિશેષ જોવા મળે છે. તેમાં રામાયણ, મહાભારત કે ભાગવત જેવા ધર્મગ્રંથોમાંનાં પ્રસંગચિત્રો દોરાય છે. દરબારોના દરબારગઢમાં પોતાના પૂર્વજોના પરાક્રમ વર્ણવતી ઘટનાઓનાં ચિત્રો ચિતરાવવામાં આવતા**

**ભરતકામ અને મોતીકામઃ**

આ પ્રકારો કચ્છ અને સૌરાષ્ટ્રમાં વધુ વિકસ્યા છે. સાસરે જતી કન્યાને આણામાં આપવાની વસ્તુઓમાં ભરતકામ અને મોતીકામના અમુક નમૂના તો રહેવાના જ.નવવધૂનાં વસ્ત્રો, ગૃહઉપયોગી વસ્તુઓ, ઘરનો શણગાર, બળદ, ઘોડા, ઊંટ જેવા પાલતું પ્રાણીઓને ખાસ પ્રસંગોએ દીપાવવા માટેના શણગાર, આ બધું બાલ્યકાળથી કન્યાઓ કરતી હોય છે. આ કલા દ્વારા લોકનારીએ પોતાની હૈયા ઉકલ અને સૂઝ વ્યક્ત કરેલ છે. પહેરવાના કપડાંમાં ભરતકામથી ભરેલપોપટ વેલ,ઢેલવાટકા, વીજળીવેલ,છંદાવેલ ત્રણ દાણાની સુંદરભાતો, ગૃહશણગાર માટેના તોરણ, ચાકળા, ચિતરીઆ,ટોડલિયા, ગણેશસ્થાપન વગેરેથી ઘર દીપી ઊઠે છે. ઘરમાં ઉપયોગમાં આવતી ચીજ જણસનેય ભરતથી શણગારી છે. આવી વસ્તુઓમાં ચોપાટ, વીઝણો, ઈંઢોણી, ઓશીકું, કોથળી વગેરે ભરતે ભરેલાં હોય છે. તો પોતાના પ્રાણસમા બળદ કે ઘોડી માટે ઝૂલ, માથરોટિયા,શીંગરોટિયા,લેલાવટી વગેરેમાં ઠાંસીઠાંસીને ભરત ભર્યું છે. ઘોડી અને સાંઢડી માટે પણ ઘૂઘી અને ઝૂલમાં રંગીન શોભનબુટ્ટીથી આકર્ષક બનાવી છે. લોકભરતમાં આમ ગ્રામસંસ્કૃતિની ઝલક જોવા મળે છે.



**કાષ્ઠકલાઃ**

કાષ્ઠકલાની દષ્ટિએ જોઈએ તો ગામડાના સુથારે પોતાની કલા દાખવેલી જોવા મળે છે. આ કલાના રૂપોમાં ઘરનાં કમાડ, કુંભીઓ, નેજવા, મોર અને પોપટ કંડારેલાં પાણિયારાં કે ડામચિયા, ઘંટીના થાળા, પેટી - પટારા વગેરેમાં કલાકારીગીરીની રંગત જોવા મળે છે. ઉપરાંત બાળકોને રમવાનાં લાકડાનાં વિવિધ રમકડાંઓમાં ગાડાં, હાથી, ઘોડો, પૂતળી વગેરે ગ્રામસુથારની આગવી કલાનાં આપણને દર્શન કરાવે છે.

**માટીકલા અને લીંપણકલા :**

લોકોએ ઘણીવાર રહેઠાણ માટેનાં ઘરો માટીમાંથી જ ચણ્યા હોય છે. આ માટીમાં ગ્રામનારીનો હાથ ફરતાં એની શોભા અનેકગણી વધી જાય છે. ગાર થાપમાં ઓકળી પાડવી, પંખા, દરિયા મોજાની ભાત બહુ ધ્યાન દઈને ઉપસાવે છે. વળી માટીના ઘરમાં માટીમાંથી જ બનાવેલ સાજ સજ્જાનો ઉપયોગ પણ ગામડાંઓમાં થતો જોવા મળે છે. આવા ગ્રામજીવનના માટીનાં સાધનોમાં કાચી માટીમાંથી બનાવેલી ગોળ કોઠીઓ, નાનાં પણ નાજુક ને ચોરસ ઘાટનાં કોઠલાંઓ, ઘી, દૂધ, દહીં વગેરે મૂકવાની માટીની ખાનાવાળી મજૂસ કે મજૂસડી, ઠામવાસણ રાખવા માટેની ઘોડામુખના ટેકણવાળી અભેરાઈ આ બધું જ લોકનારી ધરતીની ધૂળમાંથી જ નીપજાવે છે. વળી કબાટ, ટાંકા કે મજૂસ ઉપર તો માટીના વાટા વણીને તેના ઉપર લીંપણ શિલ્પ ઉપસાવે છે. માટીના આ શિલ્પને કાચ, મોતી કે ચણોઠી વગેરેથી શણગારે છે.દિવાળીના દિવસોમાં ગામડાના કુંભારો માટીમાંથી હાથી, ઘોડા, બેડાં, પાણિયારાં, ઘંટી, કુલડી, કોડિયાં વગેરે ઘડીને પકવે છે તો અન્ય જાતિઓની સ્ત્રીઓ બાળકો માટે માટીનાં રમકડાં બનાવી તેને ગેરૂ અને સફેદ માટીથી રંગી ઘેર ઘેર ફરી બાળકોને રાજી કરે છે ને રોટલા રળે છે. એ જ પ્રમાણે બજાણિયા, ચીભડિયા, બાવા વગેરે માટીની ડુગડુગી, ભૂંસું ભરેલા પોપટ, હાથી ઘોડા વગેરે બનાવી તેના ઉપર રંગીન કાગળ ચોંટાડી બાળકોને ખુશ કરે

એવી કલા દ્વારા પેટિયું રળે છે.

**ભીલ અને આદિવાસીઓની ચિત્રકલા :**

છોટાઉદેપુર તાલુકામાં આવેલા ભીલ વિસ્તારોમાં 'પીઠોરા' નામે દેવનાં ચિત્રો ચિતરાવવાની પ્રથા છે. આ પીઠોરો જાતનાં ચિત્રઘરની ઓસરીની ત્રણે બાજુની દીવાલો ઉપર ચિતરવામાં આવે છે. પીઠોરો એ આદિવાસીઓનો એક દેવ છે. ખેતીવાડી, પશુ સુખાકારી, કુમારી કન્યાની બીમારી વગેરે પ્રસંગે આ દેવની માનતા રખાય છે. અને માનતા પૂરી થતાં ઘરની ભીંતો ઉપર અનુકૂળતાએ પીઠોરોની નકશી પડાવવામાં આવે છે. એના ચિત્રોમાં પણ વૈવિધ્ય જોવા મળે છે.

**પ્રતીક ચિત્રો :**

લોકનારી વરત – વરતુલા કરે છે ત્યારે ઘરની બારસાખની બાજુમાં કંકુથી પ્રતીક ચિત્રો આલેખે છે. એમાં ઘોડિયું એ કુલવધૂની સંતાનનું પ્રતીક બને છે. પ્રૌઢાઓ મોક્ષની સીડી કે નીસરણી આળેખીને પોતાને સ્વર્ગ મળવાનું પ્રતીક ઊભું કરે છે. વૈશાખ માસમાં ''કાકા બળિયા'', શ્રાવણ માસમાં''નાગ દેવતા'' અને વૈશાખની ગણેશ ચોથ ઉપર ગણેશ અને રિધ્ધિસિધ્ધિના માંડલ આલેખ પ્રતીકરૂપે સિંદૂરથી આળેખે છે. સ્વસ્તિક કે સાથિયો, ત્રિશૂળ વગેરે પણ પ્રતીકો જ છે જેની પરંપરા છેક લોથલ સાથે સંકળાય છે.

**લોકકલામાં શિરમોર કચ્છ :**

કચ્છના ભૌગોલિક સ્થાનની અસર કચ્છી લોકકલા ઉપર પણ પડી છે અને તેને પોતીકો, હાથકસબનો સમૃધ્ધ વારસો સાંપડયો છે. આવા હાથ કસબમાં, ભરતકામ, કાપડ પરનું છાપકામ અને બીજા હુન્નર ઉદ્યોગો મુખ્ય છે. લોકકલાના આ વારસાનું જતન કચ્છમાં સુપેરે થાય છે આથી ભારતમાં જ નહિ, દેશ – વિદેશમાં પણ કચ્છી હાથ કસબની મોટી માંગ ઊભી થઈ છે.

''કમનીય કસબ – કચ્છી લોકકળા'' ના વિદ્વાન લેખક શ્રી રામસિંહજી રાઠોડ (આઈ.એસ.એફ.) એ કચ્છી લોકકળા ઉપર ઊંડુ સંશોધન કર્યું છે. તેમના જ શબ્દોમાં કચ્છની લોકકળાને જાણીએ :

''જીવનમાં રસ ફેલાવવા અને જીવનને રંગીલું રાખવા લોકો કચ્છમાં કળા સર્જન કરે છે, તેમ કરવા તેઓ પોતાના જીવન વ્યવહારમાં, લોકકળાને વિવિધ રૂપે વપરાશમાં લે છે. ઘરમાંડણી, રાચરચીલું, પહેરવેશ, ઘરેણાં ગાંઠા આદિમાં, લોકહૃદયનું આવું કળાલક્ષી આગવું નિરૂપણ ઉભરાઈ આવતું દેખાય છે. લોકકળાનાં આવાં સર્જન દ્વારા જીવનના રંગ અને રસ છતા થાય છે. એ દેખાડતી એની ખાસિયત જાતવાર અલગ અલગ ખીલી ઊઠે છે. લોકો જાતે સ્વહસ્તે અને સ્વ ઉપયોગ માટે આવું હાથકસબનું કામ કરે છે. તો ધંધાદારી કસબીઓ, આવી કેટલીક હાથ કારીગરી, પરંપરાથી કરતા આવ્યા છે. એટલે, આવું ચોક્કસ કળાકામ કરતાં કારીગરોની ચોક્કસ જાતો સ્થપાઈ છે. તેઓ ધંધાદારી કસબીરૂપે આવી હસ્તકળાનું સર્જન કરતા રહ્યા છે. આમ, આ જાતિ પરંપરા અને તેના રસ્મરિવાજ જળવાઈ રહેતાં આ આધુનિક જમાનામાં પણ કચ્છની લોકકળાઓ, તેની કેટલીક અસલ અને તળપદી વિશિષ્ટતાઓ સાચવી રહી છે.

**''જીવનમાં રસ ફેલાવવા અને જીવનને રંગીલું રાખવા લોકો કચ્છમાં કળા સર્જન કરે છે, તેમ કરવા તેઓ પોતાના જીવન વ્યવહારમાં, લોકકળાને વિવિધ રૂપે વપરાશમાં લે છે. ઘરમાંડણી, રાચરચીલું, પહેરવેશ, ઘરેણાં ગાંઠા આદિમાં, લોકહૃદયનું આવું કળાલક્ષી આગવું નિરૂપણ ઊભરાઈ આવતું દેખાય છે.**

કચ્છી હાથ કસબમાં તેની લોકકળાની લાક્ષણિક્તા કચ્છમાં તૈયાર થતા સુતરાઉ તેમજ ઊની વણાટકામમાં પાધરી પડી રહે છે. કાપડ ઉપરનું છાપકામ, રોગાની કામ વણાટમાં કે અણિયા અને અજરખ છાપકામમાં, કોમવાર અલગ અલગ એવી કળાશૈલીની વિવિધ છાપ જોવા મળે છે. આવા હાથ કસબ માટે, ખાવડા, બેલા અને નિરોણા, ધમડકા અને ભુજોડી, ભુજપુર અને મુંદ્રા જાણીતાં છે. ભૂજ, માંડવી અને મુંદ્રા તેના છાપકામ માટે વખણાય છે. મુંદ્રા કાપડના અણિયા અને બીજા છાપકામ માટે પ્રખ્યાત છે. સોનેરી બુટ્ટાકામ અને પાંચપટ તથા કાંકણિયા રેશમના વણાટ કામ માટે માંડવી જાણીતું છે. બન્ની અને પચ્છમ તેના રોગાની કામ માટે, તો ભૂજ, ખાવડા અને ધમડકા તેના અજરખના છપાઈ કામ માટે જાણીતાં છે. ગાંગોદર અને જડોદર તેની નર્મદાની અટાઈઓ માટે ગણનામાં છે. કચ્છ તેના હાથ બનાવટના, પાણીદાર સુડી ચપ્પા માટે જાણીતું છે. રેહા અને કોઠારાની સુડીઓની બનાવટ મુલ્કમશહૂર છે. એની ઉપર થતા પિત્તળના જડતર કામમાં કચ્છી હસ્તકળાનું આલેખન જોવા મળે છે.

**છૂંદણાં કે ત્રાજવાં :**



શરીરને શોભાવવા તેમજ ધનુર્વા વા જેવા રોગ ન થાય એવી માન્યતાથી ગ્રામનારીઓ હાથે, પગે, કપાળે, ડોકે ત્રાજવાં કે છૂંદણાં છંદાવે છે. ઘઉંવર્ણા શરીર ઉપર નીલી, કાળી મેશના ત્રોફણથી અંગો હરિયાળા ને ભાતિક દેખાય છે. આ ત્રાજવામાં પણ લાડવો, દરેડી, માખ, બીજ, ચોક, વીરહાર, રવાયો, જોતર વગેરે પ્રતીકો ત્રોફાવે છે. ભરવાડ, કોળી, કણબી, સથવારા વગેરે કોમની સ્ત્રીઓ તેમજ આદિવાસીઓમાં આ પ્રથા પ્રચલિત રહી છે. કેટલાક પુરૂષો પણ હનુમાન, ગણપતિ કે પોતાના ઈષ્ટદેવના નામ હાથ ઉપર ત્રોફાવે છે. એક એવી માન્યતા સૌરાષ્ટ્રમાં છે કે, ત્રાજવાં ન ત્રોફાવે તેને બીજા ભવમાં ઊંટનો અવતાર મળે છે.

શરીરના કેટલાક રોગ ઉપર પણ ત્રાજવાં ઉપયોગી બનતા હોવાની માન્યતા છે. રસોળી કે ઢીમચાને વધતા અટકાવવા માટે તેના ફરતા ત્રાજવાં ત્રોફાવવાથી તે વધતા નથી. એક માન્યતા એવી પણ છે કે, ત્રાજવાં છૂંદાવવાથી વ્યક્તિની જાતિ અને પ્રદેશ ઓળખાઈ આવે છે ને લાંબા સમયથી કુટુંબમાંથી વિખૂટી પડેલ વ્યક્તિને ઓળખવા માટે એ ઉપયોગી સાધન મનાય છે.

**પકવેલ માટીનાં રમકડાં અને દેવપ્રતીકો :**

આ પ્રથા મોહેં-જો-દડો કે લોથલના કાળ જેટલી જૂની જણાય છે. કચ્છ—સૌરાષ્ટ્રમાં હજુ પણ 'ઘંટી — ઘોડા' નામે રમકડાંઓ બને છે. વળી માટીનાં વાસણો ઉપર કરવામાં આવતા સુશોભનો પણ એ પરંપરાની અસર દર્શાવે છે. ગુજરાત વિસ્તારમાં માટીના 'દેવ' બનાવવાની પ્રથા આજે પણ પ્રચલિત છે. એ કામ પણ કુંભારો જ કરતા હોય છે. હાથે ઘડેલા તેમજ ચાકડા ઉપર ઉતારીને બનાવેલા ઘાટ બંને રીત ઉપયોગમાં લેવાય છે. ભિન્ન ભિન્ન દેવી - દેવતાઓની માનેલી માનતાઓ પૂર્ણ કરવા આવા ઘાટો ઘડાય છે. સુરતથી સોનગઢ નવાપુર સુધીના વિસ્તાર તેમજ માંડવી તરફ આ પ્રક્રિયા જોવા મળે છે. તેને 'ખતરું' મૂકવાનું કહેવાય છે. દક્ષિણ ગુજરાતની આ માટીની મૂડી છે. એમાં હાથી, ઘોડા, ગોવાળિયો, બાળક વગેરેની લોકકલ્પનાની આકૃતિ જોવા મળે છે. ગામે - ગામના સ્વરૂપમાં ભિન્નતા નજરે ચડે. ખીંટીએ, ગોખલામાં, ઓટલે કે માળ ઉપર એને રાખવામાં આવે છે. મગરદેવ, વાઘદેવ વગેરે દેવો પણ એમાં હોય છે.

**પાળિયાઓ :**

વીરગતિ પામેલા શૂરવીરો કે સતીઓની સ્મૃતિમાં પથ્થરના પાળિયા મૂકવાનો રિવાજ મુખ્યત્વે કચ્છ અને સૌરાષ્ટ્રમાં વિશેષ જોવા મળે છે. આ પાળિયામાં સ્વર્ગસ્થ યોધ્ધાની તેના વાહન અને હથિયાર સાથેની પ્રતિમા કોરી કાઢીને કે ઉપસાવીને પથ્થરમાં કંડારવામાં આવે છે. સતી થયેલી સ્ત્રીનો માત્ર એક હાથ જ રજૂ કરવામાં આવે છે. ગુજરાતની આદિવાસી કોમોમાં લાકડાનો ઉપયોગ પણ થાય છે. તેમજ તેમાં 'પીઠોરા' ચિત્રની જેમ જીવનની વિવિધ પ્રવૃત્તિઓનું આલેખન પણ જોવા મળે છે. હેતુ કે ઉપયોગની દૃષ્ટિએ એને પાળિયા સાથે સરખાવી શકાય નહિ પરંતુ સ્વરૂપની દૃષ્ટિએ જોતા એ પણ એવી જ પધ્ધતિથી કોતરાતા હોવાથી એની તુલના કરી શકાય. જોકે કોતર્યા વિનાના પથ્થર પર સિંદૂરરંગી આલેખનો કરીને પણ 'ખતરું' બનાવવામાં આવે છે. તેમ કોતરકામ કર્યા વગરના પાળિયાને ઠેસ, ચગો કે છમો વગેરે નામથી સૌરાષ્ટ્રમાં ઓળખવામાં આવે છે.

**લોકવાદ્યો :**

લોકવાદ્યો દશ્યકલામાં આવી શકે નહિ છતાં પણ બીજી દશ્ય કલાની પેઠે તેમાં માધ્યમના ઉપયોગ દ્વારા તેના મૂળ સૂર કે અવાજ ઉત્પન્ન કરવાના હેતુથી દૂર ગયા વિના જ તેના રૂપને શણગારવામાં આવે છે. લોકજીવનના અવિભાજ્ય અંગ જેવા બની ગયેલા અને લોકજીવનમાં ઓતપ્રોત થઈ ગયેલા કલાપ્રકારોમાં બે કલાપ્રકારો દશ્યકલા અને સંગીતને જોડતી કડી આ વાદ્યો છે. આપણે એને કલા નામ આપીએ પરંતુ એ તો સંસ્કૃતિકરણ પામેલી શહેરી કલાથી એની ભિન્નતા દર્શાવવા માટે છે. સર્જકોને માટે તો એ જીવનની સમગ્ર પ્રવૃત્તિઓ જેટલું જ સ્વાભાવિક અને સામાન્ય છે. બીજી દૃષ્ટિએ જોઈએ તો મોટાભાગની વસ્તુઓ નિજાનંદ માટે કે બીજાના ઉપયોગ માટે હોય છે. ક્યારેક એ બનાવવાની ટેકનિક કડિયા, સુથાર કે કુંભાર જેવા કારીગરો પાસે હોય છે. પરંતુ એથી જુદા માધ્યમના નિષ્ણાતો પણ પોતાની સમજ — સૂઝ અને જીવન વ્યવહારની બીજી રીતભાતમાં બાકીની પ્રજા સાથે ભારે સામ્ય ધરાવે છે. આથી મોટા ભાગના કલાસ્વરૂપો પોતાના હાથે બનાવેલકે કારીગરના હાથે આકાર પામેલ હોવાથી કલાદૃષ્ટિએ તેમાં પણ સમાનતાના તંતુ જોવા મળે છે. લોકજીવનમાં વણાઈ ગયેલી આ કલાઓ ગ્રામજીવન કે લોકજીવનને રૂપાળું બનાવેછે.

**લોકજીવનના અવિભાજ્ય અંગ જેવા બની ગયેલા અને લોકજીવનમાં ઓતપ્રોત થઇ ગયેલા કલાપ્રકારોમાં બે કલાપ્રકારો દશ્યકલા અને સંગીતને જોડતી કડી આ વાદ્યો છે**

*'પૂર્વાલય',*
*૮, પરિમલ સોસાયટી, સુરેન્દ્રનગર*
*મો. ૯૪૨૭૬ ૮૯૦૦૬*

# લોકગીતોની નાયિકાઓના ટપાલી

*- નીલેશ પંડયા*

**સાં**પ્રતયુગીન કોઈપણ પરિણીતા ઇચ્છે તો રોજેરોજ પોતાના માતા-પિતા સાથે ટેલીફોનિક વાતચીત કરી શકે,તે પોતાના ભાઈ-બેન સાથે ઈન્સ્ટાગ્રામ કે મેસેન્જરથી કનેક્ટ રહી શકે,પોતાના મિત્રવર્તુળ સાથે ફેસબૂક કે વ્હોટસએપથી સંપર્કસૂત્ર જાળવી શકે પણ સદી કે બે સદી પહેલાની વહુવારુઓનાં જીવનમાં ડોકિયું કરીએ તો ન્હોતાં સંદેશાવ્યવહારનાં સાધનો કે ન્હોતો પુરતો વાહનવ્યવહાર.બહેનો અભણ હતાં,પત્ર લખી-વાંચી શકતાં નહી.પિયરમાંથી કોઈ ખબર કાઢવા આવે નહી કેમકે દીકરીને ઘેર જવાય નહી, જમાય નહી એવી રૂઢિ ને આટલું જાણે ઓછું હોય એમ ઉપરથી સાસરિયાંનો ત્રાસ! દુભાયેલી-ગૂંગળાયેલી ગભરૂડી માવતરને જાણ કેમ કરે કે સાસરિયામાં હું પારાવાર પરેશાન છું,કોઈક તો મારી પૂછતાછ કરો... પોતાની વાત પિયરિયાં સુધી પહોંચાડનારા કોણ હતા ટપાલી, કાસિદ કે મેસેન્જર ?

**લોકગીતોઃ પોતે જ સંદેશો, પોતે જ સંદેશાવાહક**

**લોકગીત પોતે જ સંદેશો અને સંદેશાવાહક જેવી ભૂમિકામાં હતાં એમ કહેવું યોગ્ય ગણાશે. કોઈ એક સ્ત્રીનું સુખ-દુઃખ,વિરહ,મિલન એનું એકાકી નહિ પણ એના જેવી અનેકાનેકના જીવનનો અભિન્ન હિસ્સો હશે**

લોકગીત પોતે જ સંદેશો અને સંદેશાવાહક જેવી ભૂમિકામાં હતાં એમ કહેવું યોગ્ય ગણાશે. કોઈ એક સ્ત્રીનું સુખ-દુઃખ,વિરહ,મિલન એનું એકાકી નહિ પણ એના જેવી અનેકાનેકના જીવનનો અભિન્ન હિસ્સો હશે એમ માની ને પોતાની મનોર્મિ ગેયસ્વરૂપે વહેતી કરવાથી સાર્વજનિક અને તીવ્ર અસરકર્તા પુરવાર થઈ હશે. ગ્રામનારીના અભણપણામાંથી ઉદભવેલા શબ્દો સાવ સરળ પણ કોઠાસૂઝને ગગનભેદી-હૈયાવેધી અને પોતાની ખુવારી ભરેલી જિંદગીમાંથી રચાયેલા બળકટ ઢાળને લીધે વનિતાઓનાં ગીતો લોકમાન્ય રહ્યાં અને આપણા સહુનાં 'લોકગીતો' બની ગયાં.

લોકગીત પોતે જ સરવા સાદનો સંદેશો હોય છે જેમકે-

*જોબનિયું આજે આવ્યું ને કાલ જાશે,*
*જોબનિયું કાલે જાતું રે'શે.*
*ઈ રે જોબનિયાંને પાઘડીના આંટામાં રાખો,*
*જોબનિયું કાલે જાતું રે'શે.*

પ્રૌઢા કે વૃદ્ધાવસ્થાએ પહોંચેલા કોઈ વડીલ પોતાની પાછલી જિંદગી પર દષ્ટિપાત કરે ત્યારે અહેસાસ થાય કે યુવાનીનો સમય જાણે કે આંખના પલકારામાં વીતી ગયો.તેઓ અત્યારના યુવાધનને સંદેશો આપે છે કે જોબનિયું જાતાં વાર નહી લાગે...

*મારા વાડામાં વાલોળિયાં, ત્યાં બાંધી કવલી ગાય રે*
*ખડ ખાય ને પાણી પીએ,એનાં દૂધ કચોળે જાય રે*
*કોણે તે ખીલા ખોડિયા ને કોણે બાંધી ગાય રે,*
*રામે તે ખીલા ખોડિયા ને સીતાએ બાંધી ગાય રે...*

અર્થાત્ ગાય રાખવી હોય તો માત્ર ઘરનો મહિલાવર્ગ જ પરિશ્રમ કરે એવું ન ચાલે,પુરુષોએ પણ હારોહાર હાથબટાઈ કરવી પડે જેમ ભગવાન રામને કરવી પડતી.

*હાલી રે હાલી મારા પાવલિયા તરવાણા જો*
*તોયે રે ન આવ્યો તારો દેશ રે*
*વણજારા વાલમ છેતરીને લાવ્યો જો...*

મતલબ સ્પષ્ટ જ છે કે કોઈપણ યુગ હોય,પુરૂષોનો એક વર્ગ મહિલાઓને આંબાઆંબલી બતાવીને છેતરતો જ રહ્યો છે.સ્ત્રીને જયારે સત્ય સમજાય છે ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે.આ બધા દાખલા છે લોકગીતો સંદેશો કેમ બની રહે છે એના.

સ્ત્રીના મનમાં ઉદભવેલું કે એના મનોભાવોને કોઈ લોકકવિએ પોતાના ઉરમાં પ્રસવ કરાવેલું લોકગીત જોતજોતામાં જોજનો દૂર પહોંચી જતું. એક ગામની દીકરી બીજે ગામ વહુ થઈને જાય ત્યારે એ પિયરના ગામે ગવાતાં લોકગીતોનું ભાથું





'કરિયાવરમાં' લઈ જાય ને સાસરિયાના ગામની દીકરીઓને આ લોકગીતો 'થાપણ'રૂપે આપતી ને એમ લોકગીતો ધીમી ગતિએ પણ દૂર-સુદૂર પહોંચી જતાં.આ ગીતો કોઈ ને કોઈ સંદેશો પ્રસરાવતાં એટલે એ સંદેશાવાહક પણ બનતાં.

આજે જેમ પ્રિન્ટ,ઇલેક્ટ્રોનિક અને સોશિયલ મીડિયા સંદેશાવહનનાં માધ્યમો બન્યાં છે એમ લોકગીત ખુદ ફોકમિડિયા (લોકમાધ્યમ) બની ગયું. લોકગીત એટલે અદશ્ય ટપાલી ! આજનાં માધ્યમો સામે 'ફેક ન્યૂઝ'નો આરોપ છે પણ 'ફોક' તો 'ફેક્ટન્યૂઝ' માટે વિશ્વસનીય છે!

**ચાંદો :**

નવી સવી વહુને સાસરિયું ખૂબ જ સંતાપે,સહન થાય ત્યાં સુધી સહે પણ પિયરમાં 'આણું તેડવા આવો' એવા સમાચાર મોકલવા કેમ? વ્યથિત વામા બધી બાજુ નજર દોડાવે પણ કાંઈ સૂઝતું નથી.અંતે રોજ સાંજે ઊગતા ચન્દ્ર પર નજર ઠરી અને એણે ગાઈ નાખ્યું :

*ચાંદલિયા વીર ! માને કે'જો કે આણાં મોકલે,*
*ચાંદલિયા વીર ! માને કે'જો આણાં મોકલે.*
*મારી સાસુ તી મરચાં જેવડી,*
*કાંઈ તીખી લાગે,કાંઈ તીખી લાગે*
*ચાંદલિયા વીર ! માને કે'જો આણાં મોકલે.*

વ્યથિત વહુએ ચાંદા સમક્ષ પોતાની હૈયાવરાળ ઠાલવી પિયરને સંદેશો મોકલી દીધો..એને ખાતરી હતી કે મારી યાતના ચાંદો પિયરમાં પહોંચાડશે કેમકે અહીંથી તે ત્યાં જવાનો છે.

**પંખીડાં:**

મોર,કુંજ,પોપટ,સમડી જેવાં પંખી લોકગીતની નાયિકાઓના ટપાલી બન્યાં છે.થાકેલી હારેલી માનુની પક્ષીઓ મારફત પિયરિયાં સાથે પ્રત્યાયન કરતી હોય એવાં અનેક લોકગીતો આપણને મળે છે.

*દાદા હો દીકરી વાગડમાં ના દેજો રે સૈ*
*વાગડની વઢિયારી સાસુ દોહ્યલી રે*
*દાદા હો દીકરી...*
*ઉડતાં પંખીડા ! મારો સંદેશો લઈ જાજો રે સૈ*
*દાદાજીને કે'જો કે દીકરી કૂવે પડે રે*
*દાદા હો દીકરી...*

• • •

*કુંજલડી રે સંદેશો અમારો*
*જઈ વાલમને કે'જો જી રે!*
*માણસ હોય તો મુખોમુખ બોલે,*
*લાખો અમારી પાંખલડી રે.*
*કુંજલડી રે...*

• • •

*સરોવર પાળે આંબલિયો*
*આંબે ઝાઝા મોર,મલૂગર આંબલિયો.*
*એક તો મોરલો ઊડી ગિયો*
*ગિયો દાદાને દેશ ,મલૂગર આંબલિયો.*
*દાદા ધીડી દ્દિખયાં*
*વીરને આણે મેલ્ય,મલૂગર આંબલિયો.*

અરે! ભાભી અને દિયર જૂગટું રમવા બેઠા,દિયર હાર્યો એ સહન ન થતાં ભાભીને માર માર્યો તો ભાભીએ દિયરને કરી બતાવવા પોતાના ભાઈને સંદેશો મોકલ્યો ◦

*ઢાળ્યા ઢાળ્યા રૂપલા બાજોઠ જો*
*સાવ રે સોનાનાં સોળે સોગઠાં ...*
*ઊડ્ય પંખી! મારો સંદેશો લઈ જજે જો*
*જઈ ને કે'જે વીરાના દેશમાં*

આમ, અનેક લોકગીતોમાં પક્ષી મારફત સંદેશો મોકલ્યાની અને સામો પ્રતિભાવ મળ્યાની પણ સાબિતી મળે છે ,જેમ કે 'દાદા હો દીકરી...'માં પિતાનો ઉત્તર આવે છે કે-

*કૂવે ના પડજો દીકરી અફીણીયાં ના ખાજો રે સૈ,*
*અજવાળી આઠમનાં આણાં આવશે રે*

*'વાણી' ૧, નટરાજનગર*
*યુનિવર્સિટી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫*
*મો. ૯૪૨૬૪૮૧૩૮૭*

# માનવજાતનો મહાશત્રુ : અફવા

*- યશવંત મહેતા*

**અ**ફવા દાવાનળની જેમ ફેલાય છે. પહેલાં અફવા મોઢામોઢ ફેલાવી શકાતી. પછી ટેલિફોન આવ્યા. હવે કરોડો કરોડો મોબાઈલ છે. અફવા ફેલાવવાનું સાવ સહેલું બની ગયું છે. એક વર્ષથી નાની વયનાં બાળકોને અમુક માતાનાં દર્શન કરાવીને ચૂંદડી ચડાવવાની અફવા શરૂ થાય અને કાળે ઉનાળે એ કુમળાં બાળકોને લઈને હજારો માણસો ઉઘાડે પગે લાઈનો લગાવે.... ગણેશ મૂર્તિઓ દૂધ પીવા લાગી છે, એવું ગતકડું કોઈ ચલાવે અને કરોડો માનવી કરોડો લીટર દૂધ બરબાદ કરે... દિલ્હીમાં અર્ધમાનવ અર્ધવાનર 'મંકીમેન' લોકો પર હુમલા કરે છે એવી વાત ફેલાય અને દોઢ કરોડ ઉપરાંત વસતી ધરાવતું પાટનગર ઊંઘ હરામ કરી બેસે... સેક્યુલર સોશિયાલિસ્ટ રિપબ્લિકના બંધારણ મુજબ વૈજ્ઞાનિક વિચારસરણીને પોષવાના શપથ લેનારા એવું એવું બોલે કે વહેમને ઉત્તેજન મળે... આ બધું સૂચવે છે કે ' વિકાસ' યાત્રામાં દેશ વહેમ-યાત્રાને પડાવે જ હજુ પહોંચ્યો છે.

કહેવા ખાતર તો કહેવાયું છે કે 'મેન ઈઝ એ રેશનલ એનિમલ' માનવ બુદ્ધિવિવેકયુક્ત પ્રાણી છે, પણ વાસ્તવમાં, ઘણી બધી અફવાઓને ઘણાખરા માનવ બુદ્ધિ વિવેક વિના જ માની લે છે અને આવું માત્ર ભારતમાં નથી.

૧૯૭૬ના વર્ષમાં ઈંગ્લેન્ડના કોર્નવૉલ પરગણામાં કેટલાંક બાળકોએ ઘુવડ-માનવી (આઉલમેન) જોયા હતા. ૧૨ વર્ષની બેબી જૂન મેલિંગે ૧૭મી એપ્રિલે ગામના દેવળ ઉપર એક આઉલમેનને ઊડતો જોયો હતો. તરત જ એણે એનું રેખાચિત્ર દોરી લીધું હતું. એ ચિત્ર અનુસાર, આઉલમેનને લાંબા અણિયાળા કાન હતા. રાખોડી પીંછાંઓની બનેલી વિશાળ પાંખો હતી. કાળા રંગની મોટી ચાંચ હતી. ત્રીજી જુલાઈને દિવસે સોલી ચેપમેન નામની બેબીએ ઘુવડ-માનવી જોયાની વાત કરી. ગામના દેવળ નજીક પાઈન વૃક્ષોનાં ઝુંડમાં એ ઊભો હતો. સોલીને જોતાં જ પાંખો વીંઝીને ઊડ્યો અને ઝાડી ઉપર અલોપ થઈ ગયો. સોલીના કથન અનુસાર, એનું કદ માનવી જેટલું પણ સ્વરૂપ ઘુવડ જેવું હતું. સોલીએ પણ પછી પોતાના આઉલમેનનો સ્કેચ દોર્યો ! એ જૂન મેલિંગના આઉલમેન કરતાં જરાક જ જુદો હતો.

આ પછી પણ ૧૯૭૮માં અને ૧૯૮૦માં આ વિસ્તારમાં આઉલમેન દેખાયાના અહેવાલો પ્રગટ થતા રહ્યા.

આ આઉલમેને કોઈની ઉપર હુમલો કર્યાના અહેવાલ નથી અને દુનિયાભરના એક પણ પ્રાણીશાસ્ત્રીય પુસ્તકમાં એનો ઉલ્લેખ પણ નથી. દિલ્હીના મંકીમેનની જેમ એ માત્ર અફવા છે.

આઉલમેન હિંસક નથી ગણાયા, પરંતુ ચામાચીડિયાં-માનવ અતિ હિંસક મનાયા છે. તમામ યૂરોપિયન પ્રજાઓમાં વેમ્પાયર સંબંધી ભયંકર કલ્પના કથાઓ છે. દુષ્ટ ઈરાદાઓવાળા માનવી મરણ પામે અને એમને દફનાવી પણ દેવામાં આવે તે પછી 'વેમ્પાયર' બનીને એ કબરમાંથી બહાર નીકળે છે, એવી અફવા યૂરોપમાં વ્યાપક છે. જો કે એ ચામાચીડિયાં જેવો આકાર કેમ ધારણ કરે એ સમજાતું નથી. વેમ્પાયર પોતાના શિકારને 'વશ' કરીને એનું લોહી ચૂસે એવું મનાય છે.

લોહી તરસ્યા ચામાચીડિયાં માનવોની કથાનો એક આધાર દક્ષિણ અમેરિકાનાં લોહી પીનાર ચામાચીડિયાંનો છે. સ્પેનના લૂંટારુ સાહસિકો દક્ષિણ અમેરિકામાં લૂંટફાટ અને મારકાપ કરતા હતા ત્યારે એણે ખરેખર લોહી પીવાનું પસંદ કરતાં ચામાચીડિયાં દીઠાં. આ ચામાચીડિયાં પણ મૂળે લોહી તરસ્યા માનવો હતા, એવી કથાઓ આ સ્પેનિશ લૂટાંરાઓએ યૂરોપમાં ફેલાવી.

ચામાચીડિયાં મૂળે અંધકારના અને ખંડિયેરોના જીવ હોવાથી એમના વિશેની આવી વાતો ભોળા માણસોએ માની લીધી પછી તો આખું યૂરોપ લોહીતરસ્યા ચામાચીડિયાં માનવની વેમ્પાયર કથાઓથી ઊભરાઈ ચાલ્યું.

દરમિયાનમાં, મધ્યયુગીન યૂરોપમાં એક જંગલી જમીનદાર થઈ ગયો. આજે રોમાનિયા કે રૂમાનિયા તરીકે ઓળખાતા દેશનો એક પહાડી પ્રદેશ વૉલેન્શિયા છે. પંદરમી સદીમાં અહીં પ્રિન્સ વ્લાદ નામનો જમીનદાર ઠાકોર થઈ ગયો. એને બે ખાસ શોખ હતા- પોતાના શત્રુઓને

ભાલે ભરાવીને ઊંચે ખોડવા, તેમજ એમનાં ટપકતાં લોહીનો તથા પછીથી માંસનો ભોજનમાં ઉપયોગ કરવો! આ પ્રિન્સ વ્લાદનું વંશવેલાનું ઓળખચિહ્ન અગનરાક્ષસ (ડ્રેગન)નું હતું. ડ્રેગનને મધ્ય યૂરોપમાં 'ડ્રેકુલ' કહેતા. એ પરથી પ્રિન્સ વ્લાદનું નામ 'ડ્રેકુલા' થયું. બ્રેમ સ્ટોકસ નામના લેખકે આ ડ્રેકુલા વિશે નવલકથા લખી અને પછી તો એને લઈને ફિલ્મો બની. ત્યારથી લોહીતરસ્યા માનવી અને લોહી તરસ્યાં ચામાચીડિયાંની કથાઓ જોડાઈને 'વેમ્પાયર'ની કથાઓ બની છે.

જ્યારે આટલી બધી ભયાનક કથાઓ કહેવાતી અને જોવાતી હોય ત્યારે સાધારણ માનવી તો ચામાચીડિયાંની પાંખોના ફફડાટથી જ છળી મરે અને એની છળેલી બુદ્ધિ ચામાચીડિયાંના અનેકવિધ આકારો કલ્પી જ લે એમાં નવાઈ નહિ.

જો 'સુધરેલા' ગણાતા યૂરોપમાં અને અમેરિકામાં જાનવર માનવની આટલી મોટી 'વસતી' હોય તો ભોળા આફ્રિકામાં તો એમનો પાર જ ન હોય ને ! પશ્ચિમ ઝામ્બીયાના લોકો માને છે કે અહીં ખરાખોટાઓની વચ્ચે ક્યાંક 'કોંગોમાતો'ની વસાહત છે. કોંગોમાતો એ વિશાળ મગર જેવાં શરીર, ચામાચીડિયાં જેવી વિશાળ પાંખો અને માનવી જેવાં મુખ ધરાવે છે ! એ ક્યારેક ક્યારેક માનવ-વસતી તરફ નીકળી આવે છે અને શિકાર કરી જાય છે. ઝામ્બીયાની આ માન્યતા હવે, નવા માધ્યમોને પ્રતાપે આફ્રિકાના અન્ય દેશોમાં પ્રસરી છે. બધા હવે કોંગોમાતોને નામે થથરે છે.

આફ્રિકાના જ કેમેરૂન પ્રદેશમાં ગંજાવર મોટાગોરિલાંનું શરીર અને ચામાચીડિયાંની પાંખો ધરાવતા



એક રાક્ષસની માન્યતા છે. એ પણ માનવ-રક્તના આશક છે !

ઈન્ડોનેશિયાના સીરામ (શ્રીરામ?) ટાપુના લોકો ઓરાંગ બાતી (ઊડતો માનવ)ની વાત કરતાં થાકતા નથી. ઓરાંગ ઉતાન (નર-વાનર)ના આ પ્રદેશમાં ઊડતા માનવી હશે ખરા ? ટાયસન હ્યુજીસ નામના એક કૃષિ શાસ્ત્રીએ છેક વર્ષ ૧૯૮૬માં સીરામ ટાપુની મુલાકાત લીધી હતી. એમણે નોંધ્યું છે કે, ટાપુ પરની સમગ્ર વસતી ઓરાંગ બાતીમાં માને છે. અને એનાથી ગભરાય છે. સીરામ પર કેટલાક મૃત જ્વાળામુખીઓ છે. એમનાં જ્વાળામુખોમાં ને કોતરોમાં વસતા ઓરાંગ બાતી વખતોવખત રાતની વેળા ઊડી આવે છે અને ઘરની બહાર સૂતેલાં બાળકોને ઉઠાવી જાય છે, એવોડર આખા ટાપુ પર ફેલાયેલો છે. એ ઊડતા ચામાચીડિયાં માનવ આ બાળકોનું શું કરે છે, એ કોઈ જાણતું નથી, પરંતુ બાળકો કદી પાછાં મળતાં નથી.

વિયેતનામ યુદ્ધ વેળા દક્ષિણ વિયેતનામના દા નાંગ પ્રદેશમાંથી અમેરિકન નૌકાસેન્યના એક સિપાઈ અર્લ મૉરિસને વર્ષ ૧૯૬૯માં અજબ અહેવાલ મોકલ્યો હતો. એણે અને ત્રણ અન્ય અમેરિકન સિપાઈઓએ પૂરા કદની એક નગ્ન સ્ત્રીને જોઈ હતી, જેના હાથ પાંખો સાથે જોડાયેલા હતા અને પગ નહોરદાર હતા. સિપાઈઓને જોતાં જ એ ફડફડાટ કરતી ઊડી ગઈ હતી. એની પાંખો વીંઝાતા ઉઠેલી હવા પણ એમને સ્પર્શી ગઈ હતી !

મંકી મેન અને આઉલમેન વગેરેની જેમ ક્યાંક લિઝાર્ડ મેનની અફવા પણ ઊડે છે. લિઝાર્ડ એટલે કાચીંડો. અમેરિકાના સાઉથ કેરોલીનામાં વર્ષ ૧૯૮૮માં બે મીટર (સાત ફૂટ) ઊંચો લિઝાર્ડ મેન દેખાયો હતો. કાચીંડા જેવો જ દેહ, પરંતુ પાછલા બે પગ પર ઊભા રહેવાની ક્ષમતા અને કાચીંડા કરતાં તો અનેકગણું મોટું કદ હોવાથી આ જાનવર જોનારને અતિ ભયંકર લાગ્યું હતું. બ્રિટિશ કોલંબિયાના થેરિસ સરોવરને કાંઠે પણ ઑગસ્ટ, ૧૯૭૨માં એક જણે લિઝાર્ડમેન જોયો હતો અને એનું રેખાચિત્ર દોર્યું હતું.

આજકાલનું અમેરિકા અજાયબીઓ કલ્પવા અને અફવાઓ ફેલાવવાની ઘેલછાભરી હરીફાઈઓ કરી રહ્યું છે. વણ ઓળખાયેલા ઊડતા પદાર્થો (અનઆઈડેન્ટીફાઈડ ફ્લાયિંગ ઓબ્જેક્ટ્સ - યુએફઓ) જોયાના હજારો નહિ, લાખો દાખલા એ સાધારણ અમેરિકી પ્રજાના વહેમી



માનસના ઉદાહરણરૂપ છે. એ વહેમી માનસમાંથી જ ફ્રોગ-મેન (દેડકા-માનવ) બેટ-મેન વગેરે વગેરેની કલ્પનાઓ અને અફવાઓ જન્મે છે. કેટલાંક જાનવર હિંસક ગણાવાય છે, કેટલાંક નિરુપદ્રવી તો કેટલાંક 'ઈટી'ફિલ્મમાં સ્પાઈલબર્ગે નિરૂપેલાં એવાં પ્રેમાળ જીવ કલ્પાય છે. અમેરિકાની આવી ફળદ્રુપ કલ્પનાઓએ કેટલીક અત્યંત રસપ્રદ વાર્તાઓ અને ફિલ્મો આપી છે.

ફરી પાછાં આપણા દેશમાં આવીએ તો, વર્ષ ૧૯૯૬માં બેંગ્લોરમાં અસંખ્ય ઘરો પર 'નાલે બા' શબ્દો લખવામાં આવ્યા હતા. કહે છે કે શહેરમાં એક વૃદ્ધાનું ભૂત પેંધું પડ્યું હતું, જે બારણે આવીને ટકોરા મારતું હતું. જો તમે બારણું ખોલીને એની સામે જુઓ તો અવશ્ય મોતના શિકાર બનો. એટલે, ભૂતને ભરમાવવા માટે લોકોએ લખવા માંડ્યું : 'નાલે બા!' કાલે આવજો! ભૂત રોજરોજ આ સંદેશ વાંચે અને 'કાલે' આવવાનું રાખે. કાલે પણ એ જ સંદેશ! આખરે, ચારેક માસ પછી આ ભૂત સંદેશા વાંચીને થાકી ગયું !

આ જ બેંગ્લોરમાં વર્ષ ૧૯૯૮માં એક એવી અફવા વહેતી થઈ હતી કે એક માણસ બસોમાં, ટ્રેઈનોમાં, ભીડભરી બજારમાં જતાં-આવતાંને પડખે ચડીને એઈડ્ઝ રોગ થાય એવું ઈન્જેક્શન મારી દે છે ! એ પછી ચેન્નાઈમાં પણ આ જ પ્રકારની અફવા ફેલાઈ હતી. એઈડ્ઝ કોઈ ઈન્જેક્શનથી ન થાય એવું લોકોને સમજાવતાં ડૉક્ટરોને નવ નેજાં પાણી ઊતર્યાં હતાં !

મુંબઈ ઉપર ભયનો ઓથાર વર્ષ ૧૯૬૦ના દાયકામાં ઉતર્યો હતો. ત્યાં ઝૂંપડપટ્ટીઓમાં અને ફૂટપાથ પર સૂનાર ગરીબોને પથ્થર વડે માથું છૂંદીને મારી નાખનાર એક ખૂની પાક્યો હતો, કુલ ૪૨ અપમૃત્યુ અને દરેકની રીત એક - જ ઊંઘી રહેલી વ્યક્તિના મસ્તક પર ખૂબ મોટો પથ્થર મારીને હત્યા ! આખરે રામન રાઘવન નામનો એક પાગલ આદમી પકડાયો પણ ખરો- પરંતુ તે એ હદે પાગલ હતો કે, એની કેફિયત પૂરેપૂરી માની ન શકાય. એણે ખૂન કર્યા હતા જરૂર, પરંતુ બધાંય ખૂન એણે કર્યાં હતાં એવું નક્કી ન થઈ શક્યું. સંભવ છે કે ખૂનની એની રીતનો કેટલાકે પોતાનું વેર વાળવા માટે ઉપયોગ કરી લીધો હોય ! અફવાનું એવું છે, ભાઈ !

મુંબઈમાં ૧૯૮૫થી ૧૯૮૯ દરમિયાન વળી આ જ પ્રકારે ૧૨ (બાર) હત્યાઓ થઈ. શહેરમાં ભયંકર આતંક ફેલાઈ ગયો. સેંકડો પોલીસવાળા અને હજારો નાગરિકો ખૂનીને પકડવા ઉજાગરા કરવા લાગ્યા. પરંતુ વર્ષ ૧૯૮૯ પછી અચાનક જ આ પ્રકારની હત્યાઓ બંધ થઈ ગઈ. શું કોઈકે ૧૨ હત્યાઓની પ્રતિજ્ઞા પૂરી કરી લીધી હશે ?

ખેર, મુંબઈનાં મસ્તક છેદન તો વાસ્તવિક હતાં અને એથી ફેલાયેલો આતંક પણ વાસ્તવિક. પરંતુ એથી જન્મેલી અફવાઓ રુગ્ણ માનસની પેદાશ. દિલ્હીનો મંકી મેન કે યૂરોપના વેમ્પાયર અથવા ડ્રેકુલા વગેરેની અફવાઓ ભયગ્રંથિની સરજત છે. માનવજાત જ્યારે આદિમ અવસ્થામાં હતી અને ઘણી ઘણી પ્રાકૃતિક ઘટનાઓની વૈજ્ઞાનિક સમજૂતી એની પાસે નહોતી, એ સમયથી કેટલાક ભય એના માનસમાં ઘર કરી ગયા છે. વિજ્ઞાને આવા ઘણા ભયોની અને ઘટનાઓની સમજૂતી તો શોધી આપી છે. પરંતુ બહુ ઓછા માનવી વૈજ્ઞાનિક રીતે વિચારતા થયા છે. ભારત જેવા દેશમાં તો કેટલાક લોકો પોતાના ટૂંકા આર્થિક-રાજકીય સ્વાર્થ ખાતર વિજ્ઞાન સામે વહેમને અને અફવાઓને વિશેષ પ્રોત્સાહન આપતા રહ્યા છે. એટલે અફવાઓને મોકળાં મેદાન મળ્યાં કરવાનાં છે. માત્ર આપણે વિચારવાનું છે કે અફવાના શિકાર બનવું છે કે વૈજ્ઞાનિક વિચાર અને સમજૂતીનો આધાર લેવો છે.

---

*૪૭/એ, નારાયણનગર સોસાયટી,*
*પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭.*
*મો. ૯૪૨૮૦૪૬૦૪૩*



# ભક્તિયોગ શ્રેષ્ઠ યોગ...

*- ડૉ. અશોક નારાયણ*

**આ**પણા રોજિંદા વ્યવહારમાં, સમાજમાં અનેક વ્યક્તિઓનો પરિચય ને અનુભવ થાય છે. દરેક વ્યક્તિ એક સરખી હોતી નથી. કોઈકમાં સત્ત્વગુણ, કોઈકમાં રજોગુણ તો કોઈકમાં તમોગુણના દર્શન થતાં જોવા મળે.. મનુષ્ય ઈશ્વરનું શ્રેષ્ઠ સૃજન છે. કોઈ પણ વ્યક્તિને ખરાબ કહેવી ઉચિત નથી. સૌ સારા જ છે બસ તેનામાં રહેલી પ્રમાદવૃત્તિને તેની નિષ્કાળજીને કારણે તેના સારા ગુણો ઢંકાઈ જાય છે. જગતમાં સૌથી શ્રેષ્ઠ જેની ગણના થાય છે તે પવિત્ર ગીતામાં સત્ત્વગુણ આત્માને સુખમાં જોડે છે એ વાત તદ્દન યોગ્ય જ છે. આત્માનું સુખ જેને મળી ગયું તેને સર્વસ્વ મળી ગયું. તેનામાં સૌ ગુણો આપમેળ વિકસતા રહે છે. તે ક્યારેય નિરાશ થતો નથી અને થાય છે તો પણ તેને અનેક કલ્યાણકારી સૌ માટે ઉચિત રસ્તા મળી રહે છે. તે જ્યાં જાય છે ત્યાં સન્માન મળી રહે છે તેને કોઈ દેખાવ કે પ્રદર્શન કરવાની જરૂર રહેતી નથી. તેની હાજરી માત્રથી સૌ પ્રસન્ન બને છે એટલું જ નહીં તેની વાણી ને વર્તન સૌ કોઈનાં હૈયાંને શીતળતા, સુંદરતા અર્પણ કર્યા વિના રહેતા નથી. સત્ત્વગુણવાળી વ્યક્તિને કારણે દેશમાં કલહ, અશાંતિ કે કુસંપ ક્યારેય ઉત્પન્ન થતો નથી. જો અનાયાસે થાય તો પણ સરળતાથી તેનો શાંતિથી ઉકેલ શક્ય બની જાય. પરંતુ આવી સત્ત્વગુણવાળી વ્યક્તિઓ સમાજમાં ભાગ્યે જ જોવા મળે. એ આપણું દુર્ભાગ્ય ગણાય. પરંતુ જો મનુષ્ય ધારે તો શું નથી કરી શકતો.. પોતાના પાવક પ્રયત્નો દઢ નિશ્ચય સાથે આરંભી દે તો કશું જ ક્યાં અશક્ય છે ? અરે એ ધારે તો ખંડનમાં મંડન, અસ્તમાં ઉદય, આગમાં બાગની રચના કરી શકે છે. તેની શક્તિઓ અપરંપાર પ્રભુએ બક્ષી જ છે. બસ તે પોતે નિશ્ચિત બની તૈયાર થઈ જાય તો અસ્તમાં ઉદય જરૂર થઈ શકે. તેના સુંદર પ્રયત્નો સમાજમાં ઉદાહરણરૂપ બની જાય. એટલે ગીતાસારમાં સત્ત્વગુણ આત્માને સુખમાં જોડે છે એ યથાર્થ છે. માનવીના તેજોમય પ્રયત્નો આ મહાસુખનાં હક્કદાર બની શકે.

એવી જ રીતે ગીતામાં રજોગુણનું સુંદર રીતે અવલોકન કરવામાં આવ્યું છે. જો સત્ત્વગુણ આત્માને સુખમાં જોડે છે તો રજોગુણ આત્માને કર્મમાં જોડે છે. ખરેખર કર્મ જ અદલમાં સંપત્તિ છે. માનવી પોતાના કર્મને યોગ્ય ન્યાય આપી, યોગ્ય દિશામાં પ્રયાણ કરે તો ગમે તેવા કંટકભર્યા માર્ગને તે સરળતાથી પાર કરી શકે. કર્મ માનવ કલ્યાણકારી હોય તો પ્રભુની પ્રસન્નતા તે પામી શકે.. આ પ્રસન્નતાનો સ્વાનુભવ કરી શકે. આપણે ધર્મ પાળીએ છીએ પણ ધર્મનો મર્મ સમજતા નથી એ દુઃખદ છે. ધર્મના મર્મમાં જ અદ્‌ભુત શ્રેષ્ઠતા સમાયેલી છે. આપણે ભીતરના પ્રકાશથી અનભિજ્ઞ રહીએ છીએ. ઉપરછલ્લો ધર્મ કારગત ન નીવડી શકે. ઉંડાણથી માત્ર ઈશ્વરને પ્રસન્ન કરવાના હેતુથી કંઈપણ કર્મ કરવામાં આવે તો પરિણામ ઉત્તમ જ હોવાનું. જીવનનો સાચો આનંદ માણવો હોય તો કર્મની ચકાસણીને તપાસણી અવારનવાર પોતે જ વ્યક્તિ કરતી રહે તો સુખદ પરિણામો દૂર નથી. દીવો આપમેળે પ્રગટતો નથી, પ્રગટાવવો પડે છે. અંધકારને દૂર કરવાની પોતાની તૈયારી ગમે તેવા કાળમીંઢ અંધકારને ચીરી શકે છે.

એટલે ગીતાએ આપણને શીખવ્યું કે સત્ત્વગુણ આત્માને સુખમાં જોડે, રજોગુણ આત્માને કર્મમાં જોડે છે પણ એ બધાને ઢાંકી દે તમોગુણ .. તે જ્ઞાનને ઢાંકી દઈ આત્માને કર્તવ્ય વિમુખ બનાવે છે. આ તમોગુણથી દરેક વ્યક્તિએ ખૂબ જ સાવધ રહેવાની જરૂર છે. આ સાવધાની ન રાખવામાં આવે તો માનહાની ને છેવટે અનેક યાતનાઓમાંથી પસાર થવું પડે. ઘણા લોકો તમોગુણી છે. તેમણે સતત ઈશ્વરનું ધ્યાન ધરી પોતાના સ્વભાવ પર નિયંત્રણ લાવવું અત્યંત આવશ્યક છે.

ભગવદ્‌ ગીતાના ૧૪મા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે મનુષ્યને સુખ, દુઃખ, કર્મને અજ્ઞાનમાં જકડી રાખનાર આ ત્રણેય ગુણોનું સ્વરૂપ વર્ણવેલ છે. આત્માને દેહમાં જકડી રાખતી બંધનગ્રસ્ત બનાવતી પ્રકૃતિના આ ત્રણે ગુણોની સાંકળમાંથી જે મુક્ત બની જાય છે તે મુકતાત્મા છે. આત્માની દિવ્ય પ્રકૃતિ સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરીને સાક્ષીભાવે નીહાળતો રહે છે. ભગવાન શ્રી કૃષ્ણએ ગીતામાં અત્યંત સહેલો ઉપાય બતાવ્યો છે અને તે છે સતત ભક્તિયોગની ઉપાસના.. આ ત્રણે ગુણોથી પર થઈને બ્રહ્મભાવને પામવા તે યોગ્ય બને છે..ભક્તિભાવ શ્રેષ્ઠ છે તેમાં રમમાણ રહેવું અતિ શ્રેષ્ઠ...

---

*પ્લોટ નં. ૮૫૨,*
*સેક્ટર-૮, ગાંધીનગર*



# નવલિકા સંપુટ

ભગવતીકુમાર શર્મા
મહમ્મદ માંકડ
ડૉ. દિનકર જોષી
વર્ષા અડાલજા
રજનીકુમાર પંડ્યા
મોહનલાલ પટેલ
કેશુભાઈ દેસાઈ
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
ઉત્પલ ભાયાણી
રમેશ ર. દવે
મધુ રાય
રાઘવજી માધડ
નસીર ઈસમાઈલી ‘ઝૂબિન’
સુમંત રાવલ
રમેશ ત્રિવેદી
ભી. ન. વણકર
નીતિન ત્રિવેદી
નટવર પટેલ
દશરથ પરમાર
અલતાફ પટેલ
અતુલકુમાર વ્યાસ
નિલમ દોશી
નટવર ગોહેલ
અવિનાશ પરીખ
માવજી મહેશ્વરી
ડૉ. સુરમ્યા જોષી
ડૉ. સ્વાતિ ધ્રુવ નાયક
રેખાબા સરવૈયા
દર્શનાબહેન ભગલાણી
પિનાકિન્ દવે
પ્રફુલ્લ કાનાબાર
પ્રવીણ ગઢવી
સંજય થોરાત ‘સ્વજન’

# પાંખો

*- ભગવતીકુમાર શર્મા*

ડ્રોઈંગ રૂમમાંના મુખ્ય સોફાની ઉપર બાપુજીની ઓઈલ પેઈન્ટની છબી પાછળ ચકલાંઓ માળો બાંધતાં હતાં. તે રાહુલને જરા પણ ગમ્યું નહોતું. આ શું? સોફા પર આંખો દિવસ તણખલાં પડ્યાં કરે ! ક્યારેક ચકલાંની ચરક પણ 'જોકે કૃષ્ણાનાં મક્કમ વલણ સામે રાહુલનું કાંઈ ચાલ્યું નહોતું.' પણ ચકલાંઓની એકધારી ચિક્ચિક્ ! રાહુલે બીજું કારણ હાજર ધર્યું હતું.

'એ તો હજી વધશે. બચ્ચાંઓને આવવા દેને !' કૃષ્ણાએ હસીને કહ્યું હતું.

★★★

નાઈટ લકઝરી બસ સુરતથી પૂણેના રસ્તે વેગબંધ દોડી રહી હતી. કિંજલ અને રાહુલની વચ્ચે સેન્ડવિચની જેમ બેઠેલી કૃષ્ણાના મનમાં પણ વિચારોનાં પૂર ધસમસી રહ્યાં હતાં. પુત્રી અને પતિની વચ્ચે પોતે ભીંસાઈ રહી હતી એવું તેને લાગતું હતું. કિંજલની બારમાની પરીક્ષાનું પરિણામ અને મેરિટ લિસ્ટમાં તેનો ખૂબ ઊંચો ક્રમાંક જાહેર થયાં ત્યારથી તેની આ સ્થિતિ હતી. દીકરીની શૈક્ષણિક સિદ્ધિથી ઊપજેલું ગૌરવ ભવિષ્યની વાસ્તવિકતાના વિચારે નિરાશામાં પરિણમ્યું હતું. તેનો ધ્રાસકો સાચો પડ્યો હતો. રાહુલે લાગલું જ કહ્યું હતું : 'હવે કિંજલ પૂણે ભણવા જશે' પછી સ્વગતની જેમ તેણે ઉમેર્યું હતું : 'હું જે ન કરી શક્યો તે મારી દીકરી કરી બતાવશે.'

આર્કિટેક્ટના અભ્યાસ માટે જરૂરી એવું મસમોટું બોર્ડ, કાગળોનાં ભૂંગળાં, ડ્રોઈંગનાં સાધનો, કોથળીમાં વીંટાળેલી સ્લિપર્સ... ડ્રોઈંગરૂમમાં ખડકાયેલા સામાનના ઢગલા પર કૃષ્ણાએ સર્વગ્રાહી નજર નાંખી.

રાહુલની વાત પણ સાચી હતી. કૃષ્ણા સમજતી હતી. બાળવયે પિતા ગુમાવી બેઠેલા રાહુલને ભાનુબહેને પારાવાર ગરીબીમાં કાળજીથી ઉછેર્યો હતો, મમ્મીના આ પરિશ્રમથી જ રાહુલ બી.ઈ. (સિવિલ) કરી સ્ટ્રક્ચરલ એન્જિનિયર બન્યો હતો. મહેનત અને નિષ્ઠાથી તે આગળ વધ્યો હતો. પણ પૂણે, બેન્ગલુરુ, હૈદરાબાદ કે વિદેશ જઈ ઉત્તમ શિક્ષણ મેળવવાની તેની આકાંક્ષા ફળીભૂત થવાની કોઈ શક્યતા નહોતી. પરંતુ કિંજલ હવે...

કૃષ્ણાનું મન માનતું ન હતું. લાડમાં ઊછરેલી એકની એક દીકરી આમ ભણવા માટે પાંચ વર્ષ સુધી છેક પૂણે જાય એ કેમ સહેવું ? - અને તેય સુરતમાં વખણાતી કોલેજ હાથવગી હોય ત્યારે ! કૃષ્ણાએ પોતાના મનની વાત કરી ત્યારે રાહુલ અને કિંજલ બંનેએ એને હસી કાઢી હતી. રાહુલે કહ્યું હતું : 'કૃષ્ણા, તું કઈ સદીમાં જીવે છે ?!' કિંજલ ઉપહાસની છાંટ સાથે બોલી હતી, 'મમ્મી, યુ આર એક્સ્ટ્રીમલી ઓર્થોડોક્સ.' કૃષ્ણાને ત્યારે મોટા બંગલામાં પોતે સાવ અટૂલી પડી ગયાનો અનુભવ થયો હતો. એના મનમાં વધતી દલીલોનું તો મોટું ધાડું ધસી આવ્યું હતું. પણ ઉપહાસ, વિડમ્બના સુધી જશે એ ભયે એ અશબ્દતામાં સરી ગઈ હતી, છતાં મનના ઘમસાણને રોકી શકાયું ન હતું - છેક આ લકઝરી પ્રવાસની ક્ષણ સુધી અને એ પછીયે સ્થિતિ આવી જ રહેશે - કદાચ વધારે અસહ્ય બનશે. ચલચિત્રની પટ્ટીની જેમ એના મનમાં કિંજલના જન્મથી તે છેક વર્તમાન સુધીની ફ્રેઈમો, એની બધી દૃશ્ય - શ્રાવ્ય વિગતો સાથે તરવરતી રહી. કિંજલનો જન્મ સિઝરને આભારી હતો. પછી તેની અને પોતાની લાંબી, ગંભીર માંદગી... એને ગુજરાતી માધ્યમની શાળામાં મૂકવી કે કોન્વેન્ટ સ્કૂલમાં ઈંગ્લિશ મિડિયમમાં એડ્મિટ કરાવવી, એ વિશે પણ રાહુલ સાથે ગજગ્રાહ થયો હતો. કિંજલ વિશે ધાર્યું કરવાની રાહુલની તત્પરતા બળવત્તર બની હતી. કિંજલ ધરાર કોન્વેન્ટ સ્કૂલમાં જ ભણી હતી. છતાં કૃષ્ણાના મને દલીલ કર્યે રાખી હતી. દીકરી એટલી બ્રિલિયન્ટ છે કે ગુજરાતી માધ્યમમાં પણ એ વધારે ઝળક્યા વિના ન રહી હોત. કિંજલે તેની મજાક ઉડાવી હતી. કૃષ્ણાનાં મનમાં રોકવા છતાં પ્રશ્ન થયો હતો, 'કિંજલ, તું પણ...?' અટૂલાપણાની લાગણી ત્યારથી તેના મનમાં વધારે ઊંડી ઊતરી હતી. મેરિટ લિસ્ટનું પરિણામ જાહેર થયું એ પહેલાંથી જ રાહુલે ઘરમાં કૃષ્ણા સાંભળે એ રીતે કહેવા માંડ્યું હતું : 'મારી કુંજલડી રેન્કર છે. હું તેને પૂણે મોકલ્યા વિના નહીં રહું.' કૃષ્ણાના મનમાં શબ્દો ઊઠ્યા હતા, 'પણ રાહુલ કિંજલનું રિઝલ્ટ તો આવવા દે.' પરિણામની સવારે તે વહેલી જાગી, પણ કૃષ્ણાના મનના કો'ક અગોચર ખૂણે, પોતાનો પરાજય ટાળવાની વૃત્તિમાંથી જન્મેલી એવો વિચાર પણ ધગધગી ઊઠ્યો હતો : કિંજલ પાસ થાય પણ એ ટોપ ક્લાસમાં ન આવે તો કેવું સારું ! એને નજરથી અળગી તો ન કરવી પડે !' વળતી પળે એના મને એને ઠપકારી હતી : 'તું મા છે કે કોણ છે ! દીકરીના ઊજળા ભવિષ્યનો વિચાર પણ કરી શકતી નથી ?'

ટકાવારી અને મેરિટ લિસ્ટ જાહેર થયાં ત્યારે કિંજલ થનગની ઊઠી હતી અને રાહુલે ડ્રોઈંગરૂમમાં ઠેકડા મારવાનું જ બાકી રાખ્યું હતું. જ્યારે કૃષ્ણાનો બધો આનંદ તેના ઊજળા સ્મિત અને ભીની આંખોમાં તરવરતો હતો. એ પછી રાહુલે શી દોડધામ કરી હતી ? ટેલિફોન એનો સતત રણકતો રહ્યો હતો. બે વાર તો એ પૂણે જઈ આવ્યો હતો. એકવાર કિંજલ પણ હસતી રમતી એની સાથે ગઈ હતી. સમસ્ત ઘટનાચક્રમાં કૃષ્ણાની લગભગ કશી જ ભૂમિકા નહોતી. એ બે પ્રવૃત્તિઓમાં ગૂંથાઈ ગઈ હતી : કિંજલની જન્મક્ષણથી અત્યાર સુધીની એની ભરચક સ્મૃતિઓને વાગોળવી અને તેનો સામાન પેક કરવો. એને કિંજલની આદતો, હરકતો, બોલચાલ, શોખ, રસ-રુચિ, જમવા-નાસ્તાની વરણાગી, બધું યાદ આવતું હતું. ઘરકામમાં તો એ પરોવાઈ કે પલોટાઈ જ નહોતી. ઈચ્છા હોવા છતાં કૃષ્ણા એ વિશે તેના પર દબાણ કરી શકી ન હતી. એના ચાના કપથી માંડીને, સ્કૂલનાં કપડાં, પુસ્તકો, લેપટોપ બધું હાથમાં ને હાથમાં.

'કિંજલ, કાલ ઊઠીને તું સાસરે જશે ત્યારે આ કૃષ્ણા તારી સાથે નહીં આવે.' તેવું તેણે એક વાર કહ્યું હતું. રાહુલે હસીને કંઈક સખ્તાઈથી તેની વાત ઉડાવી દીધી હતી, 'મારી દીકરી રાંધણિયામાં નહીં, સી.ઈ.ઓ.ની કેબિનમાં બેસશે, સમજી ?' કૃષ્ણાએ માઠું લગાડવાનું માંડી વાળ્યું અને લાંબા ડગ ભરતી એ કિચનમાં જતી રહી હતી. ત્યાંથી બહાર નીકળવું જ ન પડે તો કેવું સારું ! એના મનમાં જાણે કડવો ધુમાડો ઘેરાઈ ગયો હતો.

કિંજલ માટે પૂણે લઈ જવાનો સામાન એણે ડ્રોઈંગરૂમને

ખૂણે ખડક્યો ત્યારે એનું કદ જોઈને કિંજલ અને રાહુલ હસવું રોકી શક્યાં ન હતાં. કિંજલે ખડખડાટ હસીને કહ્યું હતું, 'મમ્મી આ મારો લગેજ છે કે કરિયાવર?' રાહુલે કહ્યું હતું. 'કૃષ્ણા, કિંજલ પૂણે જાય છે, પેરિસ નહીં!' જવાબ આપવાને બદલે કૃષ્ણાએ એના દુપટ્ટાનો છેડો આંખે દાબ્યો હતો. આખો દિવસ ફરીફરીને એ સામાન ચેક કરતી રહી : કશું બાકી તો નથી રહ્યું ? દીકરીને પારકા ગામમાં કશી અગવડ ન પડવી જોઈએ, અડધી રાતે એ ક્યાં કશું લેવા જાય ? એકાએક તેને યાદ આવ્યું : છલાંગ મારતી એ બેડરૂમમાં જઈને એક પેકેટ લઈ આવી : કિંજલના સેનિટરી નેપકિન્સનું જ તો ! એના વિના આ જુવાનજોધ દીકરી શું કરત ?

★★★

ઓઈલ પેઈન્ટ પાછળના માળામાં ચકલાંની હેરફેર અને ચિકુચિક વધી પડી હતી. સોફા પર તણખલાનું વિખરાવું પણ વધ્યું હતું. રાહુલે એક વાર બરાડો પાડીને કહ્યું હતું, 'કૃષ્ણા ! હું આ માળો ફેંકી જ દઉં છું હો !' કૃષ્ણા રસોડામાંથી દોડી આવી હતી અને ચિત્કાર કરતી બોલી હતી, 'ના, રાહુલ આપણને પાપ લાગશે.' અને તેના મુખમાંથી ડૂસકું વહી નીકળ્યું હતું.

★★★

કિંજલ પૂણે જવાની સાંજે છેવટ સુધી એનાં ફ્રેન્ડઝ શુભેચ્છાનાં મોબાઈલ - કોલ્સ, ગિફ્ટ્સ અને સૂચનોથી ઘેરાયેલી રહી. રાહુલ છેલ્લી ક્ષણ સુધી તેના કામમાંથી પરવાર્યો નહોતો. કૃષ્ણા ઉભડક જીવે કિંજલના મિત્રોનું આઈસક્રીમ વગેરેથી સ્વાગત કરતી હતી, પણ ભીતરમાં કિંજલની કશી જરૂરી વસ્તુ રહી જતી નથી ને એના અંજપામાં, પરોવાયેલી રહી હતી. ઘર ઘરડાંખખ્ખ ભાનુબહેનને ભળાવી કિંજલ અને રાહુલ સાથે કૃષ્ણ બંગલાનાં પગથિયાં વળોટતી હતી ત્યારે એના પગ જાણે લથડતા હતા. લકઝરીમાં બેઠા ત્યાં સુધી ત્રણેયમાંથી કોઈએ ઝાઝી વાત ન કરી. લકઝરી દોડવા માંડી એટલે કિંજલ અને રાહુલ બંને થોડીવારમાં ઝોકે ચઢ્યાં. કૃષ્ણાની આંખોમાં ઊંઘનું આછું પગેરુંયે નહોતું. હવે પછીના થોડાક કે વધારે કલાકમાં પૂણે, પછી કિંજલ જ્યાં પેઈંગગેસ્ટ તરીકે રહેવાની છે તે રૂમ પર, તેની રૂમ પાર્ટનર છોકરીઓ સાથે પરિચય, સામાનની ગોઠવણી, કદાચ કોઈક હોટલમાં સાથે જમવાનું ને નમતા પહોર સુધીમાં તો સુરતની વળતી બસમાં. રાતના પ્રવાસમાં કૃષ્ણાને ચાર-પાંચ વાર ડૂસકાં આવવા જેવું થયું. ડૂમો તો જુલાઈના આકાશની જેમ ઘેરાયેલો જ રહ્યો. પૂણે ઊતરવાનું થયું ત્યારે તે થાક, ઉજાગરા અને મનોયંત્રણાથી છેક નંખાઈ ગઈ હતી.

'તુમચી મુલગી આમચી મુલગી આહે, ફિકર નકો કરું' બોલતાં ગણેશ આઠવલે અને તેમનાં પત્ની ગોદાવરીબાઈએ રાહુલને રૂમની ચાવી આપી ત્યારે ક્ષણભર તો કૃષ્ણાને ધરપત થઈ, પણ પછી રૂમ ઉઘાડતાં એની જર્જરિત હાલત, સ્પ્રિંગવાળા લોખંડી પલંગનો કિચૂડાટ અને ધૂળ-જાળાં જોયાં ત્યારે કિંજલને તત્ક્ષણ લઈને પાછા સુરત જવાની કૃષ્ણાને તીવ્ર લાગણી થઈ આવી, પણ...

કમ્મરે સાડીનો છેડો વીંટાળી, હાથમાં ઝાડું પકડી ત્રણ કલાકની જહેમત પછી રૂમ ઠીકઠાક થયો ત્યાં સુધીમાં કૃષ્ણાનું શરીર ધૂળ અને પરસેવે છવાઈ ગયું હતું. હોટેલમાં માંડ બે કોળિયા જમી, રૂમ પર પાછા ફરી, તેણે કિંજલને છાતીસરસી ચાંપી, તેને માથે હાથ ફેરવ્યો ત્યારે છેલ્લા દોઢેક મહિનાથી આડબંધની જેમ રોકી રાખેલાં આંસુ...

★★★

એક વાર કૃષ્ણાએ સોફા પર ચઢીને ઓઈલ પેઈન્ટની છબી પાછળ જોયું. માળામાં ત્રણ-ચાર સુંદર ઈંડાં પડ્યાં હતાં. તેણે તે તરફ હાથ લંબાવ્યો તે પહેલાં તો એક ચકલી કોણ જોણે ક્યાંથી ચીંચીં ચીંચીં કરતી, પાંખો વીંઝતી ઊડી આવી અને કૃષ્ણા તરત ત્યાંથી ખસી સોફા પરથી નીચે ઉતરી ગઈ. તે સાંજે રાહુલ અને કિંજલ સાથે તે સોફા પર બેઠી હતી. ત્યાં ઉપરથી એક ઈંડું તેના ખોળામાં પડ્યું હતું. રાહુલે તે જોયું. ઝાપટ મારીને તેણે તે ઊંચક્યું અને અટ્ટહાસ્ય કરીને કહ્યું. 'આની આમલેટ બનાવજે.'

કિંજલ અને રાહુલ પણ કંઈક પલળી તો ગયા હતાં, છતાં કિંજલે ફિક્કું સ્મિત કરીને કહ્યું : 'મમ્મી ડોન્ટ યૂ વરી દસ દિવસ પછી કોલેજમાં બે દિવસની રજા છે, હું ત્યારે સુરત આવીશ, ઓ.કે. !'

સુરત પહોંચતાં પહેલાં જ કૃષ્ણાએ દસ દિવસની મનોમન ગણતરી શરૂ કરી દીધી હતી. વળતી સફરમાં તેની આંખો સમક્ષ કિંજલનો ધૂળિયો રૂમ અને કિચૂડાટ કરતા ખાટલાના ધ્વનિ તરવરતા રહ્યા. પેલો આઠવલે છોકરીને ન જાણે કેવુંયે જમવાનું આપશે ! ઘેર તો કિંજલ પિત્ઝા-બર્ગર સિવાય ડાઈનિંગ ટેબલ પર કદી બેસતી નથી.

કૃષ્ણા મોબાઈલ પર લગભગ અવિરત કિંજલનો અવાજ સાંભળતી રહી. ઉલ્હાસથી છલકાતો, ક્યારેક નંખાઈ ગયેલો, કદીક શરદીથી ભારે લાગતો, વળી વચ્ચે વચ્ચે ખાંસીના ઠસકા. દરેક ફોનમાં કૃષ્ણાનું એક જ ધ્રુવ વાક્ય : 'બે દિવસની રજામાં તું અહીં આવે છે ને ?'

'ઓહ, યસ મમ્મી, શ્યોર, હેન્ડ્રડ પર્સન્ટ !' કિંજલના ઉદ્ગારો સાંભળીને કૃષ્ણા છેલ્લા દોઢેક મહિનાનો પોતાનો વલોપાત વીસરી જઈ, 'બસનું રિઝર્વેશન કરાવ્યું ?' સારી કંપની તો મળશે જ ? 'બસ અહીં કેટલા વાગ્યે આવશે ?' જેવા સવાલો પૂછ્યા કરતી.

★★★

પૂણે જતાં પહેલાં કૃષ્ણાએ ફરી એકવાર સોફા પર ચઢી માળામાં ડોકિયું કર્યું હતું. ત્યાં ત્રણ-ચાર ચકલીનાં ટચૂકડાં બચ્ચાં ધ્રૂજતાં ચિકુચિક કરતાં હતાં, ચકલી તેઓની પડખે હતી. કૃષ્ણાએ એક પ્રકારના સંતોષથી આંખો મીંચી દીધી હતી.

★★★

કિંજલને રજા હતી એને આગલે દિવસે એનો ફોન સામેથી આવ્યો. એ ભાગ્યે જ આ રીતે ફોન કરતી. રિસિવરમાં કિંજલનો ઉમળકાભર્યો અવાજ સાંભળતાં જ કૃષ્ણા બમણા ઉલ્લાસથી પૂછી બેઠી : 'કાલે તું પૂણેથી અહીં આવવા નીકળે છેને ?' કિંજલનો ઉત્તર આવતાં થોડીક ક્ષણો વીતી ગઈ. એટલી વારમાં તો કૃષ્ણાનો શ્વાસ જાણે થંભી ગયો. સામેથી કિંજલનો સ્વર આવ્યો, 'મોમ, હું ને મારા રૂમ મેઈટ્સ લોનાવાલા-ખંડાલા જઈએ છીએ. પછીના વીક એન્ડમાં વી મે ફ્લાય ટુ બેંગલુરું...'

કૃષ્ણાને પ્રતીતિ થઈ : 'પંખીને પાંખો ફૂટી રહી હતી.'

★★★

કૃષ્ણાથી સોફા પર ચડી ચકલીના માળા ભણી જોવાઈ ગયું. માળો સૂનકારથી ભરેલો હતો અને એમાં પાંખોના ફફડાટના ભણકારા સંભળાતા હતા.

*બી-૩૨, પવિત્રા રો-હાઉસ, સહજ સુપર સ્ટોરની ગલીમાં,*
*આનંદ મહલ રોડ, અડાજણ, સૂરત-૯.*
*ફોન : ૦૨૬૧-૨૭૪૩૯૬૭*

# શ્રદ્ધા

*- મહમ્મદ માંકડ*

**જ્યો**તિષમાં મને પહેલાં શ્રદ્ધાં નહોતી, પણ પૂરાં દશ વર્ષ મેં એમાં શ્રદ્ધા રાખી છે. અમારો મિત્ર શંકર અમારી સાથે સદાય દલીલ કરતો કે, જ્યોતિષ પણ એક વિજ્ઞાન છે.

હસમુખ કહેતો કે, વિજ્ઞાન ખરું, ઘણું કિંમતી શાસ્ત્ર - એકડા ઉપર અનેક મીંડાં ચડાવીએ તો પણ એની કિંમત ન આંકી શકાય; પણ કમનસીબે ઘણા સમયથી આગળનો એકડો અલોપ થઈ ગયો છે, જેને હજુ સુધી જ્યોતિષીઓ શોધી શક્યા નથી.

શંકર ઢીલો થઈ જતો, ‘‘હું જ્યોતિષ પૂરું જાણતો નથી, નહીં તો તને કામ પકડાવી દેત.’’ અને પછી દલીલ કરતો, ‘‘હા, જ્યોતિષમાં થોડી અસ્પષ્ટતા છે, પણ એમ તો વિજ્ઞાનની બીજી શાખાઓનાં પરિણામો પણ ક્યાં સો ટકા સાચાં હોય છે ? ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર...’’

હસમુખ કહેતો, ‘‘જ્યોતિષ એ માત્ર અટકળ છે, તું એને ખોટી રીતે વિજ્ઞાન ન કહે.’’

શંકર સહેજ નિરાશ થઈ જતો, ‘‘તું નાસ્તિક છે, તારી સાથે માથાફોડ નકામી છે. શાસ્ત્રનું ફળ મેળવા માટે પ્રથમ તો એના ઉપર શ્રદ્ધા હોવી જોઈએ. શ્રદ્ધા વિના બધું નકામું. જ્યોતિષ એ જીવનનું શાસ્ત્ર છે અને શ્રદ્ધા એ જીવનનું બળ છે. શ્રદ્ધા વિના બધું અંધારું જ છે.’’

હસમુખ મારી સામે જોતો - આ શંકરિયો શું ટેં ટેં કે છે, કંઈક બોલ તો ખરો.

અમે એ વખતે જુવાન હતા - જુવાનિયા. શ્રદ્ધા કરતાં અશ્રદ્ધા અમારામાં વધારે હતી. મનમાં એક આગ ભરી હતી. જુવાનીની આગ. જૂનું બધું બાળી નાખો. જૂનાં શાસ્ત્રો નકામાં છે. જ્યોતિષ એ તો નમાલાઓનું શાસ્ત્ર છે. શ્રદ્ધા, ભક્તિ, ધર્મ, જ્યોતિષ, આધ્યાત્મિક ચમત્કારો એ બધા અમારે મન મશ્કરીના વિષયો હતા. જીવનમાં અમારે કાંઈક કરી બતાવવું હતું અને એ માટે અમને શ્રદ્ધાની નહીં પુરુષાર્થની જરૂર લાગતી હતી.

શંકર બહુ શ્રદ્ધાળુ જીવ હતો. અમે એનાં કર્મકાંડ અને ભક્તિની ખૂબ જ મશ્કરી કરતા. છતાં એ અમારો જિગરી દોસ્ત હતો. મને અને હસમુખને એ અવારનવાર સમજાવતો કે, શ્રદ્ધા એ જીવનનું બળ છે. અમે હસી લેતાં.

હસમુખ શંકરને ચીડવતો, ‘‘આકાશમાં રહ્યે રહ્યે શનિ મંગળ જો માણસને નડી શકતા હોય તો એ માણસને કેવો નિર્માલ્ય સમજવો ?’’

શંકરના ચહેરા ઉપર એક જોશ આવી જતો, ‘‘તને ક્યારેક નડશે ત્યારે ખબર પડશે, બેટા !’’

હું શંકરને કહેતો, ‘‘તું એક વાત તો કબૂલ કરીશ ને શંકર, જ્યોતિષ એ નમાલાઓનું શાસ્ત્ર છે. સહદેવ જેવો જ્યોતિષી હતો તો પણ એ શું કરી શક્યો ? બનવાનું હતું એ અટકાવી શક્યો ? ધાર કે, તારું જ્યોતિષ સાચું હોય તો પણ એ કામનું શું ? માણસના પુરુષાર્થને જ હણી નાખે એ શાસ્ત્રની જરૂર શી ?’’

શંકર ધીમેથી કહેતો, ‘‘તમે લોકો જ્યોતિષની એક જ બાજુ જૂઓ છો. ધારો કે, અત્યારે તારે શનિની પનોતી ચાલે છે અને તું ખરાબ સ્થિતિમાં આવી પડયો છે.’’

‘‘અમારે પનોતી હોય જ નહીં.’’ હસમુખ બરાડી ઊઠતો.

‘‘શંકર ભગવાન જેવાનેય શનિ નડ્યો હતો. તું બિચારો કોણ ?’’ શંકર તાનમાં આવી જતો. ‘‘ધાર કે તું ખરાબ સ્થિતિમાં છે. હિંમત હારી બેઠો છે, એ વખતે કોઈ માણસ તને ખાતરીથી કહે કે, આવતું વર્ષ તારા જીવનમાં ઉત્તમ છે. તને એની વાતમાં શ્રદ્ધા બેસી જાય, તો થોડા ખરાબ સમયને તું શ્રદ્ધાપૂર્વક પસાર ન કરી શકે ? આશામાં ને આશામાં તો માણસ સેંકડો ગાઉનું અંતર કાપી નાખે છે. જ્યોતિષીની એ બાજુ તો તમે જોતા જ નથી, જ્યોતિષ ખરાબ નથી. જ્યોતિષ હતાશ થઈ ગયેલા માણસને જીવવાનું બળ આપે છે. ભવિષ્યની આશા આપે છે. ફક્ત, તમને એમાં શ્રદ્ધા હોવી જોઈએ.’’

પણ અમને શ્રદ્ધા હોય એ શક્ય નહોતું.

પરંતુ એક વાત એવી બની કે, મારે કબૂલ કરવું પડ્યું. મારી જગાએ બીજો કોઈ હોત તો એને પણ કબૂલ કરવું પડ્યું હોત. શ્રદ્ધા એ જીવનનું બળ હોય કે ન હોય, પણ શ્રદ્ધા પોતે એક શક્તિ છે એ તો મારે સ્વીકારવું જ પડ્યું.

એક વાર અમે ત્રણે મિત્રો મારે ઘેર ભેગા થયા હતા. અમારે ત્રણેને એક ચોથા મિત્રને ત્યાં જમવા જવાનું હતું. શંકર સોફા ઉપર બેઠો બેઠો છાપું જોતો હતો. હસમુખ બારીમાં ઊભો ઊભો સાંજ જોતો હતો. મારે તૈયાર થવાનું હતું. હું બાથરૂમમાં ગયો. હાથ મોં ધોઈને કપડાં બદલ્યાં; વાળ ઓળ્યા, શર્ટ અને પેન્ટ ફરીથી જોઈ લીધાં. ચાલો તૈયાર.

પણ - હું ચોંકી ગયો.

મારી ઘડિયાળ ?

હાંફળો ફાંફળો હું શોધવા લાગ્યો. હસમુખ અને શંકર પણ શોધવા લાગ્યા. ક્યાં હતી?... ટેબલ ઉપર?.. આટલી વારમાં...

હા, બપોરે કાઢી હતી. કદાચ બાજુનાં રૂમમાં રેડિયો પાસે પડી હોય. હું દોડાદોડી કરતો હતો. નવી ‘વેસ્ટ એન્ડ’ હતી. મારા કાકાએ મોકલી હતી. ખૂબ જ કિંમતી હતી.

બા ચિડાઈ ગઈ. બહેન ગોતવા માંડી ભાઈ તો બહાર ઊપડી ગયો હતો. બા પૂછતી હતી, "વિનુ તો નહીં બાંધી ગયો હોય ને ?"

વિનુ મારો નાનો ભાઈ હતો. "વિનિયાનું કાંઈ કહેવાય નહીં. તારે એને ના પાડી દેવી..." બા શિખામણ આપતી હતી. પણ વિનુ મળે અને એ લઈ ગયો છે. એવી ખબર પડે તો ના પાડી દઉં ને ?

અને મારુય ક્યાં ઠેકાણું છે ? પહેલેથી જ ભુલકણો છું. બહેન કહે છે કે, લગ્ન થયા પછી ક્યારેય ભાભીને લઈને બહારગામ ન જશો. નહીં તો એને ભૂલીને જ આવશો.

ઘડિયાળ ન જડી. મારો ચહેરો ઊતરી ગયો, હસમુખે આગ્રહ કર્યો એટલે હું પાર્ટીમાં ગયો ખરો, પણ જમવામાં મને રસ ન પડ્યો.

વિનું ઘેર આવ્યો કે તરત જ મેં એને ઘડિયાળ વિશે પૂછ્યું. એણે ચોંકીને ના પાડી, 'ના રે ભાઈ, મને ખબરેય નથી !' મને આખી રાત ઊંઘ ન આવી. ફરી ફરીને મારી રૂમમાં મેં શોધ કર્યા કરી. સૂતાં સૂતાં કાંક સાંભરી જાય ને બેઠો થઈ જાઉં. બાથરૂમમાં તો નહીં હોય ને ? ટેબલ નીચે તો નહીં પડી હોય ને ? ચાદર નીચે તો નહીં છુપાઈ ગઈ હોય ને ?

બીજે દિવસે સવારમાં હસમુખ શંકરને લઈને આવ્યો, "કાં, ઘડિયાળ જડી ?"

"ના," મેં માથું હલાવ્યું.

હસમુખ ગીત ગણગણતો હતો. એકાએક એણે કહ્યું. "એક અખતરો કરવો છે ? ભાવનગરથી મારી માસીનો દીકરો આવ્યો છે, એ પ્રશ્નકુંડળી બહુ સરસ માંડે છે..."

ઘડિયાળ ખોવાઈ ગઈ એથી જેટલું આશ્ચર્ય નહોતું થયું.



એટલું એની વાત સાંભળીને મને થયું. આ તે શંકર બોલતો હતો કે, હસમુખ ? હસમુખ સામે હું તાકી રહ્યો. મને થયું કે, શંકર હમણાં ઊછળશે, પણ એ કાંઈ બોલ્યો નહીં. મૌનમાં પણ એની જીત જ હતી ને ?

હસમુખ કહેતો હતો, "આપણને એમાં શ્રદ્ધા નથી, પણ પૂછવામાં આપણું શું જાય છે ? માસી અહીં દિવાળી ઉપર આવ્યાં છે અને લલિત પણ સાથે આવ્યો છે." લલિત એની માસીના દીકરાનું નામ હતું.

મેં કહ્યું, "પણ લલિત જ્યોતિષ જાણે છે એમ તેં પહેલાં તો કોઈ દિવસ..."

"કેમ તારે એની પાસેથી શીખવું હતું ?" એણે સહીને પૂછ્યું. "તું લલિતને ઓળખે છે પણ ક્યાં ? અને આપણને જ્યોતિષમાં એવી શ્રદ્ધા પણ કે દી' હતી કે, મારે તને વાત કરવી પડે ? આ તો એક અખતરો છે, બાકી જો શીખવું જ હોય તો આપણે આ શંકર ભગવાન પાસેથી જ ન શીખીએ ?" એણે શંકરને એક ધબ્બો માર્યો.

મને કહેવાનું મન થયું કે, હસમુખ, તું એને ધબ્બો ન માર. તારે મારવો જ હોય તો તારા પોતાના ગાલ ઉપર બે તમાચા માર. આજે તું પોતે જ એની સામે તારી હાર કબૂલ કરે છે. જોકે શંકર કાંઈ ન બોલ્યો. એના ચહેરા પર ગૌરવયુક્ત મૌન હતું. મને એમ લાગ્યું. મેં શંકરને કહ્યું, "મને પ્રશ્નકુંડળી માંડતાં નથી આવડતું. પ્રશ્નકુંડળી એ જ્યોતિષનો એક જુદો જ વિભાગ છે."

હસમુખે મને કહ્યું, "એ તો મેં એને રસ્તામાં પૂછી લીધું હતું. એને ક્યાં પૂરું જ્યોતિષ આવડે છે ?"

હસમુખ હવે ટંગડી ઊંચી રાખ મા, મને કહી નાખવાનું મન થયું.

એને ખૂબ ઉતાવળ હોય એમ હસમુખ બોલ્યો, "લ્યે, ચાલ ને, જલદી તૈયાર થઈ જા."

મેં કહ્યું, "લલિત અત્યારે ઘેર જ હશે ? કદાચ..."

"ચાલ ને, ભલા આદમી. એ ઘેર નહીં હોય તો માસીની ચા પીને આપણે પાછા આવીશું. અને એય સાવ નવરોજ છે. ઘેર નહીં હોય તો ક્યાં ગયો હશે ? હરીફરીને મારે ઘેર. બાકી, પછી આપણે ત્રણે જણા, કોણ જાણે ક્યારે ભેગા થઈશું - કદાચ સાંજે, કદાચ કાલે, આપણું કાંઈ નક્કી થોડું છે ? આ તો અત્યારે આ શાસ્ત્રીજી પણ સાથે જ છે, એટલે ગમ્મત આવશે." હજીય હસમુખ શંકરની મશ્કરી છોડતો નહોતો. મને થયું કે, ગમ્મત તો આપણે આપણી પોતાની કરી રહ્યા છીએ. ચાલો, જવામાં શો વાંધો છે ?... ચાલો ત્યારે ગમ્મત થશે.

હસમુખની માસીનું ઘર ઠીક ઠીક દૂર હતું. રસ્તામાં હસમુખ આડીઅવળી વાતો કરતો હતો. ઠીક ખીલ્યો હતો ! નવેક વાગે અમે એની માસીના ઘેર પહોંચ્યા.

માસીનો ચા-નાસ્તો પતી ગયો એટલે હસમુખે લલિતને કહ્યું, ''બસ, તું કંઈ બોલીશ નહીં. પ્રશ્નકુંડળી માંડીને હું જ તમારું અહીં આવવાનું પ્રયોજન કહી દઈશ. મહેરબાની કરીને મૂંગો મૂંગો બેસી રહે.'' પછી મારી સામે ફરીને કહ્યું, ''તમારે પ્રશ્ન પૂછવાનો છે ને ? તમારું નામ ?''

''પ્રવીણ.'' મેં કહ્યું.

''હં. કન્યા...''

હસમુખ બોલ્યા વિના રહી ન શક્યો, ''મરદ છે મરદ, જોતો નથી ?''

''તને એમાં ખબર ન પડે...'' લલિતે ગર્વથી કહ્યું. ''એમની રાશિ કન્યા છે.''

''પુરુષની રાશિ કઈ રીતે કન્યા હોઈ શકે ?'' હસમુખે મૂંજવણથી શંકર સામે જોયું. શંકરે એવી અદાથી માથું હલાવ્યું કે મૂર્ખ, એટલી તો નાના બાળકને પણ ખબર પડે. કન્યા રાશિમાં નથી સમજતો ?

અમે ત્રણે થોડી વાર મૂંગા બેસી રહ્યા. લલિત જાણકાર લાગતો હતો. એણે પંચાંગ કાઢ્યું. કાગળ અને પેન લઈને એ કુંડળી દોરવા લાગ્યો. વચ્ચે વચ્ચે ગણગણતો હતો. પછી બોલ્યો, ''હં... કોઈક કિંમતી વસ્તુ ખોવાઈ ગઈ છે એટલે તમે અહીં આવ્યા છો.'' મારા તરફ ફરીને એણે કહ્યું. ''જોકે, તમને આ શાસ્ત્રમાં શ્રદ્ધા નથી. પણ માત્ર કુતૂહલને વશ થઈને અહીં આવ્યા છો.''

હું ખરેખર ચોકી ગયો. મારા મનની જાણ આને કેવી રીતે થઈ ગઈ ? વસ્તુ ખોવાઈ ગઈ હતી એ તો ઠીક, પણ મને આ શાસ્ત્રમાં શ્રદ્ધા નથી એ વાત.. શંકર કહેતો એમ, આ શાસ્ત્રમાં જરૂર કાંઈક તથ્ય છે ! શંકર સામે જોવાની મને હિંમત જ ન થઈ. વ્યંગથી એ અમારી સામે જોઈ રહ્યો હશે. આજે એનો વારો હતો. અમે એની ખૂબ મશ્કરી કરી હતી.

લલિતે ધીમેથી પૂછ્યું. ''બોલો, સાચું છે કે નહીં ? જો સાચું હોય તો જ હા કહેજો. જો ખોટું હોય તો આગળ જોવાનો કશો અર્થ નથી.''

મેં સંકોચથી ઉત્તર આપ્યો. ''સાચું છે. મારી ઘડિયાળ ગુમ થઈ ગઈ છે. એ માટે અમે અહીં આવ્યા છીએ.'' હસમુખ સામે મેં જોયું. એ નીચું જોઈને બેઠો હતો.

લલિતે વળી થોડી વાર સુધી કાંઈક ગણતરી કરી : ''તમારી ઘડિયાળ તમારા ઘેરથી જ ગુમ થઈ છે.''

મને આંચકો લાગી ગયો.

''તમારી એ ઘડિયાળ તમારા કોઈ સંબધીએ જ લીધી છે. એ માણસ ખૂબ જ મુશ્કેલીમાં છે. મુશ્કેલીને લીધે એણે એ કામ કર્યું છે.''

સંબંધી એટલે ? મને મારો ભાઈ વિનુ યાદ આવી ગયો, એ હાથનો થોડો છૂટો હતો. મુશ્કેલી, દેણું, ચોરી... મારાથી પુછાઈ ગયું. ''સંબધી એટલે ભાઈ ?''

''ભાઈ ?... હા, ભાઈ પણ હોઈ શકે. સગા પણ હોઈ શકે. મિત્ર પણ હોઈ શકે. પિછાનવાળી કોઈ પણ વ્યક્તિ.''

થોડી વાર હું કાંઈ બોલ્યો નહીં. મને થયું આ બધું જાણવું એ દુખકર છે. ના, આપણે કોઈનું નામબામ જાણવું નથી.

લલિતે કહ્યું, ''કઈ રાશિની વ્યક્તિએ એ કામ કર્યું હશે, એ હું તમને કહી શકું, પણ મને લાગે છે કે, એની જરૂર નથી.''

''ના, એની જરૂર નથી.'' મેં કહ્યું.

''પણ એક વાત તમને કહું. તમારી ઘડિયાળ આવી જશે. આ કુંડળીના ભાગ્યસ્થાનનો સ્વામી ગુરુ છે. એ પંચમસ્થાનમાં પડ્યો છે, અને પાંચમી દૃષ્ટિએ પોતાના ઘરને જુએ છે. તમારી ચીજ ચોક્કસ પાછી મળી જશે. પાંચ દિવસમાં અથવા તો પાંચ અઠવાડિયામાં...''

અથવા તો પાંચ મહિનામાં, પાંચ વરસમાં, પાંચ દશકમાં.. મને મશ્કરી કરવાનું મન થઈ આવ્યું. અને બીજો દિવસ હોત તો જરૂર હું બોલ્યો જ હોત, પણ હું બોલી શક્યો નહીં. એના જ્યોતિષથી હું પ્રભાવિત થઈ ગયો હતો.

''તમારે શ્રદ્ધા રાખવી. શ્રદ્ધા આમાં ઘણો મોટો ભાગ ભજવે છે.'' એણે પૂરું કર્યું.

મને કહેવાનું મન થયું કે, શ્રદ્ધા તો મારા સ્વભાવમાં જ નથી. પણ સાચું કહું તો મનેય થોડી શ્રદ્ધા બેસી ગઈ હતી. હું મૂંગો રહ્યો. જાણે સંમતિ આપી. મને હતું કે, હસમુખ કાંઈક બોલશે જ, પણ એય મૂંગો રહ્યો, એના ઉપર પણ અસર થઈ ગઈ હતી.

ઘરમાં એ વિશે મેં કોઈને કહ્યું નહીં. અમે ત્રણે મિત્ર લગભગ રોજ નિયમ પ્રમાણે મળતા, ગપ્પાં મારતા, મશ્કરીઓ



કરતા. ઘડિયાળની વાત જાણે ભૂલી જવા માગતા હતા.

બે દિવસ, ત્રણ દિવસ, ચાર પાંચ-છ દિવસ વીતી ગયા. ઘડિયાળ ન આવી. મને થોડી થોડી શ્રદ્ધા હતી એ પણ ઝાંખી પડવા માંડી, એ તો ગઈ હવે, સાત દિવસ, આઠ દિવસ-

આઠમા દિવસે -

આશ્ચર્ય !

મારા ટેબલ ઉપર પડેલ ચોપડીઓ નીચેથી ઘડિયાળ નીકળી આવી. વાંચવા માટે હું ચોપડી ઊંચીનીચી કરતો હતો ત્યાં ઘડિયાળ ચમકી ઊઠી.

હું ડઘાઈ ગયો. ભૂત જો તો હોઉં એમ હેબતાઈ ગયો. એ ચોપડીઓ મેં વીંખી હતી - એક વાર નહીં, બે ત્રણ વાર. પણ હતી મારી જ ઘડિયાળ - એક જ 'વેસ્ટ એન્ડ' નવું મોડેલ - સેન્ટર સેકન્ડ - ચમકતો ચંદો - મેં હાથમાં પકડીને મૂઠી બીડી દીધી. ઘણી વાર સુધી મૂઠી બીડી રાખી.

ઘરમાં મેં જાહેર કરી દીધું. ઘડિયાળ મારી ચોપડીઓ નીચે જ હતી.

બાએ ખિન્ન થઈને કહ્યું, ''નકામો કેટલો ઉત્પાત કરાવ્યો !''

બહેન બોલી, ''છોકરું કાખમાં ને ગામ ગોત્યું !''

મેં પેલી કુંડળીની વાત કોઈને ન કરી. મનમાં મને થયું તો ખરું જ કે, કોણ હશે ? કોણે ઘડિયાળ ચોપડીઓ નીચે ગોઠવી દીધી હશે ? વિનુ... સગાં.... સંબંધી... જવા દો, કોઠી ધોવાથી કશો ફાયદો નહીં.

હસમુખ અને શંકર આવ્યા ત્યારે મેં ઘડિયાળ મળ્યાની વાત કરી. અને કહ્યું, ''કદાચ ચોપડીઓ નીચે જ હશે... તે દિવસે મેં ચોપડીઓ પાસે મૂકી હશે ને ઉપર એકાદ ચોપડી આવી ગઈ હશે.''

હસમુખે કહ્યું, ''એમ જ હશે.''

મને થયું કે, હમણાં શંકર વિરોધ કરશે - એમ હોઈ શકે જ નહીં. નાસ્તિકો, હજી તમે જ્યોતિષની શક્તિમાં અશ્રદ્ધા રાખો છો ? પણ એણે ફરી પેલું ગૌરવશાળી મૌન ન પાળ્યું - જાણે અમને હરાવી દીધા. બચ્ચાઓ, આનું નામ જ જ્યોતિષ. હું પૂરું નહોતો જાણતો એટલે તમે રોજ મારી મશ્કરી કરતા પણ હવે થઈને ખાતરી ?

સાચું કહું તો, મને તો તે દિવસથી જ્યોતિષમાં પૂરી શ્રદ્ધા બેસી ગઈ હતી, અને પૂરાં દસ વર્ષ એ શ્રદ્ધા મારા દિલમાં રહી હતી. એ પછી ક્યારેય મેં જ્યોતિષની મશ્કરી કરી નથી.

દશ વર્ષ...

હમણાં હસમુખ મારે ઘેર આવ્યો હતો - ચાર દિવસ પહેલાં જ. જૂની વાતોને તો વર્ષો વીતી ગયાં છે, પણ અમારી બંનેની દોસ્તી બરાબર જળવાઈ રહી છે. હસમુખ છેલ્લાં પાંચ વર્ષથી રાજકોટ રહે છે. મને મળવા આવ્યો ત્યારે એ થોડો વ્યગ્ર હતો. પંદરેક દિવસ પહેલાં એને ઘેર ચોરી થઈ હતી. મેં છાપામાં વાંચ્યું હતું. હસમુખની પત્ની પોતાને પિયર ગઈ હતી. હસમુખ અમદાવાદ ગયો હતો. પાછળથી કોઈ (જાણભેદુ જ હશે) તાળું તોડીને કબાટમાંથી સારી એવી રકમ અને ઘરેણું ચોરી ગયું હતું.

ચા પીતાં પીતાં એકાએક મને જૂની વાત યાદ આવી ગઈ. મેં કહ્યું, ''હસમુખ, તેં ચોરી બાબતની પોલીસને તો ખબર આપી જ હશે.''

''પોલીસને ? હા, પોલીસમાં ફરિયાદ નોંધાવી છે. પણ હજી કાંઈ પત્તો નથી.''

''પણ તું લલિત પાસે કેમ જતો નથી ?''

''લલિત પાસે ?''

''હા, હા. તારી માસીના દીકરા પાસે. લલિતે મારી ઘડિયાળ બાબતમાં પ્રશ્નકુંડળી માંડી હતી - તને યાદ નથી ? ચોરી બાબતમાં તું એની પાસે કેમ જતો નથી ?''

એ કાંઈ બોલ્યો નહીં. મને એનું મૌન ભારે લાગ્યું. મેં એને ફરીથી આગ્રહ કર્યો, ''તું એની પાસે જા તો ખરો !''

''એમાં તો એવું છે ને.'' આખરે એ બોલ્યો. ''જો શ્રદ્ધા, હોય તો જ કુંડળી કામ કરે.''

''શ્રદ્ધા ? ભલા માણસ, મને ક્યાં શ્રદ્ધા હતી ? સાચું કહું છું. મને પહેલાં તો જરાય શ્રદ્ધા નહોતી.''

''પણ શંકરને શ્રદ્ધા હતી ને ?'' હસમુખે હસીને કહ્યું. ''લે ત્યારે હુંય તને સાચું જ કહી દઉં. આજે તો એ વાતને વર્ષો વીતી ગયા છે. અને આપણેય હવે જુવાનિયા નથી રહ્યા. એ દુનિયા જ જુદી હતી. શંકર માથે દેણું હતું. એણે જ એ ઘડિયાળ ઉપાડી લીધી હતી. મેં જોયું હતું. એને જ્યોતિષ ઉપર શ્રદ્ધા હતી. હું એને શરમાવવા ઈચ્છતો નહોતો. તારી ઘડિયાળ જાય એમ પણ હું ઈચ્છતો નહોતો. મેં જ લલિતને પ્રશ્નકુંડળીનું કહ્યું હતું.''

હું હસી ન શક્યો. પણ એણે હસીને કહ્યું, ''પ્રશ્નકુંડળી કામ આપે ખરી, પણ એમાં જો ચોરને શ્રદ્ધા હોય તો બાકી. મારી શ્રદ્ધા શું કામ આવે ?''

---

*૧૫૩-બી, સેક્ટર-૨૦,*
*રાજભવન સામે,*
*ગાંધીનગર-૩૮૨૦૨૦.*

# વાત એક રાતની (એક દુઃસ્વપ્ન)

*- ડૉ. દિનકર જોષી*

**મ**ને બહુ બીક લાગે છે.

શાની બીક લાગે છે એવું જો તમે પૂછશો તો એનો જવાબ હું તમને આપી શકીશ નહીં. તમે સમજ્યા ? મેં તને કહ્યું કે હું તમને જવાબ આપી શકીશ નહીં, આપીશ નહીં એવું નથી કહ્યું. ઘણુખરું આવું જ બને છે. આ બે વચ્ચેનો ફરક તમે સમજતા નથી. અને પછી મેં તમને જવાબ આપ્યો નથી એવું તમે માની લ્યો છો. કંઈ વાંધો નહીં, તમે એવું કેટલુંય માની લેતા હોવ છો કે જેને તમે જાણતા જ નથી હોતા. જો કે તમે પણ મારા માટે આવું જ કહેશો એની મને ખાતરી છે. જવા દો. મને બીક લાગે છે. મારી બીક મારી પાસે જ રહેવા દો.

તે દિવસે થયું કે પલંગ નીચે છુપાયેલો દીપડો ક્યાંક તરાપ મારશે. આવો વિચાર આવતાવેંત મને પાછું હસવું આવ્યું. ચૌદ માળના મકાનના અગિયારમા માળે બારસો કારપેટ ફૂટના એરિયાવાળા મસમોટા બેડરૂમના ફ્લેટમાં દીપડો ક્યાંથી આવે ? હું જાણું છું. આવો વિચાર જ એક ગાંડપણ છે અને છતાં સચ્ચાઈ એ છે કે પલંગ નીચે છુપાયેલા દીપડાની મને બીક લાગે છે. ક્યારેક થાય છે કે, બેડરૂમની છત ક્યાંક મારા માથે તૂટી પડશે. આવું બનવાનો કોઈ સંભવ નથી કેમ કે મકાન બહુ મજબૂત છે. અને પછી વિચાર આવે છે કે, ક્યારેક નવુંનક્કોર મકાન પણ નબળા બાંધકામને લીધે તૂટી પડ્યું હોય એવા અહેવાલ વર્તમાનપત્રોમાં આવે જ છે. એવો જ અહેવાલ આવતીકાલે પણ આ જ મકાન વિશે અખબારોમાં આવે એમાં અસંભવ શું છે ?

બાથરૂમમાં સ્નાન કરવા જાઉં છું ત્યારે કોણ જાણે કેમ સાપની બીક લાગે છે. ગામડાનાં ઘરોમાં રહેતા ત્યારે પહેલા ઘરમાં કોઈકવાર સાપ નીકળતો પણ આજકાલ તો નાગપંચમીના દિવસે મદારી પણ સાપ લઈને રાજમાર્ગ ઉપર બેસતો નથી એટલે સાપનાં દર્શન કર્યે પણ વરસો વીતી ગયા છે અને છતાં બાથરૂમના દરવાજા પાછળ સાપ છુપાયો હશે એવી બીક લાગે છે.

અને સાચું કહું, તમારે માનવું હોય તો માનજો અને ન માનવું હોય તો તમને મનાવવાની મને કોઈ જરૂર નથી. મને સહુથી વધારે બીક ભૂતની લાગે છે. કોઈક મધરાતે ઉઘાડી બારીમાંથી ભૂત અંદર આવશે એવા વિચાર માત્રથી હું ધ્રૂજી ઊઠું છું. ભૂતનો આકાર કેવો હોય એની મને ખબર નથી એટલે ઉઘાડી બારીમાંથી દેખાતા ખૂલ્લા આકાશના જુદા જુદા આકારના વાદળોને હું ભૂત માની લઉં છું. ભૂતના તો ગમે તે આકાર હોય. માણસનો તો એક જ આકાર હોય અને છતાં...

પહેલાં ઘરેથી ઓફિસે જતો ત્યારે માત્ર અકસ્માતની જ બીક લાગતી કોઈક સ્કૂટર અથડાશે, કોઈક મોટર સાથે અથડામણ થશે, ક્યાંક કશીક મારામારી થશે અને પછી પોલીસ... હોસ્પિટલ અને ઘણું બધું... હવે ઓફિસેથી ઘરે જતા પણ આવી જ બીક લાગે છે. થોડીક વધારે કે થોડીક ઓછી. ઘર હોય કે ઓફિસ, રસ્તા ઉપર એકલા એકલા ફરવા જતી વખતે કે કોઈકવાર બગીચામાં ટહેલવા જતી વખતે પણ બીક લાગે છે. એકલા એકલા શાંતિથી ટહેલવા કે ફરવાનો આ સમય પણ હમણાં પૂરો થઈ જશે અને પછી તરત જ પેલી બીક, હે ભગવાન...!

આ બીકથી બચવા એક દિવસ ઘરેથી એકલો જ બહાર નીકળી ગયો. બહાર નીકળવાનો સમય નહોતો - ઘરમાં રહેવાનો સમય હતો... ઓફસે જવાનો પણ સમય નહોતો. ક્યાં જવું છે એ પણ કશું વિચાર્યું નહોતું. હવે કોઈની પણ બીક ન લાગે એવી જગ્યાએ જવું છે.

પણ તમે માનશો પાંચ પંદર મિનિટ માંડ ચાલ્યો હોઈ ત્યાં જેનાથી ભાગવા માંગતો હતો એ પેલી બીક સાક્ષાત આવીને ઊભી રહી ગઈ. મેં ચોંકી જઈને આસપાસ જોયું. બધું અદશ્ય થઈ ગયું હતું. રસ્તા ઉપર કોઈ નહોતું. આડા દિવસે ભોંક ભોંક કરતા નધણિયાતા કૂતરા પણ રસ્તા ઉપર રખડતા નહોતા. બધાં મકાનના દરવાજા બંધ હતા. કોઈ બંધ ઓરડાના દીવાનો પ્રકાશ પણ વેન્ટિલેટરમાંથી આવતો નહોતો. સામે એક મોટું તોતિંગ વૃક્ષ ઊભું હતું અને વૃક્ષના થડ પાસે એક કદાવર સિંહ લહેરથી આડો પડ્યો હતો અને એની બે તગતગતી આંખ મને જોઈ રહી હતી.

અહીં સિંહ ક્યાંથી આવ્યો એવું કોઈ પૂછશો નહીં. આ વાર્તામાં હજુ આગળ જતા એવું ઘણું બનવાનું છે કે, જો અત્યારથી આવી પૂછપૂછ કરશો તો વાર્તા વાંચી નહીં શખો. પુરાણ કથાઓમાં એવું કેટલુંય બને છે કે જે પહેલી નજરે વાંચતાવેંત ગળે ન ઉતરે, ગળે ન ઉતરે એટલે આવું બને જ નહીં એમ ન કહેવાય. તમારી સમજદારીની ઉણપ હોય એવું પણ કહેવાય.

"કેમ અલ્યા ? મારાથી ડરી ગયો ?" મેં આ શબ્દો સાંભળ્યા, કાનોકાને સાંભળ્યા. સામે સૂતેલા સિંહે જડબું ફાડીને હસતાં હસતાં કહ્યું. શબ્દો સિંહના જ હતા પણ ઉચ્ચારો અને ભાષા આપણી જ હતી. મારી અને તમારી.

મારી બીક બે ગણી નહીં બાર ગણી વધી ગઈ. સિંહને શું

જવાબ આપું એજ સૂઝ્યું નહીં. મારી મૂંઝવણ સિંહ કળી ગયો. હોશિયાર હોવો જોઈએ. કદાચ આપણી યુનિવર્સિટીઓ પાસેથી એણે કોઈ ડિગ્રી લીધી નહીં હોય એટલે વધારે સમજદાર હોવો જોઈએ. બચ્ચાને પટાવતો હોય એમ વહાલથી બોલ્યો.

''બીતો નહીં બાબલા, મેં હમણાં જ ભોજન કરી લીધું છે. પેટ ભરાઈ ગયું હોય પછી નજર સામે અમૃતનો કુંભ પડ્યો હોય તોય એની અમે પરવા ન કરીએ. હું સિંહ છું જંગલનો રાજા.''

આવું તો મેં ક્યારેય સાંભળ્યું નહોતું. પેટ ભરાઈ ગયું હોય પછી સામે અમૃતનો કુંભ હોય તો પણ નજર સુદ્ધાં નાખવી નહીં એની તો કોઈ કલ્પના સુદ્ધાં મને આવી નહોતી. ખિસ્સાં ફાટફાટ થતા હોય અને છતાં મંદિરની દાન પેટીમાં દશની ખોટી નોટ મૂકીને પાંચનો સિક્કો સરકાવી લેતા પાર વિનાના ભક્તજનો મેં જોયા હતા. સાત ટંક ચાલે એટલું થાળીમાં પીરસાયું હોય તોય આજુબાજુવાળાની થાળીમાં ચકળવકળ આંખે જોતા સંખ્યાબંધ સ્નેહીઓ, સ્વજનો અને સંબંધીઓને જોયા હતા પણ આ તો સિંહ...

''જા ભાઈ જા, મને ઊંઘ આવે છે. ઊંઘવાના ટાઈમે જાગવું અમને ન ફાવે. અમે તો ઊંઘવાના ટાઈમે ઊંઘીએ અને જાગવાના ટાઈમે જાગીએ.'' આટલું કહેતા સિંહે પાસું ફેરવીને આંખ મીંચી દીધી.

લ્યો બોલો, સિંહ તો ઊંઘી ગયો. આંખના પલકારામાં ઘસઘસાટ ઊંઘી ગયો પણ સિંહના વિકરાળ જડબાની જે બીક મારામાં પેસી ગઈ હતી એનાથી કાળજું ધક ધક થતું કેમેય બંધ થતું નહોતું. હું મુઠ્ઠીઓ વાળીને બીજી દિશામાં વળી ગયો. સિંહ દેખાતો બંધ થયો એટલી બીક તો ઓછી થઈ.

પણ વાળંદના વાંકા હોય તો કોથળીમાંથી કરડે આ કહેવત તમે સાંભળી છે ? ગામઠી કહેવત છે એટલે કદાચ તમે ભૂલી ગયા હશો. કદાચ વાળંદ શબ્દ સુદ્ધાં હવે તમારા શબ્દકોશમાંથી નીકળી ગયો હશે. ખેર, તમને શિખવાડવાનું મારું કામ નથી. તમે એટલું બધું શીખી ચૂક્યા છો કે, હવે કંઈ નવું શીખી શકો એમ છો જ નહીં. છાલિયામાં નવટાંક દૂધ આવે, તપેલીમાં બહુ બહુ તો શેર કે બશેર આવે પણ ચમચીમાં કેટલુંક આવે ? જવા દો ભાઈ, જવા દો...

અંધારામાંય કોણ જાણે ક્યાંથી એક ખૂણામાંથી પ્રકાશનો ઝગમગાટ થયો. આવો પ્રકાશ તો મેં ક્યાંય જોયો નહોતો. લાલ, લીલો, પીળો, ભૂરો, કેસરી, ગુલાબી આમ જાતજાતના પ્રકાશના લિસોટા રસ્તામાં પથરાઈ ગયા. અદ્‌ભૂત પ્રકાશ. જોતાવેંત આંખ તો શું અંગે અંગ ઉજળા થઈ જાય. પણ આ પ્રકાશ આવ્યો ક્યાંથી ? મેં જમણી તરફ ખૂણામાં જોયું. બાપ રે ! એક જબરદસ્ત સાપ ગુંચળું વાળીને પડ્યો હતો. એની ફેણ ઉપર આ ઝગમગતા પ્રકાશનો મણિ હતો. હવે પ્રકાશને પડતો મૂકીને મેં સાપ સામે આંખ માંડી. આવડો મોટો સાપ હવે એનાથી શી રીતે છટકી શકાય ? ત્યાં બેસીને પણ જો ફૂત્કારે તો એના ફૂત્કારથી જ મરી જવાય. કરડવાની જરૂર જ નહીં, હવે બચવાનો કોઈ આરો જ નથી એ મને સમજાઈ ગયું. મરતી વખતે માણસ જેનું ચિંતન કરે છે એવો બીજો અવતાર મળે એવું મેં ક્યાંક ગીતામાં વાંચ્યું હતું. મોટી મુશ્કેલી એ થઈ કે મરવાની આ ક્ષણ તો આવી ગઈ પણ શેનું ચિંતન કરવું એ કેમેય સૂઝ્યું નહીં. ગળું સૂકાઈ ગયું. હૃદયના ધબકારા ચાલે છે કે, બંધ પડી ગયા એટલુંય સમજાયું નહીં ત્યાં તો -

''વત્સ ! શાંતિથી જતો રહે. મને તારી બીક લાગે છે.'' સર્પ પણ આવી વાણી ઉચ્ચારી શકે એવું તો ધાર્યું જ ક્યાંથી હોય ? સર્પ બોલ્યો. સાચેસાચ બોલ્યો. બોલ્યો એટલું જ નહીં પણ એવું બોલ્યો કે જેનાથી મારી ધ્રૂજારી બંધ થઈ ગઈ. સર્પને મારી બીક લાગે છે ?! બાપ રે ! મેં તો ક્યાંક એવું વાંચ્યું હતું કે પ્રાચીન કાળમાં ઋષિઓ એવી પ્રાર્થના કરતા કે હે ભગવાન, હું કોઈથી ડરું નહીં અને કોઈ મારાથી ડરે નહીં. અહીં તો સર્પથી હું ડરું છું અને મારાથી સર્પ ડરે છે. એવું શી રીતે બને ?

પણ બન્યું. ખરેખર બન્યું. સર્પે સહેજેય હલનચલન કર્યા વિના પોતાનું મોં ખોલ્યું. એની લાંબી અને પાતળી જીભમાં ભરેલા વિષના ભંડારનું મેં દર્શન કર્યું. બંધ પડેલી ધ્રૂજારી પાછી શરૂ થઈ ગઈ. વિષના આ મહાસાગરના મોજાંનું એક ટીપું પણ જો અહીં સુધી પહોંચે -

''અલ્યા આટલું બધું ધ્રૂજે છે કાં ? મારે મોઢે તો તાળું છે.'' અને સાપ બોલ્યો. સાચેસાચ બોલ્યો. પુરાણ કથામાં બોલે છે એમ જ બોલ્યો પણ હું એનો પૂર્વાર્ધ સમજ્યો. ''અલ્યા, આટલું ધ્રૂજે છે કાં ?'' પણ ઉત્તરાર્ધ ન સમજ્યો. ''મારે મોઢે તો તાળું છે.''

''તાળું ? તાળું એટલે શું ?'' મારાથી પુછાઈ ગયું. ''તું તો ગમે ત્યારે કરડે. જોને તારી ઝેરથી ભરેલી જીભ કેવી લબલબ થાય છે. એને વળી તાળું કેવી રીતે હોય ?''

''ભલા માણસ, તું સાવ સમજ વિનાનો છે. સાચી વાતની તને જાણ જ નથી. જો સાંભળ,'' આટલું કહેતા સાપ સળવળ્યો. ફેણ સહેજ આગળ ધરી. મારા તો અણુએ અણુમાંથી ચેતના હણાઈ ગઈ. સાપ સમજી ગયો હોય એમ ખડખડાટ હસ્યો. સાપ ખડખડાટ હસે એ વાત તમે ભલે ન માનતા હો પણ મેં મારી સગી આંખે એને હસતા જોયો છે અને સગા કાને એનો ખડખડાટ સાંભળ્યો છે.

''ભગવાને બધા સાપનાં મોઢે તાળાં માર્યાં હોય છે. જેનું આયુષ્ય પૂરું થયું હોય અને યમરાજાએ જેના માટે સર્પ ડંખ નિર્માણ કર્યો હોય, એવા સમયે જ ભગવાન તાળું ખોલે છે. અને સર્પ એને ડંખે છે. પણ -''

આટલું કહેતા સાપ અટકી ગયો. મારી સામે ટગર ટગર જોઈ રહ્યો. પછી બોલ્યો. ''પણ સાપના ઝેરથી કોઈ માણસ મરી ગયો હોય એવું ક્યારેય બન્યું નથી. બની શકે જ નહીં. માણસના મરણનું કારણ સાપનું ઝેર નથી હોતું.''

''તો પછી ?'' મારી અજાયબીનો પાર ન રહ્યો. ''તો પછી તારા ડંખ સાથે જ માણસ મરે જ કેવી રીતે ?''

''હે મિત્ર, હું જે કહું છું એ ધ્યાનથી સાંભળી લે અને બરાબર સમજી લે. ઝેર તો માણસની રગેરગમાં અને લોહીના ટીપે ટીપામાં હોય છે. અમારા ડંખથી અમારી લાળ એના પંડમાં ફરતા લોહી ભેગી ભળી જાય છે. માણસના શરીરમાં ફરતું પેલું ઝેરી લોહી આ શુદ્ધ લાળને સહન કરી શકતું નથી. ફાળ અને ફડકાથી એનું ઝેરી લોહી એને જ મારી નાખે છે. એ જીવતો હોય ત્યાં સુધી એનું ઝેરી લોહી એની આંખ અને જીભ વડે બીજાને મારતું હોય છે. હવે અમારી લાળની શુદ્ધિને કારણે એ પોતે જ મરી જાય છે.'' અદ્દ્ભૂત હતું આ વિષ પુરાણ. હું તો હાકાબાકા જેવો થઈ ગયો. લોહીનું પરિભ્રમણ તો ઠીક શ્વાસોચ્છ્વાસ પણ જાણે થંભી ગયો.

''અને હવે છેલ્લી વાત સાંભળી લે.'' સાપે પોતાના દેહનું વાળેલું ગુંચળું સીધું કર્યું. ફેણ ઉપર ઝગમગતો મણિ જમીન ઉપર રાખી દીધો. ''માણસો તારી જેવા બીકણ નથી હોતા. તું માણસ થવાને જ લાયક નથી. પણ હવે માણસ બન્યો જ છો ત્યારે તારા માટે નક્કી થયેલા છેલ્લા શ્વાસ સુધી તારે જીવવું તો પડશે જ. લે, આ મણિ લઈ જા. જ્યારે બહુ બીક લાગે ત્યારે આ મણિને હથેળીમાં મૂકીને મુઠ્ઠી વાળી દેજે. તું બીજા બધાની નજરે અદશ્ય થઈ જઈશ. તને કોઈ જોઈ જ નહીં શકે પણ તું બધાને જોઈ શકીશ.'' આટલું કહેતાવેંત સર્પ સડસડાટ કરતો એક સાંકડી જગ્યામાં જતો રહ્યો. આંખના પલકારામાં દેખાતો બંધ થઈ ગયો. અત્યાર સુધી ઝગમગતો મણિ હવે સંગેમરમરના શ્વેત ટુકડા જેવો સાપના લિસોટા પાસે પડ્યો હતો. મેં એ મણિ લઈ લીધો.

★★★

જે દિશામાં સાપના સિલોટા દેખાતા હતા. એ દિશા છોડીને મેં સાવ ઊલ્ટી દિશામાં ચાલવા માંડ્યું. થોડી જ વારમાં મને લાગ્યું કે, આ તો ભારે વિચિત્ર દિશા હતી. અહીં તો હવે જાણે બધાં મકાનો પણ અદશ્ય થઈ ગયા હતા. મકાનોએ પણ જાણે પોતપોતાની મુઠ્ઠીમાં પેલા સાપનો મણિ તો નહીં પકડી રાખ્યો હોય. મને થયું, લાવ હું પણ સાપનો પેલો મણિ મુઠ્ઠીમાં બંધ કરી દઉં. હું પણ અદશ્ય થઈ જઈશ. પણ પછી થયુંકે મારે હવે અદશ્ય થવાની શી જરૂર છે ? અહીં મને તો કોઈ જોતું નથી. જોનાર પણ કોઈક તો હોવું જોઈએ ને ? હવે મને આસપાસ કશું જ ન હોવાની બીક લાગવા માંડી મેં લગભગ દોટ કહેવાય એવી ઉતાવળી ચાલે ચાલવા માંડ્યું. આ ઉતાવળી ચાલ પણ બહુ લાંબી ન ચાલી. ઘડીકમાં જ જોયું તો બંને બાજુએ પાર વગરના વૃક્ષો નજરે પડ્યા. કોઈ આંબો તો કોઈ વડલો, કોઈ પીપળો તો કોઈ લીમડો. હવામાં તુલસીના પાનની સુગંધ પણ આવી. એક તરફ બોરડી તો બીજી તરફ કેળાનાં વૃક્ષો પણ ખીચોખીચ ભરેલાં હતાં. આ બધા વૃક્ષો અચાનક ક્યાંથી આવ્યા ? વૃક્ષોની શાખાઓ પવનના સૂસવાટામાં હલતી હતી અને વિચિત્ર ખખડાટ થઈ રહ્યો હતો. વૃક્ષો જાણે પરસ્પરના કાનમાં કશુંક કહી રહ્યાં હતાં.

''કેમ રે ! અત્યારે તું અહીં કેમ આવ્યો ? બીક નથી લાગતી ?''

મારા પગ થંભી ગયા. અવાજ બરાબર સાંભળ્યો હતો. જમણી બાજુ જોયું તો તોતિંગ વૃક્ષની સહુથી નીચેની શાખા ઉપર એક શકરો બાજ બેઠો હતો. એનું કદ જ જોતાવેંત બીજા પંખીઓ તો શું કૂતરાં બિલાડાં જેવા પ્રાણીઓ પણ ફાટી પડે એવું મોટું અને કુરૂપ હતું. શકરો બાજ તો શિકારી પંખી. ચકલી, કબૂતર, હોલા કે કાબર જેવા પંખીઓને તો એ હવામાં અદ્ધર જ ઉડતા હોય ત્યાં ઝડપી લે. એની લાલઘુમ તગતગતી આંખ -

''તમારી વાત ખરી છે શકરાભાઈ !'' મેં હિંમત એકઠી કરીને ધીમેથી કહ્યું. આજ સુધી કોઈ પંખીને કલબલાટ સિવાય કોઈ શબ્દો ઉચ્ચારતા સાંભળ્યા નહોતા. શકરાને તો ક્યારેક પક્ષી ઘરમાં પુરાયેલો જોયો હોય એ જ ગનીમત એ ઓળખાણે જ આજે ઓળખ્યો હતો. એની હિંસક ચાંચ અને લોહીયાળ લાગતા પંજા, આ બધું કમકમાટી પ્રેરે એવું હતું. ''બીતો હતો એટલે તો બીકનો માર્યો આમ તેમ ભટકું છું. જેનાથી ભાગું છું એ બીક જ સામે મળે છે.''

''ભઈલા, તું શાનાથી બીવે છે ? તારે ભૂખ્યા સૂવું પડે છે ? ઉપરવાળો તારા ભાણામાં રોટલો નથી આપતો ? ટાઢ તડકાથી બચવા માથે છાપરું નથી ? અને છાપરું હોય પછી ઊંઘ નથી આવતી ?'' શકરા બાજે એક પછી એક પ્રશ્નોનો ખડકલો કરી દીધો.



"ના, ના, ના, એ બધું તો છે જ. નથી એમ ન કહેવાય." મેં કહ્યું અને પછી ઉમેર્યું. "પણ બીજું કોઈક એ લઈ લેશે એવો ભય મને સતત સતાવે છે."

"બીજાઓ પાસેથી આવું આંચકી લેવામાં તને રસ પડે છે ?" મર્માળુ હસતા શકરાએ સાવધાનીપૂર્વક પૂછ્યું.

શકરાના આ પ્રશ્નનો ઉત્તર અસ્તિવાચક આપવો કે નાસ્તિવાચક એ મને ભારે દ્વિધા થઈ. હા કહેવા જતા ના અસવાર થઈ જતી હતી અને ના કહેવા જતા હા હાવી થઈ જતી હતી.

"જો સાંભળ." શકરો જાણે મારી મૂંઝવણ કળી ગયો હોય એમ બોલ્યો. "પેટની આગ ઠારવા હજાર હાથવાળો મને રોજ ચકલા, હોલા, કબૂતર, કાગડા, ઘરવ થઈ જાય એટલા મોકલે છે. આટલા બધા વૃક્ષોની પાર વિનાની શાખાઓ છે. ક્યાંક પણ માળો બાંધીને જાતનું રક્ષણ કરી લઉં છું. અને મન થાય ત્યારે મારા જાત ભાઈઓ જોડે કલશોર પણ કરી લઉં છું." આટલું કહીને શકરાએ એક હળવો ઘુઘવાટ પણ કર્યો.

જોકે હવે મારી ધ્રૂજારી સાવ શમી ગઈ હતી પણ કંઠ શોષાઈ ગયો. જે ભીનાશ કંઠમાં હોવી જોઈતી હતી એ બધી આખા શરીરે જાણે કે પસીનો બનીને ફેલાઈ ગઈ. શકરા પાસે હતું એવું શું મારી પાસે નહોતું ? છતાં આ બીક કેમ જતી નથી ?

શકરાએ પાંખો ફફડાવી. એ ફફડાટ સાથે જ વૃક્ષ ઉપરથી પડવાની પ્રતીક્ષા કરી રહેલા કેટલાક પર્ણોને જાણે બહાનું મળી ગયું. હોય એમ ભોંય ઉપર ખરી પડ્યાં. એનો આ ખખડાટ -

કોણ જાણે ક્યાંથી પાછી બીક વધી ગઈ. કાળજું ફડફડ થવા માંડ્યું. શકરો ઊડી ગયો અને મેં ફરી એકવાર એનાથી ઊલ્ટી દિશામાં દોડવા માંડ્યું.

દોડતો ગયો... દોડતો ગયો... દોડતો જ ગયો.. એવું લાગતું હતું કે, જાણે પેલો સિંહ, સર્પ, શકરો આ ત્રણેય જાણે મારી પાછળ દોડી રહ્યા હતા. ઘડીક તો થયું, ના, ના, પાછળ નહી આગળ દોડી રહ્યા હતા અને હું એમની પાછળ ઢસડાઈ રહ્યો હતો. બીક વધુ ન લાગે એ માટે મેં આંખ બંધ કરી દીધી. આંખ બંધ કર્યા પછી બહુ બહુ તો ઠોકર વાગે, પડી આખડી જવાય, પણ બીક તો ઓછી લાગે... જાન તો બચાવી લેવાય.

ધડાક...

નખથી શિખ કળ ચડી જાય એમ એક જોરદાર ટક્કર લાગી. કશુંક અથડાયું. આ ઠોકર નહોતી. હવે આંખ ખોલ્યા વિના છૂટકો નહોતો. મેં આંખ ખોલી, શું અથડાયું છે એ જાણવા હાથ ફેલાવ્યા.

બાપ રે !....

જે કદી જોયું તો શું, જેના હોવાની કલ્પના સુદ્ધાં કરી નહોતી અથવા કરી શકાય નહીં એવું એક હાડપિંજર મારી સાથે અથડાઈને ઊભું હતું. મારા ગળામાંથી ચીસ નીકળી ગઈ. આંખ ફાટી ગઈ. જોયું તો એક નહીં બીજા અનેક હાડપિંજરો ચારેય બાજુ નૃત્ય કરતા હોય એમ ઘેરી વળ્યા હતા.

"અલ્યા, આટલો બધો ગભરાય છે કેમ ?" મારી લગોલગ ઊભેલા હાડપિંજરે શાંતિથી પૂછ્યું.

"મને... મને તમારી બીક લાગે છે."

"અમારી બીક ?" દૂર ઊભેલું હાડપિંજર નજીક આવ્યું. હાડપિંજરોમાં નર અને માદા જુદા જુદા હશે કે નહીં એ તો કોણ જાણે પણ નજીક આવેલું હાડપિંજર માદાનું હોય એવું કેમ લાગતું હશે ? "અમે તો હવે હાડપિંજર છીએ. માણસ ક્યાં છીએ ? હવે ડરવાની શી જરૂર છે ?"

આ અવાજ કોણ જાણે કેમ જાણીતો લાગ્યો. એનો જવાબ તો સૂઝ્યો નહીં પણ થોડીક ક્ષણ પહેલાની બીક કોણ જાણે કેમ ઓછી થઈ ગઈ. બીજું, ત્રીજું, ચોથું બધાં હાડપિંજરો સાવ નજીક આવી ગયા. મેં ધારી ધારીને એમના ચહેરા સામે જોયું. ચહેરો તો એકેય નહોતો પણ અસ્થિપિંજરના ઘાટઘૂટ ઉપરથી અચાનક એવું લાગવા માંડ્યું કે આ તો નટુ, મટુ, જટુ, ગટુ છે. આ તો કાન્તા, શાન્તા, ઉમા અને હેમા છે. આ બધાંને તો હું ઓળખું છું. ઓળખાણનો અંશ પણ અંગે અંગમાં ધ્રૂજારી પેટાવી ગયો. આ બધાં... આ બધાં ભલે હાડપિંજર બની ગયાં હોય પણ છે તો એ જ. જો આ હાડપિંજરો એનાં એ જ હોય તો પછી... તો પછી -

પેલા સર્પે આપેલો મણિ મને યાદ આવ્યો. આ મણિ મેં મારી હથેળીમાં બંધ કરી દીધો. મુટ્ઠી વાળી દીધી. આ નટુ, આ મટુ, આ જટુ, આ ગટુ અને આ કાન્તા, આ શાન્તા, આ ઉમા અને આ હેમા હવે મને નહીં જોઈ શકે.

"ભાગો, અલ્યા ભાગો. આ માણસ નથી લાગતો. આ તો કોઈ ભૂત છે." હાડપિંજરો ગભરાઈ ગયા હોય એમ બેબાકળા અવાજે બોલ્યા.

"હું ભૂત નથી. હું માણસ જ છું." મેં કહ્યું.

"તું ભૂત જ છે. તું માણસ નથી. તું અમને દેખાતો નથી. તારો અવાજ સંભળાય છે. આવી જાળ ભૂતની ન હોય. ભૂત એટલે ભૂત એટલે ભૂત." હાડપિંજરો એકીસાથે પોતપોતાની ચિતા ભૂમિ કે કબરમાં પાછા સૂઈ ગયાં. અને દેહ ઉપરથી ખંખેરાઈ ગયેલી ધૂળ પાછી દેહ ઉપર ઢાંકી દેતા બોલ્યા. "અને માણસ એટલે માણસ એટલે માણસ."

---

*૧૦૨-એ, પાર્ક એવન્યુ, દહાણુંકર વાડી,*
*એમ. જી. રોડ, કાંદિવલી (પ.), મુંબઈ-૪૦૦૦૬૭.*
*મો. ૯૯૬૯૫૧૬૭૪૫*

# એ.સી. બેડરૂમ

*- વર્ષા અડાલજા*

નંદિતાએ બેડરૂમમાં દાખલ થઈ તરત એ.સી. ચાલુ કર્યું. બારીઓ બંધ કરી પડદા પાડી દીધા.

થોડીવારમાં રૂમમાં ઠંડક ફેલાવા લાગી. નંદિતાએ સવારનું અખબાર લઈ પલંગમાં લંબાવ્યું. સવારથી હવામાં ઉકળાટ હતો. અને ડાઈનિંગ ટેબલની જગ્યા પાસે એ.સી.ની જરૂર નહીં પડે એવું પહેલાં લાગ્યું હતું. ટેબલ ડ્રોઈંગ રૂમનાં ખૂણામાં હતું. ડ્રોઈંગ રૂમમાં તો એ.સી. હતું જ અને ટેબલ પાસે બારીમાંથી સરસ પવન આવતો પણ ખબર નહીં ક્યાંથી લોકો લોચાલબાચા લઈ ઊતરી પડે છે ! ફટાફટ ઝૂંપડાં ઊભા થઈ ગયાં હતાં. એના બેડરૂમની સાથેની જ ફૂથપાથ પર એક દંપતીએ ત્રણ ત્રણ દીકરીઓ સાથે અડ્ડો જમાવી દીધો હતો. એ પૂર્વ દિશા હતી. શાંત અને નિર્જન. સવારે ઊઠી, પડદો ખસેડી બારી ખોલતાં જ સાક્ષાત સૂર્યનારાયણ તેમના હણહણતા સાત દિવ્ય અશ્વોના રથ પર આરૂઢ થઈ સ્વયં દર્શન આપતા. એ ગાયત્રી મંત્ર બોલતાં, ગ્રીલ પરના પ્લાસ્ટિકના કુંડાના તુલસી ક્યારાને પણ વંદન કરતી. અજીત રજાઈના ગઢમાંથી બોલતો, પ્લીઝ નંદુ મારા વતી સૂર્યદેવને હલ્લો, ગૂડમોર્નિંગ કહી, એ.સી. સ્વીચ ઓફ્ફ કર. હું ઠુંઠવાઉં છું.

પણ ગયું. બધું ગયું. નંદિતા ધુંધવાઈ. એસ્ટેટ એજન્ટ સામે ઊભો હોય તો તમાચો મારવા હાથ સળવળી ઊઠતો હતો. લકઝરી કોમ્પલેક્સમાં આ ફ્લેટ ખરીદ્યો (પૂરા અઢી કરોડ બાય ચેક) ત્યારે આસપાસ ખુલ્લી જગ્યા હતી. રસ્તો, પછી ફૂટપાથ અને ખુલ્લું નાનું મેદાન. બિલ્ડરે ખાત્રી આપેલી. આ મેદાન સ્પોર્ટ્સ માટે અનામત. એમાં બગીચો, બાળકોને રમવાનાં સાધનો અને બેડમિંગ્ટન કોર્ટ. રૂચિ તો કૂદી જ પડેલી. બેડમિંગ્ટન એની પ્રિય રમત હતી. છેક દૂર સુધી નજરને અવરોધે એવું કશું નહીં. એને અને અજીતને થયું. હાશ, અહીં શાંતિથી રહી શકાશે સાંજે બગીચામાં ઈવનિંગ વોક માટે શૂઝ પણ ખરીદી લીધા.

લ્યો, ત્યાં તો થોડા જ મહિનામાં જાદુઈ લાકડી ફરી ગઈ હોય એમ એ દશ્ય જ અંર્તધાન ! મેદાનમાં સરકારી નોકરો માટે સસ્તા ઘરોની આવાસ યોજનામાં દિવાસળીનાં ખોખાં જેવાં ઘરોનો પાયો પણ નંખાઈ ગયો કોમ્પ્લેક્સની પાછળની જગ્યામાં નાની મોટી દુકાનો ઊભી થઈ અને ફૂટપાથ પર દંપતીનાં સંસારનો લાઈવ વીડિયો શો, ચોવીસ કલાક બારી પરથી પડદો હટાવવાનું મુશ્કેલ બની ગયું હતું. સૂર્યદેવનાં દર્શન કરવા ય બારી ખોલે તો ત્રણેય દીકરીઓનાં માથાં ઓળતી, કપડાં ધોતી મા જ પહેલાં દેખાય. જાણે દસમા માળની ઊંચાઈએ એકદંડિયા મહેલમાં એ બંદીવાન બની ગઈ. અજીત કહેતો હશે, નક્કામો જીવ ન બાળ. ઘરબાર વિનાના બિચારા ક્યાં જાય? બધાં મહાનગરોની આ જ હાલત છે. સો ચીલ. બસ, પતિ સાથે તો વાતનો બંધ વળી ગયો.

આ હૈયાહોળી હવે રોજની થઈ. નંદિતાએ અખબાર ખોલ્યું તો સરકારે દેશમાં પ્રજાહિતનાં કેવાં કેવાં કાર્યો કર્યાં હતાં એના આંકડાની ઈન્દ્રજાળ... જાહેરખબરો - જનહિતમેં જારી. કંટાળો આવ્યો. ધૂળ ઉકાળ્યું હતું સરકારે ? એની નજર સામે જ એના બિલ્ડિંગની આસપાસની જગ્યા, એની સુંદરતા આ લોકો અજગરની જેમ આખી જ ગળી ગયા હતા, શું કર્યું મ્યુનિસિપાલિટીએ ! મારી મારી બધાને ભગાડી દેવા જોઈએ. જ્યાં જવું હોય ત્યાં જાય પણ અમારા જેવા પોશ વિસ્તારની નજીક પણ ઢૂંકવા જ ન જોઈએ.

ભરેલા રીંગણાનું મસાલેદાર શાક, અને ગરમ રોટલો, એની પર માખણે એનો પ્રભાવ બતાવવા માંડ્યો હતો. સુંદર પતંગિયાની જેમ નીંદર ઊડતી ઊડતી આવી અને પાંપણોને દ્વારે ઊભી હતી. એ પ્રવેશ કરે એ પહેલાં એ ઝબકી ગઈ. આ તો ફૂટપાથની વસ્તી. નક્કી એમાં ઉઠાઉગીર તો હોવાના ! એ ઘરમાં કેટલી જવેલરી રાખે છે ! ત્યાંથી જ તો વિમલાબાઈ કામ કરવા આવે છે. એનો નોકર ગણેશ જ લઈ આવેલો, પળભરમાં ગણેશે સર્ટિફિકેટ આપી દીધું હતું, સારી બાઈ છે.

અરે, સારી કહેવાથી સારી થઈ ગઈ ! નંદિતા ડ્રોઈંગરૂમમાં આવી. નવા ઘરમાં એણે હોંશથી વોલ યુનિટ કરાવેલું. રૂચિની ટ્રોફીઓ, અને મોટે ઉપાડે કિંમતી કલાત્મક ચીજો એણે ગોઠવેલી. તો રસોડાનાં નાના મંદિરમાં ચાંદીની મૂર્તિઓ અને પૂજાનાં વાસણ બપોરે એ એ.સી. ચાલુ કરી નિરાંતે ટીવી સિરિયલ જોતી હોય ત્યારે પણ વિમલાબાઈ જગતના નાથને જ થેલીમાં નાખી ચાલતી થઈ જાય ને ! પછી શેરલોક હોમ્સનું પણ શું ગજું કે એને શોધી શકે !

ડોરબેલ રણકી. હવેથી સાવધ રહેવાનું હતું. કાલે જ અજીતને કહી દઉં, બિલ્ડિંગને દરવાજે ભલે સીસીટીવી કેમેરા હોય, ઘરના મુખ્ય દરવાજે આજે ને આજે મૂકાવી દે. ફરી ડોરબેલ. કી હોલમાંથી જોયું, રૂચિ હતી. બારણું ખોલતાં જ માય સ્વીટ મોમ કહેતાં એ દોડતી આવી. નવમા ધોરણમાં ભણતી હસમુખી રૂપાળી દીકરી. સ્કૂલેથી વહેલી મોડી આવતી હોય ત્યારે આ ફૂટપાથ પર બેઠેલો માણસ... જ..

ભયનાં નવાં નવાં સ્થાનો ખૂલવાં લાગ્યાં હતાં.

'આજે વહેલી આવી ગઈ રૂચિ ?'

'હા મમ્મી, પંદરમી ઓગસ્ટ આવે છે ને !'

અમારી સ્કૂલમાં ફંકશન છે ઓન અ બીગ સ્કેલ યુ નો. અમારે પ્રોજેક્ટ કરવાના છે, પોસ્ટર તૈયાર કરવાનાં, નાટક પણ છે ક્રાંતિકારો, શહીદોના ફોટોઓનું એક્ઝીબીશન છે... સો એક્સાઈટિંગ મોમ !

નંદિતાએ માઈક્રોવેવમાં ખાવાનું ગરમ કરવા મૂક્યું.

'ગ્રેટ આઈડિયા બેટા.'

નંદિતાએ રૂચિનું ભાવતું પાલકપનીર શાક, રોટલી, બાસમતી પુલાવ દહીં પીરસ્યા.

'તૂટ પડો રૂચિબેન.'

રૂચિ લહેરથી જમવા લાગી.

'મમ્મી બેસ્ટ પ્રોજેક્ટને પ્રાઈઝ મળશે... અમારા ટીચર સરોજિનીબહેન છે ને... એજ નાટક લખશે : યુનો વ્હોટ, એમના ગ્રાન્ડ ફાધર મૂવમેન્ટમાં હતા... એમના પપ્પાએ સરોજિની

નાયડુ પરથી નામ પાડ્યું છે.

મમ્મી ! કહેતાં જ ભૂલી ગઈ...'

નંદિતાએ પાણીનો ગ્લાસ મૂક્યો. ''તું પહેલાં નિરાંતે જમી લે રૂચિ''

પણ રૂચિનો ઉત્સાહ અદમ્ય હતો.

'... સાંભળ મમ્મી કદાચ સાનિયા નેહવાલ ચીફ ગેસ્ટ હશે... ઓ માય ગોડ ! માય આઈડોલ સાનિયા... લવ યુ...'

હે ભગવાન ! આ સ્વાતંત્ર્ય સંગ્રામનું ભૂત ક્યાંથી વળગ્યું ! આવતું વરસ દસમું ધોરણ છે, એની ચિંતા છે. જમીને ઊભા થતાં જ રૂચિ એના રૂમમાં દોડી ગઈ, ડોન્ટ ડિસ્ટર્બ મી, મોમ.

તે દિવસથી રૂચિનો રૂમ સ્વાતંત્ર્યસંગ્રામ વખતની કોંગ્રેસની ઓફિસ જેવો થઈ ગયો. પુસ્તકો, પોસ્ટરો, ન્યૂઝ પેપર કટિંગ્સ, દેશભક્તિનાં ગીતોની સીડીથી ભરાઈ ગયો. ડીનર ટેબલ પર રૂચિ ઉત્સાહથી ઉછળી પડતી,

'ડેડી, ગાંધી... સોરી ગાંધીજી વોઝ અ ફેન્ટાસ્ટીક મેન નહીં !'

'ઓફકોર્સ બેટા... નંદિતા, કાલે કાલે સાંજે જવાનું છે, કોકટેલ્સ એન્ડ ડીનર.'

નંદિતા ખુશ થઈ ગઈ.

'કોની પાર્ટી છે ?'

'મારો સ્કૂલ ફ્રેન્ડ વિપુલ કેલિફોર્નિયામાં હતો ને !... એ...

રૂચિએ ટેબલ પર ચમચી પછાડી.

'પહેલા મારી વાત સાંભળો ને !'

'શ્યોર બેટા !'

'ડેડી, ગાંધીજી, કેટલા બધા ફાસ્ટ કરતા ! ટીચરે વાત કરી તો બોલો, ક્લાસમાં કોઈ માની જ ન શકે ! આઈ સ્ટીલ કાન્ટ બીલીવ. અને પાછું બકરીનું દૂધ ! મમ્મી તું મારા માટે ટ્રેટાપેકમાં જાતજાતનું દૂધ લાવે છે.'

નંદિતા ચિડાઈ,

'તે શું તારે બકરીનું દૂધ પીવું છે ! અજીત જો તો આ છોકરી !'

'રીલેક્સ મમ્મી ! મેં તને ડ્રોઈંગરૂમમાં બકરી બાંધવાનું થોડું કહ્યું છે ! પણ ડેડી એ સરપ્રાઈઝીંગ નથી કે દુનિયાનાં કેટલાય દેશો યુદ્ધ કરતા હોય છે.. જુઓને ફર્સ્ટ વર્લ્ડ વોર, સેકન્ડ અને નાઝીનું ગેસ ચેમ્બર... માય ગોડ ! પણ ગાંધીજીએ નોનવાયોલન્સથી આપણને સ્વતંત્રતા અપાવી ખરું ને ડેડી !'

'એકદમ ખરું !'

નંદિતાનું મન પાર્ટીમાં હતું. એક વર્ષ પહેલાં આછા લીલા રંગમાં ઘેરા લીલા રંગના પોપટની ભાતનું સુંદર પટોળું ખરીદ્યું હતું. હજી સુધી પહેરવાનો પ્રસંગ જ નહોતો મળ્યો. કાલે ઈસ્ત્રી માટે આપવું પડશે.

'આપણે પણ વિપુલને ડીનર માટે બોલાવશું. ક્યારે પાછો જાય છે ?'

'એ અહીં સેટલ થઈ ગયો છે નંદિતા.'

'એટલે ? અમેરિકા છોડીને ? પાગલ છે કે શું ?'

રૂચિ હસી પડી.

'ડાહ્યા અંકલ કહેવાય. ડેડી, ગાંધીજી તો ફોરેન જતાં નીગોશીયેન્સ માટે ત્યારે પણ પેલું શું... આપણો ધોબી મંગુ પહેરે છે. યસ ધોતિયું પહેરતા, કહેતા બધાને પ્રેમ કરો. ગરીબ લોકોને ખાસ...'

રૂચિ બોલતી જતી હતી. નંદિતા અકળાઈ. આ સ્કૂલ શું પાછળ પડી ગઈ છે ? કાંઈ નહીં, ફ્રીડમ મૂવમેન્ટ પર પ્રોગ્રામ ! બધો ભૂતકાળ છે. અત્યારે ગ્લોબલાઈઝેશન, ટેક્નોલોજી રીવોલ્યુશન એ બધું વિદ્યાર્થીઓને શીખવવું જોઈએ ને ?

'... સાંભળે છે મમ્મી મેં શું કહ્યું ?'

'....હં...'

'મને ખાદીનું ફ્રોક કરાવી દે ને !'

'ખાદીનું ? બેબી, વ્હોટ ઈઝ ધીસ ? જ્યારથી સ્કૂલે આ પ્રોગ્રામ કરવાનું નક્કી કર્યું છે... ને આ ગાંધી...'

'ગાંધીજી'

'યસ ઓફકોર્સ ગાંધીજી... રોજ કંઈક ને કંઈક તારું ચાલ્યા કરે છે. અજીત.. પ્લીઝ, તું કંઈક કર.'

અજીત જમીને ઊઠી ગયો હતો અને બેઝીનમાં હાથ ધોતો હતો. એને ખબર હતી પતિ કાંઈ નહીં કરે. એ તો ઊલટાનો ખુશ થાય છે. એનો જીવનમંત્ર હતો, જીયો ઔર જીને દો. એણે જરા રૂક્ષ સ્વરે કહ્યું.

'રૂચિ, તારો રૂમ ક્લીયર કરી નાંખ. શું શું ભર્યું છે તેં ! વિમલા કહેતી હતી તેં એને રૂમમાં આવવા નથી દીધી ! તને ખબર છે રૂચિ, વાસ્તુશાસ્ત્ર કહે છે રૂમમાં નેગેટીવ વાઈબ્રેશન્સ આવે જો જન્ક ભેગો થાય તો. એટલે જ...'

'મમ્મી, પ્લીઝ... મારા રૂમમાં તો તું આવતી જ નહીં. પ્રોમીસ આપ.'

પગ પછાડતી ઊભી થઈ રૂચિ દોડીને રૂમમાં ચાલી ગઈ અને બારણું ફટાક બંધ કરી દીધું. અજીત ડ્રોઈંગ રૂમમાં ફાઈલ લઈને બેસી ગયો.

'નંદુ, તું ટી.વી. જો હું થોડું કામ પતાવી આવું છું.'

બાપ-દીકરી સમજતાં જ નથી ! બબડતાં રસોડામાં ગણેશને થોડું કામ સમજાવી વિમલા પર નજર રાખવાનું સમજાવી એ બેડરૂમમાં આવી અરે તરત એ.સી. ચાલુ કર્યું. નરમ રજાઈ ઓઢી એણે લંબાવ્યું. આ એની પ્રિય જગ્યા. ચારે બાજુથી બંધ. શાંત, અલિપ્ત, રીમોટથી ટીવી શરૂ કરતાં જ એ બીજી દુનિયામાં પ્રવેશતી. કલ્પનાની સૃષ્ટિમાં આનંદથી વિહાર કરતી. ટીવી જાદુઈ સંદૂક હતી. પટારો ખૂલતો અને કદી જોયા ન હોય એવાં પાત્રો એમની વાતો માંડતાં. બધું વિસરી એમાં ખોવાઈ જતી.

ટી.વી. ઓન કરી, પોતાની મનગમતી સિરિયલની ચેનલ શોધતા ફરી ગાંધીજી એની સામે પ્રગટ્યા. એમનું કાંઈક ૧૫૦ વર્ષનું સમથીંગ હતું. એનાં મનગમતા ગીતોના રીયાલીટી શોમાં પણ દેશભક્તિનાં ગીતો હતાં, એટનબરોની 'ગાંધી' ફિલ્મની વારંવાર જાહેરાત હતી.

નંદિતાએ ચેનલ બદલી. ક્યાં જઈ રહ્યો છે દેશ ! પાછે પગે ભૂતકાળની ગુફામાં ! રૂચિનું દસમા ધોરણનું એને અત્યારથી ટેન્શન હતું, અને રૂચિને ખાદીનું ફ્રોક સિવડાવવું હતું. એ અભ્યાસમાં તેજસ્વી હતી. રૂચિ આઈઆઈટીમાં રેન્ક લાવે, ગુગલ કે માઈક્રોસોફ્ટમાં જોબ કરે... કે... પછી... સાયન્ટિસ્ટ તરીકે ઝળહળે... આ કે... તે... હવે તો અપાર શક્યતાઓની ક્ષિતિજો વિસ્તરતી હતી. ગર્વથી મારું માથું ઊંચું કરી કહી શકું, માય ડોટર રૂચિ.

બીજે દિવસે રૂચિ શાળાએ ગઈ અને વિમળા કામ કરીને ચાલી ગઈ (સારું થયું ને મંદિરમાંથી ચાંદીની મૂર્તિ, પૂજાપાત્ર બધું લોકરમાં મૂકી દીધું હતું. ૐ શાંતિ) પછી નંદિતા રૂચિના રૂમમાં આવતાં જ આભી બની ગઈ. દીવાલ પર ગાંધીજી, કસ્તુરબા, જવાહરલાલ અને કંઈક કેટલાંય પોસ્ટર હતાં ! ટેબલ પર નાનકડો ચરખો એક પ્રોજેક્ટ હતો એમાં આટલાં પુસ્તકો, આર્ટ પેપર, પેન્સિલોનો ઢગલો ! ખાદીનો ટુવાલ ? ક્યારે લાવી હશે ?

બારણું બંધ કરી એ બહાર આવી. સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો, ઠીક છે. રૂચિનો સ્વભાવ જ ધૂની, એક તો ટીચરે સોંપેલું કામ અને રૂચિનો ખંતનો સ્વભાવ. જે કામ હાથમાં લે, સારી રીતે પૂરું કરે જ. ઠીક છે નંદિતા. આમાં ગભરાવાનું શું ! પ્રોજેક્ટ પૂરો થશે એટલે રૂચિ આમાંથી બહાર આવી જશે, પોસ્ટરો અદશ્ય થઈ જશે અને રૂચિને ભણવાની ધૂન ચડશે. ૧૦મું પછી ૧૨મું પછી નીટ એક્ઝામ...

પોતાને આશ્વાસન આપતાં નંદિતાને થોડું સારું લાગ્યું.

નંદિતાએ થોડા દિવસ બરાબર ધ્યાન રાખ્યુ. રૂચિ શાળાએથી આવતી, જમતાં પ્રોજેક્ટની જ જાતભાતની વાતો ચાલતી પછી સીધી એનાં રૂમમાં દરવાજા બંધ. કોણ જાણે શું કરે છે અંદર ? અજીતે વાતને હસી કાઢી હતી, નંદુ, નક્કામું ટેન્શન ન લે. રૂચિ એના સ્કૂલડેઝ કેટલા માણી રહી છે તે જો. અને સારું જ કામ કરે છે ને ! હું તો ખરી રીતે સ્કૂલને ધન્યવાદનો પત્ર લખવાનો છું. એ દલીલ કરતી, પણ આવતું વર્ષ દસમું છે, બધા અત્યારથી કોચિંગ કલાસ ભરે છે અને રૂચિ...

'નંદિતા ! રૂચિ આઈઆઈટી કે એમબીએ નહીં કરે તો કયું આભ તૂટી પડવાનું છે ! એના જીવનનો રસ્તો એને પસંદ કરવા દે.'

થયું. વાતનો બંધ વળી ગયો સારું. શાળાનો આ કાર્યક્રમ પૂરો થઈ જાય કે તરત કોચિંગ ક્લાસ.

જેની પ્રતીક્ષા હતી એ સ્વર્ગનાં દ્વાર ખૂલ્યાં અને રૂચિ સામે આવી ઊભી રહી.

'હું કેવી લાગું છું ?'

નંદિતા આંખો ફાડી જોઈ રહી. અજીતે તાળીઓથી વધાવી લીધી. સફેદ ખાદીનું બ્લાઉઝ, ભૂરા રંગની કિનારવાળી સફેદ ખાદીની સાડી અને એક ચોટલો. રૂચિએ આગળ આવી જયહિંદ બોલતા નમસ્તે કર્યાં.

'નંદિતાનો અવાજ તરડાયો.'

'આ... આ... શું રૂચિ !'

'મમ્મી, મીઠાના સત્યાગ્રહ પર નાટિકા છે. તેમાં હું પણ છું. ગાંધીજી મીઠાની ચપટી ભરે છે ત્યારે બ્રિટિશરો લાઠીચાર્જ કરે છે. અમે સ્વયંસેવિકાઓ ઘાયલની સારવાર કરીએ છીએ.'

'અને આ સાડી બ્લાઉઝ...'

'તેં મારી વાત સાંભળી નહીં, તો મારી સાથે મોના છે એની મમ્મીએ અમારા બંનેના ડ્રેસ બનાવ્યા. એ તો રિહર્સલમાં રોજ આવે છે, એમણે તો શીખવાડી. જો, બરાબર પહેરી છે ?'

રૂચિ ઉત્સાહથી ગોળ ગોળ ફરવા લાગી. અજીતે તેને ઊભી રાખી અને રૂચિના ફોટા પાડ્યા, નંદિતા સાથે. ત્રણેયની સેલ્ફી. તરત ફેસબુક પર મૂક્યાં, ત્યાં તો ઢગલા બંધ લાઈક્સ. રૂચિ દોડતી રસોડામાં જઈ ગણેશ અને વિમલાબાઈને પણ એની સાડી બતાવી આવી. નંદિતાને થયું એની ઢીંગલી લાગતી હતી કેવી સુંદર ! ઠીક છે, કાલે ગ્રાન્ડ રિહર્સલ, પરમ દિવસે કાર્યક્રમ. પછી પ્રકરણ પૂરું. રૂચિ જલ્દી જમીને ઊભી થઈ ગઈ, જતાં જતાં ઊભી રહી.

'તમારું ધ્યાન ન ગયું કે હું ઓછામાં ઓછા અંગ્રેજી શબ્દો હમણાં બોલું છું !'

'અરે હા !'

'થેંક્સ ટુ... એ હસી પડી, આભાર સરોજિનીબહેનનો અમને કહે આપણા કાર્યક્રમ વખતે માતૃભાષામાં બોલશો તો એ સમયને... ફીલ.. કરશો. શુભરાત્રિ...'

એ પોતાના રૂમમાં ચાલી ગઈ. નંદિતા જોતી જ રહી ગઈ.

'આ ટીચરના જ નાટક તો જો અજીત !'

ખભા ઉછાળતો અજીત કંપ્યૂટર લઈ સોફામાં ગોઠવાઈ ગયો. નંદિતા બેડરૂમમાં આવી, એ.સી. ચાલુ કર્યું. બસ, હવે બે દિવસ જ છે. એની સિરિયલનો સમય થઈ ગયો હતો. નવસો એંસીના એપિસોડમાં વાર્તા બરાબર જામી ગઈ હતી. ટી.વી. ઓન કર્યું. આંજી દે તેવા મહેલ જેવાં ઘરોમાં, ભપકાદાર વસ્ત્રો અને ઝગમગ ઘરેણામાં સિરિયલની હીરોઈન આંસુ વહાવી રહી હતી. પાત્રોનાં સુખ દુઃખની દુનિયામાં નંદિતા ખોવાઈ ગઈ. ગ્રહમાળાના છૂટા પડી ગયેલા ગ્રહની જેમ બાહ્ય વિશ્વથી અલગ એક જુદી દુનિયાનાં દ્વાર બેડરૂમમાં ખુલી જતાં અને એમાં નંદિતાનો પ્રવેશ થતો. જાણે કે સ્વયં એક પાત્ર ! એ.સી.ની શીતળ હવા એને હળવેથી વીંઝણો વીંઝતા પોઢાડી દેતી.

સવારે શાળાએ જતાં રૂચિએ યાદ કરાવી દીધું.

'કાલે મારો કાર્યક્રમ છે, યાદ છે ને ! કોઈ બહાનાં નહીં ચાલે. મમ્મી ! તારું ભલું પૂછવું, પાછી ક્યાંય ઉપડી જતી નહીં. ડેડી, ૫૦૦ રૂા. આપશો ? મારે પોસ્ટરના ભરવાના છે.'

પૈસા લઈ રૂચિ ચાલી ગઈ. નંદિતા તૈયાર થઈ અજીત સાથે નીંકળી. ઓફિસે જતાં એણે નંદિતાને બ્યુટી પાર્લર ઉતારી દીધી. બે કલાકે એ ઘરે પાછી ફરી અને અરીસા સામે ઊભી રહી. કાલે કાર્યક્રમમાં વિદ્યાર્થીઓનાં મા-બાપ આવશે, એણે અપટુડેટ દેખાવું જોઈએ. જરી બોર્ડરની સાડી, થોડા દાગીના, મેચિંગ પર્સ બધું તૈયાર કરી દીધું. બપોરે જમી એ બેડરૂમમાં આવી એ.સી. ઓન કરી ટી.વી.નું રીમોટ હાથમાં લીધું. ફરી અલગ દુનિયાનાં દ્વાર ખૂલ્યાં, એમાં ઉત્સાહભેર નંદિતાનો પ્રવેશ. કબ, ક્યૂં, કહાં 'સિરીયલમાં જેઠાણીએ દેરાણીનું કીડનેપિંગ કરાવ્યું હતું ત્યાર પછી શું થયું એ જાણવા નંદિતા ઉત્સુક હતી. અડધો કલાક પૃથ્વી એની ધરી પર ફરતાં અટકી ગઈ. બધું સ્તબ્ધ, શાંત, છેલ્લે દેરાણીએ બોલાવેલા વિલને આવી જેઠાણીના કપાળે બંદૂક મૂકી હતી. ધરતી ધણધણી ઉઠે એવું સંગીત વાગતું હતું.'

હવે ? કોણ વેમ્પ અને કોણ હીરોઈન ?

વિચારતાં આંખ મળી ગઈ. સાંજ પડી. નીચે ગાર્ડનમાં ચાલવા ઉતરી ત્યારે ફરી મન ખાટું થઈ ગયું હતું. ઘરો અડધા બંધાયા હતાં. થોડી જગ્યા બચી હતી ત્યાં ફૂટપાથની ત્રણ બહેનો ફૂટબોલ રમતી હતી, મા સ્ટવ પર રસોઈ કરી રહી હતી, બાપ જોડાં સીવતો હતો. આવા લોકો છે ત્યાં સુધી દેશની પ્રગતિ થશે ? એ ઉપર આવી, રૂચિને મોડું થવાનું હતું એટલે અજીત એને લેવા શાળાએ ગયો હતો. મોડેથી બંને આવ્યા ત્યારે રૂચિ તો ઉત્સાહથી છલોછલ ! સાઈના નહેવાલ આવવાની જાહેરાત થઈ ગઈ હતી, રૂચિ એનાં માટે ભેટ ખરીદી લાવી હતી.

'રૂચિ પાસે સામાન હતો એટલે સવારે વહેલો નાસ્તો

કરી અજીત રૂચિને મૂકવા શાળાએ ગયો. એણે જમીને આરામ કર્યો, એની સિરિયલ જોઈ, કબાટ ગોઠવ્યો અને કાર્યક્રમ માટે તૈયાર થવા લાગી, ત્યાં ગરમી થવા લાગી. અરે ! નવા એ.સી.માં ગડબડ ! એ.સી.ને અત્યારે જ અવળચંડાઈ કરવાનું સૂઝ્યું ! કંપનીમાં ફોન કર્યો. રીંગ વાગતી રહી. પંખો ચાલુ કરી એ તૈયાર થવા લાગી. અજીત પણ ઓફિસેથી વહેલો આવી ગયો, આવતાંવેંત એણે પેકેટ ખોલ્યું.'

'નંદુ જો !'

અજીતે બદામી રંગની ખાદીની શેરવાની બતાવી.

'હમણાં જ ખાદી ભંડારમાંથી ખરીદી. સરસ છે ને ! રેડીમેઈડ. ફિટિંગ પણ મસ્ત.'

'મેં તમારો સૂટ ઈસ્ત્રી કરાવ્યો છે. તમારે થોડું સ્ટેજ પર મીઠું ઉંચકવા જવાનું છે ?'

'સો વ્હોટ નંદુ ! મારી ક્રાન્તિકારી દીકરી બ્રિટિશરો સામે લડતી હોય, પરદેશી કાપડની હોળી કરતી હોય તો હું ખાદીનાં કપડાં તો કમ સે કમ પહેરી શકું ને !'

'અં...હા...' નંદિતાને કોઈ જવાબ સૂઝ્યો નહીં.

'કેટલાં વર્ષે ખાદી ભંડારમાં ગયો. નાનો હતો ત્યારે બાપુજી સાથે જતો. બાપુજી કાયમ સફેદ ખાદીનો ઝભ્ભો પહેરતાં યાદ છે ને ! બાપુજી તો મધ, સાબુ પણ ત્યાંથી જ ખરીદતાં.'

અજીતે ફરી શેરવાની ફેરવી ફેરવીને જોઈ.

'ખરું કહું નંદુ ! ખાદી ભંડારમાં પગ મૂક્યો, બાપુજી યાદ આવ્યા. અને આ રૂચિની રોજની વાતો... આપણે ખાદી ભંડારમાંથી ખરીદી ન, કરવી જોઈએ ? કેટલાને રોજી રોટી...'

'અજીત એ બધી નિરાંતે વાત કરીશું ! મોડું થશે.'

કપડાં બદલવા જતાં અજીત અટકી ગયો.

'નંદુ, જરી વગરની કોઈ સાદી સાડી પહેર ને પ્લીઝ !'

નંદિતાએ કમને સાદી સિલ્કની સાડી પહેરી. કાર્યક્રમમાં આવીને એને થયું. સારું થયું એણે સાડી બદલી નાંખી. ઘણી બહેનોએ સાદાં કપડાં પહેર્યાં હતાં. તો કોઈએ પંજાબી પર ત્રિરંગી ઓઢણી ઓઢી હતી.

કાર્યક્રમ ખૂબ સરસ થયો. વિદ્યાર્થીઓનો જુસ્સો દર્શકોમાં પણ ઉભરાવા લાગ્યો હતો. જયહિંદ, વંદે માતરમૂના નારાઓથી સભા ખંડ ગુંજી ઊઠતો હતો. ગાંધીજી બનેલા વિદ્યાર્થીએ મીઠાની ચપટી ભરી, મોટેથી બૂમ પાડી, નમક કા કાયદા તોડ દિયા ત્યારે આખો સભાખંડ તાળીઓથી ગૂંજી ઊઠ્યો. સાઈના નહેવાલને હાથે બધા જ વિદ્યાર્થીઓને ગાંધીજી-નહેરુનો ફોટે ભેટ મળ્યો. સભાગૃહના બાજુના ખંડમાં એક્ઝીબીશન હતું. સ્વાતંત્ર્ય સંગ્રામના અનેક પ્રસંગોનાં પોસ્ટર્સ ચિત્રો તૈયાર કરાવ્યાં હતાં. જૂહુના દરિયા કિનારે એક નાનો બાળક બાપુની લાકડી લઈ દોડે છે બીજા છેડે બાપુ. રૂચિના એ ચિત્રને ત્રીજું ઈનામ મળ્યું, સાઈનાને હાથે. સાઈનાને એને ભેટ આપી, ફટાફટ મોબાઈલ ક્લીક થતો હતો.

રાત્રે ઘરે પાછાં ફરીને રૂચિને એટલી વાતો કરવી હતી, નંદિતાએ માંડ એને બેડરૂમમાં મોકલી. અજીત પણ વહેલો સૂઈ ગયો. કાર્યક્રમ નંદિતાને પણ ઘણો ગમ્યો તો ય હાશકારો થયો, ચાલો બધું પૂરું થયું ત્રણ ચાર દિવસ જવા દઈ એ રાત્રે જમતાં વાત કાઢશે, કોચિંગ ક્લાસની તપાસ કરી લીધી હતી. ત્યાં ભણતાં વિદ્યાર્થીઓનું પરિણામ સરસ આવતું, રોજ સાંજે ૬ થી ૮ થોડા દૂર છે, એ તેડવા મૂકવા જશે.

બે ત્રણ દિવસ ગયા. કાર્યક્રમની વાતો ય ખૂટવા આવી. કાલે તો વાત કરવી જ પડશે. સાંજે અજીત આવ્યો સાથે સાથે મોટો થેલો !

'આ શું અજીત !'

'સરપ્રાઈઝ ડીયર. ઘરમાં પહેરવાના ખાદીનાં થોડાં રેડીમેઈડ કપડાં. હું તો આ જ પહેરીશ. કાલે આપણે જઈશું ખાદી ભંડાર.'

'અરે પણ કેમ ! આ તો ઉંચકી લાવ્યા છો.' નંદિતા ગભરાઈ ગઈ.

'રૂચિને પણ સ્કર્ટનું કપડું લેવું છે.'

'અજીત, એ બધું રહેવા દો. એ.સી.નું કંઈ કરોને ! રોજ કંપનીમાં ફોન કરું છું. કોઈ જવાબ નથી આપતું, તમે જાતે જ જાઓ.'

'જેવી આજ્ઞા દેવી, જયહિંદ.'

આજે રાત્રે વાત કરવાની હતી. રૂચિ પાછી ભણવામાં ધ્યાન આપતી હતી, અને એ નિશાની સારી હતી. રૂચિ શાળાએથી આવી. આજે સૌએ શું કર્યું, ન કર્યુંની વાત થઈ. અજીતનાં કપડાંનું શોપિંગ જોઈ રૂચિ તો ખુશખુશાલ. સહુ જમ્યા. નંદિતાએ વાતની શરૂઆત કરી.

'રૂચિ બેટા...'

'એક મિનિટ મમ્મી, મારે એક જાહેરાત કરવાની છે. એનાઉન્સમેન્ટ યુ નો.'

'એ શું વળી ?'

'માતુશ્રી, ધીરજ ધરો. અમારા ટીચર સરોજિનીબહેને એક ગ્રૂપ બનાવ્યું છે, અમારો મંત્ર છે ઈચ વન, ટીચ વન. એટલે કે કોઈ એક ગરીબ વિદ્યાર્થીને ભણાવવાનો. મેં પણ આ ગ્રૂપમાં નામ નોંધાવ્યું છે.'

નંદિતા અદ્ધર શ્વાસે સાંભળી રહી. અજીતે તરત કર્યું, 'વેલડન બેટા.'

'રૂચિ... તું કોઈને ભણાવશે ? કેવી વાત કરે છે ? તારો ટાઈમ...'

'રૂચિએ નંદિતાનો હાથ પકડી લીધો અને એના બેડરૂમમાં આવી, પડદો ખસેડ્યો, બારી ખોલી.'

'મા... મા... કહું ને મમ્મી ! કોઈવાર બારી ખોલતી હોય તો ! ફ્રેશ એર આવે. જો સામે ફૂટપાથ પર પેલી ત્રણ છોકરીઓ છે ને ? નાની બહેનને હું ભણાવીશ, મારા બેડ રૂમમાં અમે સાંજે સાથે ભણશું. પછી આપણી સાથે જમીને એ જશે. બોલ ફેન્ટાસ્ટીક છે ને આઈડિયા !'

નંદિતાને ચૂમી લઈ એ બહાર દોડી ગઈ.

---

*એ-૨, ગુલબહાર બેરેક રોડ,*
*મેટ્રો સિનેમા પાછળ, મુંબઈ-૪૦૦૦૨૦.*
*મો. ૯૮૩૩૦૭૬૬૭૩*

# બીજી બાંચધરી

*- રજનીકુમાર પંડ્યા*

કવરની પાછળ મોકલનાર તરીકે નામ નહીં, ઉપનામ લખેલું : ''સર્વગ્રાહી.'' બસ, બાકી સરનામું.

લખતા હતા ''આપ પાંચ સાત જણા વચ્ચે ઘેરાયલ હતા અને તમને કોઈ એક મિનિટ માટે પણ છોડે એમ નહોતું અને મારે ઉતાવળ હતી નહિતર આપનો ઓટોગ્રાફ લીધા વગર પાછો જાત નહીં. તમે ભલે વતનને ચાલીસ વરસથી છોડી દીધું પણ આ પંથકના તો ખરા ને ? મારી પાસે બસો છપ્પન ઓટોગ્રાફો છે. ધૂમકેતુથી માંડીને પાકિસ્તાનના વયા ગયેલા શવકીન જેતપુરી સુધીનાના છે. બાકીમાં એક તમે રહ્યા છો. તમારા માટે ચોપડામાં અલાયદી કોરી જગ્યા રાખી છે.''

આટલું વાંચતા લેખકને બાર મિનિટ થઈ, હજુ આખો કાગળ વાંચવો હોય તો પોણો કલાક ખાઈ જાય. ખીચોખીચ અને ગરબડિયા અક્ષરો, વચ્ચે વળી ક્યાંક ક્યાંક બે શબ્દો વચ્ચે ઘોડી કરીને નવા વાક્યો ઘુસાડેલાં, આમાં શું વાંચવું ? છતાં વતનના જ કોઈ જૈફ ચાહકનો કાગળ હતો એટલે વાંચવાનો કપરો પુરુષાર્થ લેખકે આદર્યો પણ અંતે ચાર વાક્યો પછી ચશ્મા ઉતારી જ નાખવા પડ્યા. જેટલું વંચાયું તેમાં વખાણો તો હોય જ, પણ વચ્ચે વચ્ચે સલાહ-મશવરા એવા જાલીમ વેરેલા કે કાગળ કલમ એને હવાલે જ કરીને જાતે તો હાથમાં કમંડળ ગ્રહણ કરીને ગંગા કિનારે પહોંચી જવાનું ઝનૂન ઉપડે. એનો એક નમૂનો : ''તમે મતિલાલને સાતમા પ્રકરણમાં જ મારી નાખ્યો એ મને તો બહુ સારું લાગ્યું. પણ હવે સવાલ એ ઊપજે છે કે, તમારા હીરા અનુરાગને હવે ટકરાવાનું કોની સાથે ? હીરોઈન સુરૂપાને હવે ફફડવાનું કોનાથી ? મતિલાલનું જુગારખાનાનું દેણ ચૂકવશે કોણ ? તમે તો એવું કર્યું કે જાણે દૂધમાં ઉફાળો આવતા પહેલા જ તપેલીની નીચેથી ચૂલો ખેસવી લીધો ! ફિકર ન કરતા મે'રબાન, પણ તમે ય જો આગળ કેમ ચલાવવું એ મામલે સલવાયેલ હો તો મને એક પત્તું લખી નાખજો. મારી પાસે એનાય કીમિયા છે. મને લખતા નથી આવડતું એટલું જ, બાકી કલમ તમારી, કીમિયા મારા.. જેમ કે...''

ચિડાઈને કાગળ ફાડી નાખવા જતા હતા લેખક, ત્યાં કવરમાંથી એક જુદી ચબરખી ટપકી પડી, લાલ અને ઘાટા અક્ષરે લખેલી. ''૯મી એ આપ ફરી આ ગામમાં પધારો છો તો આ વખતે તો ઓટોગ્રાફ લીધા વગર નહીં જવા દઉં. મારાથી ભાષણમાં તો અવાય એમ નથી કારણ કે તમે જ્યાં બોલવાના છો એ નિશાળના હેડ સાથે મારે ઠેરી ગયેલ છે. હું એનું ચોગઠું જોતો નથી. માટે તમારું પૂરું થાય એટલે પાડોશીનો છોકરો અશેષ હિંમતલાલ તમને ગાડી લઈને લેવા આવશે, એકલો જ છું. ટિફિન આવે છે એમાં બે જણા આરામથી જમી શકશું, હું તો આમેય ચકલી પેટો છું, તમારે ભૂખ્યા ન રહેવું, હવે ઇઠ્યાસી ઉપર વયો ગયો છું. એક આ તમારા ઓટોગ્રાફ લેવાનું કામ ઉકલી જાય પછી જૂના....''

આ છેલ્લા શબ્દો પછી અક્ષરો આમાંય ઉતરડાઈ ગયા હતા. લેખકે પોતાની રીતે મનમાં જ એ અધૂરું વાક્ય પૂરું કરવા ઘણી બધી શબ્દરચના કરવા ચાહી પણ ન બની શક્યું. ''ઉકલી જાય પછી જૂના....'', પછી શું લખ્યું હશે કે જે મારા સુધી પહોંચ્યાની એમને ખાતરી હશે પણ મને પહોંચ્યું જ નથી ? શું હશે ? ''જૂના'' શબ્દ પછી શું હશે ?

ના, કલ્પનાઓ નથી કરવી... એની પાસે તો ખરેખર એક વાર જઈ આવવું જ જોઈએ.

૯મી તારીખે

ભાષણને અંતે છેલ્લી તાળી પડી ત્યાં અશેષ હિંમતલાલ પ્રગટ થયો. જમણા હાથની પહેલી આંગળીમાં પરોવેલી ગાડીની ચાવી હથેળી ઊંચી કરીને બતાવી. અને લેખકના ચિત્તમાં ઉતાવળનો સંચાર કરી દીધો. એટલે સંચાલકોની ચેમ્બરમાં આવીને ચા નાસ્તો લેવાની તાણ પણ લેખકે ટાળી... પીળી નેનોની પાછલી સીટ પર ગાલીચો અને ઉપર ગુલાબની પાંદડીઓ વેરેલી. બહુ ઝડપથી ગાડી ચલવીને પહોંચાડ્યા.



બારણામાં ટોપીધારી ''સર્વગ્રાહી'' લાકડીના ટેકે રાહ જોઈને જ ઊભા હતા, બોખા મોંનો હસતો આવકારો પામીને લેખક અંદર ગયા. જોયું તો ભોંય પર બે આસનીયાં સામસામી પાથરેલાં, બંનેની સામે પિત્તળનાં થાળી-વાડકા-ચમચીઓ ઊંધા વાળીને રાખેલાં. વચ્ચે ઝૂલતા મિનારાની જેવા ચાર ખાનાના પિત્તળના ટિફિનને ઊભું રાખેલું.

પણ એને ખોલવાનું ક્યારે ?

સર્વગ્રાહી અંદરના ઓરડે ગયા અને લગભગ પ્રકાશની ઝડપે પાછા આવ્યા ત્યારે હાથમાં પાકી બાંધણીની ફુલ સાઈઝની નોટબુક હતી, એખ પાનું ખોલ્યું. એક કોરી જગ્યાએ ''મહાન લેખક'' એમ લાલ શાહીથી લખીને પછી લેખકનું નામ લખેલું. ત્યાં આંગળીથી ટકોરા મારીને અરજ ગુજારવાની ઢબે કહ્યું ''આંયાં'' પછી પેન ધરી.

લેખકે પેન હાથમાં લીધી. પકડી રાખી. સર્વગ્રાહીના મોં સામે ઝીણી નજરે જોયું, પછી એકદમ પૂછ્યું ''તમે વસનજીભાઈ છાટપારીયા તો નહીં ?''

સર્વગ્રાહીએ ટોપી ઉતારી, હસ્યા, એટલું જ કહ્યું ''ઓળખી ગયા ?''

લેખકને હસવું આવી ગયું : ''અરે, ભૂલાય કંઈ ? તમે વણિક લાયબ્રેરીના લાયબ્રેરિયન હતા. અને મારી બાર વરસની ઉંમરે ત્યાં રોજ સાંજે વાંચવા આવતો. અરે મને તો એ ય યાદ છે કે, એકવાર એક વાર...''

''એવું કાંઈ યાદ રખાય નહીં, ભલા માણસ !'' સર્વગ્રાહી બોલ્યા ''લ્યો. હવે ઓટોગ્રાફ આપોની !''

લેખક સમજી ગયા. સર્વગ્રાહીએ ''એવું કાંઈ'' એમ કેમ કહ્યું ? પછી ગડ બેઠી, અચ્છા, તો સર્વગ્રાહીને પણ એ ઘટના યાદ છે.

કઈ ઘટના ?

પચાસ વરસ અગાઉ આ વસનજી છાટપારીયો બહુ બાજ નજરવાળો હતો. અત્યારે ભલે પંચાસીનો પણ એ વખતે તો પાંત્રીસનો ચકચકાટ જ હોને ! કોઈ છોકરાને એણે એક અંગ્રેજી મેગેઝીનમાંથી પાનું ફાડતાં ઝડપ્યો હતો, છોકરો ધ્રૂજતો હતો પણ તોય છટપારીયા કોલરેથી પકડીને પોતાના ટેબલ પાસે એને લઈ ગયા હતા. ખરેખર તો એને કાયમ માટે લાયબ્રેરીમાં ટાંટિયો મૂકવાની મના ફરમાવવાના હતા પણ એણે બહુ કરગરીને માફી માગી. એટલે જતો કર્યો. પણ એ પહેલાં છોકરાના હસ્તાક્ષરમાં બાંયધરી લખાવી લીધી કે ''હવે ફરી કદી આવું નહીં કરું.'' અને ડારો દઈને કહ્યું હતું : ''ચાલ, કર નીચે તારી સહી !'' છોકરાએ ધ્રૂજતા હાથે આ બાંયધરી કરી આપી હતી. છાટપારીયાએ તો એક ઝૈડકી તો મારી જ દીધી : ''ખબરદાર, હવે જો ફરીવાર આ ધંધો કર્યો છે તો ! બીજી વાર તો તારી બાંયધરી પણ નહીં ચલાવું. સમજ્યો ! : છોકરો શું બોલે ? કોલરેથી છૂટ્યો એટલે પાછો પોતાની ખુરશીમાં જઈને છાનોમાનો બેસી ગયો હતો અને વાંચવા માંડ્યો હતો નીચી મુંડી કરીને.''

લેખક હજુ આની યાદમાં જ ખોવાયેલા હતા ત્યાં સર્વગ્રાહી જરી ઉતાવળે અવાજે બોલ્યા : 'ઓટોગ્રાફ ભેળો એકાદ સારો મેસેજ પણ એક બે લીટીમાં... હોં !' પછી કહે ''આ ટિફિન ખોટી થાય છે સાહેબ.'' 'પણ' લેખક મરકી ગયા. પેનનું ઢાંકણ ખોલ્યું, ''સરે તમારી પાસે મારો ઓટોગ્રાફ તો છે જ ને ?'' વળી અટકીને કહ્યું, ''પચાસ વરસ અગાઉના !''

એક પળ તો સર્વગ્રાહી થંભી ગયા. એક ક્ષણમાં એમની સિકલ પર એક ભાવ ઘસી આવ્યો પણ પછી દરિયાના મોપની જેમ પાછો વળી ગયો. બોલ્યા, ''ના ના, પણ ઈ નો હાલે, ઈ તો જૂના થઈ ગ્યા, મેં સાચવેલ છે પણ હવે તો આજે હું એને ફાડીને ફેંકી દેવાનો છું.''

બસ, અરધી સદી તો જૂના કાગળના જર્જરિત પાનાની જેમ થોડું ફફડીને ક્યાંય ઊડી ગઈ.

પછી લેખકે ''સર્વગ્રાહી''નો ચોપડો હાથમાં લીધો. પોતાના નામવાળું પાનું કાઢ્યું. ''લેખક'' શબ્દ આગળ : મુકાયેલો ''મહાન'' શબ્દ છેકી નાખ્યો. અને સંદેશો લખ્યો : ''ચોરી કરવી એ પાપ છે.'' પછી એની નીચે સહી નહીં. ઓટોગ્રાફ કર્યા. પણ આ વખતેય હાથ તો થોડા ધ્રૂજ્યા જ. પણ ચોપડો સર્વગ્રાહી તરફ લંબાવ્યો. કહ્યું : ''લો, આ બીજી વારની બાંયધરી !''

ચમકીને સર્વગ્રાહીએ ભોંઠપ અનુભવતા હોય એમ પોતાના બેય કાનની બૂટ પકડી અને હોઠ સુધી જીભને બહાર કાઢી. ગરદન નમાવી અને પછી મિનારા ટિફિનને નજીક લીધું.

*બી-૩, જી.એ.-૧૧, આકાંક્ષા ફ્લેટ્સ, જયમાલા ચોક,*
*મણિનગર-ઈસનપુર રોડ, અમદાવાદ-૩૮૦૦૫૦.*
*મો. ૯૫૫૮૦૬૨૭૧૧*

# પાર્ટી

*- મોહનલાલ પટેલ*

**ત**ન્વી તરફથી આવેલા આમંત્રણનું કાર્ડ હાથમાં લેતાં સુબન્ધુનું મોં એકાએક પડી ગયું. તન્વી સુબન્ધુની નાની બહેન હતી. એના લગ્નની પ્રથમ તિથિની ઉજવણીનું આ કાર્ડ હતું. તન્વી અને એના પતિ હિમાંશુએ શહેરની એક મોટી અને જાણીતી હોટલમાં આ ઉજવણીની ગોઠવણ કરી હતી. કાર્ડમાંની વિગતો વાંચ્યા પછી, માણસ પોતાની અણગમતી ચીજને ફેંકી દે એમ સુબન્ધુએ આ કાર્ડને ટેબલ પર નાખ્યું.

આ દરમિયાન સુબન્ધુની માતા શોભાબહેન ઉપર આવ્યાં અને અને એમણે કહ્યું : 'તન્વી તારી ઘણી રાહ જોઈને ગઈ. એની પાસે આમંત્રણ કાર્ડનો થોકડો હતો. બધાને એ રૂબરૂ આપવાનાં હતાં એટલે એ વધારે સમય ન રોકાઈ શકી. હવે તું એને, એ રાજી થાય એવું ફોન કરીને કહેજે.'

સુબન્ધુ સાંભળી રહ્યો પણ કંઈ બોલ્યો નહીં એટલે શોભાબહેન બોલ્યાં : 'કેમ, કંઈ બોલ્યો નહીં, બંધુ ?'

મેં તારી વાત સાંભળી, બા. હું તન્વીને ફોન કરીશ.

આટલું કહ્યા પછી સુબન્ધુ બોલ્યો : 'પહેલી લગ્નતિથિની આટલી મોટી પાર્ટી ? હિમાંશુની મરજીથી આ ગોઠવાયું હશે.'

'ના, ના, આ બધું તન્વીની મરજીથી ગોઠવાયું છે. તન્વી જ પાર્ટી માટે થનગની રહી છે. લગ્નમાં હોય એવો ઠઠારો એણે આ પાર્ટીમાં કરવાનું રાખ્યું છે.'

સુબન્ધુ બોલ્યો : 'તન્વીએ લગ્નતિથિમાં આવા ઠઠારા અને ઉધામા કેમ આદર્યા છે એવું તમે એને ન પૂછ્યું ?'

'આપણા મન એ ઠઠારા કે ઉધામા હશે પણ એને તો આ ઉમંગનો જ અવસર હશે.'

'આવા સામાન્ય અવસરમાં તન્વીમાં આટલા ઉમંગનો ઉછાળો કેમ આવ્યો ?'

'એ તો તન્વી જ જાણે.'

'એ હું જાણું છું, બા' આ શબ્દો સુબન્ધુની જીભના ટેરવા સુધી આવી ગયા, પણ એણે મુખ બહાર આવા ન દીધા. અને મૌન સેવ્યું.

તન્વીની આ પાર્ટીના સંદર્ભમાં સુબન્ધુની ઠંડક અને રાજીપાનો અભાવ જોઈ શોભાબહેનને નવાઈ લાગી. એટલે એમણે ફરીથી ભારપૂર્વક કહ્યું : 'તન્વીને કહેજે આપણે બધાં પાર્ટીમાં હાજર રહીશું. તું તબિયતનું બહાનું ન કાઢતો.'

શોભાબહેને સુબન્ધુની તબિયતનો સકારણ ઉલ્લેખ કર્યો હતો. ગયે વર્ષે તન્વીના લગ્નના દિવસો દરમિયાન સુબન્ધુ ભારે માંદગીમાં પટકાયો હતો. એમાંથી એ ઉગરી તો ગયો હતો. પણ હજુ એ ડાયાબિટિસમાંથી મુક્ત થઈ શક્યો નહોતો. બ્લડ સુગર વારંવાર ૨૦૦નો આંકડો વટાવી જતું હતું. એટલે એ તબિયતની કાળજી રાખતો હતો. પણ શોભાબહેનને એ રોગનો કશો હિસાબ નહોતો.

સુબન્ધુએ તરત જવાબ આપી દીધો : 'તન્વીના લગ્ન વખતે મેં તબિયતનું બહાનું ક્યાં કાઢ્યું હતું ? તમારા સૌની નજર હેઠળ લગ્નવિધિ વખતે મંડપમાં બેઠેલો રહ્યો જ હતો ને !'

શોભાબહેનને એ સ્મરણ અકારું લાગ્યું. અને એમણે એ વાતને આગળ વધારવાનું ટાળ્યું અને એ નીચે ચાલ્યાં ગયાં.

નાના બહેન તન્વી માટે સુબન્ધુને અપાર પ્રેમ હતો. અને તન્વી પણ એને એટલા જ પ્રમાણમાં ચાહતી હતી. અત્યારે સુબન્ધુને તન્વી માટે અંગત રીતે કશો અણગમો થયો નહોતો પણ એ લગ્નતિથિની ઉજવણી માટે જે કરી રહી હતી અને જે થઈ રહ્યું હતું એણે એના સારાયે સંવિત્તને હલાવી નાખ્યું હતું. ચિત્તમાં બેચેની વધતી જતી હતી.

થોડી હતાશામાં એ સોફા પર જરા ઢળકતો બેઠો. આંખો પર પોપચાં ઢાળ્યાં અને એ એક વર્ષ પહેલાંની સ્મરણમાળામાં ધકેલાઈ ગયો. પરિવારના લોકોને તન્વીના લગ્ન સંબંધે ખૂબ ચિંતા રહ્યા કરતી હતી. એક અથવા બીજા કારણે નક્કી થયેલાં લગ્ન તન્વીનાં લગ્ન ઉકેલી નાખવાનો કુટુંબનો નિરધાર પાકો હતો. પણ નસીબની ગતિ ન્યારી હતી. આ દિવસો દરમિયાન સુબન્ધુની તબિયત નરમ-ગરમ રહેતી હતી. સુબન્ધુ આમ પણ, નાની-મોટી શારીરિક તકલીફોને ખાસ ગણકારતો નહીં, અને આ દિવસોમાં તો તન્વીનાં લગ્નની વાત મુખ્ય હતી. પોતાના કારણે તન્વીનાં લગ્ન ફરી એકવાર મુલત્વી રહે એવું ન થાય એ માટે એ બરાબર સાવચેત હતો. પણ એક વહેલી સવારે એનાં પેઢુ અને પડખામાં સખત દુઃખાવો થયો. દર્દ અવગણી શકાય એવું નહોતું. દાકતરને બોલાવવા પડ્યા. એ વખતે તો દાક્તરે બારાલ્ગનનું ઈંજેક્શન આપીને દુઃખાવાનો તાત્કાલિક ઉપાય

કર્યો. પણ એમણે ચેક-અપ માટે લેબોરેટરીનો માર્ગ ચીંધ્યો.

લેબોરેટરીના રિપોર્ટ આવ્યા પછી દાકતરે જે કહ્યું એ ચિંતાજનક હતું. પથરી, બ્લડપ્રેશર, હાર્ટ, ડાયાબિટિસ વગેરે વિવિધ વાનાં ચિંતાનજક હતાં. અને એક કિડની પણ સહેજ જખમી બની હતી. એ વધારે બગડે એવો ભય પણ દાક્તરે બતાવ્યો.

'તન્વીનાં લગ્ન લીધાં છે ને, ડૉક્ટર...! પરિવારના મોભીએ ગભરાટભર્યો ઉદ્‌ગાર કાઢ્યો.'

દાક્તરે એમની મેળે કહેવા માંડ્યું : 'કેટલાંક દર્દો આપણા શરીરમાં ઘર કરી બેઠાં હોય છે, પણ એની આપણને ખબર નથી હોતી, અને ઘણીવાર તો જ્યારે ખબર પડે છે ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે. સુબન્ધુના કેસમાં આવું બન્યું છે. મોડું તો થયું જ છે સુબન્ધુને કાં તો દર્દની ખબર પડી નથી અથવા એણે દર્દની તમા રાખી નથી. પણ હરકત નહીં, મેડિકલ સાયન્સ ઘણું આગળ વધેલું છે. તન્વીનાં લગ્નમાં હરકત નહીં આવવા દઈએ... ધીરજ રાખવી પડશે.'

ડૉક્ટરે હૈયાધારણ તો આપી, પણ એમના ઉપચાર ઝાઝી યારી આપતા હોય એનું જણાતું નહોતું. શરીરમાં જે તાવ સાધારણ જણાતો હતો તે ઉગ્ર બનવા તરફ ગતિ કરતો હોય એવું જણાયું એટલે પરિવારના મોભીએ ડૉક્ટરને કહ્યું : 'ડૉક્ટર, ખરેખરું કહો, તમને શું લાગે છે ?'

'કશું ચોક્સપણે કહી શકાય એવું નથી. સુબન્ધુ એના મનથી ઘણો સ્વસ્થ જણાય છે. આપણે કશું કહી શકતા નથી, પણ માંદગીમાંથી એ બેઠો થઈ જશે એવો એને પૂરો ભરોસો છે એટલે તો એણે હાઈ પાવરની દવાઓ આપવાની મને ચોખ્ખી ના કહી છે. હાઈ પાવરની દવાઓ આપવા સિવાય આપણો પ્રયત્ન ચાલુ રહેશે. એટલીસ્ટ તન્વીનાં લગ્ન સુધી વાંધો નહીં આવવા દઈએ.'



પરિવારના મોભી બુદ્ધિશાળી માણસ હતા. હવે ડૉક્ટરની વાતમાં એ પૂરો ભરોસો મૂકી શકતા નહોતા. એમણે જૈફ વયના અને વિવિધ પ્રકારે અનુભવી સ્નેહીની સલાહ માગી. એમણે આ સ્નેહીને કહ્યું : તન્વીનાં લગ્ન લીધાં છે અને સુબન્ધુની માંદગી વધતી જાય છે, શું કરવું ?'

સ્નેહીએ કહ્યું : 'લગ્નની આમંત્રણ પત્રિકાઓ તો ક્યારનીયે વહેંચાઈ ગઈ છે. લગ્નની બધી તૈયારીઓ થઈ ગઈ છે. હવે લગ્ન મુલતવી રાખવાની વાત વિચારશો જ નહીં. બધું ભગવાન પર છોડી દો. ઈશ્વર પરમ કૃપાળુ છે. સૌ સારાં વાનાં થશે. જે નિર્માયું છે તે થવાનું છે એમાં આપણો ઉપાય નથી. બહેન પરણે એ જોવાની સુબન્ધુને પણ હોંશ હોય.'

હૈયાધારણ આપતી આવી થોડી વાતો કર્યા પછી વડીલ સ્નેહીએ સલાહ રૂપે કેટલાંક મહત્વનાં સૂચનો કર્યાં. એમણે કહ્યું : 'સુબન્ધુની માંદગી ગંભીર છે એવું વાતાવરણ ઘરમાં જામવા દેશો નહીં, અને જામ્યું હોય તો તેને નાબૂદ કરવાના સતત પ્રયાસ કરતા રહેજો. આ ઉપરાંત સુબન્ધુના મન ઉપર હકારાત્મક છાપ ઊભી થાય એ માટે ડૉક્ટરને ભલામણ કરજો. ડૉક્ટર જે જોતા હોય અને જાણતા હોય એનાથી જુદું કહેવા તૈયાર ન હોય પણ આ ડૉક્ટર તમારા પરિવારના સભ્ય જેવા છે એમને તમારી ખાતર થોડો અસત્યનો માર્ગ લેવા વિનવજો.'

સ્નેહીની વાતો ગળે ઊતરી. અને જાણે ઘરમાં પ્રાણદાયી હવાનો સંચાર થયો હોય એમ સૌને નવી હિંમત સાંપડી અને સૌને સ્નેહીની સલાહ પ્રમાણે વર્તવાનું પરિવારના મોભીએ સમજાવી દીધું.

અને પરિવારના જે સભ્યો સુબન્ધુની માંદગીથી ડઘાઈને સુબન્ધુના પલંગ પારે ગંભીર થઈને મૌન ધારણ કરીને બેસી રહેતા હતા એ વાચાળ બનવા લાગ્યા. સુબન્ધુનું મન હળવું થાય એવો પ્રયત્ન કરવા લાગ્યા.

સ્ત્રીઓ આ બાબતમાં વધારે ચતુર સિદ્ધ થઈ. એ ગામ તેમજ પરગામમાં સગાંઓના વિવિધ પ્રકારની માંદગીઓના કિસ્સા શોધી શોધીને રજૂ કરવા લાગી. હેતુ એક જ, મોતના આરે પહોંચેલું માણસ માંદગીમાંથી ઊઠીને ખેતી કામ કરતું થઈ ગયું, આમ કહીને સુબન્ધુને માંદગીની ચિંતાથી મુક્ત કરવાનો !

સુબન્ધુનો બુદ્ધિઆંક આ સૌના આંક કરતાં ઊંચો હતો. એ બધું સમજતો હતો અને આ સ્ત્રીઓના મિથ્યા પ્રયાસથી રમૂજ પામતો હતો.

ડૉક્ટરે 'નરો વા કુંજરો વા' વાળી નીતિ અપનાવી હતી.

સુબન્ધુએ ડૉક્ટરને એ નીતિથી આગળ વધીને અસત્યના માર્ગ તરફ આગળ ન વધવા ચોખવટથી કહી દીધું. વધારામાં એણે કહ્યું : 'આપણે બંને માંદગીની સાચી સ્થિતિ જાણીએ છીએ માત્ર ફરક એટલો છે કે, તમે તન્વીના લગ્ન સુધી આવરદાની લકીર ખેંચી છે જ્યારે હું માંદગીમાંથી ઊઠવાની શ્રદ્ધા રાખીને બેઠો છું.'

સુબન્ધુએ ડૉક્ટર સાથે તો ચોખવટથી વાત કરી, પણ પરિવારના સભ્યોના છદ્મવેશી નાટક અને દંભથી એ દુઃખી તો હતો જ, પણ મનના ઉદ્વેગને દબાવીને પરિવારના સભ્યોની વાતથી પ્રસન્ન થયો હોય એવું પળનું નાટક પણ પોતે ભજવી લેતો.

આખરે તન્વીના લગ્નનો દિવસ આવીને ઊભો રહ્યો.

એ દિવસે તાવ રોજ કરતાં થોડો વધારે હતો.

લગ્ન વખતે પોતાની હાજરી લગ્નમંડપમાં હોય એવું પરિવારજનો ઈચ્છતાં હતાં એની સુબન્ધુને ખબર હતી એટલે એ તાવને ગણકાર્યા સિવાય કોઈના ટેકા વગર ચાલીને મંડપમાં આવીને એક તકિયાને અઢેલીને બેઠો. આટલું ચાલવામાં તો એને હાંફ ચઢી અને મુખ ઉપર ખૂબ પરસેવો થયો. અત્યારે પોતે સ્વસ્થ છે એવો દેખાવ કરવા એ ઈચ્છતો હતો. એણે ચહેરા પર રૂમાલ ફેરવવા માંડ્યો. હાંફ બેસી જાય ત્યાં સુધી એ આમ ચહેરા પર રૂમાલ ફેરવતો રહ્યો. આ દરમિયાન એની ઈચ્છાના આધારે એને સહાયરૂપ થવા એનો બાળપણનો મિત્ર જુગલ આવી પહોંચ્યો.

હાંફ હેઠી બેઠી અને મુખ પરનો પરસેવો લુછાયો એ પછી પણ ચહેરા પર કૃતક પ્રસન્નતા ટકાવી રાખવા મન અને શરીર સાથે એને તુમુલ સંઘર્ષ કરવો પડતો હતો. કંટાળાભર્યો લગ્નવિધિ તો ચાલ્યા કરતો હતો. આખરે દર્દથી તૂટતા શરીરે ન રહેવાયું એટલે હવે ત્યાંથી ઊઠીને પોતાના રૂમમાં ચાલ્યા જવાનો સંકેત એણે જુગલને કર્યો. જાણે કોઈ અગત્યના કામ માટે થોડા સમય પૂરતો બહાર જતો હોય એમ જુગલના ખભા પર હાથ ટેકવીને અને જુગલને એ કાનમાં કંઈ કહેતો હોય એવા દેખાવ સાથે મંડપમાંથી બહાર નીકળી ગયો અને ભારે કષ્ટ હેઠળ પોતાના રૂમમાં પહોંચીને પલંગમાં ખરેખર ફસડાઈ પડ્યો !

જુગલે કહ્યું 'વધારે તકલીફ થાય છે, સુબન્ધુ ?'

સુબન્ધુએ કશો જવાબ ન આપ્યો. માત્ર છાતી પર હાથ ફેરવ્યા કર્યો.

જુગલ બોલ્યો : 'ડૉક્ટરને ફોન કરું છું.'

સુબન્ધુએ હાથ હલાવીને તેમ ન કરવા જુગલને સૂચવ્યું.

'કેમ ના કહે છે ?'

'જવાબમાં સુબન્ધુએ મર્મભર્યું સ્મિત કર્યું પછી એ બોલ્યોઃ 'ફોન કરીશ એટલે ડૉક્ટર તરત જ આવશે. જરા આમતેમ તપાસ કરીને શું કહેશે એ તું જાણે છે ?'

'શું કહેશે ?'

'ચિંતા ન કરો, સુબન્ધુ, તમે ઝડપથી સાજા થઈ રહ્યા છો.'

'આવી સ્થિતિમાં પણ ડૉક્ટર આવું કહે ?'

'હા'

'એવું શાથી ?'

'એવું કહેવા ડૉક્ટરને ભણાવી રાખવામાં આવ્યા છે.'

'એવું ન હોય, તારામાં આત્મવિશ્વાસ પ્રગટાવવા માટે જ ડૉક્ટર એવું કહે !'

'એવું નથી.'

'તો શું છે ?'

'ઘરમાં ચિંતાજનક કોઈ સમસ્યા નથી એવી હવા પેદા કરવાનું કામ ડૉક્ટરને સોંપવામાં આવ્યું છે...'

સુબન્ધુને આવું બોલતો અટકાવવા જુગલે કહ્યું : 'તાવમાં તને ખોટા ખોટા વિચારો આવી રહ્યા છે, તું શાંત યા. તારે આરામની જરૂર છે, કશું વિચાર્યા વગર આરામ કર.'

સુબન્ધુને પણ લાગ્યું કે જે નહોતું બોલવું જોઈતું હતું એ પોતે રોષના કારણે બોલી ગયો છે. થોડો પસ્તાયો પણ ખરો, એણે કહ્યું : 'જુગલ, તારી વાત સાચી છે, મારે આરામની જરૂર છે, હું હવે આરામ કરીશ. તું જા, લગ્નમાં હાજરી આપ.'

જુગલ ગયો.

આખરે લગ્ન સંપન્ન થયાં.

શિર પર તોળાઈ રહેલું ખડગ દૂર થયું.



અને પરિવારના સભ્યોએ એક જબરદસ્ત હાશકારાનો દમ ખેંચ્યો.

વાતાવરણમાં સંતોષ અને આનંદનો માહોલ પ્રગટ્યો. એની હવા છેક સુબન્ધુના પલંગ સુધી પહોંચી.

સુબન્ધુની સ્મરણમાળા અટકી.

સ્મરણ ચર્વણમાં જાણે ભૂકંપ થયો.

કોઈ તીવ્ર લાગણીના આવેગ હેઠળ એ ઊભો થયો. પેલું આમંત્રણ કાર્ડ ફરી હાથમાં લીધું.

એ કાર્ડ ફાડી નાખવા જતો હતો એ ક્ષણે અંતઃકરણમાં એકાએક ખળભળાટ મચી ગયો. એ કાર્ડને ફાડી નાખી શક્યો નહીં. એણે કાર્ડનો ફરી પાછું સુરક્ષિત સ્થાને મૂકી દીધું. અને ફરી સ્મરણમાળા શરૂ થઈ.

લગ્ન સંપન્ન થયાં એ પછી પરંપરા અનુસાર વડીલોના પાયલાગણ માટે તન્વી અને હિમાંશુએ સંચાર આરંભ્યો.

સુબન્ધુના પલંગ સુધી પહોંચ્યા પછી પ્રથમ હિમાંશુએ સુબન્ધુનો ચરણસ્પર્શ કર્યો અને એ પછી તન્વી એનું મસ્તક સુબન્ધુના ચરણ પર મકીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. તન્વીનું આ અફાટ રુદન લાગણીના એક જબરદસ્ત ઉભરા રૂપ તો હતું જ, પણ એ રુદન સાવ નોખા પ્રકારનું હતું. સુબન્ધુએ એને બરાબર સમજી લીધું હતું. એણે પોતાનો હાથ તન્વીના મસ્તક પર મૂકીને પોતાનામાં હોય એટલી શક્તિ એકઠી કરીને કહ્યું.

‘બહેન તન્વી, રડીશ નહીં. આજનું આ મંગળ પર્વ છે, રડવાનું ન હોય.’

સુબન્ધુ જરા અટક્યો પછી તન્વીને હૈયાધારણ આપતો હોય એમ બોલ્યો : ‘સાંભળ તનું, ભાઈબીજના દિવસે હું તારે ઘેર કંસાર જમવા આવવાનો છું.’

હિમાંશુએ તન્વીને ઊભી કરી અને સમજદારી દાખવીને એ તન્વીને દરવાજા તરફ દોરી ગયો.

કન્યા વિદાયનો સમય લગભગ મધ્ય રાત્રિનો હતો.

ઘરમાં વાતાવરણ શાંત થયું અને સૌ જંપી ગયાં ત્યારે શોભાબહેન સુબન્ધુ પાસે આવ્યાં. એમણે સુબન્ધુના કપાળ પર હાથ મૂક્યો અને પૂછ્યું : ‘કેમ છે હવે ?’

‘સારું છે, તાવ ઉતરી ગયો છે.’

‘દવાઓ સમયસર લીધી હતી ?’

‘હા, જુગલ હતો ને, એ બધું ધ્યાન રાખતો હતો.’

‘તારી તબિયત સારી હોત તો તને પણ કેટલો ઉમંગ હોત.’

‘મનેય ઉમંગ તો હતો જ ને. લગ્ન સારી રીતે અને કોઈ વિઘ્ન વગર રંગેચંગે થઈ ગયાં !’

કોઈ વિઘ્ન વગર એવું પોતે બોલી ગયો એમાં સુબન્ધુને થોડી ઉતાવળ અને પોતાની ભૂલ સમજાઈ. પણ માને એ શબ્દોનો મર્મ ધ્યાન પર ન આવ્યો એ એને ગમ્યું.

સ્મરણમાળા અટકી, સુબન્ધુ વર્તમાન પળોમાં પાછો ફર્યો. તન્વીના આમંત્રણ કાર્ડના વિચારો ફરી શરૂ થયા.

‘કાર્ડમાં ઉલ્લાસ માણવાની વાત લખેલી હતી. પોતે પાર્ટીમાં હાજરી આપે, પણ કાર્ડમાં કથિત ઉલ્લાસ માણી શકે ખરો ?’ ગયે વર્ષે તન્વીના લગ્ન સમયના દિવસોમાં પરિવારના માણસોએ જે વલણ દાખવ્યું એથી પરિવારજનો માટે પોતાના મનમાં અણગમો ઘૂંટાતો રહ્યો હતો. છતાં ચહેરા પર પોતે પ્રસન્નતા દેખાડતો હતો. આ પાર્ટી વખતે પોતે એવો દંભ આચરી શકશે ખરો ?

એ અશક્ય.. ઊલટું, પાર્ટીના ઘોંઘાટમાં કદાચ ‘સુબન્ધુ મરી રહ્યો છે, ચાલો, ઝટઝટ લગ્ન પતાવી લઈએ.’ એવા પડઘા ઊઠતા સંભળાશે !’

સુબન્ધુના મનમાં ફરી પાછો રોષ ઉભરાવા લાગ્યો હતો.

પણ પાયલાગણ વખતનું તન્વીનું મર્મવેધી રુદન તાજું થયું. નાની બહેન એને ખૂબ ચાહતી હતી. જે કંઈ થયું એમાં એનો શો દોષ ?

લગ્ન વખતે જે ન માણી શકી એ ઓરતો પૂરો કરવા એણે આ પાર્ટી ગોઠવી હતી.

ભાઈબીજના દિવસે તન્વીના ઘેર કંસાર જમવા જવાનું વચન એને યાદ આવ્યું. એ વચન પાછળ એક અતૂટ શ્રદ્ધા હતી.

સુબન્ધુએ બીજા વિચારો ફંગોળી દીધા અને મોબાઈલ ફોન હાથમાં લીધો. અને તન્વીને કહ્યું : ‘તારા કરતાં હિમાંશુને વધારે ગમે એવી ગીફ્ટ લેતો આવવાનો છું. તનેય ગમશે !’

---

*૫૦૧/૨૧, સત્યાગ્રહ છાવણી,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૯૦૪૪૮૦૫૨૨*



# અધ્યાહાર

*- કેશુભાઈ દેસાઈ*

**એ**મની ઇચ્છા તો -

બકુલભાઈએ મનમાં ઊગેલું વાક્ય અધ્યાહાર છોડી દીધું. એ અંદરને અંદર હસ્યા, પોતાની જાત ઉપર સ્તો. આવડી મોટી દુનિયામાં બધી ઇચ્છાઓ પાર પડી હોય એવો માનવી દીવો લઈને શોધવા નીકળીએ તોય જડે ખરો ? સિકંદરને દુનિયા જીતવી હતી. એ માટે એણે કેટકેટલા ઉધામા કર્યા ! આખરે અડધે રસ્તે ઊકલી ગયો'તો કે નહીં ? અને સિકંદર તો ખેર, રાજકુમાર હતો. આપણા ગાંધીબાપુ જેવો ઓલિયો માણસ પણ એની ઇચ્છાઓનું પોટલું અધવચ્ચે રઝળતું મેલીને ના જતો રહ્યો ? એમની ઇચ્છા ચક્રવર્તી સમ્રાટ થવાની તો હતી નહીં - એમને માણસ માણસ વચ્ચેની ભેદરેખા ભૂંસવી હતી, દારૂના દૈત્યને દેશવટો આપવો હતો અને દુનિયામાં સત્ય તથા અહિંસાનો વાવટો ફરકાવો હતો. ભગવાનને એમાં પણ વાંધો પડ્યો !

રમાબાને એવા કોઈ દિગ્વિજય થોડા કરવા હતા ? એમણે તો એમનો 'અશ્વમેધનો ઘોડો' રમતો મૂકી દીધો હતો, જે સવારે એમની આંગળી પકડીને લિટલ એન્જલ શિશુ મંદિરના દરવાજે પહોંચી એમને 'બાય બા' કહેતો અને બપોરની ઊંઘ અડધી પડધી પાલી ન પાલી ત્યાં મંજરીની સ્કૂટી પર પાછો આવી એપાર્ટમેન્ટના ગેટ પર જ હણહણી ઊઠતો. સંજુ એમના કાળજાનો કટકો હતો. રમાબાને મન એ દેરાણીનો દીકરો નહોતો. અને એસબીઆઈમાં એકાઉન્ટન્ટ તરીકે ફરજ બજાવતી એની જનેતા મંજરી પણ એવો હક્કદાવો ક્યાં કરતી હતી ? જેઠાણીએ એને જન્મ્યા પહેલાં જ માગી લીધો હતો. મંજરીએ એમની કોરી કૂખના સુખ ખાતર જ ચંદ્રવદનના આગ્રહ છતાં એબોર્શન નહોતું કરાવ્યું. નહીંતર એ તો પતિ-પત્ની બેઉની ગફલતથી રહી ગયેલો ગર્ભ હતો. છેક પિસ્તાળીસમે વર્ષે મંજરી એની ચૌદ વરસની ચારણકન્યા જેવી ચંચળ બાલિકાની નજર સામે ઉપલેસું ઉદર લઈને ફરે એ ચંદ્રવદનને થોડું ગમે ? પુત્ર મલ્હાર પણ પાંચમા ધોરણમાંથી 'એ' ગ્રેડ લઈ છઠ્ઠામાં પ્રવેશી ચૂકેલો. પરંતુ જેવો રમાબાને દેરાણીના કોઠે દીવો પ્રગટ્યાનો અણસાર આવ્યો એવાં એ શેર માટીની ભૂખ ભાંગવા ભુરાયાં થઈ ગયાં હતાં. 'તને તારી જેઠાણીના સમ, તારા બાપ તોલે ગણે છે એવા તારા જેઠના સોગંદ, જો આઘું પાછું વિચારે તો ! દીકરો જન્મે કે દીકરી : એ બચ્ચું મારે ખોળે કરી લેવાનું છે, સમજી ? અમારું ઘર પણ ઉઘાડું રહેવું જોઈએ ને !' - અનુરાગ જન્મ્યો ત્યારે સંજય દત્તની જાણીતી ફિલ્મ 'મુન્નાભાઈ એમબીબીએસ' શહેરનાં થિયેટરોમાં ધૂમ મચાવી રહી હતી. કુંડળી મુજબ મેષ રાશિ આવી એટલે અનુરાગ નામ જરૂર પાડી દીધું પણ એને રમાબાએ તો મંજરીના પેટમાંથી સીઝેરિયન મારફત ઉગારી લેનાર ડૉ. નાડકર્ણીના હાથમાંથી પોતાની હથેળીમાં લેતાં જ 'સંજુ, મારો મુન્નો !' કહી પુચકાર્યો હતો...

...ને સંજુને પાંચ વરસ પૂરાં થાય કે તરત જ એને શહેરની શ્રેષ્ઠ સ્કૂલમાં ભણાવવાનાં સપનાં વાગોળતાં હતાં ત્યારે જ - ઓહ !

બકુલભાઈની આંખોમાં આંસુ તગતગી રહ્યાં... એમનાથી છબી સામે જોવાઈ ગયું. રમાબા માટે સંજુ એમનો શ્વાસોચ્છ્વાસ બની ગયો હતો. એને એક ક્ષણ માટે પણ નજરથી વેગળો થવા દેતાં નહોતાં. ત્યાં સુધી કે એને કોઈ ઊંચા સાદે બોલે એ પણ રમાબા જીરવી નહોતાં શકતાં. એને સ્તનપાન પૂરતો જ મંજરીના હવાલે કરતાં. બાકીનો બધો વખત એને છાતીએ વળગાડીને ફર્યા કરતાં. ત્યાં સુધી કે એની છી ધોવાનો હક પણ બીજા કોઈને નહીં ! કેટકેટલા ઓરતા ઓઢીને ગયાં બિચારાં.

કહેતાં : મારે હવે પછીની જિંદગી ફક્ત સંજુ ખાતર જીવવી છે. તમે છુટ્ટા. જ્યાં ફરવું હોય ત્યાં ફરો ને જ્યાં ચરવું હોય ત્યાં ચરો. મેરે તો ગિરધર ગોપાલ, દૂસરો ના કોઈ !

બકુલભાઈ મલકાઈ ઊઠતા. ચાલો, મોડી મોડીય આઝાદી મળી ખરી. 'પણ હવે ચરિયાણ જ ક્યાં બચ્યાં છે - તમારી નજરમાં હોય તો એડ્રેસ આપજો !' એ મીઠી મજાક પણ કરી લેતા.

માયા, નિહારિકા, રશ્મિ, રક્ષા, પારુલ, પિન્કી... ઓહોહોહો, હતાં ત્યારે નાખી નજર ન પહોંચે એટલાં ચરિયાણ હતાં. સમયનાં સકંજામાં કેટલાં સાબૂત રહ્યાં હશે ને કેટલાં કરમાઈ ગયાં હશે, એનાય ખત ખબર કોણ આપે ! એક પેલી ભારતી જીવે છે ખરીએ પણ મરવાના વાંકે. બિચારી બેઠી હોય ત્યાંથી ઊભી પણ નથી થઈ શકતી જાતે. ભલા માણસનો સાથ સાંપડ્યો છે એટલે ગાડું ગબડે છે. ઘડપણ તે કોઈ નાનીસૂની ઘટના ગણાય ! રમાબા અલબત્ત સાઠીમાં પણ કડેધડે હતાં.

- એમને બીજું તો ઠીક પણ મોત બહુ સારું મળ્યું. ઊંઘમાં ને ઊંઘમાં ઉપડી ગયાં. પડખે સુવાડેલા સંજુએ સવારે જાગીને ઢંઢોળ્યાં ત્યારે ખબર પડી કે એ તો સંજુએ વારંવાર પૂછ્યા કર્યું ત્યારે બકુલભાઈએ ગળગળા અવાજે કહ્યું હતું : બા તો ભગવાનના ઘરે જતાં રહ્યાં બેટા !

સંજુએ કેક પર ખોસેલી મીણબત્તીઓ એક પછી એક બુઝાવી. ઘર આખું 'હેપી બર્થડે ટુ સંજુ, હેપી બર્થ ડે ટુ યુ'ના કોરસમાં ફેરવાઈ ગયું. અચાનક સૂનમૂન બેઠેલા બકુલભાઈની નજર દીવાલ પરથી ખસી કેક કાપી રહેલા સંજુ અને એની મમ્મી મંજરી પર પડી. એમણે પણ થોથવાતા સ્વરે સંજુની સામે હસતું મોઢું રાખી એને 'હેપી બર્થ ડે' કહ્યું. સંજુનું ધ્યાન તો એનો જન્મદિવસ ઊજવવા ભેગા થયેલા એના બાળગોઠિયાઓમાં હતું. મંજરીએ એને કેકનો ટુકડો ખવડાવ્યો. એનું મોઢું કેકના બ્રાઉન કલરથી રંગાઈ ગયું. ચંદ્રવદને પણ કેકનો એક ટુકડો કાપી સંજુના મોં માં મૂક્યો. મંજરીએ નજીક સરકીને સંજુને

ચૂમી લીધો. એણે એને વહાલથી કહ્યું, 'બેટા, હવે તું પાપાને કેક ખવડાવ.' ભઈલાના બર્થ ડે માટે મેડિકલ કોલેજના અભ્યાસમાં ગુલ્લી મારીને ઘરે આવેલી ભવ્યા અને મલ્હારે આખી ઈવન્ટ પોતપોતાના સ્માર્ટ ફોનમાં કંડારી દીધી.

વારાફરતી સંજુને બધાએ થોડી થોડી કેક ખવરાવી અને સામે સંજુએ પણ બધાને ઉમળકાપૂર્વક કેક સીધે સીધી મોંમાં જ ખોસી દીધી. સંજુની મિત્ર મંડળી ઉત્સાહમાં આવી ગઈ હતી. એ બધાએ એવી તો બળજબરી કરી કે સંજુના ચહેરા પર કેકના લપેડા જ લપેડા થઈ ગયા. મંજરીએ એ ચહેરાને એના હેન્ડકર્ચીફથી લૂછવાની કોશિશ કરી પણ ખુદ ચંદ્રવદને જ એને અટકાવી. 'આપણો કાનુડો આજે તો બિલકુલ માખણચોર જેવો લાગે છે. એના ફોટા પાડી લેવા દે, એની દીદીને અને મલ્હારને. એનો આવો રૂપાળો ચહેરો તો -' વાક્ય સરખું ગોઠવીને ચંદ્રવદને કહ્યું : 'એનો ક્લોઝઅપ એન્લાર્જ કરાવીને આપણે વોલપીસ તરીકે ટાંગીશું.'

બકુલભાઈની નજર અચાનક દીવાલ પર ઝળૂંબી પહેરાં રમાબા પર જઈને અટકી. વોલપીસ બની ગયેલાં જીવન સંગિની માટે તો એમના લાડકવાયાની વર્ષગાંઠ કેવડી મોટી ઈવન્ટ બની જતી ! એને પીઠ પર ઊંચકીને એ આખા બંગલામાં દોડંદોડ કરી મૂકતાં. અઠવાડિયા પહેલાંથી ઉજવણીની તૈયારીમાં પડી જતાં. એચઆઈવી - પોઝિટિવ બાળકોની હોસ્ટેલમાં પહોંચી ચોકલેટો અને નવાંનક્કોર કપડાં વહેંચતાં. ગીતો ગવડાવતાં. બકુલભાઈને એ એચઆઈવી પોઝિટિવ બાળકોને ચૂમી ભરી લેતાં ત્યારે કંઈકનું કંઈ થઈ જતું. અંદરથી 'રહેવા દો, વધુ પડતી માયા સારી નહીં' એવા મતલબનું વેણ ઊપડતું ખરું પણ હોઠ લાગી પહોંચે તે પહેલાં ઠરી જતું. રમાબા તો સાક્ષાત્ કરુણામૂર્તિ હતાં. એઈડ્ઝની બીક બતાવવાથી એ થોડાં અટકવાનાં હતાં ?

બકુલભાઈએ આજે સાંજે પણ એવાં બાળકો વચ્ચે સંજુના હાથે ચોકલેટો વહેંચાવી હોત. રમાબાની વિદાય પછી સંજુનો વિધિવત્ ચાર્જ સંભાળી લેનાર એની મમ્મા, મંજરીએ કૈલાસ અનાથાશ્રમ પર પસંદગી ઉતારી હતી, એટલે એમની દરખાસ્ત રજૂ થાય એ પહેલાં જ ઊડી ગઈ હતી. આજે એ ઓશિયાળા હતા. રમાબા હયાત હોત તો એમના મનના ભંડકિયામાં ઊઠેલા ભણકારા જરૂર સાંભળી ગયાં હોત. ફરી એક વાર એમનાથી અનાયાસ દીવાલ પર ઝળૂંબી રહેલાં દિવંગતા તરફ જોવાઈ ગયું.

કેક બાળકો વચ્ચે વહેંચાઈ રહી હતી. ઓચિંતું ચંદ્રવદનને કંઈક યાદ આવી ગયું. એનાથી મોટા અવાજે બોલી જવાયું : 'સંજુ, દાદાને તો કેક ખવડાવ !'

સંજુ એના બાળમિત્રોની મહેફિલમાં ગળાડૂબ હતો. પપ્પાએ કરેલું સૂચન એણે ધરાર નજર અંદાજ કર્યું અને કલશોર કરી રહેલાં બાળકો સાથે કૂદાકૂદ કરતો રહ્યો.

છોભીલા પડી ગયેલા બકુલભાઈએ જાતે જ કેકનો કકડો લઈ લીધો. રમાબાની ગેરહાજરીની તો કોઈએ નોંધ સુદ્ધાં ન લીધી ! - એ મનોમન પાછાં પગલે ભૂતકાળમાં સરી ગયા. કેટલો વહાલો હતો એમને... જીવ્યાં ત્યાં લગી એને છાતીએ વળગાડીને જીવ્યાં. એને શહેરની સર્વશ્રેષ્ઠ સ્કૂલમાં એડમિશન અપાવવાની ઉત્કંઠા મનની મનમાં જ રહી ગઈ : કેવાં સોને મઢ્યાં સપનાં જોતાં રહેતાં બેઉ જણ ! રમાબા એને સ્કૂલે લેવા જશે અને દાદા એને મૂકવા જશે. નાનકડા સંજુને અવારનવાર માઉન્ટ કાર્મેલ સર્કલ પર ઊભી રહેતી રેંકડીનો પાઈનેપલ જ્યુસ પિવડાવશે. એના માટે કાન્તિજી ઠાકોરની રિક્ષા બાંધી લઈશું એટલે બીજો પ્રશ્ન જ નહીં... બકુલભાઈએ છેલ્લાં પાંચેક વરસથી ડ્રાઈવિંગ છોડી દીધું હતું. રમાબા પાસે એનો ઉકેલ પણ તૈયાર હતો. કોઈની ઓશિયાળ જ નહીં રાખવાની. બંગલાના આઉટ હાઉસમાં એકાદ ડુંગરપુરિયા ફેમિલીને જ વસાવી દેવાનું. ઘરકામ અને રસોઈ કપડાંથી લઈ નાનું મોટું ટાંપું ટૈયું કર્યા કરે. એનાં છોકરાંને દિવાળી પર બે જોડી કપડાં અપાવી દઈએ અને ચોપડાં લાવી આપીએ એટલે બિચારો કાન્તિજી અને પારવતી ઓળઘોળ. રિક્ષા બાંધીએ એટલે સંજુને પણ રાહત. કોઈ દિવસ તબિયત નરમ ગરમ હોય ને સ્કૂલે લેવા મૂકવા ન જઈ શકાય તોય કાન્તિજી ઘરનો માણસ એટલે સંજુની સ્કૂલ સચવાઈ જાય.

...'સંજુ !' તોફાને ચડેલા દીકરાને મોટેથી બોલાવતાં મંજરીએ કહ્યું : 'હેપી બર્થ ડે છે એટલે વડીલોને પગે લાગવું પડે કે નહીં ? તોફાની !' એ ચોકમાં એની ઉંમરનાં છોકરાં વચ્ચે સડસડાટ સાઈકલ ચલાવતા સંજુને બળજબરીપૂર્વક ધધેડીને ઘરમાં ખેંચી લાવી. એ ભારે ગુસ્સામાં હતો. બકુલભાઈને એની દયા આવી ગઈ. રમાબા હયાત હોય તો મંજરીની શી મજાલ કે એને આમ બળજબરીપૂર્વક ધધેડીને લઈ આવે !

'એને રમવા દો !' બકુલભાઈથી ન રહેવાયું.

'પણ એને મેનર્સ પણ શીખવવી પડશે કે નહીં ? બાએ સાવ જ બગાડી મૂક્યો છે. કોઈનું કહ્યું માનતો જ નથી ને !'

બકુલભાઈ ચૂપ થઈ ગયા. ચંદ્રવદન તો શરૂથી મંજરી બગડે ત્યારે બકરી થઈ જતો.

'ચાલ, દાદાને પગે પડ !' મંજરીએ એને રીતસર ધક્કો મારીને બકુલભાઈની બેઠક ભણી ફંગોળ્યો.

'નહીં પડું, જા !' એ વીફરીને દરવાજા તરફ દોડ્યો.

'મંજરી, રહેવા દો. પ્લીઝ, આજે એનો બર્થ ડે છે.' બકુલભાઈએ ગુસ્સે થઈ એના લાડકા દીકરા ઉપર હાથ ઉપાડવા જતી માને ટોકી. મંજરી ધુઆંપુઆં થતી કિચનમાં ચાલી ગઈ. ભવ્યા અને મલ્હાર પણ હેબતાઈ ગયાં.

બકુલભાઈએ રિસાયેલા સંજુને પટાવતાં કહ્યું : 'બેટા, બધાને કેક ખવડાવી. બાને તો ભૂલી જ ગયો ને !' એટલું બોલતાં બોલતાં એમનો કંઠ ભીનો થઈ ગયો.

'મમ્મી કહેતી'તી : 'સંજુએ જરા દયામણા અવાજે કહ્યું : 'બા તો મરી ગયાં છે ! ફોટો કેક થોડી ખાય ?' ચિબાવલા સંજુએ તર્ક દોડાવતાં ઉમેર્યું : 'દાદા, બા તો ભગવાન પાસે જતાં રહ્યાં છે ને ? તમે કેમ નથી જતા ? એમને ત્યાં એકલું એકલું નહીં લાગતું હોય ?'

બિચારા બકુલભાઈ શો જવાબ આપે !

*૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ નં. ૧૩૨,*
*સેક્ટર-૧૯, ગાંધીનગર-૩૮૨૦૨૧.*
*મો. ૯૮૭૯૫૪૩૧૩૨*

# વિવેક, તું ક્યાં છે ?

*- ડૉ. ચંદ્રકાન્ત મહેતા*

**સાં**જના ચાર વાગ્યા છે, પણ સર્વત્ર અંધકાર છવાએલો છે. સૂસવાટા મારતો પવન, વીજળીના ભયાનક કડાકા, આકાશમાં દોડાદોડ કરતી વાદળીઓની વણઝાર, જાણે બારે મેઘ ખાંગા થવાની તૈયારી.

"અરે ભાઈ રિક્ષાવાળા, જરા ઉતાવળ કરને, થોડી જ વારમાં વરસાદ તૂટી પડશે."

- રિક્ષામાં બેઠેલાં ઉત્પલાદેવી કહે છે.

"માજી, મારે ગળે ડૂમો ભરાયો છે. મારી કાયા થરથર ધ્રૂજે છે. કંઠ સૂકાય છે. મારે પાણી પીવું છે." રિક્ષા ડ્રાઈવર કહે છે.

અને સાંઈબાબાના મંદિર આગળ રિક્ષા ઊભી રહે છે. રિક્ષા ડ્રાઈવર પાણી પીવે છે. રિક્ષા ખસેડી એક ઝાડ પાસે લઈ જાય છે અને કહે છે : "માજી, આજે સવારે મેં એક ઘટના સાંભળી ત્યારથી મને એટલો બધો આઘાત લાગ્યો છે કે, મારામાં રિક્ષા ચલાવવાની તાકાત જ નથી. હેં માજી, અમે તો ગરીબ અને ઓછું ભણેલા, પણ ખાધે-પીધે સુખી અને ભણેલા-ગણેલા લોકોમાં પણ માનવતા મરી પરવારી છે ?" દગો-પ્રપંચ અને સ્વજનોની ઉપેક્ષા કરતાં એમને શરમ કેમ નહીં આવતી હોય જુઓ. મારી રિક્ષામાં હું ગાંધી બાપુનો ફોટો રાખું છું. પૂરી ઈમાનદારીથી રિક્ષાભાડું લઉં છું. મારા સૂવાના નાનકડા રૂમમાં પુનિત મહારાજનું પેલું ભજન : "ભૂલો બધું પણ મા-બાપને ભૂલશો નહીં." ચિતરાયેલું રાખું છું અને ભગવાનને પ્રાર્થના કરું છું કે, "હે પરમેશ્વર, તારા બીજા સ્વરૂપ જેવાં આ મારાં મા-બાપને હું કદી દગો ન દઉં, એમનું અપમાન ન કહું એવી સદ્‌બુદ્ધિ મને આપજે. પણ" રિક્ષા ડ્રાઈવર અટકી જાય છે.

"મને લાગે છે તમારે માંડીને કશીક વાત કરવી છે. અહીંથી મારા ઘરનો રસ્તો ત્રણ જ મિનિટનો છે. મારે ઘેર ચાલો, ચા-પાણી કરો અને તમારી વાત નિરાંતે કરો. મારું ઘર રામદરબાર છે. મારે ઘરેથી કોઈ ભૂખ્યું - તરસ્યું જતું નથી મારું આતિથ્ય સ્વીકારી મારું આંગણું પાવન કરો"માં ઉત્પલાદેવી ભાવભીના શબ્દોમાં કહે છે.

"મા, તમારા જેવાં માનવીઓ આ દુનિયામાં મોટી સંખ્યામાં હોય તો આ જગત સ્વર્ગ બની જાય !" કિન્તુ, "કિતના બદલ ગયા ઈન્સાન" માણસને ઈન્સાન કહેતાં શરમ આવે એવા નપાવટ વર્તન તરફ આપણો દેશ ધકેલાઈ રહ્યો છે. માણસને નથી ધર્મની બીક કે નથી કાયદાકાનૂનની બીક, નર્યો સ્વાર્થ, નરી હિંસાવૃત્તિ અને વાસનાનાં વરવાં દશ્યો જોઈને એમ લાગે છે કે, શું આ દેવભૂમિ છે ? "રિક્ષા ડ્રાઈવર દર્દ જ ઠાલવે જ જાય છે."

"બસ, આ રહ્યો મારો બંગલો, રિક્ષા દરવાજાની અંદર લઈ લો, જેથી કોઈને અડચણ ન પડે" - ઉત્પલાદેવીએ કહ્યું...

"ભલે માજી, હું અહીં ઓટલા પર બેઠો છું. તમે પણ સામેની ખુરશી પર બેસો." રિક્ષાવાળાએ કહ્યું.

"જુઓ ભાઈ, મારા ઘરમાં રસોઈ માટે મહારાજ છે પણ તમારે માટે મસાલેદાર ચા હું બનાવીશ. અજાણ્યાને આવકારો એ તો ભારતીય સંસ્કૃતિનો આદર્શ છે. પહેલાં નિરાંતે ચા પી લો, પછી તમારું મન હળવું કરવા જે વાત કરવી હોય તે કરજો. મેં તમને રોક્યા છે. એટલે વેઈટિંગ ચાર્જ હું આપીશ." ઉત્પલાદેવીએ કહ્યું.

"અરે માજી, આપ દેવી છો કે માનવ એ જ ખબર નથી પડતી. આ ઘોર કળિયુગમાં આટલી બધી નમ્રતા, આટલી બધી ઉદારતા, મા, હું તમને વંદન કરું છું."

"ભલે, ભલે. તમે આરામ કરો હું ચા બનાવી લાવું." કહી ઉત્પલાદેવી રસોઈઘર તરફ જવા વિદાય થયાં.

રિક્ષા ડ્રાઈવર ગરીબ છે, પણ અંદરથી અત્યંત સમૃદ્ધ છે. એ આકાશ તરફ નજર કરીને કહે છે : મેઘરાજા, વરસજો, પણ ગાંડાની જેમ નહીં, તમેય માણસની જેમ મર્યાદા ન ચૂકશો, નહીં તો મારા દેશનાં લાચાર કુટુંબોને રડવાનો વારો આવશે. માણસને બદલાવાનું પોસાય, પણ કુદરતને નહીં. આજનો માણસ એટલે ? વાયદાનો માણસ, ફાયદાનો માણસ અને કાયદાનો માણસ. મારા બાપાએ મને આપેલો આ બોધ સોએ સો ટકા સાચો લાગે છે."

એટલામાં ઉત્પલાદેવી ચાના કપ લઈને આવે છે. અને સામેની ખુરશી પર બેસે છે.

અને રિક્ષા ડ્રાઈવરને ચા આપે છે. રિક્ષા ડ્રાઈવર ચાનો ઘૂંટડો ભરે છે. અને ચાના સ્વાદ પર ફિદા થઈ જાય છે અને બોલી ઊઠે છે : "માજી, તમે ચામાં મસાલો નહીં, દિલ ઠાલવી દીધું છે. બાકી તો નોકર - ચાકર કે અજાણ્યાની ચામાં બે ભાગ પાણી અને માંડ એક ભાગ દૂધ. હું વાતોએ ચઢીશ તો આવી સ્વાદિષ્ટ ચાની મજા ગુમાવી દઈશ. એટલે હું ચા પી લઉં" - કહી રિક્ષાવાળો પ્રસન્ન ચિત્તે ચાની ચૂસ્કી માણવામાં પરોવાઈ ગયો.

ઉત્પલાદેવીએ કહ્યું : "હવે તમારે જે વાત કરવી હોય ને નિરાંતે કરો. મારી પાસે પૂરતો સમય છે"

રિક્ષાવાળો ગળગળો થઈ ગયો. એણે બે-એક મિનિટ પછી વાત શરૂ કરી. "માજી, આ વાત મારા જેવા ગરીબની નથી પણ ઉજળિયાત અને અમીર કુટુંબની વાત છે. એક શહેરમાં શ્યામનંદન નામના ધનાઢ્ય શેઠ રહેતા હતા. પરિવારમાં ખોટનો દીકરો અને પત્ની ભાવનાદેવી. શેઠને કાપડની ફેક્ટરી. ચોવીસે કલાક ધમધોકાર ચાલે. લક્ષ્મીમાતાની કૃપા. તિજોરી છલકાઈ જાય એટલા રૂપિયા. પતિ-પત્ની બંને ઉદાર. એમના બંગલેથી કોઈ અભ્યાગત ખાલી હાથે ન જાય. એમનો દીકરો પણ રૂપાળો અને લાગણીશીલ. શેઠ દર વર્ષે શ્રીનાથજીના દર્શને જાય અને છુટ્ટા હાથે દાન કરે. ભગવાનને પ્રાર્થના કરે." પ્રભુ ! કોઈ પણ કર્મચારી કે મજૂરનું મારે હાથે શોષણ ન થાય. મજૂરીનો પૈસો ચૂકવવામાં હું ક્ષણનોય વિલંબ ન કરું. સરકારી ટેક્સ અને વેરા ભરવામાં હું પ્રપંચ ન કરું. ભગવાનને ઘેર જાઉં ત્યારે મારે શરમાવું પડે એવી કુબુદ્ધિ મારામાં કદાપિ ન આવે. હું વૈભવશાળી છું પણ એટલે જ સાદા બંગલામાં રહું છું. જેથઈ સંપત્તિનું મારામાં અભિમાન ન આવે."

"માજી, આનું નામ તે ભગવાનનું નામ. પણ અહીં જેની જરૂર છે, એની ભગવાનને ઘેર પણ જરૂર છે" - કહી રિક્ષા ડ્રાઈવરે ઊંડો નિસાસો નાખ્યો.

"કેમ, શું થયું શ્યામનંદન શેઠને ? જરા માંડીને વાત કર ભઈલા" - ઉત્પલાદેવીએ પૂછ્યું.

"માજી, શી વાત કરું ? બિચારા શેઠ પર કાળની ખફા મરજી ઉતરી. એમની કારને અકસ્માત નડ્યો. અકસ્માત એટલો બધો જીવલેણ હતો કે શેઠજીનું સ્થળ પર જ મૃત્યુ થયું. શેઠાણી ભાવનાદેવીને શેઠના મૃત્યુના સમાચાર મળ્યા, ત્યારે બેહોશ થઈ ગયાં ને હોસ્પિટલ ખસેડવામાં આવ્યાં. બીજે દિવસે ભાનમાં આવ્યાં. શેઠના મૃત શરીરને ઘેર લાવ્યા બાદ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો પણ શેઠાણીબા શેઠનું મોં પણ જોઈ ન શક્યાં."- રિક્ષા ડ્રાઈવરની આંખો ભીની થઈ ગઈ.

"બિચારા પેલા ખોટના દીકરા પર પણ શી વીતી હશે ? શું નામ હતું તેનું ?" ઉત્પલાદેવી પૂછે છે.

'દીકરાનું નામ વિવેક. શાણો અને ધીર ગંભીર. એણે ઘરની જવાબદારી ઉપાડી લીધી પણ મોજશોખને વશ થઈ ફેક્ટરી પર ધ્યાન ન આપ્યું અને ફેક્ટરી બંધ થઈ ગઈ. શેઠાણીબાએ દરેક કર્મચારી અને મજૂરને મળવાપાત્ર બધા જ લાભો ચૂકવી દીધા, બોલો, આવી ઉદારતા કોઈ દેખાડે ?' માજી, મને લાગે છે ભગવાન પાસે માણસોને ઘડવાની બે ફેક્ટરીઓ લાગે છે : "એક ઈન્સાનની અને બીજી હેવાનની. કેટલાક માણસોમાં ઈન્સાનિયત ઠાંસી-ઠાંસીને ભરેલી હોય છે અને કેટલાકમાં પારાવાર દુષ્ટતા. આપના જેવાં કરુણાશીલ ઈન્સાનોને જોઉં છું ત્યારે થાય છે કે, ભગવાને તમને પહેલા પ્રકારની ફેકટરીમાં ઘડ્યાં છે." - રિક્ષા ડ્રાઈવરે ભાવવિભોર થતાં કહ્યું.

"શેઠ શ્યામનંદનના અવસાન બાદ કુટુંબની શી હાલત થઈ ? પુત્ર વિવેકના ભણવાનું શું થયું ?" ઉત્પલાદેવીએ પૂછ્યું.

"માજી, ભાવનાદેવી હરખપદુડાં. વિવેકને મનસ્વી રીતે પૈસા વાપરવાની છૂટ માંડ માંડ એણે બી.બી.એ.ની પદવી મેળવી. એના મિત્રોએ મેનેજમેન્ટની ઊંચી પદવી મેળવવા વિદેશ જતા જોઈને પુત્ર વિવેકના મનમાં પણ અમેરિકા જવાના અભરખા જાગ્યા. માતા ભાવનાદેવીએ કહ્યું : "દીકરા, તું તો મારા જીવનનો આધાર છે. તું જઈશ એટલે હું નોંધારી બની જઈશ."

'પણ હું ભણી-ગણીને પાછો આવીશ અથવા અમેરિકામાં સ્થિર થઈશ તો તને મારી સાથે ત્યાં રાખીશ. બસ ખુશ થઈને મને જવાની રજા આપ.'

વિવેકે માતા ભાવનાદેવીનું દિલ જીતી લેવા કહ્યું.

ભાવનાદેવી ખુશ થઈ ગયાં અને વિવેકને અમેરિકા જવાની અનુમતિ આપી. અને પોતાના એક મિત્રના મામાની મદદથી તેને અમેરિકાનો "વિઝા" મળી ગયો. ભાવનાદેવી પણ ખુશખુશાલ થઈ ગયાં અને હરખાતે હૈયે વિવેકને વિદાય આપી." - રિક્ષા ડ્રાઈવરે કહ્યું...

"આખરે ભાવનાદેવી પણ માતા જ ને. માના હૈયામાં વાત્સલ્ય અને કરુણાની સરિતા સદાય વહેતી જ હોય છે. એટલે તો કહેવાયું છે કે, પુત્ર કુપુત્ર થાય પણ માતા કુમાતા થતી નથી." ઉત્પલાદેવીએ કહ્યું.

"સાચી વાત છે માજી. વિવેક અમેરિકા ગયો, યુનિવર્સિટીમાં એડમિશન લીધા બાદ હોસ્ટેલમાં રહેવાનું પસંદ કર્યું. માતાને આપેલા વચન મુજબ દર આંતરે દિવસે તે ભાવનાદેવીને ફોન કરતો અને દીકરાનો ફોન આવતાં ભાવના દેવી પણ કહેતાં : આવો માતૃવત્સલ્ય દીકરો કોઈ ભાગ્યશાળીને જ મળે ! ડ્રાઈવરે કહ્યું અને ઉમેર્યું "એમ એકાદ વર્ષ ચાલ્યું. પછી ધીરે-ધીરે વિવેકના ફોન નિયમિત રીતે આવવાના બંધ થઈ ગયા. મહિને એકાદવાર ફોન આવે તે પણ ટૂંકાને ટચ. ભાવનાદેવી અત્યંત ચિંતામાં રહેતાં એમને વિવેકના બદલાયેલા સ્વભાવથી આશ્ચર્ય થયું હતું.

"ખાસ કોઈ કારણ હશે. જવાન દીકરા અને ફરકતી ધજાનો કોઈ ભરોસો નહીં. એ જેવો વાયરો હોય એ દિશામાં ફરકવા માંડે." ઉત્પલાદેવીએ કહ્યું.

"માજી સાવ સાચી વાત. આપે તો દુનિયાદારી જોઈ છે એટલે અમુક વાતનો આપને તરત જ અંદાજ આવી જાય. વિવેકની ધજા પણ પ્રેમની દિશામાં ફરકવા માંડી. એની સહાધ્યાયિની માર્ટીનાએ એનું દિલ જીતી લીધું. માર્ટીના વિવેકને વારંવાર પોતાને ઘેર બોલાવતી. વિવેકનાં વિનય અને નમ્રતા

જોઈ માર્ટીનાનાં મમ્મી-પપ્પા પણ ખુશ હતાં. માર્ટીનાને એમણે વિવેક સાથે લગ્ન કરી લેવાની છૂટ આપી અને એ બંને પતિ-પત્ની તરીકે જીવવા લાગ્યા.'' - રિક્ષા ડ્રાઈવરે ભારે હૈયે કહ્યું.

''બાપ રે ! વિવેક આટલો બધો નિર્દય બની ગયો. ભાવના શેઠાણીના માતૃપ્રેમથી પણ એણે કદર ન કરી અને એમને પૂછ્યા કે તેડાવ્યા વગર લગ્ન કરી લીધું ?'' ઉત્પલાદેવીએ કહ્યું.

''એણે ફોન કરીને માતા ભાવનાદેવીના ખબર-અંતર પૂછવાનું બંધ કરી દીધું. એક વર્ષ બાદ વિવેક પુત્રનો પિતા બન્યો. ત્યારે માર્ટીનાએ કહ્યું.'' તમારાં મમ્મીને અહીં કેમ બોલાવી લેતા નથી ? તમે જાતે જ તમારી ''બધી સંપત્તિની ત્યાં વ્યવસ્થા કરો અને મમ્મીને અહીં બોલાવી લાવો અને આપણા નવજાત શિશુ સેમ્યુઅલની દેખરેખ રાખવાની જવાબદારી એમને સોંપી દઈએ એટલે આપણે છુટ્ટા. જલસા કરીશું'' - બોલો, માજી હદ થઈ ગઈ ને ?

''વિવેકે માર્ટીનાનું સૂચન સ્વીકારી લીધું કે ધરાર એ વાતનો ઈન્કાર કર્યો ?'' ઉત્પલાદેવીએ પૂછ્યું.

''વિવેકમાં બધું જ હતું પણ વિવેક નહોતો. માણસ પ્રેમમાં આંધળો થાય ત્યારે સ્વતંત્ર નિર્ણયશક્તિ ગુમાવી દે છે, માજી માર્ટીનાનો પ્લાન એને ગમી ગયો અને એણે ભારત જવાની તૈયારી શરૂ કરી. માતા માટે મોંઘી ભેટ-સોગાદોની ખરીદી કરી અને માતાને જણાવ્યા વગર જ એ સ્વદેશ પહોંચ્યો.

એરપોર્ટથી ટેકસી ભાડે કરી એ પોતાના ઘેર પહોંચ્યો. વૉચમેને કહ્યું.

''માજી પૂજામાં બેઠાં છે, આપ કોણ ?

''તારે એ બધાની શી પંચાત ? આ બેગ અંદર લાવ''- કહીને ધીમે પગલે મમ્મીના પૂજા રૂમમાં પહોંચી ગયો અને પાછળ ઊભા રહી તેમની આંખો પ્રેમથી દાબી દીધી.

''કોણ ? હાથ અજાણ્યો નથી લાગતો. હાથ પ્રેમાળ લાગે છે !'' ભાવનાદેવીએ કહ્યું અને આંખો પરથી હાથ ઉઠાવી વિવેક મમ્મીને ગળે વળગી પડ્યો. ભાવનાદેવીએ તેને છાતીસરસો ચાંપી આશીર્વાદ આપ્યા, અને મહારાજને ભાવતાં ભોજન બનાવવાની સૂચના આપી.''

''બેટા, તું થાક્યો-પાક્યો હોઈશ. આરામ કર, પછી નિરાંતે વાતો કરીશું.'' ભાવનાદેવીએ કહ્યું હતું.

''મને લાગે છે વિવેક ભોટ નહોતો કશીક ગણતરી સાથે જ એ માતૃપ્રેમ દેખાડી રહ્યો હશે.'' - ઉત્પલાદેવીએ કહ્યું.

''પણ એણે એ વાતનો અણસાર સરખો પણ ભાવનાદેવીને આવવા ન દીધો.'' એણે કહ્યું : મમ્મી, હું પૂરા બે મહિના રોકાવાનો છું અને જઈશ ત્યારે તને સરપ્રાઈઝ આપીશ.

''એટલે વિવેકની મમ્મી ભોળવાઈ ગયાં અને ઘર તથા સંપત્તિનો કારોબાર પણ એમણે વિવેકને સુપરત કરી દીધો હશે, ખરું ને ? ઉત્પલાદેવીએ કહ્યું.

''અરે માજી, આપ તો ત્રિકાળજ્ઞાની છો. આપ કહો છો તેવું જ બન્યું. માતાને વિશ્વાસમાં લઈ મોટું બેંક બેલેન્સ વિવેકે પોતાના ખાતામાં ટ્રાન્સફર કરી દીધું અને થોડાક દિવસો બાદ મમ્મીને કહ્યું : જો મમ્મી, હવે તારે એકલા રહેવાનું નથી. તું દાદી બની છે અને સેમ્યુઅલને રમાડતાં-રમાડતાં તારે હવે ભગવાનનું ભજન કરવાનું છે. હું તને અમેરિકા લઈ જવાનો છું અને આપણે હવે અમેરિકામાં જ સ્થિર થવાનું છે એટલે અહીં આવડો મોટો બંગલો ખાલી રાખવાનો અર્થ નથી !'' વિવેકે કહ્યું હતું.

''તને ઠીક લાગે તેમ કર. મારા હિતનો ખ્યાલ તું નહીં રાખે તો કોણ રાખશે. તારી લાગણી જોતાં મને લાગે છે કે આપણી સાત પેઢી પાવન થઈ ગઈ'' - ભાવનાદેવીએ કહ્યું હતું.

''અમારી નારીઓની આ જ નબળાઈ છે ને ? થોડીક લાગણી દેખાડો એટલે ધન્ય-ધન્ય બની જાય અને લાંબો વિચાર કરવાનું છોડી દે'' - ઉત્પલાદેવીએ કહ્યું.

''અને માજી વિવેકે દુષ્ટતાની શરૂઆત કરી દીધી. બેંક બેલેન્સ તો પોતાના નામે કરી દીધું પણ એટલેથી એ ધરાયો નહીં અને મોટી રકમનો સોદો કરી એણે બંગલો પણ એક સુખી કુટુંબને વેચી દીધો અને અઠવાડિયા પછી બંગલાનો કબ્જો આપવાનું પણ ખરીદનારને વચન આપ્યું.'' રિક્ષા ડ્રાઈવરે ચોખવટ કરતાં ઉમેર્યું : અને મમ્મી ભાવનાદેવીને કહ્યું :'' પરમ દિવસે આપણે અમેરિકા જવાનું છે. તમારી બૅગ તૈયાર કરો. માર્ટીના અને સેમ્યુઅલ તમને જોઈ ગાંડા-ગાંડા થઈ જશે.'' પુત્ર વિવેકની વાત સાંભળી ભાવાનાદેવી ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યાં.

''ખરેખર વિવેક ભાવનાદેવીને અમેરિકા લઈ જવાનો હતો કે પછી નાટક કરતો હતો ?'' ઉત્પલાદેવીએ જિજ્ઞાસાથી પૂછયું. ''માજી, એ પછીની ઘટનાઓ કહેતાં મારું કાળજું ફાટી જાય છે. ગળે ડૂમો ભરાઈ આવે છે, એ કરુણ કથા કહેતાં. છતાં હૃદય પર પથ્થર મૂકીને હું આપને વાત કરીશ.'' જવાને દિવસે વિવેક માતા ભાવનાદેવીને લઈને ઍરપોર્ટ પહોંચ્યો. એણે ઍરપોર્ટની



બધી વિધિ પતાવી અને મમ્મીને કહ્યું : "મમ્મી, તું અહીં બેસ. હું ઍરપોર્ટની બાકીની વિધિ પતાવી તને લેવા આવું છું"

"માતા પુત્રની પ્રતીક્ષા કરી રહી હતી. એક કલાક - બે કલાક પણ વિવેક પાછો ફર્યો જ નહીં. એરપોર્ટ ધીરે-ધીરે ખાલી થઈ રહ્યું હતું. ભાવનાદેવી એકલાં-અટુલાં બેઠાં હતાં. ઍરપોર્ટ સ્ટાફ પૂછપરછ કરી. એમને જણાવ્યું કે, અમેરિકાનું પ્લેન તો ક્યારનું ય ઉપડી ગયું અને મિ. વિવેક તેમનો એકલાનો બોર્ડિંગ પાસ લઈ રવાના થઈ ગયા છે ! માજી, તમે કલ્પના કરો, ભાવનાદેવીની શી દશા થઈ હશે ? એમનો બંગલો પણ નપાવટ પુત્રે વેચી દીધો હતો. એરપોર્ટની ગાડીએ તેમને નિવાસસ્થાને પહોંચાડ્યા. નવા કબજેદાર શેઠે બંગલાનો કબજો લઈ લીધો હતો. પણ એમનામાં માનવતા હતી. એમણે ભાવનાદેવીને કહ્યું : "બંગલો મેં ખરીર્ધો છે પણ એના મૂળમાલિક તો તમે જ છો. બંગલામાંના બે રૂમ હું તમને અલાયદા કાઢી આપીશ. અને જમવાની વ્યવસ્થા પણ હું ગોઠવી દઈશ. મને તમારો પુત્ર જ માનજો. માતા વ્યક્તિની નહીં સમાજની સંપત્તિ છે. મને આપની સેવામાંથી અળગો ન રાખશો."

"અને ભાવનાદેવી બંગલાના નવા માલિકને ભેટીને રડી પડ્યાં. બોલો, માજી ભાવનાદેવીની એમના જ પુત્રે કરેલી દુર્દશા જોઈ કોનું હૈયું ફાટી ન જાય ?"

મકાન માલિકે ભાવનાદેવીની સેવા માટે એક આયાબેનની પણ વ્યવસ્થા કરી આપી હતી. આયાબેન એને નોકર તેમની બૅગ વગેરે લઈને તેમને માટે ફાળવેલા રૂમમાં તેમને દોરી ગયાં. પણ માજીએ એકાએક ચીસ પાડી : "વિવેક, ક્યાં છે મારો વિવેક" - કહેતાં ભોંય પટકાયાં અને થોડી જ વારમાં બેભાન થઈ ગયાં. મકાન માલિક દોડી આવ્યા. ભાવનાદેવીની તબીયત ગંભીર જણાતાં તેમણે ફેમિલી ડૉક્ટરને ફોન કરીને વિઝિટ માટે બોલાવ્યા.

ડૉક્ટરે ભાવનાદેવીને તપાસીને કહ્યું : "માજીના દિમાગને જોરદાર આઘાતે અસર કરી છે જેનો હુમલો થતાં



તેઓ બેહોશ થઈ ગયાં છે, થોડીવારમાં ભાનમાં આવી જશે. હું દવા લખી આપું છું તે મંગાવી લેજો. તેઓ ઠીક ન થાય ત્યાં સુધી તેમને એકલાં ન મૂકશો. બાકી ચિંતાનું કોઈ કારણ નથી" કહી ડૉક્ટર વિદાય થયા.

મકાન-માલિકને ખબર હતી કે, વિવેકે કરેલો દગો જ તેમની બીમારીનું કારણ છે. ભાવનાદેવી થોડી વાર પછી ભાનમાં આવ્યાં. મકાન-માલિક તેમની પાસે જ બેઠા હતા. ભાવનાદેવીએ કહ્યું : "મારા પુત્ર વિવેકને જીવની જેમ જાળવ્યો. એણે મને નહોતી લઈ જવી તો એરપોર્ટ લઈ જવાની જરૂર શી હતી ? પૈસે-ટકે મને ખાલી કરી નાખી. અનાથ બનાવી દીધી. ઓ ભઈલા, હું મારું આયખું કેવી રીતે પૂરું કરીશ ? વાડ જ ચીભડાં ગળે ત્યાં ફરિયાદ કોને કરવી, પણ આ તો ઊલટું થયું. ચીભડું વાડને ગળી ગયું. હું મારા મનને કેવી રીતે ધીરજ ધરવાનું કહું ?" રિક્ષા ડ્રાઈવરે કહ્યું : મેં આ ઘટના જ્યારથી સાંભળી છે, ત્યારથી મારો માંહ્યલો ધ્રુસકે-ધ્રુસકે રડે છે ! પણ ભાવનાદેવી આખરે તો માતા ને ! એ લવરી કર્યા જ કરે છે. એક દિવસ મારો વિવેક આવશે, પગે પડી માફી માગશે. માર્ટીના અને સેલ્યુઅલને પણ સાથે લાવશે અને કહેશે : મમ્મી, હવે અમારે અમેરિકા નથી જવું. જ્યાં તમારા જેવી મમતામયી માતાઓ હોય એ દેશથી વધુ ભાગ્યશાળી દેશ બીજો કયો હોઈ શકે ?

અને વિવેક આવ્યો છે એમ માની આખા રૂમમાં તેને શોધે છે.

એટલામાં આકાશમાં ઊડતા વિમાનનો અવાજ સંભળાય છે. ભાવનાદેવી એકાએક ચીસ પાડે છે : હું નહોતી કહેતી કે એક દિવસ મારો વિવેક આવશે. હું ધાબે જઈને જોઈ આવું કે ઊડતું વિમાન મારા પુત્રને લઈને તો નથી આવ્યું ને ! અને ભાવનાદેવી ધાબે દોડી જાય છે. અને વિમાનને ઉદ્દેશીને કહે છે : "તું મારા પુત્ર વિવેકને અમેરિકાથી લઈને આવ્યું છે ને ! હું તો ભૂખી-તરસી એની વાટ જોઉં છું. વિવેક બેટા, એરપોર્ટ પર મોડું ન કરીશ. જલ્દી ઘેર આવી પહોંચજે. તને મારા સોગંદ."

રિક્ષા ડ્રાઈવરે ભીની આંખે વાત પૂરી કરી. અને ઉત્પલાદેવીના ચરણોમાં વંદન કરી રિક્ષા ચાલુ કરી. ઉત્પલાદેવી રિક્ષા ભાડું ચૂકવવા પર્સ ખોલી રહ્યાં હતાં : રિક્ષા ડ્રાઈવરે કહ્યું : "મા, રહેવા દો, તમે મારી હૈયાવરાળ સાંભળી એટલે મને તો ગાડું ભરાય એટલા રૂપિયાનું ભાડું મળી ગયું." રિક્ષા ડ્રાઈવરે રિક્ષા મારી મૂકી. ઉત્પલાદેવીની આંખો એક નાના માણસની મોટપ જોઈને દુવા વરસાવતી રહી.

---

*૧૬, હેવન પાર્ક, રામદેવનગર પાસે,*
*શેલ્બી હોસ્પિટલ પાછળ, સેટેલાઈટ રોડ વિસ્તાર,*
*અમદાવાદ-૩૮૦૦૧૫. મો. ૯૮૨૪૦૧૫૩૮૬*

# હોશિયારી કે નબળાઈ ?

*- ઉત્પલ ભાયાણી*

**એ** અખબારની 'નગરની નવાજૂની' કોલમમાં જયહિંદ સોસાયટીમાં ધોળે દિવસે એકલાં રહેતાં ડોસા-ડોસીની બેવડી હત્યાનાં ખબર વિગતવાર આવ્યાં હતાં. આમ તો છાપામાં આવતા કે ટીવી પર દર્શાવતા હત્યા, બળાત્કાર, ચોરી, અપહરણ, ખંડણી ઈત્યાદિના રોજેરોજ દેશના ખૂણેખૂણેથી આવતા સમાચારો મનુભાઈ વાંચી કે જોઈ લેતા હતા. પણ એમાં દુઃખી થવા સિવાય અને સાંજે બગીચા બેઠકમાં એના અછડતા ઉલ્લેખ સાથે દેશની બગડતી જતી પરિસ્થિતિ માટે સમૂહમાં હૈયાવરાળ કાઢવાથી વિશેષ કોઈ અસર મનુભાઈ પર થતી નહોતી.

પણ જયહિંદ સોસાયટી તો ગલીના નાકે જ હતી. ત્યાંથી પસાર થવાનું પણ લગભગ રોજ બનતું. જેમની હત્યા થયેલી એ ડોસા-ડોસીને એ જાણતા નહોતા પણ એમના ફોટા જોતાં એમ લાગતું હતું કે, જતાં-આવતાં જોયા તો હશે જ. છાપામાં સમાચાર આવતાં પહેલાં જ્યારે ભરબપોરે બનાવ બન્યો, એના થોડા જ કલાકોમાં હત્યાના સમાચાર આસપાસના વિસ્તારમાં તો ફેલાઈ જ ગયેલા અને ઘણા જિજ્ઞાસુઓ ઘટનાસ્થળ સુધી આંટો પણ મારી આવેલા.

મનુભાઈને પણ જવું હતું. કૂથલીનો મસાલો મળી રહે એ માટે નહીં પણ સાવ નજીકમાં બનેલી દુર્ઘટનાથી એમને જે ફડક પોતાના માટે પેસી ગયેલી એ કેટલે અંશે સાચી છે એનો અંદાજ કાઢવો હતો.

ભલે એમણે પત્ની સુદ્ધાં કોઈ પાસે એ વ્યક્ત ન કર્યો હોય પણ મનુભાઈને ડર એ ઘૂસી ગયો કે પોતાની સાથે પણ આવું થઈ શકે છે, એ અને મંગળા પણ એકલાં જ રહે છે અને એમની ઉંમર પણ ડોસા-ડોસીના વર્ગની જ છે. મંગળાના મનમાં પણ એવી જ બીક પેસી ગઈ હોવી જોઈએ પણ એ મનુભાઈની જેમ નમાં દબાવી રાખવાના બદલે જ્યારે ને ત્યારે એ માટેનો બબડાટ કરતી હતી.

બેવડી હત્યા થઈ એના પાંચમે દિવસે વહેલી સવારે મંગળા એના નિત્યક્રમ મુજબ દેવદર્શને જતી હતી ત્યારે નિત્યક્રમ મુજબ જ મનુભાઈ બે હાથ પણ પહોળા ન થઈ શકે એવા બાથરૂમમાં સ્નાન-શૌચની દૈનિક ક્રિયા પતાવી રહ્યા હતા. ઘરની બહાર નીકળતાં મંગળાને પેલી હત્યા યાદ આવી એટલે એણે ઘાંટો પાડતા મનુભાઈને ઘરનું ધ્યાન રાખવાની કડક સૂચના આપી.

એ સ્થિતિમાં મનુભાઈ સાંભળવા અને હોંકારો દીધા સિવાય કશું કરી શકે એમ નહોતા.

મનુભાઈએ ત્રીજો લોટો રેડ્યો ત્યારે એમને વહેમ પડ્યો કે એકમાત્ર બેડરૂમના કબાટનું બારણું ખૂલી રહ્યું છે. મંગળા તો એના કબાટની ચાવી ઝૂડામાં પોતાની સાથે રાખતી હતી, પણ મનુભાઈનો કબાટ લોક ન કર્યો હોવાથી ખૂલી શકે એમ હતો. અને એમને એમ લાગ્યું કે બને એટલો અવાજ ન થાય એમ કોઈક એને ખોલી રહ્યું છે.

મનુભાઈ, 'કોણ છે ?'નો હાંકોટો પાડવા જતા હતા પણ અટકી ગયા. 'કોણ છે' અથવા તો 'ચોર ચોર'ની બૂમાબૂમ કરતા પહેલાં પેલી હત્યા અંગે છપાયેલી વિગતો એમને



યાદ આવી ગઈ. એમાં ડોસા કે ડોસી એકલાં કે બાથરૂમમાં નહોતાં. પણ હત્યારાએ ખુલ્લા ચાકૂ સાથે પ્રતિકારનો વ્યર્થ પ્રયત્ન કરનાર ડોસાને અને એ જોઈને આક્રંદ કરનાર ડોસીને સ્વધામ પહોંચાડી દીધાં હતાં.

જેનું જે થવાનું હો તે થાય પણ મનુભાઈને આ રીતે મરવું નહોતું. એટલે એમનો હોંકારો તો ગળામાં જ અટકી ગયો. માત્ર એટલું જ નહીં, શરીર પર પાણી રેડવાનું બંધ કરી એ તો બાથરૂમમાં કોઈ છે જ નહીં એમ ચૂપચાપ રહ્યા. નજરથી એમણે પાક્કું કરી લીધું કે બાથરૂમની સ્ટોપર અંદરથી બરાબર મારેલી છે કપડાં વિનાના પાણીથી નીતરતા પોતાના માયકાંગલા શરીર પર નજર ફેરવતાં એમનો નિશ્ચય દૃઢ હતો કે, બાકી જે થવાનું હોય તે ભલે થાય મંગળા કે પાડોશીઓના અવાજ સંભળાયા વિના બહાર આવવું નહીં.

અને, 'હજી તમે બાથરૂમમાં શું કરો છો ?' 'પેટ તો બરાબર છે ને ?' એવા મંગળાના વઢી નાખતા અવાજો સાંભળ્યા પછી જ મનુભાઈ બાથરૂમના બારણાની સ્ટોપર ખોલી બહાર આવ્યા.

મંગળાને ગળે ઉતરે એ જવાબ શોધતા હતા ત્યાં જ એમની પરણેલી દીકરીનો મોબાઈલ આવવાથી મંગળાની મનુભાઈની બાથરૂમમાં જ હોવા અંગેની જિજ્ઞાસાનું બાષ્પીભવન થઈ ગયું. મનુભાઈ પોતાના કબાટમાંથી લેંઘો-ઝભ્ભો કાઢતા હતા. ત્યારે એમણે ઉપર નીચે નજર ફેરવી પણ કંઈ આઘું પાછું થયું હોય એવી એમને ગતાગમ પડી નહીં.

પેલી બેવડી હત્યાના બનાવ અંગે શકમંદોની ધરપકડ થઈ પણ મૂળ હત્યારો પકડાયો કે નહીં એ વિશે તો પછી પાકી ખબર મળી નહીં અને લગભગ એ વાત છાપામાં ભુલાઈ ગઈ. પણ એક સાંજે મનુભાઈ રાબેતા મુજબ બાગમાંથી પાછા આવ્યા ત્યારે મંગળા પોતાના અને મનુભાઈના કબાટમાં 'કોમ્બિંગ ઓપરેશન' કરી રહી હતી. જાતજાતની વસ્તુઓ કબાટમાંથી પલંગ પર ઠલવાયેલી હતી.

મનુભાઈ કંઈ પૂછે એ પહેલાં તો મંગળાએ ચિંતાતુર અવાજે પ્રશ્નોનો મારો ચલાવ્યો હતો. 'ધીરજ કુમારે (અલબત્ત, એમના જમાઈએ જ) એક કાળી નાની સૂટકેસ આપણને રાખવા આપેલી હતી ખબર છે ? એ દિવસે જમવા આવેલા ત્યારે આપી ગયેલા. હું ધમાલમાં હતી એટલે મારો કબાટ ન ખોલતાં તમારા કબાટમાં ઉપલા ખાનામાં ચાદરોની પાછળ મૂકી રાખેલી. હું ન હોઉં ત્યારે કોઈ લેવા આવેલું ?'

મનુભાઈને ડોકું ધૂણાવતાં બાથરૂમની ઘટના અવશ્ય યાદ આવી પણ એના વિશે તો હરફ સુદ્ધાં કાઢવાનો પ્રશ્ન નહોતો. જમાઈએ પણ ક્યારેય એમાં શું છે એની વાત કરી નહોતી અને આમણે પણ પૂછવાનું મુનાસિબ માન્યું નહોતું.

ચોરી થઈ તો કેવી રીતે થઈ, કે કોને કેટલું નુકસાન થયું વગેરે પ્રશ્નોના પણ ઉત્તર પેલા હત્યાના સમાચારની જેમ જ થોડા વખતમાં આ કિસ્સામાં તો છાપામાં જાહેર થયા વિના હવાઈ ગયા.

પણ બીકણ અને ગભરુ સ્વભાવના મનુભાઈને સંતોષ હતો કે પોતાના કે કોઈના લાખો ગયા તો ભલે ગયા પણ પોતે તો પોતાની જાન બચાવી. મંગળા કે બગીચાના સમવયસ્કો આગળ પોતાની આવી 'હોશિયારી' સંસારમાં 'નબળાઈ' ગણાતી હોવાથી તેઓ એના બણગાં ફૂંકવાની હિંમત કરતા ન હતા.

---

*૫૦૧, ન્યુ મધુવન, ૮૧, સરસ્વતી રોડ,*
*સાન્તાક્રુઝ (વેસ્ટ, મુંબઈ-૪૦૦૦૫૪.*
*મો. ૯૮૨૦૦૩૨૧૯૯*



# નામ એનું તથાગત...

*- રમેશ ર. દવે*

**વા**ર્તા લખતા ન આવડવાનો અફસોસ આજકાલ બહુ પજવે છે. એમ તો મન ક્યારેક તરંગે ચડી જાય ત્યારે એમ પણ થાય કે, વાર્તા-નવલકથા તો ઠીક છે મારા ભાઈ, પણ ડૉ. તથાગત વિશે, લાંબી નહીં, ત્રીસ-બત્રીસ મિનિટની મઝાની ફિલ્મ જ બનાવવી જોઈએ ! પણ મૂળે આપણા રામ ગાંગા તેલીનાં કુળ - જમાતના - એટલે સપનાં તો આવે અવનવા-આમ જોવો ને, આ ફિલમ બનાવવાનું સપનું કે તરંગ જે કહો તે આવ્યું જ ને ? પણ પાછું મનોમન હસી પડાય ને તોય મન તો ઝીણું ઝીણું બળ્યા જ કરે, આવો તથાગત જેવો હીરો જડ્યો છે ને આપણે... પણ કલા-કારીગરીને મુદ્દે મોટું મીડું એટલે થઈ - થઈને ય શું થઈ શકે ?

પણ આવી જ મૂંઝવણની એક પળે ઝબકારો એમ થયો કે, ફિલ્મ-આર્ટ ફિલ્મ કે વાર્તા-નવલકથાની વાત તો... એ ન આવડે તો કંઈ નહીં પણ સવાર-સાંજે નવરા ભાઈબંધો સાથે બાંકડે બેઠાં-બેઠાં માંડીને, મારા આ તથાગતની વાત-કથા તો કરાય ને !

બસ, ભાવતું 'તું ને વૈદ્યે ચીંધ્યાનો જ ઘાટ છે - આ કાગળ-પેન હાથમાં છે ને તમે બેઠા છો મારી સામે... તો તૈયાર છો ને તથાગતને મળવા ?

ડૉ. તથાગત એમનાં બા-બાપુજીનું એકનું એક સંતાન હો... પણ ના, ઘણી બધી માનતા ને બાધા-આખડી પછી, માથે કાળા ભમ્મર, ઘૂંઘરિયાળા વાળ સાથે આ કુંવર ક્યારે - કેમ પધાર્યા હતા સૂના આંગણામાં - એ બધું કહેવા ન બેસાય !

તો ? હા, ડૉક્ટર થવા તો એ, રોકફેલર - સ્કોલરશિપ મેળવીને, અમેરિકાના શિકાગો શહેરમાં ભણ્યા અને ત્યાંની જ હોસ્પિટલમાં મસમોટા પગારે જોબ કરી પાંચ વરસ અને ત્યાંના મેડિકલ વર્લ્ડમાં પંકાયા ! જોકે જનમ્યા હશે ત્યારે તો છઠ્ઠીના દિવસે, તિથિ-રાશિ બધું જોઈને.

ઓળીઝોળી પીપળપાન, ફઈએ પાડ્યું તથાગત નામ - એમ જ થયું હશે - પણ ધર્મને બદલે તથાગતે તો માનવ - ધર્મને જ પોંખ્યો - પૂજ્યો ! અને એટલે તો, મારી અહીં, અમેરિકામાં જરૂર છે, એના કરતાં મરાં દેશ - વતનને વધારે જ છે - એમ વિચારીને સત્યાવીસમે વર્ષે ગુજરાતમાં પાછા આવ્યા ત્યારે એમના વતનમાં જ નહીં, આવકારનાં તોરણ છાપામાં ય બંધાયાં હતાં. બધાંની જીભે એક જ વાત હતી - આટલી બધી વાહવાહી અને પાર વગરની કમાણી છોડીને, કોઈ લાખોમાં એક હોય - એવો માણસ જ દેશપ્રેમ ને વતનની માયાથી સ્વદેશ પાછો આવે !

અને આ કંઈ વખાણ નહોતાં, કોરાધાકોર, મુંબઈની સર ફિરોજશા હોસ્પિટલમાં રેકાર્ડ બ્રેક પગારે નિમણૂક ! જો કે પૈસાની તો એમને કશી ચિંતા-ફિકર ક્યાં હતી ? એટલે ભારતીય મેડિકલ વર્લ્ડથી બરોબર પરિચિત થવા કે તરત મુંબઈ છોડીને લોનાવાલાના રમણીય ઢોળાવો વચ્ચે, જાત દેખરેખથી તૈયાર કરાવ્યું નાનકડું પણ નમણું આરોગ્ય-સંસ્થાન.

આમ ગણાય-કહેવાય એ આરોગ્ય સંસ્થાન પણ એક વાર જો ત્યાં આવે પેલો શામળિયો તો, એના સ્વર્ગને ય ભૂલી જાય ! બહારથી જોઈએ તો જાણે કોઈ કોર્પોરેટ કંપની. વિશાળ વસાહત લાગે પણ અંદર જઈને જોઈએ તો કોઈ શોખીન - મોજીલા માણસે મોજથી કરેલી ફૂલવાડી જ અનુભવાય ! ચીલાચાલુ હોસ્પિટલ તો દસ શું એકેય દિશાથી ન લાગે.

નાણું તો હતું જ ને ? ડૉક્ટરને જોઈતા હતા એવા, આયુર્વેદિક, નેચરોપથી, હોમિયોપથી અને યોગવિદ્યાના પણ નિષ્ણાત તબીબો મળી ગયા. ડૉ. તથાગત તો રાજી રાજી ! પણ પેલી કહેવતમાં કહ્યું છે તેમ - જેનાં દસેય આંગળાં ઘીમાં હોય એને ય કંઈક ઉચાટ-દરદ તો મારા ભાઈ, હોય જ.

આવા સફળ પુત્રનાં બા-બાપુજીની હાલત કંઈક આવી જ હતી. ડૉક્ટર એમનું એકનું એક સંતાન અને નસીબની બલિહારી નહીં, નરી વાંકાઈ તો કેવી ? આવો લાખેણો દીકરો પરણવાનું નામ નથી લેતો ! મૂળે દક્ષિણ ગુજરાતનું ખાતું પીતું ઘર અને હવે એમાં ઉમેરાઈ આ જાહોજલાલી ને માથે ફરકવા માંડી અપાર પ્રતિષ્ઠાની ધજા-પતાકા. બાકી શું રહે ? માગાં ઉપર માંગા આવતાં રહ્યાં પણ માણસ તો અડોલ આરસ-પહાણ-મૂરતિયો થવાનું નામ જ ન લે !

પણ મા-બાપ કોને કહે ? પહેલાં તો ધીરજ રાખીને મામા-માસીને કાકા-ફોઈએ મઝાનાં ઠામ-ઠેકાણાં ને કુંવાશી કન્યાઓની મઝાની છબીઓથી દાણો દાબી જોયો પણ તથાગત તો જાણે મૌનીબાબા ! બહુ થાય એટલે ઘડિયાળમાં જોઈ હસતાં મોઢે - 'મારે હવે હોસ્પિટલ જવું જોઈએ, સૌ રાહ જોતાં હશે' - કહીને પ્રેમાદરપૂર્વક વંદન કરી ઊભા થઈ જાય.

વેળા વીતી જતી હતી ને બા-બાપુજી મૂંઝાતાં હતાં. એમણે રામબાણ રૂપે, તથાગતની સાથે જ અમેરિકામાં મેનેજમેન્ટ ગુરુ બનેલી કઝીન સિસ્ટર સલોનીને સાધી અને તથાગતના મનનો તાગ લેવાની કપરી કામગીરી એને સોંપી, એક અઠવાડિયામાં

નિદાન તો લાધ્યું પણ ઈલાજ - ઉપચારને નર્યું અંધારું. સલોનીએ દાદા ને ભાભુને પડખે બેસાડીને, એમની જ ભાષામાં સમજાવ્યાં.

'બા, આ તલમાં ટીપું ય તેલ નો મળે. એને લગન નથી જ કરવાં. અને આપણે બહુ કહેશું તો એ તો ઓપરેશન જ કરાવી લેશે... ન રહેગા બાંસ, ન બજેગી બાંસુરી - ના, આ મારા શબ્દો નથી - એણે જ કહ્યું છે - એ કહું છું તમને !' 'પણ, આમ કરવાનું કારણ શું ?' - બાપુજીએ અધીરાને થઈને પૂછ્યું.

'એય કીધું છે - એક તો એ કે એને મોકળા મનથી દરદીની સેવા કરવી છે - અને હજુ પાછો એ તો અહીં એક સિનિયર સિટીજન - હોમ પણ કરવાનો છે ! - હવે આ બધું કરવું હોય એને ઘરગૃહસ્થી ને બાળબચ્ચાંની પળોજણ પોસાય ?'

અને બીજી વાત એણે સાવ ચોખ્ખે ચોખ્ખી કહી છે - એને લગ્ન કરીને ઘરગૃહસ્થીના ક્લેશ-કંકાસને નોતરું નથી આપવું, ખોટું ન લગાડશો બા ! પણ તમારા ને દાદાના, મારાં બા-બાપુજીના અને ત્રણ-ત્રણ પેઢીની આ બધી વાત મિલકત અંગેના આપણા સૌના ઝઘડા-ટંટાની બધી વાત એને યાદ છે અને એણે, આ બધાંથી મોકળા રહેવું છે...'

'પણ તો હવે શું...?'

'ના, હવે કંઈ નહીં. મારું માનો તો એના આ કામમાં તમને ગમે - આવડે એવી મદદ કરો ને રાજી થાવ અથવા થઈ શકે એટલી હરદ્વાર-ઋષિકેશની યાત્રા કરો અને ત્યાંના મઝાના આશ્રમોમાં રહીને શાંતિથી જીવો !'

★★★

પણ વિધિએ કોઈને ય છોડ્યા છે ? ને ડૉ. તથાગત એના સપાટામાંથી બચી જાય ? વળી, પાછી કહેવત કહું તો - તારો - તરવૈયો બીજે ક્યાં ડૂબે ? તળાવમાં સ્તો ! અદ્દલ એવું જ થયું.

મૂળે તથાગત સ્ત્રીરોગના નિષ્ણાત અને એ પણ કેવા ? પ્રદર હોય કે કોઠાનો રતવા, ગર્ભાશયની કશી તકલીફ - ઉણપ હોય કે, સ્ત્રી-બીજ છૂટું ન પડતું હોય - એક વખત કેસ હાથમાં લે



પછી દરદ હઠીલું હોય કે ભૂતપલીતિયું - એણે ઉચાળા ભરવા જ પડે. રોગ-ઉપચાર પદ્ધતિ પણ કેવી ? બધી જ ઉપચાર-પદ્ધતિના ફેકલ્ટીના નિષ્ણાતોની કોન્ફરન્સ ચાલે. જુનિયર્સ એમની નોંધપોથી વાંચે ને સિનિયર્સ એના દવા-ઉપચાર ચીંધે. છેલ્લી દસ બાર મિનિટ ડૉ. તથાગતની, એમાં હાજર હોય એ સૌની મર્યાદાઓ ચીંધાય અને શાબ્બાશી પણ અપાય. આ બધી વાતો પાછી સામે બેસેલા દરદીની હાજરીમાં જ થાય અને એને પણ કંઈ પૂછવું - કહેવું હોય તો વેલકમ !

પણ કહેવત અમથી પડી હશે ? શેરની માથે કોઈને કોઈ સવાશેર મળી જ આવે ! એક બહુ જ કોમ્પ્લિકેટેડ કેસ આવ્યો. શરીર સાવ ક્ષીણ થઈ ગયેલું ને દુર્દશા તો એવી કે માથાના પાનીઢંક વાળ જ નહીં, નેણપાંપણના વાળે ય ખરી ગયેલા. રૂપરૂપનો આંબાર એવી, પૂરણગઢની રાજકુમારી મોહિનીકૌરની સામે નજર માંડો તો નરી ડાકણ જેવી જ લાગે, મોટું રજવાડું એટલે યુરોપ-અમેરિકા બધે જ લઈ ગયા હતા. હરભજનસિંહ પણ કુંવરી તો ધીમે ધીમે થતી ગઈ હાલતું ચાલતું હાડપિંજર જાણે. વળી, આ તો રાજા-રજવાડાં - ભૂતકાળનાં તો ભલે ભૂતકાળનાં - બધાં આઘેરું ભાળવાનાં ચશ્મા પહેરીને જ ચાલે, એટલે ગોઠણ હેઠેનું દેખાય જ નહીં ! અને બીજી તકલીફ એ પણ ખરી - બધું છાનું છપનુંય રાખવું પડે. રાજગાદીના મામલા-ભાંગ્યું-ભાંગ્યું તોય ભરુચ ! આવી તેવી કોઈ વાત વાયરે વાઈ જાય તો પછી... પણ મૂળે તો પોતાનું લોહી ને, એટલે આવી ગયા ડૉ. તથાગત પાસે.

પૂરા પાંચ દિવસ ચાલ્યાં તપાસ-રિપોર્ટ-ટેસ્ટ અને અંતે નિદાન થયું - રાજકુમારી છ મહિનામાં હતાં એવાં ને એવાં, હરતાં-ફરતાં થઈ જશે ! દવા-ઈલાજ અને ઉપચાર ફી કેટલી ? તો કહે, સાજાં થઈને મોહિનીબા આપે એટલી. પાછી એમાંથી અરધી રકમ તો દરદીઓના રાહત ફંડમાં જમા થશે - કાયમના નિયમ મુજબ કુંવરી કહે - 'મારે શું કરવાનું ?'

'હસતાં હસતાં અમારી સાથે વાતો ! બાકી બધું કાં તો અમારી ઉપર અને એમ નહીં તો ઈશ્વર ઉપર છોડી દેવાનું ! હું દરરોજ અર્ધો કલાક તમારી પાસે બેસીશ, વાત કરવાનો મૂડ નહીં હોય તો પાનાં રમીશું - તમને તો આવડતું જ હોય ને ?'

★★★

પંદરમા દિવસે ડૉ. તથાગતે પૂછ્યું - 'કહો, કુંવરીબા કેમ છો ?' પણ મોહિનીબા તો ફુંગરાયેલા મોંએ સામું જોઈ રહ્યાં, કંઈ બોલ્યાં નહીં. ડૉક્ટરને નવાઈ લાગી, આસ્તેથી પૂછ્યું. - કંઈ થયું છે ? કોઈએ કંઈ કહ્યું છે ?'

'કોઈ શું કહે, તમે છો પછી ? - એ જ ફુંગરાયેલો ચહેરો અને રડમસ થતી રેખાઓ, ડૉક્ટર નજીક આવ્યા ને ખભે હાથ

મૂકી, હળવેથી થપથપાવી પૂછ્યું - કેમ, મેં કંઈ અનુચિત કહ્યું - કર્યું છે ? આમ રિસાયા વગર, દેવી હોય તો તમારી રજવાડી કોઈ ગાળ, કોઈ સાંભળી ન જાય, એમ દઈ દો પણ...'

'જે માણસ સવાર-સાંજ જ્યારે મળે ત્યારે વાતની શરૂઆત જ ગાળ દઈને કરે એમને અમે કહી-કહીને શું કહેવાના ?'

બે હાથ જોડીને ડૉક્ટરે કહ્યું - 'ના... મોહિનીબા આમ હવે મૂંઝવ્યા વગર જે ભૂલ થઈ હોય - કહી દો, વળતી પળે જ માફી માગી લઈશ ને ફરી એવું અઘટિત વર્તન ક્યારેય નહીં થવા દઉં !'

'કહું છું... કહું છું - કહેવા તો બેઠી છું - આ તમે કાયમ મને કુંવરીબા - મોહિનીબા કહીને જ બોલાવો છો, વાત કરો છો એ મને ગાળ જ લાગે છે !'

મોંએ હાથ આડો રાખીને હસવું ખાળતા તથાગતે કહ્યું - 'અરે વાહ ! મારા જેવા સહૃદયી માણસ માથે આવો આરોપ મૂકવાનો ? પણ કંઈ નહીં, હું તો છેક મહારાજ સાહેબની સુપ્રિમ કોર્ટમાં જ લઈ જઈશ તમને...'

'જો પાછું - 'તમને' કહ્યું ને ?' - કહેતાં મોહિનીબા ઊભાં થયાં, ડૉક્ટરના પગ પાસે બેસી ગયા અને ગળગળા સાદે કહ્યું - 'હું તમારી હોત તો દીકરી ન હોત ? મને આમ વગર હેતે જ ટટળાવવાની ? તમે જે જાદુ કર્યો છે - એનો આભાર માનું માનું તોય ક્યા શબ્દોમાં ? પણ સૌથી પહેલાં તો, મને મોહિની કહો, નહિતર આ ચરણોમાંથી ઊભી જ નહીં થાઉં !'

અરે મારી વહાલી મોહિની... કહેતાં ડૉક્ટરે લગભગ એને તેડી લીધી. અને મોહિની તો વળગી પડી એમને ડૂસકાતી - ડૂસકાતી. એને બથમાં એમ જ સાહીને ડૉક્ટરે એને શાંત થવા દીધી.

અધખૂલા બારણે આ વિરલ પળને અવલોકતા રાજમાતાએ પાલવથી આંખો લૂછતાં-લૂછતાં કહ્યું - 'બોલો હવે કંઈ રાવ-ફરિયાદ છે કુંવરીબા ?'

★★★

વળી, પાછી આવી જ અંતરંગ બેઠક-પણ કેટલા દિવસે, એ તો ડાયરીમાં જોઈએ તો જ ખબર પડે. ડૉક્ટર આંખ શું આંખ માંડી - મેળવી પૂછ્યું - 'હાઉ ડુ યુ ફિલ નાવ ?'

'બહુ જ સરસ... મઝાનું મઝાનું પણ એ માટે તમારો આભાર નહીં જ માનું...'

'પણ મેં ક્યાં ઉઘરાણી કરી છે તમારા આભાર - શબ્દોની ? અને આમ તો, તું ભણેલું-ગણેલું તો બધું ભૂલી જ ગઈ છો ને ? પછી આભારની અપેક્ષા રાખું તોય...'

'બસ, બીજે છેડે જઈને બેસી ગયા ને ? તમારું નિષ્ણાત લોકોનું આ જ મોટું દુઃખ છે !'

'અમારું તો એવું જ રહેવાનું પણ તું એ તો કહે, તને કશી ઉણપ-અધૂરપ...'

છે તો ખરી પણ તમે મને, સાવ મડદું જ થઈ ગયેલી મને આમ શોય મંત્ર મારીને... ના, ના... એમ ન કહેવાય... આ જ તો તકલીફ છે મારી-કહેવું હોય કંઈ અને કહેવાય જાય સાવ જુદું જ... પણ હવે...' 'ના, હવે - હવે નહીં, અહીંથી હું ડિસ્ચાર્જ સર્ટિ.ન આપું ત્યાં સુધી... હજુ તો મારે તને કરાટે ચેમ્પિયન બનાવી દેવી છે.'

'ના રે બાબા ! કરાટે-ચેમ્પિયન અને એય પાછી હું ? મારું એ કામ જ નહીં...'

'તો કંઈ નહીં, કરાટે નહીં તો ફિંગ શૂ બરોબર ?'

'ના, ના મારે એવું કંઈ-કશું થાવું નથી... પણ ઘણા સમયથી પૂછું પૂછું - એમ થાય, છે પણ રાજા સાહેબ ના પાડે છે, ધીરજ રાખવા કહે છે...'

પણ પૂછવામાં શું જાય છે ? અમારા હાથમાં હશે તો પ્રોબ્લેમ સૉલ કરી દઈશું અને...

'ના... ના, તમે તો બધું જ કરી શકો એમ છો ને આ બધું કરી જ દીધું છે ને આટલા ઓછા સમયમાં... પણ હેં ડૉક્ટર સાહેબ, મારી આ આઈબ્રો ને આ પાંપણ...'

'થશે, થશે... બધું જ થશે... માત્ર નેણ-પાંપણ જશું કામ ? શરદ પૂનમની ચાંદનીનેય શરમાવતું તમારું રૂપ - સૌંદર્ય...'

'ના, ના પ્લીઝ તમે મારી દુખતી રગ ન દબાવો સર !'

'સો સોરી પણ અમે તને, તું કલ્પે નહીં એવી રૂડી રૂપાળી કરી દઈશું અને યોગ-વ્યાયામથી સશક્ત નહીં દૃઢસંકલ્પ પણ થઈ જઈશ તું.'



'એમ ? તો... તો... શું કહું તમને ? પણ પહેલાં એક પ્રશ્ન પૂછું - મને બહુ જિજ્ઞાસા છે કે તમે આટલા દિવસોમાં... પણ ના, એમ કંઈ તમને ન પુછાય...'

'તને ખરાબ ન લાગે તો એક વાત ગાંઠે બંધાવું ? આ તમારા રાજા-રજવાડાના ભારેખમ શિષ્ટાચારને જરા રજા આપી ને જીવને ! અરે હજુ તો મારી સાથે અહીં લોન-ટેનિસ ને ગોલ્ફ પણ રમવાનું છે... એટલે વિના સંકોચ, મનમાં જે હોય એ પૂછી લે.'

'ઓહ થેંક્સ સર ! પણ મારે એ જાણવું છે કે પરદેશમાં ય આટઆટલી ટ્રીટમેન્ટ કરાવી, કાંઈ ફેર ન પડ્યો ને તમે આમ મને આટલી બધી...'

'જો મોહિની, એક વાત ફરી અંકે કરાવું ? તું અહીં આવી ત્યારે તારાં બા-બાપુજી સાથે બેસાડીને પહેલી વાત શી કરી હતી ? એ જ ને કે બી પોઝિટીવ ! બસ, એ વાત તેં હૈયાસરસી રાખીને અમે જેમ સૂચવ્યું એમ કરતી રહી છે... મારા આજ સુધીના તબીબ તરીકેના બહોળા - પહોળા અનુભવની સાક્ષીએ કહું છું - આને તું તારાં વખાણ માત્ર ન સમજતી, તારા જેટલું આટલું પોઝિટીવ અને કૉ-ઓપરેટીવ કોઈ પેશન્ટ મને મળ્યું નથી. અમારા દવા-દારૂ-ઔષધ-ઉપચાર તો બહારથી અપાય-થાય છે પણ જો દરદી તરફથી એને મળવું જોઈતું વેલકમિંગ ન મળે તો એ, જરા ફુલાવીને કહું તો પથ્થર ઉપરનું પાણી થઈ રહે !

તેં અમે કહ્યું એ બધું, સાવ-સહજ જીવંત-લાઈવ્લી મનથી સ્વીકાર્યું છે - એ પણ ઓઢેલા નહીં સાચુક્લા હાસ્ય સાથે - આ બહુ મોટી વાત છે. હકીકતે તો તારી જેવા પેશન્ટ લાઈફના એક એવા પડાવ પર પહોંચે છે જ્યાં એને કોઈ તબીબ હાથ લંબાવીને સાહી લે તો એની જીવવાની વૃત્તિ હોલવાતી અટકી જાય છે - સામેની વ્યકિતએ ખુલ્લા મને લંબાવેલો હુંફાળો હાથ...'

'તમે મને એ જ પડાવે સાહી લીધી હતી ને !'

'અરે તને તો બધું યાદ છે...'

'યાદ કેમ ન હોય ? મારા હાથની કંપારી-કંપ તમારી, હુંફાળી-મૈત્રીભાવ ભરી ઉષ્મામાં ઓગળી ગયાં હતાં.'



'તારી વાત સાચી છે-તારી એ પળ એક મનુષ્યે અત્યંત સાહજિકપણે સામેના મનુષ્યની સાથે ઉલટભેર શેર કરવાની ક્ષણ હતી. તબીબ બીજું કંઈ કરી શકે કે ન કરી શકે-એણે આ એક મહત્ત્વનું કામ, તહેદિલથી, સામી વ્યક્તિને અજવાળી દે એવા સ્પર્શ-શબ્દ-ભાવથી કરવું જ જોઈએ ! પેશન્ટને તેણે, તેં હમણાં જ કહ્યું-એમ મૈત્રીભરી હુંફ-ઉષ્માનો અનુભવ કરાવવાનો છે. સારવારનું એ અનિવાર્ય પ્રથમ સોપાન-પગથિયું છે...'

'તમે તો સર, લગભગ બધાં જ પેશન્ટ સાથે આ રીતે જ પેશ આવતા હશો... ના... ના આ રીતે જ એને સંભાળતા હશો પણ મારે માટે તો, વીતેલાં દસ-બાર વર્ષોને યાદ કરીને કહું તો એ સાવ વર્જિન અનુભવ હતો.'

'હા, ડૉક્ટર તરીકે સૌથી પહેલાં તો પેશન્ટમાં એક વિશ્વાસ કે મોટો શબ્દ લાગે તોય કહું કે, એક શ્રદ્ધાભાવ જગવવાનો હોય છે - એને બસ, એટલું થવું જોઈએ કે, મારી બધી બીમારી મટી જવાની છે-આ ડોકટરની સારવારથી અને આ કામ કંઈ એવું બહુ અઘરું ય નથી. દરેક દરદી પોતે સાજો થવા તો આતુર હોય - તલસતો જ હોય ને ? પણ બધા પેશન્ટની મનઃસ્થિતિ અને બીમારી. રોગમાંથી છૂટવાની તીવ્રતા એક સમાન નથી હોતી. અમારે એના મનની પાટી ઉપર પડેલા પીડાના લીટા-લસરકા પહેલાં સાફ કરવાના હોય છે. અલબત્ત, જેનું મન સ્વચ્છ દર્પણ સમું હોય છે - જેમ કે બાળકો અને કિશોરો - એ દરદીઓ સાથે પહેલાં ડોકટર રૂપે નહીં, એના શેરી કે શાળા-મિત્ર તરીકે જ વાતો કરવાની - એ રીતે હું એમનો મિત્ર બની રહું છું... અલબત્ત, મારું આ વલણ સ્ત્રી-દરદીઓ સાથે થોડું બદલું છું. અને એ જરૂરી પણ છે.'

'પણ મને તો એવો કશોય ભેદ અનુભવાયો નથી...

જોકે મારી આ લાંબી બીમારી પછી હું સ્ત્રી તો શું સાવ બદલાઈને બાળક બની ગઈ છું !

'એટલે તો મઝા પડે છે - બાળકોના મિત્ર તો ચપટી વગાડતામાં થઈ જવાય ને ?'

★★★

ડૉક્ટર અને દરદીનો સંબંધ તેની વ્યાવસાયિક ભૂમિકાથી ઉપર ઊઠીને, તેની સીમારેખા વળોટીને, ઋણાનુબંધની ઉભરાતી લાગણીથી આત્મીય બની રહે છે. અને એ લાગણી આગળ વધતાં પ્રેમ અને પરિણય સુધી પણ પહોંચી જાય છે. ના, દરેક કિસ્સામાં આમ જ થાય-એમ પણ ન કહી શકાય, ક્યારેક દર્દીને ડૉક્ટર દેવતુલ્ય લાગે છે તો ક્વચિત એ ડૉક્ટર દર્દીનો અપાર-અસીમ પ્રેમ પામે છે. આપણા ડૉ. તથાગત અને મોહિનીકૌર વચ્ચે શું

થયું હતું એ જાણવું છે ?

સારવારનો એ કદાચ ચોથો મહિનો હતો. મોહિની હવે મન શરીરથી મજબૂત થતી હતી. જિમ્નેશિયમ અને યોગથી પરવાર્યા પછી એનો મનગમતો શોખ પણ સજીવન થયો હતો. એ માત્ર મંજિરાના તાલે હળવા કંઠે ગાતી હોય તો આસપાસના લોકો જ નહીં, ત્યાંથી પસાર થનારા પણ ઘડીપળ ઊભા રહી જતા. ડૉ. તથાગતે પણ એના આ શોખને બિરદાવ્યો અને કહ્યું - આ ગાન પણ એક ઉપચાર છે, ના ગાયકનો જ નહીં, ધ્યાન દઈને એ સાંભળનાર શ્રોતાનો પણ ! ક્યારેક મને ફૂરસદ-અનુકૂળતા હશે, હું ય તબલાંવાદનથી સંગત કરાવીશ.

મોહિની તો રાજીના રોડ ! સવારનું એ સંગીત ક્યારેક આરતીટાણે પણ રેલાવા માંડ્યું. દિવસો મોજ-મઝાના જાણે બની રહ્યા.

આ આંનદપર્વની એક સાંજે મોહિનીએ, મોડું થશે, હું હવે જાઉં - એવી સભાનતાવાળા તથાગતનો હાથ પકડીને બેસાડયા અને કહ્યું -

'ઘણા સમયથી એક સવાલ મનોમન ઘુમરાય છે - પૂછું ?'

'તારે તે કાંઈ, પૂછવા માટે-પૂછવાનું હોય... પૂછ ને તું તારે !'

'તેમ છતાં... સવાલ આખરે...'

'એ બધી ફોર્માલિટી - પ્રોટોકોલ છોડ અને કહે, શું ચાલી રહ્યું છે મનમાં ?'

'બસ, એ જ કે - શું તમારે આમ ને આમ જ જીવવાનું છે ?'

'આમ ને આમ-એટલે ?'

'બધું સમજો છો ને તોય મારી પાસે બોલાવરાવવું છે એટલે અજાણ્યા થાવ છો ને ? પણ સાંભળો, આમ સાવ એકલવાયા-સૂમસામ...'

'અરે... એકલવાયા અને સૂમસામ ? મને ક્યારેય એકલો અને સૂમસામ જોયો છે ? દરરોજ બધાંને મનભરીને મળું છું, કરવાનાં બધાં કામ કરું છું ને રાતે...'

'બસ, હું આ રાતની જ વાત કરું છું.'

'પણ મને મારી વાત તો પૂરી કરવા દે - બસ, રાતે સુખનો ઓડકાર આવ્યો નથી, પડખું ફર્યો નથી ને ઊંઘ આવી જાય છે !'

'ના, એમ જ ન થાય હંમેશા... પડખે-બાજુમાં હાથ લંબાય તો ભોંઠો ન પડે ? પણ આમ તેમ - આમ તેમ કરવાને બદલે સીધું જ પૂછી લઉં છું - તમને ક્યારેય કોઈને ખોળે માથું મૂકીને સૂઈ જવાનું કે પછી ગાલે ગાલ ઘસીને... ઘસીને, વ્હાલ કરવાનું મન નથી થતું ?'

'ઓ...હો...હો ! આમ વાત છે-એમ ને મોહિનીબા ! ના, જો મોહિની... આ અંગે પૂર્વે તે કંઈ પૂછ્યું નથી ને મેં કશું કહ્યું નથી પણ આપણી વાતોમાં તો તે કલ્પી છે ને હમણાં જ કીધી- એવી દાંપત્ય સુખની વાતો તો થતી જ રહી છે...'

'પણ માત્ર વાતો જ ને ? એમ કંઈ વાતોનાં વડાંથી પેટ થોડું ભરાય ? - ને આ તો પાછો મનનો મામલો... જો કે એકલા મનનો ય નહીં... આંગળીનાં ટેરવે...'

'પણ એ તો લગ્નની વાત...'

'હા, હા - એ જ કહેવું છે પણ આ 'લગ્ન' શબ્દ આવતાંની સાથે તમારાં, ગાતર કહું ને - એ કેમ ગળવા માંડે છે ?'

'તને તો તળપદ શબ્દો પણ ગમે છે - મને ખબર છે... તેં પ્રશ્ન ભલે પૂછ્યાં પણ ડૉક્ટર સાહિબા - મનોવિશ્લેષક કહું ? તમારું નિદાન સો ફીસદી સાચું છે !'

'એ તો હશે જ પણ મારો મૂળ સવાલનું શું ? આવો એક સર્વથા ચાહવા જેવો પુરુષ આમ મઝાની વાતે પાણીમાં કેમ બેસી જાય ?'

'બીજા કોઈએ પૂછ્યું હોત તો હું વાતને ટાળી જ દેત, પણ તેં કરીબી નિસબતથી પૂછ્યું છે તો મનની વાત જ કહું છું - હું આ લગ્ન નામનાં સંબંધ - વ્યવસ્થાનો માણસ જ નથી...'

'તમે લગ્નને માત્ર વ્યવસ્થા ગણો છો ?' - કરમાયેલા ચહેરે મોહિનીએ પૂછ્યું.

'ના, છેક એવું નહીં, પણ મૂળે તો આ લગ્ન - સંબંધ એ તેમાં સંકળાતા બે માણસો વચ્ચેની, કેટલીક મહત્ત્વની બાબતની મર્યાદા-રેખા દોરતી, વ્યક્તિના સ્વાતંત્ર્ય - સુખને છીનવી લેતી, વ્યવસ્થા - અલબત્ત, સમજપૂર્વક... તત્કાલીન સમજપૂર્વક સ્વીકારેલી વ્યવસ્થા નથી ?'

'એમ ? આઝાદીને છીનવી લેતી... એવું ?'

'તું પ્રશ્ન પૂછે છે તો લે, હું તને સામો સવાલ પૂછું -



લગ્ન પછીનાં પાંચ-દસ વર્ષે, કેટલાં બધાં માણસો - કપલોની એકબીજા માટેની પેલી પ્રેમસભર લાગણી સ્થગિત નથી થઈ જતી ? કેટલાંકની તો સાવ સુકાઈ પણ જાય ને પછી તો પેલું ઘરેડિયું-ઘરેડિયું જીવ્યા કરવાનું... હા, એ લોકો જો કે મન મારીને ય, એક બીજાને નભાવતાં - નભાવતાં સાથે રહે - જીવે તો છે જ !'

'પણ આવાં લોકો કેટલાં ?'

'એનો તો સાચુકલો સર્વે કરીએ-કરાવીએ તો ખબર પડે.'

'પણ એવા લોકોની ટકાવારી વધતી તો જાય જ છે !'

'તમારી જેવા પ્રેમાળ માણસ સાથે ય એમ થાય ? થશે ? શું આવી નેગેટિવ થિયરી સ્વીકારીને દાંપત્યની દિશામાં, ડગલું ય નહીં દેવાનું ? તમને મારું આ અકાળે દોઢડહાપણ લાગશે પણ હું કંઈ કોરીધાકોર નથી, એક અંદર ઉગેલી, નિસ્બતથી પૂછું છું - એટલું તો માનશો - સ્વીકારશો ને ?'

'મોહિની, મારું આમ સૌને સમાનભાવે સમજપૂર્વક ચાહવું અને એ સંવેદનને મૈત્રીરૂપ આપવું - એ મૂળે તો હું કોઈનાથી વીંધાયો નથી ને એટલે બંધાયો નથી - તેથી જ મહોરી રહ્યું છે - એમ પણ ન હોય ?'

'હા... હા... માની લઉં છું કે, એમ જ હશે પણ તો શું તમારે, તમારી સામે લહેરાતાં - છલકાતાં મારી જેવા સરોવરની પાળે, તરસ્યા જ બેસી રહેવાનું ?'

'ના, આટલું, બધું ઈમોશનલ નહીં થઈ જવાનું.. હા, તમારા વાજબી પ્રશ્નનો તત્કાલ તો કોઈ ઉત્તર નથી મારી પાસે, પણ હા, યુવાનીનાં વર્ષો હતાં ને ત્યારે એવી પળો ય આવી છે - કોઈ સુંદર - નમણી યુવતીના મોંને બે હાથમાં સાહીને એને ચૂમું... એવી ચૂમું... એવી ચૂમું કે આ દુનિયા જહાન જ નહીં, હું અને મેં ભીંસમાં લીધેલી એ યુવતી પણ સમૂળગાં મટી જઈએ... અને રહે માત્ર અમારાં ચુંબનના સિસકારા...'

'બસ... બસ, આમ કરીને કદાચ બધાને બહેલાવતાં તો તમને આવડે જ છે... ના, આ પળે કંઈ તમે મને ઉલ્લુ નથી જ બનાવતા પણ... ના, તમે કહ્યું એવું તમને સાચ્ચે જ અનુભવ્યું- સંવેદ્યું હશે જ પણ આવા વંધ્ય સંવેદન - અનુભૂતિથી શું વળે ? જરા થંભીને, યાદ કરીને કહો જોઉં - મારી સારવાર નિમિત્તે પણ... હું સાજી થઈ ગયા પછીની મારી આ મખમલ જેવી હથેળીને...'

'ના, એમ થઈ શક્યું નથી ! સાવ એવું નહીં. કે અંદર એક ઉન્માદી તરંગ તો ઊઠે-ઊછળે જ પણ વળતી પળે, વિના આયાસ એ શમી પણ જાય સહજ ! આમ થવા પાછળ મારી કેળવણી, મેન્ટલ મેઈકપ - મારો મનબંધાર જ કારણભૂત હશે. પણ શું કરું ? પેલો તરંગ ને આ વળતાં પાણી - બધું મચે તો છે માંહ્યલામાં જ ને ? પેલો તરંગ તરવરાટ તો મચાવે જ પણ એ જ ક્ષણે અંદર બેઠો, પેલો 'ઘડતર' નામનો પહેરીગર - ચોકીદાર સિસોટી માર્યા વગર રહે ? બસ, એની સિસોટી વાગી નથી ને મારી પેલી અષાઢી પૂનમની ભરતી ઓસરી નથી !'

'હશે, આમ જ થતું હશે પણ... પણ... હવે હું જે વાત કહું છું એને દિલ દઈને સાંભળજો... ને તમારો શબ્દ વાપરીને કહું તો સંવેદજો હોં -'

'ધારી લો કે, આ જ પળે, હું મારાં આ બધાં ઘરેણાં ને આ પહેર્યાં છે એ વસ્ત્રો અળગા કરીને તમારી સામે ઊભી રહું તો... તો તમે શું કરશો ? હમણાં કહ્યું એમ તમારા સદાય સાવધ ચોકીદારની કસોટી થવા દેવી છે ? ના, આ કંઈ પેલા ઓપરેશન - થિયેટરમાં થતાં હોય એવી સિઝેરિયન કે કશી સર્જરીની વાત નથી હોં !'

'આવી અઘરી વાત પણ બહુ સરસ રીતે કહેતાં આવડે છે પણ હું જાતે જ કહું કે - આ તમે ધારણામાં મૂકી લગભગ એવી જ, ડોલાયમાન કરી દે એવી પળ પૂર્વે પણ મારી સામે સરજાઈ છે - ક્યાં અને કોના વડે - એવું ન પૂછીશ...'

'એમ ? મારી જેવી જ ? પણ... પણ પછી શું થયું હતું - એ કહો ને પ્લીઝ...'

'સાચું માનીશ ? પણ ના, એવી કોઈ ખાતરી નથી જોઈતી... બીજું તો શું કરું ? શું થઈ શકે આવી આકરી તાવણની ક્ષણે...'

'એ બધું પછી... તમે શું કર્યું - શું થયું - થઈ ગયું તમારાથી એ... એ કહોને !'

'બે હાથ જોડી, આંખો નમાવી, પીઠ ફેરવીને રિક્વેસ્ટ કરી હતી - 'તમે આમ ન કરો ને પ્લીઝ !''

'એમ... એમ... સાચ્ચે જ એમ ?'

---

*'વૈશાખ', ૨/૨, વીમાનગર,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૭૩૭૭૪૫૫૫૯*



# મિસ્ટર મ્હૈસુર

*- મધુ રાય*

**સો**નાલીનું ધ્યાન અચાનક ટ્રેનના ડબ્બાના જાળીવાળા પાટીશનની બીજી બાજુ ગયું. કાબરચીતરા વાળવાળો એક જણ પોતાના ફ્લિપફોનમાં નજર પરોવી મનોમન હસતો હતો. તે માણસના ડાબા કાનની નીચે શેવિંગમાંથી છટકી ગયેલો હજામતનો નાનો પેચ દેખાતો હતો હતો. સોનાલીને પોતાને ખ્યાલ આવે તે પહેલાં તેનું મોં મલકી ગયું. મિસ્ટર મ્હૈસુર ! પેલો જાળીની બીજી બાજુવાળો માણસ વોઝ મિસ્ટર મ્હૈસુર !

૧

'અંક પહેલો'માં એવું આવે છે કે વન્સ અપોન અ ટાઇમ અમદાવાદની કાનજી ગડાની કંપનીમાં આઈટી સિક્યુરિટી હેડ હતા મિસ્ટર મ્હૈસુર. તેમની હાજરીમાં બધા તેને રંગલાલજી કહેતાં. અને એમની ગેરહાજરીમાં મિસ્ટર મ્હૈસુર. વ્હાય મિસ્ટર મ્હૈસૂર ? સોનાલીએ કાનજી શેઠને પૂછેલું. શેઠે ચૂપ રહેવા ઈશારો કરી રંગલાલજીને પોતાની કેબિનમાં બોલાવેલા. તે આવ્યા એટલે શેઠ કહે, રંગલાલજી, આ મિસ સોનાલી કંસારા છે ને, તેનો આજે જનમદિવસ છે. કાંઈ મિઠાઈ મંગાવીએ ને?

પછી સોનાલીને, સો મિસ કંસારા? શી મિઠાઈ ભાવે તમને ? સોનાલી ચૂપ રહેલી. કશોક ઓફિસનો ઈનસાઈડ જોક હશે, કેમકે આજે તેનો જનમદિવસ નહોતો. શેઠ કહે, પેલી એક ફાઈન મિઠાઈ છે કેમ? 'મ' ઉપરથી નામ આવે છે, ને ચણાનો લોટ, શૂગર, ઘી...? આહા ! સોનાલીના મગજના ફેક્સ મશીનમાં જાણે સિસોટી વાગી... લાઇક કનેક્શન થયું, આહા ! મૈસુર પાકની વાત કરે છે કાનજી શેઠ.

મૈસુર પાકની વાત કરો છો ? સોનાલીએ નાટકના સંવાદની જેમ પૂછ્યું. તે જ ક્ષણે શટ અપ, શટ્ટ અપ બોલતાં બોલતાં રંગલાલજીએ પેપરવેઈટનો ભીંત સામે છુટ્ટો ઘા કર્યો, અને ત્રાડ પાડી, શટ અપ, શટ અપ, શટ અપ ! અને પછી કાનના કીડા ખરે એવી ગાળો બોલતાં બોલતાં કેબિનની બહાર નીકળી ગયા. સોનાલી ભોંઠી પડીને તેમની પાછળ પાછળ ગઈ. સોરી, વેરી સોરી, રંગલાલજી! અજાણતાં તમને મેં ઓફેન્ડ કર્યા ? રંગલાલજી પોતાની ખુરશી ઉપર બેસી ગયા હતા. તદ્દન શાંત, કામમાં મશગૂલ. તેમણે ઊંચે જોયું, ઓહ હલો! મિસ કંસારા ?

સોનાલી ચકિત થઈને જોતી રહેલી. બાકીનો સ્ટાફ આવું જાણે રોજનું હોય તેમ મરક મરક કરતો પોતાના કામે વળગેલો હતો. વોટ ઇઝ ગોઈંગ ઓન? અને ફરી મિસ્ટર મ્હૈસુરની નજર તેમના કમ્પ્યૂટરની સ્ક્રીન ઉપર હિપ્નોટાઇઝ જાણે થઈ ગઈ.

★★★

તે પછી ચાર વર્ષ સોનાલીએ કાનજી શેઠને ત્યાં કામ કરેલું. કાનજી શેઠ માટે આ એક સરસ રમકડું હતું જાણે કે. કોઈ નવું માણસ ઓફિસે જોડાય કે કોઈ નવી પાર્ટી ઓફિસની મુલાકાતે આવે ત્યારે કાનજી શેઠ મિસ્ટર મ્હૈસુરનો ખેલ કરતા. 'હેં કાપડિયા, આપણે સાઉથ ઇંડિયામાં ચામુંડેશ્વરીનું ટેમ્પલ છે ઈ ક્યા સિટીમાં છે, એની આઇડિયા ?' કાનજી શેઠ કાપડિયા કે મહેતા કે કોઠારી કે જે બી રેડી હાજર હોય તેને નાટકના સંવાદ જેવા અવાજે પૂછતા. અને સામેની વ્યક્તિ પણ તેવી જ સ્ટાઈલથી જવાબ દેતી કે 'યુ મીન માયસોર ?' અને મિસ્ટર મ્હૈસુર પાગલની જેમ શટ્ટ અપ, શટ્ટ અપ, શટ્ટ અપ બોલતાં બોલતાં કશીક ચીજનો ઘા કરતા અને કાનજી શેઠ નવી પાર્ટીની સામે આંખ મારીને ચૂપ રહેવા ઈશારો કરતા. પછી અલબત્ત બેત્રણ મિનિટમાં તરત બધું ઓલરાઇટ થઈ જતું. મિસ્ટર મ્હૈસુર મીન્સ કે રંગલાલજી નોરમલ થઈને આઇસક્રીમ ખાતા કે જરદો મસળતા કે વોટેવર કરતા હોય તે કરતા. મિસ્ટર મ્હૈસુરનો ભેદ સોનાલીને ઓફિસમાંથી કોઈએ કહ્યો નહોતો. જેને પૂછે તે આડું જોઈને હસુ હસુ થતું પણ જવાબ કોઈ આપતું નહીં.

અચાનક તેણે ફેસબુક ઉપર રંગલાલજીનો ફોટો જોયો. મિસ્ટર મ્હૈસુર ફેસબુક ઉપર હતા! સોનાલીએ તેમનો પરિચય જોયો, યુઝવલ સ્મોલ સ્મોલ ડિટેલ. નથિંગ સ્પેશ્યલ. સોનાલીએ 'ફોટોઝ ઉપર ક્લિક કર્યું તો યુઝવલ ફ્રેન્ડસનું કલેક્શન અને બીજા પરચુરણ સ્નેપ્સ. ઓહ, એક કિશોરનો ફોટો હતો "મારા

જીવનનો એક ટ્રેજિક ટર્ન'', એવા કેપ્શન સાથે ! બીજું કાંઈ નહોતું. નો લખાણ ! સોનાલી ભમ્મર સંકોચીને જોતી રહી ગયેલી, આ માણસ રંગલાલજી વધુ ને વધુ મિસ્ટીરિયસ થતા જાય છે !

કાનજી શેઠની નોકરીના ચાર વર્ષના અંતે સોનાલીનાં મેરેજ થવાના હતા અને તે છૂટી થવાની હતી તે નિમિત્તે કાનજી શેઠે સોનાલી તથા તેના ભાવિ પતિને ડિનર માટે બોલાવેલાં. ઓફિસના સ્ટાફમાંથી પણ અમુક લોકોને એઝ યુઝવલ ઈન્વાઈટ કરેલા. કોઠારી, કાપડિયા, ગુપ્તા, બેનરજી, પ્લસ ઓફ કોર્સ મિસ્ટર મ્હૈસુર !

સોનાલીના વરનું નામ હતું નિર્મલ પુરોહિત. બસ, પાર્ટી જામેલી, ડ્રિંક્સ લેવાતાં હતાં. વેઈટર લોકો ગેસ્ટ લોકો પાસે બાઈટિંગની પ્લેટ્સ લઈને ફરતા રહેતા હતા. અને આદત મુજબ કાનજી શેઠે તાળીઓ પાડી, લેડિઝ એન્ડ જેન્ટલમેન ! બધા ક્વાયેટ થયા એટલે કાનજી શેઠે આજની પાર્ટી સોનાલીના માનમાં છે તેવી જાહેરાત સાથે સોનાલી અને નિર્મલને ઊભા કર્યા. સોનાલીના કામનાં વખાણ કર્યાં અને ઓફકોર્સ હવે લગ્ન પછી સોનાલી નવી કેરિયર શરૂ કરશે વગેરે, વગેરે. પછી સાવ અજાણ માણસની એકટિંગ કરતાં નિર્મલને પૂછ્યું કે 'મિસ્ટર નિર્મલ, તમે હનીમૂન માટે ક્યાં જવાના ?' નિર્મલને આઈડિયા આવી ગયો કે કાંઈક જોક થઈ રહી છે. એટલે તેણે સાવધાનીથી કાનજી શેઠને કહ્યું કે 'હજી કાંઈ ડિસાઈડ નથી કરેલું તમે કાંઈ સજેસ્ટ કરો.' કાનજી શેઠે દડો ઝીલતા હોય એવી ત્વરાથી કહ્યું, 'હંહંહં. કર્નાટકા ગયા છો ? વેરી હિસ્ટોરિક. તમને બહુ એન્જોય આવશે.' કાનજી શેઠે બે હાથ લાંબા કરીને કેવો 'એન્જોય' આવસે તે દર્શાવ્યું. પછી 'હેંય કોઠારી ? તમારો કઝિન બ્રધર છે ને કર્નાટકામાં? કયા



સિટીમાં છે, કેપિટલ સિટીમાં કે ?' અને કાનજી શેઠ પાસેથી દડો ઝીલતો હોય એવી ઝડપથી કોઠારી બોલ્યો, 'માયસોરમાં, માયસોરમાં છે મારો કઝિન' તેનું વાક્ય પૂરું થાય તે પહેલાં મિસ્ટર મ્હૈસુરે કાંદાનાં ભજિયાંનો ઘા કર્યો કોઠારી તરફ. 'શટ અપ, શટ અપ, શટ અપ !' નિર્મલ ચોંકી ગયેલો. પણ બીજા બધાને મરક મરક થતા જોઈને પાછો સેટલ ડાઉન થઈ ગયેલો. અને મિસ્ટર મ્હૈસુર બીજી પ્લેટ લઈને ભજિયાં ખાતા હતા.

તે રાત્રે કાનજી શેઠ પોતાની મર્સીડીઝ કારમાં સોનાલી અને નિર્મલને મૂકવા આવેલા. રસ્તામાં નિર્મલે મિસ્ટર મ્હૈસુરનું શું છે તેમ પૂછ્યું. કાનજી શેઠે કહ્યું કે આપણે જોકે હસવું ના જોઈએ કેમકે વાત બહુ ટ્રેજિક છે પણ ધિસ રંગલાલ ઈઝ સો ફની ! કાનજી શેઠે કહ્યું કે રંગલાલ તેના ફેમિલી સાથે સાઉથ ઈંડિયાની ટૂર ઉપર ગયેલો. અને ત્યાં એક કાર એક્સિડેન્ટમાં તેના સનનું ડેથ થઈ ગયું. ત્યારથી તેના મગજ ઉપર અસર થઈ ગઈ છે. તમે મૈસુર વર્ડ બોલો ને ઈન્સ્ટન્ટલી તે શટ અપ શટ અપ બોલતાં બોલતાં જે હેન્ડી હોય તે ચીજનો ઘા કરે. ને બીજી સેકન્ડ નોરમલ !

માય ગોડ ! સોનાલીને કમકમાં આવ્યાં. ધિસ ઈઝ સો ક્રૂઅલ ! ના, ના. કાનજી શેઠે પંજો હલાવીને કહ્યું. તેને રોકી. રંગલાલને કોઈ સફરિંગ થતું નથી. ફક્ત એક ક્ષણ શટ અપ શટ અપ બોલે તેમાં તેની ટ્રેજેડીનો જસ્ટ લાઈક વાલ્વ ખૂલી જાય છે. મીન્સ કે એવરી નાવ એન્ડ ધેન એ જોક કરવી બેનિફિસિયલ છે કેમકે ઈટ ઈઝ લાઈક હિઝ ઈલાજ. કાનજી શેઠે પોતે કેવું પુણ્યનું કામ કરે છે તેવી ખાતરીથી જણાવ્યું.

એ ખુલાસાથી સોનાલીને સહેજ સિમ્પેથી થઈ, અને આવી ક્રૂઅલ જોકમાં ઈન્વોલ થવાનું ગિલ્ટ થોડું ઓછું થયું. પછી તો એ અમદાવાદ છોડીને બોમ્બે આવી ગયેલી, એના ઈન લોઝનો જુવેલરીનો બિઝનેસ હતો તેમાં જોઈન કરી લીધેલું. પણ પોતાના પ્રિન્સિપલ્સના કારણે શી વિલ ઓલ્વેયઝ ટ્રાવેલ બાય ટ્રેન. ફર્સ્ટ ક્લાસ, લેડિઝ ડબ્બા, પણ ટ્રેન. કારથી એટમોસ્ફિયરમાં પોલ્યુશન વધે છે, તે પીપલ માટે હેલ્થી નથી. વગેરે. ઝવેરાતનો બિઝનેસ હતો તોપણ તે પોતે એક વીંટી અને એક નેકલેસ સિવાય કોઈ ઘરેણું ન પહેરતી. પણ તે બધી વાત સમ અધર ટાઈમ. અત્યારે જાળીની પેલે પાર મિસ્ટર મ્હૈસુરને

જોઈને જૂની વાતો યાદ આવી. પણ હજી તમારી બેઠક જાળવી રાખો, આપણી સ્ટોરીનો સેકન્ડ એક્ટ બાકી છે.

૨

સેકન્ડ એક્ટમાં એમ આવે છે કે મુંબઈ આવ્યા પછી સોનાલીએ પોતાના ઇન લોઝની પેઢીમાં કામ કરવાનું શરૂ કરી દીધેલું. એક દિવસ અચાનક તેણે તેના ફાધરિનલો મિસ્ટર પી. સી. પુરોહિતની ઓફિસમાંથી ગાવાનો અવાજ આવતો સાંભળ્યો. એક લીટી ગવાઈ અને બંધ ! સોનાલીને કૌતુક થયું. અવાજ જાણીતો લાગેલો, અને સોનાલીને ખ્યાલ આવ્યો કે મિસ્ટર મ્હૈસુરનો અવાજ હતો. તે ઊભી થઈને પી.સી. પપ્પાની ઓફિસમાં ગઈ. તેને આવેલી જોઈને પપ્પાની ઓફિસમાં બેઠેલા મિસ્ટર મ્હૈસુર ઊભા થઈ ગયા. પપ્પાએ કહ્યું કે મિસ્ટર રંગલાલ આઈટીના નિષ્ણાત છે. ઇન્ટરવ્યૂ માટે આવ્યા છે. રંગલાલે સોનાલીની સામે સ્માઇલ કરતાં કહ્યું, નાઇસ ટુ મીટ યુ ! પપ્પા કહે કે મેં તો અમસ્તું પૂછ્યું રંગલાલજીને કે લાઇફમાં તમારી એમ્બિશન શી છે ? તો એ તો ગાવા લાગ્યા! સરસ, સોનાલીએ કહ્યું, અહીંયા તમારું 'ડન' થાય પછી મને મળતા જજો.

અને રંગલાલજીનું 'ડન' થયું એટલે સોનાલીને મળવા આવ્યા. તને થાય છે કે મારે ને મૈસુરને શું છે, યસ ? એમણે પૂછ્યું. યસ. રંગલાલજીએ કહ્યું કે હું આમ જ કાનજી શેઠની કંપનીમાં ઇન્ટરવ્યૂ માટે ગયેલો. અચાનક ક્યાંકથી કોઈ 'મૈસુર' શબ્દ બોલ્યું અને મને એકદમ બૂમ પાડવાનું મન થયું, શટ અપ, શટ અપ, શટ અપ ! મેં બૂમો પાડી તો કાનજી શેઠે પાસે આવીને પૂછ્યું, શું થયું છે ? મેં ત્યાં ને ત્યાં કિસ્સો ઉપજાવી કાઢ્યો, મૈસુરમાં મારા સનના કાર એક્સિડેન્ટનો. સન ? આઇમ નોટ ઇવન મેરિડ ! રંગલાલજી બોલ્યા. નેવર બીન ટુ સાઉથ ઇંડિયા.

તો પણ વ્હાય ? સોનાલીએ ફક્ત ભમ્મર ઊંચી કરી સૂચવ્યું કે વ્હાય ?

બસ ! આઈ ડૂ ઇઝ ફોર પ્રાઇવેટ ફન. સામા માણસને થાય કે હું એનાથી થોડોક ઇનફિરિયર છું, તો મારા જેવો લલ્લુ તેની આસપાસ હોય તે તેને ગમે. અને મને જોબ મળી જાય. એટલે હું જાણી કરીને આવો કોઈ ડ્રામો ઊભો કરતો હોઉં છું વ્હેન આઇ નીડ એ જોબ. ઓર જસ્ટ જોવા કે લોકો કેમ રિએક્ટ થાય છે.

સોનાલીનું ધ્યાન ગયું કે રંગલાલજીના ડાબા કાનની નીચે શેવિંગમાં રહી ગયેલો હજામતનો પેચ આજે પણ હતો. અને આ શેવિંગનું શું છે ? રંગલાલજી ફરી સ્માઇલિંગ કરવા માંડ્યા. સેઇમ સિદ્ધાંત. હું થોડોક લઘર વઘર છું એવું સામી વ્યક્તિને લાગે તો મને 'સુધારવા'ની તાલાવેલી થાય તેને. અને ધે કીપ મી એરાઉન્ડ.

સોનાલી એ માણસને નવી નજરે જોઈ રહી. 'યુ સી,' રંગલાલે કહ્યું. 'મારી પાસે કોઈ બ્રિલિયન્ટ પર્સાનિટી નથી. ધેટ ઇઝ માય વીકનેસ. સો આઈ કન્વર્ટ માય વીકનેસ ટુ માય એડવાન્ટેજ.'

સોનાલીએ કહ્યું કે, આ ગાવાનું શું છે ? બસ એમ જ. તારા ફાધરિનલોને લાગે કે હું થોડોક ધુની છું, શેવિંગમાં સ્લોપી છું, ગાવાનું આવડતું નથી પણ ગાવાનો શોખીન છું. અને મારા કામમાં ટોપ ક્લાસ છું તોયે જોબ ઇન્ટરવ્યુમાં ગાવા માંડું એવો સ્ટુપિડ બી છું, તો હી વિલ ગિવ મી ધ જોબ.

અને હું તમારું સિક્રેટ જાહેર કરી દઉં તો?

રંગલાલજીએ હાથ ઊંચા કરી દીધા. પણ સોનાલીએ સિક્રેટ જાહેર કર્યું નહીં. રંગલાલજીને જોબ મળી. કાનજી શેઠની જેમ પીસી પપ્પા કોઈ વાર 'લાઇફ' વર્ડ બોલતા અને રંગલાલ એકાદ ગીતની લાઇન ગાઈ દેતા. ઓકે, ગુડ. સો ધિસ ઇઝ બીજો અંક. હજી ત્રીજો અંક છે ?

યસ, યસ, વાચકોને વિનંતી કે તમારી બેઠક જાળવી રાખો, તો રજૂ થાય છે, અંક ત્રીજો અને છેલ્લો !



૩

ત્રીજો અંક સિમ્પલ છે ને શોર્ટ છે. પીસી પપ્પા તેમના કમ્પ્યૂટરની સ્ક્રીન સામે જોતા જોતા હસતા હતા. સ્ક્રીન ઉપર રાજકપૂર ગાતો હતો, ''મૈં ચોર હૂં કામ હૈ ચોરી...''

સોનાલીએ પૂછ્યું, શું થયું ? પીસીપપ્પા કહે કે પેલો રંગલાલ એક લાખ ડોલરની ચોરી કરીને છૂમંતર થઈ ગયો છે. હન્ડ્રેડ થાઉઝન્ડ ડોલર્સ.

એક લાખ ડોલર ? ને તમે હસો છો ?

તે ડોલર તો બ્લેકના હતા. આપણે કોઈને કહી બી ના શકીએ. પીસીપપ્પાએ કહ્યું. સ્ક્રીન ઉપર કાનજી શેઠની કોઈ પાર્ટીનો ગ્રૂપ ફોટો આવ્યો, એમાં મહેતા, કોઠારી, બેનરજી વગેરેની સાથે કાનજી શેઠ, સોનાલી અને મિસ્ટર મ્હૈસુર પણ જૂસનો ગ્લાસ ઊંચો કરીને હેપી ન્યુ યર કહેતા જણાતા હતા.

પપ્પાએ સોનાલીની સામે જોયું. ડિડ યુ નોવ હિમ ? આ માણસને તું પહેલેથી ઓળખતી હતી ? અને મને વોર્ન બી નહીં કર્યો ? સોનાલી કાંઈ બોલી નહીં. રંગલાલે દરેકની જેમ સોનાલી સાથે બી ટ્રિક કરેલી. પોતાની વાત સાચી હોય કે જૂઠી પણ એવી શૈલીથી કરેલી કે સોનાલી તેની બુદ્ધિને સલામ કરે અને કદી તેનું સિક્રેટ જાહેર ના કરે. હવે પીસીપપ્પા પૂછે છે તેનો જવાબ શો આપવો ?

સોનાલીનું આખું બોડી ઓફિસની કારપેટ ઉપર પછડાયું. તેના હાથપગ તરફડિયાં મારવા માંડ્યા. મોઢામાં ફીણ ભરાવા લાગ્યાં. બધા દોડી આવ્યા, સોનાલી મેડમને ફીટ આવી છે, તેના હાથમાં ચાવીનો ઝૂડો આપો, તેને કાંદો સુંઘાડો. પોતાની આંખની ઝીણી સરખી ફાડમાંથી સોનાલીએ જોયું કે પીસીપપ્પા તેને જોતાં જોતાં હસતા હતા. સોનાલીને કોને ખબર કેમ પણ એવું લાગ્યું કે મિસ્ટર મ્હૈસુર પણ ભૂત બનીને તેને જોઈ રહ્યા છે અને સોનાલીની એક્ટરીને દાદ આપે છે.

*201 ST-Pauls AVE*
*APT-17-W, Jersey City, NJ-07306, USA*
*Cell No. 0015512084157*

# પરંપરા

*- રાઘવજી માધડ*

**તે**નો જીવ મેળામાં નહી પણ એ છોકરીમાં અટવાયો હતો. તેથી ગૈરનો પંચરંગી મેળો મ્હાલવાના બહાને એ છોકરીને જ શોધી રહ્યો હતો પણ છોકરી મળતી કે નજરે ચઢતી નહોતી. આવ્યો હતો ફોટા પાડવા પણ તે વખતે આ છોકરી તેના દિલના કેમેરામાં કેદ થઇ ગઈ હતી !

એ છોકરીનું નામ સોનલ છે પણ ફેસબુકમાં સોનમ લખ્યું છે. સોનમનો અણસાર સમેત નાક-નકશો ને મુખાકૃતિ, તેની સ્મૃતિમાં સચવાઈ ને અકબંધ પડ્યાં છે. પણ નખરાળી કે નટખટ એવી છે તે, નીત-નવા ફોટા પાડી, સેલ્ફી લઈ વ્હોટ્સએપમાં મોકલી દે છે. ક્યારેક કોઈ હીરોઈનનો ફોટો પણ હોય... તેથી અસ્સલ સોનમને યાદ રાખવી, ઓળખવી અઘરી થઈ પડે એમ હતું. વળી અહીં તો લગભગ બધી સ્ત્રીનો પોશાક એક સરખો હતો તેમાં પાછો ગૈરનો લોકમેળો... ન પહેરતાં હોય તે પણ પરંપરાગત પોશાક પહેરે. મેળાના પંચરંગી કે ભાતીગળ પરિવેશ વચ્ચે તેને અલગથી ઓળખવી મુશ્કેલી હતી. પણ એક વર્ષની પ્રતીક્ષા અને સંતલસ પછીનો આ સમય હતો, તેથી મળવું અથવા મેળવવી જરૂરી હતું.

- તું કહે છે પણ તને સોનમ ઓળખશે ખરી !

આ સવાલ સામે છાતી કાઢીને જવાબ આપતા કહ્યું : 'ઓળખી કાઢે તો જ આગળ વધવાનું છે. નહિતર તેરી મેરી એક અધૂરી પ્રેમ કહાની, બીજું શું ? જો કે પોતાને એવું કશું નથી, પ્રેમ એ વાહિયાત વાતો છે... એવું કહેવા, દેખાડવા આવું કહ્યું હતું. પણ આટલું બોલવામાં ખરેખર તો તેને તકલીફ પડી હતી. ગમે છે, નથી ગમતી... મળવું છે તો શું કરવા... આવી ઘણી બધી ગડમથલ તેને થયા કરતી હતી. ભૂલી જવી જોઈએ એવું પણ થાય ત્યાં સોનમે વ્હોટ્સએપ કંઈક એવું ગતકડું મૂક્યું હોય કે ફરી તે ભૂલવાના બહાને યાદ રહી જાય !

તેને ભૂખ-તરસ લાગી હતી. સોનમ મળે તો સાથે બેસી બ્રેકફાસ્ટ કે કટકબટક કરી શકાય પણ તે ક્યાંય મળતી નહોતી. મેળામાં એકેક જણને જોઈ વળે... પછી ન મળે તો ચાલતી પકડવાની, અહીંથી ! આવું તેને થયા કરતું હતું. કયારેક તો તેને ખુદ પર ગુસ્સો આવતો હતો કારણ કે કશું જ તેના પાસે નક્કી કે નક્કર નહોતું. સોનમ મળે તો ઠીક, ન મળે તો પણ ઠીક... રાહ જોયા વગર નીકળી જવાનું હતું.

એક તો આ લોકો સંગાથે મેળામાં ભળી જવું, એકરસ થવું અઘરું ને અતડું લાગતું હતું. તેમાં પાછો કાબર ચીતરા રંગનો શર્ટ, નીચે ધોતી અને ઉપર પાઘડી પહેરી હતી. પાઘડીના લીધે માથું ભારે ભારે લાગતું હતું અને ધોતીમાં તો ચાલતા જ ફાવતું નહોતું. પહેલા તો એક મિત્રને ત્યાં આ પોશાકની ટ્રાયલ સાથે પ્રેક્ટિસ કરી હતી. છતાં ય ભારે અકળામણ સાથે ગભરામણ થતી હતી. એક ક્ષણે તો થઈ આવ્યું હતું કે, તેનાં ઘેર ગયું આ બધું... નથી માણવો મેળો, નથી મળવું કે નથી મેળવવી સોનમ..!

ત્યારે તો સોનમને ચેલેન્જ કરી હતી, તું મને મેળામાં ઓળખી શકે તો કહેજે...!

તેણે સોનમ વિશે ઘણું ધાર્યું ને વિચાર્યું હતું. સોનમ એક પતંગિયું છે, ક્યાં બેસે તેનું નક્કી નહીં. પણ જો પોતાની ડાળીએ બેસે તો તમામ દરવાજા ખુલ્લા છે, નહિતર આ બધું કાયમ ના માટે બંધ... આ પ્રકરણનો અકાળે અંત લાવવો !

પણ અત્યારે તો ઘાટ એવો ઘડાયો હતો કે, તે સોનમને શોધવામાં વ્યસ્ત અને ત્રસ્ત હતો. તેથી આગળ કશું સૂઝતું કે મનમાં બેસતું નહોતું.

વળી તેનું વલણ બદલાયું : કદાચ સોનમ પોતાને શોધતી હોય પણ આ પોશાકમાં ઓળખી શકતી ન હોય ! તેનાથી સ્વગત બોલી જવાયું : 'હા, આવું પણ બને...!'

આ વિચારને સ્વીકારી તે એક બાજુ ઊભો રહ્યો. તેનું ગળું સૂકાતું હતું. સ્વર નીકળે એમ નહોતો. તેણે લારી પરથી પાણીનું પાઉચ ખરીદ્યું. પછી ભૂખ્યું બાળક માતાના થાનોલા ચૂસવા લાગે તેમ ચૂસી ગયો. પાણીવાળો હાથ મોંએ ફેરવ્યો... સારું લાગ્યું. ત્યાં તેની નજર મેળાના 'ગેરીયો' પર ગઈ. 'ગેરીયો' એ શરીર પર ઝાડ-પાંદડા લપેટ્યા હતા. કમરે તુંબડું લટકાવ્યું હતું. સાથે બળદના ગળામાં બાંધવાના ઘૂઘરા પણ હતા. માથે વાંસની ટોપી અને તેમાં મોરપીંછ મૂક્યાં હતાં. શરીરે કાળા-સફેદ રંગનાં ટપકાં ક્યાં હતાં અને હાથમાં તીર કામઠું હતું. તે વિસ્મયતાથી ગેરિયાના રૂપ-રંગ ને વેશભૂષા જોઈ રહ્યો.

- ગેરીયો ઢોલના નાદ સાથે તાલ મેળવી નૃત્ય કરતો, યુવતીઓને રીઝવવાનો પ્રયાસ કરતો હતો.

તેને થયું કે, ખરેખર તો આવો ગેરીયો થવાની જરૂર હતી. સોનમ તો પહેલીથી રિઝાયેલી હતી, રિઝવવાનો પ્રશ્ન નહોતો. પણ સામાજિક અને સાંસ્કૃતિક પરંપરા મુજબ મેરેજ સરળતાથી થઈ જાત !

તે ઊભો ઊભો મેરેજની વાતને મનભરી મમળાવવા

લાગ્યો. ખૂબ સારું લાગ્યું. અને સ્વગત બોલ્યો પણ ખરો : 'આ પોશાક પહેરવાનું કારણ જ એ છે !'

આમ તો તે છેલ્લા એક વરસથી કહેતો હતો : 'સોનમ આપણે રૂબરૂ મળીએ...' પણ સોનમ કોઈને કોઈ બહાનું ધરી છટકી ને અટકી જતી હતી. એકવાર મળવાનું કહ્યા પછી મેસેજ મોકલાવ્યા હતા : 'અમે તો મેળામાંથી મનગમતો શોધી લઈએ... લગ્ન તો થવા હોય ત્યારે થાય !'

સોનમનું કહેવું તદ્દન સાચું હતું. મેળામાં કોઈ પાત્ર ગમી જાય તો, પરંપરા મુજબ મળ્યા પછીથી સાથે રહે, પતિ-પત્નીનો સંબંધ નિભાવે, છોકરાંય થાય ને મેરેજની વિધિ તો થવી હોય ત્યારે થાય !

- શું સમજવું...? તેનું મન હા અને ના વચ્ચે ઝૂલ્યા કરતું હતું. અવિશ્વાસ પણ ઉદ્ભવ્યા કરતો હતો.

- શોધવા છતાંય મળતી નથી એટલે સોનમ કોઈ બીજા સાથે નીકળી ગઈ હશે !

તેનો શ્વાસ અટકી ગયો. આંખો સ્થિર થઈ ગઈ ને ચિત ચકડોળે ચઢી ગયું. સોશ્યલ મિડિયાથી સંપર્કમાં આવેલા સ્ત્રી-પુરુષોના અવનવા કિસ્સાઓ ન્યૂઝમાં ચમકતા રહે છે તે તેની નજર બહાર નહોતું.

મળવાનું માધ્યમ માત્ર મિડિયા જ હતું... સોનમ સાથેનું કદાચ આવું પણ હોય !

- ભાઈ, હજુ ક્યાં બગડી ગયું છે... આ પોશાક કાઢી, ટીશર્ટ-જીન્સ પહેરી, ગળામાં કેમેરો લટકાવી નીકળી પડ...! કોઈએ સામે આવી આવું ચોખ્ખુંચટ્ટ સંભળાવી દીધું હોય એવું તેને થયું. છતાંય ઊભો રહ્યો.

પહેલીવાર મેળામાં આવ્યો ત્યારે ગળામાં કેમેરો લટકાવી ઘૂમતો રહ્યો હતો. ક્યાંક ગમતું જૂએ તો કેમેરામાં ક્લિક કરતો હતો. તેમાં છોકરીઓ સામે ઊભી રહી, બિન્ધાસ્ત ફોટા ખેંચાવતી હતી. ત્યારે સોનમે સામે આવી, કેડે હાથ મૂકી, લગોલગ ઊભા રહી સીધું જ કહ્યું હતું : 'અમારો ફોટો પાડ્યો ને !?' સોનમે જે રીતે પૂછ્યું હતું તે જોતા જવાબ આપવાના તેને સાંસા પડી ગયા હતા. ડરના લીધે શ્વાસ સાથે આંખો પણ અદ્ધર ચઢી ગઈ હતી. પણ સોનમ તેની સ્થિતિ સમજી ગઈ હોય એમ બેવડ વળી ખૂલ્લા મને હસવા લાગી હતી. હસવું ખાળી લીધા પછી બોલી હતી : 'ભલે ફોટો પાડ્યો પણ ફોટો મોકલવાનો...' તેનો શ્વાસ હેઠો બેઠો હતો. નિરાંત થઈ હતી. ત્યારે ધ્યાનથી જોવી નહોતી છતાંય જોવાઈ ગઈ હતી. પછી પૂછ્યું હતું : 'ક્યાં મોકલવાનો ?' તો કહેઃ 'ઘેર, બીજે ક્યાં !?' પણ ઘર ક્યાં, ગામમાં... એવું કહેવા જતાં સોનમ અટકી હતી. કારણ કે અહીં ઘર ગામમાં, સીમમાં અને ખેતરમાં પણ હોય. અથવા જ્યાં રહે તે ઘર...



'અમારે ઘરના એડ્રેસ ન હોય સમજ્યા, એ તમારે ત્યાં શહેરમાં, સોસાયટીમાં...!'

- પોશાક અહીંનો પહેર્યો હતો અને તેનાથી બોલી જવાયું હતું, એડ્રેસ-અંગ્રેજી શબ્દ... વળી પ્રાદેશિક બોલીની છાંટ પણ આવતી નહોતી. તેથી સોનમ સારું ભણેલી હોવાનો ખ્યાલ આવી ગયો હતો. પછી કેમેરામાં ફોટો બતાવ્યો હતો... સોનમને ફોટાનો ઍંગલ ગમી ગયો હતો. તેમાં પોતે આગવી રીતે કેદ થઇ, ઉપસી આવી હતી. જો કે ફોટોનું કોઈને એવું કાંઈ ખાસ રહ્યું નહોતું. પોતાના પાસે મોંઘો મોબાઈલ હતો. જાતે ફોટો ખેંચી શકતી હતી. પણ બહારથી જે લોકો મેળો જોવા આવે તેમની સાથે આવી થોડી ગમ્મત, અવળચંડાઇ કરવામાં સોનમને આનંદ આવતો હતો. પછી કહેતી : 'ક્યારેય નહીં ભૂલાયને આ મેળો !'

'મેળો ભૂલવો પણ શું કરવા જોઈએ !'

પણ આવું સાંભળવા સોનમ ઊભી રહી નહોતી. તે આવી એ જ પગલે મેળામાં ઓગળી ગઈ હતી.

હવે શું કરવું... તેને ભારે મૂંઝવણ થઈ પડી. આ બધું સોનમ માટે કર્યુ હતું... અને તે ન મળે તો બધું જ નકામું, નિરર્થક... ત્યાં જાણે કોઈએ કાનમાં કહ્યું હોય એવું લાગ્યું : 'અવિશ્વાસનું આવું જ પરિણામ હોય...'

ખુદને સારું લગાડવા તે બોલી ગયો : 'ના, મને તો સોનમ પર પૂરતો વિશ્વાસ છે...'

'તો પછી વિશ્વાસ રાખી શોધવા લાગ, સોનમ મળી જશે !'

શું સૂઝ્યું તે તેણે ત્વરિતપણે મોબાઈલ હાથમાં લીધો... પણ સામે તો સોનમનો મોબાઈલ સ્વીચ ઓફ અને ફરી પ્રયત્ન કર્યો તો કવરેજ ક્ષેત્ર કે બહાર... તેવું સંભળાવા લાગ્યું. તે જાણે સાવ પાંગળો, અપાહિજ થઇ ગયો. હાથમાં હતું તે સઘળું જ ગુમાવી ચૂક્યો હોય એમ લાચાર થઈને ઊભો રહ્યો. શું કરવું,

ક્યાં શોધવી... વળી બીજું એવું કોઈ પરિચિત નહોતું કે તેના પાસેથી સોનમના સમાચાર મળે !

સોનમને મળવાનું ને તેની પરંપરા મુજબ સઘળું સ્વીકારવાનું... આવું તેના મનમાં, ઊંડેથી ધરબાઈને પડ્યું હતું. પણ છતાંય તે પોતે આ બધું ઉપરછલ્લું કરી રહ્યો હોય એવું તેને અંદરથી, વારંવાર થયા કરતું હતું. ત્યાં વળી આ બધી મૂંઝવણ અને મથામણ વચ્ચે સાવ એકાએક તીરકામઠા જેવો સવાલ, ડમરું વગાડતો સામે આવીને ઊભો રહ્યો : 'સોનમના મળ્યાં પછી શું ?'

આ સવાલ સામે તેની એકાદ મિનિટ સ્તબ્ધ અવસ્થામાં પસાર થઈ. પછી તેની નજરમાં જાણે મેળાનો સંપૂર્ણ માહોલ જ સ્થિર થઈ ગયો. હરતાં-ફરતાં માણસો સૌ સ્ટેચ્યુ માફક નિષ્પ્રાણ થઈ ઊભા રહ્યા... તે કોઈ ચિતભ્રમ થયેલા માણસની જેમ અથવા તો અજાણી દુનિયામાં આવી ચઢ્યો હોય તેમ ગાંડા માફક ચારેબાજુ જોવા લાગ્યો... એક ક્ષણે થયું કે સોનમ મળે તો પણ હવે નથી મળવું !

સોનમ સામે આવીને ઊભી રહે તો પણ ઓળખી ન શકે તેવી તેની માનસિક સ્થિતિ સર્જાઈ હતી. સાવ નજીવા સમયમાં જાત અને અડખે પડખેનું સઘળું વિસરાઈ ને મનમાંથી વિખેરાઈ ગયું હતું.

- સોનમના મળ્યા પછી શું ?

સવાલ આકરો ને ભારે અઘરો હતો. પણ પોતે ટટ્ટાર થઈ ગયો. છાતી બહાર કાઢી અને કોઈના સામે વટ પાડવો હોય એમ બોલી ગયો : 'હા પાડે તો કહી દેવું છે - બેસી જા ગાડીમાં !

ધારી લ્યો કે, સોનમ ગાડીમાં બેસી ગઈ. પણ પછી...!

તે પોકારી ઊઠવાનું મન થયું : 'મહેરબાની કરી મને આવા સવાલો કરવાનું રહેવા દો !'

પણ તેનું મન ઝાડની ટગલી ડાળે ઝૂલતી વાંદરી જેમ ઝૂલ્યા કરતું હતું. છતાંય તે પોતે મક્કમ છે, પણ સોનમનો શો ભરોસો..? આવું મનોમન કબૂલીને દોષનો ટોપલો સોનમ માથે નાખી દીધો. પછી તે કોઈની સામે બચાવ કરતો હોય એમ બોલ્યોઃ 'સોનમ તો ઝરણાં જેવી છે, ઝરણું તો ઢાળ મળે ત્યાં વહે !'

ત્યાં પાછળથી કોઈનો ધક્કો આવ્યો, હડસેલો લાગ્યો... તે ગબડતો રહી ગયો. ભારે ગુસ્સો આવ્યો. કોઈને અવળા હાથની થપ્પડ લગાવી દે તેવું થઈ આવ્યું. પણ તેનો અમલ કરવો શક્ય ન હતો.

તેની પાસે સાચા સવાલનો ખોટો જવાબ પણ નહોતો. છતાંય નાક જતા હોઠ સાજો રાખવો હોય અથવા બચાવ ખાતર જવાબ શોધી લીધો : 'અહીં આ મેળામાં કોઈ પાત્ર મનમાં વસી જાય તો પરંપરા મુજબ લાઈફ પાર્ટનર બનાવવાની છૂટ છે.'

પણ સવાલ છે - સોનમના મળ્યાં પછી શું !

'મેરેજ કરી લેવાના...' તે બરાબરનો અકળાઈ ઊઠ્યો હતો : 'બીજું શું !?'

'હા, હવે ઠેકાણે આવ્યો...' જાતે પકડાઈ ગયો હોય એમ તે ચૂપ થઈ ઊભો રહ્યો.

આ મેળા વિશે માહિતી તેણે મેળવી હતી. અહીં ગુજરાત ઉપરાંત રાજસ્થાન અને મધ્યપ્રદેશમાંથી લોકો મેળો મ્હાલવા આવતા હતા. તેમાં માલ-સામાનની અદલાબદલી, વરસ દરમ્યાનના સુખ-દુઃખની આપ-લે, લગ્ન સંબંધની વાતચીત અને સાથે નાચવા-ગાવાનો લ્હાવો... તેના માટે આ જબરું કૌતુક હતું. ગળામાં કેમેરો ઝૂલાવતો તે આવી પહોંચ્યો હતો. તેમાં અનાયસે સોનલ ઉર્ફે સોનમનો ભેટો થઈ ગયો હતો. વ્હોટ્સએપમાં ફોટો મોકલવાના લીધે એક-બીજાના નંબરની આપ-લે થઈ ગઈ હતી. પછી તેણે ફ્રેન્ડ રીક્વેસ્ટ મોકલી હતી ને સોનમ જાણે રાહ જોઈને બેઠી હોય એમ સ્વીકારી પણ લીધી હતી.

વ્હોટ્સએપમાં મેસેજ દ્વારા વાતો થતી રહેતી હતી. તેમાં આ લાઈફ પાર્ટનર પસંદ કરવાની પરંપરા ખૂબ સારી અને... એડવાન્સ લાગી હતી. દિલથી સલામ કરવાનું મન થઈ આવ્યું હતું.

તેણે ઘડિયાળમાં જોવાના બદલે ઊંચે જોયું. સૂરજ માથે આવી ગયો હતો. પછી ઘૂમરાતા મેળાના દશ્યને કેમેરામાં કેદ કરવો હોય એવી દૃષ્ટિથી જોયું... ધૂળની આછી ડમરી સાથે ધીમા તાપનો પ્રભાવ પણ પ્રસરવા લાગ્યો હતો. મેળો જુદા જુદા જૂથમાં વહેંચાયેલો હતો. ઢોલનો તાલ અવિરત પડઘાતો હતો. સૌ મન મૂકી, ગાવા-નાચવામાં ગુલતાન હતા. વળી ક્યાંક કિકિયારીઓ વચ્ચે હરખની હેલી ચઢતી હતી.

તેને બહાર કરતા અંદરની અકળામણ વધુ લાગતી હતી. ઊભા રહેવું હતું છતાંય ઊભા રહી શકાતું નહોતું. બે ડગલા આગળ ચાલ્યો... પોતે વારાફરતી દરેક જૂથમાં ફરી વળે. સોનમ કયાંક તો હશે જ ! વળી થયું કે બપોર થવા આવ્યા છે - આ લોકો વિશ્રામ લેશે, ભીડ વિખેરાશે અથવા ઓછી થશે એટલે સોનમ સરળતાથી મળી જશે.

પણ અડધો કલાક રાહ જોયા પછી પગે પાણી ઊતર્યા, ધીરજનું તળિયું આવી ગયું છતાંય મેળાનું મનેખ વિરામ લે એવા કોઈ અણસાર દેખાયા નહી. સોનમે કહ્યું હતું : 'ટાઈમનું કોઈ બંધન નહીં. મેળે મેળે આવે ને મેળે મેળે જાય... એનું નામ જ મેળો !' ફરી એ જ સવાલ સવાર થયો : 'હવે કરવું શું ?' સાપે છછુંદર ગળ્યા જેવી તેની સ્થિતિ થઈ હતી. જો સાપ છછુંદર ગળી જાય તો મરી જાય અને બહાર કાઢે તો આંધળો થાય ! પોતે વેશ લીધો હતો, પોશાક પહેર્યો હતો... અને સોનમ ન મળે તો !

અને એ પણ સોનમની એક વાત પર. સોનમે કહ્યું હતું : 'કોઈને પામવું હોય તો તેના જેવું થવું પડે ...' મેસેજની આપ-લેમાં તેણે સોનમને પણ સામે લખી દીધું હતું : 'આ તને પણ એટલું જ લાગુ પડે હો !'

સોનમે સહજતાથી સ્વીકારી લીધું હતું : 'મને પણ લાગુ પડે છે, તે હું બરાબર સમજુ છું..'

પણ અત્યારે તો તેને, સોનમને દેખાડી દેવું હતું, લે જોઈ લે મને...!

સોનમ મળતી નથી એટલે અહીં મેળામાં આવી નહીં હોય અથવા મેળાના બહાને ક્યાંક બીજે પણ નીકળી ગઈ હોય ! ન મળવાથી સોનમ પર અવિશ્વાસ થઈ આવ્યો હતો. બંનેનાં એક વરસના ચર્ચા-સંવાદ પછી નક્કી થયું હતું કે, આપણે મેળામાં મળીએ અને શક્ય બને તો લાઇફ પાર્ટનર થઈએ !

સોનમને પણ તેની સ્માર્ટનેસ અને એજ્યુકેશન પ્રમાણે મૂરતિયો મળવો મુશ્કેલ હતો તો સામે તેને પણ પાત્ર મળવું મુશ્કેલ હતું. તેથી છેલ્લે મોબાઈલ પર બોલી ગયાં હતાં : 'ચાલો ત્યારે લાઇફની આ એક ગેમ રમી લઈએ !'

પણ કોણ જાણે કેમ તેને સોનમ પર વિશ્વાસ બેસતો નહોતો. તે ઊડતું પતંગિયું છે... નક્કી નહીં કયા ફૂલ પર બેસે !

- મેળામાં કોઈ મનગમતો મળી જાય તો આપણી સામે જુએ પણ નહીં.

તેથી તો તે આ આખી પ્રક્રિયામાં છબછબિયા જ કરતો રહ્યો હતો. અને સામે પ્રશ્ન પણ થતો રહ્યો હતો : 'સોનમના મળ્યા પછી શું ?'

અત્યારે જ મેળો છોડી દેવો, અહીંથી નીકળી એટલું જ નહીં, ક્યારેય આ બાજુ આવવું નહીં અને સોનમનો નંબર બ્લોક કરી દેવો ! આવા નિર્ધાર સાથે તેણે મેળામાં અછડતી અને તિરસ્કાર ભરી નજર નાખી, ગુસ્સામાં સળગતો હોય એમ ઝડપથી પગ ઉપાડ્યા.

ત્યાં વળી તે થોડો હરખાયો પણ ખરો : 'જોયું, સોનમ માટેનો મારો અભિપ્રાય, અવિશ્વાસ સાચો પડ્યો ને !' કોઈનો પોતાના કથનમાં હા નો સૂર પુરાવશે તેવી અપેક્ષાએ થોડીવાર ઊભો રહ્યો. પછી મેળા બહાર નીકળી, ગાડી પાર્ક કરી હતી તે જગ્યા તરફ ચાલવા લાગ્યો.

- સોનમ શોધતી હોય અને આ પોશાકમાં પોતાને ઓળખી શકી ન હોય એવું પણ બને ને !

'બને !' તેણે સ્વગત માથું હલાવી હા પાડી. આ સવાલ ફરી-ફરી થયા કરતો હતો. તે ઊભો રહ્યો.

- શું કરવું જોઈએ... તો મનથી નક્કી થયું, મૂળ પોશાક પહેરી એકવાર મેળામાં ફરી લેવું જોઈએ.

વળી મન ફર્યું. હું ન મળ્યો, ન ઓળખાયો તો મોબાઈલ તો કરી શકાય ને !

'ના... હવે કંઈ કરવું નથી...' તેને ગુસ્સો ચઢી ગયો : 'મેળો ને સોનમ ભલે અહીં રહ્યાં, હું આ ચાલ્યો...'

તે ઝડપથી ચાલવા લાગ્યો. પગમાં ધૂળ, ઢેફાં ને ઝાંખરા આવતાં હતાં. પગદંડી ખરબચડી હતી. સરળતાથી ચાલી શકાય એવું નહોતું. છતાંય ગુસ્સો ને અવઢવ અનુભવતો તે પાર્કિંગમાં ગાડી પાસે આવી ગયો. આવ્યો ત્યાં સુધી તો નજર નહોતી ગઈ. પણ ગાડી પાસે, ઝાડના છાંયે એક યુવતી ઊભી હતી. યુવતીએ જીન્સ અને ટીશર્ટ પહેર્યા હતાં... અને આંખો પર ગોગલ્સ હતાં.

તેણે જોયું, ન જોયું કર્યું. પણ યુવતી સામેથી ચાલી સાવ પાસે આવીને ઊભી રહી.

તેણે ઊંચે ઉપાડીને જોયું... આંખોને બે-ચાર વાર પટપટાવી... નજર પર વિશ્વાસ બેસતો નહોતો.

'સ... સોનમ, તું...!' તેનાથી આશ્ચર્ય સાથે બોલાઈ ગયું : 'અહીં અને આ ડ્રેસમાં !?'

'હા...' સોનમ લજ્જા સાથે, ભાવભીના સ્વરે બોલી : 'તે અમારો ટ્રેડિશનલ ડ્રેસ પહેર્યા તો મારે પણ તારી...'

તે સ્તબ્ધ થઈ ગયો. તેણે બાંધેલી ધારણાઓ અને કલ્પનાઓ સાવ પોકળ નીવડી હતી.

તેને તો કલ્પના પણ નહોતી કે સોનમ આમ, આવી રીતે મળી આવે... તેની પાસે સોનમ સામે બોલવા, કહેવા માટેના કોઈ શબ્દો નહોતા. અને નજર મેળવી શકે તેવી હૈયામાં હામ નહોતી.

ત્યાં સોનમે તેના ખભા પર હાથ મૂકીને કહ્યું : 'લે, ચાલ હવે...'

તે કોઈ જ સવાલ કે પૂછતાછ કર્યા વગર, સોનમ સાથે કદમ ઉપાડવા લાગ્યો...

---

*'અભિષેક' પ્લોટ નં. ૭૧૫/૧,*
*સેક્ટર-૭-બી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૭૦૫૦૯૯૫*



# અજાયબ આશ્ચર્ય !

*- નસીર ઈસમાઈલી 'ઝૂબિન'*

જિંદગી એટલે અકસ્માતો અને આશ્ચર્યોનો સરવાળો. પણ અમુક ઉંમર વટાવી દીધા બાદ કોઈ પણ અકસ્માત આશ્ચર્ય નથી ઉપજાવી શકતો, પછી ભલે ને એ સામે ઊભેલું મોત હોય અને ઘરેડી જિંદગીમાં કોઈ આશ્ચર્ય ઉપજવું એ પણ એક અકસ્માત બની રહે યે. તેમાંય તમે જો મારી જેમ ત્રીસ વર્ષની ધીકતી પ્રેક્ટિસ ધરાવતા બેરિસ્ટર એન્ડ સોલિસીટર હોવ તો તો તમારી ચામડી મગરની બની ગઈ હોય છે, જેની પાસે કોઈ પણ આશ્ચર્ય કે અકસ્માતની ધાર બુઠ્ઠી બની જાય છે. પણ ચૌદમી જાન્યુઆરી ૨૦૧૮ની સવારે મગર કરતાંય જાડી ચામડી ધરાવતા આ બેરિસ્ટર એન્ડ સોલિસીટર શ્રીમાન ઈશ્વરચંદ્ર બૌદ્ધિકની જિંદગીની સમજનો છેદ ઊડી ગયો છે. શેષમાં બચ્યું છે માત્ર આશ્ચર્ય.

અકસ્માત આવી પડેલા એ આશ્ચર્યની જ આ વાત છે. તમને શાયદ એ માનવામાં નહીં આવે, પણ માનવામાં ન આવે તો વધું સારું, જેથી આગળ સવાલો ઊભા નહીં થાય. અલબત્ત મેં તો આ અજાયબ ઘટના પછી સ્વીકારી લીધું છે કે આપણે જાણતા ન હોઈએ એવી બાબતો માનવાની પણ ક્યારેક ફરજ પડે છે. પછી ભલે એમાં આપણા અહમના ભૂક્કા ઊડી જતા હોય. આ વાત વાંચ્યા પછી કદાચ તમે મારી સાથે સંમત થાવ પણ ખરા !

મુંબઈના ફોર્ટ વિસ્તારની અગિયાર મજલાની એક આલિશાન ઈમારત એમ્પાયર બિલ્ડિંગના પાંચમા માળે મારી વિશાળ એરકન્ડિશન્ડ ઓફિસ છે ૧૪મી જાન્યુઆરીએ સવારે અગિયાર વાગ્યે મારી સેક્રેટરી મિસ શબાના રિઝવીએ ટેબલ પર મૂકેલા ટપાલના ખડકલામાં એક લાંબા બ્લ્યુ પરબીડિયાએ મારું તુરત ધ્યાન ખેચ્યું, અને સૌ પ્રથમ મેં એ જ ફોડ્યું. બસ પછી એ દિવસે મારાથી બીજી ટપાલ જોઈ શકાઈ નહીં.

એર કુરિયરથી એ કવર કેનેડાના મોન્ટ્રિયલ શહેરમાંથી આવ્યું હતું. મોકલનાર હતા વિશ્વપ્રસિદ્ધ ધ સોલિસીટર્સ જોન એન્ડ ફ્રાન્સીસના મોન્ટ્રિયલ શાખાના ઈનચાર્જ બેરિસ્ટર બેન્થામ લ્યૂગ. ટૂંકી ચોક્કસ સૂચનાઓ સાથેનો એક પત્ર હતો અને સાથે જરૂરી દસ્તાવેજો. પત્રમાં લખ્યું હતું,

વ્હાલા બેરિસ્ટરશ્રી બૌદ્ધિક,

અમારા અસીલ ડૉ. સામ વોગ લામ્પાની સૂચના અનુસાર પચાસ હજાર પાઉન્ડનો એક બેંક ડ્રાફ્ટ મિ. નિગમ રાજના નામનો આ સાતે બીડેલ છે. મિ. નિગમ રાજ નીચેના સરનામે રહે છે અને માટુંગા (મુંબઈ) ખાતે આવેલી એક મેટલ બોક્સની ફેક્ટરીમાં થર્ડ શિફ્ટમાં નોકરી કરે છે. તમારે મિ. નિગમ રાજની ઓળખવિધિ કરી બે અઠવાડિયા બાદ તેમનો બેન્ક એકાઉન્ટ ખોલાવડાવી ડ્રાફ્ટના નાણાં તેમને મળી જાય તે રીતની વ્યવસ્થા કરવાની છે. આ માટે બેંકમાં જરૂરી એવી ઓળખાણ વગેરે વિધિઓ કરી આપવાની વિનંતી છે. તેમજ તેમને સ્થાવર મિલકતની ખરીદી - રોકાણો વિગેરેમાં પણ મદદ કરશો. તમારી જાણ ખાતર જણાવવાનું કે અમારા અસીલ ડૉ. સામ વોગ લામ્પાએ પોતાની સ્થાવર - જંગમ તમામ મિલકત જે આશરે વીસ લાખ પાઉન્ડની છે, તે તમામ પોતાના મૃત્યુ પછી મિ. નિગમ રાજને મળે એવું વિલ કરેલ છે. મિ. નિગમ રાજની એક તસવીર અને તમારી ફી પેટે એક હજાર પાઉન્ડનો ડ્રાફ્ટ આ સાથે જુદો બીડેલ છે.

મિ. નિગમ રાજનું સરનામું.

મિ. નિગમ રાજ, ૧૩૭, બાબુલનાથની ચાલી, બીજે માળ, જોગેશ્વરી, (વેસ્ટ) મુંબઈ.

ઉપરની સૂચનાઓનો અમલ થયે જણાવશો.

શુભેચ્છાઓ સહ...

આપનો વિશ્વાસ,

બેન્થામ બ્યુગ.

મારું ભેજું ભમી ગયું આ વાંચીને. પણ કેનેડાથી આવેલો એ પત્ર સાચો હતો અને મિ. બેન્થામ લ્યુગની સહી હું ઓળખતો હતો.

'શબાના ! મેં ઉત્તેજિત સ્વરે બૂમ પાડી. ચાવી દીધેલી પુતળીની જેમ સ્માર્ટ શબાના એના ગૌર ચહેરા પરના જુલ્ફાં હટાવતી દોડી આવી. સદાય શાંત - ગંભીર રહેતા એના બોસનો ઉત્તેજિત સ્વર એને નવાઈ પમાડતો હતો.'

'શબાના ! તું હમણાં જ મારી ગાડી લઈને આ સરનામે જા. અને આ મિ. નિગમ રાજને અહીં લઈ આવ.'

સરનામું વાંચતા એનો રૂપાળો ચહેરો સહેજ બગડી ગયો. 'બોસ આ તો બહુ ગંદી જગ્યા છે. બધા ફેક્ટરી વર્કર્સ રહે છે. હું ધારું છું આપણો કોઈ ક્લાયન્ટ ત્યાં નથી.'

'શબાના ! આ મિ. નિગમ રાજની તસવીર છે. તને ઓળખવાની સગવડ પડે એ માટે. મિ. નિગમ રાજને મળ્યા પછી જ હું લંચ લેવા જઈશ.' મેં મારી મર્સીડીઝ ગાડીની ચાવી શબાનાના હાથમાં થમાવતાં કહ્યું, એ મારા અવાજનો આજ્ઞાર્થ પારખી એ ચૂપચાપ ચાલી ગઈ.

વીસ લાખ પાઉન્ડ એટલે કે લગભગ સોળ કરોડ રૂપિયા અને આ પચાસ હજાર પાઉન્ડ એટલે ચાલીસ લાખ રૂપિયા. એક અજાણ્યો મુફલિસ ફેક્ટરી - વર્કર મારી સામે જ મારા કરતાં ત્રણ ગણી મિલક્તનો - રૂપિયા સોળ કરોડનો માલિક બની રહ્યો હતો, અને એ પણ તદ્દન વિચિત્ર રીતે અજાણ્યો વારસો મળવાથી. મારી કારકિર્દીની આ સહુથી અજાયબ ઘટના હતી. પણ મને ખબર નહોતી કે મારે હજી વધુ અજાયબ થવાનું બાકી છે.

બે કલાક પછી શબાના મિ. નિગમ રાજને લઈને મારી ચેમ્બરમાં ઊભી હતી. નિગમ રાજ તસવીરમાં હતો એવો જ ઊંચો, કાળો, દૂબળો અને નિઃસ્તેજ ચહેરાવાળો સામાન્ય



ફેક્ટરી-વર્કર હતો. અડધી બાંયનો સફેદ શર્ટ અને વાદળી કોટનના પાટલૂનના એના પોશાક સામે નાકનું ટીચકું ચડાવી શબાના એની કેબિનમાં ચાલી ગઈ. પણ મારા માટે એ હવે કરોડપતિ ક્લાયન્ટ હતો.

''બેસો મિ. નિગમ રાજ !'' મેં એને બેસાડતાં કહ્યું.

''સાહેબ ! આ... આ... આપે મને બોલાવ્યો હતો ? પેલા બહેનની કંઈ ભૂલ તો.'' બીડીઓ ફૂંકવાથી કાળા પડી ગયેલા એના હોઠ ધ્રૂજતા હતા.

''ના એ ભૂલ નથી મિ. નિગમ રાજ ! પણ પહેલાં મારા થોડા પ્રશ્નોના ઉત્તર આપો. પછી તમારા ફાયદાની વાત કહું. કેનેડાના કોઈ ડૉ. સામ વોગ લામ્પાને તમે જાણો છો ?''

''કેનેડા ? એ વળી ક્યાં આવ્યું ? અને શું નામ કહ્યું તમે ? સામ્પા ?'' નિગમ રાજે વિચિત્ર રીતે સાશંક સ્વરે મને પૂછ્યું. મને ખ્યાલ આવી ગયો કે નિગમને કંઈ જ ખબર નથી.

''મિ. રાજ તમારે સગાં-વહાલાં કોણ છે ?''

''સાહેબ મશ્કરી શું કામ કરો છો ? હું તો સુરતના અનાથાશ્રમમાં ઉછરેલો એક અનાથ છોકરો છું. ભણવામાં અક્કલ બિલકુલ ચાલતી નહોતી. એટલે તો આશ્રમના છોકરાઓએ 'આને ની ગમ પડે' કહી કહીને મારું નામ નિગમ પાડી દીધું. આ ફેક્ટરીની ત્રીજી પાળીમાં જાઉં છું. સાઈઠ રૂપિયા રોજ મળે છે, ને મારું ગાડું ગબડે છે.''

''પરણ્યા છો ?''

''અરે સાહેબ ! મને વળી કોણ પરણે ? પણ તમે આમ અહીં બોલાવી આ બધું શું કામ પૂછો છો ?'' આખરે એ અકળાયો.

છેવટે મેં ઘટસ્ફોટ કર્યો. એ સાંભળતા તો એ દિગ્મુઢ બની ગયો.

''મિ. રાજ ! તમને પરણવા માટે તો હવે લાઈનો લાગશે. આજથી તમે લખપતિ છો, અને ભવિષ્યના કરોડપતિ. બાબુલનાથની ગલીમાં જવાની હવે કોઈ જ જરૂર નથી. બોલો તમને કયો વિસ્તાર પસંદ છે ? મારી ઓફિસની એસ્ટેટ બ્રાંચ તમને યોગ્ય એવો ફ્લેટ યા બંગલો ખરીદવાની બધી વિધિ

પતાવી આપશે.'' એના ચહેરાના થિજેલા ભાવ જોઈને લાગતું હતું કે, આ માણસ આશ્ચર્યમાં બેભાન ન થઈ જાય તો સારું.

આખરે એ બોલ્યો, ''ઊભા રહો સાહેબ, આ વાત સાંભળી મારું મગજ બહેર મારી ગયું છે. મને ઘેર જઈ જરા શાંત થવા દો. પછી હું તમને મળીશ. મને હજીએ લાગે છે કે હું આ સપનું તો નથી જોઈ રહ્યો ને ?''

''બરાબર છે મિ. રાજ. આમેય તમારે બે અઠવાડિયા પછી જ આવવાનું છે. ત્યારે તમારો બેંક એકાઉન્ટ ખોલાવી દઈ ચાલીસ લાખ રૂપિયા તમને મળી જાય એ વ્યવસ્થા મારે કરી દેવાની છે. ત્યાં સુધી મારી પાસેથી આ રૂપિયા પચાસ હજાર ઓન એકાઉન્ટ આપું છું, તે રાખો. કામ આવશે.'' અને એ વિદાય થયો ત્યારે શરાબીની જેમ એના પગ લથડતા હતા - પૈસાના નશામાં શાયદ.

અને ૩૧મી જાન્યુઆરીની સવારનો અગિયારનો સુમાર...

''મે આઈ કમ ઈન મિ. બૌદ્ધિક ?'' કહેતાં ક્રીમ કલરના સૂટમાં સજ્જ એવા નિગમ રાજે ઉત્તરની રાહ જોયા વિના જ મારી ચેમ્બરમાં પ્રવેશ કર્યો. તેની સાથે જ તેના હાથમાં સળગી રહેલી મોંઘીદાટ વિદેશી ચિરૂટની ખૂશબુ ધસી આવી. હું એના ક્લીન શેવ પ્રભાવી ચહેરા તરફ, આંખોમાં આવેલી ચમક તરફ અને આત્મવિશ્વાસ ભરેલી છટા તરફ સાનંદાશ્ચર્ય જોઈ રહ્યો. હવે જાણે એ મારો ક્લાયન્ટ બનાવાની તમામ યોગ્યતા ધારણ કરી ચૂક્યો હતો.

''બેસો મિ. રાજ ! પંદર દિવસમાં તો તમે ખાસ્સા બદલાઈ ચૂક્યા છો'' મેં સરાહનીય નજરે એને જોતાં કહ્યું. ''હવે તમે અપ-ટૂ-ડેટ કરોડપતિ લાગો છો. બાય ધ વે, અત્યારે તમે બાબુલનાથની ચાલીમાંથી જ આવો છો ?''

''ના મિ. બૌદ્ધિક હમણાં કામચલાઉ ઓબેરોય શેરેટોનમાં બે રૂમનો એક સ્યૂટ મેં રાખ્યો છે. અત્યારે ત્યાંથી જ આવું છું.''

''અરે ! એના સફાઈદાર અંગ્રેજી પ્રત્યુત્તરે મને ચમકાવી દીધો.''

''આશ્ચર્ય થાય છે ને મિ. બૌદ્ધિક ! કારણ કે જે દેખાતું હોય છે એ હોતું નથી, અને જે હોય છે એ તમે જોઈ નથી શકતા'' એની આંખોમાં એક અજીબ ધારદાર ચમક અને શ્યામલ ચહેરા પર રહસ્યભર્યું સ્મિત હતું.

''એટલે ?'' મેં ગુંચવાતા સ્વરે પૂછ્યું. આ ગઈકાલનો સામાન્ય ફેક્ટરી-વર્કર મને આ રીતે ગુંચવે એની મને ચીડ ચડતી હતી, પણ મારો છૂટકો જ નહોતો. આવા ક્લાયન્ટ આજકાલ મળે છે ક્યાં ?

''મિ. બૌદ્ધિક ! જે ખરેખર હોય છે એ જોવા માટે આ બે આંખ સિવાય પણ એક ત્રીજી આંખની જરૂર પડે છે. મારું એક પુસ્તક છે 'ધ થર્ડ સાઈટ' (ત્રીજા દૃષ્ટિ) એ તમે વાંચી જજો. શાયદ સમજાઈ જશે.''

''પુસ્તક ? તમારું ? અંગ્રેજીમાં ?'' મારા આશ્ચર્યમાં એક ઔર વધારો થયો.

''હા, મારું એટલે કે ડૉ. સામ વોગ લામ્પાનું. ઓગણીસો છપ્પનથી એ બેસ્ટ સેલર બુક્સમાં છે.''

''મિ. રાજ ! તમારું ચસકી તો નથી ગયું ને ?'' મેં સહાનુભૂતિપૂર્ણ સ્વરે કહ્યું.

''ડોન્ટ ટોક નોન્સેન્સ મિ. ઈશ્વરચંદ્ર બૌદ્ધિક ! તમારી બુદ્ધિના પ્રદેશનો જ્યાં અંત આવે છે, ત્યાંથી જ સત્યની સરહદો શરૂ થાય છે. જુઓ મિ. બૌદ્ધિક, યુ આર એબાઉટ ટૂ હિયર એ સ્ટ્રેન્જ બટ ટુ સ્ટોરી !''

''હું મૂળ તિબેટી લામા છું. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, જીર્ણ થઈ ગયેલું મારું શરીર મારે છોડી દેવું પડ્યું, અને અકસ્માતમાં મૃત્યુ પામેલા આબ્લર્ટ સ્ફીંક્સ નામના એક



અંગ્રેજના યુવા શરીરને મેં ધારણ કર્યું અને ડૉ. સામ વોગ લામ્પાનું કાયદેસર વ્યક્તિત્વ લીધું. મારા માસ્ટર (ગુરુ) જ્યોર્જ વુર્જીયેફની સુચના અનુસાર અધ્યાત્મ - રહસ્ય - વિજ્ઞાનના કેટલાક ગ્રંથો લખ્યા અને ઘણા સાધકોને વ્યક્તિગત રીતે એમની અધ્યાત્મ - સાધનામાં મદદ પણ કરી. દરમિયાન એ શરીર પણ છોડવા યોગ્ય થઈ ગયું. મારું અધૂરું રહી ગયેલું કાર્ય પૂરું કરવા મેં પુનઃ જન્મ લઈ તાજું શરીર ધારણ કરવા વિચાર્યું હતું. પણ મારા માસ્ટરે આદેશ આપ્યો કે સામ ! સમગ્ર વિશ્વ અત્યારે એક ભયંકર વિસ્ફોટના આરે આવીને ઊભેલું છે, ત્યારે નવો જન્મ ધારણ કરી વીસ-બાવીસ વર્ષ બગાડવાની તને હું રજા ન આપી શકું. દુનિયાને અત્યારે જ તારી જરૂર છે, અને એ પણ અધ્યાત્મ રહસ્યોથી ભરેલી ભારત ભુમિમાંથી. આ શરીર-ઘર જે તમે જોઈ રહ્યા છો તેમાં પહેલા યુવાન નિગમ રાજ રહેતો હતો. અઢારમી જાન્યુઆરીએ રાત્રે એના રૂમની બાલ્કનીમાંથી નીચે પડી જતાં એણે આ શરીરમાંથી વિદાય લીધી અથવા કહો કે લેવી પડી. પછી મેં એમાં પ્રવેશ કરીને રહેવાનું શરૂ કર્યું, બરાબર એ જ સમયે મારા જૂના શરીરને છોડીને હવે આ શરીરમાં રહીને મારે મારાં અધૂરાં કાર્યોને પૂરાં કરવાનાં છે. કેમ કે વિશ્વના આગામી મહાવિસ્ફોટમાં જ અધ્યાત્મ યુગના આગમનનાં મૂળ રહેલાં છે.''

''મિ. નિગમ રાજ ! સોરી મિ. લામ્પા ! આ મને કોઈ જાદુઈ વાર્તા જેવું લાગે છે. માનવામાં નથી આવતું.'' ભયાનક આશ્ચર્યની કાળમીંઢ શિલા નીચે દબાતાં મેં કહ્યું.

''સ્વાભાવિક છે. કારણ કે તમે તમારા શરીરને જ તમારું વાસ્તવિક રૂપ માનો છો. પણ હકીકતમાં તો આ શરીર એ તમારું ઘર છે. તેમાં સુક્ષ્મ દેહ રૂપે એટલે કે એસ્ટ્રલ ફોર્મમાં તમે વસો છો, અને એ ઘર નકામું થઈ જતાં છોડી દેવાની પ્રક્રિયાને તમે 'મૃત્યુ'ના નામે ઓળખો છો. એનાથી ગભરાઓ છો. ઘરમાલિકને ઘર સાથે ઓતપ્રોત કરી દઈને તમે તમારી સાચી 'આઈડેન્ટીટી' (ઓળખ) ભૂલી ગયા છો. પણ ગૂઢવિજ્ઞાનની અમુક વિધિઓની પ્રેક્ટિસ પછી તમે તમારી જાતને તમારા શરીરથી અલગ અનુભવી શકો છો, જેમ ભગવાન રમણ મહર્ષિ અનુભવી શકતા હતા. અલગ પાડી પણ શકો છો.''

''મારા એક પુસ્તક 'આઈ ફોર એવર' (હું સદાય)માં મેં એવી વિધિઓ દર્શાવેલી જ છે. અને તમને જો રસ હશે તો હું જાતે પણ તમને એમાં માર્ગદર્શન આપી શકીશ. પણ માઈન્ડ વેલ મિ. બૌદ્ધિક ! આ તમને કહી તે હકીકત તમારે કોઈને પણ કહેવાની નથી. મારા સોલિસીટર્સ હોવાના નાતે જ મેં આ રહસ્ય તમને જણાવ્યું છે.'' એના અવાજમાં ચંગીઝી આદેશ હતો.

''અને કહું તો તમે શું કરી લેવાના છો મિ. સામ ?'' મેં ક્રુદ્ધ સ્વરે પૂછ્યું.

''તમારી એ કોશિશ બેકાર જશે મિ. બૌદ્ધિક. બુદ્ધિની બેવકૂફી અને વિજ્ઞાનના વમળમાં અટવાયેલી દુનિયા તમારું માનવાની નથી, અને મારે નાહક નિગમ રાજની તમામ મિલકત ઈશ્વરચંદ્ર બૌદ્ધિકના નામે વસિયત કરીને તબદિલ કરાવવી પડશે !'' બરફના ટુકડા જેવી થિજેલી આંખે નિગમ રાજે મારા સામે જોતાં કહ્યું અને એના સ્વરની ભયાનક ઠંડાશથી હું નખશિખ ધ્રૂજી ઊઠ્યો.

આ લખું છું, ત્યારે પણ એ ધ્રૂજારી હજી ચાલુ જ છે...!

*૩૦૧, ઝીશાન રેસીડેન્સી, ખોજા સોસાયટી,*
*વેદ મંદિર પાસે, કાંકરિયા,*
*અમદાવાદ-૩૮૦૦૨૨. મો. ૯૯૭૯૨૦૪૨૪૨*



# મેલ - મનના અને તનના...

*- સુમંત રાવલ*

**આ** એ જમાનાની વાત છે. જ્યારે ભોળાદપુર જેવા ગામમાં કોઈને ઘેર ઘરઘંટી નહોતી.. વહેલી પરોઢે જાગીને ઘરના વહુવારી ઘરમાં જ દળણું દળતાં હતાં આ માટે પથ્થરાની ગોળાકાર હાથઘંટી હતી. જેનો લાકડાનો હાથો પકડી, ખાટલી પર બેઠેલા બૈરાં ગોળ ગોળ ઘુમાવતાં અને વચ્ચેના ઓરણામાં અનાજના દાણા ઓરતાં રહેતાં જે પિસાઈને લોટ બની થાળામાં ભરાતા રહેતા, તાર-ટેલિફોન નહોતાં, હા પોસ્ટ ઓફિસ હતી. ગામ-પરગામ એકબીજાને પત્ર લખી સારા માઠા પ્રસંગની જાણ આ પોસ્ટ ઓફિસ મારફત કરતા રહેતા હતા, ગામમાં વીજળી નહોતી, મોડી સાંજે લોકો કેરોસીનવાળું ફાનસ પેટાવતા અને તેના ઉજાસમાં કામકાજ કરતા રહેતા, બૈરાઓ લોખંડની સગડી કે માટીના ચુલા પર રસોઈ બનાવતાં, અને ચુલામાં સૂકા છણાં કે લાકડાના ટુકડા ગોઠવી અગ્નિ પેટાવતા હતા. લાઈટ નહોતી એટલે ગરમી દૂર કરવા પંખાની હવા નહોતી. હા, હાથ પંખા હતા જે હાથમાં પકડીને હલાવતા રહેતા અને હવા ખાતા રહેતા, લોકો પોતાના કપડા જાતે ધોતા અથવા બૈરા પાસે ધોવરાવતા... વૉશિંગ મશીન નહોતાં... પણ ભોળાદપુરમાં કપડા ધોઈને ઈસ્ત્રી કરવાની નવી નવી દુકાન હીરાવાળા ચોકમાં શરૂ થઈ...

ધની ધોબણનું ખરું નામ ધનવંતી ધોબણ હતું પણ ગામના દરબારોએ તેનું નામ ધની ધોબણ પાડી દીધું. તેના ધણીનું નામ ધીરજલાલ હતું પણ બધાં તેને 'ધીરીયો ધોબી' કહીને બોલાવતાં, ચાલીસ વરસની ધની ધોબણ શરીરે કડેધડે અને આખાબોલી બાઈ હતી, એ જાતે દુકાન સંભાળતી, તેનો ધણી ધીરીયો ધોબી માંયકાંગલો હતો, પીસ્તાલીસ વરસ સુધી કંઈ કામ કરતો નહોતો. બીડાં ફૂંકવા. ભાઈ બંધો ભેગા ગપાટા મારવા એ તેનો મુખ્ય ધંધો હતો. હમણાં હમણાંથી 'છાંટોપાણી' કરતો પણ થઈ ગયો હતો... ધની ધોબણ તેને જાહેરમાં ઘઘલાવી નાખતી... રોયા ઘેર દીકરો-દીકરી છે... એનો વિચાર કર... અને દુકાને બેસ ! હું એકલી પારકાં કપડાં ધોઈ ઈસ્તરી કરી કરીને સાંજે થાકીને લોથ થઈ જાઉં છું. છતાં એ બિચારી એકલપંડે દુકાન સાચવતી હતી. એક ખોલકી રાખી હતી. અઠવાડિયે બે દિવસ દુકાન બંધ કરી ખોલકી પર મેલાં કપડાંનું પોટલું લાદી નદીએ ધોબી ઘરે એકલી કપડાં ધોવાં જતી હતી. ત્યાં તેની છીપર હતી, ધોકો હતો, સાબુ-પાવડર, બધું હતું. કપડાંને પલાળી સાબુ લગાડી હિસ્સ-હિસ્સ કરતી ધોકા મારતી. તેના બાવડાં મજબૂત હતાં. કપડાને સાબુ લગાડી, વ્હેતા જરામાં પલાળી નીચોવતી અને પછી નદી સૂકા પટમાં પ્હોળાં કરી સૂકવતી. અને છેલ્લે એ પોતે પણ શરીરે સાબુ ચોળી માથાબોળ સ્નાન કરતી હતી... છેક સાંજે સુકાયેલા કપડાનું પોટલું બાંધી ખોલકી પર લાદી, ઘેર પાછી ફરતી ત્યારે દારૂડિયો ધણી કહેતો... બહુ મોડું કર્યું. મને ભૂખ લાગી છે... ઝટ ખાવાનું બનાવી દે...

બીજે દિવસે બીજો કાર્યક્રમ શરૂ થતો વહેલી સવારે એ પોતાની દુકાન ખોલતી, દુકાન બહાર પતરાની પ્લેટ પર કોલસાનો કોથળો ઠાલવતી પછી કોલસા પર કેરોસીન છાંટી અગ્નિ પેટાવતી... કોલસાને હાથ પંખા વડે હવા નાખી રાતાચોળ કરતી અને ચીપિયા વડે પકડીને લોખંડની ઈસ્ત્રી ભરતી, ઢાંકણું બંધ કરી, ઈસ્તરીને દુકાનના ટેબલ પર ઊભી મૂકતી. તળિયું તપે પછી ઈસ્ત્રીની કામગીરી શરૂ થતી, દરેક કપડાને પાણીની બોટલનો ફુવારો છોડી થોડા ભીના કરતી, ગડીવાળી મૂકતી... ઈસ્ત્રી તપી જાય એટલે ટેબલ પર શેત્રંજી પાથરી તેના પર કપડાને વ્યવસ્થિત ગોઠવી ઈસ્ત્રી ઘસતી... જેમ જેમ ઈસ્ત્રી થાય તેમ તેમ ગડ પાડેલા કપડાને સંકેલતી જતી અને કબાટમાં થપ્પી મારતી જતી હતી... તેની યાદશક્તિ તેજ હતી એકવાર જોયેલા ખમીસ, પાટલૂન, સાડી, ફ્રોક કોનાં છે તે જોતાંવેંત કહી દેતી... ગ્રાહક દુકાને આવતો અને તેને જોઈને કહી દેતી કે તમારા કપડાની ઈસ્તરી બાકી છે... અથવા ઈસ્તરી થઈ ગઈ છે. તે લખી વાંચી શકે એટલું ભણેલી હતી... એટલે કેટલાક સરકારી બાબુના કપડાના બાકી પૈસાની ડાયરી રાખતી અને ડાયરી લખતી, પહેલી તારીખે પગાર થતા જ પેલો નોકરિયાત દુકાને આવીને બાકી બીલ ચૂકવી જતો આ બાબતે ધની ધોબણને ક્યારેય પણ કોઈની સાથે માથાકૂટ થઈ નહોતી. માત્ર અને માત્ર તેના ધણી ધીરુ સાથે માથાકૂટ થતી હતી... તેના જોતાની સાથે તાડુકતી...

'એ રખડુ બજાર... કામે ચડ... કામે ચડ... મારી

એકલીથી કામ થતું નથી. તારા રખડુ ભાઈબંધ ભેગો રખડ્યા કરીશ તો પેટ નૈ ભરાય... કાને વાત આવી છે કે, ઓલા કલાલને ત્યાં જઈ દારૂ પીતો થઈ ગ્યા સે... જો હવે દારૂ પીધો છે તો તારી ખેર નથી... આ ધોકા વડે કપડા જેમ ધોકાવી નાખીશ...'

હીરાવાળા ચોકમાં માણસો ભેગા થઈ જતા હતા... પછી બધી બળતરા એ ભેગા થયેલા માણસો પર ઠાલવતી. અહીં શું ભેગા થયા છો ! આય કંઈ નાટક મંડળી ખેલ કે તમાશો નથી...' માણસો આડાઅવળા થઈ જતાં...

ગામલોકોને ખબર હતી કે, આ ધીરીયાનું ઘર તેની ઘરવાળીને લીધે ચાલે છે.. ધીરીયાની કોઈ હેસિયત નથી... ધની સવાર સાંજ દીકરા-દીકરીને નાસ્તો કરાવી, નવરાવી, ધોવરાવી તૈયાર કરી નિશાળે રવાના કરી દેતી અને પછી ચાવી લઈને દુકાને પહોંચતી... બપોરે માત્ર જમવા ઘેર જતી, પછી જમીને તરત દુકાન ખોલી કામે લાગી જતી...

ઘરથી દુકાન અને દુકાનથી ઘર... આ તેની રોજની સફર હતી. અઠવાડિયામાં બે દિવસ આ સફર બદલાઈ જતી ઘરથી ગોમાનદી અને ગોમાનદીથી ઘર... આ બે દિવસ ઈસ્ત્રીને બદલે કપડાની ધુલાઈનો કાર્યક્રમ થતો... દુકાનના દરવાજે પેન્ટર પાસે બોર્ડ લખાવીને લટકાવ્યું હતું. 'લખી લોન્ડ્રી' લખી તેની મોટી દીકરીનું નામ હતું.

ભોળાદપુરમાં અઢારેય વરણના લોકો રહેતા હતા, ગામ નાનું પણ સંપીલું હતું. ગોમાનદીના કાંઠે ત્રિમૂર્તિનું મંદિર હતું. સવાર-સાંજ ત્યાં આરતી થતી અને વારતહેવારે ઘંટારવ થતો રહેતો. સવાર-સાંજ ગામના બુર્ઝૂગ સ્ત્રી-પુરુષો મંદિરે દર્શન કરવા જતાં. હમણાં-હમણાં ચોરીચપાટી દારૂ-જુગારની ઘટનાઓ બનવા લાગી હતી.

એકવાર રામસંગ જમાદારને બાતમી મળી. નદીના પટમાં દારૂની બોટલ સંતાડી છે. એટલે બે પોલીસવાળા અને ત્રિકમ પાવડા સહિત નદીના પટમાં પહોંચી ગયો ઠેકઠેકાણે રેતી ખોદી, પણ દારૂની બોટલ હાથ ન લાગી પણ ધની ધોબણ હાથ લાગી ગઈ. ખાલી નદીના પટમાં ધોબીધરા પાસેની છીપ્પર પર ધડાધડ ધોકા મારીને એ કપડાનો મેલ કાઢતી હતી. કાંઠે ઉગેલા પીપરના ઝાડની ઓથ લઈ રામસંગ જમાદાર તેને જોતો રહ્યો... મૂછો આંબળી, ખોખરો ખાધો છતાં ધની તો પોતાના કામમાં રત થઈ ગઈ હતી, એનું ધ્યાન જ નહોતું. શરીર પરનો સાડલો ખસેડી એ ધરામાં પડી, પાણીની છોળ ઉડાડી... શરીર પર સાબુ ઘસ્યો અને ફરી પાણીમાં લાંબી થઈને પડી... રામસંગને આ દશ્ય જોવામાં રસ પડયો, ચાલીસ વરસના વિધુર જમાદારના રૂવેરૂવે આગ પ્રગટી. તેણે બીડી પેટાવી ઊંડા કશ લીધા અને ધૂમાડો ફેફસામાં ઉતારી ગયો... પણ થોડો કે ધૂમાડો તેના દિમાગમાં ય ઘૂસી ગયો.

રેતીમાં સંતાડેલી દારૂની બોટલ તો હાથ ન લાગી, પણ જે બોટલ હાથ લાગી હતી તેનો નશો તો દારૂ કરતાંય વધુ કાતિલ હતો... ધની જાણે જમાદારના દિલોદિમાગમાં સમાઈ ગઈ હતી... જમાદાર જાણતો હતો કે એ નાગણી હતી, તેને ડોલાવવા માટે પોતાની પાસે મદારી જેવી મોરલી પણ નહોતી... પણ હોદ્દો હતો... જમાદાર... હોદ્દા સાથે કાયદો પણ હતો... બસ આ કાયદાની આડમાં એ ધની ધોબણને વશ કરી શકે તેમ હતો. એ મોકો શોધી રહ્યો હતો... ધનીને કયા ગુનામાં ફીટ કરવી ! ત્યાં મોકો મળી ગયો. તેનો ધણી ધનીયો કનુ કલાલને ઘેર પડેલી દારૂની રેડમાં ઝડપાઈ ગયો... પોલીસવાળા તેને પકડીને થાણે લઈ આવ્યા, ત્યારે રામસંગ જમાદારે તેના પર હાથ ઉપાડવાને બદલે તેને કડક ચા પિવડાવી... ધીરીયાનો નશો ઉતરી ગયો... હાથ જોડી કરગરવા લાગ્યો 'માફ કરજો... જમાદાર સા'બ... હવે આવી ભૂલ નૈ કરું...' જમાદાર દાઢમાં હસ્યો... તારી આ ભૂલ મારા માટે ગુલાબનું ફૂલ છે...!

સરકારી દવાખાને લઈ જઈ ધીરીયાનું બ્લડ અને યુરિનનું ટેસ્ટીંગ કરાવ્યું તો બંનેમાં આલ્કોહોલનું પ્રમાણ જોવા મળ્યું. હવે ધીરીયાની બકરી ડબામાં ! જમાદાર મનોમન મલક્યો... તેણે એ રાતે ધીરીયાને લોકઅપમાં પૂરી દીધો... મોડી સાંજે ખબર પડી એટલે દુકાન બંધ કરી ધની ધોબણ હાંફળી ફાંફળી દોડી આવી 'જમાદાર સા'બ !' તે બંને હાથ જોડતી જમીન પર બેસી ગઈ અને ખોળો પાથરી કરગરવા લાગી... અમે તમારા છોરું કે'વાઈએ... આ એક ગુનો માફ કરી દો માઈ બાપ !

ધીરીયાનો નશો ઉતરી ગયો, પણ હવે જમાદારને નશો ચડ્યો. એ કામાતુર આંખે ધની ધોબણને જોતો રહ્યો...

'તમે કીયો ઈ જામીન આપું.. સા'બ...'

'તારે બહાર જામીન ગોતવાની જરૂર નથી...' જમાદારે ઘેનભરી આંખે ધનીની કાયા પર નજર નાખતા કહ્યું.

**(અનુસંધાન પૃષ્ઠ ૨-૫૨ ઉપર)**

# અંગુષ્ઠાખ્યાન

*- રમેશ ત્રિવેદી*

**ખ**રા બપોરે ફડ્સ રોટલો લઈને આંગણે આઈ, જેવી મનં જોઈ કે રાતડી દોડી આઈ, બચારો બેજીવાતો જીવ તે ભૂખે મોઢું જોયું હોય તો હાવ લકટી જેવડું થઈ ગ્યેલું. રોટલો તો બે કોળિયામાં પૂરો ! મીંએ લખી વઉને હાદ પાડ્યો : 'લી, છાબડીમાં રોટલો પડ્યો સે તે લેતી આય, જો તો ખરી, આ રાતડી તો મરવા પડીસ...' પણ રાતડી રોટલો મેલત ક ન દોડી ઝાંપા તરફ ! મનં થ્યું : કો' અજાણ્યું આવતું લાગ છ ? હાય ! આ તો ઝભુબુન ! આવી લ્હાયમાંય પગમાં કોંય ? ? હું પાધરી ઉતાવળે પગલે હોમે ગઈ, 'હાડ...' કરીન મો... ટેથી આંચકો કર્યો, તે રાતડી તો જાય નાઠી, - આંગણે ઊભેલી લખી માહે, રોટલો ભાળીન !, મૂઈની ભૂખી ડોંહ આંખો જોઈ હોય તો ! ઝબુબુન બચારાં બીકનાં માર્યો શિયા વિયાં ! 'લ્યો હેંડો મારી હારે, ન લાવો, તમારો બચકો મને આલો...' પછ ઘડીક લેંબડા નેચે ઊભાં રઈ ન, પગ ઉપાડ્યા, ત્યોં લખી વઉં પાધરી 'એ... આવો, ફૈબા ! કે'તી હરખાઈ ન દોડી આઈ !

'ચ્યેટલા વરહે આ ભાભી હોંભરી બુન !?' મીંએ કીધું. પણ... ઝબુબુન તો હાવ લેવાઈ ગ્યેલું મોં, મોથે ઓઢેલો હાડલાનો છેડો ખસી ગ્યેલો તે ધોળી બાબરી ફગફગે... ન મીંએ પકડેલો ઈમનો હાવ દોઈડી જેવો હાથ ધરુજ્યા કરે... કોને બે'રાશ આઈસ કે સું ? લખી વઉ એ ઓશરીમાં ખાટલો પાથર્યો ન પાણિયારે પ્હોંચી ગઈ. પ્યાલો ભરીન પોણી લઈ આઈ. 'લ્યો, બુન !...' જેવો મીંએ પ્યાલો લઈને હોમે ધર્યો ક ઝબુબુને પોક મૂકી : 'મારા ભૈરે !... અવ તો બઉ થઈ ગ્યું ! ભગવોન મારોય છેડો...' 'ઝબુબુન, બળ્યાં, વેળા-કવેળા તો જુઓ !... ભગવોને આલ્યો સરવણ જેવો છોકરો, ન રૂપાળી વઉ !...' હજુ તો મોંડ મું બોલી રઉ ત્યોં તો ઝબુબુનનું ફટકી ગ્યું હોય ઈમ હાથમોંનો પ્યાલો નેચે પછાડતાં કન ઘાઘરા હારે સાડલો ઊંચો કરતાં કન દોંત પીસતાં હોય ઈમ એ બોલ્યાં : 'લ્યો, જોઈ લ્યો, આ દીકરા-વઉનાં પરાકરમ !... ઓનાં કરતાં તો પેટે પ્હોણો પાક્યો હોત તો... હાય ! હાય ! હગ્ગી માને ડોમ !?... મૂઓ આ વસ્તાર ! કઉસું ભાભી, આ રોમલાન પેટમોં ચ્યોં દુખશ એ તો કો' !?...

ઝબુબુન ના બોલ, ક ચાલ, ગળે ડૂમો, ન આંખો તો ચકળવકળ... મીંએ લખી હોમે જોયું : 'જા, લી, પે...લો. પડ્યો એ પા'લો લઈન પોણી લૈ આય !... ન બે રોટલીય ટીપી નાખ ફટાફટ !' 'બળ્યું પૉણી ન બૉણી, જીવતરમોં ધૂળ પડી ત્યોં...' ઝબુબુનની આંખ્યોમોંથી જોયું હોય તો બોર બોર જેવડાં ઓંસુ, ન ધરુજતો હાથ મારે મૉથે મેલી ન બોલ્યાં :

'અવ છોકરાં છન તે આપડાં નથ રયાં હોં !... બૈ નચાવે, ઈમ નાચવાનું,... ચ્યે દા'ડાનું રોમલાની વઉ ન અંબેરિકા ઉપડ્યું છ, ઈનાં તો છ એટલાં હગાં ત્યોં જઈન ગુડ્યાં છે, તે અવ ઑમનેય... પણ પાહે દમડી ચ્યોં છ ?... આ તો બસ નાગા જોડે જાગો ! 'છેતર - પાધર વેચવા હારું આ બધી તાયફા કર્યા છ ?...' 'ઓવસ્તો ! મનં કે છ'કઃ કાગળ પર અંગૂઠો પાડી આલ,' મીંએ કીધું : તમે વર ન વઉં જાઓ અંબેરિકા, ન મનં જઈન મેલી આયો ખોડા ઢોરાના વાડામાં, નઈતર પછ ગળચું દબાઈ ન... ઓવ, પાર આવે એક જ ઝાટકે !...' '... ભાભી, આજની પરજાને તો સું કેવું ?... અમારે ત્યોં છેતરાંમાં... ઓમ આઘે... ઓતરાદી કોરથી મજૂરિયાં આવસ, ઈમને ત્યોં તો હગી માનેય ઝાડે તોણી બાંધી ન, પછ પથરા મારી મારીન લોઈ લુહાણ કરી મેલે, પેલી બઈ ચીસો પાડે. તરફડે તોય ગોમ આખ્ખું... ડાકણ ! ડાકણ... કે'તું, ચિચિયારીઓ પાડતું... પેલી બિચારીના રૉમ રમાડી દે ! ન ઈમોંય હઉથી આગળ-મોવડમોં કુણ હોય ? તો કે બઈનો ખુદનો વસ્તારી...' હાચું કે જો ભાભી, આપડા હોંભળ્યામોંય કપાતર મોણહ તો હતાં હોં. પણ અવ તો ભૈ સા'બ આડો ઑક... એં, અમારા ગોમમાં એક જણે તો કટકો ભોંય ખાતર હગો ભૈ,ઈની વઉ, ને બે છોકરાંન્નયે ભર ઊંઘમાં ઘાસલેટ છાંટતાં કન... ભડ... ભડ... ભડ... બોલો, અવ કોંય કે'વું છ ?... પછ તો મીંએ મારા હમ ઘાલ્યા ત્યાર ઝબુબુને મોંડ બે મોંઢો ભર્યાં, ઈમન તો બસ, આયાં ત્યોંથી એક જ રટણ... મારે તો અવ... જીવવું જ

?' મું તો કંટાળી ગઈ, ને કર્યો એક આંચકો, લ્યો, ઊભાં થાવ, હેંડો, નદીએ જઈએ, ન પછ ઊં...ડા ધરામાં મારું એક ધક્કો... તે પાર આવે !ઃ ઝબુબુન મારી હોમે જોઈ રયાં ન પછ પે'લીવારનું હસ્યાં :

'ભાભી, જીવ તો હઉન વાલો હોય હોં !...

...તો પછ ?... જીવો ન વટ્ટ બંધ ! મું બેઠી સું ન બારવરહની, તે તમારે શી ચંત્યા ? આ આપડે બેની ભેગાં તૈણ... મારો બાપ્પો કર, ઑવ ! લખીવઉ તો આડું જોતી જાય ન હસતી જાય, ન મારી હોમે જોતી જાય, પણ હાચું કઉં ? ઈના ભવિસ્યનો વચાર કરું સું ક કાળજામાં ટાઢો હેમ શેરડો... બચારી મા-બાપ વનાની છોડી. મારા ઘરમોં આઈ ન સું હખ ભાર્યું ? પૈણ્યા ન મૉડ તૈણ મઈનાય નઈ થ્યા હોય ત્યોં મણિયો અંબેરિકા !... ઘરમાંથી બધું વાળી ચોરી, માને તો ઠીક, ઈની વઉનેય... દરદાગિના વના ઉઘાડી મેલી.. મીંએ એ નખ્ખોદિયા પાહે પોણી મેલાયેલું ક અંબેરિકા જઈન બીજું બૈરું કરવાનું નઈ... ને તોય ? અરરર, એ નોનડિયાએ તો ?? મનં ઈમ થાયસક આ લખમી ન ઘડનારાનય ધન્ય છ ! ચાર દા'ડા મોર્ય જઈન કાળકા માને થાળ ધરૈ આયેલી !? મીં. કીધું : 'લખી, આ શેનાં વધામણાં છ ?' તે મૂઈ રોઈ પડી, કે બા, આપડાં ઘેર પાયણું બંધાયું મા કાળકાએ !!...'

આ હોંભળી ન મારે મોથે તો જોણે વીજળી પડી ! હાય ! હાય ! 'લી, ગાંડી, તારો જલમારો સેં જસી ? બે નબ્બરમાં જયેલો મૉણહ અવ પાછો ?? તનં ન મનં બેય ને ભોળવ્યાં, એ અક્કરમીએ !! ભગવોન ઈના છોરા ન હો વરહનો કરે, પણ કાળજે પડેલો... હે મારી મા, તારા પનારે છૈએ અવ તો...

'ભાભી,...' કહેતાં ન ઝબુબુન હડપ દઈને ખાટલામાંથી ઊભાં થઈ ગ્યાં, ઝાંપા હામે ડોળા માંડી ન જોઈ રયાં : મનં હંતાડી દે ! પેલાં બે પાછળ પાછળ... મન ભો લગ છ... ઈમને ! મું અંગૂઠો નઈ પાડી આલું તો ?.. તો ?...

મીંએ ઝબુબુનન હૈયાટી જયેલાં જોઈન મોની લીધું ક : મૉનૉ, ક ન મૉનૉ આ બુન કો'ની ઓઝાટમાં આઈ જ્યોં હસી ! નઈતર, આવું !! ઝબુબુન ઊભાં હતાં ત્યોંથી હડી કાઢીન પેહી જ્યોં ઘરમાં !

'ઊભાં રો' કઉસુ ! - કહેતાં કન ન મીંએ મોટેથી હાકોટો કર્યો.

લખીવઉ તો મારું રૂપ જોઈન ફફડી ઊઠી... તે દોડી ગઈ - ઝબુબુન પાહે પછ તો મુંયે ઘરમાં ગઈ.

ઝબુબુનને હાથ ઝાલી ન ઓશરીમાં લાઈ, ખાટલા પર બેહાડ્યાં. પાણી પાયું. થોડી વાર થઈ ત્યાં ઝબુબુનના ઊંચે ચઢી ગ્યેલા ડોળા ઠેકાણે આયા, શરીરમાંથી ધ્રુજાટી બંધ થઈ ગઈ. ન પછ પાછું કસું જ નઈ ? એ રોવા માંડ્યાં :

'ભાભઈ, હાથોળે, કુલે ડૉમ જે દા'ડે... ત્યારેની વાતનું આવું થઈ જાયસ, બળ્યું, સુ કરું ?... મારું ખુદનું લોઈ ઊઠી ન જ મારું લોઈ પીવા બેઠું સ !... 'કસુ નઈ ! રોમનું રાજ.. પરજા સુખી...' - કઈને વાત આખી મીંએ હસવામાં લઈ લીધી. લખી હોમે જોઈન ચા મેલવા હૉન કરી.

ઝબુબુન ખાટલામાં આડામાં પડ્યાં..

મીંએ કીધું : 'બુન ! આ ફળિયું જોયું ? પૂરાં પંદર ઘર હતાં, ત્યોં હવે હનુમોન હડી કાઢસ.. કાશીવઉની ગાયની, કોટે બાંધેલી ઘંટડી વાગે થોડી થોડી વારે, કાળકામાના મંદિરની ધજા ફરુકે વાયરામાં, રાતડી ખલાં પાળ દોડાદોડ કર, ભસે, પડીન પાધર થ્યેલાં બે-ત્રણ ઘરનાં ઊભેલાં ભેંતડાં, ન ઊગી નેકળેલા ખડમાં અવગતિયા જીવ સળવળતા રયે, ઈમના ફૂંફાડા હોંભરી ન લખી પે'લાં તો ગભરાતી, પણ અવ તો પૂંછડી ઝાલી, હારી પેઠે વેંચોવી એવો દમ મારી ન ફેંકે કે જાય સીધો અંબેરિકા ભેળો !.. હાચુંકઉસુ ! મસ્કરી નથ કરતી હોં !...

'ઝબુબુન ! ઊંઘી જ્યાં ?'

'ના રે ના, મારી ઊંઘ તો રૉમાના બાપની પાછળ ગૈ ઈમનું ભાત લૈને...'

'બુન, હોંભળો, આખા મલકમાં, ગૉમેગૉમ હઉંના મોંઢે એક જ વાત..' 'હાચી વાત છ ભાભી, અંદાબાદ, ન અંબેરિકા આ બેય દશ્મન...' 'ગૉમ ખાલી થઈ ગ્યાં, ઘેર ઘેર એ જ હૈયા સઘડી.. ડોહા, ન ડોહીને કાઢો, એ આંખોના પાટા... તોય.. વરહે દા'ડે દહજણાંને ઢોરની પેઠે તોણીન લૈ જવાનાં ચ્યમ ? થૂઊઊઊ... સું દા'ડા આયા છ ગોમમાં, કો' છોડીના આલે,... એં... બુન, જ્યાં જઈને કાશીમાની તો જે વલા થઈસ, મું તો કઉસુ દશ્મનનેય આવા દા'ડા... એં, એકલાં રેય, પાડોસમાંથી, રેવા વઉ બે ટંક... પછ ડોસી પડી માંદી, ખાવા-પીવાનું બંધ... ઘરનું બાઈણું બંધ કરી, લાંબી સોડ તોણી, તાકડે રેવાવઉ પિયર ગ્યેલી, એ પાછી આઈ, બંધ બાઈણું ! ખોલે કુણ ? પછ તો સરપંચને

બોલાયા, બાઈણું તોડાયું, જુએ તો ડોસી પર મંકોડા, ન ઉંદેડા, વંદા... હાય... હાય... બાસ એવી મારે કે મૉથું ફાટી જાય, સરપંચે અંબેરિકા ફોન કર્યો, છોકરાએ જવાબમાં કીધું : દહ લાખ મોકલું સું... કિયાકારજ કરજો, ન વધે તો ગૉમમાં ધરમાદા ખાતે.. ઑવ... ધરમાદા ખાતે !!...

પછ ચા-પોણી કર્યાં, ને હાંજ પડી. ત્યોં વળી રાતડી ? હાય ! હાય ! ચ્યમ દેખાણી નઈ ? ટૅમ થાય એકન ઈનેય ચા જોઈએ જ, 'લખી, જોન, વાડામાં જઈન, કદાચ છ ન વિયાઈય તો ?...'

લખી દોડતી ચાલે - વાડામોં ગઈ, ન ગઈ એવી પાછી ફરીઃ 'બા, રાતડીન તૈણ ગલુડિયાં...' કહેતી ક ન ઘરમાં પેહી ગઈ, મું તો ઈના મોં હોમે જોતી જ રઈ ગઈ : 'ચ્યેવો હરખ છ પણ ?...' મીંએ ઝબુબુનને કીધું : 'જોયું ન બુન ? ઘરમાં સિરો સેકાય છ ! મારી તો કઈ કઈ ન જીભય ઘસૈ ગઈ અવ તો - અંબેરિકાને નાખ કૂવામાં, ન કો' હારું ઘર જોઈન.. પણ ઈન મારી ફકર - ચન્ત્યા... બળ્યું, રુંગું આઈ જાય સ હોં... પરભવમોં પુનઈ કરી અશે તે આવી હાત ખોટની દીકરી જેવી વઉં...

ઝબુબુન મારી હામે ટગર ટગર જોઈ રયોં'તાં, મીંએ આંખો લૂછી ન જોયું તો ? 'એ આયો !' - ઝબુબુને એક ચીસ, પણ ચીસ તો ચ્યેવી ! આખું ફળિયું અખળડખળ ! હાય ! હાય ! ફરી પાછું ઈમનં ફટક્યું ક સું ?? પણ ના, હોં, આ ફેરા તો હાચ માચ ઝાંપે ફટફટિયાનો અવાજ.. ને ત્યાં તો આંખોથી અંગારા વરસવાતી હોય ઈમ ભહ્... ભહ... કરતી રાતડીબૈ હાજર ! ન પાછલ લખીય !

ફટફટિયું ઓંગણે આઈન ઊભું ર્યું.

ઝબુબુન તો ધ્રુજવા માંડ્યાં, ન બીકના માર્યાં જાય નાઠાં - ઓઈડામાં. આ બાજુ રાતડી ફટફટિયા પાહે પોં ચી ગઈ, બટકું ભરવા હતું એટલું જોર કરીન, ભહવા લાગી. 'રાતડીઈઈ !' - કે'તાં મીંએ એવો તો આંચકો કર્યો ક તે એ પાછી તો પડી, પણ ફરી ત્રાટકી... મીંએ દંડેકું લીધું, ન એ ભાગી - વાડા કોર..

ઝબુબુનના ભાણિયાને ચ્યેટલા દા'ડે જોયો !? એક તો દાઢું વધેલું, ન કાળા ચશ્માં, એક હાથમાં ઈસ્ટીલનું કડું, અદ્દલ ટીવીમાં આવતો લોફ્ફર ! ફટફટિયા પરથી ઉતારતાની હારે જ ઘરમાં પેહવા ગ્યો.

'ચ્યોં ગઈ ડોસી ?...'

'તારે કોમ સું છ ભૈ !... જરા નિરૉંતે બેસ, પોણી પી ! મીંએ ઈનો મિજાજ જોઈ ન હળવે કીધું, પણ હોંભળે કુણ ? 'ડોસીઈઈઈ, આ કાગળમાં અંગૂઠો પાડ હેંડ, આજ તો નહીં છોડું, નાસી ન અઈ આઈ ગઈ ? ન ગૉમમાં ફજેતો કર્યો : ડૉમ દીધા... ડૉમ, કહીન ! હજુ તો તારા કટકા,... અંગૂઠો પાડ છ ક ?...' અવતો મારો મિજાજ ગ્યો. ખૂણામાં મૂકેલું ધારિયું લેતાં કન થઈ ગઈ હોમી : 'ઝબુબુન ન હાથ તો અડાડી જો !... જેવું મીંએ ધારિયું ઉગામ્યું ક પેલો બે ડગલાં પાછળ !...

'મોમી, તમો અમારા ઝઘડામાં, ના તો પડો હારું !'

'ચ્યમ ના પડું ? ભલ ન હગી બુન નથી તોય મારા ધણીએ ગાંઠની બે વીઘો જમીન વેચીન ઈમને પૈણાયાં, ન આજ લગણ હુધી.. ઘર મારું ઘસાયું છ, તારા દેવાળિયા બાપ...' મારો બદલાયેલો ડોળડમાળ જોતાં જ છક થઈ ગ્યો - ઝબુબુનનો છૈયો ! મારે પડખે આઈ ન ઊભી રે'લી લખીએ એકાએક ચીસ પાડી : 'ફૈબા આઆ !' મીંએ બાઈણા હૉમે જોયું તો મનય ચક્કર આઈ ગ્યા. હાય ! હાય ! આ સું કર્યું ઝબુબુન ! ?

ઝબુબુન ઉંબરા વચ્ચે ઊભાં'તાં એક હાથમાં દાતેડું ન બીજા હાથ તો લોઈ લુહાણ, એક કાળજું ફાટી જાય એવી હાક : લ્યે, મા નો અંગૂઠો !...'

'સું કરું ? ન સું કરું ?... મારા તો ડોળા ફાટી ગ્યા... આખો ઉંબરો લોઈ લોઈ !! ન હાવ લબડી પડેલો... પડું પડું થતો ડાબા હાથનો અંગૂઠો !...'

દોડી ન ઝબુબુન ન ખભેથી ઝાલ્યાં, હાડલાનો પાલવ અ તો તે આખ્ખો હાથે વીટાળ્યો, 'લખી,... કહીને હાદ પાડવા જઉં સું ત્યોં આંખે અંધારાં, ન પછ જોયું હોય તો બંધ આંકો હોમે કુણ જોણે ચ્યેટલાય અંગૂઠા !.. લોઈથી દડદડતા અંગૂઠા.. જ અંગૂઠા...'

*૩૩, રોયલ વ્યુ, કડી-કરણનગર રોડ,*
*કડી, (ઉ.ગુ.)-૩૮૨૭૧૫.*
*મો. ૯૪૨૭૯૦૯૯૦૨*



**(અનુસંધાન પૃષ્ઠ ૨-૪૮નું ચાલુ)**

'મારી અંદર ?' ધની કંઈ સમજી નહીં... જમાદાર ખુરશી પરથી ઊભો થયો અને ધનીની અડોઅડ બેઠો, પછી આજુબાજુ જોયું. થાણું આખું ખાલી હતું... એટલે મોકો મળી ગયો, ધનીની નજીક સરકી તેના કાનમાં કૈંક કહ્યું, જે સાંભળી ધની ધોબણના હોશકોશ ઉડી ગયા. તારી તે જાતના ! તેના હોઠ પર ગાળ આવી ગઈ પણ તે બહાર ન કાઢી શકી... પોતાના ધણીના ગુનાને કારણે તે લાચાર બની ગઈ...

'તમારા જેવા સા'બ આવું વિચારે... ? તમે... તમે તો ગામના રખેવાળ કે'વાવ, અબળા અને નબળા માણસના ધણીધોરી કે'વાવ... તમારા આશરે તો અમે ધંધો કરી રળી ખાઈ છી.. પણ તમારા દલડામાં પાપ હોય તો પછી અમ 'ગરીબ - ગુરબા' કોની આગળ જઈએ !'

પછી જાણે પોતાની જાતને આશ્વાસન આપતી હોય તેમ બોલી ઊઠી... 'આમાં વાંક અમારો છે, અમારો રૂપિયો ખોટો એટલે ન છૂટકે તમને હાથ જોડવા પડ્યા... નહીંતર આ ધની ભગવાન સિવાય કોઈની આગળ નમી નથી...'

'નમવાની ક્યાં માંડેશ... વખત આવે નમવું પડે...' જમાદારે મૂછો આંબળતો ખોખારો ખાધો...' તારો ધણી ગુનેગાર છે... જેલ ભેગો થશે...

'જેલ ભેગો શું લેવા થાય ? મારી પાસે ઘરેણાં ગાંઠા છે. કાલ શે'રમાં જઈને વકીલ રોકીશ અને છોડાવી લઈશ...'

જમાદાર જરા ટાઢો પડ્યો...

'વકીલ ફકીલ રોકવાની જરૂર નથી... હું જ છોડી દઈશ.. પણ બીજું કંઈ નહીં... તારે મારા કપડાં મફતમાં ધોઈ ઈસ્ત્રી કરી આપવા પડશે...'

'ધનીના ચહેરા પર તેજી આવી...' તમારા નહીં તમારી 'ઘરવાળીનાં કપડાંય ધોઈ આલીશ, બસ !' 'ઘરવાળી નથી એટલે તો આ રોદડાં રોવા પડે છે...' જમાદાર ઊભો થયો અને ખુરશી પર બેઠો... પણ આ વખતે બહુ ટટ્ટાર ન બેસી શક્યો... કેડ ભાંગી ગઈ હોય તેમ નમી ગયો...

'એવું કામ તો આ ધની ધોબણ જીવશે ત્યાં લગી કરી આપશે. પણ ઓલી બીજી વાત કરી એ કહી હવે પછી ધની ધોબણ આગળ આવી મેલી માંગણી નો કરતા... હું... ગામ આખાનો મેલ ધોનારી ધોબણ છું. મારામાં લગીરે મેલ નો હોય !'

કહેતા તે ઊભી થઈ...

કલાક પછી ધીરીયો પણ છૂટી ગયો અને ભાંગેલ પગે ઘરમાં દાખલ થયો, ત્યારે ધની તાડૂકી : હટ્ટ નમાલા.. છેવટે નો કરવાનું કર્યું અને મારે નીચા નમવાનો વખત આવ્યો... તને ખબર છે એ જમાદારે મારા પર કેવી કૂડી નજર નાખી ? તારા લીધે એણે મારો લાભ લેવા મે'નત કરી... પણ હું ધની ! એક ધણી અને બીજા બધા ભાયડા મા - બાપ - ભાઈ - બેન ! સમ ખા કે હવે ક્યારેય દારૂને હાથ નૈ અડાડું... તારા લીધે ઈ જમાદારે મને હાથ અડાડ્યો...

ધીરીયાએ સમ ખાધા...

બીજે દિવસે ધની ધોબણ ગાંસડો એક લુગડાંને ખોલકીની પીઠ પર લાદી ગોમાનદીએ ધોવા ગઈ... જમાદાર પણ બીડી ફૂંકતો પાછળ પાછળ ગયો ધનીએ ધોબી ધરા આગળ પોટલું છોડ્યું અને એક પછી એક કપડા પર સાબુ રગડવા લાગી... જમાદારની ખાખી વર્દીનો વારો આવ્યો... ઘસીને સાબુ દીધો પછી મંડી ધોકા વડે ધબેડવા... જાણે જમાદારને ધબેડતી હોય તેમ ગુસ્સામાં બબડતી હતી. તેં ધની પર મેલી નજર નાખી લે... લેતો જા... ધડામ્ ધડામ્ ધોકા વડે ઝુડવા લાગી... જમાદાર દૂર ઊભો જોતો રહ્યો... તેણે પહેલીવાર રણચંડી બનેલી સ્ત્રીને જોઈ... તેના ગાત્રો ઢીલાં પડી ગયાં. માથાના વાળ વિખરાઈ ગયા હતા, બાવડામાં અજબનું બળ આવી ગયું હતું. આંખોના ડોળા બ્હાર નીકળી ગયા હતા. ખમીસના બટન તૂટી ગયા, કોલર જળી ગયા. અરે સીસમના ધોકામાં તિરાડ પડી ગઈ છતાં ધની થાકી નહીં... જમાદાર પાછળ આવી ઊભો રહી ગયો... બેય હાથ જોડી ગરીબડું મોં કરી કરગરતા અવાજે કહેવા લાગ્યો : બસ કર મારી માવડી... બસ કર... આ ધોકો કપડાં પર નહીં મારા માથા પર પડે છે... હવે સહન નથી થતું, તેં તો મારાં કપડાં ભેગો મારા મનનો ય ખેલ ધોઈ નાખ્યો !'

*'શક્તિ શિવાલય', માધવનગર,*
*છબીલા હનુમાન પાસે, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*મો. ૯૯૨૫૫૩૧૩૫૬*



# ખાલીપો...

*- ભી. ન. વણકર*

**મે**ઘલી રાતના ઘેરા અંધકારને દેડકાનો ડ્રાઉં... ડ્રાઉં... અવાજ ડહોળી રહ્યો હતો. નિદ્રાયુ શ્વેતાથી જાગી જવાયું. બારી ખોલી બહાર જોયું. માટી ગંધો-મધુર મંદ મંદ પવન વહી રહ્યો હતો. છૂટાછવાયાં ફોરાં પવન સાથે પથારીમાં પડતાં જોઈ, રખે વિજયની ઊંઘને ખલેલ પહોંચે એ ભયે શ્વેતાએ ધીમે રહીને બારી બંધ કરી. જાગ્યા પછી ઊંઘ જાણે રિસામણે હોય તેમ બગાસાં ખાવાં લાગી. વિજય ઘસઘસાટ ઊંઘતો હતો. શ્વેતાએ આંખો બંધ કરી પડખું ફેરવ્યું.

ઘર સામેના ઘેઘૂર આંબામાં કોયલ ટહુકવા લાગી. અર્ધનિદ્રામાં ઘેરાયેલી શ્વેતા ફરી જાગી ગઈ. 'મૂઈ કોયલ, ઊંઘવા ય દેતી નથી.' શ્વેતા મનોમન બોલી. નિદ્રાધીન વિજયના ચહેરા સામે ઘડીભર જોઈ રહી. વિજય ઊંઘમાં જ 'શ્વેતા... શ્વેતા...' જેવું બબડી રહ્યો હતો. શ્વેતાએ 'વિજય... વિજય... કહેતાં ઢંઢોળ્યો. વિજય જાગી ગયો. આંખો મસળતાં બેઠો થયો.'

'સારું થયું, તેં મને જગાડી દીધો, નહીં તો... ?' વિજયનું શરીર પરસેવે રેબઝેબ ધ્રૂજતું હતું.

'સ્વપ્નામાંય શ્વેતા, શ્વેતા...' કહેતાં શ્વેતા ખડખડાટ હસી, વિજયના શરીર પરથી પરસેવો લૂછવા લાગી. શ્વેતાએ બારી ખોલી, બહાર જોયું, 'હજુ વેળા...?' મનોમન બોલી. બારી બંધ કરી.

વિજયે બગાસું ખાતાં પડખું ફેરવ્યું.

વહેલી પરોઢનો કૂકડો, 'કૂકડે કૂક...' બોલી રહ્યો હતો.

'વિજય, ઊંઘ નથી આવતી ?'

'દુઃસ્વપ્નમાં ઊંઘ પણ હરામ...' વિજય મનોમન કહેવા લાગ્યો. 'શ્વેતા, બે કાંઠે ઘૂઘવતી નદીમાં હું ન્હાઈ રહ્યો હતો. ઊંડા પાણીમાં ડૂબકીઓ મારી રહ્યો હતો. તું કિનારે ઊભી ઊભી બૂમો પાડી રહી હતી. 'ઉપરવાસના વરસાદનું ગાંડુ પૂર ઘૂઘવી રહ્યું છે, વિજય કિનારે આવી જા, નહીં તો...?' ધીરે ધીરે હું પાણીનાં મોજાંમાં તણાવા લાગ્યો, તેથી મેં બૂમ પાડી, શ્વેતા... શ્વેતા...' અને તેં મને જગાડી દીધો.

'મને હતું કે, સ્વપ્નમાં તું કોઈ મંદિરના પગથિયે લપસી પડ્યો હોઈશ...? આમ તો તું અમથો કોઈ મંદિરે જતો નથી ને, એટલે ?'

ઘડીભર બંને ખડખડાટ હસી પડ્યાં.

દૂર, દૂર... મોરલો ગહેંકી રહ્યો હતો.

પંખાના ફંગોળાતા ઠંડા પવન સાથે શ્વેતાએ ઊંડી આહ લીલી. વિજયની પીઠ હળવે રહી પસવારતાં, શ્વેતા બોલી, 'અધૂરાં સ્વપ્નામાં છો, સાજન ?'

'શ્વેતા, મને થાય છે કે, સ્વપ્નામાં તેં મને તણાવા દીધો હોત તો ?'

'તો, મારું શું થાત, વિજય ?' શ્વેતાના વદન ઉપર ગ્લાનિ છવાઈ ગઈ, 'સ્વપ્નાં તો સૌને હોય પણ... સર્જકનાં સ્વપ્નાં તો અલગ હોય, સર્જન માટે પ્રેરણારૂપ, કેમ સાચું ને ?' કહેતાં શ્વેતાએ વિજયના ગાલ ઉપર હસતાં, હસતાં હળવી ટપલી મારી.

'સાચું કહું શ્વેતા ! યુવાનીમાં મને સાધુઓનાં જ સ્વપ્નાં આવતાં. એક સમયે પાંચ સાધુઓ સ્વપ્નાંમાં આવ્યા, ચાર સાધુઓએ મારા કપાળ ઉપર તિલક કર્યું. અને એકે જમણા હાથના અંગૂઠા પર તિલક કર્યું. મેં ધારીને જોયું તો તે સાધ્વી હતી, ત્યારે મારા રોમરોમ આનંદથી પુલકિત બની ગયા હતા. ત્યારથી મને પણ સાધુ બનવાના અને સર્જક બનવાના ઓરતા જાગ્યા હતા. મૃગચર્મ અને કાશાય વસ્ત્ર મેં ખરીદીને, છુપાવી, સાચવી રાખ્યાં હતાં. એની જ મેં અધૂરી વાર્તા લખી છે, હાં કે શ્વેતા !'

'તો પછી સંન્યાસી જ બનવું હતું ને ?' શ્વેતાથી, બોલાઈ જવાયું.

'શ્વેતા, કોલેજમાં ભણતો હતો ત્યારે, હું આંબાવાડિયાનું રખેવાળું કરતો - વેકેશનમાં, દૂર, દૂર વેરાન વનવગડામાં એક સાધુનો આશ્રમ હતો. બળબળતા ખરા બપોરે, લૂ ઝરતી ધૂળની ડમરીઓ વચાળે, હું આશ્રમમાં સંન્યાસી પાસે જતો, સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી - ત્રણેય ભાષાનું જ્ઞાન ધરાવતા એ વિદ્વાન સાધુ મને યોગસૂત્ર શીખવવા લાગ્યા હતા. એક દિવસે તેમણે મને વાત વાતમાં કહ્યું, 'બેટા, તારી ડાયરી, મેં વાંચી લીધી છે. હું જાઉં છું, હું જાઉં છું, ત્યાં આવશો કોઈ નહીં...' જેવું રટણ કરવાનું તું ભૂલી જા. તારી બીમાર, વૃદ્ધ, વિધવા માની અંતિમ ઇચ્છા છે, તને પરણાવાની, તો તું પરણી જા. મા સ્વર્ગ ભૂમિ સમાન છે. માતૃ ઇચ્છાને તું દૈવ-ઇચ્છા જાણજે. સંસારમાં પણ સંન્યસ્ત જીવન જીવી શકાય છે.' બસ. તે દિવસથી મારું જીવન બદલાઈ ગયું. સમાજ-સેવા એ મારું સ્વપ્નું બની ગયું.

'એટલે જ સંસારને તેં સ્વપ્ના જેવો બનાવી દીધો છે ને...?' શ્વેતા કંઈક વિશેષ કહી રહી હતી. ત્યાં તો, ડોર-બેલ રણક્યો.

'દૂધવાળો આવી ગયો લાગે છે, લ્યો ઊઠો ભળભાંખરું થઈ ગયું...' કહેતાં શ્વેતા બારણું ખોલવા ઊભી થઈ, 'તૈયાર થઈ જાઓ, ચા બનાવી લાવું...'

બહાર લીમડાના વૃક્ષ ઉપર પંખીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં.

★★★

વિજય સાથેનો શ્વેતાનો પ્રથમ પરિચય આમ તો યુનિવર્સિટીના ક્લાસ-રૂમમાં થયેલો. એક દિવસે ભાષા-વિજ્ઞાનના વર્ગમાં અકસ્માતે બંનેને એક જ પાટલી ઉપર બેસવાનું થયેલું. શ્વેતા પાસે ભાષા - વિજ્ઞાનનું પુસ્તક નહોતું. જ્યારે વિજય પાસે હતું. તેથી પુસ્તકની સહાય લેવા બંનેને સાવ નજીક બેસવાનો અવસર મળ્યો. વર્ગ પૂરો થતાં બંનેએ પરસ્પરનો પરિચય મેળવતાં પાણીની પરબે જઈ ઊભાં. શ્વેતાએ સસ્મિત પાણીનો ગ્લાસ વિજય સામે ધર્યો અને વિજયે સસ્મિત સ્વીકાર્યો. પછી તો પરિચય વધતો ગયો. ક્યારેક પુસ્તકાલયમાં, ક્યારેક યુનિવર્સિટી પટાંગણમાં, તો ક્યારેક... મળવાનું ચાલુ રહ્યું. હાય, હેલો... તો ખરું જ.

એક દિવસે વિજયે મૌન તોડ્યું. 'શ્વેતા તું નાહકની, મારા કારણે બદનામ થઈશ, ક્યારેક... સમજી ?'

'તારા કારણે ? મને બદનામી મળશે ? તો હું ગૌરવ અનુભવીશ, વિજય ? તારી અધૂરી વાર્તા યુનિવર્સિટીના વિશેષાંકમાં મેં વાંચેલી ત્યારથી સાચું કહું. વિજય, મનોમન મને તું ગમી ગયેલો.'

'શ્વેતા ! આદર્શ અને યથાર્થ અલગ હોય છે, સમજી ?' વિજયના ચહેરા ઉપર પ્રસન્નતા હતી.

'વિજય, તું મારો આદર્શ છે, બસ. પછી યથાર્થ જે હોય તે, હું સહર્ષ સ્વીકારીશ. તું મને ગમે છે, તને હું ગમું છું કે કેમ ? એ તારો વિષય છે.'

'પછી, બંને જણાં એક બીજાનો હાથ પકડી, ખિલખિલાટ હસી પડ્યાં.'

★★★

એક દિવસે શ્વેતાએ મમ્મીને કહી દીધું : 'મોમ ! તને હું સરપ્રાઈઝ આપવા માગું છું.' 'બોલ, બેટા ! આજે તું ખુશ છે ?'

'મેં મારા માટે એક છોકરો પસંદ કરી લીધો છે.' 'ઓહ, અભિનંદન, પણ...' તે છોકરાને પસંદ કર્યો, છે કે પછી તને છોકરાએ પસંદ કરી છે, બેટા ? ચિંતાતુર ચહેરે મમ્મીએ કહ્યું.

'મોમ ! તું પહેલાં ચિંતામુક્ત બની જા ! પછી બધું જ જણાવીશ.' કહેતાં શ્વેતા મમ્મીને બાથમાં ભીડી, હસતાં હસતાં કહેવા લાગી. 'મોમ છોકરો સંસ્કારી છે. બધી જ રીતે સારો છે, અને તે મારો ક્લાસ-મેઈટ છે. એટલું જ નહીં પણ... બોલ બીજું કાંઈ ? શ્વેતા એ એક શ્વાસે હરખમાં બોલી દીધું.'

'પણ... ગળામાં કેમ ઘૂંટાયું, બેટા ?' મમ્મીથી સાશ્ચર્ય બોલાઈ ગયું.

'લેખક પણ છે.' શ્વેતા હસી પડી.

'લેખકો... વળી સાચું જીવન જીવતા હોય છે, ખરા ? કલ્પનાના ઘોડલા અને સ્વપ્નોની વણજાર....' મમ્મી સહજ ભાવે બોલી.

મા-દીકરી બંને પરસ્પરના ચહેરાઓ મનોમન મૌનભાવે વાંચી રહ્યા હતા.

★★★

- અને, એક દિવસે મમ્મીએ કહ્યું, 'બેટા, તારી બહેનપણી દ્વારા મેં સઘળી તપાસ કરી લીધી છે. છોકરો તો બધી જ રીતે સારો છે, પણ... ?'

'પણ...? એટલે શું, મોમ ?'

'તે ગરીબ ઘરનો દીકરો છે. એટલું જ નહીં પણ, તેનું ઘર ગામડામાં છે, એ ય છેવાડાના વાસમાં છે. આજે તે શહેરમાં ભલે ભણતો હોય, પરંતુ સ્લમ એરિયામાં રહે છે, છી...? યુનિવર્સિટીમાં તારા સમોવડિયો કોઈ છોકરો ના મળ્યો, તને ? તે વળી... ?'

'પપ્પાએ તો આખી જિંદગી દરિદ્રોની સેવાનો ભેખ ધારણ કર્યો હતો, તું કેમ ભૂલી જાય છે ? હું એ જ રસ્તે જવા માગું છું, મોમ !'

'શ્વેતા !' મમ્મીનો વેદનાભર્યો સ્વર હતો.

'મોમ, હું ચીલો ચાતરીને એક અલગ સમાજનું નવસર્જન કરવા માગું છું - વિજયની સાથે રહીને શ્વેતાએ સહજ ભાવે જે કહેવાનું હતું તે કહી દીધું.'

'શ્વેતા ! ખૂબ ગંભીરતાથી વિચારી લે જે... લેખક તો સ્વપ્નાંના સોદાગર... સ્વપ્નાંથી તને સજાવશે.' મમ્મીના ચહેરા ઉપર ગ્લાનિ હતી.

'મોમ ! મેં નિર્ણય લઈ લીધો છે, અને તે આખરી છે.' શ્વેતાએ મક્કમતાપૂર્વક કહ્યું.

ચિંતાગ્રસ્ત ચહેરે મમ્મીએ મૌન ધારણ કર્યું.

★★★

(અનુસંધાન પૃષ્ઠ ૨-૬૨ ઉપર)

# નાનો ભાઈ

*- નીતિન ત્રિવેદી*

**કો**ઈ મને પૂછે, 'કેમ રાજુ, કંઈ બોલતો ચાલતો નથી ? આમ તો તોફાની બારકસ છો.' એટલે હું કહું, 'જુઓને, આ નાનો ભાઈ ક્યાં કંઈ કરવા દે છે ?' તો કહે, 'જા, જા... આ નાનકાને હજુ બોલતાં ચાલતાંય આવડતું નથી. એ બિચારો તને શું કરતો હોય ?'

હું ચૂપ થઈ જાઉં. મને સમજાય નહીં કે આ બધાં અંકલો અને આંટીઓ પણ મમ્મી-પપ્પાની જેમ જ કેમ કહેતા હશે ? હું ભાઈને કંઈ ન કરું, પણ એ મને બાખોડિયા ભરે કે બચકાં ભરે તોય એનો વાંક ન કાઢે, એને વઢે નહીં. ઊલટું, મને કહે, 'હશે, ભાઈ નાનો છે. એને સમજણ ન હોય.'

મારી પાસે બિસ્કિટ હોય, ને ભાઈ પાસેય હોય તોય એ ગમે એમ કરીને મારું બિસ્કિટ આંચકી લે. પછી મમ્મી કે પપ્પાને કહું તો એમ કહે કે 'તું મોટો છે. નાનો ભાઈ થોડુંક લે તો શું થઈ ગયું ?' એય મોટો થશે પછી ડાહ્યો થઈ જશે. 'પણ ભાઈ તો કેમેય મોટો નથી થતો.'

મારાં કપડાં ભાઈને ગમે તો મમ્મી એને પહેરાવે. પણ મેં એની ચડ્ડી હાથમાં લીધી હોય તો એ બૂમાબૂમ કરવા માંડે. પછી મમ્મી મને ધમકાવે - 'નાના ભાઈને હેરાન કર મા. તારે તો કેટલાંય કપડાં છે. એ લે ને !

એકવાર ભાઈ ઘરમાં દોડાદોડી કરતાં કરતાં પડી ગયો. પછી રડવા માંડ્યો. હું એને ઊભો કરવા જતો હતો. પણ મને થયું. મમ્મી-પપ્પાને એમ લાગશે કે મેં એને પાડી દીધો છે, એટલે ભાઈને એમ જ રાખીને હું જલદી જલદી રૂમ બહાર નીકળવા જતો હતો ત્યાં જ પપ્પાએ મને જોઈ લીધો.' 'કેમ ભાઈને માર્યો ? ને મારીને પાછો ભાગે છે ?' હું કંઈ કહું એ પહેલાં એ ઝડપથી રૂમમાં ભાઈ પાસે જતા રહ્યા.

હું ભાઈ સાથે રમતો હોઉં કે વાતો કરતો હોઉં... ને એમ કરતાં કરતાં અમે ઝઘડી પણ પડીએ. પણ દરેક વખતે ભાઈ નાનો ને નાનો જ રહે છે. ચશ્માવાળા એક અંકલ અમારે ત્યાં આવેલા. વાતવાતમાં એ મમ્મી-પપ્પાને એવું કંઈક કહેતા હતા કે બીજું બાળક આવે ત્યારે પહેલા બાળક તરફ ધ્યાન આપવાનું ભુલાવું ન જોઈએ. મને બીજું તો કંઈ ન સમજાયું. પણ આ અંકલ ઘરે કેમ આવતા રહેતા નથી. એ ન સમજાયું.

પપ્પા કહેતા હોય છે કે, અમારે તો બેય આંખો સરખી. પણ એમને એક આંખે તો વધારે નંબર છે, તોય એમ કેમ કહેતા હશે ?

ભાઈ મારા કરતાં ગોરો છે, એની આંખો સહેજ માંજરી છે, એના વાળ વાંકડિયા છે. મને વહાલો વહાલો લાગે છે. પણ એ બીજા બધાને પણ વહાલો લાગે છે ત્યારે મને ઓછો વહાલો લાગે છે. ભાઈના ગાલ પર કોઈ પપ્પી કરે ત્યારે મને એ ગાલ પર જોરથી... પણ હું એવું કરતો નથી, કેમ કે ભાઈ નાનો છે ને !

એકવાર તો ભાઈએ મારાં કપડાં પહેરવાની જિદ કરેલી. પછી મને ગમતી સફેદ ચડ્ડી અને મિકીમાઉસવાળું ટી-શર્ટ પહેરીને બીજા રૂમમાં રમતો હતો. મને ગુસ્સો તો આવ્યો, પણ શું થાય ? પછી મેં પણ એના રોજના કપડાનું ખાનું ખોલી એને ગમતાં ચડ્ડી-ટીશર્ટ પહેરી લીધાં અને પછી ટી.વી. પર ટોમ એન્ડ જેરી જોવા બેસી ગયો.

થોડીવાર પછી મને પાછળથી કોઈએ ઊંચક્યો. હાથ જોઈને મને ખબર પડી ગઈ કે આ તો મમ્મી છે. 'ઓય મારો પપ્પુડો... મારો...' કહેતાંક મમ્મીએ મને એના તરફ ફેરવ્યો. મમ્મીના હોઠ પર પપ્પીઓનો ફૂવારો છૂટવામાં હતો, પણ મારો ચહેરો જોઈ ફૂવારો અટકી ગયો. ક્ષણ - બે ક્ષણ બાદ મમ્મીએ 'મારો રાજા બેટા...' કહીને મને એક પપ્પી કરી. ને પૂછ્યું, 'ભાઈનાં કપડાં કેમ પહેર્યાં ?'

મેં કહ્યું, 'એણે મારાં કપડાં પહેર્યાં છે એટલે.'

'ક્યાં છે ભાઈ ?'

મેં બીજા રૂમ તરફ આંગળી ચીંધી. મને નીચે મૂકી મમ્મી એ રૂમ તરફ ચાલી ગઈ. થોડીવારમાં મેં અવાજ સાંભળ્યો, પપ્પીઓના ફૂવારાનો.

એકવાર ભાઈ કજિયે ચડેલો. એકધારો બસ રડ્યા જ કરે. એને શું થાય છે એ જ કોઈને ખબર ન પડે. મમ્મી-પપ્પા બેય અકળાય. મને ત્યારે ભૂખ પણ લાગી હતી. પણ ભાઈ કેમેય છાનો ન રહે. બધા એને છાનો રાખવા કરે. મેંય એને રમાડવાનું કર્યું. પપ્પા બહાર આંટો મારવા લઈ ગયા. પણ ભાઈ તો બસ રડ્યાં જ કરે. પછી મમ્મી-પપ્પાએ નક્કી કર્યું કે, એને દવાખાને લઈ જવો. અને મને કહ્યું કે, હમણાં દવાખાને જઈને પાછા આવીએ છીએ. મેં કહ્યું, 'મને ભૂખ લાગી છે.'

'તો માંડ ભૂંકવા...' મમ્મી ગુસ્સે થઈ ગઈ. 'ભાઈને દવાખાને લઈ જઈએ છીએ. એ નથી જોતો ? હમણાં ગુડાઉ પછી મને રાંધીને ગળચજે.' મમ્મીનો ગુસ્સો જોઈ હું હેબતાઈ ગયો. પપ્પાએ મમ્મીને કહ્યું, 'હશે, એય બાળક છે.' પછી મને કહ્યું. 'દવાખાનેથી હમણાં આવી જઈશું પછી તારી મમ્મી જમવાનું બનાવી દેશે. બહાર ક્યાંય ન જતો. અંદરથી બારણું બંધ કરજે.'

હું એકલો થઈ ગયો. પપ્પા ગુસ્સો કર્યા વગર બોલ્યા એટલે મને સારું લાગ્યું. દવાખાનેથી હમણાં મમ્મી-પપ્પા બેય આવી જશે. ભાઈ કજિયો કર્યા કરે છે તો શું થાય ? ભાઈને પહેલીવાર જોયો ત્યારે હું રાજીનો રેડ થઈ ગયેલો. મમ્મીને પૂછ્યું, 'મમ્મી, ભાઈને ક્યાંથી લાવી ?' મમ્મી કહે, 'દવાખાનેથી. તું રમાડીશ ને નાના ભાઈને ?'

'હાઆઆઆ...' હું એટલો બધો રાજી રાજી થયેલો કે

આવી લાંબી લાંબી હા કહેલી. એ વખતે ભાઈ ઊંઆંઊંઆં એવું રડતો. એનું આવું રડવું સાંભળી હું હસતો. ભાઈને હું બિસ્કિટ, પિપરમેન્ટ અને એવો ભાગ આપું. મમ્મી મને સમજાવે, 'હજુ એને દાંત ન હોય એટલે એનાથી ખવાય નહીં.' હું રમકડાં બતાવીને રમડાવા કરું. પપ્પા સમજાવે, 'એ હજુ નાનો છે. તારા જેવડો થશે પછી રમશે.'

બધાને હું ખુશ થઈ થઈને કહેતો ફરું - 'મમ્મી મારા માટે દવાખાનેથી નાનો નાનો ભાઈ લાવી છે.' અમારા ઘર પાસે બધાને ત્યાં જઈ જઈને હું કહી આવેલો. કેટલાંક અંકલો-આંટીઓ મને કહેતા. 'અરે વાહ, તું તો મોટો મોટો ભાઈ થઈ ગયો !'

હું કહું - 'હમ્મ...' ને તરત હું ઠાવકો થઈ જતો. હું મોટો ભાઈ રહ્યો ને, એટલે !

હવે નાનો ભાઈ એટલે શી વાત, ભાઈ એટલે આમ, ને ભાઈ એટલે તેમ... પછી તો બસ, ભાઈ એટલે જ આમ, ને ભાઈ એટલે જ તેમ.

...પણ હવે વાંધો નહીં, મમ્મી જ એને દવાખાનેથી લાવી હતી ને હવે એના કજિયાથી કંટાળીને પાછી દવાખાને લઈ ગઈ છે. ડૉક્ટર અંકલ ઘણાને ઘરે જવાની રજા નથી આપતા. ભાઈનેય ઘરે જવાની રજા નહીં આપે. એના કજિયાથી તો મમ્મી-પપ્પાય કંટાળી ગયા, ને દવાખાને મૂક્વા ગયા. રોતલ ને કકળાટિયાં છોકરાં કોઈને ન ગમે. મમ્મી-પપ્પાનેય ન ગમે. ને ભાઈ તો છે જ એવો. એને કોણ રાખે ?

ભાઈને દવાખાને પાછો મૂકીને હમણાં મમ્મી-પપ્પા આવી જશે. એ આવે એટલે હું એને વળગી પડીશ. એમનો ડાહ્યો ડાહ્યો દીકો થઈ જઈશ. આ તો ભાઈ હતો એટલે એમને ખબર નહોતી પડતી કે હું તો ડાહ્યો જ છું.

...પણ હવે તો મારે બહુ ધ્યાન રાખવું પડશે. મમ્મી કે પપ્પાને દવાખાને પાછો મુકાઈ ગયેલો ભાઈ યાદ જ ન આવવો જોઈએ. હવે હું ચોખ્ખો ચોખ્ખો રહીશ. ભણવામાં ય ધ્યાન રાખીશ. અને મમ્મી-પપ્પા જે કહેશે એ બધું જ કરીશ, એટલે એમને ભાઈ યાદ નહીં આવે. હું માંદો ન પડું એનુંય ધ્યાન રાખીશ.

મમ્મી-પપ્પાય માંદા ન પડે તો સારું. એમાંય મમ્મીનું તો કંઈ કહેવાય નહીં. માંદી ન હોય તોય દવાખાને જાય, તો ? વાત આવે ત્યારે મમ્મી બીજું બધું ભૂલી જાય છે. એ ભાઈને ભૂલી જાય એ માટે મારે ભણવું પડશે ને આખો દિવસ ભણવાની વાતો કર્યા કરવી પડશે. હું તો રમવા ય નહીં જાઉં, જોજો ને !

અરે હા, વેકેશન પછી સ્કૂલે જઈશ ત્યારે ? ત્યારે મમ્મી એકલી પડી જશે. એ એકલી હશે ત્યારે ભણવાની વાતો કોણ કરશે ? ને પપ્પા તો ઓફિસે હોય. હવે ?... કંઈ નહીં. હું સ્કૂલે નહીં જાઉં, બીજું શું ? પણ સ્કૂલે નહીં જવા માટે મમ્મીને શું કહેવું ? હમ્મ... કહી દઈશ કે તબિયત બરાબર નથી. એટલે હું ઘરે ભણીશ. ભણવાની વાત મમ્મીને બહુ ગમશે. પણ તબિયતનું કહીશ તો દવાખાને લઈ જશે. ને દવાખાને તો પાછો ભાઈ હોય !

ના, ના, ના... મમ્મીને કહીશ કે તબિયત તો મારી સારી જ છે. પણ ઘરે રહીને ભણીશ... મમ્મી ખુશ થઈ જશે ભણવાની વાતે ?

હું ખુશ થઈ ઊઠું છું. હું ભૂખ્યો હોઉં એવું લાગતું નથી. જમી લીધું હોય એમ ભૂખ મટી ગઈ છે. જમવા માટે હવે મમ્મીની રાહ જોવાની જરૂર નથી. હવે તો ભાઈ વગરની મમ્મીની રાહ જોઉં છું.

અરે, આ તો ડોરબેલ વાગી ! પપ્પાના કહેવાથી મેં બારણાને અંદરથી બંધ કર્યું છે. હું થનગનતો - નાચતો દોટ મૂકું છું. મમ્મી આવી... પપ્પા આવ્યા... કરતો બારણું ખોલું છું. સામે મમ્મી-પપ્પા ઊભાં છે. હું બોલવા જઉં છું પણ મમ્મી નાકે આંગળી મૂકીને મને ચૂપ કરે છે. એમણે ભાઈને તેડ્યો છે. એ ઊંઘી ગયો છે. હું એને તાકી રહું છું. મમ્મી ભાઈને પાછી કેમ લાવી ?

પપ્પાએ નીચા વળીને મને કાનમાં ધીમા અવાજે કહ્યું, 'ડૉક્ટર અંકલે ભાઈને દવા આપી છે એટલે એ ઊંઘી ગયો છે. અવાજ ન કરતો. ભાઈ હમણાં સારો થઈ જશે હોં !'

હું ચૂપ રહું છું. પહોળી આંખે ભાઈને તાકી રહું છું. મારે બોલવું છે પણ બોલી શકતો નથી. મમ્મી અંદર આવીને પલંગ પર ભાઈને સુવડાવે છે. ઓઢાડે છે. ભાઈ ઘસઘસાટ ઊંઘે છે.

મને ફરીવાર ચૂપ રહેવાનું કહી મમ્મી-પપ્પા કામે વળગે છે. હું ભાઈ પાસે જઉં છું. તબિયત સારી ન હોય ત્યારે મમ્મી-પપ્પા વધારે ધ્યાન રાખે છે. હવે સ્કૂલે નહીં જવા તબિયત સારી નથી એમ કહીશ. ભલે મને દવાખાને લઈ જાય, પણ મને તેડવો તો પડશે ને ?

ભાઈને જોઈને મને ગુસ્સો આવે છે. એને જોરથી ચૂંટી ખણવાનું મન થાય છે. એવા જોરથી કે એકધારો કજિયા કર્યા કરે. ડૉક્ટર અંકલની દવાથી એને ઊંઘ પણ ન આવે. ને મમ્મી-પપ્પાનેય એને દવાખાનેથી ફરી પાછો લાવવાનું મન પણ ન થાય.

એને ચૂંટી ખણવા મારો હાથ આગળ વધે છે. એવામાં 'શીશીશ...' એવો સિસકારો સંભળાય છે. મારા હાથ અટકી જાય છે. પાછળથી મમ્મી ગુસ્સે થતી થતી આવે છે. મને બાવડેથી પકડીને બહાર લઈ જાય છે. હું થોડોક ઘસડાઉં છું. બહાર લઈ જતા મમ્મી દબાતા અવાજે વઢે છે. 'નાના ભાઈને કેમ સૂવા દેતો નથી ? ખબર નથી, એની તબિયત ખરાબ છે ! તારી તબિયત સારી છે એટલે હેરાન કરે છે ?'

હું મમ્મીને જોઈ રહું છું. એ કહે છે એમ મારી તબિયત સારી હોય તોય મને દવાખાને જવાનું મન થાય છે. ને ત્યાં મમ્મી-પપ્પા ન સાંભળે એમ ડૉક્ટરને કહેવું છે, 'ડૉક્ટર અંકલ, પ્લીઝ, મને ઘરે જવાની રજા નહીં આપતા.'

---

*પ્લોટ નં. ૧૧-સી, સિદસર રોડ, કામિનિયાનગર,*
*તળાજા (જૂના) જકાતનાકા પાસે, ભાવનગર-૩૬૪૦૦૨.*
*મો. ૯૪૨૮૫૮૯૯૨૩*

# મૃગજળ

*- નટવર પટેલ*

**'મે**ઘાબુન, લાવો હું માથામાં તેલ નાંખી દઉં.' નયનાએ મેઘાને કહ્યું, ને પછી નણંદ-ભોજાઈ બેઠાં. માથામાં તેલ નાંખતાં-નાખતાં નયનાએ પૂછ્યું, 'હવે બાપના ઘરના રોટલા કેટલા દિ' તોડવા છે ?'

'ચ્યમ ભાભી ? મારા બાપનું ઘર છે. હજી તમને હું ભારે ચ્યાં પડું છું તે ?' મેઘાએ પણ એમ જ ટોણમાં જવાબ આપ્યો.

'એવું નથી પણ આ તો સારાં સારાં ઘરનાં માગાં આવે છે, પણ તમે હા નથી પાડતાં ને એટલે. બાકી આખી જિંદગી આય રે'જોને ? મારે તો હારું ન. તમે કામમાં હાથ બટાવશો તે...?'

'પણ ભાભી, શું કરું ? એ બધા ગામડામાં જ રે'વાના ને મારે તો શેરમાં રે'તો હોય એવો છોકરો જોઈએ છે.'

'તમારા, ભૈ, કિયા શેરમાં રે' છે તે ? છતાંય અમે આયા કે નંઈ ? નયનાએ હસતાં હસતાં કહ્યું.

'તે ભાભી, તમને અમારા ઘરમાં કાંય દુઃખ પડે છે તે ?' ને પછી વાતને વાળી લેતાં મેઘા બોલી : 'ભાભી, તમારા વખતની વાત જુદી હતી. પણ હવે એવું રયું નથી. હવે તો આપણા સમાજના ઘણા છોકરાય શેરમાં રેવા માંડ્યા છે. એમાં કોકને તો ભગવાને મારા હારું ઘડ્યો હશે ને ?'

'હાસ્તો વળી.' કહી ભાભીએ મેઘાને ટપલી મારી.

મેઘા દસમા ધોરણમાં નાપાસ થઈ હતી. તે પછી તે ભણી નહીં. ઘરમાં ટીવી પર ચેનલો જોતાં જોતાં એનું મન આજની ચમકદમકવાળી દુનિયાથી રંગાઈ ગયું હતું. એમાં વળી મોબાઈલ આવ્યા ને પછી તો ફેસબુક ને વોટ્સઅપ આવતાં ગામડામાંય લોકો હવામાં ઊડતાં થઈ ગયા. ગામડાના લોકોના મનમાં એમ જ ઠસી ગયું કે જીવન તો શે'રનું બાકી ગામડામાં ઢસરડા છે !

આમાં મેઘાનોય વાંક શો હતો ? આજકાલના જુવાનિયા પણ આવું જ વિચરતા હતા. ભણેલાં શહેરમાં જાય એ સમજાય પણ અંગૂઠા છાપ કે ઓછું ભણેલા લોકોનેય ગામડામાં રહેવું ન હતું. ટીવી પર આવતી ભભકાદાર ચેનલોએ લોકોનાં મન પર ભૂરકી નાખી હતી. એમાંય પરણવા લાયક જુવાન યુવક-યુવતીઓને તો ગામડું જરાયે પસંદ પડતું ન હતું. શહેરમાં ભાડાના મકાનમાંય રહેતો હોય ને નાની-મોટી નોકરી કરતો જુવાનિયો મળી જાય તોય આજની ગામડાની અભણ છોકરીય હેંડતી થાય એવો માહોલ ચારેબાજુ જોવા મળતો હતો.

ઘરમાં કામ કરનાર ભાભી હતાં એટલે મેઘા આખો દિ' નવરી રહેતી. ટીવી ચેનલો જોવી, મોબાઈલ મચડ્યા કરતી અને આખો દિવસ ટાપટીપ કરી શેરીમાં ફર્યા કરતી હતી. જોકે એની જુનવાણી મમ્મીને મેઘાનાં આવાં નખરાં જરાય પસંદ ન હતાં. તે ઘણીવાર એને વઢતી. તે કહેતી, 'બેટા, દીકરીની જાતને બહુ નખરાં ન સારાં. કાલ ઊઠી તું પારકા ઘરે જઈશ. ત્યાં તારે છાણ-વાસીદુંય કરવું પડશે. વાસણ ઉટકવાં પડશે. આમ રોજ જુદા જુદા કલરથી નખ રંગ ના રંગાય.'

મેઘા સૂનમૂન થઈ સાંભળી રહેતી. શરૂ શરૂમાં દલીલ કરતી હતી ને મમ્મી વઢતી હતી. પછી તેણે ન બોલ્યામાં નવ ગુણ, માની ચૂપ રહેવામાં જ મજા છે એવું સમજાઈ ગયું હતું. તે કદી ઘરમાં ભાભીને ખાસ કામ કરાવતી નહીં. છાણ તો ભરવા જતી ન હતી. ભાભી વાસણ માંજે તો તે લૂછી દેતી. હાથ ગંદા થાય એવાં કામ એને જરાય પસંદ ન હતાં. માને ચિંતા થતી હતી કે આ છોડીની સાસરિયામાં શી દશા થશે ?

ને સારા ઘરનાં માગાં આવવા માંડ્યા, આજકાલ તો છોકરા-છોકરીઓ એકબીજીને જોવાનો ને મળવાનો ચાલ હતો. ને એમાં ખોટું પણ શું હતું ? પરંતુ એ લોકો એકમેકને જાણવા-સમજવા જે કંઈ સવાલો પૂછતા હશે એ બધા સવાલો કંઈ યોગ્ય હશે એવું ન માની લેવાય. યુવાન હૈયાં વાસ્તવિક દુનિયાને વિસારે પાડી સપનાં જોતાં હોય છે.

જે છોકરો ગામડામાં જ રહેતો હોય એ મેઘાને પસંદ પડતો ન હતો. બાકી ઘણા છોકરા મેઘાની લાયકત કરતાંય વધારે સારા હતા. જે છોકરાને એનાં મા-બાપ પસંદ કરતાં તે છોકરાને મેઘા પસંદ પડતી ન હતી. મેઘા દસમામાં ફેઈલ થઈ હતી. ને ભણેલો ગણેલો યુવાન સામે ભણેલી છોકરી ઇચ્છતો હતો. આવા ગરબડ ગોટાળામાં મેઘાનો ક્યાંય મેળ પડતો ન હતો.

'ભાભી ઘણીવાર ટોણમાં કહેતાંય ખરા : 'મેઘાબુન, આમને આમ હા-ના, હા-ના કર્યા કરશો તો બોરડીના ઠોયા જેવા કુંવારા રહી જશો. સારા સારા છોકરા ને ઘર હાથમાંથી નીકળી જશે પછી ગમે તેવાને પસંદ કરવો પડશે. મારું માનો તો હવે ચ્યાંક મગનું નામ મરી પાડો...'

પણ મેઘાના મનમાં એક જ વાત રમતી હતી - શહેરમાં નોકરી કરતો છોકરો જડી જાય તો સારું જેથી શહેરમાં રહેવા તો મળે. ને ગામડાની ધૂળ-માટીની કાયમી લપ તો છૂટે.

ને આવો છોકરો જડી પણ ગયો. એકવાર મેઘા તેની ભાભી જોડે ભાભીના પિયરે ગઈ હતી. ભાભીની શેરીમાં મલય નામનો એક છોકરો અમદાવાદમાં નોકરી કરતો હતો. એ સમયે મલય પણ ગામડે આવ્યો હતો. નયનાના ભાઈનો તે ભાઈબંધ હતો એટલે ભાભીને ઘરે બેસવા આવ્યો હતો. નયનાના ભાઈએ મલય અને મેઘાની ઓળખાણ એકમેકને કરાવી. મલય પણ મેટ્રિકમાં નાપાસ થયો હતો. એટલે અમદાવાદ રહેતા તેના ફુઆ તેને કારખાનામાં કામ કરાવવા લઈ ગયા હતા. હાલમાં તે ભાડાની ઓરડીમાં રહેતો હતો.

બે-ત્રણ દિવસમાં તો મેઘાને મલયની માયા લાગી ગઈ. બંનેએ ખાનગીમાં મળી પણ લીધું. ભાભીના ધ્યાનમાં પણ આ વાતનો અણસાર આવી ગયો હતો. એટલે એકવાર પૂછ્યું, 'મેઘાબુન, લાગે છે આ ઊડતા પંખીને બેસવાની ડાળ મળી ગઈ છે.' ને મેઘાના ચહેરા પર શરમના શેરડાએ ચાડી ખાધી. 'મેઘાબુન, મલય તમને ભલે ગમી ગયો પણ સાંભળો. એ બહુ ભણ્યો નથી. અમદાવાદ રે'છે ખરો પણ ભાડાની ઓરડીમાં ને કારખાનામાં નોકરીએ જાય છે.

'ભલે, પણ ભાભી, અમદાવાદ જેવા શેરમાં તો છે ને ?'

'પણ પગાર બહુ નથી ને ઘર પણ આપણી બરોબરીનું ના ગણાય. ઘરે જમીન-જાયદાદ ખાસ નથી ને અગત્યની વાત એ કે આ વાત આપણાં મમ્મી-પપ્પા નહીં માને !'

'એ તો હું મમ્મીને મનાવી લઈશ.' મેઘા હવામાં ઊડવા લાગી. ને ભાભીની વાત સાચી પડી. મેઘાના મમ્મી-પપ્પાએ આ બાબતનો ઉગ્ર વિરોધ કર્યો. એ ઘરમાં મેઘા સુખી નહીં થાય એવું ગાઈ-વગાડીને સૌએ કહ્યું. પરંતુ મેઘાના મગજમાં એ ક્યાંથી ઊતરે ? એને તો હવે ઘરના સૌ દુશ્મન જેવા લાગવા માંડ્યા.

મેઘા મલય સાથે મોબાઈલથી સંપર્કમાં રહેતી હતી. મલય કહેતો હતો કે એનો પગાર હાલ દસ હજાર છે. ને એ હવે વધવાનો છે. ઓવરટાઈમ કરી તે બીજા ચારેક કમાઈ લેતો હતો. મેઘા મલયની આંખે ભાળતી થઈ ગઈ હતી.

મેઘા-મલયના પ્રશ્ને ઘરમાં વાવંટોળ પેદા થઈ ગયો. કોઈ કહેતાં કોઈ 'આ સંબંધ સારો છે' એવી મહોર મારતું ન હતું.

ને એક દિવસ ન બનવાનું બની ગયું. ઘરમાં મેઘા નામનું પંખી દેખાતું ન હતું. નયનાના ગામડેથી મલયનું અમદાવાદનું સરનામું એના પપ્પાએ મેળવ્યું. ને ત્યાં રૂબરૂ જઈ તપાસ કરી તો ઓરડીએ તાળું લટકતું હતું... ને પછી તો ગામમાં વાત ફેલાઈ ગઈ કે મેઘા-મલય ભાગી ગયાં છે. ચારેબાજુ શોધખોળ ચાલી પણ પત્તો મળતો ન હતો.

મહિના પછી એક દિવસ મેઘાનો એની બહેનપણી પર ફોન આવ્યો કે તેણે મલય જોડે કોર્ટમેરેજ કરી લીધાં છે. મારા ઘેર કહી દેજે. મારી શોધખોળ ના કરે.

ને ઘરમાં જાણે કે ધરતીકંપ થયો. જે આશંકા હતી તે સાચી પડી. દીકરીએ ઘરનો ઊંબરો ઓળંગી દીધો હતો. મા-બાપે મેઘાના નામનું નાહી નાખ્યું.

સમય જતાં મેઘાએ મલય સાથે અમદાવાદમાં સંસાર જીવન શરૂ કર્યું. નાનકડી ઓરડીમાં બેય પંખીડાં જંપી ગયાં. વહેલી ઊઠી મેઘા મલયનું ટિફિન બનાવી દેતી. મલય સવારનાં સાત વાગે સાઈકલ લઈ નીકળી પડતો. સાંજે આઠ વાગે ઘેર આવતો. ફેક્ટરી થોડી દૂર હતી. રોજ તે ઓવરટાઈમ કરવા રોકાતો હતો. કોઈ કોઈ વાર તો રાતના નવેક વાગી જતા. આખો દિવસ મેઘા ઘરમાં એકલી પડી જતી. ઘરમાં નાનું ટીવી હતું. રેડિયો પણ હતો. પડોશીને ઘેર છાપું આવતું. મેઘા છાપું વાંચતી, ગીતો સાંભળતી, ટીવી જોતી.

રવિવારે રજાનો દિવસ મેઘા માટે તહેવાર જેવો બની જતો. બંને બહાર નીકળતાં. પિકચર જોઈ આવતાં. બહાર જ જમી લેતાં. મોડી સાંજે ઘેર પાછાં ફરતાં.

થોડા દિવસ આમ ચાલ્યું. નવું નવ દા'ડા સારું લાગ્યું. પછી મેઘાને કંટાળો આવવા લાગ્યો. તેનો શહેરી જીવનનો ભ્રમ ભાંગવા લાગ્યો. મહિને મલય જે પગાર ઘેર લાવતો તે જોતા મેઘાને વહેમ પડવા માંડ્યો કે એનો પગાર ઓછો હોય. એકવાર તે છાનાંમાનાં જઈ તપાસ પણ કરી આવી. તેને પાંચ હજાર જ મળતા હતા. ને ઓવરટાઈમ કરે તો બીજા બે હજાર. તે હજી કાયમી પણ ગણાતો ન હતો, શિખાઉ કારીગર હતો.

ને પછી તો પંખીડાં અંદરોઅંદર ચાંચ ને પાંખ અડાડી લડવા માંડ્યાં. ધીરે ધીરે અવાજ પડોશીઓના કાન સુધી પહોંચવા લાગ્યો. ક્યારેક મલય મેઘા પર હાથ પણ ઉપાડવા લાગ્યો. મેઘા સમસમીને આ બધું સહન કરતી રહી. જાય તો ક્યાં જાય ? કહે તો એનું સાંભળે કોણ ?

મેઘાનો ભ્રમ ભાંગી ગયો. દૂર દૂર દેખાતાં મૃગજળ પાણીમાં પરિવર્તન પામ્યાં નહીં. હરણી પાણી વિના તરફડવા લાગી. હવે તેને ભાભી, ભાઈ અને મમ્મી-પપ્પાનાં વેણ યાદ આવવા લાગ્યાં. એને લાગ્યું કે કઈ રીતે ? મલય જાણતો હતો કે મેઘા કદી બાપના ઘરે પાછી જઈ શકવાની નથી ને એની એ લાચાર સ્થિતિનો તે ગેરફાયદો ઉઠાવતો હતો.

ને મેઘાના પપ્પા ચંદુલાલ પર એકવાર ફોન આવ્યો. 'વડીલ, મારી વાત ધ્યાન દઈ સાંભળજો, તમારી દીકરી મેઘાએ જે પગલું ભર્યું છે તેનાથી હવે એ પૂરેપૂરી પસ્તાય છે. એની આંખ પરનાં પડળ હટી ગયાં છે.'

'પણ અમે તો એના નામનું નાહી નાખ્યું છે.'

'વડીલ, દીકરી તો ગરીબ ગાય કે'વાય. 'છોરું કછોરું થાય પણ માવતરથી કમાવતર થોડું થવાય ? સાંભળો... એને છોકરો રોજ મારઝૂડ કરે છે. બિચારી જાય તો ક્યાં જાય ? એને હવે ભૂલ સમજાઈ ગઈ છે. ઘરે આવવું છે પણ કયું મોઢું લઈ એ તમારે ત્યાં આવે ? મારું માનો તો તમે આવી ને દીકરીને લઈ જાવ... નહિતર એ ન કરવાનું કરી બેહશે તો ક્યાંય મોઢું બતાવવા જેવું નંઈ રહે.'

'વડીલ, તમારી ઓળખાણ ?'

'સમજો ને... તમારો હિતેચ્છુ બોલું છું. તમારા જ સમાજનો છું. મોડું કર્યા વગર ગાયને કસાઈવાડેથી છોડાવી જાવ...'

ને ફોન બંધ કરી એક બાપ ઘરમાં કોઈને કશું જ પૂછ્યા વિના કાળજા કેરા કટકાને મળવા અમદાવાદ જવા નીકળી પડ્યા.

---

*એચ-૫૦૩, નિશાન રેસિડેન્સી, આનંદ પાર્ટી પ્લોટ રોડ,*
*ન્યૂ રાણીપ, અમદાવાદ-૩૮૨૪૭૦.*
*મો. ૯૮૯૮૪૭૦૮૮૧*

# હોળી...

*- દશરથ પરમાર*

- **'બા**ર મહિનાના તહેવારના દા'ડેય મોઢું સરખું રાખીને ફરતાં કોણ જાણે શું પથરા પડે છે, તે સવારના ઊઠ્યા છે ત્યારથી, બસ...!'

પીઠ પાછળ પડઘાતાં પત્નીનાં કાળઝાળ વેણ, એમના માટે નહીં. પણ જાણે કોઈ બીજા માટે બોલાયાં હોય એમ એની રીતસર ઉપેક્ષા કરીને અંબાલાલ સડસડાટ કરતા સીડીનાં પગથિયાં ચડી ગયાં. ધાબે પહોંચીને સ્ટીલનો કઠેડો પકડી પાડ્યો. ઊંડો શ્વાસ લીધો. ઉપરની ખુલ્લી હવામાં થોડી હળવાશ અનુભવાઈ. આજે ફાગણ સુદ પૂનમ. હોળી. પેલી બહારની હોળી તો પ્રગટશે ત્યારે પ્રગટશે. પરંતુ અંબાલાલની ભીતર એક હોળી ક્યારનીય પ્રગટી ચૂકી હતી, જે ઠંડી પડવાનું નામ જ નહોતી લેતી. આંતરિક હોળીની જ્વાળાઓ એમનાં તન-મનને બરાબરની દઝાડી રહી છે. જીવ સવારથી મૂંઝારો અનુભવતો હતો. કોઈની સાથે સરખી રીતે વાત કરવાનું પણ મન નથી થતું. એમાંય આજની તારીખમાં તો એ મીના સાથે કોઈ પણ પ્રકારની જીભાજોડીમાં ઊતરવા માગતા નહોતા. જે સ્ત્રી પોતાની સાસુની પુણ્યતિથિ સુદ્ધાં યાદ રાખી શકતી નથી, એની પાસેથી બીજી તો શી અપેક્ષા રાખી શકાય ?

અંબાલાલ આંખો ખેંચીખેંચીને આથમણી દિશા સામે જોતા રહ્યા. સામેના ખેતરમાં એરંડાના છોડ પાણીના અભાવે સૂકાઈને સાવ સળેકડા જેવા થઈ ગયા છે. અને એની પડોશના જ ખેતરમાં ઊંબીઓથી લચી પડેલા ઘઉં... ધીરે-ધીરે આથમતા સૂરજના આછા-પીળા ઉજાસમાં એમને બધુંય પીળીયાના દર્દી જેવું લાગવા માંડ્યું. આમ તો આ એમનો અહીં ઊભા રહેવાનો રોજનો સમય. આખાય દહાડાનો થાક થોડીક જ ક્ષણોમાં ઊતરી જતો. ખીલેલી સંધ્યાના અગણિત રંગો... માળામાં તરફ પરત ફરવા અધીરાં થયેલાં વિવિધ પક્ષીઓ... નજીકની શાળાના મકાનની દીવાલે અને છત પર માળા બાંધીને દિવસભર સંતાઈ રહેતા ધુમાડિયા કાળા રંગનાં, લાંબી પાંખોવાળાં અબાબીલ એકી સાથે નીકળી આવતાં. આકાશમાં એક વાદળ છવાઈ ગયું હોય એવું લાગતું. એક ક્ષણે અહીં હોય અને બીજી ક્ષણે તો ક્યાંયનાં ક્યાંય.. એ બધાંયની રમતમાં અંબાલાલ સ્વેચ્છાએ સામેલ થઈ જતા. લીલાછમ્મ લીમડા - બાવળ - કણજીઓ - ખીજડા - વાડ પરના વિવિધ વેલાઓ : આ બધું જોઈને એમના જીવને એક જુદા જ પ્રકારની શાતા પ્રાપ્ત થતી હતી. કોઈક પોતીકું જણ ભેટતું હોય એવો ભાવ એમના મનમાં ઊભરી આવતો ગામ છેવાડેની સોસાયટીમાં મકાન રાખવાનું થયું તેથી એ બે કારણે રાજી થયા હતા. બાહ્ય, સ્થૂળ કારણ એ હતું કે, એના ભાવ પોતાને પોસાય તેવા હતા. અને બીજું અંતર્ભૂત કારણ એ કે, એ બહાને પ્રકૃતિ સાથેના સીધા સંપર્કમાં રહી શકાય તેમ હતું. પરંતુ આજે ઊલટું થઈ રહ્યું છે. જે બાહ્ય સ્થિતિઓમાંથી રોજ નિર્ભેળ આનંદ પ્રાપ્ત થતો એ સઘળું આજે કેમ સાવ શુષ્ક-શુષ્ક લાગી રહ્યું છે...? એમની નજર કોઈ એક જગ્યાએ ટકતી નથી. ઘડીકમાં અહીં ને ઘડીકમાં...

સોસાયટીના કોમન ઓપન પ્લોટમાં શોરબકોર થવા લાગ્યો. અંબાલાલે પાછળ ફરીને જોયું તો પચીસ-ત્રીસ માણસોનું ટોળું હોળી પ્રગટાવવાની તૈયારીમાં હતું. લાકડાંનો મોટો ઢગ. એની સામે જોતાં જોતાં અંબાલાલને થયું. ક્યાંય હોળાયાનું કે છાણાંનું તો નામોનિશાન નથી. બીજી જ પળે એમને સહસા સાંભરી આવ્યું : માની અરથી ઉપાડીને આંગણેથી નીકળતી વખતે એમનું ધ્યાન ગયેલું. હોળાયાંનો એક નાનકડો હાર બહાર ભીંતની ખીંટીએ લટકતો હતો. એનું શું થયું હશે...? બીજી ક્ષણે જાણે એ ગામમાં પહોંચી ગયા. એમના લોહીમાં ગામની હોળી દોડાદોડ કરવા લાગી.

છેક સમજણ આવી ત્યારથી એ જોતા આવ્યાં હતાં. લગભગ દિવાળી પછી; છાણાં થાપ્યા બાદ વધેલા છાણમાંથી મા નાનાં-નાનાં હોળાયાં થાપતાં. એના પર એમની મજબૂત આંગળીઓની છાપ. અને વચ્ચે નાનકડું દોરી પરોવી શકાય એવડું કાણું... હોળી આવતાં સુધીમાં તો ઢગલો થઈ ગયો હોય. મા એ બધાં હોળાયાં ભેગાં કરી, એમાં કાથીની દોરી પરોવી, હારડો બનાવી ભીંત પરની ખીંટીએ ટીંગાડી દેતા. ગામ આખાનાં આવાં હોળાયાંનો હોળીના દિવસે બપોરથી જ ઉગમણા ગોંદરે ઢગલો થવાનું આરંભાય. જીરું-રાયડો-એરંડા લેવાઈ ગયાં હોય તે એનાં ડાળા-ડાંખળાં ખરવાડામાંથી બારોબાર આવે. ત્રણ-ચાર માથોડાં ઊંચાં ઢગલામાં દા'ડો આથમ્યે પ્રગટે હોળી.

બરાબર એક વર્ષ પહેલાં સાંજે પ્રગટી હતી એમ જ...! ના, અંબાલાલે માથું ધૂણાવ્યું. એ હોળી ક્યાં હતી..? આસપાસ ઊભેલા લોકો આભને આંબવા મથતી જ્વાળાઓથી દાઝતા હોય એમ એક પછી એક વેગળા થવા માંડ્યાં હતાં. પણ, અંબાલાલ છેક અંત લગી ત્યાંથી સહેજેય ચસક્યા નહોતા. પેલી ઝાળ એમને દઝાડતી નહોતી કે શું..? સાવ એવુંય નહોતું. અગ્નિ ચિતાનો હોય કે હોળીનો ક્યારેય કોઈનો સગો થતો નથી. પરંતુ અંબાલાલને આશ્ચર્ય બીજી વાતનું થતું હતું. જીવનમાં કદી પગ વાળીને નહીં બેસેલાં માને લાકડાંના ઢગ વચ્ચે નિરાંતે પોઢેલાં જોઈને એમને વિશ્વાસ જ નહોતો આવતો કે સામે જે બળી રહ્યાં છે તે મા નથી, કેવળ એમનો દેહ છે, નશ્વર અને નિરાકાર.

હોળાષ્ટક બેઠાં ત્યારથી જ એમણે ખાટલો ઝાલ્યો હતો. ગામના લોકો કહેતાં, દલીમા હોળી ભાળે તો ભાળે... અને અંતે એમ જ થયું. એક તરફ ગામની હોળી પ્રગટ્યાની ચિચિયારીઓ સંભળાયેલી અને બીજી તરફ અંબાલાલની મરણપોક...! આમ તો એ ગયા વૈશાખથી જ નંખાઈ ગયેલાં. એકના એક ભાઈના આકસ્મિક અવસાને એમની જીવવાની હામ ખૂટાડી દીધી હતી. મામાના અવસાનનો ફોન આવ્યો કે, તરત અંબાલાલ પહેર્યા લૂગડે ગામડે જવા નીકળી ગયેલા. છોકરાં નિશાળે ગયેલાં અને મીના નોકરીએ. એ બીજા દિવસે આવી હતી. અંબાલાલને હતું કે વધારે નહીં તો બાર દહાડા માની સાથે રહીને એને થોડું આશ્વસન આપીએ. પણ મીના તો લોકાચારથી પાછી ફરીને તરત તૈયાર થઈ ગયેલી : ના, મારે તો ભૈસા'બ...! મરવાનોય ટાઈમ નથી.

પરીક્ષાઓ નજીક આવી રહી છે. અને છોકરાં ઘેર એકલાં...

અંબાલાલને ખાતરી હતી કે, એ મનથી નક્કી કરે પછી એના નિર્ણયને બદલાવવાની કોઈનામાં તાકાત નથી. એ એકલા જ રોકાઈ ગયેલા. બધોયે વખત માની સાર-સંભાળમાં જ વીતાવતા. એમને ઘણીવાર થતું : માને ભગવાને કોણ જાણે કઈ માટીમાંથી ઘડ્યાં છે...? અવતાર ધરીને છાંટોય સુખ ભાળ્યું હોય તો ભગવાનના સમ...! ચાર વરસનાં હતાં ને મા-બાપ ગુમાવ્યાં. કાકા-કાકીઓનાં મહેણાં-ટોણાં અને ગોદા ખાઈને ઉછર્યાં. એટલું જ નહીં, અઢી વરસના ભઈલાનો અડીખમ આશરો પણ બની રહ્યાં. કાળી મજૂરી કરી, ભાઈને ભણાવ્યો-પરણાવ્યો-પંથાવ્યો, એ પછી જ એમણે પિયરવાટ ત્યજી હતી...

ને સાસરીમાં આવીનેય એમણે કયા સુખના લહાવા લૂંટી લીધા હતા ? પીડાનું એક ભારેખમ પોટલું જાણે એમના માથા પર સતત ઝળુંબી રહેતું હતું. બે દીકરા પેટ પડયા ને માથેથી છત્તર ખસી ગયું. ફરી પાછું એનું એ જ. ટાઢ-તડકા-વરસાદ જોયા વગરની મજૂરી અને હાય વલૂરા... બેય દીકરાઓને ભણાવ્યા-ગણાવ્યા. મરદ માણસને શોભે એવા વ્યવહારોય કર્યા. ક્યાંય પાછી પાની નહીં. કે કશી વાતે કોઈની ઓશિયાળ નહીં.

અંબાલાલને રોકડું યાદ છે. મોટાને નોકરી મળી ત્યારે એ સૌથી વધારે રાજી થયેલાં. દુઃખના દહાડા પૂરા થયાના અઢળક ઓરતા એની આંખો વાટેથી વહી નીકળ્યા હતા. પરંતુ એમના એ ઓરતા મોટાએ થોડાક જ સમયમાં રગદોળી નાખ્યા. સામાન લઈને નોકરી પર ગયો તે ગયો જ. એની ઑફિસની કોઈક છોકરી સાથે બારોબાર લગ્ન પણ કરી લીધાં. મામાના મોત પર ખરખરો કરવાય નહોતો ડોકાયો. એક ચબરખી લખવા જેટલું સૌજન્ય પણ ન દાખવી શક્યો. ને તેમ છતાંય માને મન તો એ કાયમ મોટો જ રહ્યો. એમને ક્યાંકથી જાણવા મળેલું કે મોટાની વહુને બાળકો થયાં નથી, ત્યારથી એમની પીડાના પેલા પોટલાનો ભાર વધી ગયો હતો. એ પાડા છેક છેલ્લે સુધી એ વિસરી શક્યાં નહોતાં. લગીર આંખ ઊઘડે કે તરત એમના બોખા મોંઢામાંથી એક જ આજ નીકળે : ભૈ, અંબાલાલ...! મારો મોટો આયો ક નં...?

- ફોન કરી દીધો છે. હવે આવતા જ હશે...! અંબાલાલ એમને સાંત્વન આપવાના પ્રયાસો કરતા. ત્યાં તો એ મોટાનાં દુઃખનાં ગાણાં ગાવા લાગતાં : મારો મોટો બઉ ભોળિયો... ઈનં ભરમાઈ નાશ્યો... ભગવાનના ઘેર આ્યાં ખોટ અતી...? ભૂડાંએ બચારાની બાયડીના હાંમું ના ડોયું... ઈના ખોળામાં એકાદું છોકરું..!

- એમને તો તમારી પડી નથી. ને તમે છો તો મોટો-મોટો કરીને સૂકાઈ હેંડયાં છો...! આટલાં વરસમાં એક્કેય ફેરા તમને તાકવાય આવ્યા છે કે...? અમે છીએ તે તમારામાં અડધાં-અડધાં થઈ જઈએ છીએ, ને તમે છો તે મોટો-મોટો...

- અંબાલાલે એને મહાપરાણે ચૂપ કરાવી હતી :

- મા છે તે જીવે તો બળે જ ને...? એમાં આપણે આટલાં અકળાઈ જવાની જરૂર નથી. સમય પારખીને વર્તવાનું શીખો...! : પછી માનેય થોડાં ટપારેલાં. અલબત્ત, મનોમન : મારું ને મોટાનું લોહી તો એક જ છે ને, મા...! ને તોય એનામાં કેમ ખોટ આવી ? એ તૈયાર હોય ને તો હું મારું એકાદ છોકરું એના ખોળે બેસાડવા રાજી છું, પણ એ...

- આમ તેમ આથડતી અંબાલાલની નજર સામેના ખેતરની વાડના એક ખૂણ જઈ પહોંચી. એક ભારેખમ કાયાવાળી ભૂંડણ લાંબીસોટ થઈને આળોટી રહી હતી. એના મોઢામાંથી સફેદ ફીણ નીકળી રહ્યું હતું. એનો કણસાટ પેલા શોરબકોર વચ્ચેય અહીં સ્પષ્ટ સંભળાતો હતો. એનાં સાત-આઠ બચ્ચાં એની આસપાસ ઊભાં રહીને એને કણસતી જોઈ રહ્યાં હતાં. અંબાલાલ ને ખબર પડી ગઈ : પાકનો બગાડ અટકાવવાના આશયથી ખેતર-માલિક લાડવામાં ઝેર ભેળવીને શેઢા પર મૂકતો. એ ભૂંડણ પણ કદાચ એવો લાડવો ખાઈ ગઈ હશે, અને..

- "મા... ત કી... જ... ય... !" : કૉમન પ્લૉટમાં થયેલા જયઘોષને લીધે અંબાલાલનું ધ્યાન ત્યાંથી પરત ખેંચાયું. કોમન પ્લૉટ તરફ જોયું. હોળી પ્રગટી ચૂકી હતી. ઘડીવારમાં તો એની બબ્બે માથોડાં જેટલી ઊંચી રાતી-પીળી જ્વાળાઓ વાયરામાં આમ-તેમ લહેરાવા લાગી. એ ઝાળમાંથી છૂટા પડીને નાના-નાના તણખા ઝબકતા ઊંચે જતા. થોડે ઊંચે જઈ, વધારે તીવ્રતાથી ચમકતા અને હવામાં આમ-તેમ આથડી રાખમાં વિલીન થઈ ડતા હતા. હોળીનો પૂનમનો થાળી જેવો ચન્દ્ર નજરે ચડ્યો. નાનપણથી માએ એની ચાંદામામા તરીકે ઓળખાણ કરાવેલી. અંબાલાલ ખાસ્સીવાર ચંદ્રની અંદરના આભાસી આકારો સામે જોઈ રહ્યા. રેંટિયો કાંતતી ડોસીના સ્થાને જાણે મા પોતાને જમવાનું પીરસતી હોય એવો ભાવ એમની ભીતર ઊભરી આવ્યો.

- "આ હોળી માતા પ્રગટ્યાં... તમારે આવવું છે દર્શન કરવા કે પછી...?" : નીચેથી હોળીની ઝાળ જેવો જ અવાજ આવ્યો. ભરેલા ભાણેથી ઊભા થઈ ગયા હોય એમ, નિરાશ થઈને અંબાલાલે ચંદ્ર તરફથી નજર પાછી વાળી લીધી. શું જવાબ આપવો એનો વિચાર કરતા હતા, ત્યાં તો પાછળ ને પાછળ બીજો, સત્તાવાહી હુકમ છૂટ્યો : "પણ અમારે તો જવું છે. નીચે આવીને બેસો...!"

એક હળવો નિસાસો નાખીને અંબાલાલ ધીમે-ધીમે નીચે ઊતર્યા. રૂમમાં આવી, સોફા પર બેસવા ગયા ત્યાં જ સામેની ભીંત લટકતી માની છબી પર નજર પડી. ઊંડા ઊતરી ગયેલા ગાલ. અસંખ્ય કરચલીઓવાળી ચામડી... આંખોના કૂવા... માથાના ટૂંકા ધોળાધફ્ફ વાળ... કોરુંધાકોર કપાળ... અને જાણે હમણાં કશુંક બોલી ઊઠશે એવા હોઠ...

અંબાલાલને પાક્કી ખાતરી હતી કે, મારા સંદર્ભે માને ઘણી બધી બાબતે અસંતોષ રહ્યો છે. પણ એમણે ક્યારેય કોઈ વાતે મોઢું ઉઘાડ્યું નહીં... બીજી બાબતોનું તો જાણે ઠીક છે, પોતાની વહુ પ્રત્યે જ એમને કેટલી ફરિયાદો રહી હશે. એના ઑરમાયા વર્તનનો એ અનેકવાર ભોગ બન્યાં હતાં. પણ એની વિરુદ્ધ ક્યારેય એક હરફ સુદ્ધાં ઉચ્ચાર્યો નહીં. ઉલટાનું વહુનું ઉપરાણું લઈને કહેતાં :

- એ ખાલી બોલે એટલું જ... બાકી, ભોપલી સઅ... મુંઢા પર હાચેહાચું કેવા જોઈયે... કોનીય હાડબારી રાખઅ એવી નહીં... આપડે હાચાં હોઈએ પસં હું કાંમ કોઈનાથી બિયાવું જોઈયેં ? મનં તો આવું માણસ ગમં, ભૈ...!

- અંબાલાલ જાણતા કે આ મા નહીં એમની ખાનદાની બોલી રહી છે. નહીંતર, વહુ તો એમની લગીરેયી આમન્યા ક્યાં જાળવતી હતી ? ગમે તેમ તોય મોટા ઘરની દીકરી. ગરીબ, અભણ

સાસુ અને સાસરિયાં તો એના ખાસડાં બરાબર...!

- આ એક બાબતે અંબાલાલને મા પોતે જવાબદાર લાગ્યાં છે. ખરેખર તો સગાઈની વાત ચાલતી હતી ત્યારથી જ અંબાલાલ તો નામક્કર ગયેલા. પણ એ વખતેય માની આણ આડે આવેલી. પોતે પરણીને આવ્યા એ વેળા એ માને કેટલો હરખ થયો હશે, એનો અંદાજ તો અંબાલાલ ખુદ કાઢી શકે તેમ નથી. પરંતુ ગણેશ આગળ બેસી ઘઉંની નાની કોઠીમાંથી રૂપિયો શોધવાની રમતમાં અંબાલાલ જીતી ગયા ત્યારે, માએ જે હોંશભર્યા શબ્દો કહેલા તે અંબાલાલને આજેય એવા ને એવા યાદ છે :

- આ રૂપિયો જીત્યો એટલે, ભૈ...! જાંણી આખું આયખું જીતી જ્યો...! અમં કાયમ ઘરમાં તારું જ ચલણ હેંડશે...!

પરંતુ થયું સાવ અવળું જ. ચલણની વાત તો દૂર રહી. અંબાલાલથી મીના સામે ઊંચા અવાજે બોલી પણ શકાતું નહીં. અંબાલાલને સગાઈ પહેલાં જેનો અંદેશો હતો એ જ થઈને રહ્યું. ઉંમર વીતી ગઈ. પણ નોકરીનો મેળ પડ્યો નહીં. શહેરી વાતાવરણમાં ઊછરેલી પૈસાદાર માવતરની દીકરી એનાં અસલ લક્ષણ દેખાડવા લાગી. એના પપ્પાએ ઓળખાણનો ઉપયોગ કરીને શહેરમાં જ એક ખાનગી શાળામાં મીનાને નોકરીએ રખાવી દીધી. ગામ છોડવું પડ્યું. શહેરમાં, શરૂઆતમાં બે-ચાર જગ્યાએ ભાડાના ઘરમાં રહ્યાં. અને પછી ત્યાંથી છેવાડેની આ સોસાયટીમાં પોતાનું...

ગામમાં એકલાં રહેતાં માને અહીં તેડી લાવવાની અંબાલાલને ખૂબ ઇચ્છા થતી. એમનો જીવ ત્યાં ને ત્યાં જ રહેતો. મનમાં એક ફડક સતત રહ્યા કરતી. ગામમાંથી કોઈનો ફોન આવે કે તરત એમનું હૈયું એક થડકારો ચૂકી જતું. નથી ને મા... ગામ જવાનું થાય તો મીના સાંભળે એમ એ માને તાણ કરી જોતા :

- અહીં એકલાં રહો છો, એના કરતાં ચાલો ને અમારી સાથે... : એનાથી વધારે આગળ એ બોલી શકતા નહીં. એટલું બોલ્યા પછી પણ ભીતર એક જાતનો ભય રહેતો કે, નથી ને મા હા કહી દેશે તો...? મીનાનો ચડી ગયેલો ચહેરો જોઈ એ શિયાવિયા થઈ જતા. પણ મા બાજી સંભાળી લેતાં હતાં :

- ના, ભૈ...! તમારી માયામં તમે સુખેથી ર્યો, એકઅ બશ્ય..! મારઅ તો અમં અઠે દુવારકા.. આજ ભોમકામ જલમ્યાં નં આ જ ભોમકામં ભળી જીયેં એટલ ગંગાજી નાહ્યાં...

માનો જવાબ સાંભળી મીનાના તંગ ચહેરા પર જે હળવાશ વ્યાપી જતી એ અંબાલાલની કાબેલ નજરે પકડાઈ જતું. એ ભીતરથી ઊકળી ઊઠતા, પણ...

બારીના કાચ-પરદાનું આવરણ ભેદીને પેલી ભૂંડણના કરાંજવાનો આજ રૂમમાં પણ વહી આવ્યો. ઘર આખામાં ઘૂમરીઓ લેવા લાગ્યો. તરફડતી-આળોટતી અસહાય ભૂંડણ અંબાલાલની આંખ સમક્ષ આવી ઊભી. થોડીક વાર પછી નમાયાં થઈ જનાર એના બચ્ચાં પણ ઓશિયાળાં બનીને ઊભાં હતાં...

અંબાલાલને સાંભરી આવ્યું. હોળીની સાંજ... હકડેઠઠ ભરાયેલું ઘર... તૂટેલી ઢોયણીમાં એક નાનકડા પોટલાનો ભ્રમ કરાવતું, ટૂંટિયું વાળીને પડેલું માનું માંદલું શરીર... બહાર રોકકળ કરી રહેલાં કૂતરાં... ઘડીકમાં આંખ ઊઘડતી ને વળી પાછી બિડાઈ જતી. અંબાલાલ ઓશિયાળી આંખે જોઈ રહ્યા હતા.

વાસની કોઈક બાઈ બોલી રહી હતી : માજીનં બચરાંનં મોટાનું બઉ બળતું'તું... લાગ સ ઈયાંના મં જ ઈમનો જીવ ભરઈ ર્યો સ...!

- અલ્યા, ભૈ...! અંબાલાલ આ ડોશી કષ્ટાંય સં... કાં'ક કરોં તો ઝટ છૂટી જાંય... ઓસરીમાંથી એક ડોસા બોલ્યા.

એમના અવાજો ખાસ્સા દબાયેલા હતા, છતાંય અંબાલાલના કાન સુધી પહોંચી ગયા. એ મોટામાં જીવ રાખીને દુઃખી થઈ રહેલી માને કઈ રીતે મુક્ત કરવી એ વિશે વિચારવા લાગ્યા. પછી એકદમ ઉકેલ જડી ગયો હોય તેમ એમણે મીનાને એક ખૂણે લઈ જઈ વાત કરી. એ જાણે રીતસર કરગરી રહ્યા હતા : મેં જીવનમાં બીજું કંઈ નથી માગ્યું. બસ, માનો જીવ છૂટી જાય, એટલા માટે...!

મીના કશુંય બોલ્યા વગર આંગણે ગઈ. માથે રૂમાલ ઢાંકી આગળ-આગળ ચાલતા અંબાલાલની પાછળ પાછળ લાજ વાળીને દોરાવા લાગી...

- લ્યો, દલીમા...! મોટો-મોટો કરતાં'તાં તે આ તમારો મોટો આયો, ઉઘાડોં આંશ્યો...! : નક્કી કર્યા પ્રમાણે એક બાઈ બોલી. સાવ મડદા જેવા શરીરમાં જાણે સંચાર થયો. અને મા બેઠાં થયાં. અંબાલાલે વાંકા વળીને એમના ચરણસ્પર્શ કર્યા. માનો હાથ ઊંચો થયો. એકાદ ક્ષણ એમના માથા પર ફરતો રહ્યો. અને બીજી જ ક્ષણે ધબાક.. હાથ નીચે અને ડોક ડાબી બાજુએ ઢળી પડી. એમની ખુલ્લી આંખો બંધ કરવા જતાં એ આંખોમાં પોતાનું પ્રતિબિંબ ભાળીને અંબાલાલ છળી મર્યા. અરેરે...! જિંદગીમાં ક્યારેય નહીં ને અંતકાળે મેં માને આ રીતે છેતરી...? એમની આંખેથી પાણીના રેલા વહેવા લાગ્યા...

- લ્યો, અમે તો દર્શન કરી આયાં... તમારે હવે જવું છે કે નહીં...? : મીનાનો અવાજ સાંભળીને અંબાલાલ સહસા ચોંકી ઊઠ્યા. રૂમમાંથી ઓસરીમાં આવી ગયા. ક્યાંય સુધી આંખો મીંચીને ખુરશીમાં બેસી રહ્યા. પેલી ભૂંડણના કરાંજવાના અવાજો હજીય આવ્યે જતા હતા. જો કે, માત્રા ઘટી હતી. કદાચ એનો અંત નજીક હતો. આખરે થાકીને એ ત્યાંથી ઊભા થયા. બહાર નીકળ્યા. ધીમી ચાલે કોમન પ્લોટ તરફ વળ્યા. ત્યાં હવે કોઈ નહોતું. હોળીના ઠરવા આવેલા અંગારા હવાના આછા હડદોલાથી પ્રજ્વલિત થઈને ચમકી ઊઠતા હતા. અંબાલાલે હોળીની ફરતે થોડા આંટા માર્યા. પછી હોળીની સાવ પાસે ભોંય પર પલાંઠી વાળી બેસી પડ્યા. આંખો મીંચી દીધી. માની ચિતા અને હોળીની આગ ભેળસેળ થઈ એમની આસપાસ વીંટળાઈ વળી. બીજી જ પળે એમની બંધ આંખોમાંથી પાણી વહેવાં લાગ્યાં. આ શું થઈ રહ્યું હતું ? માને છેતરવાનું પ્રાયશ્ચિત...? કે પછી...? એમને નવાઈ લાગવા માંડી. હોળીના દઝાડી મૂકે એવા અંગારામાંથી એમને કોઈ જુદા જ પ્રકારની હૂંફ સાંપડી રહી હતી. ખાસ્સીવાર પછી એમણે આંખો ખોલી. એક ઊંડો શ્વાસ ખેંચી ઊભા થવા જતાં હતાં ત્યાં જ પડખે નજર પડી. એ એકદમ ભડકી ગયા. આંખો પહોળી થઈ ગઈ. એ ધારી ધારીને જોઈ રહ્યાં : છેક નાક સુધી સાડીનો છેડો તાણીને એમની અડોઅડ આ કોણ બેઠું હતું...?

*૬, પુષ્પકુંજ સોસાયટી, ગુરુકુળ હાઈસ્કૂલ સામે,*
*કાંસા રોડ, વિસનગર-૩૮૪૩૧૫, (ઉ.ગુ.)*
*મો. ૯૪૨૭૪૫૯૩૦૫*

(અનુસંધાન પૃષ્ઠ ૨-૫૪નું ચાલુ)

- અને, મમ્મીની જેમ જ બહેનપણીએ પણ શ્વેતાને પરખાવી દીધું હતું, 'અલી, શ્વેતલી, તારો નિર્ણય જે હોય તે, પરંતુ તારા માટે કપરાં ચઢાણ છે, તે તું જાણી લે જે - ગામડું, ગરીબી, અજ્ઞાનતા, પછાતપણાના ભેદભાવ... અને તેમાંય વળી ?'

'અલી, સ્નેહમાં તો સમર્પણ જ હોય ! એમાં સવાલો અને સમાધાન ના હોય, બોલ, તારે હવે કૈં કહેવું છે ?'

★★★

- અને, આમ, બધા જ અવરોધો વચ્ચે શ્વેતા અને વિજય પરણી ગયાં હતાં.

સઘળું જાણવા છતાં, ગામડામાં કેટલાય લોકોએ વિજયની સાથે શ્વેતાને પણ અપમાનિત કરી હતી. હડધૂત કરી હતી. ઉપેક્ષા જ નહીં, તિરસ્કાર પણ... પછાતપણાના ભેદભાવ અને માનવ અધિકારો વિશે સૌને સમજાવ્યું, પણ રૂઢિગત ખ્યાલોની જડતાના કારણે બહિષ્કાર જેવી સ્થિતિમાં નિઃસહાયતા, શ્વેતા અને વિજયે મૂંગે મોંઢે સહી. જોતજોતાંમાં વાસ વેરાન બની રહ્યો. વિદ્રોહનું બાષ્પીભવન થતું જોઈ, અંતે ફરી શહેરનો સ્લમ એરિયા સ્વીકાર્યો. ગામડાની જેમ જે સ્લમ એરિયામાં પણ ગરીબી, ગંદકી, પોલ્યુશન... રૂઢિઓ અને કુરિવાજો - આ બધું જ છતાં વિજય અને શ્વેતા હસતા મોઢે હાથા બેલી, હાથા-બેલી, ચાલતાં રહ્યાં હતાં - સંસારની કેડીએ...

★★★

શ્વેતા ચા બનાવતાં બનાવતાં વિચારે ચઢી હતી. 'વિજય, એકલો, એકલવાયો, ખોવાયો, ખોવાયો કેમ રહેતો હશે ? હું એની પડખે સૂતી હોઉં અને સંસાર-સરિતામાં ડૂબવાનું સ્વપ્નું કેમ આવ્યુ ંહશે ? શું, હું સંસારનાં સ્વપ્નાં સમજાવવામાં ઊણી તો ઊતરતી નથી ને ? એની 'અધૂરી વાર્તા' જેવા અધૂરા ઓરતાનો સંતાપ તો નથી રહ્યો ને ? હા, વિજયે સમજવું જોઈએ કે સ્વપ્નું જીવન બની શકે છે, પણ જીવન એ સ્વપ્નું નથી. અધૂરા સ્વપ્નાંનો ઉજાગરો તો સૌને હોય, પણ... સ્વપ્નાં સાકાર કરવાં સરળ તો નથી જ. વર્ગ-વર્ણના ભેદભાવ મુક્ત બની યુવાનો વિદ્રોહ કરે તો સમાજનું નવસર્જન સહજ બની જાય...!' આમ મનોમંથન કરતાં, કરતાં શ્વેતાએ વિજય સામે ચા નો કપ ધરી દીધો. 'લ્યો લેખક મહાશય, પહેલાં ચા પી લો, પછી સરપ્રાઈઝ આપું.'

વિજય ઘડીભર શ્વેતા સામે આશ્ચર્ય નજરે જોઈ રહ્યો.

શું જોઈ રહ્યા છો ? યાદ છે... આજે આપણા લગ્નની પાંચમી એનીવર્સરી છે ?' શ્વેતાએ પ્રસન્નતા ભાવે વિજયના ગાલ ઉપર પાંચે આંગળીઓ વડે વ્હાલપૂર્વક સ્પર્શ કર્યો.

'...એટલે, આજે તું આટલી બધી ખુશ છે ? હું પણ તને સરપ્રાઈઝ આપવા માગું છું.'

'બોલો, લેખક મહાશય, આનંદમાં ઉમેરો થશે.'

'પુસ્તક-પ્રકાશક અને વિક્રેતાનો, હમણાં જ મેસેજ હતો : 'અધૂરી વાર્તા'ને પ્રથમ પુરસ્કાર મળે છે.' વિજયના ચહેરા ઉપર પ્રસન્નતા છવાઈ ગઈ હતી. 'અધૂરી વાર્તાને પુરસ્કાર...! અભિનંદન, અભિનંદન... પણ... આપણાં અધૂરાં સ્વપ્નાંઓનું શું ?'

શ્વેતા ગંભીર ભાવે બોલી.

'સ્વપ્નાં સાકાર કરવાં એ સીધાં ચઢાણ છે...' વિજય બોલતાં, બોલતાં લાગણી સભર બની અટકી ગયો.

'...પરંતુ, 'અધૂરી વાર્તા'ના પુરસ્કારનું શું ?' શ્વેતા હસતાં હસતાં બોલી.

'પુરસ્કાર...? પુરસ્કાર તો શ્વેતાને અર્પણ...'

વિજય સહજ બોલી ઊઠ્યો.

'થેંક્યુ, વિજય ! પણ...' શ્વેતા આંખો નીચે ઢાળી, અધરોમાં લઘુક સ્મિત સાથે બોલી, 'વિજય, તારે મને પુરસ્કાર જ આપવો હોય તો...?!' કહેતાં શ્વેતાએ અબોલું ગળામાં ઘૂંટ્યું. વેદના સભર વદને ઊંડી આહ લેતાં, પેટ ઉપર હાથ ફેરવવા લાગી. સાડીનો પાલવ સરખો કર્યો. ચકલી-ઘરમાં બચ્ચાં ચીં. ચીં કરી રહ્યાં હતાં.

શ્વેતા ઘડીભર સજળ નેત્રે ટગર ટગર જોઈ રહી હતી. વિજય ચાની ચૂસકી ભરતાં, શ્વેતા સામે ગંભીર વદને જોઈ રહ્યો હતો. ત્યારે, બારીમાંથી ઓચિંતો નાનકડો ઢેખાળો આવ્યો, વિજયને સ્પર્શી પથારીમાં પડ્યો, વિજયે ચા નો કપ નીચે મૂકી, ઊભા થઈ, બારીમાંથી ડોકિયું કરી, બહાર જોયું. સામેની ઝૂંપડપટ્ટીનાં નાગાં-પૂગાં, ભૂખ્યાં બાળકો ગોરસ આંબલી ઉપર ઢેખાળા ફેંકી રહ્યાં હતાં. વિજય ઘડીભર વેદના સભર હૈયે ઊભો ઊભો જોઈ રહ્યો હતો. સઘળાં સ્વપ્નાં રોળાઈ ગયાનો અહેસાસ મનોમન અનુભવતાં વિજયથી ડૂસકું લેવાઈ ગયું.

ઓરડામાં પંખાની હવાથી ખાલીપો ફંગોળાઈ રહ્યો હતો. બહાર ચોમેર પ્રસરી રહેલા ધૂમાડામાં, સવારના સૂરજનું અજવાળું ભીંજાયેલા હવામાનમાં આછું, પીળું પ્રજળી રહ્યું હતું.

*૫૧૬, ગાયત્રી સોસાયટી, સેક્ટર-૨૭,*
*ગાંધીનગર-૩૮૨૦૨૮.*
*મો. ૯૪૦૮૨૮૮૦૩૫*

# અજોડ પ્રેમ...

- *અલતાફ પટેલ*

**એ** વાત તો સાચી જ છે કે, મળવું અને છૂટા પડવું એ ઈશ્વરની ઇચ્છા ગણો કે ભાગ્યના ખેલ. બંને બાબતો શ્રદ્ધાથી સાચી જ માનવી પડે. ન ધારેલ વ્યક્તિ ક્યારેક અનાયાસે મળી જાય તો ક્યારેક છૂટી પણ પડી જાય.

જુવો ને બેન્કમાંથી છૂટીને અજોડ બાજુના મેડિકલ સ્ટોર્સમાં તેના મમ્મીની દવા લેવા ગયો ને અચાનક ગરીમા મળી ગઈ. ઘડીભર તો તે અવાક બની તેને તાકી જ રહ્યો... ગરીમા પણ એ રીતે અજોડને તાકતી જ રહી ગઈ... દસેક વર્ષે થયેલી આ મુલાકાત ખરેખર બંનેને આશ્ચર્યજનક લાગી.

આ મારી બેબી મહેક છે.

અજોડે તેના માથે હાથ પસાર્યો. પછી બીલની રકમ ગરીમા આપવા જતી જ હતી ને તેને અટકાવી અજોડે જ બધી દવાઓનું પેમેન્ટ કરી દીધું.

થેન્કસ..

કોના માટે દવાઓ લીધી ?.. અજોડે પૂછી લીધું.

મમ્મી બહુ બીમાર છે તેમને માટે.. અને તમે ?

મારા ડેડી માટે...

બાય ધ વે તમને આજે શુટેડ બુટેડ જોઈ ખૂબ જ આનંદ અનુભવું છું.

મને ખબર છે ગરીમા તમે મને આ રૂપમાં જોઈને ચોક્કસ પ્રસન્ન થયા હશો... સહેજ અટકીને : ઘરે જ જવું છે ને... વાહન લઈને આવ્યાં છો...?

ના બસમાં...

ચાલો હું તમને ઘરે મૂકી જાઉં છું.

ના... ના... અજોડ અમે જતા રહીશું... બસસ્ટોપ પાસે જ છે.

ભલે પાસે રહ્યું... કાઉન્ટર પરથી ડેરી મિલ્ક ચોકલેટ લઈ અજોડે બેબીના હાથમાં મૂકી.

થેન્ક યુ અન્કલ...

વેરી સ્માર્ટ મહેક...

થોડા સમય પહેલાં જ લીધેલી વોઘનમાં અજોડે ગરીમા ને બેબીને બેસાડી કાર હંકારી મૂકી.

મુંબઈથી ક્યારે આવ્યા ?... અજોડે મુદ્દાની વાત શરૂ કરી.

ચાર મહિના થઈ ગયા. હવે પાછા જવાનું નથી... ગરીમાના સ્વરમાં કંપારી હતી.

કેમ શું થયું ?

મોહિતને મારી પાસે ના ફાવ્યું. મેં તો ભરપૂર કોશિશ કરી. તેની ખૂબ જ હૃદયથી સેવા પણ કરી. પ્રાઈવેટમાં સર્વિસ કરીને પગાર પણ તેના હાથમાં મૂકતી. તેના મમ્મી-ડેડી પણ મારાથી ખૂબ ખુશ હતાં. પણ મોહિત મનોમન પીડાતો હતો. વાત વાતમાં ચિડાઈ જતો. રસોઈમાં ભૂલો કાઢતો. સહેજ ખુલાસો કરું તો તું સામું બોલે છે એમ કહીને હાથ ઉપાડવા માંડતો. મારાથી આ બધું સહન થયું નહીં. મેં જ સામેથી છૂટાછેડા માગી લીધા. તેને આઝાદ કરી દીધો.

બોલતાં બોલતાં ગરીમાની આંખો અશ્રુભીની બની.

છૂટા પડ્યા પછી ઘરની વાતો બહાર પાડવી કે ઘસાતું બોલવું એ મારા સંસ્કાર નથી. પણ તમને અંગત ગણું છું... એટલે...

મને તમારા ચહેરા પરથી જ ખબર પડી ગઈ હતી કે તમે ખૂબ મુશ્કેલીમાં હશો. કેટલા સૂકાઈ ગયાં છો. સૌંદર્યથી ઝગારા મારતો તમારો ચહેરો કેવો વિલાઈ ગયો છે ગરીમા...

બસ ગાડી ઊભી રાખો.. પાલવથી ગરીમાએ આંખો લૂછી લીધી. સ્વસ્થતા કેળવીને અજોડને કહ્યું : ચાલો ઘરે મમ્મી-ડેડીને મળી લ્યો...

ચોક્કસ આવતો પણ મમ્મી-ડેડી મારી રાહ જોતાં હશે... પણ આવતી કાલે સન્ડે છે એટલે સમય કાઢીને આવી જઈશ. અને હા હવે જીવ બાળવાનું છોડી દ્યો... જે કાંઈ થતું હશે સારું જ થતું હશે.

એટલું કહી અજોડે તેનું વિઝિટીંગ કાર્ડ ગરીમાને આપ્યુ. અજોડ તેનો મોબાઈલ નંબર માંગે તે પહેલાં જ તેણે સામેથી લખાવી દીધો...

સાચવીને જજો... વર્ષો પહેલાં આવી રીતે જ ગરીમા છૂટા પડતાં અજોડ પ્રત્યે લાગણી દર્શાવતી.

અજોડ ઘરે આવ્યો. ફ્રેશ થઈને મમ્મી-ડેડી સાથે આખા દિવસની ચર્ચા ને તબીયતની પૃચ્છા કરી લોબીમાં ઈઝીચેર પર બેઠો. અતીતમાં ગરકાવ થઈ ગયો.

કોલેજના એ દિવસો હતા. બી.કોમ.નું છેલ્લું વર્ષ. પોતાના ઘરે પૈસાની ખૂબ જ ખેંચ... પુસ્તકો ખરીદવાના પૈસા પણ પોતાની પાસે નહોતા. એ તો લાયબ્રેરીમાં પુસ્તકો ગોતતાં અચાનક ગરીમા સાથે નજર મળી ગઈ...

પ્રથમ ટેસ્ટ આવી રહ્યો છે અને પુસ્તકો પણ હું ખરીદી શક્યો નથી... તેનાથી બોલાઈ પડેલું. એ સાંભળતાં જ ગરીમાએ પોતાના હાથમાંનાં બે પુસ્તકો તેના હાથમાં મૂકી દીધાં.

નહીં... નહીં... તમારી પાસે રાખો... તમારે મારા કારણે મુશ્કેલીમાં મૂકાવાનું નથી.

ગરીમા સફાળી બોલી પડી : અરે એમાં મુશ્કેલી શાની... જુવો હવે હું અહીંથી મારી જોબ પર જાઉં છું... કાલે મળીશું. મારે આ પુસ્તકો સંભાળવા કયાં ?

ક્યાં જોબ કરો છો ?... અજોડ ઝડપથી પૂછી લીધું. પ્રાઈવેટ કંપનીમાં એક્ઝિક્યુટીવ છું... સારો પગાર મળે છે...

તેણે પર્સમાંથી વિઝિટીંગ કાર્ડ કાઢીને અજોડને આપ્યું. બંને છૂટા પડ્યાં ને એ પછી અવારનવાર લાયબ્રેરીમાં ને પછી બહાર પણ મળતા થયાં. પોતે ઘણી જગ્યાએ ઈન્ટરવ્યૂ આપતો હતો પણ જોબ મળતી નહોતી. ફી ભરવાનાં ય ફાંફાં હતાં. એ તો અચાનક ગરીમાએ જેમણે ફી ભરી નહોતી એ વિદ્યાર્થીઓના નામ નોટિસ બોર્ડ પર જોયાં એમાં અજોડનું નામ જોઈ ભડકી. ઓહ માય ગોડ... તે તુરત જ ઓફિસમાં ગઈ અને અજોડની ફી ભરી દીધી. સાંજે સ્ટાર કંપનીના ગેટ પર તે ઊભો જ હતો ને ગરીમા આવી પહોંચી. તેનો હાથ પકડીને સામેના પાર્લરમાં લઈ ગઈ.

અહીં બેસો... તે સીટ પર ગોઠવાયો. ગરીમા બે કપ બટર સ્કોચના લઈ આવી.

બસ ને મને અંગત સમજતા નથી ને... મેં તમને પહેલાં પણ કહ્યું તું ને આજે પણ ફરી કહું છું કે, કોઈ પણ મુશ્કેલી હોય મને ભાગીદાર બનાવવી. કહ્યું હતું કે નહીં ?

હા કહ્યું હતું.. પણ ગરીમા તમારી આગળ મારી જીભ ખુલતી નથી. હું તમને ચિંતામાં મૂકવા સહેજે તૈયાર નથી.

ગરીમાએ તેના હાથ પર હાથ મૂકી ખૂબ જ પ્રેમથી કહ્યું : જુવો હું તમને મદદરૂપ નહીં થઈ શકું તો મને ખૂબ જ દુઃખ થશે. તમે મને દુઃખી કરવા માંગો છો ?

કદાપિ નહીં.. તો હવે પછી મારાથી કશું જ છુપાવશો નહીં.. એટલું કહી ગરીમાએ કોલેજમાં ફી ભર્યાની રિસિપ્ટ ધરી.

ઓહ નો ગરીમા.. આ તમે શું કર્યું ?

સાચું જ કર્યું છે.. તમારી જગ્યાએ હું હોત તો તમે મને સહાય ન કરતા બોલો ?

ઈશ્વર કરે કોઈ દિવસ એવો તમારો ન આવે. હમણાં ઘરમાં ખૂબ જ પૈસાની ખેંચ રહે છે... બહેનના લગ્નની તૈયારી થઈ રહી છે. ડેડીના પેન્શનમાંથી કશું જ બચતું નથી અને હું કાંઈ પણ કરી શકું તેમ નથી. એ તો ભલું થશો કે ડેડીના મિત્ર ઉસ્માનચાચાએ મને તેમની ફેક્ટરીમાં બોલાવી લીધેલો... સારો એવો પગાર આપતા. ધરપત પણ ડેડીને આપી હતી કે તેમની દીકરી એ મારી છે. લગ્ન તો ધામધૂમથી જ થશે ને એમણે ખૂબ જ મદદ કરી અમારા ઘરની મુશ્કેલીને ટાળેલી.

બધી વાત શાંતિથી સાંભળીને ગરીમા ફરી એકવાર એક અમીદૃષ્ટિ તેના પર નાંખી બોલેલી : હવે તમે એકલા નથી હું પણ તમારી સાથે જ છું. ચિંતા કરશો નહીં.

એ પછી અવાર-નવાર ગરીમા દર મહિને તેના પગારમાંથી સારી એવી રકમ અજોડ સાથે જોઈન્ટ એકાઉન્ટ એસબીઆઈમાં ખોલાવેલું તેમાં જમા કરાવતી.

આ પૈસા તમારા જ છે એમ માની ઉપયોગમાં લેજો. તેણે ચેકબુક પણ તેને આપેલી... એની ભલમનસાઈ ને ઉત્કટ પ્રેમ જોઈ તેની આંખો ભીની થઈ ગયેલી. તેનાથી બોલી પડાયેલું : તમારા આ ઉપકારનો બદલો કેવી રીતે વાળીશ ગરીમા..

એમાં ઉપકાર શું... સાચો પ્રેમ હોય ત્યાં બધું જ નિઃસ્વાર્થ ભાવે થાય... હું તમને મદદરૂપ થઈ શકી એનો મને ખૂબ જ આનંદ છે. તમે કહેશો ત્યારે તમારી સાથે લગ્ન કરવા હું તૈયાર છું...

ચોક્કસ ગરીમા આપણે લગ્ન કરી લઈશું. ફક્ત મને જોબ મળી જવા દે... મારા મમ્મી-ડેડીને સમજાવી લઈશ. એ મારી વાતને નહીં નકારે...

સમય વીતતો ગયો. પોતે અનેક જગ્યાએ પોતે બી. કોમ. ફર્સ્ટ ક્લાસ હતો તોય ઈન્ટરવ્યૂમાં સફળ થતો નહીં. એ અરસામાં ઉસ્માનચાચાનું અવસાન થયું. છેલ્લી આશા પણ સફળ ન નીવડી.

એક સાંજે ગરીમા ઉદાસ હતી. તેણે તેના હાથમાં એક ફોટો મૂક્યો... મુંબઈથી છોકરો આવ્યો છે. નામ મોહિત છે. ટેક્સટાઈલ ફેક્ટરીના માલિકનો દીકરો છે. કોણે જાણે એણે ક્યારે મને જોઈ લીધી. સામેથી ઓફર આવી છે અજોડ... મમ્મી ડેડી ખૂબ જ આગ્રહ કરી રહ્યાં છે શું કરું મને. તમારા વગર અન્ય સાથે કેવી રીતે અનુકૂળતા આવે ?

આવે કેમ ન આવે ગરીમા... તું આ વાત સ્વીકારી લે... સુખી થઈ જા... મારા કારણે વિલંબ ના કરીશ. તારા મમ્મી ડેડી બીમાર રહે છે તેમને પ્રસન્ન કરી લે... આપણો પ્રેમ હંમેશા છે ને રહેશે. જીવનમાં આવી સામે ચાલીને તકો ભાગ્યે જ આવે છે... તેને ન તરછોડાય...

એ સાંજે ગરીમા ખૂબ રડી. તેને ખૂબ જ સમજાવી અજોડે મનાવી લીધી.

ગરીમા પરણીને મુંબઈ જતી રહી. પોતે ક્યારેય તેના જીવનમાં સહેજે મુશ્કેલી ના આવે એ માટે ક્યારે કોઈ પણ જાતનો સંપર્ક રાખ્યો જ નહીં.

એ પછીના બે વર્ષે તે એસબીઆઈના ઈન્ટરવ્યૂમાં સામેલ થયો તે ઈશ્વરના ને મમ્મી ડેડીના આશીર્વાદથી તેને જોબ મળી ગઈ... નિરાશામાં આસાના વાદળો છવાઈ ગયાં. વરસવા માંડ્યા. તેની ઈચ્છા ખૂબ જ પ્રબળ થવા માંડી કે

(અનુસંધાન પૃષ્ઠ ૨-૭૮ ઉપર)

# ચરખી

*- અતુલકુમાર વ્યાસ*

**સા**ડા સાતની લોકલમાં જગમાલ એના ગામના ફલેગ સ્ટેશને ઊતર્યો. ને ધીમા ડગલે ગામભણી ચાલતો થયો... આજે એક મહિને એ ગામડે પાછો આવ્યો હતો. ઘેર પહોંચી ખડકીનું સાંકળ તાળું ખોલ્યું. બા વિનાનું સૂનું ઘર ભેંકાર લાગતું હતું. એટલે જ આ ગામ છોડીને શહેરમાં જતો રહ્યો હતો... આમેય મજૂરી ગામડા કરતાં શહેરમાં વધારે મળે છે...! જગમાલ માથું મોઢું ધોઈને કોરું કરતો હતો ત્યાં જ ઘરની પાછળી શેરીમાં પોલીસની વાન આવીને વનરાજ મુખીના ઘર પાસે ઊભી રહી ને શેરીના નાકા સુધી ડોકાતા રહેલા જગમાલને પેટમાં ફાળ પડી...! આ મુખી ડોસલાએ તો ભારે કરી...! જગમાલના રૂંવાડા બેઠાં થઈ ગયાં. નક્કી મુખીએ ગઈ રાત્રે થયેલા હુમલાના અનુસંધાને જ આ પોલીસ બોલાવી હશે... અને એ કહેશે કે...! હાય રામ...! એની આંખો સામે તાલુકાના પોલીસ થાણાની કાળ કોટડી આવી ગઈ... જેમાં લોઢાના સળિયાવાળા દરવાજામાં પૂરાયેલા ગુનાખોરોને એણે પોલીસચોકી સામેથી પસાર થતાં અનેક વાર જોયા હતા. આ ડોસલો એનેય આવી ઓશિયાળ કરાવશે... ને એણે સાંભળ્યું હતું કે નવો આવેલો ઈન્સ્પેક્ટર સૈયદ તો ભારે ક્રૂર હતો... ગામના લક્ષ્મણ પગીનો છોકરો સુરેશ મોટર સાયકલની ચોરીમાં પકડાયો ત્યારે ગળામાં ટાયર લટકાવીને આખાય ગામમાં એનું ફુલેકું આ સૈયદે ફેરવ્યું હતું.

''અલ્યા જગમાલ...!'' એની પાછળથી કોઈ જાણીતો અવાજ એને સંભળાયો. એટલે એણે પાછળ જોયું... એ મુખીનો માણસ બાલો હતો... ''હું તને જ બોલાવા આવ્યો છું... હાલ્ય તને મુખી બરકે છે.''

''મને...?'' જગમાલના ગળે શોષ બાજ્યો : ''મારું કયું કામ પડ્યું ?''

''રામ જાણે'' બાલાએ કહ્યું : ''મને તો મુખી એ ભણ્યું કે જગમાલને બોલાવ્ય એટલે હું તારે ઘીરે આની કોર્ય આવ્યો છઉં...''

જગમાલને એકાદ પળ તો અહીંથી મુઠ્ઠીઓ વાળીને નાસી જવાની મરજી થઈ આવી... પણ આ પોલીસવાળા એને સીમ સુધીમાં આંબી જશે એની જગમાલને પૂરી ખાતરી હતી... ક્ષણેક તો એમ થઈ ગયું કે આ ડોસલાને વધેરીને રાત્રે જ ગામ છોડી જતો રહ્યો હોત તો આ દહાડો તો ન આવત... આ તો ડોસલાનો વાળેય વાંકો થયો નહીં ને એને જેલમાં જવાનો વારો આવશે... જે થાય ઈ પણ હવે નાસ-ભાગ કરવાથી પગ ભાંગવાના થાય.. કાંઈ વળે નહીં એના કરતાં તો પડશે એવા દેવાશે...! જગમાલે બાલાની સાથે મુખીના ઘર તરફ ચાલતા મનોમન વિચાર્યું : કે મુખી ગમે એટલો આરોપ મૂકે... કે પોલીસવાળા ધોકા ઉગામે, ગમે એટલો માર પડે પણ કબૂલવાનું તો નહીં જ.... એણે સાંભળ્યું હતું કે, ગુનો કબૂલ કર્યા પછી કાયદો છોડતો નથી !

જગમાલ મુખીની ડેલીની બારી ખોલીને અંદર આવ્યો ત્યારે મુખી હીંચકે બેઠા હતા અને એમની સામે ખુરશીમાં પગ ઉપર પગ ચઢાવીને ઈન્સ્પેક્ટર સૈયદ બેઠા હતા. મુખીએ કહ્યું : ''સૈયદ સાહેબ, આ જગમાલ આવ્યો...!'' એટલે સૈયદ સાહેબે જગમાલની સામે જોયું... જગમાલને કપાળે પરસેવો વળી ગયો હતો. મુખી એ જગમાલને કહ્યું : ''સાહેબ, તારું જ પૂછે છે... જગમાલ...''

''મારું...?'' જગમાલને ગળામાંથી અવાજ ગગડી ગયો... : ''મારું કાં...?''

''તું સૂર્યાનો ભેરુ છો...?'' સૈયદ સાહેબે એમની સામે ઊભેલા જગમાલને ડોળા કાઢી કરડાકીથી પૂછ્યું : ''જો ખોટું બોલ્યો તો ખેર નથી હોં...!''

''મારું...?'' જગમાલને ગળામાંથી અવાજ ગગડી ગયો... : ''મારું કાં...?''

''તું સૂર્યાનો ભેરુ છો...?'' સૈયદ સાહેબે એમની સામે ઊભેલાં જગમાલને ડોળા કાઢી કરડાકીથી પૂછ્યું : ''જો ખોટું બોલ્યો તો ખેર નથી હોં...!''

''સૂર્યો...?'' જગમાલે પાક્કું કર્યું : ''એટલે સુરેશ લખમણ...?''

''હા,'' સૈયદ સાહેબે કહ્યું : ''ઈને મોટર સાયકલની ચોરીમાં ખાતાએ પકડ્યો છે, ઈને પંદર મોટર સાયકલની ચોરી કબૂલી છે... ને ઈના બીજા સાથીદારોને પકડવાનો ઉપરથી આદેશ છે... એટલે સાચે સાચું જે હોય ઈ કહી દેજે, પછે ખબર પડશે તો દયા નહીં દેખાડું... બધાં ય હાડકાં તૂટશે...''

''સાહેબ, ઇ મારો ભેરુ નથી... ને ભાઈબંધેય નથી...'' જગમાલે ગળા આડે આંગળી રાખીને કહ્યું : ''મા ના સમ સાહેબ... ગામનો છે એટલે ઈને ઓળખીયે એટલું જ...બાકી ઈના કોઈ કામમાં હું ભાગીદાર નથી.'' એકાદ પળ રોકાઈને જગમાલ બોલ્યો : ''ઈ ચોરીયું કરે છે ઈની ય મને

ખબર નોતી સાહેબ'' સૈયદ સાહેબ એકાદ પળ જગમાલની સામે કરડી નજરે તાકી રહ્યા.. જાણે એના શબ્દોની સચ્ચાઈ માપતા હોય.

જગમાલ ઓશિયાળ થઈ ખડો હતો... એની સામે તાકી રહેલા સૈયદ સાહેબને મુખી એ વિશ્વાસ આપતા કહ્યું : ''સાહેબ, આ છોકરાને હું ઓળખું છું... ઈ આવામાં હોય જ નહીં...'' પછી જગમાલ તરફ નજર કરી સાહેબ સામે જોતા મુખી બોલ્યા : ''એની મારી જવાબદારી...!''

''ભલે મુખી-રજા લઉં...?'' સૈયદ સાહેબે ખુરશીમાંથી ઊભા થતાં કહ્યું : ''હજુ તપાસનાં બીજાં કાગળિયાં કરવાનાં બાકી છે, ગામમાં બે ચાર જણની જુબાની લેવાની છે,'' મુખી અને સૈયદ સાહેબ સાથે આવેલા બે ચાર પોલીસ જમાદાર ડેલીની બહાર નીકળ્યા. એમની પાછળ પાછળ જગમાલેય સરકી ગયો હોત પણ એને વિચાર આવતો હતો : આ મુખી એની જાતનો...! મારી જવાબદારી કહીને મારી સામે એવો તાકતો હતો જાણે હું કોઈ મોટો ગુનેગાર હોઉં ને મને એની જવાબદારી ઉપર છોડાવતો હોય..! મારા ઉપર ઉપકાર જતાવીને એનું મોત પાછું ઠેલવા કરે છે પણ યાદ રાખજે વનરાજ મુખી, તું એક ને એક દિવસ મારા હાથે જ ટિચાઈ જવાનો છો...! બે વાર ભલે છટકી ગ્યો પણ હું હાર્યો નથી. આ જન્મારે તો તને ઠાર માર્યે છૂટકો... કાં હું નહીં ને કાં તું નહીં... એ નક્કી...!

પણ એને આશ્ચર્ય એ હતું કે, મુખી સૈયદ સાહેબ સામે એક શબ્દ બોલ્યો કાં નહીં...? નહીંતર અંધારામાં છરીનો ઘા ઝીંક્યો ત્યારે મુખીએ આડો હાથ દઈ દીધો ને બીજા હાથે એની બોચીમાં લપડાક નાખી ત્યારે જગમાલે માથે બાંધેલી બુકાની છૂટી ગઈ હતી. મુખી એનો ચહેરો જોઈ ગયો હતો... એ બરાબર જાણતો હતો કે એના પર આ જીવલેણ હુમલો કરનાર એની એક દીવાલે રહેતો એ એના કુટુંબી ભાઈનો મથુર જીવરાજનો દીકરો જગમાલ જ હતો, પણ મુખી કાંઈ બન્યું જ ન હોય... એમ વર્ત્યો એ જગમાલને મન ભારે મોટું આશ્ચર્ય હતું. જગમાલના બાપ મથુરનો પિતરાઈ નાનો ભાઈ વનરાજ જગમાલનો કુટુંબી કાકો થતો હતો. જો કે એ સંબંધે વનરાજ પલળી જાય એવો ન હતો... સગાવટની પરવા એણે ક્યાં ક્યારેય રાખી હતી...!

વનરાજ મુખી પેટ બળ્યો હતો... મુખીની બૈરીએ પહેલાં જણતરમાં દીકરો જણ્યો પણ બીમાર જન્મ્યો હતો એટલે જનમના પાંચ સાત વાહે શ્વાસ ભરાઈ ગ્યો ને છોકરું ઠંડુ હિમ પડી ગયું... પછી મુખીની બૈરી મરવા પડી તે પથારીમાંથી બેઠી જ થઈ... એ વખતે જગમાલ તો માના પેટમાં હતો. પણ એની માએ આ વાત જગમાલને કરેલી કે એના આ પિતરાઈ કાકા વનરાજમુખીનું ઘર જવાનીમાં ભાંગ્યું હતું. નછોરવી જિંદગી અને ખરું ખોટું કરીને વનરાજ મુખીએ અઢળક સંપત્તિ એકઠી કરી હતી. પહેલી બૈરી મરી પછી બીજું ઘર કરવા વનરાજે બહુ જાવા માર્યા પણ મુખીના કંજૂસ સ્વભાવ અને અને ઓછી થઈ ગયેલી આબરૂના લીધે કોઈએ દીકરી દીધી નહીં, છેવટે વિધવા ત્યક્તામાં ય મુખીએ હા ભણી પણ મેલી નજરનો મુખી એકલો ધોમકડેડાટ આખી જિંદગી પસાર કરતો રહ્યો... હવે તો પંચાવન ઉપર આવ્યો...

વનરાજમુખી સૈયદ સાહેબને ખડકી સુધી મૂકીને ફળિયામાંથી ઓંસરીના પગથિયાં ચઢતા જગમાલની સામે જોઈ બોલ્યા : ''તું હજી આંય જ ઊભો છો...? જા તું તારે હવે...''

''કાકા, અંધારામાં હું તમારી માથે ઘા કરી બેઠો ઈ મારી...'' જગમાલ કશુંક બોલવા જતો હતો પણ એને અટકાવી દેતા વનરાજે કહ્યું : ''તેં જે કર્યું એના સાહેદમાં મારી ને તારી ચાર આંખ્યું સિવાય કોઈ નથી... ને હું કોઈને કહીશ નહીં...'' વનરાજે એકાદ પળ રોકાઈને એની સામે હીંચકે બેસતા કહ્યું : ''તારી બે આંખ્યોમાં કાકાની શરમ હોય તો હવે ત્રીજીવાર એવો કામો ના કરીશ... જા ભઈ.. ઉપડ અહીંથી...''

ને જગમાલ ચૂપચાપ ખડકીમાંથી બહાર નીકળી ગયો.

જગમાલ મનોમન કહેતો હતો : જા... જા... રાક્ષસ... તારી શરમ હોય...? તું શાનો કાકો... કુદરતને કરવું... કે મારા હાથે છટકી ગ્યો એટલે તારી સામે માથું ઝુકાવીને ઊભા રેવું પડ્યું... તારા પાપે મારો બાપ મર્યો ને મારી માએ એ ટંક પેટ ભરવા આખો જન્મારો તારી ગુલામી વેઠી...! અમારો રોટલો છીનવ્યો છે તેં તો...!

નિયતિની કઠણાઈ એ હતી કે, વનરાજ મુખીના કુટુંબમાં દીકરીએ દીવો રહ્યો ન હતો... એના પિતરાઈ ભાઈ મથુરનો એકનો એક દીકરો જગમાલ એનો ભત્રીજો એનો એક માત્ર વારસ હતો, પણ જગમાલને એ ગળા સુધીની ખાત્રી હતી કે આ વનરાજ કાકાનો માલ સરકારી કાગડા કૂતરાં ખાશે... પણ એના ભત્રીજાના નામે એક રાતી પાઈ આ ડોસો રાતી પાઈ પહોંચવા નહીં દે...! આમે ય જગમાલને એના આ કાકા ઉપર ભારોભાર તિરસ્કાર હતો એ વનરાજનેય ક્યાં ખબર ન હતી...? જગમાલનો પિતા તો એનો જનમ થયાના એકાદ વરસમાં મરી પરવાર્યો ને એની મા સરોજ બે વરસ પહેલાં કાર્તિકી અમાસે મરી ગઈ... માએ ઉછેરીને જગમાલને મોટો કર્યો, બાપનો તો ચહેરોય જગમાલે જોયાનું યાદ ન હતું...

વનરાજકાકો એની નફરતનો ભાગી સાવ અમથો જ ન હતો...

જગમાલ સમજણો થયો ત્યારે એણે જાણ્યું હતું કે, એનો પિતા મથુર તો આર્મીમાં હતો... પણ બે વરસ આર્મીની નોકરી કરીને બીમાર પડ્યો એટલે ગામડે પાછો આવતો રહ્યો હતો, પછી નોકરીમાંથી ફારેગ થઈને ગામડે ખેતી કરવાની આશે મથુર આવ્યો ત્યારે વનરાજે સરકારી કાગળિયા ફેરવીને વનરાજ અને મથુરની ભાગવી સુવાંગ જમીન પોતાના નામે કરાવી લીધી હતી... સરકારી ચોપડે આખીય જમીનનો એક માલિક વનરાજ હતો... મથુરનું ક્યાંય નામ નિશાન ન હતું... મથુર બહુ ઝઘડ્યો પણ આખરે હાર્યો ને ત્યારથી નાના ભાઈ વનરાજની વાડીઓમાં મથુર સાથી તરીકે મજૂરી કરતો.. ઊભડિયા મજૂરી.. ! વનરાજ કુટુંબી નાનો ભાઈ ઊઠીને એનાથી મોટા પિતરાઈ ભાઈને સાથી રાખી મજૂરી કરાવતો... ને જેટલાં દનિયાં ભરાય એનો હિસાબ કરી મજૂરી ચૂકવતો... એ વનરાજનો અત્યાચાર હતો એમ જગમાલને હવે લાગતું હતું.

મથુર અને સરોજ વનરાજના ખેતરમાં તૂટી મરતાં... ને મથુર મર્યો પછી ય વનરાજ મુખીને એની આ વિધવા ગરીબડી ભાભીની અને પાંચ સાત વરસના આ ભત્રીજાની દયા નહોતી આવી. મોટાભાઈની વહુ પાસે ધોમધખતા તાપમાં ખેત મજૂરી કરાવતો આ વનરાજ કાકો... પણ તોય જગમાલની મા સરોજ તો કહેતી કે કાકાએ ખેત મજૂરીનું કામ આપીને આપણને પાલવ્યા કહેવાય... નહીંતર આપણે પેટ ભરવા ય ભીખ માંગવાનો વારો આવ્યો હોત..! જગમાલને માની વાતમાં એક શ્રીમંત માણસની નોકરડી તરીકેની વફાદારી છલકાતી લાગતી.. બિચારી બા એ ભૂલી ગઈ હતી કે એ જેની મજૂરી કરે છે એ એનો કુટુંબી દિયર થાય છે, જગમાલને લાગતું હતું કે, ગરીબી ઘણા સંબંધો ભૂલાવી દે છે, કેમ કે પૈસો લોહીના સંબંધનેય ઓળખતો નથી...!

જ્યારથી જગમાલને ખબર પડી કે, એનો બાપ મથુરનું મોત આ વનરાજ કાકાના કૂવામાં થયું છે, ત્યારથી એના મનમાં આ નરાધમ કાકા માટે નફરત થોરની જેમ ઊગી નીકળી હતી. વનરાજ વાડીનો કૂવો ઊંડો ઉતરાવવા ગાળ કઢાવતો હતો... જગમાલનો બાપ કમરમાં રાશ બાંધી કૂવામાં ઉતરતો ગાળના તગારા સાથે ઉપર આવતો... એમ કામ ચાલતું હતું એ વખતે રાશની લોઢાની ચરખી એના સાલ-વીંધમાંથી છટકીને ગાળના તગારા સાથે કૂવામાં ઉપર આવતા મથુરના માથા પર ઝીંકાઈ... મથુરની ખોપરીમાં વજનદાર ચરખીનો ઊંડો ઘા પડ્યો એટલે લોહીલુહાણ મથુર કૂવાના કાદવમાં પડ્યો... એને ખાટલાની મીંદડી કૂવામાં ઉતારી બહાર કાઢ્યો ત્યારે મથુરના ખોળિયામાં પ્રાણ રહ્યો ન હતો... જગમાલનો બાપ મથુર આ નરાધમ કાકાની વાડીએ મજૂરી કરવામાં મર્યો તોય કાકાએ બાર દિવસ પછી મથુરના ઘેર અનાજ પૂરવાની ય હામી ભરી ન હતી ! ધણી મર્યાના પંદર દિવસે એની મા સરોજને ખેત મજૂરીએ લાગવું પડ્યું હતું.

જગમાલને એ યાદ કરતાં બકારી છૂટતી જ્યારે લોકો એની મા સરોજ અને આ નરાધમ વનરાજ કાકા વિશે નબળી વાતો કરતાં ! કેટલાંક કહેતા કે સરોજ અને વનરાજ મુખીએ પંચ રૂબરૂ ઘરઘયણું કરી લેવું જોઈએ, કાં બેય ના ફુલહાર કરાવી દેવાય... બેયને ઠીક પડે...! મુખીને બૈરું ને તૈયાર છોકરું મળી જાય ને મથુરની વહુને મજૂરી કરવી ટળે...! એવી વાતો કરતાં લોકો એક બીજાની સામે આંખો મીંચકારી હસી પડતાં... એ વખતે જગમાલ નાનો બાળક હતો પણ એને આવી વાતો ગમતી નહીં...! પણ જગમાલ સમજણો થયો પછી એણે એની મા સરોજ અને વનરાજ કાકાના આડા સંબંધોની વાત પણ સાંભળી હતી... પણ જગમાલ એની ભોળી પારેવા જેવી માને ઓળખતો હતો ને બચારી બાય કહેતી કે ગામ તો ગમે ઈ બોલે લોકના મોઢે ગયણાં બાંધવા ન જવાય...! જગમાલે માના ચહેરા પર મજબૂરી અને એ મજબૂરી સાથેની સમજૂતી જ જોઈ હતી...

"અલ્યા જગમાલ..." એની પાછળથી કોઈનો સાદ સંભળાયો : "ક્યારે આવ્યો તું... ?"

પાછળ પાનાચંદ વકીલનો પ્રવીણ હતો : "મારા બાપુને મળી જાજે... રોકાવાનો છો ને...?"

"હા, બે દહાડા રોકાઈને પાછા અમદાવાદ જતા રહેવું છે..." જગમાલે કહ્યું : "પણ, તારા બાપુને મારું શું કામ પડ્યું વળી...?"

"ખબર નહીં... પણ મને કીધું કે જગમાલને મોકલજે.. મારે વાત કરવાની છે..." પ્રવીણે કહ્યું : "આજે જ મળી લેજે રવિવારની રજા છે, કાલે તો એમને કોર્ટે જવું પડશે."

"હમણાં મળી લઈશ." જગમાલે કહ્યું ને એ ચાલતો થયો. નક્કી આ નરાધમ કાકો... કાંઈક ખેલ કરી નાંખશે... જગમાલ ગયો ત્યારેય એને કાકાએ પૂછ્યું હતું કે, તું શે'રમાં રહેવાનો હોય તો આ મકાન બીજા ને વેચતો નહીં... તું માંગે ઈ દામ હું ચૂકવી દઈશ... નક્કી એ નરાધમ કાકાનો ડોળો આ ઘર માથે હોવો જોઈએ... ને આ પાનાચંદ વકીલ એ તો વનરાજ કાકાનો બાળપણનો ભાઈબંધ... ! ગામડે રહીને શહેરની કોર્ટમાં વકીલાત કરતાં... આ કાકો ઓછો નથી. પાનાચંદ વકીલ દ્વારા ઘર ઓળવી લેવાનું કહેણ મોકલ્યું હશે...!

જગમાલ પાનાચંદની શેરીમાં વળ્યો, વાદળી રંગની ખડકીની બહાર એક તરફની ઓરડીમાં વકીલ બેસતા એ રૂમનું બારણું ખુલ્લુ હતું. જગમાલને જોઈને પાનાચંદે કહ્યું : "આવ, જગમાલ - આવ ભાઈ -"

જગમાલ એની સામે લાકડાના બાંકડે બેઠો એટલે પાનાચંદે કહ્યું : "તું શેરમાં રહેવા જતો રિયો"

"જી - કાકા" જગમાલે કહ્યું : "મજૂરી વધારે મળે છે એટલે..."

"હં..." કહેતાં પાનાચંદ એની સામે તાકી રહ્યા.. જગમાલ વિચારતો હતો કે હમણાં આ વકીલ કહેશે કે તારું ઘર વેચવું હોય તો... વનરાજ એના દામ ચૂકવવા તૈયાર છે... પણ પાનાચંદે એની સામે કેટલીય વાર તાકી રહ્યા પછી કહ્યું : "તને એક વાત કરવાની છે... ભાઈ..."

"કહોને..." જગમાલે એની સામે જોઈ કહ્યું : "કાકા"

"તને જગમાલે કહ્યું નહીં હોય પણ" પાનાચંદે વાતમાં મોણ નાખવા રોકાઈને કહ્યું : "હું એ વાત જાણું છું ને એણે તને કહેવા કહ્યું છે કે એ હવે વધારે જીવવાનો નથી.."

"દરેકને મરવાનું તો હોય જ છે ને કાકા-" જગમાલે ઉપહાસથી કહ્યું : "કોઈને વહેલા તો કોઈને મોડા..."

"પણ મરવા મરવામાં ફરક હોય છે, એટલે કહું છું..." પાનાચંદે કહ્યું : "તેં વનરાજને મારી નાંખવા બે વાર હુમલો કર્યો હતો એ પણ એણે મને વાત કરી છે..."

જગમાલ ગભરાટથી વકીલ સામે નિરુત્તર તાકી રહ્યો...!

પાનાચંદે કહ્યું : "વનરાજને લોહીનું કેન્સર થયું છે... એ ચાર છ મહિનાથી વધારે જીવશે નહીં...!"

"લોહીનું કેન્સર ?" જગમાલથી રોષમાં બોલાઈ ગયું : "પોતાના લોહી સાથે દગો કરવાની સજા...!"

"વનરાજને એનું દુઃખ છે..." પાનાચંદે કહ્યું : "ને બીજોય એક પસ્તાવો છે...?"

"શા નો... ?" જગમાલે શંકાથી પૂછ્યું : "એને શાનો પસ્તાવો હોય..?"

"પસ્તાવો છે..." વકીલ પાનાચંદે કહ્યું : "તારા બાપ મથુરે કૂવો પૂર્યો હતો એનો પસ્તાવો !"

જગમાલ પથ્થરનું શિલ્પ બની તાકી રહ્યો !

"પણ મારા બાપુના માથે તો કૂવામાંથી ગાળ કાઢતા ચરખી પડી હતી ને...?"

"પોલીસના ચોપડામાં એ કેસ એમ જ બંધ થયો છે..." પાનાચંદે ચશ્માની ફ્રેમ નીચે કરીને એની સામે જોતા કહ્યું : "પણ મથુરે વનરાજના કૂવામાં આપઘાત કર્યો હતો. ને વનરાજને જીવનભર એ અફસોસ રહ્યો."

જગમાલ ચૂપચાપ પાનાચંદના ચિંતાથી ઘેરાયેલાં ચહેરાની સામે તાકી રહ્યો પછી બબડ્યો : "એટલે જ લોક થૂ થૂ કરતા હશે કે મારી મા અને આ નરાધમ કાકા વચ્ચે...?"

"મથુરનેય એ જ વહેમ હતો..." પાનાચંદે કહ્યું : "એટલે જ એણે કૂવો પૂર્યો..."

'જગમાલ, હું જે વર્ષોથી જાણું છું... તે તને કહેવું જરૂરી છે એટલે કહું છું.' પાનાચંદે કહ્યું.

"જગમાલ પાનાચંદની સામે જોઈ રહ્યો." એટલે પાનાચંદે કહ્યું : "તારા બાપ મથુરનો એક વહેમ ખોટો ન હતો... તારો ખરો બાપ મથુર ન હતો, મારો દોસ્ત વનરાજ છે..."

જગમાલને પાનાચંદનું ગળું દબાવી દેવાનું મન થઈ આવ્યું પણ એને ઈન્સ્પેક્ટર સૈયદનો કડક ચહેરો યાદ આવી ગયો એટલે એ કશું બોલ્યો નહીં... પાનાચંદે કહ્યું : "વનરાજે એની બધી ય સંપત્તિ વસિયત બનાવીને તારા નામ પર કરી દીધી છે..."

પાનાચંદે નજીક આવી જગમાલના ખભે હાથ મૂકી કહ્યું : "જગમાલ, મારું માન, બધું ભૂલી જા... દીકરા.. મારા દોસ્તને મરતાં મરતાં એના દીકરાની ઓથ જોઈએ છે...!"

"કાકા, મારો બાપ તો કોઈની ઓથ વિના કૂવે પડીને મર્યો એ જ.. ! એના માથા પર લોઢાની ચરખી નહતી પડી... ઈ ચરખી તો આજે અવળી ઊડીને મારા માથે પડી છે..." જગમાલને કહેવાનું મન થયું પણ બોલી શક્યો નહીં... માત્ર ચૂપચાપ ચાલતો થયો.. ને પાનાચંદ વકીલ એની પીઠ સામે તાકી રહ્યા...

*"શિવાલય", એ-૧૦૧, સામીપ્ય એન્કલેવ, વિદ્યા મંદિર સ્કૂલ પાછળ, કૃણાલ ક્રોસ રોડ, સર્કલ, ૩૦ ફૂટ વૂડા રોડ - ગંગોત્રી, વડોદરા-૩૯૦૦૨૧. મો. ૯૯૨૫૮૨૫૩૯૫,*



# તથાસ્તુ...

*નિલમ દોશી*

હજુ અજવાસનાં પગરણ મંડાણાં નહોતાં... સૂર્યના ઝગમગ બિંબને ક્ષિતિજની અટારી પર મુકાવાને વાર હતી. છતાં અધીરું થઈ ગયું હોય તેમ ભળભાંખળું અજવાળું ડોકિયાં કરવા મથી રહ્યું હતું. અહીં કંઈ સવાર આળસ મરડીને બેઠી નહોતી થતી. અહીં તો દૂરથી ગાડીની વ્હીસલ સંભળાય અને સવાર ફટાફટ બેઠી થઈ જાય.

રાત દિવસ સતત ધમધમતા આ રેલ્વે સ્ટેશન પરની સવાર 'ચાય ગરમ', કે 'આજના તાજા સમાચાર' ના પડઘાતા શોર સાથે ઊઘડતી. ગરમાગરમ ચા અને ગાંઠિયાની તાજી સુવાસથી મુસાફરોની નીંદરની પૂર્ણાહૂતિ થતી. સેન્ડવીચ કે કટલેસના ખૂમચા કે ચાની કીટલી લઈને એક ડબ્બેથી બીજા ડબ્બા તરફ પતંગિયાની માફક ઊડી રહેતા છોકરાઓના કલબલાટથી સ્ટેશન પોતાની આળસ છોડીને કામે વળગતું.

ગાડીની વ્હીસલ વાગે અને વહેંચનાર, ખરીદનાર બધા સાબદા... રાતભર જંપેલો સૌનો જઠરાગ્નિ સવાર પડતાંની સાથે જ જાગી ઊઠવાનો. મુસાફરોનો જઠરાગ્નિ શમશે તો જ પોતાનો પણ... એની જાણ હોવાથી ફેરિયાઓ બોણી કરવા ઉતાવળા બની રહેતા.

સ્ટેશન આવતા જ રઘવાયા બનેલા લોકોની ચડવા કે ઊતરવાની અધીરતા છલકાઈ રહેતી. માથા પર બોજ ઊંચકીને દોડતા કુલીના હાથમાં એકાદ થેલો વધારે પકડાવી સંતોષ પામેલ લોકો કુલી પાછળ દોડી રહેતા. કયાંક છૂટા પડતાં સ્વજનના વિરહની ઉદાસીની છાંટ નજરે ચડતી તો કયાંક આવનારને હેતથી ભેટી પડતી ક્ષણો પણ દેખા દેતી રહેતી.

'ધ્યાન રાખીને જજો... પહોંચીને ફોન કરી દેજો...' ની સૂચનાઓ વાતાવરણમાં પડઘાઈ રહેતી. પૂનમની રાતે ઉછાળા મારતા સમુદ્રનાં મોજાંની જેમ અનેક ભાવોની ભરતી અહીં દેખા દે. કોઈ ભીની આંખ લૂછતું હોય તો કોઈ અણગમતા અતિથિને વિદાય આપીને છૂટયાનો હાશકારો અનુભવતું હોય. કોઈ આ બધાથી બિલકુલ અલિપ્ત બનીને નિર્મોહીની માફક બેસી રહ્યું હોય. બિલકુલ સાક્ષી ભાવે.

કેટકેટલાં કાળાં, ધોળાં કે મેઘધનુષી દશ્યો એકી સાથે સ્ટેશનના રંગમંચ પર ભજવાતા જોવા મળે.

આ બધા કલબલાટની વચ્ચે બાર તેર વરસનો ગોપુ પણ ''ચાય ગરમ''ની બૂમ સાથે એક હાથમાં ચાની કીટલી અને બીજા હાથમાં નાનકડાં ગ્લાસ લઈ એક ડબ્બાથી બીજા ડબ્બા તરફ ઊડી રહેતો અચૂક જોવા મળે. સૌથી વધારે ઘરાકી આ સમયે જ થતી. સવારમાં ઊઠતાની સાથે જ ચા પીવાવાળાની સંખ્યા સ્વાભાવિક રીતે જ વધારે હોવાની. પછી તો છેક નમતી બપોરે જમ્યા પછી ત્રણ ચાર વાગ્યે વારો આવે. જોકે વચ્ચે વચ્ચે કોઈ રડયા ખડયા ચાના રસિયા મળી જાય એવું પણ બને. ગોપુને ગ્લાસ દીઠ પચાસ પૈસાનું તગડું કમિશન મળતું.

જોકે આ બધાની કોઈ અસર દસ વરસની રૂપલી પર નહોતી થતી. એ તો ઊંઘરેટી આંખે સ્ટેશનના એક ખૂણામાં અર્ધપાગલ નાનીને વળગીને નિરાંતે સૂઈ રહેતી. આમ પણ સવારના પહોરમાં તેનું પાણી પીવાવાળું ખાસ કોઈ મળતું નહીં. હા, ધોમધખતી બપોરે હાથમાં પાણીનું નાનું માટલું અને ગ્લાસ લઈને તે દોડી રહેતી. 'ઠં...ડા પાની'નો તેનો લહેકો એવો તો મીઠો ગૂંજતો કે સાંભળવાવાળાનું ધ્યાન એકવાર તો તેની તરફ જરૂર ખેંચાય જ.

રૂપલી આ સ્ટેશન પર અચાનક જાણે સાતમા પાતાળમાંથી ફૂટી નીકળી હતી. ગોપુ અને રૂપલીની ઓળખાણ અનાયાસે થવા પામી હતી.

એકવાર રૂપલી બે પગે ઊંચી થઈને બારીમાંથી કોઈને ગ્લાસ અંબાવવા મથી રહી હતી પણ હાથ પહોંચતો નહોતો. ચાની કીટલી લઈને ભાગતા ગોપુએ તે જોયું. તે દોડી આવ્યો અને ગ્લાસ અંબાવી દીધો. રૂપલી હસી રહી. બસ... એ હાસ્યે બંનેને જોડી દીધા. ગાડી ઊપડી ગયા પછી બંને પાછા વળ્યા ત્યારે રૂપલીની વાત પરથી ગોપુ ફકત એટલું જાણી શકયો કે રૂપલી પોતાની નાની સાથે હવે આ સ્ટેશન પરની સદસ્ય બની છે. નોકરીમાં કોઈની બદલી થાય અને સ્થળાંતર થાય તેવી રીતે રૂપલીનું તેની અર્ધપાગલ નાની સાથે અહીં સ્થળાંતર થયું હતું. કયાંથી ? કયાં ? એ બધી ચોક્કસ માહિતી રૂપલી આપી શકી નહોતી. અલબત્ત ગોપુને તેની સાથે ઝાઝી નિસ્બત પણ કયાં હતી ? કદાચ ભગુકાકા જ તેમને અહીં લાવ્યા હોય એવી પૂરી શકયતા હતી. અહીં વસતી દરેક વ્યક્તિ પાસે એક કથા

અને એક વ્યથા હતી. જોકે ગોપુ જેવા પણ અનેક હતા જેમની કથાની તેમને ખુદને કે કોઈને ખબર નહોતી.

ભગુકાકા ચા સાથે ભજિયા અને પૂરી, શાકની રેંકડી લઈને સ્ટેશન પર વરસોથી ઊભા રહેતા. આવા છોકરાઓને પૈસે ટકે તો ખાસ મદદ કરી શકે તેમ નહોતા.પણ હૂંફની ખોટ પડવા દે તેમ નહોતા.

સ્ટેશન પર કોઈ ટ્રેન ન હોય ત્યારે રૂપલી અને ગોપુ કાકાની આસપાસ ઘૂમી રહેતા. કયારેક કાકાને બટાટા છોલીને સુધારી આપવામાં મદદ કરતા રહેતા. તો કયારેક પૂરી વણવામાં...

ભગુકાકા અને નાની બંને જીવનના છ એક દાયકા અવશ્ય વિતાવી ચૂકયા હશે. ગાંડી નાની જ્યારે કાકાને જોતી ત્યારે તેની આંખોમાં ન જાણે કેવી ચમક ઊભરતી. કયારેક નાની કોઈ ઉપર ગુસ્સે થઈ હોય અને બેફામ બોલતી હોય ત્યારે એને ચૂપ કરવી સહેલી નહોતી. એક કાકા સિવાય કોઈને તે ગણકારે તેમ નહોતી.

કાકા રેંકડી લઈને ફરતા રહેતા. પેસેંજરોને ખવડાવી ટ્રેન ઉપડે ત્યારે કાકા પાગલ નાની પાસે આવીને રેંકડી ઊભી રાખી દેતા. તેને જોઈ નાની ન જાણે શું યે બબડતી રહેતી. કાકા સાંભળતા હશે કે સમજતા હશે તે કળવું મુશ્કેલ હતું. કયારેક પાગલપનમાં નાની કોઈ રીતે ખાવા તૈયાર ન થતી. એવે સમયે ભગુકાકા પોતાના હાથેથી આ ગાંડીને બે ચાર કોળિયા ગમે તેમ કરીને ભરાવી રહેતા. ત્યારે નાનીની આંખોમાં ભીનાશનો આભાસ થતો કે શું ? ગોપુ અને રૂપલીએ બરાબર ખાધું કે નહીં એની તકેદારી કાકા અવશ્ય રાખતા. બંનેને એકાદ પૂરી વધારે ખવડાવીને જ કાકાને જંપ વળતો. મોડી રાત્રે ઘેર જાય ત્યારે ત્રણેએ બરાબર ઓઢયું છે કે કેમ એ જોવાનું કાકા ચૂકતા નહીં. લોહીના કોઈ સંબંધ વિના આ ત્રણે સાથે કાકાને ન જાણે માયા, મમતાની કેવી ગઠરી બંધાઈ હતી.



હમણાં અઠવાડિયાથી રૂપલીના હાથમાં ન જાણે કયાંકથી ખોટા... સાવ કાળાં પડી ગયેલ ઝાંઝર આવ્યાં હતાં. જે તેણે હોંશે હોંશે પગમાં પહેર્યા હતાં. ઝાંઝર છમકાવતી તે ગોપુ સાથે દોડી રહેતી. ઝાંઝરનો એ રણકાર ગોપુના અંતરમાં રણઝણી રહેતો. એ અવાજ સાંભળવો તેને ખૂબ ગમતો.

થોડા દિવસ પછી રૂપલીનાં એ ઝાંઝર તૂટી ગયાં રૂપલીને તો નહીં પણ ગોપુને સાવ અડવું લાગ્યું. કશુંક ખૂટતું હોય તેમ લાગ્યા કર્યું. અંતે એક દિવસ ગોપુ એક ટંકના જમવાના પૈસા બચાવીને રૂપલી માટે સરસ મજાના નવા, મોટા ઝાંઝર પૂરા દસ રૂપિયા ખરચીને લઈ આવ્યો.

ગોપુ...

રૂપલીના હાસ્યના પૂરમાં બાર વરસનો એ કિશોર તણાતો રહેતો. શૈશવ એટલે શું ? લાગણી... પ્રેમ એવો કોઈ અહેસાસ કદી ન પામેલ એ છોકરો કોઈ અજ્ઞાત દોર વડે બંધાતો જતો હતો. રૂપલીના જીવનમાં તો ભલે અર્ધપાગલ તો પણ નાની હતી. રૂપલી ઇચ્છે ત્યારે એને વીંટળાઈ શકતી. ગોપુની લાગણીઓને વીંટળાવાનો... ટીંગાવાનો એક માત્ર આધાર રૂપલી...

રૂપલી પણ ભૂખ લાગે, તરસ લાગે... કયારેક કોઈ મુસાફર ગમે તેમ બોલી ગયું હોય, ગમે તે થયું હોય દોડીને ગોપુ પાસે પહોંચી જતી. મનનો બધો ઉભરો ઠાલવી દેતી. કોઈ સમજણ સિવાય કુદરતના કોઈ અકળ નિયમને અનુસરતા બે અબૂધ બાળકો પન્નાલાલના મળેલા જીવની જેમ એકબીજા સાથે અંતરના અકળ તાણાવાણાથી ગૂંથાતા જતાં હતાં... સાવ ધૂળ જેવી વાતમાં પણ બંને કિલકિલાટ કરી ઊઠતા.

પણ... આજની સવાર કંઈક અલગ ઊગી હતી. આજે ન જાણે કેમ પણ સવારે ઊઠયો ત્યારથી ગોપુ સૂનમૂન હતો.' એય ગોપુ, આમ મોં ચડાવીને કેમ બેઠો છે ?

'હેં..? હં.....?' શું... હં... હેં કરે છે ? આજે થયું છે શું ? કયારનો આમ ચૂપચાપ બેઠો છે ? આજે મોઢામાં મગ ભર્યા છે કે શું ?કહેતી રૂપલી દાંત બતાવતી હસી પડી.

તો પણ ગોપુ મૌન...

શું બોલવું તે તેને જ કયાં સમજાતું હતું ? સવારે ઊઠતા જ તેની નજર પોતાના બાવડા પર પડી હતી... ત્યાં લાલ હીરનો દોરો બંધાયેલ હતો. ગોપુ ચોંકી ઊઠયો હતો. રાત્રે પોતે સૂતો ત્યાં સુધી તો કશું નહોતું. રાતોરાત આ દોરો તેના બાવડામાં કયાંથી આવી ગયો ? કોઈ ચમત્કાર થયો હતો કે શું ?

આખો વખત તેને એ પ્રશ્ન મૂંઝવતો રહ્યો. રૂપલીએ

બોલાવ્યો તો પણ જવાબ ન દીધો. તેને સંભળાયું છે જ ક્યાં ? તેનું અસ્તિત્વ તો જાણે બાવડામાં બાંધેલ દોરામાં ટીંગાઈ રહ્યું છે. ગોપુની ભીતર ન જાણે કેવી યે ઉથલપાથલ ચાલી રહી છે. નજર લાલ દોરા પરથી ખસતી નહોતી.

ગોદડા પર લંબાવતાની સાથે જ ઘસઘસાટ સૂઈ જનાર ગોપુથી નીંદરરાણી આજે રિસાયેલ જ રહ્યા.

બીજે દિવસે પણ ગોપુનું મન દોરાની આસપાસ જ ઘૂમતું રહ્યું. નક્કી આ દોરામાં કોઈક રહસ્ય... કોઈ ચમત્કાર છે. નહીંતર આમ અચાનક રાત્રે તેના હાથમાં આવો મજાનો લાલ રંગનો હીરનો દોરો કોણ બાંધવાનું હતું ? બસ... હીરના એ દોરાએ ન જાણે કેમ ગોપુના મનનો કબજો લઈ લીધો. આખો દિવસ મનમાં હીરનો દોરો જ રમતો રહ્યો. કોઈ કામમાં મન ન લાગ્યું. રૂપલી કે કાકા કોઈ કંઈ પૂછપરછ ન કરે માટે આખો દિવસ તેમનાથી ભાગતો રહ્યો.

એક ખૂણામાં બેસીને હીરના દોરા ઉપર ત્રાટક કરતો હોય એમ જોતો રહ્યો. મનમાં કેવી યે ગડમથલ ચાલતી રહી... શું હશે ? કોણ બાંધી ગયું હશે ? કેમ બાંધી ગયું હશે ? દોરો રાખવો કે છોડી નાખવો ? મનમાં એક અજ્ઞાત ભય પણ જનમતો હતો.

આજે તો માંડ માંડ સૂર્યદાદાએ વિદાય લીધી અને દિવસ પૂરો થયો. આજે વગર દોડાદોડીએ ગોપુ થાકી ગયો છે. જાતજાતની કલ્પનાઓના ઘોડા ભીતરમાં દોડતા રહ્યા.

થાકીને રાત્રે સૂતો. ઊંઘમાં પણ હળવેથી દોરાને પસવારતો રહ્યો.

પણ... આ શું ? અચાનક ગોપુનું મન ઝળાંહળાં... સામે સાક્ષાત ભગવાનજી ઊભા છે.

'માગ... બેટા... કોઈ પણ એક વરદાન માગી લે. હું તારા પર પ્રસન્ન થયો છું. અને બેટા, ચિંતા ન કર. આ દોરો મેં જ તારે હાથે બાંધ્યો છે... તને વિશ્વાસ અપાવવા માટે. તારે જે જોતું હોય તે માગી લે... હું તને તથાસ્તુ કહીશ અને તને એ વસ્તુ મળી જશે અને આ દોરો છૂટી જશે... બસ....'

ગોપુનો ચહેરો મલકી ઉઠયો. ઓહ... આ દોરો તો ભગવાનનું વરદાન છે. આ ઊભા ભગવાનજી તેની સામે... પોતે નાહકનો ચિંતા કરતો હતો.

દોરાનું રહસ્ય તો ઉકેલાયું. એક હાશકારો અનુભવાયો. પણ થોડી મૂંઝવણ થઈ. ભગવાન સામે ઊભા રહીને હસે છે. વારંવાર કોઈ પણ એક વસ્તુ માગવાનું કહે છે. પરંતુ શું માગે તે ?

પોતાને કોઈ વસ્તુની જરૂર જ ક્યાં છે ? જે જોઈએ છે તે બધું જ તો પોતાની પાસે છે. ભૂખ્યા નથી રહેવું પડતું. કોઈની ગુલામી નથી કરવી પડતી. કાકા, નાની, રૂપલી... બધાં છે. ટ્રેનમાં રૂપલી સાથે ગાવાની કેવી મજા આવે છે. શું માગે તે ? કંઈ નથી માગવું જા... ભલે વરદાન નકામું જાય. તેને કોઈ જરૂર જ નથી ત્યાં માગવાની વાત ક્યાં રહી ? પણ ના... ના... વરદાન મળ્યું છે... ભગવાને સામેથી આપ્યું છે તો કશુંક જરૂર માગવું જોઈએ. ભગવાન પાસે તો માગી જ શકાય ને ? ક્યાં બીજા કોઈ પાસે હાથ લાંબો કરવાનો છે ?

પણ સૌથી અઘરી વાત એ જ હતી ને ? માગવું શું ? એ જ તો નહોતું સમજાતું. એનું શું ?

બહુ બધા પૈસા માગી લઉં ? ના. રે... તો પછી રૂપલી સાથે ટ્રેનમાં જવું કેમ ? મોટો બંગલો... પૈસાવાળાને ત્યાં હોય એવો માગી લઉં ? પણ... ના... ના પછી એવડા બંગલાનું કરવું શું ? રૂપલી, કાકા કે નાની એ કોઈ એમાં ન આવે તો બંગલો શું કામનો ? અહીં સૂવામાં ક્યાં કોઈ તકલીફ પડે છે ? ગરમી હોય ત્યારે સ્ટેશનના ખુલ્લા ભાગમાં સૂવાનું મળે છે... કેવો સરસ ઠંડો પવન આવે છે. શિયાળામાં ઠંડીમાં અંદરની બાજુએ ગોદડું ખેંચીને લપાઈ જવાની મજા આવે છે. ચોમાસામાં સ્ટેશનની પેલી બાજુમાં જરાયે પાણી નથી પડતું. પછી શું ?

હવે આવા સુખી માણસને વળી માગવાનું શું ? એના કરતાં કોઈ બિચારા દુ;ખીને... જરૂરિયાતવાળાને માગવાનું કહ્યું હોત તો ? ભગવાનજી પણ ખરા છે !

રહી રહીને ગોપુને ભગવાન પર જ ગુસ્સો ચડતો હતો. બધો વાંક એનો જ છે. પોતે શાંતિથી રહેતો હતો ને આ ઉપાધિ ક્યાં વળગાડી ?



નવા કપડાં માગી લઉં? ના... ના એ કે રૂપલી એવા નવા કપડાં પહેરીને ટ્રેનમાં ગીત ગાય તો પૈસા કોણ આપવાનું હતું?

વધારે પૈસા માગીને રાખવા ક્યાં ? શું કરવું ? પેટથી વધારે તો ખવાતું નથી. ને પેટ તો ભરાઈ જાય છે. આઇસ્ક્રીમ પોતાને અને રૂપલીને બંનેને બહુ ભાવે છે. પણ એનો જોગ પણ ગમે તેમ કરીને કયારેક થઈ જ જાય છે. ત્યારે કેવો ટેસડો પડી જાય છે. બાકી રોજ રોજ ખાય તો મજા કયાં રહે ? એ તો કોક દિ'... કોક દિ' જ ખાવાની મજા આવે... અને તે પણ પોતાના કમાયેલા પૈસાથી... આમ નહીં...

તો હવે માગવું શું ? ભગવાનજી જાણે ઉઘરાણી કરતા હોય તેમ સામે ઊભા ઊભા હસે છે. ના પાડી દઉં ? ન જાણે કેટલીવાર મનમાં ગડમથલ ચાલતી રહી. માગવા જેવું કશું યાદ નહોતું આવતું... બસ... કશું માગવું જ નથી. ન જોઈએ આ બધી ઉપાધિ... ઊંઘમાં ગોપુનો હાથ દોરો છોડી નાખવા મથી રહ્યો.

ત્યાં ગોપુના મનમાં અચાનક રૂપલીના ઝાંઝર રણઝણી ઊઠયાં. નજર સામે રૂપલીના અડવાણા પગ... કશુંક ખૂટતું અનુભવાયું. 'રૂપલી, તારા ઝાંઝર...?' પાછાં તૂટી ગયાં. એ તો થોડાં જ ટકવાનાં ? એ તો એમ જ હોય. હવે એ બધી લપ મૂક... ખિલખિલાટ હસતી રૂપલીએ જાણે જવાબ આપ્યો.

અને... ગોપુના મનમાં વીજળીનો ચમકાર... મોતી પરોવાઈ ગયું... ગોપુની આંખ જ નહીં... આખ્ખું અસ્તિત્વ હસી ઊઠયું.

વરદાન માગવા ગોપુ હવે અધીરો... તેનો હાથ હળવેથી બાવડે રહેલ દોરા પર ફરી રહ્યો.

ને મોઢામાંથી શબ્દો... "હે ભગવાન, રૂપલીના પગમાં સાચાં રૂપાનાં સરસ મજાનાં ઝાંઝર... કદી ન તૂટે એવાં ઝાંઝર પહેરાવજો." ગોપુના હાથ જોડાયા. ચહેરા પર સ્મિતનો ઉજાસ... અને મલકાતા ગોપુના કાનમાં શબ્દ પડઘાઈ રહ્યો "તથાસ્તુ." સામે ઊભેલા ભગવાનજી પણ ખુશ થતા હતા કે શું ?

રૂપલીના પગમાં ઝાંઝર આવ્યાં કે નહીં તેની હજુ ખાત્રી કરે તે પહેલાં કોઈએ તેને હચમચાવ્યો.' એય ગોપુ, આજે ચા દેવા નથી જવું ? અને કયારનો શું બડબડાટ કરે છે ? કોઈ સપનું જોતો હતો ?

કહેતી રૂપલી હસી પડી અને પછી ઉમેર્યું. ટ્રેનનો ટાઇમ થઈ ગયો. ઊઠ જલદી... આજે તો બહુ ઘોર્યો ?

ગોપુની આંખો ચકળવકળ.... ગોપુ, શું થાય છે ? કેમ બોલતો નથી ?

ગોપુ બાઘાની જેમ ફકત જોઈ રહ્યો.

હજુ પૂરું સમજાતું નહોતું.

એ ય ગોપુ, બહેરો થઈ ગયો છે કે શું ? રૂપલીએ તેને પકડીને હલબલાવી નાખ્યો. હેં ? ભગવાન... ભગવાન કયાં ?

ગોપુએ જોશથી આંખો ચોળી. 'આ તો રૂપલી... ભગવાનજી કયાં ? તથાસ્તુ કહીને આટલીવારમાં અદશ્ય થઈ ગયા ?'

તેણે ફરીથી રૂપલી સામે જોયું. તેના પગ પર નજર સ્થિર બની.

'રૂપલી, તારા ઝાંઝર...' ગોપુ વાક્ય પૂરું કરે તે પહેલા જ રૂપલીની નજર ગોપુના બાવડા પર પડી. અરે, ગોપુ, તારો આ લાલ દોરો ઢીલો થઈ ગયો લાગે છે. લાવ, સરખો બાંધી દઉં.

"લાલ દોરો..?"

ગોપુ રૂપલી સામે તાકી રહ્યો. રૂપલીને ખબર છે ?

ગોપુને મૌન જોઈ રૂપલી ફરી ચહેકી.

'તને ખબર છે ગોપુ ? પરમ દિવસે ભગુકાકાને કોઈએ આપ્યો હતો કે તમારા દીકરાના હાથમાં બાંધજો...

તો કાકાએ તું સૂતો હતો ત્યારે તારા હાથમાં બાંધી દીધો હતો. જો તો સાવ ઢીલો થઈ ગયો લાગે છે.'

કહેતા રૂપલીએ કસકસાવીને દોરાને ગાંઠ મારી.

*બંગલા નં. ૨, બીરલા કોલોની,*
*પોરબંદર-૩૬૦૫૭૬.*
*મો. ૯૪૨૭૭૯૭૫૨૪*



# હું સાવ એકલો

- નટવર ગોહેલ

ગત ચોમાસાનો એક ઊઘડતો દિવસ યાદ આવી ગયો, સવારની મીઠી નીંદર એકાએક આંખનાં ઊઘડતાં પોપચે ઓઝલ થઈ ગઈ. પથારી ભીની ભીની થઈ હોવાનો અહેસાસ થયો. બહાર ધોધમાર વરસાદ ચાલુ હતો, આખી રાત વરસ્યો હતો.

હું સફાળો જાગી ગયો. આસપાસ પાણી અને વચ્ચે પથારી, કહો કે મારી પથારી ફરી ગઈ. થોડા દિવસો પૂર્વે સોસાયટીમાં આરસીસી રોડ બન્યો હતો, પુરાણ થવાના કારણે ઘર અને રોડનું સ્તર એક થઈ ગયું હતું, સોસાયટીના કેટલાંક ઘર ડૂબું ડૂબું થઈ રહ્યાં હતાં, જોકે મારા ટેનામેન્ટમાં પાણી રાજ છવાઈ ગયું હતું.

ક્યારેય સાવરણો હાથમાં પકડેલો નહીં, પણ શું થાય, ફટાફટ પાણીનો પ્રવાહ બહારની બાજુએ ફંગોળવો પડે, સ્નાન, પૂજા, ચાનું તપેલું અને રકાબીઓ બધું જ કોરાણે રહી ગયું.

પાણીનો વેગ જબરો હતો. વરસાદ વધી રહ્યો હતો. બહાર છોકરાઓનું ટોળું ધીંગામસ્તી કરતું અહીં તહીં દોડતું હતું, એમના ચહેરા પર વરસાદની મજા તરતી હતી અને હું મુંઝાયેલો હતો.

મને મારાં પત્ની યાદ આવી ગયાં, જો તેઓ હયાત હોત તો એમણે મારા હાથમાંથી ઝાડુ લઈને પાણીને ઉલેચવા માંડ્યું હોત. કહ્યું પણ હોત : રહેવા દો આ કામ તમારું નહીં, છાપાં, પુસ્તકો, કપડાં, અદ્ધર જવા દો...'

હવે એ નથી.

ખૂબ ભલી, સમજુ બાઈ. શાંત, હસમુખ સ્વભાવ. ગુસ્સે થાય જ નહીં. ખુદનો દોષ હોય તો કાન સરવાં કરી ઠપકો સાંભળી લે, એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારે નહીં. ઝાઝું બળ વાપરવા જાવ તો આંખો વરસી જ પડે...

હવે હું એકલો હતો.

બે દીકરીઓ સાસરે હતી. મોટો દીકરો વહુ સાથે જુદો રહેતો હતો. નાનો દીકરો ઘણો સમજુ, મારાં કપડાં ધોવાથી માંડી, ચા-પાણી સુધીના કામ તે કરી લેતો હતો.

ગીતા મંદિર પાસેનું ઘર ખાલી કરીને ગાયત્રીમાં રહેવા આવ્યા ત્યારે, મને યાદ છે પુરાણીનું મકાન ખાલી કરવામાં શ્રીમતીજીએ જ કમર બાંધીને કામનો ભાર ઝીલ્યો હતો. આ એ જ ટેનામેન્ટ હતું જેના માથે અગાઉ અમે એકેય ચોમાસું જોયું ન હતું, પાળેલી બિલાડી ખાતર અમે ઘર છોડીને પાછા જૂના ઘર આવી ગયાં હતાં.

ઘરના સ્વજન જેવી બિલાડીના અંગત લગાવના કારણે એ વખતે જૂના ઘરે પાછા ફરેલા કેમ કે એણે અનાજ પાણી લેવાનું બંધ કર્યું હતું, આ ટેનામેન્ટને તાળું મારી પુનઃ જૂના મકાનમાં અમે પ્રવેશ કર્યો હતો પણ બે હજાર પંદરમાં શ્રીમતીજી લાંબા ગામતરે ગયાં ત્યારથી હું એકલો છું.

સાવ એકલો.

પત્ની ગુમાવ્યાનું દુઃખ કેવળ હું પોતે જ જાણું છું, જેઓએ પોતાના જીવનસાથી ગુમાવ્યા હશે તેમને જ પૂછો એકલાપણું એટલે શું ?

'અરે, તમારા ઘરમાં જ પાણી છે ? કોઈએ જાળી પાસે આવીને પોતાનો આશ્ચર્ય સાથેનો અફસોસ ઠાલવ્યો ત્યારે જ મારી વિચારયાત્રા અટકી.'

'હા, શું કરું ?'

'આગળ બે ઈંટની પાળી કરી નાખોને ?' પડોશી ભાઈએ ઠંડી વાછટ જેવી સલાહ ઉછાળી : 'તમારા લાકડાના કબાટ અને સેટી પલંગના પાયા જ સડી જશે આમ તો...'

હું સમસમી ગયો. વિચાર તો એવો થયો જ, પાળી બનાવી વરસાદ રોકવો, આમ નહીં થાય તો ચંડોળા ઘરમાં આવી ભરાશે.

'આ થેલામાં શું છે ?' ખૂણામાં પડેલી બોરી તરફ જોઈને પડોશીએ કહેલું : 'બારણા આડે બોરી મૂકી દો, કમ સે કમ પાણી આવતું અટકી જશે !'

'એમાં રેતી છે'

'હા, ઠીક છે - એમજ કરો ?'

બોરી આડી મૂકી પાણીના વેગને ખાળવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો, પાણી તો ગમે તે ખૂણેથી અંદર આવી રહ્યું હતું. પડોશી ગયા કે હું એકલો પડ્યો. ઝાડુ મારી બાવડા થાકી ગયા. કોણી દુઃખી ગઈ.

'મૂશળધાર વરસાદના કારણે દૂધવાળો દૂધ આપી નથી ગયો. શું કરવું ? હું પાછી આવી' કોઈ સ્ત્રી બળાપો ઠાલવતી ઘર પાસેથી પસાર થઈ.

મારો ચા પીવાનો સમય ચાલ્યો ગયો હતો. ભગવાન પણ દીવાની જ્યોત જોવા માટે ટળવળતા હશે, બિચારા !

મને યાદ છે...

બરાબર યાદ છે...

એ સવાર કેવી હતી...

ફરી ચોમાસું દુંદુભિ નાદ કરતું બારણે ડોકાઈ રહ્યું હતું. ગત વર્ષે અમારે તો બહાર પણ ચોમાસું હતું અને અંદર પણ, આખું ધાબું ટપકટપક ચૂતું હતું. કોઈ ખૂણો ખાલી ન હતો.

હજી વાર હતી.

વાદળાં બંધાયાં ન હતાં. ઉકળાટ અને બફારાનો પાર ન હતો. ઉનાળો હડી કાઢીને નીકળ્યો ન હતો. મનમાં ફડક હતી. વારંવાર એક જ પ્રશ્ન હતો : આ સોસાયટીનાં બીજાં મકાનોનાં ધાબાઓ ટપકતાં નથી મારું જ કેમ ટપકે છે ?

મારા શ્રીમતી હોત તો એમણે ચોક્કસ હૈયાવરાળ ઠાલવી હોત : આપણા સગાએ મકાન લેવડાવ્યું અને તેય ટપકતું - શું કરવું ? કોને કહેવું ?

હું એકલો હતો.

બે પુત્રો, પુત્રીઓ હોવા છતાં... પત્ની જેવો સાથ ક્યાં હતો ? હૈયાની હૂંફ વિહોણો હું પ્રતિદિન તેને યાદ કરતો. ૨૦૧૫માં એ ગઈ તે ગઈ, ક્યાં ગઈ ? ખબર નહીં ?

'પપ્પા, મકાન બનાવીએ' દીકરાએ મને કહ્યું હતું : 'બે માળનું બનાવીએ.'

હું એની સામે જોઈ રહ્યો.

એ પણ એકલો જ હતો...

બહાર ગામડેથી એક યુવતીને પરણીને લાવેલા, એને આ ઘર ગોઠ્યું નહીં કે શું ખબર ? ફેશનેબલ છોકરી, મારા સરસ છોકરાનું ઘર છોડીને ચાલી ગઈ...

'પપ્પા, શું વિચારો છો ?'

મને વિચારમગ્ન જોઈને દીકરીએ સવાલ કર્યો : 'આપણે સરસ પ્લાનિંગ કરીને બે માળનું મકાન બનાવીએ...'

'હા, ગઈ વખતે ચોમાસાએ બરાબરના ભીંજવ્યા હતા. આ વખતે છેતરાવું નથી. ચોક્કસ, સાહસ કરવું રહ્યું.'

નિર્ધાર પાકો થયો. અમે બાપ - દીકરો સવારે ૯ વાગ્યામાં જ ઘરને તાળાં મારીને નીકળી જતા હતા. જુદી જુદી ચાવીઓ રાખતા. જે વ્હેલાં આવે તે તાળાં ખોલે.

ક્યારેક હું નવરો હોઉં ત્યારે વિચારે ચડી જતો. ઘરમાં ચારે તરફ સામાન છે, વાસણોનાં પોટલાં છે. પલંગો છે. આ બધું ખસેડવાનું કામ મારું નહીં, ક્યારેય દૂધની થેલી પણ ઉપાડતો નથી, ત્યાં પેલા વજનદાર સેટી પલંગો કેવી રીતે ઊપડશે ?

મકાન ભાડે લેવાનું હતું.

સમય આવ્યે એક રૂમ ભાડે મળ્યો. પણ ઘરનો સામાન કોણ ઊંચકશે ? મદદે કોણ આવશે ?

નોકરીમાં જવાનું નહીં ?

રજા રાખવાની ?

મને થયું : 'દીકરીઓને બોલાવી લઉં માલસામાન ખસેડવામાં મદદ મેળવું' પુનઃ વિચાર - બદલાયો : ના, દીકરીઓને દોડાવવી નથી. તેઓને તેમનાં ઘર હોય. બાળકો હોય... એમને શા માટે તકલીફ આપવી ? ના, એમ કરાય નહીં...

'પપ્પા, હું સામાન ખસેડવામાં પૂરેપૂરી મદદ કરીશ. તમે ચિંતા કરો નહીં.' દીકરાએ મારી મુંઝવણને કળી લીધી.

મગજનો ભાર એની હૈયાધારણથી થોડો હળવો થયો, પણ, પાછું એનું એજ ભૂત ધૂણવા માંડ્યું : હું એકલો છું, શ્રીમતી હોત તો એમણે કોઈને કોઈ રસ્તો જરૂર કાઢ્યો હોત...

'શું કામ ચિંતા કરો છો ?' એણે ખભે હાથ મૂકીને કહ્યું હોત : 'હું, મદદ કરીશ. એકવાર તૈયારી કરો પછી...'

પણ, એ ક્યાં હતી...?

એક સારી પત્ની ગુમાવી દીધાનું પારાવાર દુઃખ હૈયામાં સળવળતું હતું, હું કામમાં હોઉં ત્યાં લગી તેમની યાદ આવે નહીં, પણ જેવી તેમની તસવીર આંખ સામે આવે કે પુનઃ અંતર કકળી ઊઠતું : એ ગઈ, હું સાવ એકલો પડી ગયો...

હા, મકાન બનાવવાનો દિવસ આવ્યો ત્યારે જ હું એકલો પડી ગયો હતો. સાવ એકલો, આમ તો મનથી મજબૂત હતો, પણ પહેલી વખત એવું લાગ્યું કે હું એકલો છું, બે પુત્રો પુત્રીઓ છતાં, પુત્રીઓ તો એમના ઘેર, દીકરા હોવા છતાં હું સાવ એકલો...

હરપળે, હા, પ્રત્યેક ક્ષણે મને એવું લાગ્યા કરતું હતું કે બધો જ સામાન મારે અને પુત્રએ જ ઉઠાવી ભાડાના મકાનમાં ખસેડવો હતો...

કોન્ટ્રાક્ટરે કહ્યું હતું : 'ત્રણ મહિનામાં બે માળનું ઘર તૈયાર, તમારે ઝાઝો સમય ભાડાના મકાનમાં રહેવું પડશે નહીં.'

આ હૈયાધારણ પણ મનને સ્પર્શી ગઈ, પણ આટલો બધો સામાન એકલા હાથે ઊંચો નીચો કેવી રીતે કરવો ? હું ૬૫-૬૬નો જણ. કેટલું બળ ખર્ચી શકું ?

ઉંમર-ઉંમરનું કામ કરે, શક્તિ તો પીછેહઠ કરે જ ને ! પણ, લીધેલું કામ તો કરવું પડશે જ. અમારી સામેના બંગલામાં કરસનભાઈ રહે. તેમનાં પત્ની મધુબહેન, પુત્ર કેતન, પુત્રી કલ્પના અને જમાઈ ઉજાસ ખૂબ માયાળુ. બધા મીઠો સ્વભાવ ધરાવનારા. પણ તેમને મારાથી થોડું કહેવાય : જરા તમારી મદદ મળશે ? સામાન ઊંચકવામાં સાથ આપશો ?

૨૪-૦૭-૨૦૧૮ના રોજ મકાન ખાલી કરવાનું હતું. આગલા દિવસે શુભ ચોઘડિયે - મુહૂર્તમાં લક્ષ્મીજીની પૂજા કરી હતી, મેં અને મારા પુત્રએ સવારથી સામાન આઘો પાછો કરવા માંડ્યો. ત્યાં તો કરસનભાઈનું ફેમિલી આવી પહોંચ્યું.

બધા સામાન ઉપાડવા માંડ્યા.

કલ્પનાના નાના પુત્ર યુવરાજે પણ નાની-મોટી ચીજો ઉઠાવવામાં, આઘી પાછી કરવામાં મદદ આરંભી.

ત્રણ પલંગો ત્રણ ઘરમાં ગોઠવાયા.

પોટલાં ખસી ગયાં.

તિજોરીનું સ્થળાંતર થયું.

વાસણો ભાડાની રૂમમાં ગોઠવાયા.

ગોદડાં, છાપાં, સ્ટવ, સિલિન્ડર બધું જ નિર્ધારિત સ્થાને ગોઠવાઈ રહ્યું. મારી આંખો ભીની બની ગઈ : હું ક્યાં એકલો છું ? પત્ની નથી એનું દુઃખ છે, પણ સાચા સ્વજનો ભાગ્યમાં હોય તો ક્યાં દૂર હોય છે ?

---

*ડી-૬૬, માયા રોહીદાસ ટેનામેન્ટ,*
*કાશી વિશ્વનાથ સોસાયટી, વિભાગ-૧ની બાજુમાં,*
*ઈસનપુર, અમદાવાદ. મો. ૯૮૨૪૯૨૧૫૮૦*

# પવિત્રા

*- અવિનાશ પરીખ*

**આ**નંદરાય વસાવડા નિવૃત થઈ ગયા. એક રાષ્ટ્રીયકૃત બેંકમાંથી આસિસ્ટન્ટ જનરલ મેનેજર પદેથી તે નિવૃત્ત થયા. ભવ્ય વિદાયમાન તેમને આપવામાં આવ્યું. બેંક માટે આનંદરાયે જાત ઘસી નાખી હતી. દિવસ-રાત, રજાઓ જોયા વગર તેમણે બેંકની સેવા કરી હતી. ગ્રાહકો પાસેથી એક પૈસાનો લાભ તેમણે લીધો નહોતો. એક પાઈનો ભ્રષ્ટાચાર તેમણે કર્યો નહોતો. સ્વચ્છ કારકિર્દી ભોગવી નિવૃત્ત થયા હતા આનંદરાય.

બીજે દિવસે મિત્ર-મંડળ તરફથી તેમને અને તેમના જાજરમાન પત્ની અનંતાબહેનને ડીનર પાર્ટીમાં આમંત્રવામાં આવ્યાં. શહેરની જાણીતી, ગુજરાતી ભોજન પીરસતી હોટેલમાં, ડીનર હતું. સહુ પેટભરીને જમ્યાં.

આનંદરાય શરીર સાચવનારા જીવ હતા. મોર્નિંગ વોક, ધ્યાન, પ્રાણાયામ અને યોગ તેમનાં જીવનનાં અવિભાજ્ય અંગો હતાં. તેથી જ તેમને નખમાંય રોગ નહોતો. એકવડિયો બાંધો ધરાવનાર આનંદરાય સ્ફૂર્તિ અને ચપળતાના પર્યાય ગણાતા. કોઈ વ્યસન નહોતું. કોઈ બૂરી સંગત નહોતી. બસ, વાંચન તેમનો શોખ હતો. બંગલામાં એક ખંડ પુસ્તકોને અર્પણ કરી દેવામાં આવ્યો હતો. અસંખ્ય પુસ્તકોના તે માલિક હતા.

અનંતાબહેન સ્વાસ્થ્યની બાબતમાં પતિથી ચાર ચાસણી ચડે તેવાં હતાં. ખોબેખોબા ભરીને રૂપ તેમને ઈશ્વર તરફથી પ્રાપ્ત થયું હતું. આ રૂપ તેમણે ખૂબીપૂર્વક સાચવ્યું હતું. પતિની માફક સવારે ચાલવા ન જતાં તે સાંજે ચાલવા જતાં. યોગાસન, ધ્યાન-આ બધું તે સવારે કરી લેતાં.

બધાં જ પ્રકારના સુખો આ પતિ-પત્નીને પ્રાપ્ત થયાં હતાં. બસ, સંતાનસુખ જ નહોતું. પણ, આ કમી સામે બંનેએ કદી પણ ફરિયાદ કરી નહોતી, ઈશ્વરને દોષ આપ્યો નહોતો. દાક્તરી તપાસ લગ્નજીવનના આરંભનાં વર્ષોમાં કરાવતા આનંદરાયને ''નોર્મલ''નું પ્રમાણપત્ર ડૉક્ટર તરફથી મળી ગયું હતું. ખામી અનંતાબહેનમાં હતી. તે નિરાશ જરૂર થયાં હતાં, પણ, આનંદરાયના હકારાત્મક વલણને લઈને અનંતાબહેન બધી જ હતાશાઓને હડસેલીને દૂર કરી દીથી હતી.

પતિના સહવાસે અનંતાબહેનને પણ એક સારા વાચક બનાવી દીધાં હતાં. પુસ્તકોને તે સંતાનો સમજતાં. ખૂબ જતન કરતાં તે તમામ પુસ્તકોનું. નાટક-સિનેમા અને ભ્રમણનો શોખ હતો બેઉને. પુસ્તકોમાંથી સમય મળતા ફિલ્મો જોતાં, નાટકો માણતાં અને વર્ષમાં એકવાર દૂરનો પ્રવાસ પણ ખેડી નાખતાં.

સારા મિત્રો સાંપડ્યાં હતા જે શિક્ષિત હતા, સમજદાર હતા અને અલગ અલગ ક્ષેત્ર સાથે સંકળાયેલા હતા. ઉંમરની સાથે સહુ મિતાહારી બન્યા હતા, પણ, આજે આનંદરાયના મનમાં યોજાયેલા ડીનરમાં સહુ મર્યાદા ઓળંગીને ભોજનની મોજ માણી રહ્યા હતા. પછીનું અઠવાડિયું સહુ સાચવી લેવાના હતા.

ડીનર આટોપી આખું ટોળું રિવરફ્રન્ટ પહોંચ્યું. અમદાવાદનું આ સ્થળ આ મિત્રનું પ્રિય સ્થળ હતું. રાતના બાર વાગ્યા હતા. સ-પત્ની આવેલા આ મિત્રો ઘરે જવાની ઉતાવળમાં હતા જ નહીં.

આનંદરાયે સહુને શાંત રહેવાની સૂચના આપી. સહુ ઉપર તેમણે વારાફરતી દૃષ્ટિ કરી. તે શાંત સ્વરમાં સહુને સંબોધતા બોલ્યા, ''મિત્રો, આજે હું મારી નિવૃત્તિ બાદની પ્રવૃત્તિ ઉપર મારી યોજનાના મુદ્દા તમારી સાથે વહેંચવા માગું છું.''

સહુની નજર આનંદરાય ઉપર જડાઈ ગઈ.

''હું કોઈ નોકરી કરવા હવે ઇચ્છુક નથી. ન તો કોઈ સામાજિક સંસ્થા સાથે જોડાવાની મારી ઇચ્છા છે. હોસ્પિટલમાં જઈને મારે દરદીઓની સેવા પણ કરવી નથી. હું જે પ્રવૃત્તિ હાથ ધરવાનો છું... તે સરળ છે અને અઘરી પણ છે.'' આનંદરાય સહજ ભાવે બોલતા હતા.

તેમના મિત્રોની ઉત્સુકતા વધી હતી.

આનંદરાયે કહ્યું, ''મારા ઘરની કામવાળી ઝુમખીને તો તમે સહુ ઓળખો છો. ઓગણીસમા વર્ષે તેના લગ્ન થયા હતા. આજે તે ત્રીસ વર્ષની છે. આ અગિયાર વર્ષમાં તે ચાર સંતાનોની મા બની છે. બે સંતાન મૃત્યુ પામ્યા છે. બે જીવિત છે. તેની નાની દીકરી ત્રણ વર્ષની છે. તેને હું દત્તક લેવા માગું છું. હું તેનો ઉછેર કરીશ, ભણાવીશ અને તેના લગ્ન પણ કરાવી આપીશ. અનંતાને મારો વિચાર મેં મહિના પહેલા જ જણાવ્યો હતો. તે સહમત છે. અનંતા સત્તાવનમે વર્ષે મા બનશે અને હું સાઈઠમાં વર્ષે પિતા બનીશ. ખૂબજ મોટી જવાબદારી અમે બંને વહન કરવા જઈ રહ્યાં છીએ. ઈશ્વર શક્તિ આપશે. અમારી પુત્રીના લગ્ન બાદ પણ અમે સ્વર્ગે સિધારવાના નથી. હાલની તંદુરસ્તી જોતા હું અને અનંતા નેવુ સુધી તો પહોંચીશું જ.''

આનંદરાયે પત્ની તરફ નજર કરી. અનંતાબહેનના મુખ ઉપર સંતોષનું સ્મિત વિલસી રહ્યું હતું. માતૃત્વની ચમક તેમના મુખમંડળને અનેરી આભા પ્રદાન કરી રહી હતી.

એક મિત્રે સવાલ કર્યો, ''ઝુમખી અને તેનો પતિ તૈયાર છે ? ઝુમખી ડગી જશે તો ?''

આનંદરાયે જણાવ્યું, ''બંને રાજી છે. ઝુમખીના પતિએ મને કહ્યું હતું કે, પોતાની બાળકીનો હવાલો અમને સોંપીને તે અને ઝુમખી પોતાના વતન જતા રહેશે. કદાચ, ફરી આવશે પણ નહીં.''

મિત્ર-મંડળે તાળીઓ પાડીને મિત્રની વાતને વધાવી લીધી. એક ડૉક્ટર મિત્રના પત્ની બોલ્યાં, "દીકરીનું નામ શું હશે ?"

તરત જ અનંતાબહેને ઉત્તર આપતાં કહ્યું, "દીકરીનું નામ પવિત્રા હશે. ખૂબ જ પવિત્ર વ્યક્તિત્વ છે મારી દીકરીનું. જોતાની સાથે જ વહાલ કરવાનું મન થઈ જાય તેવી છે, પવિત્રા."

સહુ અનંતાબહેનને આદરસહ નીરખી રહ્યા હતા.

★★★

અને એક મહિનામાં જ પવિત્રા આનંદરાયના બંગલામાં દીકરી બનીને આવી ગઈ. તે સાંજના આનંદરાયે સત્યનારાયણની કથાનું આયોજન કર્યું. આખી સોસાયટીને જમાડી. પતિ-પત્નીનાં પવિત્ર પગલાંની સહુ મનમૂકીને સરાહના કરી રહ્યા હતા.

તે સાંજે ઝુમખી અને તેનો પતિ પણ બંગલામાં હાજર હતાં. ઝુમખીની આંખોમાંથી નિરંતર અશ્રુધારા વહી રહી હતી. રાતના વિદાય લેતી વખતે ઝુમખી પવિત્રાને વળગીને ખૂબ રડી. અનંતાબહેને તેને રડવા દીધી. અંતે, ઝુમખીનાં ડૂસકાં શમ્યાં.

અનંતાબહેન હસી પડતાં બોલ્યાં : "હવેથી તારી આંખોમાં આંસુ દેખાવા ન જોઈએ. પવિત્રા માટે આ ઘર નવું નથી, ગાંડી. તે એક મહિનાની હતી ત્યારથી અહીં આવે છે. તું આવતા અઠવાડિયે પતિ સાથે કાયમ માટે વતન જવાની છે. નિયમિત સમયાંતરે પવિત્રાને મળવા તું જરૂર આવજે. હું નથી ઈચ્છતી કે તું અને તારો પતિ આ પરીને ભૂલી જાવ."

ઝુમખી જતી રહી.

પવિત્રા આનંદરાય અને અનંતાબહેનની પુત્રીના રૂપમાં ઉછેર પામી રહી હતી. તે પોતાની માની પ્રતિકૃતિ સમાન હતી. ઝુમખી અને તેનો પતિ વતન જતાં રહ્યાં હતાં. કાયમ માટે. બંને જણ પ્રથમ વર્ષે બે વાર પવિત્રાને મળવા આવી ગયાં. બીજા વર્ષે એક પણ વાર ન આવ્યાં.

અનંતાબહેને ફોન કરીને બોલાવ્યાં તો પણ ન આવ્યાં. ઝુમખીએ અનંતાબહેનને ખૂબ જ નમ્રતાથી કહી દીધું કે તેની દીકરી જે રીતે પવિત્રા બની પોતાનાં નવા માતા-પિતા સાથે ભળી ગઈ હતી તે તેને માટે અતિ સુખકર હતું. તે અમદાવાદ આવવા માગતી નહોતી. હા, તેણે અનંતાબહેન કહી દીધું કે પવિત્રાના ફોટા તે જરૂર તેના મોબાઈલ ઉપર અવારનવાર મોકલાવવાનું ચૂકે નહીં. અનંતાબહેને તેનું સૂચન સ્વીકારી લીધું હતું. ઝુમખી માટે તેમના હૃદયમાં રહેલી સન્માનની ભાવના બેવડાઈ હતી.

પવિત્રા પાંચ વર્ષની થઈ ગઈ.

શાળામાં જાતી પવિત્રતાનો રૂઆબ જોવા જેવો હતો. તે વટભેર શાળાની વાનમાં દાખલ થતી, રાજકુમારીની અદામાં પોતાનું સ્થાન ગ્રહણ કરતી. અન્ય બાળકો તેની સામે જોઈ રહેતાં.

પવિત્રાનું વ્યક્તિત્વ આત્માવિશ્વાસથી સભર હતું. હા, તે નમ્ર અને સાલસ હતી. દરેકનો આદર કરતી, દરેકનું સન્માન કરતી. તેનામાં આછકલાઈ, ઉદ્ધતાઈ સદંતર ગેરહાજર હતાં. અભ્યાસમાં પોતાનું કૌવત તે દાખવવા માંડી હતી.

આનંદરાય અને અનંતાબહેન યુવાન માતા-પિતા બની ગયાં હતાં. થાકનું બાષ્પીભવન થઈ ગયું હતું. પવિત્રાનો ઉછેર તેમના જીવનનું મુખ્ય ધ્યેય હતું. પવિત્રા કેવળ પ્રેમ જ પામતી નહોતી. માતા-પિતા શિસ્તના પાઠ પણ ગંભીરતાથી શીખવતાં હતાં.

ઝુમખી પોતાની સગી દીકરીના ફોટા મોબાઈલ ઉપર જોઈને પરમ સંતોષની લાગણી અનુભવતી. તે દર વખતે અનંતાબહેનનો હૃદયપૂર્વક આભાર માનતી. અનંતાબહેન તેને વારેવારે આભાર માનવાની પ્રક્રિયાથી દૂર રાખવા માંગતાં હતાં. તે કહેતાં કે તે મા હતાં અને કેવળ માની ફરજ બજાવી રહ્યાં હતાં.

પવિત્રા દસમા ધોરણમાં હતી.

તે તનતોડ મહેનત કરી રહી હતી. માર્ચ મહિનો નજીક આવી રહ્યો હતો. અચાનક એક સાંજે અનંતાબહેન અકસ્માતનો ભોગ બની ગયાં. તે શાક લેવા ગયાં હતાં. માર્ગ ઉપર તે સલામતીપૂર્વક ચાલી રહ્યાં હતાં. એક બાઈકવાળાએ તેમને ટક્કર મારી અને નાસી ગયો. અનંતાબહેન જોરથી નીચે પછડાયાં. તેમના માથામાં સારી એવી ઈજા થઈ હતી.

ડૉક્ટરે સંપૂર્ણ આરામ કરવાની સલાહ આપી. પવિત્રા માટે માનું પથારીવશ થવું નવા જ અનુભવની વાત હતી. તે ખૂબ જ અસ્વસ્થ થઈ ગઈ. સૂતેલી માને જોઈને તેનાં નેત્રો છલકાઈ આવતાં. આનંદરાય તેને સમજાવતા. પણ, તેનું મન માનતું નહીં.

તેણે પિતાને કહ્યું, "હું મમ્મીની સેવા કરીશ. તેને ખૂબ જ જલદી પલંગમાંથી બહાર લઈ આવીશ."

આનંદરાય હસીને બોલ્યા, "તારી મમ્મીની સેવા કરવા માટે હું છું. તું અભ્યાસમાં મન પરોવ. બોર્ડની એક્ઝામ નજીક આવી રહી છે."

"મારી મમ્મી કરતાં બોર્ડની એક્ઝામ મહત્વની નથી, પપ્પા." પવિત્રા ખૂબ જ નિર્દોષ દેખાતી હતી.

આનંદરાયને પવિત્રા માટે ગૌરવ થયું.

પવિત્રાની દસમાની બોર્ડની પરીક્ષા અનંતાબહેને પથારીમાં જ સંપન્ન થતી જોઈ. પવિત્રા માને લઈને અસ્વસ્થ હતી અને દ્વિધાયુક્ત અવસ્થામાં તેણે તમામ પેપરો લખ્યાં હતાં. અનંતાબહેનના આરામની અવધિ પૂરી થઈ અને બીજા દિવસે જ એક માઠા સમાચાર તેમને મળ્યા.

ઝુમખીના પતિનો સ્વર્ગવાસ થયો હતો. કિડની નિષ્ફળ જતાં તે મૃત્યુ પામ્યો હતો. ઝુમખીનો એક માત્ર સહારો તેનો પુત્ર હતો જે પવિત્રાથી બે વર્ષ મોટો હતો. આનંદરાય પવિત્રાને આ સમાચાર આપવા માગતા નહોતા. પવિત્રા પોતાના માતા-પિતાને ભૂલી ચૂકી હતી. અનંતાબહેન પતિ સાથે આ મુદ્દે સંમત હતાં.

ઝુમખી ઉપર પહાડ તૂટવાનો બાકી હોય તેમ તેનો પુત્ર પણ સર્પદંશથી મૃત્યુ પામ્યો. તે જે કારખાનામાં કામ કરતો હતો ત્યાં આ દુર્ઘટના બની હતી. આનંદરાય અને અનંતાબહેન ગ્લાનિમાં ડૂબી ગયાં હતાં.

પવિત્રાને તે જોતાં અને સાચુકલા પિતા તથા સગો ભાઈ ગુમાવનાર નિર્દોષ છોકરી ઉપર તેમને દયા આવી જતી. પવિત્રાને અઢળકથી પણ વધારે સ્નેહ પૂરો પાડવાનો બેઉ જણે અડગ નિર્ણય લઈ લીધો. હકીકતમાં તે બંને જ પવિત્રાના મા-બાપ હતાં, પણ, દીકરીના જૂના સંબંધોને તે વીસરી શકતાં પણ નહોતાં.

આનંદરાયે દીકરીની પરીક્ષાનો થાક ઉતારવા નૈનિતાલ જવાનો વિચાર મનમાં સંઘરી રાખ્યો હતો. આ વિચાર તેમણે અમલમાં પણ મૂકી દીધો. ત્રણેય જણ નૈનિતાલ પહોંચી ગયાં. પ્રકૃતિના પ્રાંગણમાં પવિત્રા ખીલી ઊઠી હતી. તેણે પિતાએ ભેટમાં આપેલા કેમેરાથી સંખ્યાબંધ તસવીરો લીધી.

પરત ફરવાનો સમય થઈ ગયો હતો. ત્રણેયને ઘર સાંભરી રહ્યું હતું. અને તાજાંમાજાં થઈને ત્રણેય જણ સ્વગૃહે પરત ફર્યાં. એક આખો દિવસ આરામમાં પસાર થયો. સહુનો થાક ઊતરી ગયો હતો.

બીજા દિવસે આનંદરાયના મોબાઈલ ઉપર જે સમાચાર આવ્યા તે હચમચાવી દેનારા હતા. તે તરત જ પત્ની પાસે દોડ્યા. અનંતાબહેન રસોડામાં હતાં. પવિત્રા પોતાના ખંડમાં હતી. "અનંતા, તૈયાર થા, આપણે પવિત્રાને લઈને સિવિલ હોસ્પિટલ જવાનું છે. ઝુમખી છેલ્લા શ્વાસ લઈ રહી છે. તેણે છેલ્લીવાર પોતાની દીકરીને જોવાની ઈચ્છા વ્યક્ત કરી છે." આનંદરાય એકી શ્વાસે બોલી ગયા.

અનંતાબહેન હચમચી ગયાં.

પંદર મિનિટ બાદ આનંદરાયની કાર હોસ્પિટલ તરફ દોડી રહી હતી. માતા-પિતાને મીણનાં પૂતળાં બનેલાં જોઈને પવિત્રાના હૃદયની ગતિ વધી ગઈ હતી.

"પપ્પા.. મમ્મી... આપણે ક્યાં જઈએ છીએ ? તમે બંને, આમ, રડમસ કેમ છો ? મને જણાવો તો ખરા... વાત શું છે ?" પવિત્રા ધ્રૂજતા સ્વરમાં બોલી.

"દીકરા... આપણી એક કામવાળી હતી.. ઝુમખી. તે મૃત્યુશય્યા ઉપર છે. તેને મળવા હોસ્પિટલ જઈ રહ્યાં છીએ. તેણે તને રમાડી છે. તેની ઈચ્છા તને જોવાની પણ છે." અનંતાબહેને માંડ વાત પૂરી કરી.

સહુ હોસ્પિટલ પહોંચ્યાં.

ઝડપથી અપાયેલા સરનામે જનરલ વોર્ડમાં પહોંચ્યાં. વોર્ડના દૂરના ખૂણામાં મુકાયેલા પલંગ ઉપર ઝુમખી હતી. દોડીને ત્રણેય જણ ઝુમખી પાસે પહોંચ્યાં. ઝુમખી પાસે ઊભેલી એક વૃદ્ધ મહિલા દૂર ખસીને ઊભી રહી ગઈ.

અનંતાબહેન પલંગ ઉપર ઝુમખીના માથા પાસે બેઠાં. ઝુમખીનો હાથ પોતાના હાથમાં લીધો. ઝુમખીના ઝાંખાં થઈ ગયેલાં નેત્રો દયામણાં લાગતાં હતાં. મૃત્યુની છાયા તેના મુખ ઉપર લીંપાયેલી હતી. તેણે પવિત્રા તરફ જોયું. તેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. પવિત્રા બાઘી બનીને પોતાનાં માતા-પિતાને નીરખી રહી હતી.

અનંતબહેને પવિત્રાનો હાથ ઝુમખીના હાથમાં મૂક્યો. ઝુમખી અવિરત નેત્રે પોતાની દીકરીને નિહાળી રહી હતી. એકાદ મિનિટ પસાર થઈ ગઈ.

બાદમાં ક્ષીણ સ્વરમાં ઝુમખી બોલી, "તું... જા... હવે... તને... મેં જોઈ લીધી... સાહેબ, દીકરીને બહાર લઈ જાઓ."

આનંદરાય પવિત્રાને લઈને બહાર નીકળી ગયા. અનંતાબહેને ઝુમખીના માથાના વાળ સરખા કર્યા. ઝુમખી બે હાથ જોડતા અનંતાબહેન તરફ જોવા માંડી. તે કશું કહેવા ઈચ્છતી હતી. તરત જ અનંતાબહેને તેને બોલવા પ્રોત્સાહિત કરી.

ઝુમખી આંખોમાં કૃતજ્ઞતાના ભાવ ભરતી, દબાયેલા સ્વરમાં બોલી, "તમારા બંને પાસે ઘણું શીખી, બહેન. તમારી પવિત્રા મારા વરનું લોહી નથી, પણ, એક બળાત્કારના પરિણામે દુનિયામાં આવી છે. આ સત્ય મારો વર જાણતો હતો. તમને બંનેને પણ મેં જાણ કરી હતી. વર તો ગર્ભપાતનું કહેતો હતો. પણ, તમારા સમજાવવાથી એ માની ગયો. મારી છોરી દુનિયામાં આવી, પણ, મારો વર તેને પસંદ કરતો નહોતો. સાહેબની નોકરી પૂરી થતા તે છોરીને દત્તક લેવાના હતા...! મારી છોરી માટેની... આ વાત, મારા વરને ગમી હતી. અને તેમ થયું. દત્તક બની છોરી ઘરમાંથી જતા પતિ ખૂબ ખુશ થયો હતો. મારું મન ખુશ નહોતું, કેમ કે મારા પછી મારો વર તને કેવી રીતે રાખશે તેની ચિંતા મને રહેતી હતી. સાહેબે અને તમે મારી ચિંતા દૂર કરી દીધી. બહેન, એક લગન થયેલી બાઈ ઉપર બળાત્કાર થાય અને તે મા બને તો મા અને તેના છોરા કે છોરીનો કોઈ દોષ નથી હોતો. આ વાત હું તમારી પાસે શીખી છું. પવિત્ર નામ જ કહે છે કે છોરી કેટલી પવિત્ર છે."

ઝુમખી અટકી.

તેનો શ્વાસ જોરજોરથી ચાલવા માંડ્યો. અનંતાબહેને નર્સને હાક મારીને બોલાવી. પણ, નર્સ આવી ત્યારે ઝુમખી અંતિમ શ્વાસ લઈ ચૂકી હતી. તેના મુખ ઉપર અસાધારણ સંતોષનો ભાવ હતો.

અનંતાબહેનથી ડૂસકું મૂકાઈ ગયું.

---

*૨, "વૃંદાવન" સ્ટેટ બેંક સોસાયટી,*
*ભાવસાર હોસ્ટેલ પાસે, નવા વાડજ,*
*અમદાવાદ-૩૮૦૦૧૩. મો. ૯૮૨૫૯૧૨૩૧૭*

(અનુસંધાન પૃષ્ઠ ૨-૬૪નું ચાલુ)
આ વાત ગરીમાને જણાવે પણ તેને ખામોશી અખત્યાર કરી લીધી. એકાદ ચિનગારી ગરીમાના જીવનને ભસ્મ ન કરી દે એ વિચારે તેણે મનને મનાવી લીધું.

બહાર વાદળો ઘેરાયાં હતાં. વરસાદ ધીમે ધીમે વરસી રહ્યો હતો. એનું મન હળવું થયું હતું. મમ્મી ચાનો કપ મૂકી ગઈ હતી. કાલે સન્ડે હતો. ફરી ગરીમાને મળવા મન ઉત્સુક બન્યું હતું.

બીજે જ દિવસે વહેલી સવારે તે ગાડી લઈને ગરીમાને ઘરે પહોંચ્યો. અગાસીમાંથી જ ગરીમાએ તેને જોઈ લીધો. દોડીને તેણે દરવાજો ખોલ્યો.

બંનેએ એક બીજાને આવકાર્યા.

મમ્મી ડેડી હમણાં જ અમદાવાદ અમારા એક રિલેટીવની ખબર કાઢવા ગયા છે. સાંજે આવશે. આવો આપણે નિરાંતે વાતો કરીએ. આજે તમારે અમારી સાથે જ જમવાનું છે.

ઘરે મમ્મીને કહીને જ હું પણ આવ્યો છું. બધી વાત મેં એમને રાત્રે વિગતે કરી. તેમને તમારા માટે ખૂબ જ આદર છે.

બંને નિરાંતે સોફા પર ગોઠવાયાં. બેબી ટીવી જોવામાં પરોવાઈ ગઈ.

બહાર વરસાદ ઝરમર ઝરમર વરસી રહ્યો હતો. વાતાવરણમાં શીતળતા છવાઈ ગઈ હતી. ક્યારેક વીજળીના ચમકારા પણ થઈ રહ્યા હતા. ગરીમા કોલ્ડડ્રીંક્સના બે ગ્લાસ લઈ આવી. અજોડે ખીસ્સામાંથી એક મોટું કવર કાઢી ગરીમાના હાથમાં મૂક્યું.

આ શું ?... ગરીમાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું...

આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. તમારી અમાનત તમને પરત કરી રહ્યો છું. તમારી પાસબુક, ચેક જે તમે મને આપ્યાં હતાં તેમાંથી એક પણ પઈ ખર્ચેલ નથી ગરીમા... ખર્ચાય પણ નહીં.

તમે આ ખૂબ ખોટું કર્યું. મેં તમને ખુશીથી તમારી મુશ્કેલીમાં મદદરૂપ થાય તે માટે તો આપણે જોઈન્ટ એકાઉન્ટ ખોલાવ્યું હતું... આ બધી રકમ તમારી જ છે તમે રાખો...

ના ગરીમા એ શક્ય નથી. તમને પૈસાની સખત જરૂર છે એ હું જાણું છું. હું આજે પૈસે ટકે સુખી છું. આ કાંઈ ઉપકાર નથી આ તો તમારી પોતાની બચત છે જે તમને કામ લાગશે.

તમે તો તમે જ છો અજોડ... તમારી તોલે કોઈ ન આવે...

એક વાત પૂછું અજોડ... ખોટું ન લાગે તો ?

કેવી વાત કરો છો... નિર્ભિક રીતે પૂછો...

લગ્ન કરી લીધા...?

વાતો તો ઘણી આવે છે પણ એકે પસંદ પડતી નથી... કોઈકને હું પણ નાપસંદ થયો.

ઈમ્પોસીબલ અજોડ... તમને પસંદ ન કરનાર મૂર્ખ જ હોય... મારા ધ્યાનમાં આવશે તો હું પણ મદદ કરીશ...

સ્યોર... ગઈ કાલે મમ્મીએ મને એક ફોટો આપ્યો છે... હું સાથે લાવ્યો છું. છોકરીએ સામેથી ઓફર મૂકી છે.. મને પણ ગમી છે...

અજોડથી જૂઠું બોલાઈ ગયું.

અરે તો વાર શાની કરો છો... લાવો બતાવો... અબઘડી નિર્ણય કરી આપું...

વાર ના કરતા ગરીમા... તુરત નિર્ણય લેજો...

ઝડપથી ગરીમાએ અજોડના હાથમાંથી ફોટો ખેંચી લીધો. જોતાવેંત જ તેનાથી એક તીણી ચીસ નીકળી ગઈ.

નોટ પોસીબલ અજોડ... હવે નહીં. મારા હૃદયમાં હજુયે મોહિત અંકિત છે તે કેમેય ભૂંસાશે નહીં. તમે એનું સ્થાન ન લઈ શકો... એ અવારનવાર બેબીને રમાડવા ઘરે આવે છે... તેણે ઓફિસની એક છોકરી સાથે લગ્ન પણ કરી લીધા છે...

એણે લગ્ન કરી લીધા ને તમારે આખી જિંદગી સહન કર્યે રાખવાનું કેમ ? શા માટે તમારી જાતને આમ દુઃખી કરો છો... પાછળ જોવાથી શું ફાયદો... આજનું જોઈ આગળનું વિચારો ગરીમા...

એ પુરુષ છે હું એક સ્ત્રી છું... હું સહેજે દુઃખી નથી અજોડ... મને બહુ આગ્રહ ન કરશો... અજોડ સફાળો ઊભો થઈ ગયો... તેનો ચહેરો એકદમ વિલાઈ ગયો. તેની આંખ અશ્રુભીની બની. જતાં જતાં કહેતો હતો : હું તમારી હંમેશા વાટ જોઈશ. મારા જીવનમાં તમારા સિવાય કોઈનો પ્રવેશ શક્ય નથી ગરીમા... જે દિવસે તમારો વિચાર બદલાય મને ફોન કરજો તુરત આવી જઈશ...

એ પછીના એકાદ મહિને જ ગરીમા અજોડને બેન્કમાં મળી. બંને ગરીમાના ઘરે આવ્યાં. બંનેના ચહેરા પર હર્ષ માતો નહોતો... મન સાથે કરેલું સમાધાન ગરીમા માટે શ્રેયકર સાબિત થયું... આકાશ સુંદર મેઘધનુષ્યથી અતિ રળિયામણું બની ગયું...

ક્યા ગલત ક્યા સહી મુહબ્બત મેં ઐસા નહીં હોતા અલતાફ

જો ઈસ્કી પનાહ મેં આયા હિફાઝત પા ગયા...

---

*પ્લોટ નં. ૬૫૮-૧, મસીહા-અસ્રા,*
*સેક્ટર-૨૯, ગાંધીનગર.*
*મો. ૯૪૨૬૩૫૬૭૫૯*

# જૂની નોટબુકનાં પાનાં

- *માવજી મહેશ્વરી*

**ક**નુ, કેવું કહેવાય નહીં ? આમ ઘરમાં કંઈ ન દેખાય પણ બહાર કાઢીએ ત્યારે કેટલુંય નીકળી પડે. ઉપરના આરિયામાંથી બધું કાઢી લીધું ને ? જોકે ખાસ કંઈ અગત્યનું નહીં હોય, પણ શી ખબર કઈ ચીજ ક્યાં મુકાઈ ગઈ હોય ને ભુલાઈ ગઈ હોય. આજે તો તું બરોબરનો થાકી જઈશ.

નયના બોલતી રહી. એ જેટલી સરળ છે એટલી બોલકણી છે. અજાણ્યા સાથે વાતો કરવા માંડે. ગમે તેની સાથે ભળી જાય એવી. પણ અચાનક ચુપ થઈ જાય તો કલાકો સુધી આકાશને જોયા કરે. સામેવાળો મુંઝાઈ જાય. એના મૌનની બીક લાગે. આટલાં વર્ષોના પરિચય પછી પણ નયનાનું વ્યક્તિત્વ પૂરેપૂરું સમજાયું નથી. એ ક્યારેક એકદમ સરળ લાગે તો ક્યારેક અકળ. એના જૂના ઘરને પાડીને નવું બનાવવાનું છે એટલે સામાન ખાલી કરવો, ભાડે લીધેલા ઘરમાં ગોઠવવો એ બધી જવાબદારી મારી હતી. આમેય એનાં અડધાં કામ મારે જ કરવાનાં હોય. નયના તારી શું થાય એવું કોઈ પૂછે તો તરત હું કોઈ જવાબ ન આપી શકું. એ નાની હતી ત્યારે અમને બંને ભાઈઓને રાખડી બાંધતી. એ ક્યારે બંધ થઈ ગયું તે યાદ નથી. એણે એકવાર કહેલું - શું રાખડી બાંધવી જરૂરી છે ? એ ઝરણાં જેવી છે. પોતાની રીતે ચાલનારી. જોકે કેટલાક એવું માનતા હતા, હજુય કદાચ કોઈને એવું લાગે કે અમારી વચ્ચે કંઈક લફરા જેવું છે. પણ એ વાતની ન તો મેં ચિંતા કરી છે કે ન તો નયનાએ. નયના મારી મિત્ર છે, બહેન છે, સખી છે, માર્ગદર્શક છે, ક્યારેક માનો રોલ પણ કરી લે. નયના નિરાળો જીવ છે.

હું, મારાથી બે વર્ષ મોટોભાઈ જીતેશ અને નયના. અમારું ત્રણનું ઝુમખું હતું. અમે નાના હતાં ત્યારે નિશાળમાં કેટલાક એમ જ માનતા કે અમે ત્રણેય સગાં ભાઈ બહેન છીએ. હા નયનાને પપ્પા નથી. એ ક્યારેય પપ્પાની વાત પણ કાઢે નહીં. મોટા થયા પછી સમજાયું કે એ પતિ પત્નીના વિખવાદનું એક રૂપ હતું. એટલે નયના નાનપણથી પુરુષ વગરના ઘરમાં મોટી થઈ છે. પણ નયનાનાં મમ્મી કમલામાસીના મોં પર દેખાય જ નહીં કે તેને એમના પતિએ પહેરેલે કપડે કાઢી મૂક્યાં હશે. તેમણે પોતાની આવડત અને સંઘર્ષના બળે નોકરી મેળવી, નયનાને ભણાવી, નોકરીએ લગાડી. મારા ભાઈએ પણ ભણીને સરકારી નોકરી લીધી. મેં મારા બાપાનો કાપડ વેચવાનો ધંધો સંભાળ્યો. મારા બાપુજી સાડા પાંચ દાયકા પૂરા કરી અચાનક ચાલ્યા ગયા. સાથે સાથે એક નિરાશા પણ લઈને ગયા કે મેં ન લગ્ન કર્યા. નયનાના મમ્મી કમલાબહેન ઉદાર દિલ અને મોજથી જીવવાવાળા. એમનો જીવનરસ જોઈને કોઈને અદેખાઈ આવે. હું નાનપણથી એમને માસી કહેતો આવ્યો છું. કમલામાસીએ એકવાર હસતાં હસતાં કહેલું - તમારા બેય વચ્ચે આટલી ભાઈબંધી છે તો લગન કરી લ્યોને. બેય સુખી થશો. નયનાએ ત્યારે મારી સામે જોઈ જોરથી હસી પડતાં કહેલું - ના હોં મમ્મી. અમે બેય નહીં, આ એક જ સુખી થાય. આ દેખાય છે હિંમતવાળો, બાકી સાવ ઢીલો છે. હું એને સાચવું કે મારાં કામો કરું.

બેશક નયના ત્રીસ વર્ષ પછી પણ દેખાવડી લાગે છે. ખાસ તો એનું સુરેખ ગળુ, પાતળો બાંધો અને લાંબી



આંગળીઓ કોઈનુંય ધ્યાન ખેંચે. એ સાડી પહેરે ત્યારે મને હંમેશા કેલેન્ડરમાં છપાયેલું સરસ્વતીનું ચિત્ર યાદ આવે. આજેય નયનાને સાડીમાં જોઉં ત્યારે એમ જ લાગે જાણે હું નાનું બાળક બની એની આંગળી પકડીને ચાલું. નયનાના વ્યક્તિત્વમાં એક જાતનું માતૃત્વ છલકે છે. એ મને હંમેશા મારાથી વધુ સમજદાર અને મોટીબહેન લાગી છે. અમારા નિર્મળ સંબંધોના સાક્ષી હોય તો એ કમલામાસી અને મારી મા. મોટાભાઈના લગ્ન પછી મારી માએ મને લગ્ન કરી લેવા બહુ જ સમજાવેલો. તેણે એવુંય કહેલું કે, તને જો નયના ગમતી હોય તો મને વાંધો નથી. તું હા કહે તો હું કમલાબહેનને વાત કરું. એ દિવસે હું ખૂબ હસેલો. નયનાની વાત કરતી વખતે મા ખૂબ ગંભીર બની ગઈ હતી. મને હસતો જોઈ તેણે છણકો કરતાં કહેલું - એમાં હસવા જેવું શું છે ? મેં તો જીતેશનેય પૂછ્યું હતું નયના માટે. તેણે હા ય પાડી હતી. પછી શી ખબર શું થયું તે જીતેશે જ ના પાડી દીધી. સાચું કહું તો નયના આ ઘરમાં આવે એમ હું ઇચ્છું છું.

મેં હસી પડતાં કહેલું - મા મોટા સાથે ન થયું તો નાનાને વળગાડી દેવી ? મને ખબર હતી મા ગુસ્સે થશે. અને થઈ જ. તેણે આંખોની પૂતળીઓ આમતેમ ફેરવતાં કહ્યું હતું - વળગાડી દેવી એટલે ? શું ખરાબી છે નયનામાં ? આ ઘરમાં જ મોટી થઈ છે. એના જેવી છોકરી શોધવા જતાં ય ન મળે.

મેં માના બેય હાથ પકડી લઈ તેની આંખોમાં જોતાં કહેલું. - મા હસવા જેવી જ વાત છે. શું તું એમ માને છે કે



એ ઘરમાં ભાભીની જેમ માથે ઓઢીને ફરે, તારી સાથે રોજ મંદિરે જાય, તને રોજ સવારે પગે લાગે ? નયના સાથે હું લગ્ન કરું ને તો તું રોજ માથું કૂટે. નયના જુદી છોકરી છે. અરે ! એને તો એ પણ ખબર નથી કે તે છોકરી છે. એ વખતે મારી મા મને શંકાથી જોઈ રહેલી. પછી મારી સામે વેધકતાથી જોઈ રહેતાં તેણે કહ્યું હતું - તો પછી તમારી વચ્ચે આટલું કેમ બને છે ? બધા તો એમ જ કહે છે કે તમારી વચ્ચે પ્રેમ છે અને તમે પરણી જવાના છો. હું મારી મા સામે જોઈ રહેલો. એ મારી મા હતી. એક ભારતીય સ્ત્રી. મેં કહેલું - મા લોકોને શું ? એ તો ગમે એવું બોલે. પણ તું એટલું સમજી લે કે ન તો મેં કદી નયનાને એ રીતે જોઈ છે કે ન તો નયનાએ મને. અને બીજી વાત. મા નયનાને લગ્ન જ નથી કરવા. એના ઉપર એનાં મમ્મીના બનાવની ખરાબ અસર પડી છે.

બસ તે દિવસથી મા અમને જુદી રીતે જોવા લાગી હતી. પણ એ જ નયના તો...

મને વિશ્વાસ બેસતો નથી. નયનાને મારા મનમાં ચાલતી ગડમથલનો અંદાજ આવી ગયો હતો. તેણે પોતાના રજોટાયેલા વાળ સરખા કરતાં કહેલું. - કનુ અચાનક તને શું થયું છે ? તારા મનમાં કંઈક ચાલે છે. તું ચુપ કેમ થઈ ગયો છો ? હું તેની આંખોમાં જોઈ ન શક્યો. કદાચ પહેલીવાર એવું બન્યું હતું. નયના ચોંકી જતી હોય એમ બોલી - કનુ મને બીક લાગે છે યાર ! તારા મનમાં અચાનક કંઈક ગરબડ થઈ છે.

મેં આંખો ચોરતાં કહેલું - કશું જ નથી. નાકમાં રજ ગઈ છે એટલે માથું ચડ્યું છે. આંખો બળે છે. ચાલ મમ્મી આપણી રાહ જોતી હશે. જમવાનો સમય થઈ ગયો છે. તું ફ્રેશ થઈ જા. નયના શંકા લઈને ગઈ. હું નયનાના ઘરને જોઈ રહ્યો હતો. ખાલી થયેલું ઘર સાવ જુદું લાગતું હતું. હવે થોડીઘણી ચીજો જ લઈ જવાની બાકી હતી. હજુ ભાડાના ઘરમાં એ બધું ગોઠવવાનું હતું. હું સાંજ સુધી નયના સાથે જ રહ્યો પણ મન ઉભડક બની ગયું હતું. નયના વારંવાર

પૂછતી રહી. હું કશું બોલી ન શક્યો. સાંજે એના નવા ઘરમાં જરૂર પૂરતું ગોઠવાઈ ગયું. કમલામાસીએ ચા મૂકી હતી. નયનાએ મારો હાથ પકડી ઓટલાની ધાર પર બેસાડી દેતાં મારી પીઠ પર હાથ ફેરવીને પૂછ્યું હતું - કનુ પ્લીઝ કહી નાખ તારા મનમાં શું ચાલે છે. હું ટેમ્પોમાં ગઈ ત્યાં સુધી તો બરોબર હતો. પછી જ કંઈક બન્યું છે. જો તું નહીં કહે તો મને રાતે ઊંઘ નહીં આવે.

નયનાને ઊંઘ આવી હશે કે નહીં, પણ રાતે મારી ઊંઘ વેરણ થઈ ગઈ. નયનાનો અંદાજ સાચો હતો. બપોરે નયના ટેમ્પો સાથે સામાન મૂકવા ગઈ. બે ઢાળવાળા જૂના મકાનના મોભ નીચે સામસામે ભીંતોમાં મુકેલા નાના કમાડોવાળા બે આરિયા હતા. એ ઊંડાં પણ હતા. હું નિસરણી પર ચડી એ આરિયામાં જોતો હતો. એક આરિયામાં પાતળી નોટબુક જેવું દેખાયું. મે નોટબુક બહાર કાઢી. ઘણી જૂની નોટબુક પીળી પડી ગઈ હતી. નોટબુકના પાતળા પૂંઠા ઉપર બોલપેનથી ચિતરેલું ગુલાબનું ફૂલ ભેજને કારણે ફેલાઈને ઝાખું થઈ ગયું હતું. મેં રજ ખંખેરવા ફૂંક મારી તો રજ નાકમાં ગઈ. એકાએક છીંકો ચાલુ થઈ. મેં નિસરણી ઉપર બેઠાં બેઠાં અમસ્તાં નોટબુકના પાનાં ઉથલાવ્યાં. મને રસ પડ્યો. જેમ જેમ વાંચતો ગયો તેમ મારી ઉત્સુકતા વધતી ગઈ. ઝડપથી બધું જ વાંચી ગયો. અચાનક ફરી છીંકો ચાલુ થઈ. મેં નોટબુક પેન્ટના ખીસ્સામાં વાળીને મૂકી દીધી અને ધીમેથી નીચે ઉતર્યો. ખાલી થયેલું ઘર પહોળું પહોળું લાગતું હતું. મેં આખાય ઘરને જોવા માંડ્યું. એ ઘરમાં અમારા બાળપણથી માંડીને અત્યાર સુધીની અનેક સ્મૃતિઓ વિખરાયેલી પડી હતી. હું મારો મોટોભાઈ જીતેશ અને નયનાના વિતેલા દિવસોના સંભારણાં સાચવી બેઠેલું ઘર બસ થોડા સમય પછી માટીમાં ભળી જવાનું હતું. તે પછી જે ઘર બનવાનું હતું તેમાં અમારી ત્રણેયની નિર્દોષ અને મુગ્ધ સ્મૃતિઓ નહીં હોય. નયના જ્યારે ફ્રોક પહેરતી ત્યારથી હું તેને ઓળખું છું. છોકરા છોકરી વચ્ચેના ભેદ સમજાયા પછી પણ નયના મને કદી છોકરી લાગી નથી. બારમા ધોરણ પછી જીતેશ અને નયના એક જ કોલેજમાં હતા. કોલેજ કર્યા પછી જીતેશે રેવેન્યુ ખાતાની નોકરી સ્વીકારી લીધી. નયનાએ બી.એડ. કર્યું. તેના નસીબ સારા હતા. શહેરની જ હાઈસ્કૂલમાં નોકરી મળી ગઈ. પણ મને એવું લાગ્યું હતું કે નોકરીમાં લાગ્યા પછી નયના એકદમ બદલાઈ ગઈ હતી. જાણે જગતની બધી મોહમાયાથી પર થઈ ગઈ હોય એવી. ભાઈના લગ્ન પછી અમારી મિત્રતા ગાઢ બનતી જતી હતી. ભાઈની બદલી થતી રહેતી. લગ્ન પછી જીતેશ પણ એના સંસારમાં ડુબેલો રહેતો.

રાતનો એક વાગ્યો. આરિયામાંથી મળેલી જૂની નોટબુકનું લખાણ વાંચ્યું ત્યારે માની જ ન શક્યો કે એ નયનાએ લખ્યું હશે. મુગ્ધ અવસ્થાના પ્રેમપત્ર કહી શકાય એવા ભાવથી છલોછલ પત્રો નયનાએ ક્યારે લખ્યા હશે ? લખ્યા પછી પોતાની પાસે શા માટે રહેવા દીધા છે...? મારાથી કશું છૂપું ન રાખનાર નયનાએ આવડી મોટી વાતથી મને અજાણ રાખ્યો ? મેં તો માની જ લીધું હતું કે એક સ્ત્રીને જાગે એવી કોઈ ઇચ્છા નયનાને કદી જાગી જ નથી. યુવાનીમાં પણ નહીં. છતાં નયનાનું એક સાવ જુદું રૂપ, જેના વિશે મેં કદી વિચાર જ નથી કર્યો એવું રૂપ સામે આવ્યું. બપોરથી મન બેચેન થઈ ગયું છે. એવાય વિચાર આવ્યા કે આ નયનાની અંગત બાબત કહેવાય. મારે વાંચવું પણ જોઈતું ન્હોતું. હવે એ ભૂલી જવાનું છે. પણ સાલ્લું આ મન અજીબ છે. એમ કશું ભૂલી શકાતું નથી. નયના સાથે વાત નહીં કરું તો ઊંઘ જ નહીં આવે. સવાર સુધી



રહેવાય એમ જ નથી. આખરે મેં ફોન કર્યો ત્યારે નયના પણ જાગતી હતી. મને થયું કે તે શા માટે જાગતી હશે ? તેને પણ મારી જેમ ઊંઘ નહીં આવી હોય ?

મારી વાત સાંભળી નયના સ્તબ્ધ ! કેટલીય વારના વીંધી નાખતાં મૌન પછી એ ધીરેથી બોલી - કનુ તેં શા માટે વાંચ્યું ? તારે એ ન્હોતું વાંચવું. કનુ એમાં એક મુગ્ધ કન્યાના ભાવો છે જેની સાથે મારે બહુ જ છેટું પડી ગયું છે. હું જ ભાન વગરની છું કે એ નોટબુકને ભૂલી ગઈ.

પણ નયના આવું હતું તો તેં શા માટે કોઈને કહ્યું નહીં ? કમલામાસીને, મારી માને. અરે ! મને તું કહી જ શકી હોત.

પ્લીઝ કનુ કશું ન પૂછ. મને કંઈજ ન પૂછ. કેટલાંક સત્યો ઢંકાયેલા રહે એજ બરોબર. આજે સાંજથી જ મને એવું થઈ રહ્યું હતું કે કંઈક ન બનવાનું બની રહ્યું છે. મને એટલે જ ઊંઘ નથી આવી. ચાલ આજે જવા દે. હું કાલે તને બધી વાત કરીશ.

ના, નયના તારી બુક વાંચી મારી નીંદર ઊડી ગઈ છે. સવાર સુધી મારાથી વાટ નહીં જોવાય. મને સમજાતું નથી કે તને આટલો બધો પ્રેમ હતો તો તેં કહ્યું શા માટે નહીં ?

નયના એકદમ ચુપ થઈ ગઈ. મને ખબર હતી કે તે રડતી તો નહીં જ હોય. પણ રિસિવરમાંથી એના નિશ્વાસ મારા કાનમાં રેડાતા રહ્યા. ખાસ્સીવાર ચુપ રહ્યા પછી તે ધીરેથી બોલી. - કનુ સ્ત્રી પાસે ફક્ત લાગણી હોય એ ન ચાલે. એની પાસે સ્ત્રીનું સંપૂર્ણ શરીર પણ હોવું જોઈએ કે નહીં ? મને મારા શરીરની જે ખબર છે તે વાત તારાથી મેં છુપાવી છે.

આ વાત મારા માટે સાવ નવી તો હતી. કંઈક કુતૂહલ જાગે એવી પણ ખરી. મને વિશ્વાસ છે કે નયના ખોટું તો નહીં જ બોલતી હોય. પણ એવું તે શું હોય ? તોય મેં દલીલ કરી.

અરે યાર મને તો તારામાં એવું કશું લાગતું નથી. પણ આજે મને એટલો બધો અફસોસ થાય છે ને. તું આટલી મારી આટલી સારી મિત્ર બની શકી. તો તું મારી ભાભી હોત તો કેવું હોત ? તારી આ શરીરવાળી વાત મગજમાં બેસતી નથી.

હે ભગવાન ! એય ડોબા તું જંગલમાં મોટો થયો છો કે શું ? હું તારાભાઈને પરણું કે બીજા કોઈને. મારે એને બાળક તો આપવું પડે કે નહીં ? કનુ તું મારો મિત્ર છો. આજે તને કહું છું. કુદરતે મારા શરીરમાં એક ખામી રાખી દીધી છે. મારા માસિકધર્મના ચક્રમાં ગરબડ છે. હું મા બની શકું તેમ નથી. માએ મારી ઘણી દવા કરી પણ કોઈ ફેર ન પડ્યો. આ વાતની મારી મા સિવાય બીજા કોઈને ખબર હોય તો એ તારો ભાઈ જીતેશ છે. હા, અમે એકબીજાને પ્રેમ કરતા હતા. તારા ભાઈએ તો મને કહેલું કે આપણને બાળકની જરૂર નથી. દત્તક લઈ લઈશું. પણ મને એ મંજૂર ન હતું. બાળક ન આપીને મારે તારા પરિવારને સંકટમાં ન્હોતો મૂકવો. ખૂબ લાંબા વિચાર કરીને મેં એને બીજી છોકરીને પરણવા માટે સમજાવ્યો છે. એ પણ નછૂટકે તૈયાર થયો છે. હું એના નિર્ણયથી ખુશ છું. આ વાતની માત્ર અમને બે ને જ ખબર છે. પ્લીઝ હવે કશું ન પૂછતો.

જાણે અચાનક ધરતી ધ્રૂજી ! મારા ઓરડામાં ગોઠવેલી વસ્તુઓ ધડાધડ હેઠે પડવા લાગી. હું સ્તબ્ધ થઈને મારા ઘરની ભીંતોને જોઈ રહ્યો. મારાથી કંઈ બોલી જ ન શકાયું. નયનાએ ક્યારે ફોન મૂકી દીધો એની મને ખબર ન પડી.

---

*'સારંગ', ૧૯૯/૬, મહાદેવનગર,*
*અંજાર-કચ્છ-૩૭૦૧૧૦.*
*મો. ૯૮૨૫૭૨૫૫૯૬*



# સગપણ

*- ડૉ. સુરમ્યા જોષી*

**આ**ખરે રાતના લગભગ બે વાગ્યે ફળિયામાં શાંતિ પથરાઈ. આજે સાંજના સુમારે જ્યારે 'ભરતીયા'ના અવસાનના સમાચાર આવ્યા ત્યારથી એની મા 'ધરતી'ના કલ્પાંતે ગામ આખાને હચમચાવી દીધેલું.

'ધરતી' અને 'મૂળો', - એટલે કે 'મૂળજી' - બેય ધણી-ધણિયાણી અને 'ભરતીયો' એમનો મોટો દીકરો. મોટો એટલે. માંડ વીસીએ પહોંચવામાં હશે અને બીજો નાનીયો તે મોટા પછી પાંચ વરસે દેવે દીધેલ.

એમનું અતિશય અંતરિયાળ ગામડું. જાણે થોડાં ઘણાં કુટુંબોએ કાચાં-પાકાં ઝૂંપડાં બાંધીને વસવાટ કરવા માંડ્યો હોય એવું જ જોનારને લાગે અને આજુબાજુમાં બીજા એક-બે એવાં જ ગામડાં. એમાંના જ એક કુટુંબની દીકરી, 'ધરતી'. પાંચ ભાંડરડામાંની એક. બધાંય મજૂરી કર્યા કરે. 'જીવન શું ?' 'જીવન જીવાય એટલે શું ?' એવું બધું કંઈ એમની સમજણમાં આવે નહીં. બસ, સમય વીત્યે જાય. સવાર-પછી રાત, પછી પાછી સવાર.

'ધરતી'નું પણ આવું જ જીવન. શરીરે તે સાધારણ ભારે ખરી, અને મોં ભગવાને ખાસ મહેનત વગર ઘડી કાઢેલું. પણ આ બધાની કંઈ અસર 'ધરતી'ને થતી નહીં. હા, એનાં મા-બાપને ચિંતા ખરી. બસ, તેમાં જ તો, પાડોશના ગામે સીધા સાદા 'મૂળજી' - એટલે કે, 'મૂળા' જોડે વખત થયે એને વરાવી દીધેલી.

'મૂળજી' સાવ જ દયામણો. આમ જો કે બહારથી લાગે નહીં પણ બોલે ત્યારે એક તરફ આખો વાંકો વળે અને અટકી અટકી ને બોલે. બહુ ગતાગમ પણ એને પડે નહીં. પણ 'ધરતી'ને કંઈ ફેર પડે તેમ નહોતું. એને તો 'મૂળજી' એટલે એનો ભરથાર, અને 'મૂળજી' ને 'ધત્તી' એટલે એનો આધાર.

આ બધાં કુટુંબોમાં જીવન એમ જ વહેતું. 'ધરતી' પોતાનાં લગન પહેલાં એનાં બા-બાપુ અને ભાઈ-ભાંડુ સાથે ખેતરમાં મજૂરી કરતી, હવે 'મૂળજી; સાથે મજૂરી કરવા માંડી, બધાં આ રીતે જ જીવ્યે જાય.

આમને આમ વર્ષો વહ્યા કર્યાં. 'ધરતી' અને 'મૂળજી' ને છોકરાં થયાં. મોટાંય થઈ ગયાં. શું ઉછેર કે શું માવજત ? મોટો 'ભરતીયો' ને નાનો 'નાનીયો'. એ બેય જણ પણ મજૂરી કરવા લાગે. નીંદણ કાઢવાનું ને ઘાસના ભારા બાંધવાનું કામ છોકરાં કરે, સૂકીભઠ્ઠ માટી ખોદતા 'મૂળજી' ને હાથે છાલા પડે ત્યારે ધરતી બેઠી બેઠી એને હાથે એરંડિયું ઘસી આપે. ખાવાનું બે ટંક માંડ મળે. ત્યાં છોકરાંનો ઉછેર તો બસ-આમ રખડી રવડીને જ થતો જાય. વરસાદ થાય ત્યારે જરા થોડા મહિના સારા જાય બાકી બસ, એનું એ.

પણ આ વખતે વરસ આકરું ગયું. આગલી સાલ ચોમાસું નરમ રહેલું, અને આ વરસેય એવું જ થયું. ધીમે ધીમે ખેતરોમાં કામ જ ના રહ્યું એવું થવા માંડ્યું. તેવામાં જે થોડા ઘણા જુવાનિયાઓ હતા, તે એવી વાત લાવ્યા કે આસપાસ થોડે દૂર જઈને તો મજૂરી મળે એમ છે ત્યાં જઈએ તો કંઈક નાણાં રળાય. તેમાં 'ભરતીયા' નેય સંગાથે લઈ જવાનું કીધું. ધરતીના મોંમાંથી પેલ્લી તો ના જ નીકળી. "શા હારૂ ? ખાવા હારૂ ઉધામા ? ના, 'ભરતીયો' તો આંઈ જ હારો સે. એનાં બાપાય તે ના જ કેવાના". પણ બાપા તો કંઈ બોલે ! એણે તો બધાની સામે જોયા કર્યું અને પછી પાછો ઊભાં ઊભાં માથું ખંજવાળવા માંડ્યો. તોય તે 'ધરતી'એ તો 'ભરતીયા'ના બાપાનું નામ દઈને ના જ પાડ્યા કરી ત્યારે કોણ જાણે કેમ ! પણ પહેલીવાર આજે ભરતીયાએ કોઈ વાતની જીદ પકડી. બા, જાવા દેને ! દડિયા મળહે !

"અલ્યા, દડિયા પાછળ હડિયો કાઢવાનું ક્યોંથી શીખ્યો ! બેસ માંરી હોમું. તારા બાપા જોડે," 'ધરતી'એ રોષ દેખાડ્યો. પણ છોકરાંવ જ્યારે જીદ પર ચઢે ત્યારે સમજાવવા અઘરા. ભરતીયાનુંય આવું જ થયું. બધાં દોસ્તારો જોડે એય કમાવા નીકળ્યો.

'ભરતીયો' એયને હસતો, 'ધરતી' જેવો જ બરાબર કાઠો, મહેનતું. એ ગયો પછી તો દડિયા રળવા. બસ, એ દા'ડો, ને આજનો દા'ડો 'ધરતી'નું તો જીવન જ લૂંટાઈ ગયું. 'ભરતીયો' પાછો તો આવ્યો પણ માત્ર એના ખોળિયાના રૂપમાં જ. બધાં દોસ્તારો પાછા ફરતા'તા ત્યાં છકડો ઊંધો પાડ્યો. બાકી બધાને નાની-મોટી ઈજાઓ થઈ પણ 'ભરતીયા'નું તો માથું જ ભાંગ્યું. મગજ બ્હેર મારી જાય એવી દુર્ઘટના બની ગઈ.

જગત ખાલી ખાલી થઈ ગયું. 'ધરતી'ને ક્યાં કવિતા કરવાની હતી ? એણે ક્યાં જિંદગીની ફિલોસોફી માંડવી'તી ? એને તો બસ, બધુ ફિક્કું થઈ ગયું. જાણે કે ગોળીએથી પાણી સૂકાઈ ગયાં. આસપાસનાં ઘરોમાંય સહુ દુઃખી દુઃખી થઈ ગયા. પૂરા આઠ દા'ડા 'ધરતી'એ આંસુ સાર્યાં. પછી જાણે એય ખૂટી ગયાં. 'મૂળીયો' ય ગૂમસૂમ થઈને બેસી રહેતો અને 'નાનીયો' તો સાવ મૂરઝાઈ જ ગયો જાણે.

ભલે ને કંઈ ભણેલી કે મોટી શાહુકારના ઘરની ન્હોતી, પણ 'ધરતી' એક મા, એક પત્ની તો હતી ને ! પોતાના દુઃખથીય અદકેરું એને 'મૂળીયા' અને 'નાનીયા'નું દુઃખ હતું. એક દા'ડો સવારે ઊઠીને એણે ઘરવખરી સમેટી. બે પોટલાં બાંધ્યાં. 'મૂળીયા'ને અને 'નાનીયા'ને ઊઠાડ્યા અને મોંસૂઝણું થતાં પહેલાં ત્રણેય જાણે ગામ છોડી દીધું 'ધરતી'ને એટલું સમજાઈ

ગયેલું કે અહીંને અહીં રહીશું તો 'ભરતીયો' વિસરાશે નહીં અને આ દુઃખ કોરી ખાશે. ઉપરવાળો તેડાવે નહીં ત્યાં લગી તો આયખું કાઢવું રહ્યું ને ! બસ, એ જ વિચારીને એણે બે બાજુ બેય જણની આંગળી ઝાલી, અને ગામની સીમ છોડી દીધી.

...સમય ક્યાં થોભ્યો છે કોઈનેય માટે? 'જીવતી' માટેય એ નહોતો થોભ્યો. 'ભરતીયો' ગયો અને 'જીવતી'ને જીવતે જીવત શ્વાસ ખૂટી પડ્યા'તા. કેટલાંય મહિનાઓ સુધી એ ઝાડ નીચે મૂંગી મૂંગી બેસી રહેતી. એનુંય તે ઘરબાર તો બીજા બધા જેવું જ હતું ને ! બસ, ચાલ્યે જાય. કોઈ કોઈની બહુ ભાળ લે નહીં. 'જીવતી' ઝાડ નીચે બેસી રહે. ખાવા ટાણે એની બા એને ગોતતી આવે. ખવરાવે - બસ.

આ વરસેય આગલી સાલની જેમ વરસાદમાં કંઈ ભલીવાર નહોતો, તે ઘાસચારોય સરખો થયો નહીં. 'જીવતી' ના મા-બાપનું કામ ઘાસચારાની ગાંસડીઓ વેચવાનું. આ વરસે એમાં બરકત નહોતી. 'જીવતી' ના બાપ 'ધૂળિયા' ને એક દિવસ સવારમાં કોકે ખબર આપ્યા કે હમણાંથી રોજ સવારે ટ્રેક્ટર આવે છે. નજીકમાં મોટા મોટા રસ્તા બને છે તેને માટે કામ કરનારા જોઈએ છે. જેને જવું હોય એણે એમાં બેસી જવાનું. રાત્રે પાછા લઈ આવે. બસ, પછી તો જોતજોતામાં દસ-પંદરનું ટોળું તૈયાર થઈ ગયું. એમાં 'ધૂળિયો' અને એની દીકરી 'જીવતી'ય નીકળ્યા.

રસ્તા કાચા એમાં ધીમું ધીમું ટ્રેક્ટર ચાલે એમ કરતાં ખાસ્સું પોણો એક કલાક જેવું ટ્રેક્ટર દોડ્યું હશે, પછી ડ્રાયવરે એક ઠેકાણે ઊભું રાખ્યું, રસ્તાની એક કોરે. બધા પોરો ખાવા રોકાયા. બધાંય એક પછી એક નીચે ઉતર્યા, 'ધૂળિયો' અને 'જીવતી' પણ. ટ્રેક્ટરથી આઘે એક ઝાડ નીચે બંનેએ રોટલો ખાધો અને પાણી પીધું. રસ્તાની એક બાજુ આમલીના કાતરા, ફાલસા, એવું બધું લઈને બે-ત્રણ બાઈઓ બેઠી'તી. 'જીવતી'ને કાતરા ખાવા'તા, તે બાપુને લઈને ત્યાં ગઈ. વીણી વીણીને કાતરા લીધા. 'ધૂળિયા' એ ચુકવવા માટે દડિયા છેટીએથી છોડવા માંડ્યાં ત્યાં તો એની બાજુમાં પાન-બીડી લઈને બેઠેલી જાડી સરખી બાઈ એમની તરફ ફરી અને ઝીણી આંખે જોઈ રહી પછી સહસા એણે સાદ પાડ્યો, "જીવતી તો નંઈ ?" 'અહીં' અજાણી વાટે, રસ્તાની કોરે કોણ બોલાવતું હશે ! એમ વિચારતાં બેય બાપ-દીકરી જોઈ રહ્યાં ત્યાં જ 'જીવતી' "ધત્તીબા" ! બોલતી દોડીને એમની પાસે જઈને બેસી પડી. થોડીવાર સુધી બેય જણ સામસામે, વગર બોલ્યે બેસી રહ્યાં. ટ્રેક્ટરવાળાએ કેટલાંય હોર્ન માર્યા અને બૂમો પાડી ત્યારે 'ધૂળજી' અને 'જીવતી' જવા માટે ઊભાં થયાં પણ 'ધરતી' એ તો હઠ પકડી. "ના, અટાણે નઈ જવા દઉં. ફરી કોકવાર જજો ટ્રેક્ટરમાં, પણ આજે મા'રા મેમાન," અને ટ્રેક્ટર જતું રહ્યું. 'ધૂળજી' અને 'જીવતી' ને 'ધરતી' એ રોકી લીધા.

"હાલો, પાછળ જ ઝૂંપડા સ્યે," કહેતી પ્રેમતી બેય જણને પોતાને ઘેર લઈ ગઈ. ઘરમાં 'મૂળજી' ઓરડામાં વચ્ચોવચ્ચ બેઠો'તો. એ તો એવો ને એવો જ. 'ધરતી' એ કામ ચીંધેલું, તે પાન લૂછી લૂછીને એની ઢગલીઓ કરતો'તો. 'ધૂળજી' ને જોઈને એ રાજી રાજી થઈ ગયો.

'ધરતી', 'જીવતી'ને ઘરમાં લઈ ગઈ અને બોલી, જો છોરી, આ ઘર. એય... ને તૈણ ઓયડી બનાઈ સે. આ પાન-બીડીની ઘરાકી રોડને અડીને મળી રયે સે. બે ટંક રોટલો તો મળે ! 'નાનીયો' ઈંટો બનાવવાના કામે જાયસે. નિરાંત સે." 'ધરતી' બોલતી ગઈ, 'જીવતી' સાંભળતી ગઈ. પછી 'ધરતી' એકદમ જ 'જીવતી'ને સાથે લઈને આગળના ઓરડામાં ગઈ અને 'ધૂળજી'ને કહેવા માંડી, "ભાઈ ! ગામમાં રહીને છે કંઈ ભલીવાર ! તમે, અને 'જીવતી', ને એની બા, અંઈ આવતા રહો. ભેળા થઈને રહીએ. આસપાસમાં ઘણાંય ઘરાં છે, એકમાં રેજો. હળી મળીને પેટિયું રળી લઈશું. અને હા, આ 'જીવતી' છે ને ! એતો મા'રી વઉ થવાની અતી. હવે 'ભરતીયો' નથ, પણ મા'રો 'નાનીયો' બે-પાંચ વરહમાં કાઠું કાઢશે. પછી બેયને વરાવી દઈશું. હેં ને 'જીવતી' ! મારી વાત હાચી ને !" "બા..." બોલતાં બોલતાં 'જીવતી' ભોંય ખોતરવા માંડી. નજર ઊંચી જ ના થઈ શકી એની, પણ 'ધૂળજી'ને કંઈ સમજણ પડી નહીં.

'ધત્તીબહેન !' એટલું જ એ બોલ્યો, ને એના મોં પરની મૂંઝવણ જોઈને 'ધરતી' એ ફોડ પાડ્યો.

"આ 'જીવતી'નું મન મારા 'ભરતીયા'માં ભમતું'તું ભઈ !" પછી 'જીવતી' સામે જોઈને કહે, "તારું ઘર ગામને આથમણે છેવાડે, ને અમે ઊગમણે. કૂવેથી પાણી લેવા ઢુકડો મારગ ખરો, પણ 'જીવતી' તો રોજ આખો ચકરાવો લઈને અમારા ઝૂંપડા કનેથી જ આવે ને જાય. રખે ને કદાચ 'ભરતીયા'નું મોં જોવા મળી જાય ! સીમમાં અમથીય કેટલાય ઓંટા મારે ! ખરું ને !" પછી હસીને આગળ કહેતી ગઈ, "મારા 'ભરતીયા'ને આ વાતની ગમ નો'તી પડતી, એ તો જાણતોય નહીં હોય ! પણ મને હંધુય હમજાઈ ગયું'તું." એટલું બોલતાં બોલતાં તો દીકરાને યાદ કરીને એ ગળગળી થઈ ગઈ. 'જીવતી'ની તો બેય આંખોમાંથી 'ભરતીયા'ની યાદમાં શ્રાવણ-ભાદરવો વહેવા માંડ્યા'તા.

'ધરતી' એ સાડલાના છેડાથી આંખો લૂછીને પ્રેમથી 'જીવતી'ને પડખામાં લીધી. પછી માથે હાથ મૂકીને કહે, "દીકરી, મારો 'ભરતીયો' ભલે ગયો. પણ મને મારી વઉ દેતો ગયો સે. 'ધૂળજી'ભઈ, આજથી હું તમારી બેન, જાઓ, ઘરવખરી અને ઘરવાળી, હંધુય આંઈ લેતા આવો. આપણ હંધાય અવેથી આંઈ, એક હંગાથે જ રઈશું.

આખીય વાતમાં 'મૂળજી'ને ખાસ કંઈ સમજાયું નહીં, પણ 'ધૂળજી'નો હસતો ચહેરો અને છલકાતી આંખો જોઈને એય હસુ હસુ થઈ ગયો.

*૫૩-સી, હસ્તિનાપુર કોલોની,*
*કારેલીબાગ, વડોદરા-૩૯૦૦૧૮.*
*મો. ૯૮૯૮૫૨૨૩૫૨*

# હ્યુમન

*- ડૉ. સ્વાતિ ધ્રુવ નાયક*

‘‘**અ**નન્યા,

તને મેઈલ કરવાનું કારણ એટલું જ છે કે, મારે તને મારા સમાચાર આપવા છે... સમાચાર મારા માટે સારા છે, કદાચ તારા માટે સારા ન હોય, કે પછી હોય પણ ખરા... કે પછી કંઈ જ ન હોય... ને તું કહે :’ મારે ને તારે શું ?’’

હા, હવે મારે ને તારે શું ? આપણે મળ્યાં ને સાથે ચાલ્યાં પાંચ વર્ષ... અને છૂટાં પડ્યાંને ય પાંચ વર્ષ થયાં આજે. લગ્નતિથિએ જ છૂટા પડવાનો નિર્ણય તારો જ હતો ને ? જો કે તેં કહેલું ય ખરું : ‘તને પાંચ વરસમાં કોઈપણ મહત્ત્વની તારીખ ક્યાં યાદ રહી છે અપૂર્વ ? એટલે છૂટા પડ્યાની તારીખ પણ તું ભૂલી જ જવાનો. સારું ને ? પીડા ઓછી...’

પીડા, વેદના, ઝુરાપો, પ્રતીક્ષા, સંબંધ, સંગાથ.. આ બધાં તો તારી કવિતાના શબ્દો જે તને બહુ ગમતા નહીં ? હજીય ગમતા હશે કદાચ... હવે તો તારું કવિતા ને વાર્તાઓ લખવાનું કામ જોરમાં ચાલતું હશે ને ? હવે હું નથી ને તને ઈમોશનલી ડિસ્ટર્બ કરવા... જો કે તું કહીશ જ... કે એને કામ ન કહેવાય... શબ્દો તો શ્વાસોશ્વાસ જેવા... આવતા રહે... અવતરતા રહે કાગળ પર... સાચી વાત. જો ને, મારેય ક્યાં લાંબો પત્ર એટલે કે ઈ-ઈમેલ લખવો હતો તને ? બસ, એટલું જ લખવું હતું કે હું ખુશ છું, હા, બિલકુલ ખુશ, તારા વગર પણ... તને હતું ને કે તારી જગ્યા કોઈ ન લઈ શકે ? પણ તારી જગ્યા એ મીશા સરસ ગોઠવાઈ ગઈ છે. બિલકુલ આદર્શ પત્નીની જેમ. સરસ રસોઈ બનાવે છે, પીરસે છે ગરમાગરમ... જમતાં જમતાં હું બીજો પાપડ માગું તો તરત શેકી આપે, મારા કપડાં ધોઈ ઈસ્ત્રી કરીને તૈયાર હોય છે. શાકભાજી એ જાતે ઓર્ડર કરી લે છે. અલબત્ત, ‘શું બનાવું ?’ એવું પૂછે છે રોજ. ઘર ચોખ્ખું રાખે છે અને એ પણ કચકચ વગર... હજી હું ભીનો ટોવેલ ગમે ત્યાં જ ફેંકું છું. પણ એ એને શોધી, ધોઈ સૂકવી દે છે... ટોક્યા વગર. સાંજે ઘરે આવું કે ગરમ ચા અને નાસ્તો તૈયાર રાખે છે. અને રાત્રે... કોઈ દિવસ ‘‘ના’’ નથી સાંભળવી પડતી મારે... અને એ સામેથી ક્યારેય કોઈ માંગણી કરતી નથી... સુપર ઈન્ટેલીજન્ટ હોવા છતાં સમર્પિત...

એટલે ટૂંકમાં કહું તો હું ખુશ છું, તારા વગર... બસ એ જ કહેવું હતું મારે બે જ વાક્યમાં... કે તારો દાવો અને ફાંકો મેં ખોટા સાબિત કર્યા છે. તારે ય આદર્શ પત્ની બનતા શીખવું હોય તો મીશા પાસે આવ. અત્યારે ય એ મારા વાળમાં હાથ ફેરવી રહી છે... હું ફૂટબોલ મેચ જોઈ રહ્યો છું. જેનો એને કોઈ વાંધો નથી... કદાચ હું સુખી છું એટલે જ પાંચ વરસ મેં તારો કોઈ સંપર્ક ન કર્યો, આજે તો મીશાએ તારીખ યાદ કરાવી એટલે.

તું પણ ખુશ જ હશે. અનુજ કહેતો હતો કે તું હજુ એકલી છે. એકલા માણસો ખુશ હોય છે નહીં ? હવે તું નિરાંતે સૂર્યોદય જોતી હશે. સવારે વહેલી ઊઠી ખખડાટ કરવા માટે કોઈ તને ટોકતું નહીં હોય. રાત્રે ય લખવા બેસી શકે... ગમે ત્યાં જવા સ્વતંત્ર. કદાચ આપણે સાથે રહેવા સર્જાયાં જ નહીં હોઈએ... છતાં... તારે મને મળવું હોય તો મળી શકે છે તું... ઈન ફેક્ટ તું એકલી છે એટલે તારે જરૂર હોય.. મીશાને કોઈ જ વાંધો નહીં હોય. માણસ અને રોબોટ વચ્ચે આટલો ફરક તો રહેવાનો... માણસ મશીન માટેય પઝેસીવ રહે છે હંમેશા, મશીન ક્યારેય માણસ માટે પઝેસીવ ન થાય... એટલે તું ઇચ્છે તો એકાદ રાત કે વધારે... આપી શકું તને ચાલ ત્યારે...

તારો તો નહીં.. અપૂર્વ...

ઈ-મેઈલ મોકલીને અપૂર્વએ મીશા તરફ જોઈ સ્મિત



કર્યું. સામે મીશા ય એવું જ હસી. એનો ઉજળો ચળકતો રેશમી ચહેરો એ હસે તો થોડો વધુ ઉજળો લાગતો... એના પરફેક્ટ લચકદાર ફિગર પર ચસોચસ પહેરેલું લાલ ફ્રોક સરખું કરી એણે વિવેકથી પૂછ્યું, ''આજે શું ખાશો ?''

આત્મીયે એના તરફ હાથ લંબાવ્યું. એ રોજની જેમ જ એ નજીક આવી. અને એણે વ્હાલથી અપૂર્વને આલિંગન આપ્યું અને કહ્યું, ''આઈ લવ યુ જાન.''

'મીશા, પકોડા બનાવ અને ચા.'

'સારું જાન, કેલેરી છસ્સો વીસ. આ સાથે આજની ટોટલ કેલેરી થશે એક હજાર પચાસ. ચાલશે ? તમારે ટ્રેડમિલ પર એક કલાક ચાલવું પડશે સાંજે... 'મીશાએ જવાબ આપ્યો. અપૂર્વએ મોં બગાડી કહ્યું,' આજે મૂડ નથી યાર. જો, આજે વરસાદ સરસ છે, બાલ્કનીમાં બેસીશું, તું પકોડા બનાવીને લઈ આવ. હું જાઉં છું બાલ્કનીમાં...'

એ બાલ્કનીમાં રીક્લાઈનર ચેર લઈ આરામથી પગ લંબાવી બેઠો... ફોનમાં અનન્યાના થોડા ફોટા હતા હજી. એ જોવા લાગ્યો. બે વરસના સાથ પછી લગ્ન કરેલા. લગ્ન પહેલાની દરેક મુલાકાત એક પછી એક ખુલતા કાંદાના પડની જેમ નજર સામે ખુલતી ગઈ. આંખમાં પાણી લાવતી.. કોણ જાણે કેમ આજે પાંચ વરસમાં પહેલી વાર અનન્યાની યાદ આંખને વરસવા મજબૂર કરી રહી હતી... બહારનો વરસાદ જોઈ કદાચ એક ટીસ ઊઠી હતી. અનન્યાના ગયા પછી પહેલીવાર ચોમાસું આટલું વરસવા આટલું તરસ્યું થયું હતું. છેલ્લા બે દિવસથી વરસાદ સતત વરસતો હતો. રસ્તાઓ તો તળાવ થઈ ગયા હતા. એટલે અપૂર્વ ઘરેથી ઓફિસ જઈ જ નહોતો શક્યો. અને ઓફિસના ય પાવર સપ્લાય બંધ હતા એટલે કોઈ કામ થતું નહોતું. એટલે જ તો એનું મગજ ઘણા



વખત પછી ખાલી હતું, એથી જ કદાચ હૃદય સાથે જોડાઈ શક્યું હોય. આજે બધું જ હૃદયની મરજી મુજબ થતું હતું.

વરસાદે ફરી ઝાપટ મારી. થોડી વાછટ એના ચહેરાને પરાણે સ્પર્શી રહી. અનન્યાની જેમ. અનન્યા બિલકુલ વરસાદ જેવી છોકરી હતી. વાંકડિયા લાંબા, ખુલ્લા વાળ, લાંબી કાળી પાંપણો... સહેજ શ્યામલ ચહેરો અને સતત બોલતા ચાલતા રહેવાની આદત... એને હમેશાં અનરાધાર વરસવા જોઈતું, ન સમયની પાબંદી, ન કામનું ટેન્શન, એ ગમે ત્યારે પ્રેમ કરી શકતી. અપૂર્વની મરજી હોય કે ન હોય... ગજબની છોકરી... વ્હાલથી એવી વળગે જાણે યુગોથી આલિંગનબદ્ધ યુગ્મ... એ વ્હાલના મૂડમાં હોય ત્યારે એને કોઈ કામ સોંપે એ ન ગમે... એણે વરસાદમાં ન્હાવું હોય, છત્રી કાગડો થઈ જાય એવા પવનમાં ખુલ્લા પગે વરસાદમાં છબછબિયા કરવા હોય, કાગડો થયેલી છત્રીમાં પાણી ઝીલી ગોળ ગોળ ફરી ફરતે ઉડાડવું હોય, અને સાથે અપૂર્વને પણ ભીંજવવો હોય. રેઈન ડાન્સ કરવો હોય. અને આવા સમયે લાઈટના બીલની કે પછી ઓફિસની કે પછી 'શું બનાવીશ જમવામાં ?' એવી કોઈ વાત ન કરવી એવો એનો આગ્રહ જ નહીં ફરમાન હતું. પહેલીવાર અનન્યા સાથે ઝગડો વરસાદમાં જ થયેલો... અપૂર્વને પકોડા ખાવા હતા અને અનન્યા કાગળની હોડી તરાવવી હતી... લોંગ ડ્રાઈવ પર જવું હતું... એણે કહ્યું 'કશે દૂર જઈએ અને પકોડા ખાઈએ' પણ અપૂર્વએ તો ઘરે, પલળ્યા વગર, બાલ્કનીમાં બેસીને પકોડા ખાવા હતા... સ્વપ્ન એક હોય પણ રસ્તા સમાંતર હોય તો અળગા ચાલી એક જગ્યાએ પહોંચવાથી શું ? મઝા રસ્તાની હોય છે, મંજિલ તો રસ્તાની મઝા લેવાનું બહાનું માત્ર. આખરે ભજીયાં બહારથી લાવી ઘરે ખવાયેલાં... જુદી જુદી જગ્યાએ... અનન્યાએ અગાશીમાં ખાધાંને અપૂર્વએ બાલ્કનીમાં...

'હાઈ ડિયર, આ તમારાં પકોડા ને ચા,' કહી મીશાએ અંદર જવા માંડ્યું.

'બેસે ને મારી સાથે, આ વરસાદમાં મઝા આવે છે. ભીની મોસમ... હું અને તું, તું આ રેડ ફ્રોકમાં સરસ લાગે છે બેબી. પકોડા પણ મસ્ત છે, જલસો પડી ગયો...' અપૂર્વ પકોડા ખાતા બોલ્યો.

મીશા એની પાસે બેઠી : 'મઝા કોણ છે જાન ? એ ક્યાં આવે છે ? એ પણ ખાશે ? બીજો આટો નથી. અને કોણ પડી ગયું ?'

અપૂર્વ હસી પડ્યો, બોલ્યો : ''ડિયર મઝા એટલે ફન. આ વરસાદની વાછટમાં ભીંજાતા ખાવાની મઝા આવે છે. આનંદ... જલસો એટલે ખૂબ આનંદ.''

મીશા સામે એવું જ હસી. અને બોલી. સોરી ડિયર, તમે પહેલી વખત આ શબ્દો બોલ્યા. અને મારા પ્રોગ્રામિંગમાં પણ નથી. હું આ શબ્દો રજિસ્ટર કરી રાખું છું.

'શું ? મઝા શબ્દ પાંચ વર્ષમાં પહેલી વખત બોલ્યો હું ?'

'હા, અને પહેલી વખત આમ બાલ્કનીમાં બેઠાં. વરસાદને કારણે તમને સમય મળ્યો જાન... મોસમ ખરાબ છે તમારી ઓફિસના એરિયામાં હજુ બે દિવસ નહીં જવાય. ઓવરબ્રિજ તૂટી ગયો. પાવર સપ્લાયનું કઈ કહેવાય નહીં. તમારે તમારા ગેજેટ્સ ચાર્જ કરવા પડશે. લાવો ફોન, હું ચાર્જિંગમાં મૂકી દઉં. કપડાં ધોવાં નાખ્યાં છે. થાય એટલે ઈસ્ત્રી કરી દઉં....' મીશા એની રોજની ટેવ પ્રમાણે બોલતી હતી.

'મીશા, તું બસ, મારી પાસે, થોડી રોમેન્ટિક વાત કર. આ મોસમમાં આપણે ય થોડા ભીંજાઈએ... આઈ લવ યુ જાન. ચાલ, તને ડાન્સ કરતા શીખવું' અપૂર્વ આજે અલગ હતો જાણે...

'આઈ લવ યુ ટુ જાન. પણ તમારે મનેય ચાર્જ કરી લેવી જોઈએ. એક તો મોસમ ખરાબ છે, પાવર જશે, તમારો મૂડ રોમેન્ટિક છે, રાત સુધીમાં હું પૂરેપૂરી ચાર્જડ નહીં હોઉં તો તમને નહીં ગમે. એટલે મને ચાર્જડ થઈ જવા દો. પછી હું તમને રોમેન્ટિક ગીત સંભળાવું ઓકે ?''

અપૂર્વ આઈ લવ યુ બોલે એટલે એનો મૂડ પારખી લેવાનું પ્રોગ્રામિંગ હતું મીશાનું. એ સમજી જતી કે આજે અપૂર્વને એનું બોડી જોઈશે. એની કૃત્રિમ બુદ્ધિમત્તા તેજ હતી. અપૂર્વ દ્વારા બોલાયેલા શબ્દોને આબેહૂબ ઝીલી એ પ્રમાણે બોલવું, વર્તવું અને પોતાને અપડેટ કરવાનું એનું પ્રોગ્રામિંગ અદ્ભુત હતું. અનન્યા સાથે છૂટા પડ્યાના બીજા જ મહિને અપૂર્વ મીશાને ખરીદી લાવેલો. પાંચ વરસમાં બે સર્વિસ સિવાય ક્યારેય એણે અપૂર્વને એકલો મૂક્યો નહોતો. વિજ્ઞાનની અકલ્પનીય કરામત કહો કે અપૂર્વનું ભાગ્ય... મીશા રોબોટ કરતા માણસ વધારે લાગતી. એ વાઈફ રોબોટ હતી. એક પત્ની કરી શકે એવાં બધાં જ કામ એ કરતી અપૂર્વના દરેક શબ્દનું વિના વિરોધ પાલન કરવાનું એનું પ્રોગ્રામિંગ હતું. સવારે ચા બનાવી મીઠી ગૂડ મોર્નિંગ કિસથી લઈને રાત્રે અપૂર્વના મૂડ પ્રમાણે પથારીમાં એને ખુશ કરવા સુધીનાં તમામ કામ મીશા કુશળતાપૂર્વક કરતી. અપૂર્વનો પડતો બોલ ઉઠાવતી... ને વળી મશીન એટલે થાકી જવાની ફરિયાદનો કે એવા ઝઘડાનો કોઈ પ્રશ્ન જ નહીં. જેના કારણે અનન્યા સાથે છૂટા પડવું પડ્યું... લગ્ન પહેલાનાં બે વરસ કેટલા ખુશ હતાં બંને ! પણ લગ્ન પછી તો રોજે રોજ ઝઘડા... પાંચ વરસમાં અનન્યા એક ઘરરખ્ખુ પત્ની ક્યારેય ન બની શકી... એક મુગ્ધ પ્રેમાળ છોકરી જ બની રહી... અને અપૂર્વ એક પતિ... અનન્યાને અપૂર્વ કરતાં વધારે સારી નોકરી મળી ગઈ પછી તો અપૂર્વનું પતિપણું વધુ વિસ્તર્યું. ફુગ્ગામાંની હવાની જેમ. ને છેવટે ફુગ્ગો ઊંચે જવાને બદલે ફૂટ્યો... જે કઈ હતું એ ય વિખેરાઈ ગયું... પત્ની.. સંસાર...

''જાન, મારું ચાર્જિંગ થઈ ગયું. બસ તમે કહો એ બનાવી દઉં એટલે હું ફ્રી... પ્રેમ કરવા... 'મીશાના સેકેરીન જેવા મીઠા અવાજ અપૂર્વની દુનિયા ફરી વર્તમાનમાં આવી...' પછી બનાવજે જાન, બેસ. જો કેટલો વરસાદ છે. જાણે હૃદય ભીંજાયું... કંઈક જુદું ફિલ થાય છે. તને વરસાદ ફિલ થાય ? એટલે કે વરસાદમાં તને કંઈ જુદું અનુભવાય ? જો કે તારે ક્યાં હૃદય છે, અને હોર્મોન્સ પણ નહીં.'

'એમ તો તમને પણ આજ સુધી વરસાદ ક્યાં ગમ્યો છે ? આજે ઘેર છો એટલે ? કે પછી તમને કંઈ થાય છે ? ડૉક્ટરને ફોન કરું ? કે કોઈ દવા ઓર્ડર કરું ઓનલાઈન ?'



મીશાએ કહ્યું ત્યારે અપૂર્વને અચાનક ખ્યાલ આવ્યો કે, આખા એપાર્ટમેન્ટમાં એ કોઈને ખાસ ઓળખતો નથી. અચાનક એને કંઈક થયું તો એની સાથે મીશા સિવાય કોઈ નથી... એક મશીન... અને એ... પછી એણે ખુદને જ નવાઈ લાગી... મીશાને એણે ક્યારેય મશીન નહોતી સમજી... કેમ ? એ વધુ હ્યુમન હતી ? પૂર્ણ માણસ ? કે પછી એ ખુદ... લગભગ મશીન ? ઓફ્ફો. આજે બધું આમ કેમ થાય છે ?... અનન્યા યાદ આવી અને જાણે બધું નવતર થવા લાગ્યું... પણ એક વાર અને મળવું તો જોઈએ. જોવું તો જોઈએ કે એ દુઃખી છે કે સુખી... અપૂર્વ વગર...

એ ક્ષણ પછીની બધી ક્ષણો અપૂર્વ માટે અનન્યાના વિચારોથી તરબતર રહી... બીજે દિવસે અનન્યાને જાણ કર્યા વગર એ અનન્યાને મળવા નીકળી પડ્યો... રસ્તો પાણી પાણી થઈ ગયો હતો. હજી ખૂબ વરસાદ હતો. અપૂર્વ રેઈનકોટ પહેરી ચાલતો જ નીકળ્યો... કદાચ રેઈનકોટ ન પહેર્યો હોત તો અનન્યાને વધુ ગમ્યું હોત... અનન્યાના ઘર સુધી પહોંચતા એ ય ભીંજાયો... અનન્યાને મનાવી લેવાના વિચારો ભીંજાયેલા વાળમાંથી સરકતા ટીપાની જેમ આવતા ને વહી જતા રહ્યા.

ડોરબેલ વગાડતા હળવો કરંટ લાગ્યો... શરીર અને મન બંને અજંપ થઈ ગયા. સ્વસ્થ થાય એ પહેલાં તો બારણું ખુલ્યું. સામે અનન્યા ખડી થઈ ગઈ... હવે ?

અનન્યાને પણ અપૂર્વને અચાનક આવેલો જોઈ નવાઈ લાગી... હજુ ગઈ કાલે જ અપૂર્વનો ઈ-મેઈલ આવેલો.. એના વગર એ ખૂબ સુખી છે વગેરે... ને આજે એ ખુદ આવી ગયો ?

'હું રોજેરોજ મેઈલ ચેક કરું છું અપૂર્વ, ત્યારે જાતે તકલીફ લેવાની જરૂર નહોતી. તું ખુશ છે એ જાણી હું પણ ખુશ છું... બોલ બીજું કંઈ કામ છે ?'

અપૂર્વ ઝંખવાયો 'કામ તો...'

તરત અનન્યા બોલી... તો પછી હું તને ઘરમાં બોલાવવાનો આગ્રહ નહીં કરું... મોનુનો અને મારો ફરવાનો સમય છે આ... 'અને અંદર જોઈ બૂમ પાડી...' મોનુ, ચાલો બેબી...

'તેં લગ્ન કરી લીધા ????

નથી કર્યા... મોનુ મારું બેબી છે.'

'ઓહ'

અપૂર્વને સમજાયું નહીં કે કેમ મનમાં હાશ જેવું થયું. 'મોનુ કદાચ એના ડોગીનું નામ હોવું જોઈએ...'

એવામાં અંદરથી એક ચારેક વર્ષનું ટાબરિયું નાનકડી છત્રી લઈ દોડતું આવ્યું. 'આ મોનાર્ક છે. મારો દીકરો... મોનુ, અંકલને હલ્લો કહો...'

'આ ??' અપૂર્વ આશ્ચર્યથી જોઈ રહ્યો...

'હા, મારો દીકરો... તેં વાઈફરોબોટ ખરીદ્યું, મેં સ્પર્મસ... એટલે આ મારી કૂખે જન્મેલો, માત્ર મારો દીકરો... મોનાર્ક અનન્યા શુકલ...'

મોનાર્ક અનન્યાને ખેંચવા લાગ્યો, વ્હાલથી એણે એને વળગીને, પપ્પી કરીને કહ્યું. 'મમ્મા, ચાલોને...અંકલ બાય...' અપૂર્વને એ સ્પર્શની તરસ લાગી જાણે... એ ઘરે પહોંચ્યો ત્યાં મીશાએ એને પૂછ્યું. મારા ગ્રૂપમાં મેસેજ હતો હવે તમે મને અપડેટ કરી શકો છો... તમે કહો તો હવે હું નોકરી કરીને તમને પૈસા લાવી આપું...? મારા ટાઈપના બધા જ રોબોટ અપડેટ થાય છે... શું કહો છો...? મારે તમારા માટે વધુ હ્યુમન થવું જોઈએ ?

અપૂર્વ આશ્ચર્યથી બોલી પડ્યો 'તારે ?'

*૪૫, રુખમણી સોસાયટી, ટીઘરા જકાતનાકા,*
*ગણદેવી રોડ, જમાલપોર, નવસારી-૩૯૬૪૪૫૩.*
*મો. ૯૮૭૯૪૬૦૬૧૨*



# 'શંખમાં ઘૂઘવતો દરિયો'

*- રેખાબા સરવૈયા*

**સૌ**મ્યાએ પોતાની ઘટ-લાંબી પાંપણો પર, એવો જ મુલાયમ સ્પર્શ અનુભવ્યો. બંધ પાંપણમાં કોઈ મહામૂલું દશ્ય સાચવીને સંઘરી મૂકતી હોય એવી નિરાંતવી ઉત્કટતાથી એણે ઘડી પહેલા જ આંખો મીંચી હતી. પરંતુ હવે સ્પર્શથી જ પાંપણો થરથરી. સૌમ્યાએ નજર નોંધીને જોયું તો હાથમાં મોરપિચ્છ લઈને સૌમિત્ર ઊભો હતો ! એ બેઠી હતી એ જ ભીની રેત પર, લગોલગ !

સૌમ્યા સ્મિત તો કરી શકી પણ એ વિ-સ્મિત થઈ ગઈ હતી એ સૌમિત્રએ નોંધ્યું. એ પણ રેત પર બેસી ગયો.

સોમનાથના સાગર તટે વનપ્રવેશ પામેલો પતિ આવી રોમેન્ટિક હરકત કરે એ વાત સૌમ્યાને વિસ્મય પમાડી ગઈ. સીધો સરળ અને સહજ એવો આ સૌમિત્ર આજે કેવો નિરાળો લાગ્યો સૌમ્યાને ! ! એની પાંપણો ઢળી પડી અને એક ગમતીલું દશ્ય સર્જાયું.

હંમેશનાં સાદા-સ્વચ્છ-સુઘડ સફેદ લેંઘા - ઝભ્ભામાં સજ્જ સૌમિત્ર જાણે ધવલ આકાશ છે ! એના કાળા-ધોળા વાળ વાદળાઓ છે ! એનું હાસ્ય વર્ષા પછીનો ઉઘાડ છે અને એના હાથમાંનું મોરપિચ્છ જાણે કે, મેઘધનુષ !

- અને મેઘધનુષના એક એક રંગો સૌમ્યાને બોલાવી રહ્યા હોય, સૌમ્યા ડગ માંડે જ છે એ દિશામાં કે - 'હેરાન થઈ ગઈ ને મારી આવી સ્વભાવ બહારની ચેષ્ટાથી ?' - સૌમિત્રે એકદમ જ સૌમ્યાનો હાથ થામી લઈને કહ્યું.

- મોરપિચ્છના બોલાવવા છતાં સૌમ્યાથી ન જઈ શકાયું.

સૌમિત્ર આગળ બોલ્યો : 'ગઈ કાલે સાસણના જંગલમાંથી લઈ લીધું છે તારા માટે ખાસ... સૌમ્યા તને હું કહું ? પિકનિકનાં છોકરાઓને મોકળાશ આપવા સારું થઈને હું જ એ લોકોથી દૂર સરી ગયેલો...

અ... હો...! પ્રકૃતિનો આટલો ગાઢ પરિચય પહેલાં કદીય નહોતો મને, સૌમ્યા...!! પણ... ગીરની એક કેડી પર એકલાં-એકલાં રખડતા જ જાણે અદભૂત લાગ્યું. તને કહું ? આખું જંગલ મને સાદ દેતું હોય એમ ઊંડો - ઊંડો ચાલ્યો જ ગયો અને એ ય... સૌમ્યા, બેમોસમી વરસાદ પડતાં જ મોરલા તો નાચવા માંડયા મેં તો છેક ઘૂમળા બેસીને એમને જોયા જ કર્યા જોયા જ કર્યા, બસ અને આ મોરપિચ્છ પણ ત્યાંથી જ - સૌમિત્રનો ચહેરો બાળક જેવો મુગ્ધ લાગ્યો સૌમ્યાને...! સૌએ સૌમિત્રની વિશાળ ગોળ કીકીવાળી નિર્દોષ આંખોને જોઈ જ રહી.

સૌમ્યા, તારા જેટલું તો મારું વાંચન ક્યાં છે ! તે સરસ ભાષામાં વાત કરું ! પણ - મારાં 'સ્ટેટેસ્ટિક' નેચર મુજબ એક જ વાત કરીશ ઈટ વોઝ 'ફેન્ટાસ્ટિક' ! સૌમ્યાને લાગ્યું કે આજ સુધી છોકરાવને 'સ્ટેટેસ્ટિક' ભણાવનાર પોતાનો પતિ આજે કોઈક 'આર્ટિસ્ટિક' મૂડમાં આ બોલી રહ્યો છે ! એ સળંગ બોલતા બોલતા ધીમા પગલે રેતી પર ચાલવા માંડ્યો. એનાં હાથમાં હજુ પણ મોરપિચ્છ લહેરાતું હતું.

ચાલવામાં એને સાથ આપવા સૌમ્યા પણ જોડાઈ. પણ એની નજર ઘડીમાં મોરપિચ્છ પર તો ઘડીમાં દરિયાની લહેરાતી સફેદ ચાદર પર ફરતી રહી.

અંતરપટ પર તો સ્મૃતિની લહેરો ક્યારની ટકરાતી જ હતી ને ! અને છતાંય સૌમ્યા સૌમિત્રની 'વનની વાતો'માં પણ હોંકારા દેતી હતી. ફંટાતી હતી.

સૌમ્યા, હું ઘણીવાર તને કહેતો હોઉં છું ને કે... સ્ત્રી એટલે આ ધરતી... એને ખમી લેવાનું - સહી લેવાનું ! પણ જંગલની ફૂલ-ઝાડ-છોડ-વૃક્ષ-વેલાથી લચેલી જે ધરતી મેં જોઈ ને, એણે મારો દષ્ટિકોણ કંઈક આવો કરી નાખ્યો છે કે સ્ત્રીનું જીવન છે ઊગી નીકળવું ! એની સંભાળ લ્યો તો... તો કેટલું બધું પાછું વાળે !! આ જમીન... બસ, ચાર દાણા વાવો અને ચારસો લણો ! અને સ્ત્રીમાં પણ પ્રેમ વાવી શકાય તો લાગણી લણી શકાય. ખરું કે નહીં સૌમ્યા !

સૌમ્યા મુગ્ધ બનીને સૌમિત્રના એક-એક શબ્દને જાણ કે પી રહી હતી ! આ માણસે પોતાની સાથે સગાઈ કરી તે દિવસથી લઈને આજ લગીમાં ક્યારેય અલંકૃત ભાષામાં કે ચમત્કૃત

વર્તનમાં પોતાની વાત કહી નથી. અને આજે ?

હા... એનો કાળજીભર્યો વ્યવહાર સૌમ્યાને કંઈ ફરિયાદ કરવાનો મોકો નહોતો આપતો. સૌમ્યાના ક્લાસહજ સ્વભાવને ક્યારેક તીવ્રતાની ખોટ સૌમિત્રમાં વર્તાતી. પણ પછી તો સાહચર્યે જ સ્વીકારી લીધું કે, બાગમાં કામ કરતાં સીજુકાકાથી માંડીને... સૌમિત્ર વિધવા બા, સાસરેથી પાછા આવેલાં આકરા સ્વભાવનાં ફોઈબાની સાથોસાથ પોતાના પૂરતો ખ્યાલ કરે એટલો માયાળુ તો હતો જ ! એ 'સૌનો મિત્ર' હતો.

હા... પોતાની અપેક્ષા મુજબનું સંગીત - ચિત્ર કે પુસ્તક એ ક્યારેય આપી ન શક્યો પણ એના બદલે એણે બીજી નિરાળી રીતો વડે પત્નીને સાચવી તો હતી જ વળી ! સૌમ્યાને એની વર્તણૂકમાં સ્ત્રીદાક્ષિણ્ય ભાવ ખૂબ જ ગમતો અને આજે એ જ ભાવને કંઈક નોખા જ ઢંગથી ફરીથી પતિ દોહરાવી રહ્યો હતો...

સૌમ્યાને એકદમ જ સાર્થક યાદ આવી ગયો ! સૌમિત્રની સ્ત્રી પરત્વેની મમતની જ એ વાત હતી... સૌમ્યાને આ વાત ગાયની ત્વચાની જેમ થથરાવી ગઈ.

સૌમિત્રની તીવ્ર ઇચ્છા હતી કે... પોતાની ઘરે એક માત્ર સંતાન હોય અને એ દીકરી હોય ! જેને એ વ્હાલસોયી ધરતીની માફક જતનથી ઉછેરે, એની મનની ભૂમિમાં એવું સત્ત્વબીજ વાવે, જે અમરવેલ બનીને ઊગી નીકળે... પોતે એનો પિતા બનીને નહીં પણ મિત્ર થઈને રહે !

- પણ વિધિએ સાર્થકને સૌમિત્રના સંતાન તરીકે મોકલ્યો અને સાથે જ ફરીથી માતા બનવામાં મોતનું જોખમ પોતાના ઉપર રહેશે એ ચેતવણીની વીજળી પણ કડડક... ટ કરતીક પાડી !

સૌમ્યા તે વખતે સૌમિત્રના ખોળામાં માથું મૂકીને મૂંગી-મૂંગી રડી હતી.. જાણે કે ગુનેગાર પોતે ન હોય ! પરંતુ આ તો સૌમિત્ર હતો... કેટલી બધી સાહજિકતાથી એણે વિધિનો ચુકાદો સ્વીકારીને સંયમિત સ્વરે કહ્યું હતું.



'ઈટ્સ ઓ. કે. ફરગેટ ઈટ !'

'અરે, કેટલે દૂર સુધી ચાલી નાખ્યું...' મારી વાતો છે... કદી જ ખૂટી જ નહીં. કેમ સૌમ્યા ! ને હમેશાંની જેમ તેં મારું મૌન તોડીને મને ટોક્યો જ નહીં. કેમ સૌમ્યા ! બાય ધ વે, આમને આમ આપણી જિંદગીના રસ્તા પર ચાલતાં-ચાલતાં પણ ૨૫ (પચ્ચીસ) વરસ વીતી ગયા... ખબર નથી કે તારી અપેક્ષા મુજબનો પુરુષ હું બની શક્યો છું કે કેમ...પણ હા... તે તો આટલા વરસોમાં જંગલની ધરતીની જેમ ને વણમાગ્યું ઘણું બધું આપ્યું છે સૌમ્યા...'

સૌમિત્રની આ નિખાલસ કબૂલાત સાવ સાદી રીતથી કહેવાઈ હતી ને છતાં સૌમ્યા મૂંઝાઈ ગઈ કે સૌમિત્રને શું પ્રતિભાવ આપવો ? પણ એની રાહ જોયા વગર જ સૌમિત્રએ ખૂબ ભાવુકતાથી સૌમ્યાને રેતીના પટ પર બેસાડીને હાથમાંનાં મોરપિચ્છ વડે સૌમ્યાનો ચહેરો પંપાળીને લાગણીભીના સ્વરે કહ્યું : થેન્કસ ! સૌમ્યા, મે કદીય કલ્પના નહોતી કરી કે હું મારી પત્ની પાસેથી આટલું બધું સુખ પામીશ ! થેંક્યુ વેરી મચ સૌમ્યા !

પુરુષ થઈને આટલો સમર્પિતભાવ? અને પોતે ?

- સૌમ્યાથી જોરથી આંખો મીંચાઈ ગઈ... ઓ... હ...! બંધ પોપચાંમાં કંઈક નોખું જ દૃશ્ય એનો પીછો છોડતું નહોતું અને ઉઘાડી આંખે જે કંઈ દેખાતું હતું એ દૃશ્ય... બંને તરફ ખેંચાતું અસ્તિત્વ ! - સૌમ્યાની છાતીમાંથી એક ટીસ ઊઠી. એક ફડફડતાં નિઃશ્વાસ સાથે ગાલ પર એક ખારો રેલો પણ ઊતરી આવે એ પહેલાં તો સૌમ્યાએ સિફતપૂર્વક અશ્રુબુંદને પાંપણનાં થરકાટથી વિખેરી દીધું અને એણે સૌમિત્રને કહ્યું : મને માથું દુઃખવા લાગ્યું છે. - કદાચ ભેજછાયા વાતાવરણથી આપણે સાંજે આરતીમાંથી દરિયા પર આવીશું. અત્યારે હવે હોટેલ પર જઈશું.

હોટલના રૂમ પર આવીને સૌમિત્રને સૌમ્યની 'ના' છતાંય માથા પર બામ ઘસવા માંડ્યું. ન થવો જોઈએ છતાં સૌમ્યાને સંકોચ થયો. અને સૌમિત્ર તો આ વાતથી ખરેખર એની એલ.પી. વગાડતો રહ્યો. એલ.પી. એટલે લોંગ પ્લે. આ નામ સૌમિત્રને સાર્થક જ તો આપ્યું હતું લાંબી-લાંબી વાતો કરવાના શિરપાવરૂપે મળેલું વ્હાલું નજરાણું !

સૌમ્યા યાદ છે તને, સાર્થક સમજણો થયો ને આપણે કન્યાકુમારી ગયેલાં... તે વખતે એવું જ લાગ્યું કે તું મારી 'પાસે'

તો છે જ પણ મારી 'સાથે' નથી ! સૌમ્યાના વાળને સહેલાવતા સૌમિત્ર બોલ્યે જતો હતો.

- ઓહ... આજે આ પીડાના લવકારા પ્રકટ જ થઈને રહેશે કે શું ? સૌમ્યાએ વિચાર્યું અને એનાં માથામાં સણકો ઊઠ્યો. સાવ ઢીલા હાથે એણે સૌમિત્રનાં હાથને દૂર કર્યો અને...

એણે વિષય બદલતાં એકદમ જ કહ્યું.

અચ્છા સૌમિત્ર ! તમે સાર્થકનું આ વખતે આવેલું કુરિયર જોયું ? અરે... પોતાની બીઝીલાઈફ સ્ટાઈલમાંથી ખાસ સમય કાઢીને મારા માટે 'ક્રોસવર્ડ' માંથી બુક્સ અને શિવકુમાર શર્માની સંતુરવાદનની ડી.વી.ડી. લાવ્યો છે... અને એક,

- સૌમ્યાની વાતને અર્ધેથી જ ઝીલી લઈને એણે ઉમેર્યું :

'અરે... એ તો મારી સમજ બહારના વિષયો કહેવાય પણ મને મારા જ માટે મોકલાવેલું બરમ્યુડા ખૂબ ગમ્યું. અને સારું યાદ કરાવ્યું... સૌમ્યા ! એની સરપ્રાઈઝ ગિફ્ટ તો તેં સાથે લીધી છે ને અહીં ? એણે ખાસ મને ફોનમાં કીધું તું કે, આપણી લગ્નતિથિને દિવસ કોઈ સરસ મજાની જગ્યાએ જઈને મમ્મીની સાથે ખોલજો.'

સૌમિત્રના સ્વરમાં બાળસહજ જિજ્ઞાસા અને બાપ સહજ ગૌરવ હતું. સૌમ્યાને એ સ્પર્શ્યું. પણ ખરું પૂછો તો આ ક્ષણે સૌમ્યાનું મન તો... સ્પર્શી બેઠું હતું ભૂતકાળની એ રણઝણતી ક્ષણોને... જે પીતળની નાની નાની ઘૂઘરીઓની જેમ જ મધૂરું અથડાતી હતી એકમેક સાથે... એ ગિફ્ટ તો આજે આપણે મધરાતે જ ખોલીશું - પણ... આ દિવસની ઉજવણી સોમનાથ જ શા માટે ? એનો જવાબ હું તને સાંજની આરતી પછી દરિયાને કાંઠે ચાલતાં ચાલતાં આપીશ...

- ફરી સોમનાથ ! ફરી દરિયો ! ફરીથી સંધ્યા ! ડૂબતો સૂરજ અને સૌમ્યાના કાન પર સોમિત્રના પાછલા શબ્દો એમ અથડાઈને જ રહી ગયા, જેમ ખડક પર મોજાંની થપાટ !

રૂમમાં જ જમવાનું મંગાવી, જમી પરવારી, સૂઈ ઊઠીને સાંજે એ બંને આરતીમાં અને ત્યાંથી દરિયે ગયા. ડૂબતા સૂરજની અંતિમ આભા દરિયામાં ડૂબી કે બીજી તરફ ચંદ્રોદય થતાં જ ચાંદનીનો મુલાયમ પાલવ દરિયાની છાતી પર લહેરાયો. સૌમ્યા અને સૌમિત્ર દરિયાને કાંઠે - કાંઠે દૂર-દૂર સુધી ચાલતાં રહ્યાં. લગભગ મૌન જ રહેલી સૌમ્યાનાં વર્તનને સૌમિત્રએ સહજ ગણ્યું કારણ કે... વર્ષોથી એ સૌમ્યાના ઓછાબોલા અને અંતર્મુખી સ્વભાવથી વાકેફ હતો ને !

એક ઠેકાણે થોડા ખડકો આવતાં જ સૌમિત્ર બેઠો. આ જ જગ્યાએ સૌમ્યાએ બેસવું પડ્યું. શીતળ જળલહરીઓનો સ્પર્શ જાણીતો પણ લાગ્યો અને અજાણ્યો પણ લાગ્યો. આ સ્થળ ગમતીલું પણ લાગ્યું અને જલ્દીથી ભાગવાનું મન કરાવનાર પણ લાગ્યું.

સૌમ્યાના આગ્રહથી મોડી રાતે બંને રૂમ પર આવ્યા. સૌમિત્રએ યાદ અપાવ્યું કે સાર્થકની સરપ્રાઈઝ ગિફ્ટ ખોલવાની છે ! સૌમ્યા વસ્ત્રો બદલવા બાથરૂમમાં ગઈ... એ બહાર આવી ત્યારે પોતાના મોબાઈલ પર વાત કરી રહ્યો હતો.

લાંબા-ઘટ્ટ વાળનો ઢીલો અંબોડો વાળતા સૌમ્યાએ અનુમાન કર્યું એ સાચું જ કર્યું હા... સામે છેડે સાર્થક જ હતો. સૌમ્યાએ પણ એની જોડે વાત કરી.

સૌમિત્રએ મોબાઈલ સ્વીચ - ઓફ કરતા કહ્યું.

સૌમ્યા ! ઘણીવાર મને ગિલ્ટ ફીલ થાય કે... સાર્થકની જેમ હું તારા મનને વાંચી શક્તો હોત ! આઈ મીન, આ તારી રૂચિ વિશે, પુસ્તકો વિશે સંગીતની વાતમાં મારી સમજણ ચાંચ ડૂબે એટલીય નથી. અને આપણો આ સાર્થક ! એકદમ તારી જ રસ-રૂચિ લઈને પેદા થયો જાણે ! અને હું તો તારી સાથે કેટલા વરસથી જીવું છું. પણ એના જેટલી ઝીણવટથી હું તને ઓળખી શકતો નથી ને સૌમ્યા ! કદી - કદી મને એમ થાય કે... વચ્ચે જ.

- એકદમ જ હથેળી લંબાવીને સૌમ્યાએ સૌમિત્રના મુખ ઉપર દાબી દઈને કહ્યું :

'ભૂલી ગયા ! એ જ સાર્થકની ગિફ્ટ ખોલવાની છે...'

- સૌમિત્ર તો ગંભીરસ્વરે આગળ બોલ્યે ગયો...

'ના... પણ... એટલે હું કહું છું કે સારું જ થયું સાર્થક તારા પર ગયો છે...' મેં તો શું કર્યું ? હં... બસ, આંકડાની જ



દુનિયામાં ભમ્યો. અરે, એ, કલાકાર નહીં તોય છેવટે આર્કિટેક્ટ તો થયો જ...! પણ માનવું પડે...! એની કલા રૂચિ તો અદલ તારા જેવી જ હો ! અને પછી આદત મુજબ સૌમિત્ર હો... હો... કરતુંકને હસી પડ્યો. એનો આ અવાજ પારિજાતનાં ફૂલ એકસામટાં વરસી પડ્યાં હોય એવો લાગ્યો. સૌમ્યાને દીકરાની વાત કરતો બાપ ગૌરવતો લાગ્યો. અને એની પૌરૂષી વાળથી આચ્છાદિત છાતીમાં મોં દબાવવાની ઈચ્છા થાય એવો વ્હાલો લાગ્યો.

બોક્સ બરાબર બેઉ જણ બેઠાં 'તાં એની વચ્ચોવચ્ચ મૂક્યું. સૌમિત્રએ ખોલવા માંડ્યો અને વાત પણ જાણે કે રેપરની જેમ ઊઘડતી જતી લાગી સૌમ્યાને...!

દર અસલ, આ સોમનાથ આવવાનો આઈડિયા પણ સાર્થકનો જ હોં સૌમ્યા ! કે'તો તો કે મમ્મીને દરિયા હારે લગાવ છે ને... અને વળી, સોમનાથના દરિયા હારે તો મોસાળુ લગાવ એટલે...

બોક્સનાં રેપર દૂર થઈ ગયાં હતાં અને ખુલતાં જ સૌમ્યાનું હૃદય ધડકન ચૂકી ગયું...

બોક્સમાં એક સુંદર મજાનો શંખ હતો અને એના પોલાણમાં સાર્થકનો પત્ર ! સૌમ્યાએ સૌમિત્રના ઝભ્ભાની બાંય કચકચાવીને પકડી લીધી. સૌમિત્રએ એક હાથેથી સૌમ્યાને પોતાની નજીક ખેંચી, બીજા હાથેથી સાર્થકનું લખાણ વાંચવા માંડ્યું. પણ સૌમ્યા તો વર્તમાનની સરહદ કુદાવીને જઈ પહોંચી હતી ભૂતકાળની એક મમત્વથી આચ્છાદિત ક્ષણ પાસે...

કોલેજ પૂરી કરીને એ હંમેશની જેમ જ મામાને ઘરે સોમનાથ આવી હતી... સાંજે મામા પાસેથી સંગીત શીખી લઈને હરરોજ દરિયા પર ફરવા જતી... ખૂબ દૂર એક નિશ્ચિત જગ્યાએ, માણસોની નહિવત અવર-જવરવાળી એ નીરવ જગ્યાએ જઈને સૂર્યના ડૂબવા લગી સૌમ્યા આકાશ અને દરિયાની બદલાતી રંગછટાઓ મુગ્ધતાથી નીરખતી અને એક દિવસ- પોતાની નિશ્ચિત જગ્યાએ જઈને એણે જોયું તો -

એક મોરપિચ્છ અને એક નકશીદાર શંખ પોતાની બેસવાની જગ્યા પર કોઈએ હમણાં જ રાખ્યાં હતાં જાણે ! થોડી અવઢવમાં પડીને એ પોતાના હાથમાં જ લેતી હતી કે, વાંસળીનાં મધૂર સુરથી એ ચમકી પડી ! એણે ત્વરાથી એ વગાડનારને ઓળખવા - રોકવા પ્રયાસ કર્યો પણ ? અચાનક જ હાથમાંના શંખના પોલાણમાં ભરાવેલ કંઈક પતાકડું હવામાં ઊડ્યું ! એ સફેદ કાગળને હવામાંથી ઝડપી લેવા માટે સૌમ્યાએ ઘણી બધી મથામણો કરી પણ એ કદીય વાંચવા ન પામી... દરિયાની ભીની રેત પર કોઈનાં પગલાં ટકે તો પણ ભલા ક્યાં લગી ? જીવનભર એ વસવસો એની છાતીને ખોતરતો રહ્યો.

- મારી વ્હાલી દરિયા પ્રિય મા, પપ્પાની છાતીમાંય એક દરિયો છે... - કાગળની વિગતો એના કાને કેમ પહોંચે ?

- સાર્થકના કાગળોની છેલ્લી લીટી સૌમિત્રએ વાંચી લીધી અને સૌમ્યાએ પોતાનું મોં દબાવી દીધું - સૌમિત્રની વાળછાયી પૌરૂષી છાતીમાં ! એ કંઈક એવા પ્રબળ આવેગથી સૌમિત્રને વળગી પડી કે સૌમિત્રનું સમગ્ર અસ્તિત્વ સાગરની જેમ ખળભળી ઊઠ્યું...! સૌમ્યા ધ્રુસકાં ખાતાં-ખાતાં સૌમિત્રનાં કપાળ - પોપચાં - હોઠ - ગરદન - ચૂમતી રહી... અને સૌમિત્ર તો કન્યાકુમારી - પ્રયાગમાં પ્રચંડ પાણીમાંથી પોતાનાથી દૂર - દૂર સરી જતી સૌમ્યાને જાણે કે પાછી ખેંચી લાવ્યો હોય એમ પોતાના મજબૂત - હૂંફાળા આશ્લેષમાં બાંધીને આજ લગી રોકેલા શ્વાસોચ્છ્વાસના દરિયાને સૌમ્યાના કાનોમાં ઠાલવી રહ્યો...

આ દરિયો સૌમ્યાની નાભિને સ્પર્શતો, ઊંડો ને ઊંડો ઊતરતો જતો હતો. સૌમ્યાએ નવેસરથી મહેસૂસ કર્યું કે... દરિયો તો પોતાની સાથે જ હતો... પણ એ અકબંધ હતો એક અજાણ્યા શંખની છાતીમાં...! આજે એ શંખને પોતે ઊંચકીને કાને રાખ્યો છે એટલું જ...! એ તો ઘૂઘવતો જ હતો... શંખમાં પણ... અને સૌમિત્રની છાતીમાં પણ !!

---

*'નીતિ', સાંઈ મંદિર પાસે,*
*ઝાંઝરડા રોડ, જૂનાગઢ.*
*મો. ૯૯૨૫૦૧૭૫૮૪*



# બિચારા જીવ !!!

*- દર્શનાબહેન ભગલાણી*

**'લા**ધાબાપા ગયા સંભાળ્યું તમે?', શિયાળો હોઈ રઝળતાં રખડતાં ઢોરઢાંખર ઠંડીમાં ઠૂંઠવાતા એકબીજાની ઓથ લઈને ગામને પાદર નિરાંતવી ઊંઘ માણી રહ્યાં હતાં. હજુ તો મોંસૂઝણું થવામાં હતું ને નાનકડા ગામમાં વાયુવેગે વાત ફેલાઈ ગઈ. જે મળે તે એકબીજાને સમાચાર આપતાં જાય અને થોડીવારમાં તો લાધાબાપાના ડેલામાં એક પછી એક ડાઘુ ખભે ફાળિયું નાંખી મંડ્યા જમા થવા. પ્હોં ફાટતાં વેંત અરજણ રબારીનો સાદ પડે અને ગમાણમાં બાંધેલ ઢોર ખીલેથી ઝટ છૂટવા મથે પણ આજ અરજણ રબારીનો નરવો સાદ જાણે ક્યાંય કળાતો નહોતો ! દી'ઊગતાં જ પાર્વતી વહુના હાથની અડધી અડાળી ચા લાધાબાપાને જોઈએ જ અને બાકીની અડધી અડાળી અરજણના ભાગે. આમ, અરજણનો સાદ પણ લાધાબાપાના ડેલેથી જ પહેલો પડે પણ આજ હાંફળા ફાંફળા અરજણે ઊભી બજારે થઈ નવી વાડી તરફ દોટ દીધી તે જે સામે મળે એને... જેમ જેમ ખબર પડતી ગઈ એમ ડેલે માણહ ભેગું થાવામાં હતું.

★★★

શિવો, અરજણ સહિત ગામના બે ત્રણ જુવાનો મૂંગા મૂંગા લાધાબાપાને કાઢી જવાની તૈયારી કરતા હતા. નવી વાડીએથી આવતાં રસ્તામાં જ શિવાએ ગામના વાણોતરની દુકાન ખોલાવી જરૂરી વસ્તુ લઈ લીધેલ... લાધાબાપાનું ઘર તો જીવતું ગણાય અને રોટલો ય મોટો. પોતે બે માણહ ને એકજ દીકરો, કરશન પણ લાધાબાપાના ખોરડે બાર માણહનું રંધાય !! ફળિયામાં ભેગા થયેલ ડાઘુ અંદરોઅંદર વાતે વળગ્યા હતા. જુવાનજોધ દીકરો મોર હાલી નીકળ્યો તી'એમાં આ ઘર પાછું પડી ગયું, નહીં તો લાધાબાપાનું ઘર પાંચમાં પુછાય ને વળી લાધાબાપા અને રંભામાની ઘરવટ પણ એવી અને પાર્વતીવહુની રખાવટમાં ય ક્યાં કંઈ ઘટે !!! આ કરશનના અકાળે મોતે લાધાબાપાના પગ ભાંગી ગ્યા તે અધૂરામાં પૂરું દીકરા વાંહે રંભામા પણ મોટા ગામતરે હાલી નીકળ્યા. ઘરઆંગણે હજુ કાલ સવારે પરણીને આવેલ દીકરા વગરની વહુને જોઈને તો લાધાબાપાને વધુ વહમું લાગતું ને વલોપાત થઈ પડતો તે છેવટે છાના ખૂણે રોઈ લેતા અને અંતે મારા કાળિયા ઠાકોરને જે ગમ્યું તે ખરું !', એમ મન વાળી લેતા.

પાર્વતી ઓસરીને થાંભલે અઢેલીને બેઠી હતી, કોરીધાકોર આંખ અને સાવ સૂનમૂન. આમાંની કોઈ વાત ક્યાં તેના કાન સુધી પહોંચતી હતી. જાણે કાને બહેરાશ આવી ગયેલ ! કરશનને પૈણીને પોતે આવી ત્યારે ઘર કેવું ભર્યુંભાદર્યું હતું ! કરશન હારે સગપણના ગોળધાણા ખવાયા કે માવતરમાં આખું ગામ કહેતું કે પાર્વતીએ પાંચે ય આંગળિયે ગોરમા પૂજ્યા તે લાધાબાપા જેવું ઘર ને કરશન જેવો વર મળ્યા. પૈણીને સાસરે આવી તો આખું ગામ કહેતું કે કરશન ખાટી ગયો, પાર્વતી જેવી નમણી નાજુકને, ગુણિયલ વહુ ક્યાંથી ! સાત ભવનો દુશ્મન હોય તો પણ એની આંખે ય ઠરે, જાણે જુગતે જોડી ! બંનેએ ઘરનો બધો ભાર માથે ઉપાડી લીધેલ.

લાધાબાપા અને રંભામાએ પણ હંધોય વહેવાર વહુ-દીકરા ઉપર નાંખી દીધેલ. લાધાબાપા કોઠાસૂઝવાળા માણાહ એટલે ગામમાં ક્યાંક ને ક્યાંક સગાઈ સાતરા કે લગન નાતરાં હોઈ કે નાના મોટા કજિયા, હંધુય લાધાબાપાની હાજરીમાં ઘરમેળે એમજ સમુસૂતરું પાર ઊતરી જાય તે બાકીનો મોટાભાગનો સમય તો દેવદર્શન ને ગામના ચોરે બેસવામાં જ જાય અને આની પાછળનું એક કારણ એવું પણ ખરું કે ઘરમાં જુવાનવહુ છૂટથી હરીફરી શકે.

લાધાબાપાને પાર્વતી વહુ ઉપર અપાર વ્હાલ, બંનેને સગા બાપ દીકરીથી ય સવાયું ભળે. પાર્વતી પરણીને આવી ત્યારે લાજનો ઘૂમટો કાઢતી. પણ મા-દીકરો હાલી નીકળ્યા પછી લાધાબાપાએ જ એક દી' પાર્વતીને પાંહે બેસાડી લાજ કાઢવાની ના કહી દીધેલ. 'પારવતી વહુ, આ કરશનની મા ય હવે નથી રહી, તી' આ તમે હવે ઓરૂં ઓઢવાનું છોડી દયો બાપ, મારે મન તો તમે મારો દીકરો જ છો. તમારા વગર હવે મારી સેવાચાકરી કોણ કરશે બેન ?' લાધાબાપાના ગળે ડૂસકું આવી અટકી ગયેલ. આવા ભડભાદર આદમીને આમ ભાંગી પડતાં જોઈ પાર્વતી કકળી ઊઠેલ, ઘૂમટામાંથી હા ભણી માથું ધુણાવેલ. તે એ દિવસથી પાર્વતીએ લાજ કાઢવાનું મૂકી દીધું.

લાધાબાપાનો ખાટલો કાયમ કરશનના જીવતા પણ ઓસરીમાં જ રહેતો. કરશનના જીવતા કે કરશનના મર્યા પછી પણ કંઈક કામ હોય તો લાધાબાપા ખોંખારો ખાઈને પડકારો કરે, 'કરશનની મા આ તમને કહું છું જરા' અને પાર્વતી સાત કામ પડતાં મૂકીને ધોડતી આવે અને લાધાબાપાનું ટાણું ને ભાણું સારી રીતે સાચવી લ્યે. વાડી વજીફાનો પાથરો ઘણો મોટો પણ કરશનના ગયા પછી સસરા-વહુએ હામ ભેગી કરી બધું સાચવી રાખેલ. 'બિચારા જીવ, હજુ પાંચ વરહ બેઠા હોત તો પારવતીવહુ ને ટેકો રે'ત ને !!!', શેરીની બાયું માંહોમાંહ વાત કરતી હતી. અચાનક પાર્વતી સળવળી, બોલનારી સામે જોયું અને ફરતી ફરતી તેની નજર શિવા તરફ ગઈ. પાર્વતીએ ક્યાંય સુધી ચૂપચાપ શિવા તરફ જોયે રાખ્યું. શિવો જાણે પાર્વતીની સામે જોવાનું ટાળતો હોય એમ મૂંગા મોઢે તૈયારીમાં પડ્યો હતો, છૂટકો ન હોઈ એમ પરાણે મોઢું ઊંચુ કરી પાર્વતી સામે જોયું. બંને વચ્ચે એક સંવાદ રચાઈ ગયો, શિવાએ આડું જોઈ પહેરણની બાંયથી આંખ લૂછી...

'પાર્વતી હવે રોજ રોજ ક્યાં સુધી આમ રહેવું ? તું હા કે'તો મલક ઊતરી જઈએ', શિવાએ હજુ ગઈ રાત્રે તો ધીમા સાદે હળવેકથી પાર્વતીને પૂછેલ. 'બાપા છે ત્યાં સુધી તો શિવા

એ ક્યારેય નહીં બને, એ બિચારા જીવ !!!', પાર્વતીના શરીરમાં કંપારી ફરી વળેલ. છેલ્લાં આઠ વરસથી સસરો વહુ એકબીજાની હૂંફથી જીવતાં આવેલ. પાર્વતી જરીકે ક્યાંય આઘીપાછી થાય તોય લાધાબાપાને ભારે અણોહરું લાગે.

લાધાબાપા કંઈ બોલતાં નહીં પણ પાર્વતી એમજ સમજી જાય. ધીમે ધીમે પાર્વતીએ માવતરે જવાનું પણ સાવ ઓછું કરી નાંખેલ. પાર્વતીના માવતરમાં પણ બધા સમજી ગયેલ કે પાર્વતી માવતરે આવી હોઈ તોય તેનો જીવ તો સસરામાં જ હોઈ, એકવાર પોતે એકના બદલે બે દી' માવતરે રોકાઈ ગયેલ તે પાછાં આવી જોયું તો રાંધ્યા ધાન એમજ પડી રહેલ. પાર્વતીને વલોપાત થઈ પડેલ કે હું મુઈ બે દી' ક્યાં બહાર ગઈ ! પાર્વતીએ લાધાબાપાનું ભાણું સાચવવા અંગે પાડોશણને ભારપૂર્વક ભલામણ કરીને ગઈ હતી પણ બાપાએ હાથે ય હેઠો ન'તો કર્યો. 'પાર્વતીવહુ, તારા જેવી જોગમાયાના હાથનું ખાધાં પછી બીજા કોઈના હાથનું ભાવે ખરું મારી મા ?' ડોહાની આંખમાંથી બોર બોર જેવડા આંસુ ખરી પડેલ.પાર્વતી પણ રાંધણિયામાં જઈને છૂટા મોઢે રડી પડેલ અને ત્યારબાદ તો તેણે માવતરે જાવાનું જ બંધ કરી દીધેલ.

આમાં શિવાની મલક ઊતરી જવાની વાત તો પાર્વતીને ક્યાંથી ગળે ઊતરે ! અનાથ શિવાને નાનપણથી લાધાબાપાએ જ મોટો કરેલ. દસ ચોપડી ભણ્યા પછી બાપાએ તો ઘણું કહ્યું પણ શિવાનું મન ભણવામાં ચોંટ્યુ જ નહીં અને તેણે જાતે જ વાડી વજીફાની દેખરેખ કરશનની સાથે જ સાંભળી લીધેલ. વાડીનું રખોપું તેણે જાતે જ માથે લઈ લીધેલ. કરશનના લગ્ન પછી તો શિવો રાત દી' નવી વાડીએ જ હોય. કરશનના જીવતા તો પાર્વતી, શિવાનું ભાત બંને ટાઈમ કરશન સાથે વાડીએ જ મોકલી આપતી. કરશનના ગયા પછી વરહ વળોટ તો શિવાએ વાડીએ જ ચૂલો માંડી દીધેલ પણ પછી તો લાધાબાપાએ જ જીદ કરેલ કે એક ટાણું તો શિવાએ ગામમાં આવી ઘરે જમવાનું અને શિવાને પણ ધીરે ધીરે એ કોઠે પડી ગયેલ. લાધાબાપાની વાતે ય સોળ આના સાચી હતી. પોતે સાવ ખર્યું પાન, ઘરમાં કંઈ લેવું મૂકવું કે કંઈક જરૂર હોય તો શિવો ટાણું ટંક ઘરે આવે તો બે કામ કરી આપે અને પાર્વતીને ય હાથ વાટકો થાય. જુવાન વહુ ઘરમાં હતી પણ લાધાબાપાને મન તો કરશનને શિવામાં ક્યાં કોઈ ભેદ હતો ? શિવાને પણ આખું ગામ ઓળખે કેમકે નાનેથી મોટો લાધાબાપા એજ કરેલ. શિવાએ કોઈ દી' ગામમાં આવતાં જતાં કે ખેતરે આવતી બેન દીકરીયું સામે નજર ઊંચી કરીને જોયું નહીં હોય ! એવી ટેવ જ ક્યાં હતી શિવામાં ! કરશનના જીવતા તો પાર્વતી બેધડક શિવાની મજાક કરી લેતી પણ કરશનના ગયા પછી તો એ નિર્દોષ હસી મજાકનો વહેવાર જ સાવ બંધ થઈ ગયેલ ને જાણે અજાણે બંને વચ્ચે એક મૂક પીડાનો સંબંધ સ્થપાઈ ગયેલ. શિવાએ પોતાની આંખ સામે કરશન પાર્વતીનો હર્યોભર્યો સંસાર જોયેલ. પાર્વતી હતી ય એવી રૂપ, ગુણ, ગરવાઈને સમજણથી ભરપૂર. લાધાબાપાના ખોરડાની આબરૂને ઉજાળે એવી તો ઘરરખ્ખુ.

પરણીને આવી ત્યારથી પાર્વતીએ શિવાને જાણે ઘરના એક માણાહની જેમજ સ્વીકારી લીધેલ અને આ વાતે શિવામાં પાર્વતી તરફ ઓશિંગણનો ભાવ હતો. એમાં ય કરશનના ગામતરા પછી તો પાર્વતી જાણે શિવાની જવાબદારી હોઈ એમ પાર્વતીની દરેક વાતમાં શિવો ખડે પગે ઊભો રહેતો. લાધાબાપા અને રંભામાના હાથમાં પળોટાયેલ શિવો પહેલેથી કોઠાડાયો ને કામઢો. વળી સાવ અબોલ, ખપ પૂરતું જ બોલે. પાર્વતી ગમે એટલી મજાક મશ્કરી કરે શિવાની પણ શિવો સામે એક હરફ ન કાઢે. પાર્વતી કરશનની હાજરીમાં શિવાને હસતાં હસતાં કહે પણ ખરી,' તમે તો સાવ મીંઢા તેમાં'

દી' આખો વાડીનું કામ કરીને દીવાટાણે શિવો ગામમાં આવે અને ગામમાંથી કંઈ લેવું મૂકવું હોય એ પતાવે. વાળુ કરી આડા પડખે થયેલ લાધાબાપાના ખાટલે બેસે, વહેવારિક વાત હોય એ કરે અને પછી પાર્વતી વાળુ કાઢે. શિવાને જમાડી લીધા પછી પાર્વતી વાળુ કરે ને આટોપે.

'શિવા, પાર્વતી વહુને કે દીકરા કે તારી હારોહાર વાળુ કરી લ્યે તો ઝટ પરવારે !', લાધાબાપાની ટકોર સાંભળી પાર્વતી સામે અછડતી નજર નાંખી શિવાએ હોંકારો ભણી દીધેલ. એ પછી પાર્વતી કાયમ માટે શિવાનું ભાણું કાઢી પોતે ય જરી છેટે બેસી ખાઈ લેતી. પાર્વતીનું વાત કરવાનું એકમાત્ર ઠેકાણું શિવો અને શિવો પણ ધીરજથી પાર્વતીની વાત સંભાળે ને સમજવાની કોશિશ કરે. જાણે અજાણે ય પાર્વતીનું તમામ હેત શિવા ઉપર ઢોળાય. કરશનને પૂરી રીતે ભૂલી નહોતી શકતી તો શિવાને તે મન મૂકીને... અને એમાં લાધાબાપાની અવસ્થા. જો કે એમ તો પાર્વતીને ય શિવાની સમજણમાં ભારે વિશ્વાસ અને એટલે જ ગઈકાલે રાત્રે શિવાની વાત સાંભળી પોતે આંચકો ખાઈ ગયેલ. આવેશમાં આવી શિવાની વાત મક્કમ અવાજે નકારી કાઢેલ 'બાપા છે ત્યાં સુધી તો શિવા એ ક્યારેય નહીં બને, એ બિચારા જીવ !', હજુ તો વધુ કંઈ કહે એ પહેલા કંઈક ખખડાટ થતા પોતે ધોડીને બહાર ઓસરીમાં આવેલ. લાધાબાપાને પથારીમાં લંબાવતા જોઈ પાર્વતીએ પૂછ્યું ય ખરું,' બાપા કંઈ જોઈએ છે ?' 'ના, ના પારવતી વહુ, તમતમારે તમારું કામ કરો બાપ, મારા હારું થઈ કંઈ કેટલું ય કહટાય છે બિચારા જીવ !' એમ કે'તા લાધાબાપા પથારીમાં આડા પડ્યા કે પાર્વતી જઈને લાધાબાપાને સરખું ઓઢાડી આવી. પાછા વળતાં પાર્વતીએ પગરખાંનો અવાજ સાંભળ્યો, ઓસરીની કોરે ઊભી ડેલો બંધ કરતાં શિવાને જોઈ રહી. તે હજુ ય ગઈકાલ રાતની પોતે ઓસરીની કોરે થાંભલીને અઢેલીને...

'બિચારા જીવ !', પાર્વતીનો જીવ જાણે ચૂંથાતો હતો. શેરીમાં અવાજ દૂર ને દૂર જતો હતો,' રામ બોલો ભાઈ રામ'

*મુ. માળીયા હાટીના, 'શ્રી', જયેશભાઈ એમ. મહેતા,*
*રણછોડનગર, કડવા પટેલ સમાજ સામે,*
*જિ. જૂનાગઢ. મો. ૯૮૨૫૩૩૬૮૦૮*

# તસ્કર

*- પિનાકિન્ દવે*

હમણાંથી ગામમાં ચોરીઓનું પ્રમાણ વધી ગયું હતું. છેલ્લા પંદર દિવસમાં જ ત્રણ ઘરફોડ ચોરી થઈ હતી. શિયાળાની રાતમાં માણસ ઓઢીને ગોટમોટ થઈ ગાઢ નીંદરમાં સરી ગયું હોય ત્યારે ચોર ખાતર પાડતા. કૂતરાં થોડું વધારે મોટેથી ને વધારે સમય ભસતાં પણ એ તો કોને સંભળાય ? એમ પણ શિયાળાની રાતમાં કૂતરાં ભસતાં રહેતાં હોય છે : એને માટે પણ લોકો તો ઠંડીને જ કારણરૂપ માને છે.

પરંતુ, આ ત્રણ ચોરીઓથી તો ગામ લોક ફફડી ઊઠ્યું હતું. તેમણે રાત્રે ચોકી કરવાનું નક્કી કર્યું. દરેકનો ઘર દીઠ વારો આવે, અઠવાડિયે એકવાર એમ આજે શંભુભાઈનો વારો હતો. આના કારણે એમનાં પત્ની ડરી ગયાં હતાં. એક તો શંભુભાઈની તંદુરસ્તી સારી રહેતી નહોતી તેમને આંતરડામાં ચાંદુ પડ્યું હતું અને કોઈ પણ શ્રમ પડે તેવું કામ કરે તો ઉલટીઓ થતી.

બીજું શંભુભાઈ બાળપણથી જ જબરા સાહસિક હતા કોઈનો પણ ઝઘડો હોય, એ વચ્ચે કૂદી પડે. કશું ખોટું ચલાવી ન લે. જેમાં બીજા બધા કહે : 'મરશે, હવે જવા દો' તેમાં પણ શંભુભાઈ ના છોડે 'શા માટે જવા દેવાનું હોય ? એમ તો માણસને ખોટું કરવાની આદત પડી જાય. માફ કરાય જ નહીં.'

એમનાં પત્ની ગિરિજાબહેનને આનો જ ડર હતો. ખરેખર ચોરને જુએ તો દોડીને જઈને પકડે. પછી એનો વિચાર ના કરે કે ચોરની પાસે હથિયાર હશે ને કદાચ આપણને મારશે. આ કારણે જ ગિરિજાબહેન શંભુભાઈથી છાને છાને બીજાઓને મનાવવા માટે પણ ગયાં હતાં. 'એટલી છૂટ મૂકો. એમના વતી બીજા કોઈને લઈ જાઓ : અમે એના માટે રૂપિયા આપીશું.' પરંતુ શંભુભાઈ જ તેમાં સંમત ન થયા. તે રાત્રે સૌથી પહેલા ચૌટામાં જઈને બેસી ગયાં. અલબત્ત એમણે ગિરિજાબહેને આપ્યાં તે બધાં ગરમ કપડાં પહેરી લીધાં. માથે ગરમ કપડાની ટોપી પણ પહેરીને હાથમાં દંડો પણ લીધો.

એમનો આવો વેશ જોઈ બીજા બધા આડું જોઈ હસી લેતા પણ તેમની મજાક ઉડાવવાની કોઈની હિંમત ચાલતી નહીં.

માગશર મહિનાની ઠંડી દાંત કકડાવે તેવી હતી તે સહુ તાપણી સળગાવી તેની આસપાસ કુંડાળે વળી બેસી ગયા. તેમની પાસે વાત તો બે જ હતી એક આ કાતિલ ઠંડીની અને બીજી ચોરોની. તેમાં કોઈએ પૂછી નાખ્યું : 'તમે કોઈએ કદાપિ ચોરને જોયો છે ? ખરેખરો ચોર ?'

શંભુભાઈએ જ હસીને કહી દીધું : 'હાસ્તો' 'ક્યાં કાનપુરમાં ?' બીજાએ પૂછ્યું. શંભુભાઈનો કાનપુરમાં મોટો વેપાર હતો. એમણે જિંદગીનાં ઘણાં વર્ષ કાનપુરમાં વીતાવ્યાં હતાં. હમણાં નાદુરસ્ત તબિયતને કારણે છોકરાંને કારોબાર સોંપી ગામમાં રહેતા હતા.

શંભુભાઈએ એમ જ મલકાતાં ઉત્તર આપ્યો : 'ના રે ના. અહીં, આપણા ગામમાં તમે શું માનો છો ? આપણા ગામમાં ચોર નથી ? અરે, આપણા ગામમાં જ એવા અઠંગ ચોર હતા કે એક રાતમાં વીસ ગાઉ મજલ કાપી ખાતર પાડી આવે ને સવારે જુઓ તો ગરીબ ગાય જેવા થઈને ખાટલામાં પોઢી ગયા હોય. કોઈને શંકા પણ ન આવે.'

'આ તો મારું વ્હાલું બહુ કેવાય ! તમે જાણતા હો તેવા એકાદનું નામ તો કહો. અમને પણ ખબર પડે.' ફરીથી શંભુભાઈ હસ્યા ! 'એમ નામ ના કહેવાય. એણે કેટલા વિશ્વાસપૂર્વક મને વાત કરી હોય ને હવે હું જતે દિવસે એને ઉઘાડો પાડું તે કાંઈ વાજબી છે ?' 'પણ એની વાત તો કરો.'

'હા, એ બરાબર છે. એમ પણ રાત હજી ઘણી બાકી છે અને આપણે અહીં બીજું શું કરવાનું છે ?'

'એમ આપણે અહીં ટોળે વળી વાતો કરીશું ને કોઈક ખાતર પાડી જશે તો આપણી આબરૂ જશે. એમ કરીએ, થોડાક રોન મારવા જાય ને બીજા ભલે અહીં બેઠા રહે. શંભુભાઈને તો આપણે આ તાપણીથી આઘે ક્યાંય જવા દેવાના નથી. એ ચોકી માટે આવ્યા છે એટલું જ ઘણું છે. એ વાતો કરશે તો આપણા સહુનો વખત જશે.'

'પણ એમની વાત છોડી રોન પર જવા કોણ તૈયાર થશે ?'

બધા એકબીજાને તાકી રહ્યા. કોઈએ તાપણામાંનાં લાકડાં સંકોર્યાં ને હાથ આગ વચ્ચે ધરી ગરમાવો લાવવા યત્ન કર્યો.

પૂંછડી પટપટાવતું એક કૂતરું પણ ત્યાં આવી તાપણાની નજીક બેસી ગયું. કોઈએ એને કાઢ્યું નહીં. ધીરેધીરે ખસતું તે શંભુભાઈ બેઠા હતા તે કોથળા પર તેમની બાજુમાં બેસી ગયું.

'આ માટી કેવી ઠરીને ઠીકરું થઈ ગઈ છે !' જે જમીન પર તે સહુ બેઠા હતા તે બતાવી શંભુભાઈએ કહ્યું. 'આ પણ જીવતો જીવ છે. તેના નાકમાંથી યે પાણી નીકળે છે.'

પોતાનું નાક સાફ કરતાં વેલજીભાઈએ મોટેથી છીંક ખાધી. પછી બોલ્યા : એકવાર આપણે બધા રોન પર જઈ આવીએ ને પછી શંભુભાઈ વાત માંડે - એમ કોઈ ચોર આવી જવાના નથી.

'લોકોને જાગતા જુએ ત્યારે તો હરગિજ ના આવે. એમને પણ પકડાઈ જવાનો ડર તો હોય છે જ ને !' 'ચોર પણ માણસ જ હોય છે, આપણા જેવો જ, ફરક માત્ર એટલો કે એને પોતાના કામધંધાને કારણે નઠોર થઈ જવું પડે.' શંભુભાઈએ કહ્યું. 'એ

મારો દોસ્ત પણ એટલો જ નઠોર હતો હું એને દોસ્ત જ કહીશ. બાકી અમારી વચ્ચે એવી કાંઈ દોસ્તી નહોતી. જ્યારે ત્યારે અમે રસ્તામાં, ખેતરોમાં, મહાદેવજીના દેરે કે મેળામાં મળી જતા. હું એને બોલાવતો. ચા પિવડાવતો મેળામાં હોઈએ ત્યારે તો ખવરાવતો પણ ખરો. ને પછી એ વાતે વળગે... મજા પડી જાય સિવાય કે એકવાર એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં જેવું થયું હતું, જોકે મોઢેથી તો એ હસતો હતો : બોલતો'તો પણ એવું જ પણ અંદરથી થોડો ઝંખવાણો પડી ગયેલો.'

વાત એવી થયેલી કે એ ઘરમાં ઘૂસ્યો તેમાં એક એકલવાયી ડોસી જ રહેતી હતી. તમે સહુ જાણો છો કે ઘરડાં માણસને ઝાઝી ઊંઘ ન આવે. જરાક પગરવ થયો ને ડોશી ખાટલામાંથી સફાળી બેઠી થઈ ગઈ. 'એ કોણ છે ? તારું નખ્ખોદ જાય, તને કીડા પડે...' ડોશી તો ગાળો દેવા માંડી. એણે એટલે કે મારા દોસ્તે કૂદકો મારી ડોશીનું મોઢું દાબી દીધું. પણ એ ડોશી એમ કંઈ ગાંજી જાય એમ નહોતી. એટલો બધો તરખાટ મચાવ્યો કે દોસ્તે નાછૂટકે ડોશીના ગળે ટૂંપો જ દઈ દીધો.

દોસ્તે કહ્યું તો ખરું : 'સાલી મરી ગઈ પણ એટલી બધી સટરપટર કરતી'તી, મારે માટે બીજો કોઈ રસ્તો જ રહ્યો નહોતો. લગીર ઘોંઘાટ થાય ને લોક ભેગું થઈ જાય તો પકડાઈ જવાય. તે પછી શું થાય તે કોણ નથી જાણતું ? પોલીસના દંડા ખાઈને આપણે મરી જઈએ. પણ સાલું કાંઈ સારું નહોતું લાગતું. 'કહેતાં કહેતાં એ બેચેન જણાતો હતો પણ પછી તરત હસીને એ બોલ્યો: 'ડોશી પાસે માલ સારો હતો, મોટો દલ્લો હતો. આપણને તો ચાર-છ મહિનાની નિરાંત થઈ ગઈ.'

'આમ અધવચ્ચેથી વાત કરો એમાં મજા ના આવે.' વેલજીભાઈ બોલ્યા. 'પહેલાં આપણે રોન લગાવી આવીએ, પછી તમારે આખી વાત માંડીને કહેવી પડશે.' 'હા, હા' બીજા બધા પણ બોલી ઉઠ્યા.

ટોળામાંથી છ જેટલા યુવાનો લાકડીઓ લઈને આવ્યા હતા, તે ઊભા થઈ ગયા. તેમણે જ કહ્યું : 'વેલજીકાકા તમે પણ રહેવા દો ને શંભુકાકા તમે પણ બેસો. અમે બધે ગામમાં ચક્કર લગાવી આવીએ છીએ.'

શંભુભાઈએ કહ્યું : 'મારા ઘેર થઈને જજો. તમારી કાકીને બધા માટે ચા બનાવવાનું કહેતા જજો. એમણે દૂધ રાખ્યું જ છે. કાંઈ નાસ્તો કરવો હોય તો એ પણ માગી લેજો. આપણા ઘેર બધું મળી રહે એમ છે.' વેલજીભાઈ બોલ્યા : 'અમે ક્યાં નથી જાણતા ? આ તો કાનપુરની કમાણી છે.'

છોકરાઓ હસતાં હસતાં ચાલ્યા ગયા. પછી શંભુભાઈએ વેલજીભાઈના ખભે હાથ મૂકી કહેવા માંડ્યું : 'તમે ક્યાં નથી જાણતા ? કાનપુર તો હું મારા શોખ માટે ગયો હતો. બાકી મારે અહીં ઘેર ક્યાં કશી ખોટ હતી ?'

વેલજીભાઈ એમ જ મલકાતાં બોલ્યા : 'તમારે તો પેઢીઓથી ટાઢું છે. પણ હવે તમારા છોકરા કેમનું સંભાળે છે ?'

'એ તો તમે એકવાર મારી જોડે કાનપુર આવો તો ખબર પડે, એવડો મોટો કારોબાર કરે છે કે આપણે તો થાકી જઈએ. બે મોટા મહેલ જેવા બંગલામાં રહે છે ને પાંચ તો મોટર ગાડીઓ રાખે છે. આખા હિન્દુસ્તાનમાં વિમાનમાં ઉડાઉડ કરે છે. આપણને તેમની જેમ ધંધો કરતાં ના આવડે. સરકારી રેડ પડે ને તોય યે ના ગભરાય : કોર્ટ કચેરીથીયે ના ગભરાય. આપણને તો રોજેરોજ ચિંતા થાય : રાતે નિરાંતની નીંદર ના આવે. એમાં પણ જ્યારે કારખાનામાં મજૂરોની હડતાલ પડે ને તોફાનો થાય ત્યારે તો જીવ ફફડી ઊઠે, ભૂખ હડતાલ પર બેઠેલા મરવા માંડે પણ એમના પેટનું પાણી ના હાલે. એ લોકો મોજથી યુરોપ-અમેરિકા ફરવા ઊપડી જાય. આપણે કાંઈ કહીએ તો વાત કાપી નાંખે - પપ્પા, તમારી જેમ ધંધો કરીએ તો શું મેળવીએ ? આપણે કમાઈ કમાઈને સરકારની તિજોરીમાં ઠાલવવાનું છે ? કે મજૂરોમાં વહેંચી દેવાનું છે ? એ તમારો જમાનો ગયો. હવે તમે જોજો. પાંચ વર્ષે અબજોપતિની યાદીમાં આપણું નામ હશે ?'

વેલજીભાઈની આંખો પહોળી થઈ ગઈ. 'અબજ રૂપિયા ?'

તેમની આંખોમાં તાપણીના અગ્નિની જવાળાઓ પ્રતિબિંબિત થતી હતી.

શંભુભાઈએ મોઢું હસતું રાખી જણાવ્યું : 'એ અબજો રૂપિયાને આપણે શું કરવાના ? ...જો મનની શાંતિ ન હોય તો ! પણ છોકરા તો આપણને સંભળાવે - એવી શાંતિને શું કરવાની ? દુનિયામાં રૂપિયા પાસે હોવા જોઈએ. શાંતિ તો રૂપિયા પાસે હોય તો જ મળે હું આ બધાથી થાકી ગયો હતો. તેથી જ અહીં આવતો રહ્યો, આ તમારી સામે સાચું કહું છું.'

વેલજીભાઈને તેમની આંખોમાં સચ્ચાઈ દેખાતી હતી તેટલી વારમાં લાકડીઓ ખખડવાનો અવાજ આવ્યો યુવાનોની ટોળી ચા-નાસ્તા સાથે આવી પહોંચી બધા રંગતમાં હતા. નાસ્તો કરી ચા પીતાં પીતાં તેમણે ફરી એજ ફરમાઈશ કરી : 'શંભુકાકા, પેલા ચોરની વાત કરોને, જરા મજા આવી જાય.'

શંભુભાઈએ તે સહુ પર નજર ફેરવી, પછી કહેવા માંડ્યું: 'કેવો જુવાન હતો એ ! જાણે પથ્થરની શિલામાંથી કોતરી કાઢ્યો હોય તેવો કાળો. કાનમાં સોનાની બુટ્ટી પહેરે, પગમાં ચાંદીનું કડું પહેરે. પાછો રંગીલો એવો કે કાન પર ડમરો ખોસે ને નવરાત્રિમાં એવા ઠાગ ખેલે, બધા થાકી જાય પણ એ ન થાકે, ઊભી વાડ ઠેકી જાય. ખભે કડિયાળી ડાંગ રાખે ને ડોલતો ડોલતો ચાલે...'

એમ જ સવાર થયું ત્યારે શંભુભાઈને પેટમાં દુખાવો ઉપડ્યો.



*૫, ન્યુ ઉમિયા વિજય સોસાયટી, રન્નાપાર્ક પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧.*
*ફોન નં. : ૦૭૯-૨૭૪૭૧૯૬૯*

# વજૂદ

*- પ્રફુલ્લ કાનાબાર*

**"સં**ગીતા. આવતા શનિવારે રાત્રે આપણે રાજકોટમાં શો કરવાનો છે." શેખરે મોંઘી બ્રાન્ડની સિગારેટમાંથી ધુમાડાના ગોટા ઉડાડતાં કહ્યું. "રાજકોટમાં ?" સંગીતાએ આશ્ચર્યથી પૂછ્યું.

છેલ્લા દોઢ દાયકાથી સંગીતા મુંબઈ નાટ્યજગતમાં મુખ્ય હીરોઈનનાં રોલ કરતી હતી. રૂપાળો અને નમણો ચહેરો. ઘાટીલો દેહ અને સંવાદ બોલવાની તેની આગવી છટાને કારણે નાટ્યજગતમાં સંગીતાના નામના સિક્કા પડતા હતા. તેણે ભજવેલાં તમામ નાટકો સુપર ડુપર હીટ નીવડ્યાં હતાં. જોગાનુજોગ સંગીતાએ ભજવેલાં મોટા ભાગનાં નાટકો નાયિકાપ્રધાન હતાં. સંગીતાને ફિલ્મોની ઓફર પણ આવી ચૂકી હતી. સ્ટેજ પ્રત્યેના અતિ લગાવને કારણે સંગીતાએ એક પણ હિન્દી ફિલ્મની ઓફર સ્વીકારી ન્હોતી. સંગીતાને દસકા પહેલાંનો તે કિસ્સો બરોબર યાદ હતો. સંગીતાનાં નાટકનો શો પૂરો થાય બાદ હિન્દી ફિલ્મોના પ્રખ્યાત પ્રોડ્યુસર ડાયરેક્ટર અનમોલ અચલેકર લથડાતા પગે તેનાં બે ચમચાઓ સાથે ગ્રીન રૂમમાં આવી પહોંચ્યા હતા. "સંગીતા, યુ આર ગ્રેટ એક્ટ્રેસ" એટલું બોલીને તેઓ સંગીતાને લગભગ વળગી પડ્યા હતા. ગણતરીની ક્ષણોમાં જ અચલેકરનો ભ્રમ ભાંગી ગયો હતો, જ્યારે સંગીતાએ તેમને દૂર હડસેલીને મોટેથી કહ્યું હતું... "મિસ્ટર અચલેકર, તમારી કચકડાની દુનિયાને હું ધિક્કારું છું કારણ કે તમારા જેવા હેવાનો જ પહેલાં યુવાન છોકરીનું કૌમાર્યભંગ કરે છે અને ત્યાર બાદ તેને ફિલ્મમાં તમારા જેવા હેવાનો જ પહેલાં યુવાન છોકરીનું કૌમાર્યભંગ કરે છે અને ત્યાર બાદ તેને ફિલ્મમાં ચાન્સ આપે છે. માઈન્ડવેલ, હું તમે ધારો છો તેવી છોકરી નથી. પાંચ વર્ષથી નાટકની લાઈનમાં છું. પરંતુ ચારિત્ર્ય બાબતે મારી સામે કોઈ આંગળી ચીંધી શકે તેમ નથી." ગ્રીનરૂમમાં અને બેકસ્ટેજમાં હોબાળો મચી ગયો હતો. તે ઘડી અને તે દિવસથી જ સંગીતાની ઈમેજ સ્વમાની યુવતી તરીકે ઊભી થઈ ગઈ હતી. અચલેકર જેવા ગ્રેટ શો મેન અને ફિલ્મ જગતના મોટાં માથાંની ઓફરનો પણ તેણે જે સ્ટાઈલમાં ઈન્કાર કર્યો હતો, તે બાબત તે દિવસોમાં ટોક ઓફ ધ ટાઉન બની ગઈ હતી. સંગીતાનો સચોટ અને અદ્‌ભુત અભિનય તેની લોકપ્રિતામાં શુક્લપક્ષના ચંદ્રની જેમ વધારો કરતો જતો હતો ! મુંબઈમાં રહીને સંગીતાએ મરાઠી ભાષા પર પણ સારો કાબૂ મેળવી લીધો હતો પરિણામે તેને મરાઠી નાટકોમાં પણ લીડ રોલ મળવા લાગ્યા હતા.

સંગીતાના દરેક શો શેખર જ એરેન્જ કરતો હતો. શેખર સંગીતા કરતા ઉંમરમાં પાંચેક વર્ષ નાનો હતો. તે કોલેજ લાઈફમાં જ પ્રેમમાં ઠોકર ખાઈ ચૂકેલો હતો. હા... મુંબઈની મીઠીબાઈ કોલેજમાં શેખરને કૃતિ સાથે પ્રેમના અંકુરો ફૂટ્યા હતા. શેખર કૃતિ સાથે લગ્ન કરવા ખૂબ જ ઉત્સુક હતો. કૃતિ સાથે એકાદ વર્ષ હાથમાં હાથ નાખીને મરીન ડ્રાઈવના દરિયા પર ખૂબ રખડ્યો હતો. અચાનક કૃતિ તેનાં માતા-પિતાએ બતાવેલ એન.આર.આઈ. મુરતિયા સાથે પરણીને લંડન ઊડી ગઈ હતી. શેખરને આઘાત લાગ્યો હતો. તેણે કૃતિની ફ્રેન્ડ પાસેથી જાણ્યું હતું કે, શેખરના નાટક અને સાહિત્યના શોખમાં કૃતિને ખાસ રસ નહોતો... માત્ર એટલું જ નહીં, પરંતુ લગ્ન બાદ શેખર તેના મોજશોખ પૂરા કરવા જેટલું કમાઈ નહીં શકે અથવા તો કમાશે તો વર્ષોની સ્ટ્રગલ બાદ કમાશે જ્યારે પેલો એન.આર. આઈ. મુરતિયો તો યુ.કે.ના મોટા ઉદ્યોગપતિનો દીકરો હતો તેથી કૃતિએ પસંદગીનો કળશ યુ.કે. વાળા યુવાન પર ઢોળ્યો હતો. શેખરનું દિલ તૂટી ગયું હતું. લગ્ન ન કરવાની તેણે ભીષ્મ પ્રતિજ્ઞા લઈ લીધી હતી. આ બધી વાતથી સંગીતા વાકેફ હતી કારણ કે ખુદ શેખરે જ એકવાર તેના જીવનની કિતાબનાં પાનાં સંગીતા સમક્ષ ખોલ્યાં હતાં. શેખર અને સંગીતા ખૂબ સારા મિત્રો બની ચૂક્યા હતાં. બને પ્રોફેશનલી એટેચ્ડ હતાં પરંતુ એકબીજા પ્રત્યે વિજાતીય આકર્ષણ બેમાંથી એકેય ન ક્યારેય થતું નહોતું.

"સંગીતા, રાજકોટના હેમુ ગઢવી હોલમાં આપણું અત્યંત સફળ નીવડેલું નાટક 'મેરે પાસ મા હૈ'નું આયોજન કરવામાં આવ્યું છે."

"શેખર, અમદાવાદથી આગળ સૌરાષ્ટ્રમાં તો આપણે ક્યારેય શો કરવા ગયાં જ નથી તેથી મને અચરજ થયું."

"હા... સંગીતા, સૌરાષ્ટ્રમાં નાટકનો શો માંડ માંડ હાઉસફૂલ થતો હોય છે. ત્યાંના સૌથી મોટા કલ્ચરલ ગ્રૂપે મધર્સ ડે ને દિવસે આપણા નાટકનો શો રાખ્યો છે."

"ઓ.કે. ફાઈન" સંગીતા એટલું બોલીને અતીતમાં સરી પડી હતી...

લગભગ સત્તર વર્ષ અગાઉ રાજકોટના રૂપેશ જાડેજા સાથે પ્રથમ દૃષ્ટિએ થયેલો પ્રેમ, ખૂબ જ ઝડપથી યુવાનીમાં થઈ ગયેલી એક ભૂલ... માતા-પિતાની નારાજગી સામે રૂપેશ સાથે કરેલા કોર્ટ મેરેજ... રૂપેશનાં માતા-પિતાએ પણ સંગીતાની સાથે રૂપેશનો પણ કરેલો બહિષ્કાર, બે જ્ઞાતિઓ વચ્ચેના વર્ણભેદની સામે જાણે કે બગાવત કરીને રૂપેશ સાથે સંગીતાએ રાજકોટનાં લોઅર મિડલક્લાસ પરામાં તેમનાં સપનાનું ઘર વસાવ્યું હતું ! સંગીતાને ધીમે ધીમે રૂપેશના અતિશય દારૂ-જુગારના વ્યસનને ખ્યાલ આવ્યો હતો. પ્રેગ્નન્ટ સંગીતાએ રૂપેશને ખૂબ સમજાવ્યો હતો, પરંતુ રૂપેશ દરરોજ રાત્રે સંગીતના માથે હાથ મૂકીને દારૂ જુગારને તિલાંજલિ આપવાનું વચન આપતો અને બીજે દિવસે તે જ સિલસિલો ચાલુ રહેતો. બંને વચ્ચે ઘર્ષણ વધતો જતો હતો. એક વરસાદી રાતે રૂપેશ નશામાં ખુલ્લી ગટરમાં પડી ગયો હતો અને મોતને ભેટ્યો હતો. સંગીતાના ખોળામાં ચાર માસનો દીકરો તેના આક્રંદનો સાક્ષી બન્યો હતો. નાની ઉંમરમાં જ સંઘર્ષથી થાકીને સંગીતા દીકરાને પડોશીને ત્યાં મૂકી આવી હતી. સાથે ચીઠ્ઠી પણ મૂકી હતી જેમાં તેણે તેના દીકરાને અનાથ આશ્રમમાં મૂકવાની આજીજી કરી હતી. સંગીતા આત્મહત્યા કરવાના ઈરાદા સાથે આજીડેમ સુધી પહોંચી ગઈ હતી. ત્યાં જ તેને એક સંત મળ્યા હતા જે સંગીતાનો ઈરાદો પામી ગયા હતા.

તેમણે સંગીતાને તેનાં જીવનનો ભૂતકાળ અને ભૂતકાળમાં તેના શું સપનાં હતાં તે બાબતે પ્રેમથી પૃચ્છા કરી હતી. સંગીતાને તે સંતની વાણીમાં આત્મીયતા અને સાંત્વનનો અહેસાસ થયો હતો. સંગીતાને સ્કૂલ-કોલેજમાં ભજવેલા નાટકોની યાદ આવી ગઈ હતી. સંતે તેનું ભવિષ્ય ભાખીને કહ્યું હતું... ''જા છોકરી, ગામ છોડી દે... એવી જગ્યાએ પહોંચી જા જ્યાં તારાં સ્વપ્નો સાકાર થવાની રાહ જોઈને બેઠાં છે.'' પેલાં સંતનો તો એકમાત્ર ઈરાદો હતો કે, આ છોકરી દુનિયા ન છોડે... સંતની સલાહ માનીને સંગીતાએ મુંબઈની વાટ પકડી લીધી હતી. દીકરાને ઘરે લેવા જાય તો બંધન આવી જાય વળી હવે તે દુનિયાના કોઈ પણ બંધનમાં પડવા માંગતી નહોતી. સંગીતા હવે જીવન પોતાની શરતોએ જીવવા માંગતી હતી. તેને નાટકની હીરોઈન બનવાની ચાનક ચડી હતી અને તે એક માત્ર ધ્યેય જીવન જીવવા માટેનું પ્રેરકબળ બની રહ્યું હતું ! મુંબઈમાં કરેલો સંઘર્ષ અને ત્યારબાદ મળેલી ભવ્ય સફળતાને કારણે આજે તે જીવનના એવા પડાવ પર પહોંચી ગઈ હતી જ્યાં સુધી પહોંચતા તેની ઉંમરમાં સત્તર વર્ષ ઉમેરાઈ ગયાં હતાં.

છેલ્લા બાર વર્ષથી શેખર સંગીતાનો એક માત્ર એવો સાથી હતો જેણે સંગીતાનો ભૂતકાળ જાણવાની સ્હેજ પણ ખેવના કરી નહોતી. શેખરે જ્યારે પોતાનો ભૂતકાળ સંગીતા સમક્ષ ઉખેળ્યો હતો ત્યારે પણ તેણે સંગીતા પોતાના ભૂતકાળના પોપડા ઉખેડે તેવી સ્હેજ પણ અપેક્ષા ન્હોતી રાખી. બંને વચ્ચે સંબંધનો એવો આદર્શ સેતુ રચાયો હતો જેમાં કોઈ જ અપેક્ષા નહોતી... હા બંને કલાકાર જીવ હતા તેથી પ્રેક્ષકોની તાળીઓની તેમને હંમેશા અપેક્ષા હતી.

રાજકોટનો હેમુ ગઢવી હોલ ભરચક થઈ ગયો હતો. મધર્સ ડે નાં દિવસે જ જનનીનાં ગુણગાન ગાતું મુંબઈનું પ્રખ્યાત નાટક ભજવાઈ રહ્યું હતું. સંગીતાના છટાદાર અભિનય અને ડાયલોગ પર તાળીઓનો વરસાદ વરસતો હતો. શો પૂરો થયો ત્યારે સંગીતા પાસે એક સોહામણો કિશોર કાગળ અને પેન લઈને આવી પહોંચ્યો હતો... ''મેડમ ઓટોગ્રાફ પ્લીઝ.''

''તારું શું નામ લખું ?'' સંગીતા હંમેશા ઓટોગ્રાફ આપતી વખતે સામેની વ્યક્તિનું નામ લખીને તેને સંબોધીને જ ઓટોગ્રાફ આપતી.

''મેડમ, અનાથઆશ્રમમાં મોટાં થયેલાં બાળકોનાં ચોક્કસ નામ નથી હોતાં... ગમે તે લખોને,'' પેલા કિશોરના અવાજનું દર્દ સંગીતાને સ્પર્શી ગયું. તેણે ધારીને તે છોકરાને જોયો, તેનો નાક નકશો, આંખો, વાંકડિયા વાળ પરિચિત લાગી રહ્યા હતા. અસ્સલ રૂપેશની જ પ્રતિકૃતિ જેવો તે કિશોર વર્ષો પહેલાં ત્યજી દીધેલો તેનો દીકરો તો નહીં હોય ને ? સંગીતાને મન મક્કમ કરીને લખ્યું. ''પ્રિય કિશોરને... સંગીતાના આશિષ.''

શેખર બાજુમાં જ ઊભો હતો.

''સંગીતા તે છોકરો કિશોરાવસ્થામાં છે તેથી તે 'કિશોર'ના નામથી સંબોધ્યો ને ?''

હા... શેખર સંગીતાથી નિસાસો નંખાઈ ગયો જે શેખરના ધ્યાનમાં આવી ગયું. સંગીતા પ્રોગ્રામના આયોજક સાથે કારમાં હોટેલ પર જવા રવાના થઈ ત્યારે શેખરે જોયું કે પેલો કિશોર હોલના પાર્કિંગમાં જ નોકરી કરતો હતો.

વળતાં પ્લેનમાં બેઠા બાદ શેખરે વાત કાઢી ''સંગીતા, પેલાં છોકરા સાથે તારે કોઈ કનેકશન તો નથી ને ?''

સંગીતા ચમકી, તેને શેખરની નિરીક્ષણ શક્તિ પર માન ઉપજ્યું.

''શેખર, કનેકશનનો તો મને ખ્યાલ નથી પરંતુ મારો દીકરો અત્યારે આવડો જ હશે. તેની તમામ અણસાર મારા પતિ રૂપેશને મળતી આવતી હતી. સંગીતાએ ભીની આંખે ભૂતકાળ વાગોળ્યો. સંગીતા બોલતી ગઈ... બોલતી ગઈ... બસ બોલતી જ ગઈ. શેખર સંગીતાને ધ્યાનપૂર્વક સાંભળતો રહ્યો. જીવનમાં કેટલાંક દુઃખ એવાં હોય છે કે તે કહેતી વખતે પણ હજ્જારો કાંટાઓની વેદના એકસામટી થતી હોય છે અને સાંભળનાર હમરાઝની સાથે સાથે હમદર્દ પણ બની જતો હોય છે ! બોલતી વખતે સંગીતાથી અનાયાસે જ શેખરનો હાથ પકડાઈ ગયો હતો. માત્ર એટલું જ નહીં પરંતુ સંગીતાની આંખમાંથી વહેતી અશ્રુધારા શેખરના હાથને પણ ભીંજવી રહી હતી. મુંબઈ ઊતર્યા ત્યારે બંને વચ્ચે ભારે મૌન પથરાઈ ગયું હતું. સંગીતાને તેના ફ્લેટ પર મૂકીને શેખર બીજે જ દિવસે ઊડીને રાજકોટ પહોંચી ગયો હતો. શેખર મુંબઈ પરત આવ્યો ત્યારે તેની સાથે પેલો કિશોર પણ હતો.''

''સંગીતા, આ જ તારો દીકરો છે. હું ગઈકાલે જ રાજકોટ પહોંચી ગયો હતો. તે જે અનાથ આશ્રમમાં મોટો થયો હતો ત્યાં પણ મેં કન્ફર્મ કર્યું છે. અનાથ આશ્રમ વાળા જાણતાં હોય તો પણ બાળકનાં મા-બાપનું નામ અત્યંત ગોપનીય રાખવાનો તેમનો વણલખ્યો નિયમ હોય છે. મેં આપણા શૉના આયોજકની વગ વાપરીને નામ જાણ્યું છે... હા... સંગીતા તેના પિતાનું નામ રૂપેશ જાડેજા છે અને માતાનું નામ સંગીતા... જોગનુજોગ તેનું નામ કિશોર જ છે.''

સંગીતા સોહામણા કિશોરને રડતી આંખે વળગી પડી. શેખર સજળ નેત્રે મા દીકરાના મિલનનો સાક્ષી બની રહ્યો.

થોડીવાર બાદ સ્વસ્થ થઈને સંગીતાએ પૂછ્યું ''કિશોર, તને મારા પ્રત્યે કોઈ ફરિયાદ કેમ નથી ? મેં તો તને ત્યજી દીધો હતો તને ફરિયાદ કરવાનો પૂરેપૂરો હક્ક છે.''

''મમ્મી, શેખર અન્કલે તારા જીવનની કરૂણ કહાની મને સંભળાવી ત્યારબાદ જ હું તેમની સાથે અહીં આવવા રાજી થયો હતો. મારા જન્મ વખતે તે વેઠેલા દુઃખના પહાડ સામે મારી ફરિયાદનું કોઈ વજૂદ નથી. મને લાગે છે કે, શેખર અંકલ તો મારા જીવનમાં દેવદૂત બનીને આવ્યા છે જેમણે મારું મિલન આજે તારી સાથે કરાવ્યું છે.'' કિશોર બોલતાં બોલતાં ગળગળો થઈ ગયો હતો.

બંને મા દીકરો ફરીથી એકબીજાને વળગી પડ્યાં. શેખર જવા માટે ઊભો થયો. ત્યારે કિશોર તેનો હાથ પકડીને કહ્યું ''અંકલ, પ્લીઝ અમારી સાથે જ રહો... મમ્મીને અપનાવી લો. મમ્મી પ્રત્યે તમારો લગાવ અને મમ્મીને પણ તમારા પ્રત્યેનો લગાવ મારા ધ્યાન બહાર નથી. ત્રણેયની આંખોમાંથી વહેતાં આંસુનું ચોક્કસ વજૂદ હતું જેનો સીધો સંબંધ અંતરની લાગણીઓ સાથે હતો.

*જી-૨૨, સચીન ટાવર, શ્યામલ ચાર રસ્તા પાસે,*
*પ્રહલાદનગર રોડ, સેટેલાઈટ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૯૨૫૬૬૫૬૦૫*

# વિક્રીતા

*- પ્રવીણ ગઢવી*

**ગા**લવે વિશ્વામિત્ર ઋષિ પાસે બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કર્યો. ગાલવે જેટલી નિષ્ઠાથી વેદોનો અભ્યાસ કર્યો હતો, તેટલી જ નિષ્ઠાથી રાત-દિવસ ગુરુ વિશ્વામિત્રની સેવા કરી હતી. પાઠશાલા માટે કાષ્ઠ અને યજ્ઞ માટે સમિધ તો તે જ લાવતો. આશ્રમની ગાયોને પ્રરોહક કાળે ચરાવા તે જ જતો. ગાયોને દોહવાનું કામ પણ તે કરતો. શ્રાન્તગુરુના ચરણ રાત્રે દબાવીને જ તે સૂવા જતો. ગાલવ વિશ્વામિત્રને અતીવ પ્રિય હતો.

આખરે આશ્રમની વિદાય લેવાનો દિવસ આવી પહોંચ્યો. પ્રાતઃકાળે ઊઠી સ્નાનાદિ નિત્યકર્મ પતાવી ગુરુને વંદના કરવા ગયો અને ગુરુના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. વિશ્વામિત્રે એને પકડીને ઊભો કર્યો. આલિંગનમાં લીધો અને આશીર્વચન આપ્યાં. 'વત્સ, શિવાસ્તે પંથાન. સર્વ શુભં ભવતુ.'

ગાલવની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં.

"ગુરુદેવ, આપને શી ગુરુદક્ષિણા આપું ?"

'અરે વત્સ, તે મારી અને આશ્રમની એટલી બધી સેવા કરી છે કે તે સેવા જ મારી ગુરુદક્ષિણા માન." વિશ્વામિત્રે હસીને કહ્યું.

'ના, ના ગુરુદેવ, ગુરુદક્ષિણા આપ્યા વિના હું જાઉં તો હું નગુણો કહેવાઉં.'

'આભાર, વત્સ. તેં આટલી ભાવના બતાવી તે જ પૂરતી છે. તું હવે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા અહીંથી નીકળ.'

'ના, ગુરુદેવ, હું ગુરુદક્ષિણા આપ્યા સિવાય કોઈ કાળે જવાનો નથી.'

'ખોટી હઠ ન કર, વત્સ. હું તારી સેવાથી પ્રસન્ન છું. તારો આદર મને મળતો રહે તેટલું પૂરતું છે.'

'ના, પણ ગુરુદેવ, ગુરુદક્ષિણા તો લેવી જ પડશે.'

વિશ્વામિત્ર મૂળ તો ક્ષત્રિય હતા. અને વશિષ્ઠ સાથેના દ્વંદ્વ અને દ્વેષના કારણે જ ઋષિ માર્ગ સ્વીકાર્યો હતો, એટલે ક્રોધ એમને સહજ હતો. વારંવાર ના કહેવા છતાં ગાલવ માનતો ન હતો. વિશ્વામિત્ર હવે રોષે ભરાયા. 'ગાલવ, હું ના ના કરું છું. તો ય તું માનતો નથી, તો જા મને આઠસો શ્યામ કર્ણ શ્વેતદેહ અશ્વ લાવી આપ, બસ !'

ગાલવનું તો આ સાંભળી હૃદય જ બેસી ગયું. 'આઠસો અશ્વ ને તે ય પાછા શ્યામ કર્ણ અને શ્વેત દેહ! અસંભવ !'

'ગુરુદેવ, મારા માટે અસંભવ છે પરંતુ હું વચન આપું છું. હું ગુરુ દક્ષિણા અવશ્ય પૂર્ણ કરીશ, મને આશીર્વાદ આપો.'

• • •

ગાલવ આર્યાવર્તના ઘણા રાજાઓને ત્યાં ભટક્યો. પણ કોઈ રાજાની આઠસો શ્યામકર્ણ શ્વેત અશ્વ આપવાની શક્તિ નહોતી. ગાલવ હતાશ થઈ ગયો અને એણે સરસ્વતીમાં પડીને આત્મહત્યા કરવાનું વિચાર્યું. તો એને થયું, ઓહ! ગુરુએ તરણકલા પણ શીખવી છે, તો હું કેવી રીતે ડૂબીશ?

ગાલવને વારુણિભૃગુ પુત્ર ચ્યવન ઋષિના પ્રપૌત્ર ઋચિક ઋષિનું સ્મરણ થયું. એ ય બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરી વિશ્વામિત્રના પિતા ગાધિ રાજા પાસે એમની રાજકન્યા સત્યવતીનો હાથ માગવા ગયા. ત્યારે ગાધિ રાજાએ પણ તેમને સહસ્ત્ર શ્યામકર્ણ અશ્વ લાવવાની શરત મૂકી હતી. ઋચિક તો મહા તપસ્વી. એમણે વરુણની પ્રાર્થના કરી અને વરુણે એમને સહસ્ત્ર શ્યામકર્ણ અશ્વ આપ્યા હતા. પણ 'એ તો મહાન તપસ્વી ઋષિવર્ય ઋચિક અને હું તો એક સાધારણ બ્રાહ્મણ ! મારું વરુણ ક્યાંથી સાંભળે ?' ગાલવ રડી પડ્યો.

ગાલવ પછી બ્રાહ્મણો પાસે ગયો. એક બ્રાહ્મણે એને યયાતિ રાજા પાસે જવા સૂચવ્યું. યયાતિ કોઈ યાચકને ના નથી પાડતા ગાલવ ઘડીનાય વિલંબ વગર યયાતિ પાસે જવા આસંદીવતની દિશામાં નીકળી પડ્યો.

• • •

રાત-દિવસ ચાલતો અને ક્યાંક રથ કે શકટ મળી જાય તો તેમાં બેસી ગાલવ આસંદીવત પહોંચ્યો. ત્યારે તેને માહિતી મળી કે યયાતિ તો રાજપાટ પુત્ર પુરુને સોંપી શુક્રાચાર્યના આશ્રમે જવા સપ્તસિંધુની દિશામાં નીકળી ગયા છે. ગાલવને પુરુ પાસે અશ્વો માગવાનો વિચાર આવ્યો. પરંતુ મન ન માન્યું. એને યયાતિની દાનશક્તિ પર વિશ્વાસ બેસી ગયો હતો. યયાતિ કદાપિ ન નહિ પાડે. પુરુ જેવા તો અનેક રાજન્યોને એ મળી ચૂક્યો હતો તેથી ગાલવ આસંદીવતમાંથી તરત નીકળી ગયો અને સપ્તસિંધુના રસ્તે પુષ્કરતીર્થ જવા નીકળી ગયો.

• • •

કેટલાય દિવસના રઝળપાટ પછી ધૂળભર્યો ગાલવ યયાતિના સંઘને આંબી ગયો. યયાતિ એમની દાસી શર્મિષ્ઠાથી થયેલી પુત્રી માધવી સાથે શુક્રાચાર્યના આશ્રમે જવા નીકળ્યા હતા. શુક્રાચાર્ય એમના શ્વસુર થતા હતા. શુક્રાચાર્યની ઈન્દ્રપુત્રી જયંતીથી થયેલી પુત્રી દેવયાની એની સખીઓ સાથે સરસ્વતી તીરે વિહાર કરવા ગઈ હતી. ત્યારે એની સાથે શુક્રાચાર્યના યજમાન અસુરરાજ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા પણ હતી. બન્ને ગાઢ બહેનપણીઓ હતી. વસ્ત્રો ઉતારી એ બધી સખીઓ સરસ્વતીમાં તરણઅર્થે પડી. બહાર નીકળી ત્યારે દેવયાનીએ જોયું કે એનાં કિંમતી વસ્ત્ર શર્મિષ્ઠાએ પહેરી લીધાં હતાં.તેથી તે રોષે ભરાઈ. શર્મિષ્ઠાએ પોતે ભૂલથી પહેરી લીધાં કહી ક્ષમા માંગી. પરંતુ દેવયાની શુક્રાચાર્ય જેવા ઋષિની પુત્રી, એટલે સ્વભાવે તામસી તો હોય જ. એણે શર્મિષ્ઠાને ઠપકો આપ્યો કે બધા દાનવો જેની કૃપાથી જીતે છે- જીવે છે, એવા ગુરુ શુક્રાચાર્યની પુત્રીનાં વસ્ત્ર પહેરવાની ધૃષ્ટતા તેં કેમ કરી ? ત્યારે શર્મિષ્ઠા પણ રોષમાં બોલી કે, ગમે તેમ તોય તું માગણની પુત્રી છે. મારા પિતાના દાન ઉપર તો તારા પિતા જીવે છે. આ સાંભળી દેવયાનીએ શર્મિષ્ઠાને ધક્કો

માર્યો, તો શર્મિષ્ઠાએ સામે એને ધક્કો માર્યો. એમાં દેવયાની નગ્ન અવસ્થામાં જ તીરે આવેલા કાંઠા વગરના કૂપમાં પડી ગઈ. એટલે ગભરાઈને શર્મિષ્ઠા નાસી ગઈ. દેવયાની બચવા માટે ચીસો પાડતી હતી ત્યાં યયાતિ મૃગયા અર્થે નીકળેલા, તે એમણે એને હાથ પકડી બચાવી એટલે દેવયાનીએ કહ્યું, 'હવે તમે હાથ પકડ્યો છે, તો પકડેલો જ રાખજો અને મને વરો.'

યયાતિ એને શુક્રાચાર્યના આશ્રમે મૂકી આવ્યા. નાની વાત મોટી બની ગઈ. દેવયાનીએ પિતા શુક્રાચાર્ય પાસે હઠ પકડી અસુરરાજ વૃષપર્વાની યજમાની છોડાવી. એટલે વૃષપર્વા તો શુક્રાચાર્ય વગર શક્તિહીન થઈ ગયો. એણે ગુરુની વારંવાર ક્ષમા માગી ત્યારે દેવયાનીએ શરત મૂકી કે મારાં લગ્ન યયાતિ સાથે કરાવો અને શર્મિષ્ઠાને મારી દાસી તરીકે મોકલો. બૃહસ્પતિપુત્ર કચ એમના આશ્રમમાં વિરોધીપક્ષનો હોવા છતાં વિદ્યાર્થી તરીકે આવેલો, તેથી રાખેલો અને દેવયાની એના પ્રેમમાં પડી. પરંતુ કચ ન માન્યો.એને વિદ્યા શીખી દેવોને સહાય કરાવી હતી. ત્યારની પુત્રી ઉદાસ હતી, તે હવે પ્રસન્ન થઈ પરણવા રાજી થઈ છે, તે જાણી શુક્રાચાર્ય પ્રસન્ન થયા.

યયાતિને તો દેવયાની અને દાસી તરીકે આવેલી અસુર કન્યા શર્મિષ્ઠા બેઉ ગમી ગઈ. યયાતિ શર્મિષ્ઠાના પ્રેમમાં પડ્યા.

દેવયાની ગૌર, સૂર્યપ્રકાશ જેવી તેજસ્વી. જ્યારે શર્મિષ્ઠા શ્યામા, ચંદ્રકિરણ જેવી શીતળ.

યયાતિ રાજકાજથી થાકે ત્યારે અરણ્યમાં થોડો સમય ચાલ્યા જતા. ત્યાં એમણે બહિર્ગૃહ બનાવેલું. ત્યાં રહી એકલા જ મૃગયા ખેલવા જતા. સંધ્યાકાળે સુરાપાન કરતા અને મિષ્ટ મૃ ગમાંસ આરોગતા. યયાતિએ શર્મિષ્ઠાને ત્યાં સેવા અર્થે રાખી હતી.

દેવયાનીને વિશ્વાસ કે યયાતિ જેવો સો સો યજ્ઞ કરનારો ચક્રવર્તી સમ્રાટ એમ થોડો દાસી સાથે દેહસંબંધ રાખે ? પરંતુ શર્મિષ્ઠાનો શ્યામવર્ણ યયાતિને ગમી ગયો હતો. સર્વસ્વાદ, સર્વ વર્ણ, સર્વ ઋતુ આનંદદાયી જ હોય છે ! આનંદ પામતાં આવડવું જોઈએ ! યયાતિ તો કામીપુરુષ હતા. એમણે ભરપુર વિલાસ સુખ ભોગવ્યું.

યયાતિને દેવયાનીથી યદુ અને તુર્વસુ પુત્રો થયા, તો અરણ્યમાં શર્મિષ્ઠાથી અનુ, દ્રુહ્યુ અને પુરુ પુત્રો થયા અને છેલ્લે માધવી પુત્રી થઈ.

શર્મિષ્ઠાને દેવયાનીએ પૂછ્યું કે આ પુત્રો-પુત્રી તને કોનાથી થયા? તો શર્મિષ્ઠા એ અતિથિ તરીકે આવતા ઋષિઓ-બ્રાહ્મણોનું



નામ દઈ દીધું. અતિથિ સાથે યજમાનની પત્ની સહશયન કરે તેવી આર્યરીતિ હતી એટલે યયાતિ શર્મિષ્ઠાને સહશયન તરીકે મોકલતા. દેવયાની માની ગઈ. પરંતુ એકવાર યયાતિનું આવવું અને શર્મિષ્ઠાથી બોલાઈ જવાયું કે 'જો પુત્ર, તારા તાત આવ્યા !' અને તે સાંભળી દેવયાની કાળઝાળ થઈ ગઈ. શર્મિષ્ઠાના કેશ પકડી એને ઢસડી, લાતો મારી.

દેવયાની રિસાઈને શુક્રાચાર્ય પાસે પિતૃગૃહે આવી ગઈ. તે કદી પાછી આવી જ નહિ.

શર્મિષ્ઠાએ દેવયાનીનાં અને પોતાનાં સંતાનો ઉછેરીને મોટાં કર્યા. શર્મિષ્ઠા સ્વર્ગવાસ પામી ત્યારે યયાતિએ રાજધુરા તેનાથી થયેલ પુત્ર પુરુને સોંપી અરણ્યવાસ સ્વીકાર્યો. પુત્રી માધવીને સેવાર્થે સાથે લઈ ગયા. માધવી તેર ચૌદ વર્ષની થવા આવી હતી અને ઋતુમતી થઈ ચૂકી હતી.

યયાતિને હવે દેવયાની સાંભરી હતી. તેથી તેને મળવા-મનાવવા તેઓ શુક્રાચાર્યના આશ્રમે જવા નીકળ્યા હતા.

'સાઠ વર્ષના જરઠવૃદ્ધ થયા તો ય કામજવર મરતો નથી !' એક રાજ સેવકે ટીખળ કરી. સૌ રથીઓ- સૈનિકો હસી પડ્યા.

'રાજવીઓ, ઋષિઓ અત્યંત કામી હોય છે. ઈન્દ્ર, મેનકા, રંભા જેવી અપ્સરાઓ મોકલી તપોભંગ કરાવે છે તો આપણા યયાતિ મહારાજના પિતા નહુષ તો ઈન્દ્રાણીની પાછળ પડ્યા હતા!'

'અરે, શશબિંદુ રાજાને તો એક લક્ષ રાજ્ઞીઓ હતી !'

'ઓહો હો ! રાતદિવસ ભોગવે તો ય પહોંચી વળે નહિ, નહિ ?' પાછા સૌ હસી પડ્યા.

'ચિત્રકેતુ રાજાને તો એક કોટિ રાજ્ઞીઓ ! આકાશના તારક જેટલી !'

'આટલી રાજ્ઞીઓને તો રાજાને જોવાનો પણ સમય ન મળે !'

'બ્રાહ્મણો ગૌધનથી અને રાજાઓ સ્ત્રી ધનથી કદાપિ તૃ પ્ત થતા જ નથી !'

ગાલવે રાત્રિ વિશ્રામ વેળા વસ્ત્ર વેશ્મનમાં સૂતાં સૂતાં રાજસેવકો પાસેથી યયાતિનું બધું વૃતાંત સાંભળ્યું.

બીજે દિવસે સ્નાનાદિ પ્રાતઃ કર્મ પતાવી ગાલવ યયાતિ સમક્ષ જઈ પ્રણામ કરી ઊભો રહ્યો.

'આવો બ્રહ્મદેવ આપનો પરિચય ?' યયાતિએ ધ્રૂજતા સ્વરે પૂછ્યું. યયાતિ હવે વૃદ્ધ થઈ ગયા હતા એમનું મસ્તક સતત ડોલ્યા કરતું હતું. હાથ ધ્રૂજતા હતા.

'હું વિશ્વામિત્ર ગોત્રનો ગાલવ, મહારાજ !'

કેમ આવવું થયું ? પ્રયોજન ? યયાતિએ માંડ આંખો ઊંચી કરી.

'મહારાજ હું આસંદીવત ગયો હતો ત્યારે જાણ થઈ કે આપે રાજપાટ છોડી સંન્યાસ્તાશ્રમ સ્વીકારી લીધો છે અને શુક્રાચાર્યના આશ્રમ પ્રતિ જઈ રહ્યા છો, તેથી હું આપની પાછળ દોડતો દોડતો આવ્યો છું.'

'ઠીક છે, સારું કર્યું. પરંતુ પ્રયોજન?'

'ઘણી મોટી આશાએ હું આસંદીવત ગયો હતો. મને હતું યયાતિ મહારાજ પાસે મારી આશા અવશ્ય પૂર્ણ થશે. પરંતુ મારું દુર્ભાગ્ય ! આપે તો ઐશ્વર્ય છોડી સંન્યાસ સ્વીકાર્યો !' ગાલવ બોલતાં બોલતાં ગળગળો થઈ ગયો.

'બ્રહ્મદેવ, મેં સંન્યસ્ત નહિ, નિવૃત્તિ સ્વીકારી છે અને દેવયાનીને મળવા જઈ રહ્યો છું.' યયાતિની આંખમાં પણ અશ્રુ ઝળક્યાં.

'કિંતુ આપને શું જોઈએ છે, તે તો કહો.' માધવી બાજુમાં બેઠી હતી.

'મહારાજ ! મારું આશ્રમજીવન પૂર્ણ થયું એટલે મેં ગુરુ વિશ્વામિત્રને ગુરુદક્ષિણા માંગવા કહ્યું. એમણે સતત ના પાડી તો ય મેં હઠાગ્રહ કર્યો એટલે એમણે અસંભવ ગુરુદક્ષિણા માગી.'

'અસંભવ ? એવી તો કેવી ગુરુદક્ષિણા ?' યયાતિને આશ્ચર્ય થયું.

'હા, મહારાજ, અસંભવ. એમણે મારી પાસે શ્યામકર્ણ શ્વેત દેહવાળા અષ્ટશત અશ્વ માગ્યા.'

'ઓહો હો, અષ્ટશત શ્યામકર્ણ શ્વેતદેહ અશ્વ !' માધવી આશ્ચર્ય પામી ગઈ. 'ઋષિને શું કરવા હશે ?'

'દેવ જાણે, હું અનેક રાજન્યોમાં ભટક્યો. પરંતુ કોઈ આપી ન શક્યું અને બ્રાહ્મણોએ કહ્યું યયાતિ મહારાજ પાસેથી તારી આશા, ઈચ્છા અવશ્ય સફળ થશે. એટલે હું આપ સમક્ષ આવ્યો, મહારાજ ! કિંતુ...'

યયાતિએ ઊંડો શ્વાસ લીધો. 'એટલા અને એવા અશ્વ તો હું પણ ક્યાંથી લાવું ? પરંતુ નિરાશ ન થાઓ. બ્રહ્મદેવ ! કોઈ બ્રાહ્મણ મારી પાસેથી ખાલી હાથે ગયો નથી. તમે આ મારી પુત્રી માધવીને લઈ જાઓ. તેને કોઈ રાજન્યને આપશો, તો આપને અશ્વો મળી જશે.'

માધવી આ સાંભળી ચમકી. ચીસ પાડી ઊઠી 'તાત! તમે આ શું બોલો છો ? પુત્રીનો વિક્રય કરવા માગો છે? શું હું વિક્રીતા છું?'

'બીજું હું શું કરું ? પુત્રી, તું જા આ બ્રહ્મદેવ સાથે. એમની આશા પૂર્ણ કર.'

'તાત, આખરે હું તો દાસીપુત્રી, એટલે જ તમે મને વેચવા નીકળ્યા ને ?'

'ના પુત્રી, ના, મારી પાસે તારા સિવાય કશું દાનમાં આપી શકાય તેવું નથી. શું કરું ? નિઃસહાય છું! વિવશ છું !' યયાતિએ બન્ને હસ્તમાં મસ્તક છુપાવ્યું.

• • •

ગાલવ માધવીને લઈ નીકળ્યો. સીધો ઈશ્વાકુ વંશી અનરણ્ય રાજાના પુત્ર હર્ષશ્વ પાસે ગયો.

'મહારાજ ! આ માધવી યયાતિપુત્રી.તેને આપ રાખો અને મને અશ્વો આપો.'

'માધવી ? યયાતિની દાસીપુત્રી ? હર્ષશ્વએ પૂછ્યું.'

'હા, મહારાજ'

માધવી નતમસ્તકે ઊભી હતી તે બોલી. 'હું અસુરરાજ વૃષપર્વાની રાજકન્યા શર્મિષ્ઠાની પુત્રી છું. રાજકન્યા છું. સંજોગોને આધીન મારી માતાને દાસી થવું પડ્યું હતું !'

માધવી પીનવક્ષ, ક્ષીણકટિ અને ગુરુ નિતંબથી શોભતી હતી. પિતાના ગૌર વર્ણની ઝાંય હતી. વક્ષ પર હજી હમણાં વસંત બેઠી હતી, તેની સુવાસ ફૂટી રહી હતી. હર્ષાશ્વને માધવી ગમી ગઈ.

'બ્રહ્મદેવ, માધવીને પુત્ર થાય ત્યાં સુધી રાખું. તમને બસો અશ્વ આપું. પછી એને લઈ જજો.'

'અરેરે ! મહારાજ! એવું કેવી રીતે બને ? આપ સદાકાળ માધવીને રાખો અને મને અષ્ટશત શ્યામકર્ણ શ્વેતદેહ અશ્વો આપો.'

'ક્ષમ્યતામ્, ભૂદેવ, મારી પાસે બસો જ અશ્વ છે.' હર્ષાશ્વે હાથ જોડ્યા.

ગાલવને થયું, બસો તો બસો. માધવીને કોઈ અન્ય રાજન્યને સોંપી બીજા અશ્વ મેળવી લઈશ.

'તથાસ્તુ મહારાજ ! આપ માધવીને રાખો. પુત્ર જન્મ પછી હું આવીશ. ત્યાં સુધી અશ્વ પણ આપની પાસે રાખો. હું એમને લઈને ક્યાં ફરું ?

ગાલવ માધવીને મૂકી એના જનપદ પ્રતિ ચાલ્યો ગયો.'

• • •

નવ માસે માધવીને પુત્ર પ્રસવ્યો. હર્ષાશ્વે એનું નામ વસુમના પાડ્યું. માધવીએ પુત્રને વક્ષે વળગાડ્યો એવી જ માતૃ દુગ્ધ ધારા વહેવા માંડી. માધવીને થયું જાણે આનંદ ધારા વહી રહી...

હર્ષાશ્વે ગાલવને સમાચાર મોકલ્યા એવો જ ગાલવ આવ્યો. માધવીએ પુત્ર વસુમનાને ચુંબન કરી હર્ષાશ્વને સોંપ્યો. એની આંખો ઊભરાઈ આવી. 'એક નારી, એમાં ય દાસી, કેટલી વિવશ ?' એની છાતી ભરાઈ આવી.

• • •



ગાલવ માધવીને રથમાં લઈ સોમવંશી આયુકુળના રાજન્ય દિવોદાસ પાસે ગયો. દિવોદાસે પણ છસો અશ્વ આપવાની અસમર્થતા બતાવીને કહ્યું, કે તે બસો અશ્વ આપી શક્શે. ગાલવને થયું, એમ એમ તો એમ, ચારસો અશ્વ તો થશે ! રાજન્યો પાસે આખી અશ્વસેના હોય, પરંતુ શ્યામકર્ણ, શ્વેત દેહ અશ્વ ક્યાંથી હોય ? ગુરુએ પણ મારી કઠિન પરીક્ષા કરી છે અને ભોગ આ બિચારી નિર્દોષ માધવી બની છે ! એના તો દેહનું શોષણ થાય છે ! ગાલવને પોતાની જાત પર લજ્જા આવી. બ્રાહ્મણ થઈને કન્યા વિક્રય કરવાની કેવી વિવશતા !

દિવોદાસે માધવીને રાખી લીધી. માધવી હવે પ્રગલ્ભા થઈ હતી. પુષ્ટતના થઈ હતી. કટિનો વ્યાપ વધ્યો હતો પરંતુ પુષ્ટ ઉદર મધ્યે આવેલી ગભીર નાભિ પર દિવોદાસની દષ્ટિ ચોંટી ગઈ. એણે માધવીને ભોગવી. 'પુત્રવતી હોવા છતાં એવી લાગતી નથી !' શ્રાન્ત દિવોદાસ બોલ્યો.

માધવી મ્લાન હસી, મારે તો અવનીની જેમ સદા ઉર્વરા રહેવાનું છે ને ? ખેડે તેની ભૂમિ અને ભોગવે તેની માધવી !' માધવીએ નયનો બીડી દીધાં.

નવ માસે માધવીને દિવોદાસથી પ્રતર્દન થયો. પુનશ્ચ માધવીના વક્ષમાંથી દુગ્ધધારા વહી પણ એને આનંદ ન આવ્યો. આ પુત્રને પણ મારે છોડીને જવું પડશે ને ? મારા અને કોકિલામાં શું ફેર ? એય એનાં અંડને કાકના નીડમાં મૂકી ઊડી જાય છે ને ?' માધવીએ પ્રતર્દનને ચૂમીને દિવાદાસને સોંપ્યો, ત્યાં ગાલવ આવી ચઢ્યો.

• • •

ગાલવ દિવોદાસ પાસેથી ભોજનગરીના રાજા ઉશીનર પાસે ગયો. એણે પણ બસો અશ્વ આપવાની શક્તિ બતાવી અને માધવી ?એ તો જાણે સદાકાળ આમ્રવૃક્ષ જેમ હતી ! દર વર્ષે આમ્ર ફળ આપવાનાં !

ઉશીનરને પણ માધવીનાં પૂર્ણ ચંદ્ર જેવાં સ્તન અને ગુરુનિતંબ ગમી ગયાં. માધવીને રાખી લીધી. ઉશીનર મદ્યપ હતો. પોતે સુરાસવ પીતો અને માધવીને પણ પિવડાવતો.

નવ માસમાં તો માધવીએ ઉશીનરને પણ પકવ આમ્રફળની જેમ પુત્રફળની ભેટ આપી. શિબિને માધવીએ એકાદ માસ ધવડાવ્યો. રમાડ્યો ત્યાં તો ગાલવ આવી ચઢ્યો. માધવીને હવે આ યાત્રા સહજ બની ગઈ હતી. રથમાં બેઠી પછી પૂછ્યું, 'બ્રહ્મદેવ, હવે કયા રાજન્ય પાસે જશો ?'

'પુત્રી, હવે ક્યાંય જવું નથી. હું થાક્યો છું. તારી આ દશા મારાથી જોવાતી નથી. તું મારી જ પુત્રી હોત તો મેં આવું અધમ કૃત્યુ કર્યું હોત ? વિવશ છું હું, ધિક્કાર છે મને 'ગાલવ ધ્રૂસકે ચઢી ગયો.

'શાંત થાઓ ગાલવ. આમાં કેવળ મારો જ દોષ છે. હું તાત યયાતિની દાસી પુત્રી છું, આસુરી છું તે જ મારો વાંક છે, અપરાધ છે. એટલે જ તો હું વિક્રીતા બની છું !

'હવે ગુરુ વિશ્વામિત્ર પાસે જ જવું છે. છસો અશ્વ આપી હાથ જોડવા છે. ગુરુદેવ ક્ષમા કરો. મારાજી હજી બીજા બસો અશ્વ લાવી નહિ શકાય.' ગાલવ બોલ્યો.

• • •

'અહો વત્સ ગાલવ ? આવી ગયો ?' વિશ્વામિત્રે ગાલવને જોતાં જ હર્ષ કર્યો.

'હા, ગુરુદેવ, છસો શ્યામકર્ણ શ્વેતદેહ અશ્વ લાવ્યો છું.'

'પણ તું તો આઠસો અશ્વની દક્ષિણા આપવાનો હતો.'

'ગુરુદેવ, મને ક્ષમા કરો. આઠસો અશ્વ મેળવવા હું આખું આર્યાવર્ત ખૂંદી વળ્યો, ક્યાંથી અશ્વ ન મળ્યા. આખરે આસંદીવત મહારાજા યયાતિ પાસે ગયો, ત્યારે એય રાજનગર છોડી શુક્રાચાર્યના આશ્રમે જતા હતા,. ત્યાં હું ગયો. તેમણે મને તેમની દાસી પુત્રી માધવી આપી. ત્રણ રાજન્યોએ માધવીને પુત્રવતી થાય ત્યાં સુધી આપવાની શરતે બસો બસો એમ છસો અશ્વ આપ્યા. હવે બાકીના બસો હું આપી શકું તેમ નથી. ગુરુદેવ ક્ષમા કરો.'

'વચન ભંગ ન થાય વત્સ !' વિશ્વામિત્ર હસ્યા. 'ક્યાં છે માધવી ? અહીં બોલાવ, જોઉં તો ખરો, એ કેવી કસ્વરૂપવાન છે ?'

ગાલવ માધવીને બોલાવી લાવ્યો.

'અહો ! આ તો સંધ્યાકાળ સમી સુંદરી છે ! પ્રકાશમાં અંધકાર ભળેલો છે. ગૌર વર્ણમાં શ્યામરંગ !' વિશ્વામિત્ર માધવીને જોતાં જ પ્રસન્ન થઈ ગયા.

'આમ કર, ગાલવ, અન્ય રાજન્યોની જેમ માધવીને અહીં મૂકીને જા. પુત્રવતી થાય ત્યારે લઈ જજે. બસો અશ્વ મને મળ્યા બરાબર છે.'

ગાલવ ચમક્યો ! એમને હૈમવતી, રેણુ, શાલાવતી અને દૃષ્વતી પત્નીઓ તો છે જ. મેનકા અપ્સરા તો એમને ભ્રષ્ટ કરી અમરાવતી ચાલી ગઈ, તો ય સ્ત્રી દેહથી ધરાતા નથી ? રાજન્યો અને ઋષિઓમાં ભગવાં વસ્ત્રો સિવાય શું ફેર છે ? ગાલવને મનમાં પ્રશ્ન ઉદ્ભવ્યો.

માધવી હવે સંવેદનહીન થઈ ગઈ હતી. એ તો જાણે પુત્રફળ આપનાર કોઈ વૃક્ષ હતી!

વિશ્વામિત્રે માધવીને એક પર્ણકુટિમાં રાખી. મેનકાએ જે જે ભોગાસનો કર્યા હતાં તે માધવીને તેમણે શીખવ્યાં.

નવ માસે માધવીને વિશ્વામિત્રથી પુત્ર થયો. ઋષિએ એનું નામ એષ્ટક આપ્યું. માધવીને એષ્ટકને સ્તનપાન કરાવવાનું જરાય મન થતું નહોતું, પરંતુ તે રડતો ત્યારે દયા ખાઈને સ્તન આપતી.

ગાલવ આવ્યો.

'માધવી, મારી ગુરુદક્ષિણા પૂરી થઈ. હવે ચાલ,
મહારાજા યયાતિ પાસે તને મૂકી જાઉં.'

'ના, હવે મારે ક્યાંય જવું નથી.

હું હવે આ અરણ્યોમાં મુક્ત પંખિણીની જેમ ઊડી જવા માગું છું !'

ગાલવ ખાલી હાથે પાછો વળ્યો.

---

*૪૬૬/૨, સેક્ટર - ૧, આસવલોક*
*ગાયત્રી મંદિર પાછળ, ગાંધીનગર.*
*મો. ૯૯૭૯૮૯૩૯૯૦ ઘર. ૦૭૯-૨૩૨-૪૮૨૩૮*

# પ્રેમની પાસબુક !

*- સંજય થોરાત 'સ્વજન'*

**પ્રિ**યા અને પ્રથમેશના લગ્નને ત્રણેક વર્ષ પૂરા થવા આવ્યા હતા. લવ મૅરેજના આ યુગમાં એમનું ઍરેન્જ મૅરેજ હતું. શરૂ-શરૂમાં તો પ્રેમના એ દિવસો અત્યંત આનંદમાં વ્યતીત થયા, પણ પછી કોઈ ને કોઈ કારણસર બંને વચ્ચે તણખા ઝરવા લાગ્યા. પ્રિયા ઍસબીઆઈમાં નોકરી કરતી તો પ્રથમેશ ઍમઍનસીમાં મૅનેજર. ટુ બીઍચકે ફ્લૅટમાં આ બે લવ બર્ડ્સ રહેતાં. સુખ-સમૃધ્ધિમાં કોઈ ઉણપ નહોતી. ફક્ત એકબીજાને સમજી લેવામાં જ લોચા હતા. અને એ ઝઘડા બિલકુલ સામાન્ય કારણોસર થતા. ક્યારેક હૉલમાં ચાલુ રહેલો પંખો તો ક્યારેક બેડ પર પડેલો ભીનો ટુવાલ, ક્યારેક બળી ગયેલો ભાત તો ક્યારેક ગળી ચા... આજકાલ તો કંઈક કારણ મળ્યું નથી કે બંને ભડક્યાં નથી.

આજે સવારે જ બારીમાં પ્રથમેશ ચાનો કપ મૂકીને ન્હાવા જતો રહ્યો અને પ્રિયાના ગુસ્સાનું વાદળ ફાટ્યું. બહાર વરસાદ તો અંદર આ બંને વાદળ ટકરાયાં, ઘણું બોલ્યાં અને છેલ્લે બંને જણાં કશું ખાધા વગર ભૂખ્યાં જ ઑફિસ જતાં રહ્યાં. આજે નવા મહિનાનું પ્રથમ અઠવાડિયું એટલે બૅન્કમાં ઘણું કામ હશે અને કદાચ લંચમાં કૅન્ટિન જવા જેટલો સમય પણ નહીં મળે એ પ્રિયાને ખબર હતી, છતાંય એ એમ જ નીકળી પડી હતી !

આજે પાંચ તારીખ હતી એટલે દર મહિનાની જેમ જ દવેદાદા અને દાદી પૅન્શન લેવા બૅન્કમાં આવ્યાં હતાં. દવેદાદા અને દાદી આ બૅન્કમાં ચર્ચાનો વિષય હતા. બંને સજોડે જ આવતાં. દાદી કડક ઈસ્ત્રી કરેલી કલકત્તી તાંતની સાડી તો દાદા કલર મેચિંગ કરેલા ઈસ્ત્રીટાઈટ શર્ટ અને પૅન્ટ સાથે તૈયાર થઈને આવતા. બંને લગભગ ૭૦ વર્ષની આસપાસનાં હશે, પણ એકબીજાંને ખૂબ સાચવી લેતાં. દવેદાદાના ખભે થેલો હોય, જેમાં પાણીની બૉટલ, છત્રી, બિસ્કીટનું પૅકેટ અને બંનેની ડૉક્ટરની ફાઈલ અવશ્ય હોય !

પ્રિયા આ કપલ સામે જોઈ વિચાર કરતી કે આવું સુખ મારા નસીબમાં કેમ નથી ? દર વખત પ્રમાણે દાદાએ એમનું ફૉર્મ ભરીને કાઉન્ટર પર આપ્યું અને દાદી તરફ એમનું ફૉર્મ લેવા ગયા. અને દર વખતની જેમ જ દાદી ભર્યા વગરનું ફૉર્મ લઈને એમ જ ઊભાં હતાં. 'અલી શું તું પણ ? એક આટલું સરળ ફૉર્મ ભરતાં નથી આવડતું ? હજી કેટલાં વર્ષ મારે તારું ફૉર્મ ભરીને આપવાનું ? જો આજે આ છેલ્લી વખત હોં, આવતા મહિનાથી તું તારું ફૉર્મ જાતે ભરી લેજે.'

'તમે છો ત્યાં સુધી મારે શું ચિંતા ? ફૉર્મ તો તમે જ ભરશો.' દાદીએ લવલી સ્માઈલ આપતાં કહ્યું. થોડા ઘણા ફેરફાર સાથે આવો ડાયલોગ દર મહિને સાંભળવા મળતો. આજે પૅન્શનના કાઉન્ટર પર પ્રિયા હતી. પ્રિયાના હાથમાં ફૉર્મ આવતાં દાદા બોલ્યા, 'આ અમારી આવી જ છે.' દાદી શરમાયાં અને 'તું અહીં જ રોકાજે, હું મૅનેજરને મળીને પાછો આવું છું. જોજે ખોવાઈ ન જતી. તું ધૂનમાં ને ધૂનમાં ક્યાંક જતી રહીશ' બોલતા દાદા કૅબિન બાજુ ચાલ્યા ગયા.

'દાદી, આ દાદા તમને આટલું બધું બોલે છે તો જાતે ફૉર્મ ભરતાં શીખી લો ને, એકદમ સહેલું છે. કહો તો હું શીખવાડી દઉં.' પ્રિયાએ દાદી સાથે ટાઈમપાસ કરવા વાત ચાલુ કરી. દાદી હસ્યાં, 'મને ફૉર્મ ભરતાં આવડે જ છે. નિવૃત્ત શિક્ષિકા છું. પણ મને ફૉર્મ ભરતાં નથી આવડતું એ જોઈને દાદા જે પ્રેમથી અકળાય છે એ મને ગમે છે. હું એકલી બધું જ કરી શકું એમ છું, પણ હું કરી શકતી નથી એમ જાણીને એ બધું જવાબદારીથી કરે છે એ વિચાર એમના અહંકારને પોષે છે અને એટલે એ પોતાની કાળજી લે એ મારે જોઈએ છે. સંસારમાં બંનેની જરૂર છે, એક ખોટકાય તો બીજો ખેંચી લે.' દાદી અટક્યાં અને પ્રિયા સામે જોઈ હસ્યાં.

કૅબિનમાંથી દવેદાદા બહાર આવ્યા અને દાદી એમની પાછળ ચાલવાં લાગ્યાં. એમને દરવાજા પાસે જ ઊભાં રાખી એ રિક્ષા લેવા ગયા અને દાદીએ બૂમ પાડી એમને પાછા બોલાવી છત્રી આપી. આ આખો પ્રસંગ પ્રેમની ચાડી ખાતો હતો. 'આ દાદા કેટલો પ્રેમ કરે છે દાદીને ?' પ્રિયાએ બાજુમાં બેઠેલી પ્રતીક્ષાને કહ્યું. 'અરે બંનેનો પ્રેમ બોલ. વરસાદના છાંટામાં શરદી ન લાગી જાય એટલે દાદીએ કેવી બૂમ પાડીને છત્રી

આપી ! દાદી કાયમ બેગમાં લીંબુના શરબતની બૉટલ રાખે છે, દાદાને અશક્તિ ન લાગે એટલા માટે.'

પ્રિયાને સવારનો પ્રસંગ યાદ આવ્યો. પ્રથમેશ કાલે જલદી આવ્યો હતો અને બંને માટે ચા બનાવી હતી. અને એ જ્યારે જ્યારે જલદી આવતો ત્યારે ચા બનાવતો. એણે ઘડિયાળ સામે જોયું, ત્રણ વાગ્યા હતા. એણે પ્રથમેશને ફોન જોડ્યો, 'કશું ખાધું કે નહીં ?' 'ના, આજે એક મિટિંગ હતી, તેં કશું ખાધું કે નહીં ?' પ્રિયાએ હકથી કહ્યું, 'મેં પણ નથી ખાધું. ચાલ એક કામ કર, તું કંઈક ખાઈ લે, ભૂખ્યો કામ કરીશ નહીં. હું પણ બ્રેક લઉં છું. સાંજે ક્યાંક બહાર ડિનર કરવા જઈએ.'

ધીમે ધીમે બંને વચ્ચે વાદ પત્યો અને સંવાદ થવા લાગ્યો. ઝઘડા થતા ને સમાધાન પણ થતું અને વાતાવરણ જલદી નૉર્મલ પણ બની જતું. આમ ને આમ ત્રણ-ચાર મહિના વીતી ગયા. અને આજે સવારે પાછો ભીનો થયેલો ટૉવેલ બેડ પર પડેલો જોઈને એના મગજનો પારો ચડ્યો. એ પ્રથમેશ પર અકળાઈ, 'નોકર નથી હું આ ઘરની. મને નહીં ફાવે તારી સાથે ઍડજસ્ટ થતાં. આટલો આળસુ સ્વભાવ સારો નહીં...' ગુસ્સામાં ને ગુસ્સામાં જેમ તેમ તૈયાર થઈ એ ઑફિસ નીકળી ગઈ.

બૅન્કમાં એના કાઉન્ટર પર બેઠી હતી અને એટલામાં દવેદાદા આવતા દેખાયા. આજે તેઓ એકલા જ હતા, પાંચમી તારીખ નહોતી એટલે પૅન્શનનું કામ પણ નહોતું. 'હશે, આપણે શું ?' એમ મનમાં બબડતી પ્રિયા એના કામમાં લાગી. ત્યાં પટાવાળાએ પ્રિયાને 'સાહેબ બોલાવે છે' એવો મૅસેજ આપ્યો.

સાહેબની કૅબિનમાં દવેદાદા બેઠા હતા. 'પ્રિયા, દવેદાદા આપણી બૅન્કના ખૂબ જૂના કસ્ટમર છે. એમને આજે જરા પર્સનલી મદદ કરજે. મારે બીજી બ્રાન્ચમાં જવું પડે એમ છે. તું એમની બાજુમાં બેસ અને બધી ફૉર્માલિટી પૂર્ણ કરવામાં મદદ કર.' એવી અંગ્રેજીમાં સૂચના આપી થૉમસ સાહેબ નીકળી ગયા.

'બોલો દાદા, શું કરવું છે ?'

'મારે પત્નીનું એકાઉન્ટ ક્લોઝ કરવું છે. ગયા અઠવાડિયે હાર્ટ ઍટેકમાં એનું આકસ્મિક નિધન થયું.' કાનમાં જેમ બૉમ્બ ફૂટે અને કાન સુન્ન થઈ જાય એવું જ પ્રિયાને થયું. 'આઈ ઍમ સૉરી' સિવાય એ કશું બોલી શકી નહીં. દવેદાદા બોલતા હતા, 'એ મારી ખૂબ કાળજી લેતી હતી. બધું સમયસર સાચવતી. મારો સ્વભાવ થોડો આકરો, પણ સાચવી લેતી. મારી ભૂલો સંતાડતી, મને કાયમ પ્રેમથી ટેકો કર્યો હતો. એને કદાચ ખબર પડી ગઈ હતી કે એનું મોત નજીક છે. મેં એને ઘણીવાર રસોઈ માટે બહેન રાખવા કહેલું પણ એ માનતી નહોતી. પણ પંદર દિવસ પહેલાં એક વિધવાને એણે રસોઈ માટે રાખી લીધી. મને શું જમવાનું ભાવે છે, એની તાલીમ આપી. અઠવાડિયાનું મેનુ નક્કી કરી બારણાં પાછળ ચિપકાવી દીધું. મેં એને ખીજવવા કહ્યું હતું કે હવે માસ્તરાણી બેઠાં બેઠાં ઓર્ડર કરશે...'

દાદાએ આંખો પર રૂમાલ મૂકી દીધો. પ્રિયા પણ પોતાનાં આંસુ રોકી શકી નહીં. ફૉર્માલિટી પતાવીને દાદા નીકળી ગયા. પ્રિયાનું ધ્યાન એના મોબાઈલ પર ગયું. સ્ક્રીન પર પ્રથમેશનો મૅસેજ બ્લિન્ક થતો હતો. 'સૉરી પ્રિયા, આજે હું ફરી ટૉવેલ દોરી પર સૂકવવાનું ભૂલી ગયો. હું હવે ટ્રાય કરીશ કે ન ભૂલું. પણ યાર, તું કંઈ ખાધા વગર ઑફિસ ન જઈશ. મને એકદમ ગિલ્ટ ફીલ થાય છે. હવે તું આવું કરતી નહીં. મારો આશય કામ ન કરવાનો નથી. હું ચોક્કસ મને બદલવાનો પ્રયત્ન કરીશ. તું મારી જિંદગીનું અવિભાજ્ય અંગ છે. આમ બ્રેક-અપ કરવું યોગ્ય નથી. તું મને વધુ સમજી શકે છે. પ્લીઝ, નાની વાતને આવો અંજામ આપવો યોગ્ય નથી. પ્લીઝ... પ્લીઝ...'

પ્રિયા ફોન સામે જોઈ જ રહી. એને દવેદાદીનું વાક્ય યાદ આવ્યું, 'આપણા પર કોઈ અવલંબિત છે એનો વિચાર એમના અહંકારને પોષે છે. સંસારમાં બંનેની જરૂર હોય છે. એક પૈડું ફસાય તો બીજું એ ગાડીને ખેંચી કાઢે છે...'

પ્રિયાએ મૅસેજનો રિપ્લાય કર્યો, 'સૉરી, મેં મારા મગજનો પારો ગુમાવી દીધો હતો. હું પણ ગુસ્સા પર કાબૂ રાખવાનો પ્રયત્ન કરીશ. તું મને થોડો ટાઈમ આપ. મને પણ તારી ખૂબ જરૂર છે. તું તો મારી સપૉર્ટ સિસ્ટમ છે. આપણે એકબીજાને સમજીને સંસાર ચલાવીશું...'

'મૅડમ, મારી પાસબુક અપડેટ કરોને...' કસ્ટમરનો અવાજ સાંભળતાં એ મનોમન બોલી, 'પૈસાની પાસબુક તો બહુ અપડેટ કરી, હવે પ્રેમની પાસબુક અપડેટ કરવાની છે. મારે પણ હવે દાદા-દાદી જેવી જિંદગી જીવવી છે.'

*પ્લોટ નં. ૬૩૫/૨, સૅક્ટર-૮ બી,*
*ગાંધીનગર - ૩૮૨ ૦૦૮*
*મો. ૯૪૨૬૯ ૮૦૪૦૦*

# વિનોદિકા સંપુટ



રતિલાલ બોરીસાગર
નિરંજન ત્રિવેદી
પ્રવીણ દરજી
હર્ષદ પંડ્યા "શબ્દપ્રીત"
હરિકૃષ્ણ પાઠક
પરાગ મ. ત્રિવેદી
ડૉ. જગદીશ ત્રિવેદી
અધીર અમદાવાદી
જીતેન્દ્ર ઠક્કર
કિશોર અંધારિયા

ડૉ. નલિની ગણાત્રા
નગીન દવે
મધુકર દિ. ધ્રુવ
ભર્ગદેવ ભટ્ટ 'હાસ્યાયન'
કૃષ્ણ પંડિત
કલ્પના દેસાઈ
પ્રદ્યુમ્ન આચાર્ય
નિપુણ સી. ચોક્સી
મહેશ શાહ
દિલીપ આર. શાહ













"વ્યંગ વિહાર..."

- જામી

સંપર્ક : ૭૮૭૪૮૯૯૫૯૯

# કસ્માત્ ? અકસ્માત્...!

*- રતિલાલ બોરીસાગર*

(**આ**જથી બરાબર તેર વર્ષ પહેલાં મારા પગ પર તોતિંગ ઘડિયાળે પડતું મૂક્યું હતું. મારા ડ્રોઇંગ રૂમની એક દીવાલ પર લટકી રહેલી એ ઘડિયાળ પત્ની કરિયાવરમાં લાવેલી. ઘડિયાળની લાવનારી ક્યારેય પગે નહોતી પડી, પણ એની લાવેલી ઘડિયાળ લાગ જોઈને પગે પડી. પગમાં ફ્રેક્ચર થયું. ઓપરેશન કરાવવાનું થયું એની વ્યથાકથા વિસ્તારથી લખેલી. એ પછી જુલાઈ ૨૦૦૭માં એક પેડલ રિક્ષા સાથે મારી સ્કૂટરી અથડાઈ પડી. (સ્ટર્ડી સ્કૂટરના નારી-અવતાર જેવા કોમળ નાના સ્કૂટર માટે 'સ્કૂટી' એવું નામાભિધાન થયું છે - પણ ખરેખર 'સ્કૂટરી' એવું નામાભિધાન થવું જોઈએ.) ફરી ફ્રેક્ચર... BMW કે મર્સિડિઝ કાર સાથે અકસ્માત થાય તો એ સ્ટેટસવાળો અકસ્માત ગણાય. પણ, આ તો મામૂલી પેડલ રિક્ષા ! ખેર ! જેવા જેના નસીબ ! તેની આ વ્યથાકથા છે.)

જુલાઈ ૨૦૦૭ની એક સલુણી બપોરે (ઊભા રહો. 'સલુણી બપોરે' એવા શબ્દપ્રયોગથી તમે ચોંકો તે પહેલાં કહી દઉં કે ફ્રેક્ચર પગમાં થયું હતું - મગજમાં નહોતું થયું. મગજ સ્થિર હતું. આમ પણ જન્મથી જ સ્થિર છે - ખાસ વિકાસ નથી થયો.) ઠેકાણે રહેલા (થયેલા નહીં) મગજથી જ આ પ્રયોગ કર્યો છે. કાકાસાહેબ કાલેલકર અને કવિવર ટાગોરને બપોર 'સલુણી' લાગતી. કાકાસાહેબે બપોરના સલુણાપણાનું વર્ણન પણ કર્યું છે, પણ 'સલુણી બપોરે' એવો શબ્દપ્રયોગ એમણે કર્યો નથી. કાકાસાહેબનું કામ ભત્રીજાસાહેબ દ્વારા થયું છે. અસ્તુ) - હા તો એક સલુણી બપોરે હું મારી સ્કૂટરી પર ઘેર આવી રહ્યો હતો. મારી સ્કૂટરીની આગળ એક પેડલ રિક્ષા જઈ રહી હતી. પેડલ રિક્ષાની બાજુમાં એક સાથે બે મોટર પસાર થઈ શકે એટલી જગ્યા હતી. દૂબળો-પાતળો હું અને દૂબળી-પાતળી નાજુક મારી સ્કૂટરી સહેલાઈથી પેડલ રિક્ષાની બાજુમાંથી નીકળી શકીએ તેમ હતાં. પણ મારે એમ નીકળવું નહોતું. હું ધીમે ધીમે મારી સ્કૂટરી ચલાવી રહ્યો હતો. (હું વાહન એટલું ધીમું ચલાવું કે એકવાર ટ્રાફિક પોલીસે પગે ચાલીને મને પકડી પાડેલો !) કેટલાંક માણસોનાં જીવનમાં બહુ નાજુકાઈથી વળાંક આવે છે તો કેટલાંકનાં જીવનમાં બધું હાલકડોલક થઈ જાય એ રીતે વળાંક આવે છે. મારા પુરોગામી પેડલ રિક્ષાચાલેક આ બીજા પ્રકારનો વળાંક લેવાનું પસંદ કર્યું. તેઓ સીધા રસ્તે જઈ રહ્યા હતા. અને એવી એવી સીધી ગતિ જાળવી રાખશે એવી શ્રદ્ધા પડે એ રીતે સ્વસ્થતાથી જઈ રહ્યા હતા. 'પાન લીલું જોયું ને તમે યાદ આવ્યાં' એવી કવિ હરીન્દ્ર દવેની એક પંક્તિ છે. અમદાવાદના ઉસ્માનપુરા ચાર રસ્તાથી સરદાર પટેલ કોલોની તરફ જતા અમારા રસ્તામાં રિક્ષાચાલક બંધુએ વિદ્યાનગર સ્કૂલનો ખાંચો જોયો અને એમને એકદમ કોઈ સરનામું યાદ આવ્યું. પાછળ આવી રહેલા મુજ સરખા પામર મનુષ્યનો એમણે ખ્યાલ કર્યો નહીં. રિક્ષાચાલક બંધુને 'ડાબી બાજુ વળવાનું હતું, પણ એમણે કશી ચેતવણી આપી નહીં. એમની રિક્ષાએ અકાળે અસ્થાને એકાએક ડાબેરી વલણ લીધું. રિક્ષા સાથે અથડાવાના ભયથી હું આકુળ વ્યાકુળ થઈ ગયો. મારી સ્કૂટરી ઊભી રાખવા મેં મરણિયો પ્રયાસ કર્યો. પણ થવાનું હતું તે થઈને જ રહ્યું. મારી સ્કૂટરી એની પૂર્વજન્મની ભગિનીને ભેટતી હોય એટલા ઉમળકાથી પેડલ રિક્ષાને ભેટી પડી. સ્કૂટરીની બ્રેક અને પેડલ રિક્ષાની બ્રેક એકબીજાને પ્રગાઢ આલિંગન દઈ બેઠાં. હું નીચે પડી ગયો. કોઈ રસિક પ્રિયતમા પ્રિયતમની છાતી પર ઝળૂંબી રહે એમ સ્કૂટરી મારી છાતી પર ઝળૂંબી રહી. મહામહેનતે હું ઊભો થયો. રિક્ષાચાલક બંધુ તો એમ જ સ્તબ્ધ થઈ ઊભા રહી ગયા હતા. પડ્યા પછી અતિકષ્ટે મને ઊભો થતો જોઈ એક પરોપકારી મનુષ્યનું હૃદય દ્રવી ગયું. એમણે પાસે આવી મને પૂછ્યું, 'ટ્રાફિક પોલીસને બોલાવી લાવું ?'' મેં સવિનય ના પાડી. રિક્ષાચાલક બંધુને જવાની પરવાનગી આપી. મારી ઉદારતાથી પ્રભાવિત થઈ એમણે મારો આભાર માન્યો. વાસ્તવમાં ઉદારતા જેવું કશું નહોતું. મારું ડ્રાઈવિંગ લાઈસન્સ ઘેર હતું અને થોડા દિવસ

પહેલાં શોધેલું ત્યારે જડ્યું નહોતું. પી.યુ.સી. રિન્યુ કરાવવાનું બાકી હતું. મારામાં અમુકતમુક ગુણ છે એવી કોઈને ગેરસમજ થાય છે ત્યારે એવી ગેરસમજ હું ક્યારેય દૂર નથી કરતો.

મારી સ્કૂટરીની જમણી બાજુની બ્રેક તૂટી ગઈ હતી. જમણી બાજુનો અરીસો મૂળમાંથી ઊખડીને લબડી પડ્યો હતો. પગ અને બ્રેક બંને બ્રેક થઈ ચૂક્યાં હતાં. જયશિખરી વિશે એવું કહેવાય છે કે, રણમેદાનમાં માથું કપાઈ ગયા પછી એનું ધડ ક્યાંય સુધી લડ્યું હતું. જયશિખરીનું વીરત્વ ધારણ કરી હું ઘવાયેલી હાલતમાં ઘવાયેલી સ્કૂટરી પર સવાર થઈને ઘેર આવ્યો.

'અખબારનગર સર્કલ' પાસે આવેલી 'આસ્થા' ઓર્થોપેડિક હોસ્પિટલમાં મને દાખલ કરવામાં આવ્યો. ધડાધડ એક્સ-રે લેવાયા. થાપામાં ક્રેક પડી હોવાનું નિદાન થયું. મારા મગજમાં ક્રેક હોવાનાં અનુમાનો અનેક વાર થયાં છે. ક્યારેક મને પણ એમ હોય તો હોય એવો વહેમ પડ્યો છે પણ થાપામાં ક્રેક પડવાનો આ પહેલો પ્રસંગ હતો. પછીના દિવસે ઓપરેશન કરવાનું નક્કી કરવામાં આવ્યું. પરંતુ એ પહેલાં બીજી કોઈ ક્રેક નથી ને, એની ખાતરી કરવા સીટી સ્કેન કરાવી લેવાની સલાહ ડોક્ટરે આપી.

મારા જન્મ પછી છઠ્ઠીના દિવસે 'ઓળી ઝોળી પીપળ પાન'નો વિધિ થયો હશે કે નહીં તે ખબર નથી પણ સીટી સ્કેન માટે મને ઝોળીમાં નાખવામાં આવ્યો અને પછી છ સશક્ત માણસો દ્વારા ઊંચકવામાં આવ્યો. ઘડીભર તો હું ગભરાઈ ગયો. સીડી પરથી મને નીચે ઉતારતી વખતે એકાદ જણને પણ જોરદાર છીંક આવે અને એનાથી ઝોળી છૂટી જાય તો મને ત્યારે જ બીજાં ત્રણ ચાર ફ્રેક્ચર થઈ જાય ! પણ એવું કશું નહીં. એ લોકોને મને સહીસલામત રીતે એમ્બ્યુલન્સમાં મૂક્યો.

સીટી સ્કેનમાં એ જ રીતે 'ઓળી ઝોળી પીપળ પાન' કરી મને સ્ટ્રેચરમાં સુવાડવામાં આવ્યો. મારા શરીર પર માત્ર ચડ્ડી-બનિયન હતાં. હોસ્પિટલો અને ઓપરેશનો એટલાં મોંઘાં થતાં જાય છે કે, ઓપરેશન પછી આટલાં વસ્ત્રોય રહેશે કે કેમ તેની મને શંકા પડી. અમદાવાદમાં ચડ્ડી-બનિયાનધારીઓ લોકોને લૂંટી લે છે. અહીં આજ એક ચડ્ડી-બનિયાનધારી પોતે સામેથી લૂંટાવા ગયો હતો !

બીજે દિવસે ઓપરેશન થયું... છ અઠવાડિયાં પછી ફરી એક્સ-રે લેવાયા... ક્રેક સંધાઈ ગઈ હતી.. ખાધું પીધું ને રાજ કર્યું.

નોંધઃ સાતમા દાયકામાં 'એબ્સર્ડ' વાર્તાઓ-કાવ્યો ખૂબ લખાયાં. એબ્સર્ડ હાસ્યલેખ જગતની કોઈ ભાષામાં લખાયો નથી. (ગુજરાતી સિવાયની કોઈ ભાષાના સાહિત્યનું મને જ્ઞાન નથી. પરંતુ પ્રભાવ પાડવા આમ કહેવું પડે.) આ હાસ્યલેખનું શીર્ષક જો તમને ન સમજાયું હોય તો એ એબ્સર્ડ શીર્ષક છે એમ સમજવું. છતાં આ એબ્સર્ડ શીર્ષક સમજવા જતાં તમારા મગજને નુકસાન ન થાય એટલે સમજૂતી આપું છું. અકસ્માત થાય છે ત્યારે એ અકસ્માત કેવી રીતે થયો એનું બાહ્ય વર્ણન કરી શકાય છે, પણ, એવી સ્થિતિમાં અનેક વાર દરેક વાહનચાલકે વાહન ચલાવ્યું હોય છે. તો પછી, ક્યારેય નહીં ને જે તે વખતે જ અકસ્માત કેમ થયો ? આ પ્રશ્નનો ઉત્તર આપી શકાતો નથી. એટલે કોઈ પણ 'અકસ્માત' વખતે 'કસ્માત્' ? - કેવી રીતે આ અકસ્માત થયો - એમ પૂછીએ તો એનો ખરેખરો જવાબ આપી શકાતો નથી. તેથી, 'કસ્માત્' - કેવી રીતે ? - નો જવાબ હંમેશા 'અકસ્માત' કેવી રીતે એ નક્કી કરી શકાતું નથી. આટલી સ્પષ્ટતા વાંચ્યા પછી જો તમારું માથું દુઃખવા આવ્યું હોય તો એ 'અકસ્માત્' ન સમજશો. કેટલીક વાર 'સિદ્ધાંત' કરતાં અસિદ્ધાંતની સમજૂતી સમજવી વધારે અઘરી હોય છે.)

*એફ/૬૭, રતિલાલ પાર્ક,*
*દર્પણ છ રસ્તા પાસે, અમદાવાદ-૩૮૦૦૧૪.*
*ફોન : ૦૭૯-૨૭૬૮૦૨૬૪*



# મારી સ્મરણકથાનો અંશ

*નિરંજન ત્રિવેદી*

**આમ** તો મેં આત્મકથા લખી નથી કે લખીશ એવી ધમકી પણ નથી આપી. પણ ડો. ગુણવંત શાહે પરિષદના મંચ ઉપરથી કહ્યું કે, આત્મકથા કોઈ પણ લખી શકે ગાંગો તેલી પણ લખી શકે. તેમનું આ કથન મારા માટે પ્રેરણાદાયી બની ગયું. મને થયું ક્યાંક છમકલું કરવા જેવું ખરું એ રીતે મારી સ્મરણકથાનો અંશ રજૂ કરું છું.

આમ તો સાહિત્ય-હાસ્ય સાહિત્ય મારો પ્રિય વિષય છે. પણ ભગવાને કહ્યું છે ને વૈકુંઠથી અધિક મને વૈષ્ણવ વ્હાલા તેમ હાસ્ય સાહિત્યથી અધિક મને સંગીત વ્હાલું છે. એકવાર ગવાસ્કરે, શેખાદમ આબુવાલાને કહેલું 'નોટ ક્રિકેટ બટ મ્યુઝિક ઈઝ માય ફર્સ્ટ લવ' સાહિત્યનો આનંદ લેવા માટે કિશોર અવસ્થા પછી મળે. જ્યારે સંગીત તો હાલરડામાંથી જ માણ્યું હોય. મારી માતા હાલરડું ગાતાં 'તમે મારા દેવના દીધેલ છો. ત્યારે પિતાજી તેમની શૈલીમાં કહેતા 'તમે મારા માથાના મારેલ છો'શું તેમણે પારણાનાં લક્ષણ જોઈ વરતી કાઢ્યો હશે ! (ભલો વરત્યો બાળ)

નાનપણમાં મને બેન્ડ ટ્યૂનમાં વાગતાં ગીતો ખૂબ જ ગમતાં ત્યારે પ્રખ્યાત હિંદુ જીયા બેન્ડ હતું. જબરજસ્ત 'પરફોમન્સ ડો. પ્રવીણ તોગડીયાનો જનમ પણ નહી થયો હોય ત્યારે આ બેન્ડ ગર્વ વગર પોતાને હિંદુ કહેતા. તે વખતની કેટલી હોટલો પણ પોતાની જાતને હિંદુ તરીકે ઓળખાવતી. ચંદ્ર વિલાસ હિન્દુ હોટલ કે લક્ષ્મી વિલાસ હિન્દુ હોટલ વગેરે વગેરે. ટૂંકમાં ડો. તોગડીયાની મદદ વગર ત્યારે હોટલ અને બેન્ડ હિન્દુત્વની ઘોષણા કરતા. ત્યારની આ વાત છે. એક શુભ સવારે - ના એક અશુભ બપોરે, મંછામાસી અમારે ઘેર પધાર્યાં. પોળોના મકાનમાં ત્યારે 'ડૉરબેલ' હતા નહીં. ચાલતાં વેંત મારી માતાને બૂમ પાડી, 'સુશીલાબેન આવું કે ?' 'એ આવો આવો' માતાએ આંગણિયે આવેલા મંછામાસીને મીઠો આવકાર આપ્યો. મંછામાસી મારા માતાના સહેલી હતાં. એ નાતે એમને હું માસી કહેતો. થોડીક અલકમલકની વાતો બંનેએ કરી. પછી માતાએ ચાહની ઓફર કરી. મંછામાસીએ ના-ના કહ્યું. માતાએ વધુ આગ્રહ કર્યો. ચા ના-ના-, હા-હામાં છેવટે વાત 'સમ' ઉપર આવી. માસીએ ચાહ પીવાની સંમતિ આપી. એ સમયમાં ઘેર ઘેર ફ્રીઝ હતાં નહીં. આમ કોઈ મહેમાન આવી પડે ત્યારે પોળના નાકે આવેલ દુધિયાની દુકાનેથી દૂધ મંગાવી લેવાનું - માતાએ મને કહ્યું 'લે આ એક આનો દૂધ લઈ આવ !' ત્યારે મારી ઉંમર આઠ-નવ વર્ષની હશે. આવા નાના મોટા કામ હું કરી લેતો તુરત હું દોડ્યો. પ્યાલામાં એક આનાનો સિક્કો ખખડાવતાં ખખડાવતાં પોળના નાકા તરફ પહોંચ્યો. અને આવ્યો. કહાની મેં યુ ટર્ન, પ્રખ્યાત હિંદુ જીયા બેન્ડ વાગી રહ્યું હતું. તે વખતની મશહૂર નૂરજહાંના ગીતની ધૂન વાગતી હતી. ખલ્લાસ હું વીસરી ગયો કે હું દૂધ લેવા નીકળ્યો છું. સાજમાં વાગતું ગીત શબ્દ રૂપે મારા મગજમાં વાગવા માંડ્યું. હું તેના સ્વરમાં તરબોળ હતો. અને બેન્ડની પાર્ટી સાથે હું પણ સમાંતરે બાજુની ફૂટપાથ ઉપર ચાલવા માંડ્યો. બસ ચલતા હી રહા, ઘેર સ્ટવ ઉપર ચાહનું પાણી ઉકળતું હતું. મારી માતાનું મગજ પણ ઉકળવા માંડ્યું હતું. મંછા માસી ને કદાચ રતનપોળના કાપડ બજારનો કિસ્સો યાદ આવ્યો. કહેવાય છે, રતનપોળના કાપડબજારમાં શેઠ ગ્રાહક માટે ચાહ મંગાવે પણ ચાહ આવેજ નહીં. ગુમાસ્તા ચાહ વાળાને ઓર્ડર આપે જ નહીં. મંછામાસીને થયું હશે કે, સુશીલાબેને રતનપોળમાંથી ચાહ અંગે પ્રેરણા લીધી હશે એટલે એમણે કંટાળીને ચાલવા માંડ્યું. બીજી બાજુમાં નૂરજહાંના ગીતમાં મસ્ત બેન્ડ સાથે ચાલતાં ચાલતાં 'ભૂલ ગયા સબ કુછ યાદ નહીં અબ કુછ' જેવી મારી મનોદશા હતી. ત્યાં ગીત પૂરું થયું. ત્યારે મને થયું કે 'મેં કહાં હું ?' એકદમ ખ્યાલ પણ આવ્યો કે બંદા તો દૂધ લેવા નીકળ્યા છે. તૂરત જ દિશા બદલી દૂધવાળાની દુકાન તરફ દોટ મૂકી. મને ખબર હતી કે, અમારે પંથ શી આફત ખડી છે' માતા ગુસ્સામાં હશે. થોડીક ઝાપટઝૂપટ પણ થશે. ઘેર પહોંચ્યો, બારણે જ ગુસ્સા સાથે માતા ઊભાં હતાં.

'ક્યાં હતો તું ?'

મારી પાસે કોઈ ખુલાસો હતો જ નહીં.

થોડુંક ગેંગે ફેંફેં કર્યું. 'માસી ચાહ પીધા વગર જતાં રહ્યાં.'

હું ગરીબડા ચહેરે સામે ઊભો રહ્યો.

પછી મૌખિક ઠપકો અને ત્યારબાદ થોડોક માર મને પડ્યો.

નૌશાદજીને પણ સંગીતને કારણે પિતાની નારાજગી મળી હતી.

નિરંજનને પણ સંગીતના કારણે માતાની નારાજગી મળી.

માતાના આક્રોશને કારણે મારામાં રહેલો સંગીતપ્રેમી હેબતાઈ ગયો સંગીતની કારકીર્દીનો વિચાર મટી ગયો મરી ગયો. નહિતર ગુજરાતને એક વધુ સંગીતકાર મળી શકત.

આજે પણ હું 'કાનસેન' તો છું જ. ઘણા ખરા રાગ ઓળખી શકું છું. સંગીતકાર કલ્યાણજીભાઈ તેમના સંગીત સ્ટૂડીયોમાં ફિલ્મ 'ઉલઝન'નું ટાઈટલ ગીત તૈયાર કરતા હતા, ત્યારે મેં ડહાપણનો વઘાર કરતા કહેલું કે, આહિર ભૈરવ લાગે છે. હું સાહિત્યકાર થઈ શક્યો પણ સંગીતકાર ન થઈ રહ્યાનો અફસોસ પણ છે.

વધુ ક્યારેક...

---

*શરણમ્ ફ્લેટ નં. ૯,*
*ફ્લેટ નં. સી-૩૨, ત્રીજો માળ,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*

# મિત્ર બુધાલાલ ! ઘણું જીવો !

*પ્રવીણ દરજી*

વર્ષાઋતુ આવે એટલે સ્વાભાવિક રીતે વરસાદ સાથે સ્મરણોનો વરસાદ પણ શરૂ થાય. અને અમારા માટે તો સ્મરણ એટલે પરમ મિત્ર બુધાલાલ. હા, અમારા સ્મરણ પટ પર માત્ર ને માત્ર બુધાલાલ જ છવાયેલા રહે છે. એમનું જ ગર્જન, એમનો જ વિદ્યુત ઝબકાર અને એજ ગોરંભાયેલ વાદળ. તત્સમ શબ્દનો પ્રયોગ કરું તો એજ મેઘ, પેલા કાલિદાસને અને સાથે અમોને જુદી રીતે, પણ એજ 'મેઘ'નું આકર્ષણ...

કહો કેમ ? તો મારો ઉત્તર છે. બુધાલાલ અમારા પ્રાણપ્રિય મિત્ર છે. વ્યવહારની ભાષામાં દિલોજાન દોસ્ત અને તળપદી ભાષામાં કહું તો લંગોટિયો દોસ્ત. કહો આવો મિત્ર સ્મરણપટ પર છવાયેલો રહે કે ન રહે ? અને એમાંય આ તો એવો મિત્ર કે ક્ષણેક્ષણે ગતિ બદલે, નવાંનવાં રૂપ ધારણ કરે, નવી નવી ભાષામાં વાત કરે. મુખારવિંદની મુદ્રાઓ પણ અભિનય સમ્રાટ દિલીપકુમારને પણ વિચાર કરતા કરી મૂકે. અને ઠાવકાઈમાં તો ગુજરાતી કલાકાર પરેશ રાવલ જ જોઈ લો. પરેશજી તો સિનિયર અને મહેનતુ કલાકાર છે. પણ અમારા બુધાલાલ તો જન્મજાત કલાકાર. કશું શીખવું પડ્યું નથી. સ્વયં ઊર્જાસ્રોત છે. તેઓને શીખવામાં નહીં, શીખવવામાં રસ છે. પડવામાં નહીં, પાડવામાં નિપુણ છે. કામ કરવા કરતાં કેવી રીતે કામ કરાવવું કે કઢાવવું તેમાં તેઓ નર્યા માસ્ટર અને માસ્ટર્ડ માઈન્ડ છે. જે સમસ્યા, જે પ્રશ્ન, જે તુક્કો હાથમાં આવ્યાં તેમાં તેઓ માત્ર દિલ મૂકીને જ નહીં ડિલ મૂકીને કામ કરે. કદાચ ન કરતા હોય તો પણ તેઓ તેમ કરી જ રહ્યા છે તેવો સુચારુ આભાસ પણ રચી શકે છે. બોલો, દૈવીશક્તિ વિના આવું બની શકે ? આથી જ જાડાપાડા માણસો તેમનાં ન ભૂતો, ન ભવિષ્ય તેવાં ચરિત્રો લખવા તૈયાર થઈ જાય છે. ('જાડાપાડા' શબ્દો માટે રોડરિગો જેવા શેક્સપિયરના પાત્રને પૂછો).

આવા સહૃદય બુધાલાલ હમણાં હમણાં ગુજરતી ભાષા પાછળ પડ્યા છે. અને ગુજરાતી ભાષા એમની પાછળ પડી છે. તેઓને લાગ્યું છે કે ભાષાના ઉદ્ધાર વિના ખુદનો ઉદ્ધાર શક્ય નથી અને ખુદના ઉદ્ધાર વિના ગુજરાતી ભાષાનો ઉદ્ધાર નથી ! સરસ્વતીમાં આવા સમર્પિત ભાષાપ્રેમી પર ન રીઝે તો જ આશ્ચર્ય ! સરસ્વતીમાએ એમના મસ્તક પર હાથ મૂકીને કહ્યું - 'હરદમ તારાં પાસાં પોબાર હો !' બસ, બુધાલાલ ત્યારથી કમિટીઓમાં, સમિતિઓમાં, મિતિ કે તિથિ વિના દોડતા જ રહે છે. નિરીક્ષણો - પરીક્ષણો કરતા જ રહ છે. ભાષાના નવા નવા મુસદ્દાઓ ઘડતા રહે છે કે, ઘડાવતા રહે છે. હવે તેમણે મા સરસ્વતીને ચરણે મસ્તક ધરી દીધું છે. તેઓ શ્રોતા-વક્તા-લેખક-ભાષા સૌના ઉદ્ધાર માટે સંકલ્પબદ્ધ બન્યા છે. આજે ભાગ્યે જ એવું કોઈ નિમંત્રણ કાર્ડ મળવાનું જ્યાં અમારા બુધાલાલનું નામ ન હોય, જ્યાં કોઈ એવોર્ડ માટે કે એવોર્ડ આપનાર સમિતિમાં તેમની સામેલગીરી ન હોય. કહો કે ચોમાસાની જેમ બુધાલાલ ચારેકોર વરસી રહ્યા છે. ભારતમાં ભાગ્યે જ અમે આવો ઉદ્યમી ભાષા પુરુષ જોયો છે.

હમણાં હમણાં તેમણે ગુજરાતી ભાષાના પ્રચાર-પ્રસાર માટે માસ્ટર મેપ તૈયાર કર્યો છે. બુધાલાલ જેનું નામ તેનું પછી પૂછવું જ શું ?! તેમણે પરમ પૂજ્ય મહાત્મા ગાંધીજીને પણ તે મેપમાં સાંકળ્યા છે. તેમણે નક્કી કર્યું છે કે, ગાંધીજીએ પસંદ કરેલા દાંડીકૂચના માર્ગેથી જ ગુજરાતી ભાષા સંવર્ધનયાત્રા પસાર કરવી. એમણે તેવી કૂચમાં થોડા સમય-સંજોગો અનુસાર નવાં ઉમેરણો પણ કર્યાં છે. એવાં ઉમેરણો અનુઆધુનિક મિજાજને અનુકૂળ પડે તેવાં છે. જેમ કે પગપાળાને બદલે કારમાં બેસી એવી કૂચ કરવી. વચ્ચે દસ દસ કિલોમીટરને આંતરે વિરામ રાખવો અને અગાઉથી જ ગુજરાતી ભાષાપ્રેમીઓને તેની જાણ કરી એકઠા કરવા. ત્યાં ભોજન-ભજન અને નાસ્તા વગેરેની નિઃશુલ્ક સગવડ ઊભી કરાય. પત્રકારો-સ્થાનિક નેતાઓ સૌનું ત્યાં અભિવાદન કરવું અને દરેકને એક નાની સરખી સુવર્ણમુદ્રા આપી ગુજરાતી ભાષાના વિકાસકાર્યમાં તે સૌને જોડવા પ્રોત્સાહિત કરવા. આવા સમાચારો ટી.વી. અને દૈનિકપત્રોમાં નિત્ય આવતા રહે તે માટે પાકી વ્યવસ્થા કરવી. અને મિત્રો મારફતે, જૂના શિષ્યો મારફતે તેનો પૂરો પ્રચાર સારાય ગુજરાતમાં કરવો. કારચાલક - અર્થાત્ ડ્રાઈવર તરીકે પણ ગુજરાતી ભાષા પ્રેમીને જ રાખવો અને સમયે સમયે તેના ચ્હા-નાસ્તા-ભોજનની પૂરતી વ્યવસ્થા માટે પ્રબંધ રાખવો તેવું પણ તેમણે અગાઉથી નક્કી કરીને આયોજકોને કહી દીધું હતું.

આવી યાત્રા પૂરી થતાં યાત્રા દરમિયાન થયેલા અનુભવોનું પુસ્તક પણ તૈયાર કરી ગુજરાતી ભાષાના વાંચકો સુધી પહોંચાડવું - તેવું તેમણે ખાસ વિચાર્યું છે. સાથે યાત્રાની પૂર્ણાહુતિ પછી 'ગુજરાતી ભાષાનાં વિરામ ચિહ્નો કે ચિહ્નો' તેવા સાવ નોખા વિષય પર તેમણે ત્રણ દિવસના પરિસંવાદનું પણ

આયોજન પાકે પાયે વિચારી રાખ્યું છે. જોડણી વિશે તો અનેક વિદ્વાનોએ વાતો કરી છે, લખ્યું છે. ગુજરાતી ભાષાની મહત્તા વિશે પણ ઘણું ઘણું છાશવારે લખાતું રહ્યું છે ને લખાતું રહેશે પણ વિરામ ચિહ્નોની અતંત્રતા વિશે ભાગ્યે જ કોઈને ચર્ચા કરવાનું કે સેમિનાર કરવાનું સૂઝ્યું છે. તેમના આવા ફળદ્રૂપ ભેજામાંથી આવેલા વિચારને સૌ કોઈએ વધાવી લીધો છે એટલું જ નહીં, તેમના કેટલાક પરમ આત્મીયજનોએ તો ગુજરાતી ભાષાનાં તમામ દૈનિકોમાં રસઝરતી કલમે ચર્ચાપત્રો લખી, બુધાલાલને શાબાશી આપી છે. કેટલાકે તો બુધાલાલ જ્યાં નિવાસ કરે છે એ શહેરને જ 'બુધાલાલ' એવું નામ આપવા માટેનું પણ સાગ્રહ લખ્યું છે.

અમે બુધાલાલનાં આવાં સર્જનાત્મક કાર્યો વિશે જ્યાં કશું વાંચીએ છીએ, સાંભળીએ છીએ ત્યારે અમારા રક્તનું ભ્રમણ વધી જાય છે. ચહેરાની લાલીમાં પણ ફરક પડી જાય છે. અમે અજ્ઞાની ઝાઝું તો ન સમજીએ પણ અમારો મિત્ર, નાનકડા ગામમાંથી આવીને શહેરમાં કેટલો પ્રખ્યાત થયો છે અને કેવા કેવા રંગોથી જિંદગીની હોળી ખેલી રહ્યો છે તે જોઈ - જાણી અમે પણ કેફમાં આવી જઈએ છીએ.

તેઓ ભાષાના પ્રચાર અર્થે, ઘર છોડીને (અમુક દિવસ માટે) જે મહાભિનિષ્ક્રમણ કરી રહ્યા છે તે જાણીને રાજી રાજી થયા છીએ. તેમણે આજે અમારી સાથે પાંચેક મિનિટ ફોન પર વાત કરી ત્યારે અમોને તો લાગ્યું કે ઓહ ! મિત્ર આટલી વ્યસ્તતા વચ્ચે પણ અમારા માટે આટલો સમય ખર્ચી શકે છે ?! અમે તો ફૂલીને ફાળકા થઈ ગયા. બુધાલાલે એ પાંચ મિનિટમાં બરાબર પેલા અર્જુને મત્સ્યવેધ કર્યો હતો તેવી એકાગ્રતાથી ગુજરાતીના વિરામ ચિહ્નો વિશે, સેમિનાર વિશે વાતો કરી. અરે, કયા વક્તા તેમાં રાખવા કે ન રાખવા - ત્યાં સુધીની ગુપ્ત માહિતી પણ મિત્રના નાતે અમોને (કોઈને કહેશો નહીં એવી શરતે) જણાવી. મિત્ર તે આનું નામ. હૃદય ખોલી નાખે, કશું ગુપ્ત ન રાખે. દશરથના ભાગ્ય રામ પ્રાપ્તિથી જેમ ધન્ય ધન્ય હતાં તેમ અમારાં ભાગ્ય આવા બુધાલાલ જેવા મિત્રને પ્રાપ્ત કરીને ધન્ય ધન્ય થઈ ગયાં છે. તેમણે કહ્યું કે, 'જિંદગીને પૂર્ણવિરામ નથી, સિદ્ધિઓ અલ્પ વિરામ છે. કશો ચમત્કાર થાય તો આશ્ચર્ય વિરામ છે અને શંકાકુશંકાઓ કે અનિશ્ચિતતાઓ એ પ્રશ્નાર્થ છે. અડધું પત્યું, ન પત્યું ને થોભો, આગળ વધો ત્યારે સમજો કે અર્ધવિરામ છે અને કોઈકે કંઈક બખેડા કર્યા હોય અથવા તમારી પ્રશંસા કરી હોય તો પછી એ શબ્દો ખાસ અવતરણ ચિહ્નોમાં મૂકો. તેમણે પાંચ મિનિટમાં તો બારે વિરામચિહ્નોની સંક્ષિપ્તમાં રૂપરેખા દોરીને અમોને પ્રસન્ન કરી મૂક્યા. અમોને થયું કે, ભેજું હો તો બુધાલાલ જેવું હો. જેમાં ખૂંપ્યું તે ખૂંપ્યું. અમોને ખાસ્સી પ્રતીતિ થઈ છે કે ગુજરાતી ભાષાના વિરામચિહ્નો વિશે જાણનારાઓમાં બુધાલાલથી વધુ કોઈ અધિકૃત વ્યક્તિ નથી. અમે તો ઇચ્છીએ છીએ કે બુધાલાલની સર્વ સેમિનારમાં ઉપસ્થિતિ હોવી જોઈએ કદાચ તેમના સિવાય હે ગુર્જર ભાષા પ્રેમીઓ ! આપણને મહાવિરામ કે ગુરુવિરામ વિશે કોણ વાત કરશે ? અરે, વિગ્રહ રેખા કે લઘુ અપસારણ ચિહ્ન વિશે કોણ સમજ આપશે ? અરે ચંદ્રાકાર કૌંસ કે છગડિયો કૌંસ પણ કોણ સમજાવશે ? કાકપદ કે હંસપદ વિશેની કે કોણાકાર વિશેની વિગતો પણ તમે ક્યાંથી પામશો ?'

હું જાણું છું કે, કેટલાક વિઘ્ન સંતોષીઓ બુધાલાલના આ તીવ્ર માતૃભાષા પ્રેમને અવળી રીતે લેશે. ખાસ તો 'વિગ્રહ રેખા'નો, 'લઘુ અપસારણ'નો 'છગડિયો કૌંસ'નો કે 'કાકપદ' જેવા શબ્દનો તેવાઓ મનઘડંત અર્થ કાઢશે. બુધાલાલના વ્યક્તિત્વ સાથે તે શબ્દોને જોડીને તેમની માનહાનિ કરશે. 'કોણાકાર'ને 'ગુણાકાર' સાથે જોડીને પણ જુદાં અર્થઘટનો કાઢશે. પણ અમોને સાચી-પાકી ખાત્રી છે કે બુધાલાલ બધા સમયે અચળ રહેશે. તેઓ તેમના મકસદમાં પાકા હોય છે. માન-સ્વમાનની પણ ત્યારે તેઓ ચિંતા કરતા નથી. 'ભજગોવિંદમ્ અનુકૂલમ્' તે તેમનું અતીમપ્રિય સૂત્ર છે અને સમયે સમયે તેઓએ તે સૂત્રને ચરિતાર્થ કરી બતાવ્યું છે. સિદ્ધાંતોની ઐસી તૈસી કરીને 'અનુકૂળ'ને ભજનાર જ લોકલહર પર સવારી કરી શકે છે તેવી ગળથૂથીથી સમજ કેળવનાર મિત્ર બુધાલાલ ઘણું જીવો ! ઘણું જીવો !

---

*વાગીશા, ફુવારા પાસે, રાજમહેલ રોડ,*
*લુણાવાડા, જિ. મહિસાગર.*
*મો. ૯૮૨૫૩૫૬૫૫૧*



# દર્દીની ઇમેજ તંદુરસ્ત માણસ કરતાં એક વ્હેંત ઊંચી હોય છે!

*હર્ષદ પંડ્યા "શબ્દપ્રીત"*

**"ત**મે કંઈ જાણ્યું ?" એક મિત્રે વહેલી સવારે મને ફોન કર્યો, "તમારા પેલા સંબંધી ખરા ને બાબુ બૉસ..."

બારે મહિના અને ચોવીસ કલાક બીમાર રહેતા બાબુ વિશે ફોન પર આવા સમાચાર સાંભળતાં જ હૃદય પર ગોબો પડે એવો ધ્રાસકો પડ્યો, 'બાબુ ગયો કે શું ?'

"શું થયું એને ?" મેં ગભરાઈને પૂછ્યું.

"અરે, ચિંતા ન કરો," મારા અવાજની ધ્રૂજારી પારખીને મિત્રે આશ્વાસન આપતાં મને કહ્યું, "વરંડામાં આજે મેં બાબુને આંટા મારતાં જોયો... મને થયું કે આજે એ બીમાર નથી, તબિયત કંઈક સારી હોવી જોઈએ."

ફૂલટાઈમ બીમાર રહેતો માણસ વરસના વચલા દહાડે પાર્ટટાઈમ સ્વસ્થ લાગે એને 'સમાચાર' કહેવાય ! ખરેખર દર્દી મહાન નથી, દર્દ મહાન છે. જગતમાં દર્દ જેવું હોત જ નહીં, તો માણસ ફક્ત માણસ રૂપે જ ઓળખાતો હોત. એને 'દર્દી' તરીકે ઓળખવાનું સદ્ભાગ્ય મળ્યું ન હોત. કોઈ દર્દ-હમદર્દે સાચું જ કહ્યું છે કે, "હું માનવી દર્દી થાઉં તોય ઘણું !"

મારા એક મિત્ર છે. ફૈબાએ એનું નામ પાડ્યું છે – હસમુખ. આજે એવું લાગે છે કે ફૈબાએ નાનપણથી જ હસમુખનું ભવિષ્ય ભાખી દીધેલું.

થોડા દિવસ પહેલાં હું હસમુખની ખબર કાઢવા ગયો. આમ તો એ બીમાર પડે એવો છે નહીં. ખુદ બીમારી ભોંઠી પડે એવું તંદુરસ્ત એનું શરીર. પૂરા 'ઑલરાઉન્ડર' એટલે કે ગોળમટોળ માણસોને જોયા પછી ક્યારેક લાગે છે કે હાથી અથવા હિપોપૉટેમસ જેવાં મહાકાય પ્રાણીઓ બીજા જન્મે મનુષ્ય અવતાર ધારણ કરતા હોવા જોઈએ.

હસમુખ આ રીતે ઑલરાઉન્ડર ખરો, પણ મનનો જરા દૂબળો... એટલે લગ્ન કરવા જેવી ભૂલ એ કરી બેઠો. બીજી બધી ભૂલોમાં – 'હવે બીજી વાર આવી ભૂલ હું નહીં જ કરું' એવો સંકલ્પ લેવાની સગવડ હોય છે પણ લગ્ન કરવાની ભૂલ કર્યા પછી તો આવો સંકલ્પ પણ નથી કરી શકાતો.

હસમુખના પલંગ પાસેના નાનકડા સ્ટૂલ પર બેસતાં મેં પૂછ્યું, "આમ એકાએક શું થયું?"

"કેન્સર." હસતું મુખ રાખીને હસમુખે કહ્યું, "ડૉક્ટરે કેન્સરનું નિદાન કર્યું છે."

"ડૉક્ટર તો કહે," મેં રાબેતા મુજબનું વ્યાવહારિક આશ્વાસન આપ્યું : "આજકાલ તો મોટા મોટા ડૉક્ટરોનાં નિદાન પણ ખોટાં પડે છે."

"અરે, હોય યાર !" તકિયા પાછળથી રિપોર્ટ ફાઈલ કાઢીને મારા હાથમાં પકડાવતાં એણે કહ્યું, "આ ડૉક્ટર કેન્સર સ્પેશિયાલિસ્ટ છે."

"સ્પેશિયાલિસ્ટ ઇન વ્હોટ?" મેં જરા અકળાઈને પૂછ્યું, "કેન્સરનું નિદાન કરવામાં કે એનું દાન કરવામાં...?"

"આવું તો મેં પણ ડૉક્ટરને પૂછ્યું'તું કે સાહેબ, રિપોર્ટ જરા બીજી વાર ધ્યાનથી જુઓને... તમારી કંઈક ભૂલ થતી હોય એમ મને લાગે છે. ત્યારે એમણે સહેજ ગરમ થઈને મને કહ્યું, કેન્સર સ્પેશિયાલિસ્ટ હું છું કે તમે ?"

અમારી ચર્ચા ચાલતી હતી ત્યાં જ ડૉક્ટર પોતાની સાથે એક નર્સને લઈને આવ્યા.

હસમુખે ડૉક્ટર સાથે મારો પરિચય કરાવ્યો, "સાહેબ, આ હર્ષદ પંડ્યા છે. છાપામાં લખે છે."

"મેં તમને હમણાં જ કહ્યું ને," ડૉક્ટરે નર્સ સામે જોઈને કહ્યું કે, "કેન્સરના ઘણા પ્રકારો હોઈ શકે છે !"

"અને પંડ્યા..." હસમુખે પોતાની ઓળખપરેડ ચાલુ રાખી, "આ છે ડૉક્ટર બાટલીવાલા."

"ઓહ યેસ્સ!" ડૉક્ટરે મારી સામે હાથ લંબાવ્યો, "આ'યમ ડૉક્ટર બાટલીવાલા, કેન્સર ઍક્સપર્ટ."

''બાટલીવાલા કેન્સર ઍક્સપર્ટ જ હોય !'' મારાથી ટેવવશ રમૂજ થઈ ગઈ.

''વ્હૉટ ડુ યુ સે ?'' સોડા - બાટલીનો બૂચ ખોલતાં જ સોડા બહાર ઊભરાઈ જાય એમ ડૉક્ટર ગુસ્સાથી ઊભરાઈ ગયા.

''સર,'' મારા વતી હસમુખે હસતું મુખ રાખીને કહ્યું, ''મારો મિત્ર એમ કહેવા માગે છે કે ડૉક્ટર બાટલીવાલા કેન્સર ઍક્સપોર્ટ કરવામાં, આઇ મીન કેન્સરને ભગાડવામાં નિષ્ણાત છે !''

''થૅન્ક્યુ વેરી મચ !'' બીજી વાર મારી સાથે હાથ મિલાવતાં ડૉક્ટરે કહ્યું : ''મારે લાયક કાંઈ કામકાજ હોય તો કહેજો.''

''સર,'' મેં સ્ટૂલ પરથી ઊભા થતાં કહ્યું, ''એક કામ કરશો ?''

''બોલો... બોલો...''

''મારા આ ભાઈબંધની બીમારીનું બીજી વાર નિદાન કરી આપશો ?''

''ઈમ્પોસિબલ,'' ડૉક્ટરે હસમુખ તરફ રહેમ નજરે જોઈને કહ્યું, ''માંડ માંડ કેન્સરનું નિદાન થઈ શક્યું છે. બસ હવે તો ટ્રીટમેન્ટ શરૂ કરી દઈએ એટલે ફેંસલો આવી ગયો સમજો...''

''કોનો? રોગનો કે રોગીનો ?''



''એ હમણાં ન કહી શકાય,'' ડૉક્ટરે ખૂણામાં રાખેલા એક હાડપિંજર સામે જોઈને કહ્યું, ''પણ એ બેમાંથી એકની ગૅરન્ટી તો હું ચોક્કસ આપી શકું.''

''સાહેબ,'' મેં લાગણીવશ થઈને પૂછ્યું, ''મારા મિત્રને મટી તો જશે ને ?''

''જુઓ ભાઈ'' ડૉક્ટરે કહ્યું, ''મેં હમણાં જ તમને કહ્યું કે આપણે કોઈ પણ એકનો ફેંસલો લાવી જ દેવો છે, ઓ.કે.?''

ડૉક્ટરના ગયા પછી મેં હસમુખને કહ્યું, ''કેન્સર જેવું મોટું નામ આપીને ડૉક્ટરો તો દર્દીઓને ગભરાવી નાખતા હોય છે પણ આપણે જરાય ગભરાવું નહીં.''

''અરે યાર, ગભરાય એ બીજા,'' હસમુખે પથારીમાં સહેજ આડા પડતાં કહ્યું, ''માંડ માંડ એરિસ્ટોક્રેટ રોગનું નામ મળ્યું છે. એનાથી ગભરાવાનું થોડું હોય! ઊલટાનું હું તો ભગવાનનો આભારમાનું છું કે એણે કેન્સર માટે મને સિલેક્ટ કર્યો. આનંદ એ વાતનો છે પંડ્યા કે આપણને કોઈએ સિલેક્ટ તો કર્યા !''

''એક વાત પૂછું હસમુખ ?'' એની નજીક બેસતાં મેં પૂછ્યું, ''તને દારૂ, બીડી-સિગારેટ કે તમાકુ-મસાલાનું કોઈ વ્યસન નથી છતાં ડૉક્ટરે કેન્સરનું નિદાન કર્યું, મારા માનવામાં નથી આવતું. આપણે ડૉક્ટર બદલી નાખીએ તો કેવું ?''

''ના યાર,'' હસમુખે સફાળા બેઠા થઈને કહ્યું, ''ડૉક્ટર બદલીએ તો પાછો રોગ પણ બદલાઈ જાય. આપણે તો આ કેન્સર સારું છે.''

''કેન્સરને તું સારો રોગ કહે છે ?''

''અફકોર્સ !'' હસતું મુખ રાખીને હસમુખે કહ્યું, ''કેન્સર સાથે તો મારે જન્મથી જ સારાસારી છે.''

''હું સમજ્યો નહીં.''

''મારી રાશિ કર્ક છે,'' હસમુખે કહ્યું, ''અને કર્ક રાશિને અંગ્રેજીમાં કેન્સર કહે છે. હવે તું જ કહે આટલો સુંદર યોગ તો નસીબદારને જ મળે ને !''

''કેન્સરનું સાંભળ્યા પછી તું ટેન્શનમાં નહોતો આવ્યો ?''

''હું નહોતો આવ્યો, પણ ડૉક્ટર ટેન્શનમાં આવી ગયા હતા એવું મને લાગે છે.''

''પણ એ તો કેન્સર એક્સપર્ટ છે,'' મેં પૂછ્યું, ''એ શા માટે ટેન્શનમાં આવે?''

''ઍક્સપર્ટ ખરા, પણ...'' હસમુખે સ્મિત કર્યું, ''હું એમનો પહેલો કેસ છું. જોકે મેં ડૉક્ટરને હિંમત આપી છે કે સાહેબ, ચિંતા નહીં કરો, હું છું ને તમારી સાથે.''

આટલું કહેતાં તો એ હસમુખ ખડખડાટ હસી પડ્યો.

પોતાને કેન્સર છે એવું જાણ્યા પછી પણ માણસ આટલો હસતો-હસાવતો રહી શકે એ મારા માનવામાં નહોતું આવતું. ઘણાં તો નાનું અમસ્તુ ગૂમડું થયું હોય તોય 'આ કેન્સરની ગાંઠ તો નહીં હોય ને ?' એવા જ ટેન્શનમાં ને ટેન્શનમાં ખરેખર કેન્સરની ગાંઠને નિમંત્રણ આપી બેસે છે. મારા એક સંબંધી છે. હૃદયના એટલા ઢીલા (જોકે એમણે બબ્બે વાર લગ્ન કર્યા છે એટલે એમને હૃદયના 'ઢીલા' કહેવા કે મજબૂત એ મારા માટે પ્રશ્ન છે ! પણ હાલ પૂરતાં એમને ઢીલા માની લઈએ) કે ઉપરાઉપરી ચાર-પાંચ છીંકો આવવા માંડે એટલે તરત જ એવું માનતા થઈ જાય કે મને નાકનો ટી.બી. તો નહીં હોય ને ? આપણે જ્યારે એમને મળીએ ત્યારે 'હું પાંચ-છ મહિનાથી વધારે હવે નહીં જીવી શકું' એવી ફરિયાદ કરતા હોય. જોકે એમની આવી ફરિયાદ હું છેલ્લાં દસેક વરસથી સાંભળતો આવ્યો છું !

''પંડ્યા,'' હસમુખે બંધ આંખે મને પૂછ્યું, ''કેન્સર મને થયું છે અને તું કેમ આમ ઢીલો પડી ગયો છે ? કે પછી મારી ઈર્ષ્યા આવે છે?''

''હસમુખ'', મેં એનો હાથ મારા હાથમાં લઈને કહ્યું, ''દોસ્ત, તું ખરેખર હસમુખ છે. આવી જીવલેણ બીમારીમાંય તું હળવાશથી વાતો કરી શકે છે. ખરેખર તારા જેવો ઝિંદાદિલ માણસ મેં આજ સુધી જોયો નથી.''

''વાહ,'' પૂરેપૂરા બેઠા થતાં હસમુખે કહ્યું. ''કેન્સર મારા માટે ખરેખર લકી સાબિત થયું કહેવાય !''

''હું સમજ્યો નહીં યાર,'' મેં કહ્યું, ''કંઈક સમજાય એવું બોલ...''

''કેન્સર મારા માટે લકી એટલા માટે કહેવાય કે જિંદગીમાં તેં ક્યારેય મારાં વખાણ નથી કર્યાં. આજે મને ઝિંદાદિલ માણસ કહીને મારાં જે વખાણ કર્યાં, એ માટે મારે કેન્સરનો આભાર માનવો જોઈએ.''

''કેન્સર જેવા રોગને પણ તું લકી માને છે ?''

''ચોક્કસ,'' હસમુખે કહ્યું, ''સાવ નાખી દેવા જેવી સામાન્ય બીમારી પણ માણસને એટલો સમય VIP બનાવી દે છે, જ્યારે મારી તો બીમારી જ ખુદ VIP છે, જેણે મને VIP બનાવી દીધો. આને કંઈ નાનો અમથો લાભ ન કહેવાય પંડ્યા!''

''દવા નિયમિત લેતો રહેજે,'' મેં વણમાગી સલાહ આપી, ''અને ડૉક્ટરના સૂચવ્યા મુજબની પરેજી પાળતો રહીશ તો કેન્સર આમ ચપટી વગાડતામાં મટી જશે.''

''જો પંડ્યા'' એણે હસતું મુખ રાખીને કહ્યું, ''કેન્સર મટે કે ન મટે, વહેલા-મોડા મરવાનું તો છે જ ને, તો શા માટે પરેજી પાળીને સ્વાદેન્દ્રિયનો ભોગ લેવો ? તનને જીવતું રાખવા માટે મનને મારી નાખવાનું ? મન છે તો તન છે.''

હું ઊભા થવાનું વિચારતો હતો ત્યાં જ હસમુખની પત્ની ટિફિન અને દવાનાં બૉક્સ લઈને આવી.



''ઓહ, પંડ્યાભાઈ,'' મને જોઈને એણે કહ્યું, ''ક્યારે આવ્યા ?''

''જગતમાં આવ્યે સિત્તેર વરસ થયાં,'' હસમુખે કહ્યું, ''પણ અહીં આવ્યે પંદર મિનિટ થઈ. પંડ્યાને પણ એક ગ્લાસમાં નાળિયેર પાણી આપ.''

''ના ભાઈ ના...'' મેં ઊભા થતાં કહ્યું, ''મારે હજુ જમવાનું બાકી છે.''

''તો અહીં જમી લો, બેનું થાય એટલું ટિફિનમાં છે.'' હસમુખની પત્નીએ કહ્યું, ''તમારા મિત્રને કંપની પણ મળશે.''

''ના હોં !'' હસમુખે નાળિયેર પાણીનો ગ્લાસ પકડતાં કહ્યું, ''પંડ્યા અહીં જમે તો એના ઘેર રાંધેલું અને રાંધનારી બેઉ બગડે. રાંધેલું બગડે તો ફેંકીય દેવાય પણ...''

''પંડ્યાભાઈ,'' હસમુખની પત્નીએ કહ્યું, ''આમને જરા સલાહ આપતા જાવ... કેન્સર જેવી બીમારીમાંય ગંભીર નથી રહેતા. જુઓને, ભાભી વિશે કેવું બોલ્યા ?''

''પંડ્યા, સાચું કહે,'' હસમુખે ખાલી ગ્લાસ એક બાજુ મૂકતાં કહ્યું, ''ભાભી તારા પર ગમે એટલાં બગડે એમને ફેંકી થોડા દેવાય ?''

''જોયું ને, કોઈ માને કે આમને કેન્સર થયું છે ?''

''અરે, એવું કોણે કહ્યું કે કેન્સર થયું હોય ત્યારે સાચી વાત ન કરાય ?'' હસમુખે મારી સામે આંખ મિચકારતાં કહ્યું, ''ખરું ને પંડ્યા !''

''હસમુખ'', મેં જરા ભાવવશ થઈને કહ્યું, ''દવા તારા રોગને મટાડશે કે કેમ એની મને ખબર નથી, પણ તારો હસમુખો સ્વભાવ તને ચોક્કસ સારો-સાજો કરી દેશે.''

''ડૉક્ટર પણ આવું જ કહેતા'તા,'' હસમુખે કહ્યું, ''કે હસમુખભાઈ, મને મારા પર વિશ્વાસ નથી એટલો તમારા પર વિશ્વાસ છે કે હું મારી ટ્રીટમેન્ટમાં સો ટકા સફળ થઈશ !''

પછી સહેજ વિચારીને હસમુખે મને કહ્યું, ''ડૉક્ટર મને આટલું બધું માન અને મહત્ત્વ આપે છે એની પાછળ કોણ જવાબદાર છે એની તને ખબર છે ?''

''ના,'' મેં પૂછ્યું, ''કોણ જવાબદાર છે ?''

''કેન્સર !'' મારી સાથે સ્પેશિયલ રૂમના બારણા સુધી ધીરે ધીરે આવતાં હસમુખે કહ્યું, ''મને કેન્સર ન થયું હોત તો ડૉક્ટરને આટલી હિંમત આપવા હું અહીં થોડો કંઈ આવી શક્યો હોત ? કાલે કદાચ હું ન હોઉં, પણ... ડૉક્ટર તો મને કાયમ માટે યાદ રાખશે ને કે મારો પહેલો દર્દી ખરેખર એક ઝિંદાદિલ ઈન્સાન હતો. બસ મારા માટે આટલું પૂરતું છે યાર...!''

''એ બધું તો બરોબર,'' મેં ચંપલ પહેરતાં કહ્યું, ''આરામ પૂરતો કરજે.''

''કેન્સરનો આ બીજો લાભ !'' એણે હસીને કહ્યું, ''હમણાં સુધી તું જ મને આળસુ કહેતો'તો... આજે મને આરામ કરવાનું કહે છે ! નથી લાગતું પંડ્યા, કે દર્દીની ઇમેજ તંદુરસ્ત માણસ કરતાં એક વ્હેંત ઊંચી હોય !''

હૉસ્પિટલમાંથી બહાર નીકળતાં હું વિચારી રહ્યો'તો કે કેન્સરને કોઈ દવા ભલે કેન્સલ ન કરી શકે પણ હાસ્ય જેવું ટોનિક તો જરૂર એને કરી શકે !

*બી/૧૦, દેવસિટી બંગલોઝ,*
*આર. સી. ટૅક્નિકલ રોડ, ઘાટલોડિયા,*
*અમદાવાદ-૩૮૦૦૬૧ મો. ૯૭૨૪૫૦૧૯૮૭*



# યાદગાર કવિસંમેલનો અને થોડો મુખવાસ

*હરિકૃષ્ણ પાઠક*

૧૯૬૯ના વર્ષની આ ઘટના છે.

અમદાવાદમાં કોમી તોફાનો થયેલાં ને પરિસ્થિતિ હળવે હળવે થાળે પડી રહી હતી. તે સમયે કાદીર પૂઠાવાલા નામના શિક્ષણ સાથે સંકળાયેલા એક સજ્જનને કવિ સંમેલન યોજવાનો વિચાર આવ્યો. શાહપુર વિસ્તારની કોઈ શિક્ષણ સંસ્થામાં એ સંમેલનનું આયોજન થયેલું.

મને જે નિમંત્રણ મળ્યું તે ઘણું કરીને માધવ રામાનુજ દ્વારા મળેલું કારણ કે, એ સંમેલનનું સંચાલન કવિશ્રી 'સ્નેહરશ્મિ' કરવાના હતા. કાર્યક્રમ મોડી સાંજે હતો. શારદા મંદિર પાસેની નાગરિક સોસાયટીમાં હું ત્યારે રહેતો. સાયકલ પર સ્થળ પર પહોંચ્યો. નાનકડી જગામાં એવો જ મંચ અને શ્રોતાઓ પણ ખાસ નહીં. ત્યાં જાણવા મળ્યું કે કવિશ્રી 'સ્નેહરશ્મિ' આવી શકે તેમ નથી. તેથી સંચાલનની જવાબદારી સાબિરઅલી સાબિર - વટવાના શિરે આવી. જૈફ વયના એ ઓલિયા જેવા જણના અવાજની ઋજુતા, વર્તનની નમ્રતા અને સમગ્ર સંચાલન દરમિયાન પ્રગટતી એક પ્રેમપૂર્ણ વ્યક્તિની હાજરી સતત અનુભવાતી રહી. બીજા કવિઓ કોણ હતા તે પણ આજે સ્મરણમાં નથી શ્રોતાઓની હાજરી પણ પાંખી કેમ કે હજી વાતાવરણ જરા ક્ષુબ્ધ હતું.

આયોજકોએ કવિઓ માટે મંગાવી રાખેલી ચા શ્રોતાઓને પણ મળી તો કાર્યક્રમ પૂરો થયો ત્યારે દરેક કવિને મુખવાસ માટે બબ્બે પાન વધારાનાં બંધાવી આપ્યાં.

કાર્યક્રમનો હેતુ ધ્યાનમાં લેતાં એક સત્કાર્યમાં જોડાવાનો આનંદ અને સંતોષ એ જ પુરસ્કાર હતો. પણ મારા મનમાં જે વસી ગયું તે શ્રી સાબિર સાહેબનું વ્યક્તિત્વ.

કેટલાંક વર્ષો પછી સાબિર સાહેબનો કાવ્ય સંગ્રહ 'ધ્રૂજતી પ્યાલી' ઘણું કરીને ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રગટ કર્યો, અને તેમાં પ્રસ્તાવના હતી કવિવર શ્રી ઉમાશંકર જોશીની ! એ પ્રસ્તાવનામાં કવિશ્રીએ શ્રી સાબિર સાહેબના વ્યક્તિત્વને જે રીતે ઉદ્‌ઘાટિત કરી આપેલું તે વાંચતાં મને થયેલું કે આ સંમેલન નિમિત્તે એક પાક પુરુષ અને ઓલિયાની સાથે બે ઘડી બેસવાનું મળ્યું તે જ એક પુરસ્કાર હતો.

બીજા કવિ સંમેલનનો અનુભવ સાવ જૂદો રહ્યો. આજથી આશરે સાડત્રીસ વર્ષ પહેલાં ગોધરા ખાતે એક કવિ સંમેલનનું આયોજન પીઢ અને અગ્રણી કવિએ કરેલું. દરેક સમયે આવી તકની શોધ કરતા અને કંઈ નહીં ને કંઈ ગોઠવી દેતા આયોજકો હોય છે. આજે પણ આપણે તેમનાથી વંચિત નથી. નામ પાડવાની યે જરૂર નથી.

આ વડીલ અને અગ્રણી કવિનું યે એવું. તેઓ આવા ઉપક્રમો કરવામાં માહેર હતા. પોતે કવિ તરીકે તો ખરા જ, વધારામાં સંચાલક પણ એ જ. અને તેમના પુત્ર પણ કવિ તરીકે સાથે હોય જ. અમદાવાદથી એક બસમાં અમે છ કવિઓ ગોધરા પહોંચ્યા તેમાં ઉપર કહ્યા તે બે ઉપરાંત સર્વશ્રી મનહર 'દિલદાર', માધવ રામાનુજ, ધૂની માંડલિયા અને આ લખનાર પોતે. હકીકતમાં તો ત્યાં ઉદ્યોગમેળાનું આયોજન હતું. પરંતુ તેમાં લોકોને રસ પડે તે માટે નાનકડો મંચ અને શ્રોતાઓ માટેની વ્યવસ્થા પડદા બાંધીને કરેલી, જ્યાં સાંસ્કૃતિક કાર્યક્રમ થઈ શકે. પ્રથમ તો અમે મુખ્ય આયોજક અને યજમાન શેઠને ત્યાં પહોંચ્યા. નાસ્તા-પાણીને ન્યાય આપીને સાંજે સભામાં જવાનું હતું. સમય થયો ત્યારે સૌથી વધારે સજ-ધજ ધૂનીભાઈએ કરેલી. બહાર જતાં પૂર્વે તેમણે શેઠના નોકરને બોલાવીને પોતાની મોજડી સાફ કરાવી.

પ્રદર્શનના સ્થાને કવિ સંમેલનનો સમય થાય તે પહેલાં જ લાઉડ સ્પીકર પર જાહેરાત શરૂ થઈ જે રમૂજ પમાડે તેવી હતી - **'અમદાવાદથી કવિરાજો આવી ગયા છે. કવિરાજો આવી ગયા છે. અમદાવાદથી' જાણે કે સર્કસના ગજરાજો !** હકીકતમાં

આ ટિકિટ-શો હતો. તેથી જાહેરાતો અનિવાર્ય હતી. કોઈ ફરક્યું નહીં તેથી છૂટછાટો શરૂ થઈ -

**'શાળા અને કોલેજના વિદ્યાર્થીઓ, શિક્ષકોને અર્ધી રકમની ફી લઈને પ્રવેશ અપાશે...'**

આમાં યે કશી બરકત ન થઈ તેથી વિના મૂલ્યે પ્રવેશની છેલ્લી જાહેરાત પછી થોડો સળવળાટ તો થયો, પરંતુ પ્રેક્ષાગાર લગભગ ખાલી જેવું. કવિઓને આઘાત ન લાગે તે માટે નવું આયોજન થયું. સ્ટેજ ઉપર આંખો અંજાઈ જાય તેટલો પ્રકાશ અને સામે લગભગ અંધારું ! તે છતાં કવિઓએ અંધારા સામે જોઈને કાવ્યપઠન કર્યું તે કહ્યું જ.

પછી થોડો નાસ્તો આવ્યો. 'દિલદાર' અવળું ફરીને બેઠા - પૂછ્યું તો કહે 'મારે આજે સોમપ્રદોષ છે.'

અને તે જ સમયે વડીલ કવિ અને આયોજકો વચ્ચે કશી ચર્ચા થવા લાગી. આયોજકોનું કહેવું હતું કે, ટિકિટો ખપી નથી તેથી કવિઓને પુરસ્કાર આપવામાં મુશ્કેલી છે. અમને ત્યાં લઈ જનારને તો ત્રણ પુરસ્કાર લેવાના હતા, સંચાલનનો, કાવ્યપઠનનો પોતાનો અને તેમના સુપુત્રનો - માધવને આ વાતની ગંધ આવી ગઈ. કહે, 'જોઈએ હવે શું થાય છે તે' - ને હા - ના કરતાં છેલ્લે દરેક કવિને ભાડું કહો તો ભાડું ને પુરસ્કાર કહો તો પુરસ્કાર - કુલ રૂા. ૪૧/- અંકે રૂપિયા એકતાલીસ પૂરા મળ્યા. રાત્રે ત્યાં રોકાવાની કશી સગવડ ન હતી. અને અમદાવાદની બસ તો વહેલી સવારે ઊપડવાની હતી. તેથી અમે બધા રાતથી બસમાં જઈને બેસી ગયા, બેસી રહ્યા.

સવારે બસ ઊપડી હું ને માધવ નડિયાદ મારાં બહેનને ત્યાં ગયા ને થોડા સ્વસ્થ થઈને અમદાવાદની બસ પકડી. ક્યારેક ક્યારેક કવિ સંમેલનોમાં જવાનું થયું છે. આજે તો આપણે ત્યાં 'અચ્છે દિન' આવી ગયા છે ને કેટલાકની આજીવિકા પણ આનાથી જ ચાલે છે. પરંતુ થોડા અનુભવોથી કવિઓ વિશેના કેટલાક તારણ પર હું આવ્યો છું તે ટૂંકમાં કહીશ.

૧. પોતે કવિ હોવા વિશે અત્યંત સભાન હોય તેવા કવિઓ કેળવેલી ખરજમાં કાવ્ય પાઠ કરે છે.
૨. નવાસવા ને ઉત્સાહી કવિઓનો આનંદ છૂપો રહેતો નથી ને કાવ્યપઠન કરતાં તેમનો અવાજ પણ તરડાઈ જતો હોય છે.
૩. કેટલાક સ્વનામધન્ય કવિઓ એવા ખ્યાલમાં હોય છે કે, શ્રોતાઓ માત્ર પોતાને જ સાંભળવા આવ્યા છે, તેથી ખૂબ ગંભીર રહે છે અને કોઈ સાથી કવિને ભૂલથીયે દાદ દેતા નથી.
૪. માઈક સામે વધારે સમય ઊભા રહેવાનું બને તે માટે કેટલાક 'તરન્નુમ' કરવાનું ચૂકતા નથી. તો વળી અભિનય પણ ખરો.
૫. પ્રેક્ષાગારમાં કોઈ ઈષ્ટ વ્યક્તિની હાજરી જોવા મળે તો તેને અનુલક્ષીને અમુક પ્રકારની ખાસ રચનાનું પુનઃ પુનઃપઠન કરે છે, દાદ મળે ત્યાં સુધી અટકતા નથી.
૬. તો કોઈ કોઈ સ્વાશ્રયી કવિઓ સામે ચાલીને વિવિધ સંસ્થાઓમાં પહોંચી જતા હોય છે ને સ્વેચ્છાએ શ્રોતાઓને કાવ્યપઠનનો આનંદ આપે છે. પુરસ્કાર અંગે પણ તેઓ આગ્રહી નથી હોતા. પ્રજા કવિતાથી વિમુખ ન થઈ જાય તે જોવાની તેમની ફરજ સમજે છે.

જો કે કવિઓની અને કવિતાની માઠી તો ત્યારે બેસી જાય છે, જ્યારે સંચાલન કોઈ હાસ્યલેખકના હાથમાં આવી પડે. કવિ અને કવિતાની બને તેટલી ઠેકડી કરીને શ્રોતાઓને હસાવવા એ તેમનું લક્ષ્ય હોય છે અને જ્યાં સુધી એ સિદ્ધ ન થાય ત્યાં સુધી કવિઓએ અને ખુદ કવિતાએ વેઠી લેવું પડે છે. આ બાબતમાં વિશેષ અનુભવી કવિઓ ઘટતો ઉમેરો કરી શકે.

*પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર-૨-એ,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*ફોન : ૦૭૯-૨૩૨૨૮૯૩૮*



# પત્તાનો પ્રતાપ

*પરાગ મ. ત્રિવેદી*

**ઘ**ણાને પત્તે રમવાનો શોખ હોય છે. અમુકને પત્તે રમવાનું વ્યસન હોય છે. અમુક લોકો રૂપિયા સાથે રાખીને પત્તે રમતા હોય છે. અમુક સ્ત્રીઓ 'રૂપિયા' સાથે અને 'પિયા' વગર જ પત્તે રમતી હોય છે. તેના 'પિયા' વળી બીજે ક્યાંક 'રૂપિયા' સાથે પત્તે રમતા હોય છે ! આવા પતિઓની માનસિક સ્થિતિ ભારતના સરેરાશ નાગરિક જેવી હોય છે. તેઓ રૂપિયા જીતતા હોય ત્યારે એમને એમ હોય કે 'મારી આર્થિક સ્થિતિ કેટલી સદ્ધર થતી જાય છે...' પણ તેમને ખબર હોતી નથી કે એકંદરે તેમના કુટુંબની આર્થિક સ્થિતિ ડામાડોળ થતી જાય છે. ભારતના નેતાઓએ દર્શાવેલી આર્થિક સદ્ધરતાથી નાગરિકો અવગત હોય છે, પણ દેશ ઉપર કેટલા અબજ ડોલરનું દેવું છે એનાથી બેખબર હોય છે. બરાબર આવી જ રીતે આ 'પિયા' એ જીતેલી રકમ કરતા દોઢગણી રકમ તેમના પત્ની તેમની સખીઓ સાથે રમતા તે જ વખતે હારી રહ્યા હોય છે અને આમ રમતાં રમતાં તેમના કુટુંબની મત્તામાં એકંદરે ઘટાડો થતો જતો હોય છે.

પત્તાના કાયમી રમવાવાળા થોડું રમીને પત્તો બદલાવી નાખતા હોય છે, અવારનવાર પત્તો બદલાવી નાખતા હોય છે. પણ 'માટી કહે કુમ્હારસે, તું ક્યા રોંદે મોહે, ઈક દિન ઐસા આયેગા, મૈં રોંદુગી તોહે'

- એ રહીમના દોહા પ્રમાણે, પત્તા રમી રમીને ઘણાના પત્તા (સરનામાં) બદલાઈ ગયાના દાખલા છે ! અમારા પાડોશના એક ભાઈ ઘરનાં મકાનમાં રહેતા હતા, એમાંથી પત્તામાં હારી જવાને કારણે મકાન વેચી ભાડાનાં મકાનમાં રહેવા જવું પડ્યું અને આમ તેમનો પત્તો બદલાઈ ગયો. પત્તો બદલવા છતાં તેમની આદત ન બદલી આથી પછી તેમને વધુ ભાડાનાં મકાનમાંથી ઓછાં ભાડાંના મકાનમાં ને પછી એનાથી પણ ઓછાં ભાડાંના મકાનમાં જવું પડ્યું ને આમ તેમનો પત્તો અવારનવાર બદલતો રહ્યો. 'સાધુ તો ચલતા ભલા' એ ઉક્તિ પ્રમાણે તો તેમને કંઈક અંશે સાધુ કહી શકાય. તેઓ હંમેશાં 'ચાલતા' જ રહે છે. ઘર બદલતા જ રહે છે. જગતની કોઈ દુન્યવી વસ્તુ તેમને બાંધી શકતી નથી. અને તેમની નિસ્પૃહતા તો અત્યંત અહોભાવપ્રેરક છે. કોઈક સાધુ એવા હોવાનું સાંભળ્યું છે કે તેઓ જે જગ્યાએથી એક વખત પસાર થઈ જાય, તે જગ્યાએ ફરી કદી પાછા આવતા નથી. એ જ રીતે આ પત્તા પ્રેમી પુરુષ જે ઘરને છોડે ત્યાં ફરી વખત કદી પાછા આવતા નથી. સાધો ! સાધો !

પત્તે રમવું એટલે શું માત્ર પત્તે જ રમવું ? ના, ના, ના. પત્તા રમતી વખતે બીજું ઘણું બધું કરવાનું હોય છે. ઘણાને પત્તા રમતી વખતે મોઢામાં પાનનું 'પત્તુ' તો જોઈએ જ. અમુકને તો વળી એ 'પત્તા'માં દેશી 'પત્તી' હોય તો જ ટેસ આવે ! મારી સાથે સર્વિસ કરતા એક બહેનના પતિને આવી જ ટેવ હતી - પત્તા રમતી વખતે પત્તી નાખેલા, પત્તા ઉપર પત્તા ખાધાં જ કરે, ખાધાં જ કરે... એમાં ને એમાં કેન્સર નામના રોગે ક્યારે એમના મોંનો પત્તો લગાવી લીધો અને ક્યારે તેમાં ઘર કરી લીધું. તેનો તેમને પત્તો જ ન લાગ્યો ! એમના અને એમના કુટુંબીજનોએ એને મટાડવા બે હજારની ને પાંચસોની



ઘણી પત્તીઓ ખર્ચી, પણ તેમનો પત્તો કાયમ માટે બદલાઈને જ રહ્યો - 'પૃથ્વીવાસી'ની બદલે પછી તેઓ 'સ્વર્ગવાસી' થયા...

આમ તો હંમેશા મનુષ્ય જ પત્તા સાથે રમતો હોય છે, પણ ક્યારેક પત્તા પણ મનુષ્યના જીવન સાથે રમત રમી જાય છે. આથી જ તેમને 'Palying Cards' (પ્લેઈંગ કાર્ડઝ) કહ્યા હશે?

આ પત્તાને ગંજીપત્તા પણ કહે છે. 'તેમને 'ગંજીપત્તા' શા માટે કહેતા હશે? આવો સવાલ મને થયેલો. બહુ વિચારતા મને આવા કારણો મળી આવ્યા.

(૧) મનુષ્ય પહેલાં કંઈ ન પહેરતો, પછી ઝાડનાં પત્તાં (પાંદડાં) પહેરતો થયો, પછી સિલાઈ વિનાનાં કપડાં પહેરતો થયો, પછી સિવેલાં કપડાં પહેરતો થયો, પછી વધુને વધુ વ્યવસ્થિત સિવેલાં કપડાં પહેરતો થયો. અમુક વર્ષોથી મનુષ્ય કોટ-ટાઈ પહેરતો થયો છે. ઘણા લોકો પત્તા રમ્યા કરવાથી અને સતત હાર્યા કરવાથી કોટ-ટાઈવાળા હોય. તેમાંથી માત્ર શર્ટપેન્ટવાળા થઈ જાય છે. એ જ વલણ ચાલુ રહે તો તેમની 'ગંજી' ભેર થઈ જવાની અને ત્યારબાદ પણ ઉત્તરોત્તર, મનુષ્યની આગળ જણાવેલી પ્રાચીન શારીરિક સ્થિતિ ભણી ગતિ કરવાની શક્યતા રહેલી હોય છે. આમ, 'તમે આમને આમ રમ્યા કરશો, હાર્યા કરશો, તો 'ગંજી' - 'ભેર' થઈ જશો' - આવી ચેતવણી રમનારને સતત મળ્યા કરે એ માટે તેને 'ગંજીપત્તા' કહેવામાં આવે છે!



(૨) સૂકાં ઘાસની 'ગંજી'માં જરાક અમતો તિખારો થાય તો યે આખી ગંજી સળગી જતી હોય છે. પત્તાનો જંગ ખેલતા-ખેલતા જંગબહાદુરો એટલા આવેશમાં આવી જતા હોય છે કે કોઈ એકાદના મોંમાંથી નીકળેલો શબ્દતિખારો તે 'જંગ' ને સળગતી 'ગંજી'માં ફેરવી નાખે છે. આથી પણ તેમને ગંજીપત્તા કહેવામાં આવે છે.

(૩) વધારે તો પુરુષો આ રમત રમતા હોય છે. પણ ઘણી સ્ત્રીઓ પણ આ રમત રમતી હોવાનું સંભળાય છે. સામાન્ય રીતે સ્ત્રીઓને ટાલ પડતી નથી, પણ આ રમત વધુ પ્રમાણમાં રમવાથી સ્ત્રીઓ પૈસે ટકે 'ગંજી' થઈ જવાની શક્યતા રહેલી છે, એની સ્પષ્ટ ચેતવણીરૂપે તેને ગંજીપત્તા કહે છે.

આજકાલ લગ્ન પ્રસંગમાં અમુક લોકો ગંજી પહેરીને તમાકુની પત્તીવાળું પાનનું પત્તુ ખાતાં-ખાતાં ગંજીપત્તા રમતા જોવા મળે છે. અમુક તહેવાર દરમિયાન 'પત્તા' રમવા માટે ઘણા ઘરેથી 'લાપતા' થઈ જતા હોય છે.

સજ્જન મનુષ્યો પૈસા વિના, સાદી રીતે 'પત્તા' રમીને માત્ર સમય 'કાપતા' હોય છે. તો અમુક ચાલાક લોકો ક્લબ ચલાવી, બીજાને તેમાં 'પત્તા' રમતા કરી પોતે નોટો 'છાપતા' હોય છે!

કોઈ સામયિકના તંત્રી / સંપાદક દીપોત્સવી અંક માટે 'પત્તાની સીઝન' દરમિયાન હાસ્યલેખ મંગાવે તો તેમને તેમના પતા ઉપર 'પત્તા ઉપરનો લેખ' મળવાની પૂરી શક્યતા રહેલી હોય છે. તમે આ લેખ વાંચ્યા પછી પત્તે રમવા તો નથી બેસવાના ને?

*એ-૩૦૪, હિમાલય સ્કાય,*
*હિમાલય મોલ પાસે, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૮૯૮૩૫૭૩૫૭*

# જગો અને જગાનંદજી

*- ડૉ. જગદીશ ત્રિવેદી*

**દ**રેક વ્યક્તિને સફળ થવું હોય છે. પરંતુ હું નાનપણથી જ અત્યંત મહત્ત્વાકાંક્ષી હોવાથી મારે મહાસફળ થવું હતું. મેં મહાસફળ થવાની યાત્રામાં આગળ જતા પત્ની તથા પુત્રને પણ મહાસફળ થવા માટે તૈયાર કર્યાં. અમે મહાસફળ થવાની તમામ તૈયારીઓ પૂરી કરી લીધી હતી માત્ર કેવી રીતે મહાસફળ થવું તેની માહિતી પ્રાપ્ત થતી નહોતી.

એમાં એકવાર અમે પ.પૂ. જગાનંદજી મહારાજના સત્સંગમાં જઈ ચડ્યા. મહારાજ અનેક કૃપાપાત્રોના આધ્યાત્મિક ગુરુ છે. મહારાજના વાણી અને વર્તન રેલવેના પાટા જેવા છે, એ બંનેનું અંતર ક્યારેય વધતું નથી પરંતુ ક્યારેય એક પણ થતાં નથી. તે દિવસે સત્સંગમાં વધુ શ્રોતાઓ જોઈને ગેલમાં આવી ગયેલા જગાનંદે સુત્રપાત કર્યો. જે ગઈકાલનું વિચારે છે એ નિષ્ફળ જાય છે, જે આજનું વિચારે છે તે સફળ થાય છે અને જે આવતીકાલનું વિચારે છે એ મહાસફળ થાય છે.

સત્સંગમાં 'મહાસફળ' શબ્દ આવ્યો અને બહેનોના વિભાગમાં બેઠેલા મારા ધર્મપત્નીએ મારી સામે જોયું. બરાબર એ સમયે જ ભાઈઓના વિભાગમાંથી મેં મારા પત્ની સામે જોયું. અમારા બંનેના સહિયારા પ્રયાસોથી ઉત્પન્ન થયેલા પુત્રએ અમારા બંને સામે જોયું. જગાનંદજીના સત્સંગમાં જગાના પરિવારને સામૂહિક ઝબકારો થયો. જુબા બંદ થી લેકીન બાત હો ગઈ. અમને વરસોથી જે રહસ્યની તલાશ હતી એ સત્સંગના પ્રથમ દિવસે જ પ્રાપ્ત થઈ ગયું. આવતીકાલનું વિચારવું એ અમારો જીવનમંત્ર થઈ ગયો. મને થયું કે, જે શ્રોતાઓમાં પાત્રતા હોય છે તેમના માટે એક જ પ્રવચન પર્યાપ્ત છે. બાકી જે લોકોમાં પાત્રતા નથી એ આખો જન્મારો માથું ધુણાવ્યા કરે. છતાં કશો ભલેવાર વળતો નથી.

અમે બીજા દિવસથી જ આવતીકાલનું વિચારવા લાગ્યા. મારા પત્ની આજે શું રાંધવું એ વિચારને મગજવટો આપી આવતીકાલે શું રાંધવું એ વિચારવા લાગ્યા. હું આ મહિનાના ફોન, વીજળી, કરિયાણું જેવા બિલ ભરવાનું છોડી આવતા મહિનાનાં બિલ કેવી રીતે સમયસર ભરી શકાય તે અંગે વિચારવા લાગ્યો. મારો પુત્ર ત્રીજા સેમેસ્ટરમાં હતો છતાં ચોથા સેમેસ્ટરના વિષયોની તૈયારી કરવા લાગ્યો. જે રીતે લોકો આ લોક બગાડીને પરલોક સુધારવાનું વિચારે છે.

અમે સાગમટે આર્ષદષ્ટા થયા અને મહાસફળ થવા માટે સામૂહિક અભિયાન શરૂ કર્યું. અમે ઘરની દીવાલ ઉપરથી મા-બાપના ફોટા ઉતારી લીધા અને ત્યાં પ. પૂ. જગાનંદજીનાં પૂરા કદના 'છબીજી' પધરાવ્યા. અમે છબીજીને સવાર-સાંજ ધૂપ-દીવા કરતાં અને એક જ પ્રાર્થના કરતાં કે અમે મહાસફળ થઈએ એવા આશીર્વાદ આપજો.

અમે સફળતાની દિશામાં ડગલું ભર્યું ત્યાં જ ઠેશ વાગી. મારા કનુકાકાને હૃદયરોગનો હુમલો આવ્યો. કનુપત્ની મંછાકાકી એને હાર્ડ એટેક કહે છે. જો કે હાર્ટ એટેક મોટાભાગે હાર્ડ એટેક પૂરવાર થતો હોવાથી કાકી સાવ ખોટા નથી. આમ પણ આજે બોલચાલમાં 'હાર્ટ એટેક' કરતાં 'હાર્ડ એટેક' વધુ વપરાય છે. સાચા કરતા ખોટાનું ચલણ વધુ હોય એ કળીયુગનું પ્રમાણ છે. કનુકાકાના સસરા કમળાશંકર હજુ જીવે છે. આ કમળાશંકર બોલવામાં પણ એવો ભાંગરો વાટે છે કે, એમના સુપુત્રી મંછાગૌરી સાવ નિર્દોષ લાગે. કમળાશંકર કહે છે કે, અમારા જમાઈને હાર્ડ એટેકનો હુમલો આવ્યો છે. એટેક અને હુમલો બંને સાથે બોલવા છતાં એમને ક્યારેય હુમલો આવ્યો નથી અને એમનો જુમલો નેવુંને વટાવી ગયો છે.

આ રીતે મારા સગા કાકાને હાર્ડ એટેકનો હુમલો આવ્યો હોવાથી મારે ખબર પૂછવા જવું જ પડે. ઘણા લોકો 'ખબર પૂછવા' આવ્યા છે કે 'ખબર લઈ નાખવા' આવ્યા છે તે નક્કી કરવું કઠિન થઈ પડે છે. પરંતુ હું તો કાકાની ખબર પૂછવાના નેક ઈરાદાથી રવાના થયો. હોસ્પિટલ જતાં રસ્તામાં મારી નજર અંત્યેષ્ઠિનો સામાન વેચતી દુકાન ઉપર પડી. ત્યાં ખાપણ, ફુલના હાર, નનામી, શ્રીફળ, અગરબત્તી અને માટલાનાં સંતાનો જેવી મટુકીઓ જોવા મળી. દુકાન બહાર

ત્રણ મોટી સાઈઝની નનામી અને એક બાળનનામી ભીંતના ટેકે ઊભી કરેલી હતી. ભીંતના ટેકે નનામીઓ ઊભી કરેલી જોઈને મને પહેલી નજરે એમ લાગ્યું કે, ભીંત રંગવા માટે નિસરણીઓ ઊભી કરેલી છે.

બાજુબાજુમાં ચાર નિસરણીઓ ઊભેલી જોઈને જ્ઞાન થયું કે આ નિસરણી નથી પરંતુ નનામી છે. નિસરણી અને નનામીની માત્ર રાશિ એક છે એવું નથી. એ બંનેનો દેખાવ અને કાર્ય પણ એક જ છે. નિસરણી અને નનામીનું કાર્ય માણસને ઉપર લઈ જવાનું છે.

પલંગ લોખંડનો હોવાથી કઠોર છે અને નનામી વાંસની હોવાથી કોમળ છે. તેથી માણસ પલંગમાં અડધી જિંદગી સૂવે છે છતાં પલંગ સાથે આવતો નથી. પરંતુ નનામીમાં માત્ર અડધી કલાક સૂવે છે છતાં નનામી સ્મશાન સુધી સાથ નિભાવે છે. પલંગ પોઢનાર સાથે સળગી મરતો નથી પરંતુ નનામી તો સતીની માફક શબને ખોળામાં લઈને શબ સાથે સળગી મરે છે.

મારા મગજમાં આવતીકાલનો વિચાર કરીને મહાસફળ થવાનું ભૂત સવાર હતું. મારી નજર નનામી ઉપર પડી અને મારા એડવાન્સ મગજમાં ઝબકારો થયો. મને થયું કે ભગવાન કનુકાકાને સવાસો વરસના કરે. મંછાકાકી હમણાં જ પુરૂષોત્તમ માસમાં અંબાજીની જાત્રા કરવા ગયા ત્યારે કંકુનો મોટો ડબ્બો ખરીદી લાવ્યા છે. મંછાકાકીની મોટી ઉંમર સુધી સેંથો પૂરવાની મંછા માતાજી પૂરી કરે પરંતુ દેહનો કોઈ ભરોસો નથી. ન કરે નારાયણ અને કનુકાકાને કંઈ થઈ જાય તો આવતીકાલનો વિચાર કરીને આજે જ નનામીનો ભાવ પૂછી રાખવામાં શાણપણ છે.

મેં રિક્ષાચાલકને થોડીવાર રિક્ષા થોભાવવા વિનંતી કરી. રિક્ષાચાલકે પણ આવતીકાલનો વિચાર કરીને મીટર ચાલુ રાખવાની ઈચ્છા પ્રગટ કરી. હું એની વાત સાથે અસહમત થયો એટલે એ ત્યાં સુધીનું ભાડું લઈને મને નનામી સુધી પહોંચાડીને જતો રહ્યો. મને જોઈને દુકાનદારે ચહેરા ઉપર સ્મિત સાથે ઉષ્માભર્યો આવકાર આપ્યો.

'આવો... આવો... સાહેબ... આ વખતે ઘણા સમયે આવ્યા...'

'તમારી દુકાને આવવાનું મન બહુ થાય પણ હમણાં કોઈ મરતું નહોતું.'

'આજે ભગવાને તમારી ઈચ્છા પૂરી કરી.'

'હજુ કોઈ મર્યુ નથી.'

'તો ?'

'અમારા સદગુરુએ કહ્યું છે કે, કલ કરે સો આજ કર, આજ કરે સો અબ.'

'વાહ સાહેબ વાહ જો બધા લોકો તમારી માફક આવતીકાલનું વિચારવા લાગે તો ૨૦૨૦ પહેલા ભારત મહાસત્તા બની જાય.'

'બોલો નનામીનો શું ભાવ છે ?'

'ભાવતાલ પછી કરીશું. પહેલા એં કહો કે ચા લેશો કે ઠંડું ?'

'આજે માત્ર રજા લઈશ.. સામાન લેવા આવું ત્યારે ચા પીશું.'

'ભગવાન તમને જલ્દી મોકલે પરંતુ આજે આવ્યા છો તો ચા પીધા વગર જવા દઈશ નહીં. છોટુ... બે અડધી ચા લઈ આવ.'

'હેં બોલો નનામીનો શું ભાવ છે ?'

'ચારસો રૂપિયા'

'હેં ? ચારસો રૂપિયા ? હજુ છ મહિના પહેલા મારા શાન્તાફઈ ગુજરી ગયા ત્યારે તો ત્રણસો રૂપિયા લીધા હતા.'

'ત્યારે ત્રણસો નહીં પણ સાડા ત્રણસો લીધા હતા. એ વખતે જીએસટી નહોતો અત્યારે અઢાર ટકા જીએસટી લાગે છે.'

'આ નાની નનામી કોના માટે છે ?'

'મેં પણ તમારી માફક આવતીકાલનો વિચાર કર્યો. અત્યારે શહેરમાં સર્કસ આવ્યું છે એનો ઠીંગુજી ત્રણ દિવસથી બીમાર છે.'

'તમારે પણ મારી માફક મહાસફળ થવું લાગે છે. તમારી નાની નનામી પણ એકાદ-બે દિવસમાં વેચાઈ જાય એવી શુભકામના.'

'જો નહીં વેચાય તો સ્કીમ બહાર પાડીશ.'

'નનામીમાં સ્કીમ ?'

**(અનુસંધાન પૃષ્ઠ નં. ૩-૩૨ ઉપર)**

# આ આઈસ્ક્રીમ ઓગળી જાય કોઈ ઝીલોજી...

**કટિંગ વિથ અધીર - બધિર અમદાવાદ**

*- અધીર અમદાવાદી*

હમણાં જ વોટ્સએપ પર કોઈ 'અજ્ઞાત' કવિની બે પંક્તિઓ મળી જેમાં કવિ કહે છે કે :

**કાંતો સાવ ઓગળી જવું કાં તો ઠરી જવું.**
**પ્રેમમાં વચ્ચેના રસ્તા હોતા નથી.**

આઈસ્ક્રીમનું ઠરેલા હોવું એ જરૂરિયાત છે. આઈસ્ક્રીમ ઠરેલો જ પીરસવાનો હોય છે. ઠરેલા હોવું એ આઈસ્ક્રીમનું કર્મ છે. આઈસ્ક્રીમનું ઓગળી જવું એ દુઃખદ ઘટના છે. આઈસ્ક્રીમ ઓગળવાની ઘટના કાં ખાનારની અથવા પીરસનારની બેકાળજી દર્શાવે છે. અમદાવાદમાં તો વીજળી ગુલ થવાની ઘટના અજાણી છે. પરંતુ વેપારી અમદાવાદનો હોય અને વીજળી બચાવવા રાત્રે ફ્રીઝર બંધ રાખ્યું હોય અથવા બાબા આદમના જમાનાનું ફ્રીઝર ચલાવે રાખતો હોય તે સંજોગોમાં ક્યારેક ઓગળેલો આઈસ્ક્રીમ ખાવાનો વારો આવે. જોકે આઈસ્ક્રીમના ઓગળી જવા માટે ગ્લોબલ વોર્મિંગને જવાબદાર ઠેરવવાની કોશિશ હજુ કોઈ પર્યાવરણવાદીએ નથી કરી એટલી ગનીમત છે. કઠણ આઈસ્ક્રીમની કઠિનાઈ પાછી અલગ છે. એમાંય આઈસ્ક્રીમ પથ્થરિયો હોય અને સાથે આપેલી ચમચી મીણ જેવી નરમ. ત્યારે ખાનારને જે સંઘર્ષ અનુભવાય છે તેની દારુણતા વર્ણવવી અઘરી છે. એ તો જેણે અનુભવી હોય એ જ જાણે.

આઈસ્ક્રીમ ઓગળી જાય એટલે વાટકો ઊંચો કરી પીવાનો થાય. અથવા છીછરી ચમચી વડે અથાગ મહેનત કરીને વારંવાર મોઢામાં ઓરવાનો થાય. ખરી વ્યથા કોઈ કુલ્ફી, કેન્ડી, કે પીગળેલો કોન આપણને ધરે ત્યારે સર્જાય છે. રેપર ખોલવા જતાં જ ખબર પડી જાય કે જેને પથ્થર જેવો કઠણ ચાહ્યો હતો તે ફીણ જેવો નરમ નીકળ્યો. પછી સાવચેતી અને માવજતથી, એક તરફ સીધું કાગળિયાં પરથી અને આંગળી પર રેલાઈ જતું દૂધ ચાટતા જવાનું અને બીજી તરફ આઈસ્ક્રીમના લોકલ વોર્મિંગથી કપડા અને કોણી સુધી જતા આઈસ્ક્રીમના ટપકા-રેલાને ઝીલવાનો ! કમનસીબી એ છે કે, આવા આઈસ્ક્રીમ ઝીલ્યા પછી ખવડાવનાર દોસ્તને દોષ નથી દઈ શકાતો અને ખાધા બાદ આનંદનો ઓડકાર ખાઈ શકાતો નથી !

એટલે જ અમને લાગે છે કવિ બાલમુકુન્દ દવેની આ પંક્તિઓ ઓગળી જતા આઈસ્ક્રીમ માટે પણ એટલી જ સચોટ છે :

**આ શ્રાવણ નીતર્યો સરવડે કોઈ ઝીલોજી,**
**પેલાં રેલી ચાલ્યાં રૂપ હો કોઈ ઝીલોજી.**
**આ દૂધે ધોયા ડુંગરા કોઈ ઝીલોજી,**
**પેલી ઝરણાંની વણઝાર હો કોઈ ઝીલોજી.**
**આ નથી ટપકતાં નેવલાં કોઈ ઝીલોજી,**
**આ વરસે અમરત મેહૂલો કોઈ ઝીલોજી.**

આઈસ્ક્રીમ અમરત-મેહની કક્ષામાં આવે. અંગ્રેજીમાં આઈસ્ક્રીમને ડેઝર્ટ ગણવામાં આવે છે. જમ્યા પછી ખવાય. અમદાવાદી બાઈક સવાર જેમ ગમે તેટલા ટ્રાફિકમાં પોતાનો રસ્તો શોધી લે છે. જેમ છત પર પડેલું પાણી પોતાનો રસ્તો શોધી લે છે, એમ ભરપેટ જમ્યા પછી અનેક પ્રકારના અન્ન વચ્ચે આઈસ્ક્રીમ એટલી જ સરળતાથી ઘૂસી જાય છે અને ખાનારને કદી અફસોસ નથી થતો કે આજે આઈસ્ક્રીમ ના ખાધો હોત તો સારું થાત. આઈસ્ક્રીમની આ ખૂબી છે. આઈસ્ક્રીમ ખાવાથી એસિડીટીમાં રાહત થાય છે એવી માન્યતા પણ પ્રચલિત છે. જે ખોટી હોય તોય શું ખોટી છે ? તમે જ કહો. આઈસ્ક્રીમ ખાવાથી તમારા બત્રીસે કોઠામાં ટાઢક થાય છે. તમે પ્રાઈવેટમાં નોકરી કરતા હોવ અને તમને એલટીસીના ના મળતું હોય ને તમે હિમાલય સુધી ફરવા ના જઈ શકતા હોવ, તો આઈસ્ક્રીમ ખાઈ લેવાથી હિમાલય યાત્રાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. મહાભારત સમયમાં આઈસ્ક્રીમ નહોતો એટલે જ પાંડવો અંતે હિમાલય ભણી પ્રયાણ કરે છે એવું અમારા જાણ-કાળ મિત્ર પ્રકાશચંદ્ર માને છે.

બાકી ઉનાળામાં આઈસ્ક્રીમ ખાવો એ જરૂરિયાત છે. ચોમાસામાં આઈસ્ક્રીમ ખાવો એ શોખ છે, અને શિયાળામાં આઈસ્ક્રીમ ખાવો એ ગાંડપણ છે. અમને ગાંડપણ મંજૂર છે, પરંતુ આઈસ્ક્રીમને કોઈ ઉનાળુ આઈટમ જાહેર કરે એ માનવું મંજૂર નથી. આઈસ્ક્રીમ બારમાસી છે. આઈસ્ક્રીમ દિવસના કોઈ પણ સમયે ખાઈ શકાય છે. અડધી રાત્રે ક્ષુધા દેવી પેટ ખખડાવે ત્યારે ઊઠીને એક કપ આઈસ્ક્રીમ ખાઈને નિરાંતે પોઢી શકાય છે.

ગુજરાતમાં તો ક્યાં એવી ઠંડી પડે છે ? તોયે શિયાળામાં કોઈના ઘેર જઈએ તો યજમાન ચાનો આગ્રહ કરે છે. પરંતુ અમારું માનવું છે કે, આઈસ્ક્રીમની સરખામણી ચા સાથે કદાપિ ના કરવી જોઈએ. ચા તો અડધી રાત્રે પીવાથી ઊંઘ નથી આવતી, પણ આઈસ્ક્રીમ ખાઈને મગજ તર થાય એટલે વધારે સારી ઊંઘ

આવે છે. આઈસ્ક્રીમ ખાવાથી જીભ દાઝી જતી નથી એટલે ચાની જેમ ફૂંકી ફૂંકીને ખાવો નથી પડતો. ચામાં થાય છે એમ, આઈસ્ક્રીમ ખાવાથી શર્ટ પર ડાઘા પડ્યા હોય અને એના કારણે ગૃહ કલેશ થયો હોય એવા દાખલા જાણવામાં નથી આવતા. ચા તાજી બનાવવી પડે છે જ્યારે આઈસ્ક્રીમ ફ્રીઝ કરવાનો હોઈ એને બનાવવાની કડાકૂટ નથી. ફ્રીઝમાંથી કાઢ્યો અને ખાઈ લીધો. જોકે રૂઢિચુસ્ત લોકોને આમ તૈયાર આઈટમ મહેમાનને પધારવવામાં નાનપ લાગે છે. પણ હકીકત એ છે કે, ચા સસ્તી છે એટલે ભલે એના ચાહકો માસમાં હોય, પરંતુ આઈસ્ક્રીમમાં ક્લાસ છે. ચાને પૃથ્વી પરનું અમૃત કહેનારા ભૂલી જાય છે કે, ડોક્ટરો દવા આઈસ્ક્રીમ સાથે ખાવાનું કહે છે, ચા સાથે નહીં.

અને પેલો દુહો છે ને જેમાં શિયાળા, ઉનાળા અને ચોમાસામાં ક્યાં જવું એની કવિ ભલામણ કરે છે, એ દુહામાં થોડો ફેરફાર કરીને કહી શકાય કે :

**શિયાળે આઈસ્ક્રીમ ભલો,**
**ને ઉનાળે ભલો આઈસ્ક્રીમ,**
**ચોમાસે આઈસ્ક્રીમ ભલો**
**મારો આઈસ્ક્રીમ બારેમાસ.**

એક ક્વોટ આજકાલ ઈન્ટરનેટ પર ખૂબ મશહૂર થયું છે. ''તમે જો સૌને ખુશ રાખવા માંગતા હોવ તો તમે આઈસ્ક્રીમ વેચો.'' આ આઈસ્ક્રીમની મહત્તા છે. સફરજન, જામફળ, કેરી, દ્રાક્ષ અને તડબુચ જેવા ફળોના ભલે લોકો ગુણગાન ગાતા હોય. પણ જેને ચોકઠું હોય તે જામફળ ખાઈ શકતા નથી, પછી ભલે જામફળમાં ગમે તેટલું વિટામીન સી હોય. પરંતુ તમે આઈસ્ક્રીમ ખાઈ શકો છો. આઈસ્ક્રીમ અબાલવૃદ્ધ સૌને માટે છે. પરફ્યુમમાં, છત્રીમાં, પર્સમાં, કપડામાં એવી ઘણીય વસ્તુઓ લેડીઝ અને જેન્ટ્સ માટે જુદી હોય છે, પરંતુ લેડીઝ આઈસ્ક્રીમ અને જેન્ટસ આઈસ્ક્રીમ જેવુ કશું હજુ સાંભળવા કે જોવા નથી મળ્યું જે બતાવે છે કે આઈસ્ક્રીમ જેન્ડર ન્યુટ્રલ છે એટલે કે તે સ્ત્રી-પુરુષ વચ્ચે ભેદભાવ નથી કરતો.

વેનીલા અને ચોકલેટ આઈસ્ક્રીમની આ બે ફ્લેવર ખૂબ પોપ્યુલર છે. જેમ નાસ્તામાં બટાકા પૌંઆ એવરગ્રીન એટલે કે એવરયેલો છે, તેમ આઈસ્ક્રીમમાં વેનીલા વર્ષોથી ચાલે છે. અમુક ચીકણા લોકો આઈસ્ક્રીમમાં આવતા ડ્રાયફ્રૂટ કેવા હશે, ફ્રૂટ તાજું હશે એ અંગે સંશય કરે છે. વેનીલા આઈસ્ક્રીમ એવો છે જે ખાઈને આવા ચોખલિયા કે ચીકણા લોકોએ ઠળિયા કાઢવા નથી પડતા. આથી અલગ ચોકલેટ આઈસ્ક્રીમનો ચાહકવર્ગ બીજા આઈસ્ક્રીમનો સ્વાદ કર્યા વગર પોતે તો ''ચોકલેટના ચાહક છે'' અથવા ''હું તો ચોકલેટ આઈસ્ક્રીમ સિવાય એકે ખાતી નથી.'' એમ જાહેર કરે છે. કહેવાતા સુપરસ્ટાર જમરૂખના ફેન્સની જેમ આવા લોકોના ટેસ્ટ વિશે આપણને સહેજે શંકા થાય, છતાં જ્યાં સુધી આઈસ્ક્રીમના એ ફેન છે ત્યાં સુધી એમનો ચોકલેટ દુરાગ્રહ માફ કરી શકાય. આઈસ્ક્રીમ સ્કૂપ, કેન્ડી, અને કોનમાં મળે છે. તમે આઈસ્ક્રીમના લાટા કે ચોસલા પણ ઘેર લાવી શકો છો. પરંતુ આઈસ્ક્રીમમાં કોણે કોન ખાવો અને કોણે કેન્ડી ખાવી એ અંગે કોઈ ધારાધોરણ નથી. આમ છતાં વડીલો કેન્ડીને બટાકા ભરવામાં ક્ષોભ અનુભવે છે એટલે કેન્ડી બાળકોને ભાગે આવે છે. ખરેખર તો જમાનાના ખાધેલ વડીલોની આઈસ્ક્રીમ ખાવામાં આ હોંશિયારી છે. કેન્ડીમાં સામાન્ય રીતે ક્વોન્ટિટી ઓછી આવે છે. આ ઉપરાંત ખાવામાં જરાય શરતચૂક થાય તો નીચે પડે અથવા કપડા ખરાબ થાય. આવું ક્યો વડીલ થવા દે ? એટલે જ તો એ કપમાં આઈસ્ક્રીમ લે છે જેથી 'આઈસ્ક્રીમ ઓગળ્યો તો પણ કપમાં'. એવી નવી કહેવત સાર્થક થાય. યુવાનો કોન પસંદ કરે છે. જો બરોબર ઠર્યો હોય તો કોનમાં ભરેલો આઈસ્ક્રીમ કાગળમાં વીંટેલ હોય એવું લાગે છે. આવી રીતે લપેટાયેલ આઈસ્ક્રીમ ના ખાઈ શકાય છે. ના પી શકાય છે !

બાકી આઈસ્ક્રીમ કાગળમાં જ નહીં ચણાના લોટમાં વીંટેલો પણ મળે છે આજકાલ. સુરતમાં એને આઈસ્ક્રીમ ભજીયા એવું રૂડું નામ અપાયું છે. આઈસ્ક્રીમને ફ્રિઝ કરીને એના મીની-લાડવાને ચણાના લોટમાં ઝબોળી એનાં ડબકાં તળવામાં આવે છે. આને ફરસાણ કહેવું કે આઈસ્ક્રીમ એ સવાલ કોઈને જરૂર થાય. જો કે સુરતી લાલાને વોટ ઈઝ ધેર ઈન નેમ; એને નામ હાથે બો લેવાદેવા ની મલે, એને ખાવા સાથે મતલબ.

કેલરી કોન્શિયસ લોકો આ ફ્રાઈડ આઈસ્ક્રીમનો કે પછી કોઈપણ પ્રકારના આઈસ્ક્રીમનો વિરોધ કરશે. પણ આઈસ્ક્રીમમાં કેલ્શિયમ, ફોસ્ફરસ, અને પોટેશિયમ જેવા લાભકારક મિનરલ્સ પણ હોય જ છે એ વાત અમે તમને નજર અંદાજ નહીં કરવા દઈએ. તો શું, આઈસ્ક્રીમના અમે ફેન છીએ તો ફેનધર્મ બજાવવો જ રહ્યો !

*બી-૭૦૪, લાગ્રાસિયા રેસિડન્સી,*
*વિવેકાનંદ ચોક પાસે, મેમનગર,*
*અમદાવાદ-૩૮૦૦૫૨. મો. ૯૯૦૯૯૫૬૬૬૧*

# "નવરી બજારની મહેમાનગીરી"

- જીતેન્દ્ર ઠક્કર

"**બોસ**, આપણે તો આતંકવાદીનો બાપ આવે ને તોય ના ગભરાઈએ શું!" પદીયો બીડીના ઠૂંઠાને ચૂસતો ચૂસતો બોલી રહ્યો હતો...

પાનના ગલ્લાવાળાને પણ સવાર સવારમાં કોઈ ઘરાક હતું નહીં એટલે એ પણ આ ફેંકુની વાતો સાંભળીને ટાઈમ પાસ કરી રહ્યો હતો. પદીયો જનમથી જ ફેંકુ... ચાર જણા ઊભા જોયા નથી કે એણે ફેંકવાની ચાલુ કરી નથી.

"મોદી સાહેબને ત્યા કાલે જ ગયેલો... સાહેબ મને પૂછ્યા સિવાય પાણી પણ ના પીવે. એક કેસમાં સલવાયેલો એટલે મને ખાસ બોલાયેલો..." આખી વાત ધ્યાનથી સાંભળનારને પછી ખબર પડે કે આ એની સામે રહેતા કરીયાણાવાળા મોદીની વાત કરે છે. પદીયો મૂળ પાટણનો, ત્યાં કોઈએ ધડો ના કર્યો એટલે ગામનું ઉલાળિયું કરીને અહીં ચમનપુરાની એક ચાલીમાં રહેવા આવેલો. ચાલીવાળા થાકે એટલે પછી અહીં આવીને પાનના ગલ્લાવાળાની નસો ખેંચે. બોલે એના બોર વેચાય એ કહેવત વારંવાર બોલીને લોકોને બોર કરવાની એની આદત...

આ પદીયો રવિવારે બહાર ખાવાનો શોખીન... બહાર એટલે ! ગભરાતા નહીં ઘરના પૈસે હોટલમાં નહીં, કોઈ ઓળખીતા પાળખીતાના ઘેર જઈ, લસણની જેમ ચોંટીને જમ્યા પછી જ ઉખડવાનું કૌભાંડ પાક્કું હોય. ના ના કરતા કરતાં આઠ દસ રોટલી અને અડધી તપેલી ભાત પતાવીને જ ઊભો થાય. જમ્યા પછી ભાભીના ભરપેટ વખાણ કરવાના પણ ભૂલાય નહી. આવી ભ્રષ્ટ દાનતવાળા પદીયાઓનો આપણે ત્યાં પાર નથી. વળી પાછો



આપણને કહે "બોસ ભાભીના હાથની કઢીનો તો તમને ખ્યાલ જ નથી... એવી જોરદાર બનાવે છે કે ભલભલા હલી જાય." આમ કહીને તમને હલાવી નાખે. તમને થાય કે, આ નપાવટ મારી ગેરહાજરીમાં આવીને કેટલીવાર મારા ઘરની કઢી ઝાપટી ગયો હશે. સાથેસાથે આપણી મહાનતાના પણ વખાણ કરે, એટલે આપણી પણ બોલતી બંધ થઈ જાય. એકવાર આવી જ ભ્રષ્ટદાનત સાથે પદીયો એના ચોથી પેઢીએ માસીના દીકરા મહેશીયાને ત્યાં ઊપડ્યો. ચા નાસ્તાથી શરૂ કરીને લંચ પતાવીને જ આવવાની ખોરાટોપરા જેવી દાનત... મહેશીયો આઠમા માળે રહે. લીફ્ટ પણ પદીયા જેવી નફ્ફટ... અઠવાડિયે એકવાર બંધ પડી જ જાય. સોસાયટીમાં પણ લીફ્ટમેનને નિયમિત પગાર નહીં આપતા હોય એટલે લીફ્ટવાળો પણ નિયમિત ગેરહાજર રહે. પહેલી તારીખે નિયમિત પગાર લઈ જાય, પછી બેચાર દિવસની ગાપચી... પદીયો કોઈ કાબરચીતરી ભેંસના શુકન લઈને ઘેરથી નીકળ્યો હશે કે જેવો એ ઉત્સાહથી લીફ્ટમાં ઘૂસવા ગયો કે એના કરતાં પણ ડબલ ઉત્સાહથી બે તંદુરસ્ત મહિલાઓ પણ લીફ્ટમાં ઘૂસી... બૈરાંઓ પદીયાને અથડાયાં... પદીયો લીફ્ટના બારણાને અથડાયો હજી પદીયો કાંઈ બોલવા જાય એ પહેલાં કાળા રંગની ખૂબ જાડી મહિલા બોલી, "આ લીફ્ટ રામલાઓ માટે નથી સમજ્યા !" પદીયો ભડક્યો, "ઓ બેન હું રામલો લાગું છું ?" બેને જવાબ આપ્યો, "અમારો રામો તો તમારા કરતાં પણ સ્માર્ટ છે શું !" પદીયો સમસમી ગયો. માંડમાંડ સમજાવ્યું કે હું ગેસ્ટ છું. લીફ્ટ પેલાં બેને ખૂબ દાઝમાં બંધ કરી. મોટો

ધડાકો થયો હોય એવો અવાજ થયો. લીફ્ટમાં બીપબીપ બોલવા માંડ્યું. લીફ્ટની સહનશક્તિ ૨૨૫ કિલોની હતી. બે બહેનો જ ૨૨૫ કિલોનાં હતાં. પદિયો વધારાનો સાબિત થયો. છતાંય બહેને તો લીફ્ટના બટન પર દાઝ કાઢી લીફ્ટ ચાલી... કિચૂડ કિચૂડ અવાજો આવવા માંડ્યા. લીફ્ટ અધવચ્ચે ઊભી રહી. લીફ્ટમાંથી અંગ્રેજીમાં સૂચનાઓ આવવા માંડી. લીફ્ટમાં બેઠેલા ત્રણેય અભણ એકબીજાના સામે જોવા માંડ્યા. જાડી મહિલા બોલી, ''અંગ્રેજી ના આવડતું હોય તો લીફ્ટમાં શું કામ બેસતા હશે?'' બીજી મહિલાને પોતાની સાથે લાવેલા ગરમાગરમ ફાફડા અને કઢીની ચિંતા હતી. ''ટીનાના પપ્પા ગરમ ફાફડા અને કઢીની રાહ જોઈને બેઠા હશે ! હવે શું થશે ?'' પદીયો આ વાતમાં પીસાતો હતો. ઉપર દસમા માળેથી નીચે આવવા માગતા લોકો બૂમો મારી રહ્યા હતા. સાતમા માળે રહેતો સુરતી તો ઉઘાડે છોગ ગાળો બોલતો હતો. ''કયા ગધેડીનાએ લીફ્ટના દરવાજા ખુલ્લા રાખ્યા છે ?'' બંધ કર ઓય... તારા બાપાને જવું છે... વિ...વિ...વિ...'' આખી સોસાયટીમાં રમખાણ મચી ગયું. લીફ્ટની અંદરની બંને બહેનો પદીયાનું જ આ કારસ્તાન હોય એમ એને ઘુરકી રહી હતી. સોસાયટી આખી લીફ્ટ પાસે ભેગી થઈ ગઈ. કોઈ લાકડીથી, કોઈ હથોડીથી, કોઈ હાથથી લીફ્ટને ઠોકી રહ્યું હતું. કોઈ સજ્જને લીફ્ટમેનને ફોન કર્યો. કોઈ સજ્જને ૧૦૮ બોલાવી. કોઈએ ફાયગબ્રિગેડ બોલાવી અંદર ફસાયેલા બેન પોતાના સીસ્ટરનો મોબાઈલ લઈને આવેલા. ભૂલથી એમનાથી ફોન રિડાયલ થઈ ગયો અને સ્પીકર ફોન ચાલુ થઈ ગયો. ફોનમાંથી અવાજ આવવા માંડ્યો. ''કેમ ડાર્લિંગ, આજે રવિવારે ફોન કર્યો! તારી જાડી બૈરી આજે ઘેર લાગતી નથી !'' બહેન તો ભડક્યાં, એમણે મોબાઈલમાં જ ઉધડો લઈ નાખ્યો... ''તારી મા બોલું છું. મારા વરને લઈને બેઠી ને!'' આથી વધારે કઈ બોલવા જાય ત્યાં તો સામેથી ફોન કટ થઈ ગયો. બીજા બેને દિલાસો આપ્યો, ''બેન પુરુષો બધાય સરખા...'' પદીયો આખી વાતમાં પુરુષ હતો કે સ્ત્રી ! એ જ ભૂલી ગયો... પદીયાએ પોતાના સગા મહેશીયાને ફોન જોડ્યો. ફોનમાંથી જવાબ આવ્યો... ''બેલેન્સ કમ હોને કી વજહ સે યહ ફોન લગ નહીં સકતા...'' બંને બહેનો પદીયાને કડકો સમજીને તેની સામે જોઈ રહ્યાં હતાં. પદીયાને આ રોજનું હતું. કોઈએ બહારથી લાકડી ખોસી અને જેમ તેમ ફંગોળવા માંડી... પદીયો અને ત્રણે બહેનો નીચે બેસી ગયાં. પેલાએ જોરથી લાકડી ફટકારી, લાકડી વાગી લીફ્ટના પંખાને પંખો પણ માંડ લટકીને રહ્યો હતો. પંખો તૂટીને પડ્યો પદીયાના માથે પદીયાને ખૂબ મોટું ઢીમડું થઈ ગયું. સોસાયટીના રહીશોએ ભેગા થઈને લીફ્ટનું બારણું તોડી નાખ્યું. ફાફડા લઈને આવેલા બેન સૌથી પહેલા ભાગ્યાં એમને જીવ કરતાં ગરમ કઢીની ચિંતા હતી. બીજા બેન એમના પતિની ધોલાઈ કરવાં ભાગ્યાં. હવે બાકી રહ્યો પદીયો... પદીયો પાંચ શીંગડાવાળી ગાય હોય, એમ સોસાયટીના સભ્યો એની સામે જોઈ રહ્યાં. કોઈ એને ઓળખી ગયું. ''આ તો મહેશભાઈના ગેસ્ટ છે. ક્યારેક ક્યારેક આવે છે.'' બીજાએ વગર પૂછે કહ્યું... ''બોસ મહેશભાઈ તો સવારે જ બહારગામ ગયા.'' પદીયાને ધ્રાસકો પડ્યો. ચા-નાસ્તો-જમવાનું બધું જ એક સ્વપ્ન બની ગયું ? પદીયો આઠમા માળેથી ૧૬૦ પગથિયા ઉતરતો ઉતરતો મહેશીયાને ગાળો ભાંડતો ભાંડતો ઘરે ઉપડ્યો. પંખો વાગવાના કારણે માથામાં થયેલું ઢીમડું અને ભૂખના કારણે પેટમાં પડેલો ખાડો પદીયાને પરેશાન કરી રહ્યાં હતાં. હવે ક્યારેય આઠમા માળે રહેતા મિત્રના ત્યાં ના જવાની ભીષ્મ પ્રતિજ્ઞા પદીયાએ લીધી.

*૩, સંજય પાર્ક, સુંદરવનની પાછળ,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૨૫૩૬૫૪૪૪*



# આ તો બ્રાન્ડેડ આઈટમ છે બોસ ?

*- કિશોર અંધારિયા*

**અ**મારા એક મિત્ર એક વિશિષ્ટ ખાસિયત ધરાવતા હતા. અમે અથવા એના કોઈપણ પરિચિત કોઈ વસ્તુ ખરીદી લાવે અને તેમને દેખાડે એટલે એ કહે : 'છેતરાઈ ગયા બાપુ, આ તો બજારમાં અડધા ભાવે મળે છે !'

ક્યારેક કોઈક કપડાં લાવે કે ફ્રૂટ, માઈક્રોવેવ ઓવન લાવે કે પછી મોબાઈલ. એ ભાવ પૂછે. તમે પ્રાઈસ કહો એટલે એ નિસાસો નાખે, 'જરાક મને પૂછવું તો હતું... પૈસા નાખી આવ્યા ને ? બહુ વધારાના લાગે છે ?'

મોટેભાગે સામેની વ્યક્તિ ઝંખવાઈ જાય. એની આ ટ્રીકને નાકામિયાબ બનાવવા અમે બીડુ ઝડપ્યું. ઈમ્પોર્ટેડ ડિનરસેટ અમે ચાર હજાર રૂપિયામાં ખરીદ્યો. આ વખતે અમે એમને કોઈપણ હિસાબે મહાત કરવા કહ્યું : 'કેમ લાગ્યો ડિનરસેટ ? અગિયારસોમાં લીધો...'

'હોય નહીં !' એની પ્રતિક્રિયા નવીન હતી,'...જલ્દી મને એ દુકાને લઈ જાવ... મારે પણ લેવો છે !'

દુનિયામાં બે પ્રકારના માણસો જોવા મળે છે. એક ખરીદતી વખતે વસ્તુ જુએ છે ને ચકાસે છે. બીજા તે બીજા તે વસ્તુની કિંમત. આવું પણ જોવા મળે છે. દુકાનદાર વસ્તુની કિંમત કહે એટલે કેટલાકનું મોઢું બગડી જાય છે. વસ્તુની સાવ મામૂલી કિંમત જાણી તેઓ તુચ્છતાપૂર્વક એ હાથમાંથી ત્યજી દે છે. ચાલાક વેપારી આવા શહેનશાહી ગ્રાહકને તેની આ વર્તણૂકથી તુરંત ઓળખી લે છે. બા-અદબ, લળી લળીને એ રજવાડી ગ્રાહકને શોપના બીજા હિસ્સામાં દોરી જાય છે. એ જ માલને અહીં તે 'ખાસ તમારા માટે છે !' કહી પહેલા કરતાં ચારગણી કિંમતે એને પહેરાવી દે છે. ઘરાક રાજી, વ્યાપારી ઓર રાજી.

સંતોષ એ સૌથી મોટું સુખ છે. કેટલાક બાપડાને એ સહજ પ્રાપ્ય હોય છે. નાનાં-નાનાં સુખો, નાની નાની તૃપ્તિઓ. બે કિલો બટેટા ગઈકાલ કરતા આજે પાંચ રૂપિયા ઓછાએ મળ્યા એટલે કોઈ સ્ત્રીને મોટો ઓચ્છવ. ચાર જણને કહી એ સંતોષ-સુખ અનુભવશે. જ્યારે બીજી તરફ કોઈ શહેનશાહી ગ્રાહક ગૃહિણીની વાત જ નિરાળી. એ કહેશે : 'પેલાને ત્યાં સાવ બકવાસ શાકભાજી આવ્યાં'તા... ક્યાંથીય આવા વેજીટેબલ્સ ઉપાડી આવે છે... સો ચીપ ! દૂરથી ભાવનું પાટિયું જોઈને જ હું તો દૂર ચાલી ગઈ... !'

જોયું ? એને મન વસ્તુનું મૂલ્ય એ તેની કિંમત છે. એના આધારે જ એ સારું-નરસું મૂલવે છે. 'ભારે' શબ્દ આ ટિપિકલ ગૃહિણીઓને પ્રિય હોય છે. (કિંમતમાં વધુ હોય એને 'ભારે' કહેવાનો રિવાજ છે.) પોતાની ભારેખમ કાયા સાથે બધું જ 'ભારે' એને મૅચ થતું હોય એવું લાગે. કોઈ એને કહે કે, 'વાઉ ! વેરી નાઈસ... આ તમારી ડિઝાઈનર સાડી તો બહુ ભારે લાગે છે !'

ત્યારે એ ભારભર્યું હસી પડે છે. પૈસા વસૂલ !

અવંતીલાલ એકવાર એના મિત્ર સેવંતીલાલના ઘરે જઈ ચડ્યા. સેવંતીલાલ એને આવકારતા પોતાની કાંડા ઘડિયાળમાં જોઈ કહ્યું : 'મને થયું તમે પાંચ વાગે આવશો...'

'પણ આપણે ક્યાં નક્કી કર્યું હતું સેવંતીલાલ ?'

'એ વાત સાચી, પરંતુ જૂઓને ચાર સવા ચારે મને એમ વિચાર આવ્યો કે, કદાચ આજે તમે આવો... મેં સાડાચારે ધર્મપત્નીને કહ્યું પણ ખરું આ વિશે...'

બંને મિત્ર પછી વાતોએ ચઢી ગયા. ફરી સેવંતીલાલે પોતાની ઘડિયાળ તરફ નજર નાખી કહ્યું : 'હમણાં હમણાં સૂર્ય વહેલો અસ્ત થવા લાગ્યો છે નહીં ?'

'શિયાળો છે ને !' અવંતીલાલે ટૂંકો જવાબ આપ્યો.

નાસ્તો પતાવ્યા પછી અવંતીલાલે ફરી બે-ત્રણવાર પોતાની રિસ્ટવૉચમાં જોઈ સેવંતીલાલ બાજુ જોયું. હવે અવંતીલાલની નજર તેની ઘડિયાળ તરફ ગઈ...

'અચ્છા, નવી લીધી ?'

સેવંતીલાલ આખરે એમનું ધ્યાન પોતાની ઘડિયાળ તરફ ખેંચવામાં સફળ રહ્યા હતા. એના મોં પર અપાર રાજીપો ફૂટી નીકળ્યો : 'હા હજુ કાલે જ લીધી.'

'એમ ?'

'ટાઈમ સ્કવેરમાંથી.'

'કેવી છે ?'

'સારી લાગે છે'

'કેટલાની હશે ?'

'આજકાલ ઘડિયાળની ક્યાં ખાસ કિંમત રહી છે ?'

'સાડા ત્રણ હજારની છે.' સેવંતીલાલે પોરસાઈને કહ્યું.

'ઘણી મોંઘી ખરીદી સેવંતીલાલ.'

'આપણે મોળું ક્યાં લઈએ જ છીએ !' સેવંતીલાલને 'નવી' ઘડિયાળ કરતા પણ 'મોંઘી ઘડિયાળ કહેવામાં વધુ રસ હતો.'

એના મિત્રએ જતા જતા સોગઠી મારી દીધી... 'જૂઓ સેવંતીલાલ તમારી ઘડિયાળમાં... સાડા સાત થયા ને ? મારી સો રૂપિયાવાળીમાંય બરોબર એટલા જ વાગ્યા !... ચાલો, હું નીકળું.'

સેવંતીલાલ જેવો ગ્રાહકોથી જ મોટા શોપિંગ સ્ટોરના એ.સી. અને જાયન્ટ સજાવટોના ખર્ચા નીકળતા હોય છે. આવા ગ્રાહકોનો જીવનમંત્ર હોય છે - 'વધુ ખર્ચ, વધુ સંતોષ !'

જો કે આનાથી તદ્દન વિરોધી વ્યકિતત્વ ધરાવતા માણસોથી પણ માર્કેટ ધમધમે છે. વગર ડીગ્રીએ માર્કેટિંગના માસ્ટર ગણાતા બિઝનેસ મેન આ બંને પ્રકારના ગ્રાહકોને સમ-ભાવે જોવે છે. 'વસ્તુઓનો સૌથી ઓછો ભાવ ક્યાં ?'ની શોધમાં ભટક્યા કરતા એવા આત્માઓની સંતૃષ્ટિ માટે કેટલાક વેપારીઓ 'સેલ-યજ્ઞ' રાખે છે. છેલ્લાં બે-ત્રણ વર્ષથી નહીં વેચાયેલા પડતર માલનું પહેલાં લીસ્ટ તૈયાર કરે છે. 'આટલો સમય ન વેચાયો તે હવે શું વેચાવાનો ?' આવી વિચારસરણી તો આવા ચતુર વેપારીની હોય જ ક્યાંથી ? પછી તેઓ તરકીબ-એ-સેલ ને કામે લગાડે છે. દરેક આઈટમ પર પહેલા કરતા

ડબલ ભાવની પ્રાઈઝ ટેગ ચિપકાવી દે છે. પછી 'પચાસ ટકા ડિસ્કાઉન્ટ'ના સેલનું એટલું મોટું બોર્ડ દુકાનની ફ્રન્ટસાઈડમાં લગાડી દે છે. કે આપણે પૂછવું પડે કે 'અહીં દુકાન હતી એ ક્યાં ગઈ?'... અને પછી? તીડનાં ટોળાં ખેતર પર ઊતરી આવે એમ સસ્તામાલની શોધમાં નીકળેલા ગ્રાહક મુસાફરો એના પર તૂટી પડે છે. બે-ત્રણ દિવસમાં તો માલ સફાચટ ! વેપારીની દુકાન ખાલી થઈ જાય છે ને ખિસ્સા ભરાઈ જાય છે.

સીટી વિસ્તારથી થોડે દૂર એક મેગા પ્રોવિઝન સ્ટોરનું ઉદ્‌ઘાટન થયું. અખબારમાં તેમણે મોટી જાહેરાત આપી કે ગૃહ વપરાશની દરેક આઈટમ બજાર ભાવથી કિલોએ બે રૂપિયા ઓછાએ મળશે. અહીં પણ એવું જ થયું. વસ્તુ જાણે મફત મળતી હોય એમ ગ્રાહકોએ હલ્લો બોલાવી દીધો.

વિશાખાએ સવારમાં એના પતિને કહ્યું : 'આજે તમારું ટિફિન નહીં બનાવી શકું. ઑફિસ પાસેની હોટલમાં જમી લેજો.'

'આજે વળી મારા નસીબ ઉઘડ્યા કે શું ?' બોલાવાનો ઉત્સાહ દબાવી તેમણે માત્ર એટલું જ પૂછ્યું : 'કેમ વળી ?'

'પેલા મેગા સ્ટોરમાં ડિસ્કાઉન્ટ ચાલી રહ્યું છે... અહીંથી થોડો દૂર છે ને ગિરદી પણ બહુ હોય છે, મને થાય છે હું આંટો મારીયાવું.'

'તો તો તારી તબિયત વધુ ફાઈન થઈ જશે...' તેના પતિએ હસવાની ચેષ્ટા કરતા આગળ કહ્યું,'... પણ આંટો જ મારવો હોય તો સામેના ગાર્ડનમાં જ જઈ આવને !'

'તમે ય શું હવે ? મારો કહેવાનો ભાવ એમ છે કે આ મહિને ઘણું લેવાનું થયું છે તો ત્યાંથી લઈ આવું...'

'તારો કહેવાનો ભાવ અને વસ્તુનો ભાવ મૅચ થઈ ગયા હોય તો તો તને હવે કોણ અટકાવી શકે ? પતિદેવ ધીમા અવાજે બોલ્યા.'

'શું... કંઈ કહ્યું ?' વિશાખાનો અવાજ મોટો થયો.

'ના, ના. તું જઈ આવજે...'

રાતે વિશાખા થાકીને લોથપોથ થઈ સોફામાં સૂતાસૂતા ટીવી સિરિયલ જોવામાં ઓતપ્રોત થઈ હતી. ત્યારે તેના પતિએ ખરીદીનો હિસાબ માંડ્યો. ખાંડ, ચા, ચણાદાળ, મગ વગેરેની ખરીદીમાં ડિસ્કાઉન્ટ સ્વરૂપે થયેલ ફાયદો આડત્રીસ રૂપિયા. સ્ટોર ઘરથી દૂર હોવાને કારણે આવન-જાવનનો રિક્ષા ખર્ચ એકસો દસ રૂપિયા !

આમ છતાં 'કીડીને કણને હાથીને મણ'ની જેમ ઊંચા દામ રાખનારને પણ ગ્રાહકો મળી જ રહેતા હોય છે. સહુ કંઈ થોડું એવું માનતા હોય કે 'ઊંચી દુકાન, ફીકા પકવાન !' ફૂડની વાત આવે એટલે એવી હોટેલ્સ, રેસ્ટોરાં યાદ આવે જ્યાં બધી વાનગીઓના ભાવ અન્ય કરતા ત્રણ-ચાર ગણા વધુ હોય. અને હા, એવી જગ્યાએ એના ડાઈનીંગ પેસેજ કરતા વેઈટીંગ લોન્જ માણસોથી વધુ ઊભરાતો હોય. બીજે બાર-પંદર રૂપિયે મળતી રોટી (અહીં રોટલી નહીં બોલવાનું !) અહીં ચાલીસ-પચાસ રૂપિયે મળે છે.

કોને ખબર એ ઘઉંની કઈ હાઈબ્રીડ જાતમાંથી બનાવતા હશે ? બીજી તરફ સાઈઠ રૂપિયામાં ફીક્સ ડીશ જમનારો માણસ બીજે પચાસમાં મળે છે એ ખબર પડતા જ ત્યાં પહોંચી જતો હોય છે.

રસિલાગૌરીમાંથી લગ્ન પછી મિસિસ રીની બની ગયેલા રસિલાગૌરી જીન્સ-ટીશર્ટમાં માંડ માંડ પોતાની કાયા સમાવતા શહેરના અદ્યતન ફૂટવેરના શૉ-રૂમમાં પહોંચ્યા.

એક કરોડપતિને પતિ તરીકે પામ્યા પછી એમના રંગ-ઢંગ બદલાઈ ગયા હતા. હેલ્ધી-રીચ ફૂડ સાથે તેણે પૈસા પણ પચાવી જાણ્યો હતો શૉ-રૂમના સેલ્સમેને તેને અલગ-અલગ સેન્ડલ બતાવવા શરૂ કર્યાં. પછી એક સેન્ડલ પહેરાવી જોઈ કહ્યું : 'મેડમ, આ પેર તમને બિલકુલ સુટ થાય છે...'

'કેટલી છે આની પ્રાઈઝ ?' એ બોલ્યા.

'જી મેડમ, બે હજાર રૂપિયા.'

'માય ફૂટ !' એના અવાજમાં ગુસ્સો ભળ્યો.

'હું આપના પગ માટે જ કહું છું મેડમ !'

'અરે, બોલાવ તારા શેઠને ! સમજો છો શું તમે બધાં મને? મારું કહેવું એમ છે કે આની કિંમત મને સુટ નથી થતી શું ! બે હજાર રૂપરડીનાં પગરખાં તો મારા ઘરના નોકરો પહેરે છે !'

'મેડમ, મને તમારા ઘરે નોકરીએ રાખશો ?' પેલો નિર્દોષભાવે બોલ્યો. રસીલાગૌરી તેનું કંઈ સાંભળ્યા વગર પગ પછાડતા શૉ-રૂમની બહાર નીકળી ગયાં. (અલબત, પોતાના સેન્ડલ પહેરીને !)

બીમાર પડવાની લકઝરી બધાંને ન પોસાય. પરંતુ એમાં પણ એવું છે. બાયપાસ કે એન્જીયોપ્લાસ્ટી કરવાની જરૂર પડે તો એ વખતે કેટલાક માણસો ડૉક્ટર કોણ છે એ જાણવા કરતા હોસ્પિટલ કેવી છે ? તેમાં રૂમ કેવી આપે છે ? રૂમમાં શું શું ફેસિલિટી છે ? વાઈ-ફાઈ કનેક્શન છે ? પેશન્ટને અને સાથે રહેનારાને બ્રેકફાસ્ટ અને ડિનરમાં શું શું મળે છે ? વગેરે વિશે જાણકારી મેળવવા પહેલા પ્રયત્ન કરે છે. આવા લોકો હોસ્પિટલમાં પણ હોટેલ શોધતા હોય છે. આખરે બાયપાસ સર્જરી કૉસ્ટલી બને તો કુછ બાત બને. બાકી તો એ હવે સામાન્ય બનતી જાય છે.

ટૂર પેકેજ હોય કે નાસ્તાના પેકેટ, સાવ સસ્તુ અને અતિ મોંઘુ... આ બંને વિરોધી પ્રકારોને પસંદ કરનારા 'શોખીનો' મળી જ રહે છે.

'દિલ્હી જવાનું થાય તો ચાંદની ચોક ગુરુદ્વારા પાછળ સાયકલ બજારવાળી ગલ્લીમાં માત્ર દસ રૂપિયામાં મોટી ક્વોન્ટીટીમાં ટેસ્ટી ચાટ મળે છે...'

'જયપુર રેલ્વે સ્ટેશને પ્લેટફોર્મ નંબર બે પર બુક સ્ટોલની બાજુમાં આવેલ દુકાન પર માત્ર પાંચ રૂપિયામાં મોટ્ટી કચેરી મળે છે...' આવી આવી નોંધ ડાયરીમાં ટપકાવનારા હંમેશા આ સઘળી માહિતી બીજાને દેવા ઉત્સુક હોય છે. ઓછામાં ઓછા ખર્ચે ઉત્તર ભારતની યાત્રા કેમ કરવી એ વિશે તેઓ આખું પુસ્તક લખી શકે એવું અગાધ જ્ઞાન ધરાવતા હોય છે.

તમે આ બે વાક્યો ક્યારેક તો સાંભળ્યા જ હશે. (કદાચ બોલ્યા પણ હશો !) 'બ્રાન્ડેડ આઈટમ છે, આ તો બોસ !' અને 'લાગે છે ને બધી રીતે ઓરિજનલ જેવું ? પણ કિંમત ? અસલથી ચાર ગણી ઓછી હો... !'

બસ, દુનિયાનો સઘળો ગ્રાહકવર્ગ આ બે વાક્યોમાં સમાઈ જાય છે.

---

*૩૦૧-ઓ, રાધે રેસીડન્સી, ગદા સર્કલ પાસે,*
*મોટનાથ મહાદેવ રોડ, હરણી,*
*વડોદરા-૩૯૦૦૨૨ મો. ૯૪૨૮૧૮૨૭૪૭*

# 'મૂળચંદનું મંગલસૂત્ર'

*- ડૉ. નલિની ગણાત્રા*

**ભા**ગ્યવાન લાગતા ભિખારીને દસની નોટ આપતા મહર્ષિ મૂળચંદે પૂછ્યું કે, 'ભાઈ તું ભણેલો - ગણેલો અને સારા ઘરનો હોય એવું લાગે છે. તારી આવી દશા કેમ કરતા થઈ ?' સૂકી ભાખરી ચાવતા ભિખારીએ કીધું કે, 'સાહેબ, હું પણ તમારી જેમ બધાને આ રીતે દસ દસની નોટ દાનમાં આપતો'તો !!'

ભિખારીનો બ્લોગ સાંભળીને મૂળચંદની મુખાકૃતિ ભિખારીના 'ભ' જેવી થઈ ગઈ અને ઘડીના છઠ્ઠા ભાગમાં એ 'ભ'માંથી મૂળચંદના મગજમાં ભડકો થયો. એ ભડકામાં પોતે પોતાને 'ભવિષ્યના ભિખારી' તરીકે જોયો. અને ... મૂળચંદને સમજાઈ ગયું કે, જે માણસ દાન કરવામાં દિમાગ નથી વાપરતો એને, 'ગરીબોં કી સુનો, વો તુમ્હારી સુનેગા.. આ... આ...' એ ગીત સાંભળવાને બદલે, ગાવાનો વારો આવે છે. એ 'આ-વારા'ને કોઈ ઓવારો નથી રહેતો.

ફિર ક્યા હુઆ ? ફિર... ? બતાતી હૂં, બતાતી હૂં, ભારત સરકારના અનેક સૂત્રો પૈકીનું એક સૂત્ર છે : 'બેટી બચાઓ, બેટી પઢાઓ' કિંતુ મૂળચંદે તો ફિર... એક જ મંગલસૂત્ર 'ઘડી' કાઢ્યું. 'પૈસા બચાવો, પૈસા બઢાઓ'.

બચત કરવી એટલે આવકનો અમુક ભાગ બચાવવો. પરંતુ આઘાતના માર્યા મૂળચંદે તો નક્કી જ કરી નાંખ્યું કે પૈસાનું બીજું ગમ્મે તે કરવું, પણ વાપરવા નહીં. એ તો આવકમાંથી અઠ્ઠાણું ટકા બચત જ કરવા લાગ્યો. બે ટકા તો બટકું રોટલામાં ખરચવા પડે ને ?! અરે, એણે 'ટાઈમ ઈઝ મની' સાંભળ્યું તો ટાઈમ પણ બચાવવા માંડ્યો. ટાઈમ બચાવવા બબ્બે બબ્બે પગથિયાં એક સાથે ચડવા માંડ્યો, છીંક પણ બીજી આવતી હોય તો રોકી દે, જમવામાં બબ્બે કોળિયા સાથે ખાવા માંડ્યો, વાતચીતમાં વાક્યો પણ અધૂરા બોલે...! હવે આવી બચતમાંથી ભલેને બોરનાં ઠળિયા પણ ન આવે પણ 'ટાઈમ ઈઝ મની' એટલે ટાઈમ પણ બચાવ બચાવ જ કરે.

પરિસ્થિતિ એટલી હદ સુધી વણસી ગઈ કે પોતે પૈસા ન વાપરે, પણ કોઈને વાપરતા જુએ તો પણ એનો જીવ બળી જાય. જો કે પોતે ન બળે પાછો... બળવામાંય કંજૂસ !! મને તો આ જીવ અને શરીરનો સંબધ જ શંકાસ્પદ લાગે છે. શરીર બળે ત્યારે જીવ (આત્મા) નથી બળતો. અને જીવ બળે ત્યારે શરીર નથી બળતું. હરિ ૐ.

કંજૂસ બની બેઠેલા મૂળચંદને મેં કીધું કે તારા પૈસા પડ્યા જ રહ્યા છે તો મને આપી દે. હું તારા પૈસાનો વાપરવા સિવાય બીજા કશામાં ઉપયોગ નહીં કરું, પ્રોમિસ !! પરંતુ એણે પ્રતિભાવ ન આપ્યો. જો કે એનાથી એટલું તો સાબિત થઈ જ ગયું કે હું ધૂતારો નથી. કારણ કે એવી કહેવત છે ને કે, 'લોભિયાનું ધન ધૂતારા ખાય' મને તો ક્યારેક એવી ઈર્ષ્યા થઈ આવે કે, ધૂતારા કેવા નસીબદાર કે લોભિયા એમના માટે જ ધન ભેગું કર્યે રાખે છે !! તો બીજી બાજુ એમ પણ





થાય કે, ધૂતારાનું નસીબ કેવું કે એને લોભી-લોભિયા પર જ નભવાનું? જો કે બિચ્ચારા ધૂતારાનું કોણ, એમ વિચારીને જ કદાચ કંજૂસ એના માટે ધન એકઠું કરતાં હશે !!

એક હદની કંજૂસાઈ ક્ષમ્ય છે. અરે ચલો, અનહદની કંજૂસાઈને પણ આવકારીએ કિંતુ કેટલાક લોકો તો અનહદ કરતાં પણ વધારે કંજૂસાઈ કરીને પૈસા બચાવે છે. એમણે ટીપે ટીપે ભરેલું સરોવર જ્યારે દીકરા-વહુ ડોલે ડોલે ખાલી કરે ત્યારે એમના ચહેરા પર જે હાવભાવ (સોજાની જેમ) ઉપસી આવે છે એનો વીડિયો ઉતાર્યો હોય તો સુપરડુપર હીટ જાય !! આવા મૂળચંદ મહાજનોને જોઈને મને મારા નાનપણું નાજુક દશ્ય યાદ આવે છે. અમે રેતીમાં રમતા ત્યારે એકબીજાનાં હાથ-પગ, મોં-માથા પર રેતી ઉડાડી ઉડાડીને રમવાની મજા માણતા. સાથી મિત્રોની સેંથીએ સેંથીએ રેતીના કણ જોઈને જબરા રોમાંચિત થતાં. પરંતુ એ વખતે એક છોકરી બેઠી બેઠી રેતીની દેરી બનાવતી. જેવી એની દેરી ટેકરી જેટલી ઊંચી બની જાય અને છોકરી હાશ કરીને બેસે કે તુરત જ અમે ધુબાક કરીને ચડીને એની દેરી તોડી પાડતા. અને ત્યારે એ છોકરી, છોકરીની જેમ રડવા માંડતી. આ જ રીતે મખ્ખીચૂસ, સોરી, વાયરસચૂસ કંજૂસો પૈસાનો પહાડ કરે છે જેને કોઈકને કોઈક કડડભૂસ કરી નાખે છે. ત્યારે એવા મૂળચંદો ગાંડાની જેમ હસવા માંડે છે કારણ કે, એ ગાંડા જ બની જાય છે.

કંજૂસથી તદ્દન વિરુદ્ધ ઉડાઉ ડોટ કોમ પણ સમાજમાં ફરતા જોવા મળે છે. જે પૈસાનું પાણી (લીકવીડ મની ?) કરે રાખે છે. દુ:ખની વાત એ છે કે, એ પાણીનો નહાવા ધોવા કે રસોઈમાં ઉપયોગ નથી કરી શકાતો. કાશ ! એ પૈસાનું પાણી ખેતરમાં નાખી પૈસા ઉગાડી શકાતા હોત ! બાય ધ વે, જે પૈસા વાપરવામાં વિવેક નથી રાખતા, મતલબ વેડફે છે એને દર મહિને કરિયાણું લેવા માટે પણ લોન લેવાના દા'ડા આવે છે. અતિ મતિને મારે !

અંતે એટલું જ કહીશ કે, 'લોભને થોભ નહીં' એ કહેવત વાંચવામાં આવી ગઈ હશે એટલે જ લોભ કરવાનું ચાલુ કર્યા પછી લોભિયા થોભ્યા વગર અવિરત લોભ કરતાં હશે. કંજૂસને મોટી રાહત એ મળે કે એને કદી મોંઘવારી ન નડે. જૈનોને તો ડુંગળી મોંઘી થાય ત્યારે જ જલસા લાગે ! જ્યારે કંજૂસને તો કોઈ પણ વસ્તુ મોંઘી થાય... એના જલસાને ક્યારેય ઠંડી કે ઊની આંચ ન આવે.

તો ચાલો આપણે કંજૂસને આદર્શ બનાવી મોંઘવારીને નાથીએ !!

છમ્મવડું :

'કંજૂસને પૈસા વાપરવા તો હોય નહીં, છતાં પાકીટ કેમ રાખતા હશે ?'

'કોઈ આપે તો મૂકવા માટે તો પર્સ જોઈએ ને !'

*એ-૭૦૪, સંધાર્ય ટાવર,*
*નંદદીપ બંગલાની બાજુમાં,*
*વસ્ત્રાપુર, અમદાવાદ-૩૮૦૦૫૪.*
*મો. ૯૪૨૮૩૫૧૧૨૦*

# ભજિયા બારે માસ

*- નગીન દવે*

**વિ**શ્વમાં જે અનેક મોટી શોધો થઈ છે. તેમાં ભારતનું નામ પણ છે. ભારતમાં સૌથી વધારેમાં વધારે શોધો થઈ હોય તો વ્યંજનોની. જીવવા માટે ખાવું કે ખાવા માટે જીવવું એવી ચર્ચાઓ આપણે સાંભળીએ છીએ. એમાં ખાવા માટે જીવવા કરતાં જીવવા માટે ખાવું તેવો બોધ આપનારો બૌદ્ધિક વર્ગ ઘણો મોટો છે. પરંતુ એ તો શેઠની શિખામણ ઝાંપા સુધી ! ખરેખર તો ખાવા માટે જીવનારાઓની સંખ્યા ઘણી મોટી છે !

આપણા દેશમાં નોંધાયેલ રાજકીય પક્ષોની સંખ્યા બે હજાર જેટલી છે તે વ્યંજનો-વાનગી-ઓની સંખ્યા તો તેનાથી ઘણી વધારે છે.

પહેલા આપણે ત્યાં દરરોજ પાંચ વખત જમવાની પ્રથા હતી. સવારમાં શિરામણ, દશેક વાગ્યે ટીમણ, બપોરે મધ્યાહ્ને બપોરા, બપોરે પછી ચારેક વાગ્યે રોંઢો અને રાત્રે વાળુ. ગૃહિણીનું રાંધવાનું અને વાસણ માંજવાનું કામ આમ સતત ચાલ્યા કરતું.

દરેક ગૃહિણીનો દરરોજનો યક્ષ પ્રશ્ન હોય છે કે, આજે શી રસોઈ બનાવવી ? પત્ની મને પણ રોજ આ પ્રેમ પૂછે છે કે, આજે શું બનાવીશું ? એના જવાબમાં મેં એકવાર ભગવાનને ધરાવાતા થાળ સમયે ગવાતો મોટો થાળ વાંચી સાંભળાવ્યો તેમાં છપ્પનભોગ કરતાં યે વધારે વ્યંજનો સમાયેલાં તેની એક ઝેરોક્ષ નકલ તેને આપીને કહ્યું કે, આમાંની એક એક વાનગી તારે દરરોજ બનાવવી અને તેની શરૂઆત ભજિયાથી કરવી. ભજિયાનો ઉલ્લેખ તેમાં બે વખત થયેલો છે. આ થાળની આ પંક્તિઓ આ પ્રમાણે છે :

**ભજિયા ને વડા રે સુંદર દહીંથરિયા,**
**વઘાર્યા ચણા રે માંહી મીઠું મરિયા;**
**ગુંજાને મઠિયા રે ફાફડા ફરસા છે,**
**અળવી આંદાનાં રે ભજિયા સરસા છે.**

હું ભોજન પ્રિય છું અને ભગવાનને પ્રિય એવા ભજિયા મને અતિપ્રિય છે. ચણાના લોટના તૈયાર પેકેટ પર એ આરોગ્ય માટે હાનિકારક છે તેવી સૂચના છુપાયેલી હોતી નથી. એટલે ભોજનમાં એનો ઉપયોગ છૂટથી કરી શકાય છે. સૌથી વધારે લોકપ્રિય ખાદ્ય પદાર્થ હોય તો તે ચણા. અશ્વોને પણ શ્રેષ્ઠ ચંદી રૂપે અપાતા ચણા કાચા હોય ત્યારે જિંજરારૂપે ખવાય છે તો પાકેલા ચણાના લોટની તો અનેક વાનગીઓ બને છે એટલે ચણાને ભોજનનો રાજા કહી શકાય. ચણામાંથી બનતી શ્રેષ્ઠ વાનગી એટલે ભજિયા.

પાકશાસ્ત્રમાં પ્રવીણ પત્નીઓ ભજિયા બનાવવામાં નિપુણ હોય તેમ માની શકાય નહીં. બધા જ કંદોઈ પણ ભજિયાના શ્રેષ્ઠ કારીગર હોતા નથી. અમદાવાદ આવતા પ્રવાસીઓ રાયપુર ભજિયા હાઉસની મુલાકાત લેવાનું ચૂક્તા નથી. ટૂંકા અને ઓછા વસ્ત્રો ધારણ કરેલો કંદોઈ કપાળ પરના પરસેવાનાં બિન્દુઓ ચૂલ પરના તેલમાં છાંટી અને તડતડિયા બોલે અને છમકારો થાય તો તેલ આવી ગયું છે તેમ જાણી વેસણમાંથી જે ઝડપથી ભજિયા પાડે છે તે જોઈને તો દંગ રહી જવાય છે. ઘણા લોકો એમ કહીને ભજિયાની બદબોઈ કરે છે કે ભજિયા એટલે લોટ પાણીને લાકડા ! ખાખરાની ખિસકોલી આંબાનો સ્વાદ શું જાણે ? એમ ભજિયા ભોગીઓ જ ભજિયાની કદર કરી જાણે.

પિતૃભક્ત જુગલ કિશોરના પિતાજીનાં શ્રાદ્ધમાં મારે ભૂદેવ તરીકે જમવા જવાનું થયું. દરેક યજમાન એમ માને છે કે બ્રાહ્મણો જેટલું વધારે જમે એટલા એમના પિતૃઓ વધારે તૃપ્ત થાય. એટલે આ પ્રસંગે જમવા આવેલા ભૂદેવોને ઠાંસી ઠાંસીને જમવું જ પડે. હું જન્મે બ્રાહ્મણ વ્યવસાયે કર્મચારી હોવાથી જમવામાં મારું ભૂદેવપણુ પૂર્ણરૂપે પ્રગટવું અશકય હતું. આપણા દેશમાં અનેક કાયદાઓ હોવા છતાં પેટપર થતાં અત્યાચાર પ્રતિરોધ માટે કોઈ કાયદા નથી. એના સંપૂર્ણ જ્ઞાન સાથે પેટ અને સમગ્ર દેહને ઓછામાં ઓછી હાનિ પહોંચે એ

માટે અગમચેતીનાં પગલાં રૂપે આગલા દિવસે સાંજનું ભોજન ટાળી માત્ર થોડા મમરા જ ખાધેલા અને સવારે પણ નાસ્તાનો ત્યાગ કરી પૂર્ણ સ્વરૂપે ભૂખ ઊઘડે એ માટે એક ગ્લાસ આદુ લીંબુનો રસ ગટગટાવેલો. એડવાન્સમાં બે પડીકી લવણ ભાસ્કર ચૂર્ણ અને શિવાક્ષાર પાચન ચૂર્ણની પણ લઈ લીધેલી. અને સાથે પણ આ ચૂર્ણની પડીકીઓ લઈ ગયેલો. ભલે અન્ન પારકું છે પણ પેટ તો મારું જ છે એમ માની હું જમવા બેઠો. પેટ બે ટંક ખાલી રાખ્યું હતું એટલે ભૂખ પણ કકડીને લાગી હતી બ્યૂટી-પાર્લરમાં નમણી નારના નાજુક ચહેરાને જેમ બ્યૂટીશ્યન નજાકતાથી સંવારે એમ મેં લાડુને સ્પર્શ કર્યો, પ્રથમ પેટ અને પછી સમગ્ર શરીર કોઈ આંચકા ન અનુભવે એટલે ધીમી ગતિના સમાચાર જેમ જમવાનું વલણ રાખેલું. હું વધારે જમું તો તેમના પિતૃ તૃપ્ત થાય એનું સતત ધ્યાન રાખતાં યજમાન જુગલ કિશોર અને તેમનાં સહધર્મચારિણી મધુરિકા મેડમની બાજનજર મારી થાળી પર હતી. લાડુમાં ઝડપ ઘણી ધીમી રાખેલી પણ ભજિયામાં ઝડપ વધી જતી હતી. મેથીનાં, પતરીનાં, બટેટા વડા, ભરેલાં મરચાનાં ગરમાગરમ ભજિયા મારી થાળીમાં ઠલવાતા જતાં હતાં અને હું રસથી છતાં સભાનતાપૂર્વક આરોગી રહ્યો હતો. મારી પાચન ક્ષમતા પૂર્ણ થયાનો અહેસાસ થતાં જ મેં ચળુ કરવાની તૈયારી કરી ત્યાં મલપતાં મલપતાં આવેલ મધુરિકા મેડમે મલકતા મોં એ ભજિયાનો ઘાણવો મારી થાળીમાં ઠાલવી દીધો. જીભને માટે આ ચટાકાનો અવસર હતો તો પેટને માટે ઝટકાનો. જીભની જીત સામે પેટનો પરાજય નિશ્ચિત લાગતાં મેં વિનયપૂર્વક ભજિયાનો અસ્વીકાર કર્યો પરંતુ યજમાન દંપતી એમ ઝપટે ચડેલા ભૂદેવને મુક્ત કરે તેમ નહોતાં. તેઓ સતત આગ્રહ કરીને પીરસતાં રહ્યાં.

"અરે ભલા માણસ ! આ ભજિયા તો સાવ હળવા, એ કાંઈ ભારે ન પડે. ભૂદેવ ઊઠીને તમે લાડુ તો સાવ ઓછા જમ્યા તો આ ભજિયા તો જમો તમે ઓછું જમશો તો અમારા પિતૃદેવ તૃપ્ત નહીં થાય."

એકાદ બે મિનિટ શૂન્યમનસ્ક થઈને ભાણા સામે જોઈને બેસી રહ્યો. જો હવે ભજિયા પર મારો ચાલુ રહેશે તો ઘેર જવાને બદલે સીધા હોસ્પિટલે જ જવું પડશે. તેમના પ્રેમાગ્રહ કે એક પ્રકારના હઠાગ્રહ સામે મારે સત્યાગ્રહ કરવો પડશે કે શું ? છતાં હિંમત કરીને પ્રથમ મેં ખિસ્સામાં રાખેલી પાચનચૂર્ણની બે પડીકી લઈ એક ઘૂંટડો પાણી પીને તેમના અત્યાગ્રહથી ભરેલા મરચાંનાં બે મહાભજિયા પરાણે ખાધા. હવે જો વધારે ખાઈશ તો દવાખાને તો ઠીક, સીધું પિતૃલોકમાં જ પ્રયાણ કરવું પડશે એટલે મેં ગરીબડું મોં રાખી તેમને તેમના થઈ ગયેલા, હયાત તથા હવે પછી થનારા પિતૃઓને પ્રાર્થના કરી ભોજનની પૂર્ણાહુતિ કરી અને મનોમન પ્રતિજ્ઞા કરી કે હવે ક્યારેય પિતૃ ભોજનમાં ભૂદેવ તરીકે જમવા જવું નહીં.

એક સાહિત્યિક અધિવેશનમાં અમે ગયેલા. ઋજુ કોમળ હૃદયમાં સાક્ષરોની હોજરી પણ કોમળ જ હોય એમ માની આયોજકોએ રસોઈ પ્રમાણમાં ઓછી બનાવડાવેલી. મુક્ત વાતાવરણ, ખુલ્લી હવા અને પાતાળના પાણીથી સાક્ષરોની ભૂખ ખૂબ ઉઘડી અને અધવચ્ચે જ રસોઈ ખૂટી પડતાં ભજિયાના ઘાણવા ચાલુ કરી દીધા જે સૌએ ઊર્મિકાવ્યથી પ્રગટતા રસની જેમ પૂરેપૂરા રસથી આરોગ્યા. ભજિયાપ્રાશન સમયે કશોક મતભેદ થતાં બે કવિઓમાં ભજિયાની અસરથી વીરરસ અને શૌર્યરસ પ્રગટતા એકબીજાએ પ્રથમ ભજિયા વડે પ્રહાર કર્યો અને પછી બથંબથ્થી સુધી પહોંચી ગયા. આ ઘટનાનું સમાધાન સાત વરસે થયેલું.

ભજિયા અને ચટણીની જુગલબંધી જ કોઈ ઓર. વરસાદનાં ઝાપટાં પડતાં જ ભજિયા યાદ આવે. ભજિયાની રેંકડીએ લાઈનો લાગી જાય.

વિદેશી સલેહાણીઓની કોઈ જુગુપ્સા પ્રેરક વાનગી હોય તો તે જલેબી અને ભજિયા. કોઈપણ પ્રકારનાં સાંધા કે રેણ વગર ભજિયામાં બટેટા કે મરચા કેમ ઘુસાડવામાં આવે છે તેનું તેમને આશ્ચર્ય છે એટલે તેઓ પણ ભજિયા ખાઈ ખુશ થાય છે. ભજિયા વિનાનું ભોજન ફિક્કું લાગે છે એટલે પ્રસંગોમાં ભજિયા અડીખમ ઊભા છે.

બીજા બધા વ્યંજનો ભલે ઋતુ પ્રમાણે હોય ભજિયા બારે માસ !

*૨૪૨, પુષ્કરધામ સોસાયટી,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૪૨૬૯૬૩૧૪૨*

# કોર્ટની રમૂજ

*- મધુકર દિ. ધ્રુવ*

**ન્યાયાધીશ** : તમારે આ ફરિયાદ બાબતમાં શું કહેવાનું છે ?
**ફરિયાદી** : નામદાર સાહેબ, પોલીસની સેવાઓ 'મે આઈ હેલ્પ યુ ?' 'હું તમને શું મદદ કરી શકું ?
**(પોલીસમેન)** તે સગવડનો દૂરઉપયોગ કરે છે.'
**ન્યાયાધીશ** : કઈ રીતે ?
**ફરિયાદી** : તે દિવસે પોલીસ સ્ટેશનને ફોન કરીને તેણે પૂછ્યું કે પોલીસ સ્ટેશન વિસ્તારમાં સી.સી. ટી.વી. કેમેરા ચાલુ છે ? અમે જવાબ આપ્યો કે ચાલુ છે.
**ન્યાયાધીશ** : પછી ?
**ફરિયાદી** : આરોપી કહે કે તો જોઈને કહેશો કે પોલીસ સ્ટેશન સામે જે ફરસાણની દુકાન છે તે ખુલ્લી છે કે કેમ.
**ન્યાયધીશ** : તેનું શું છે ?
**ફરિયાદી** : અમે તેને પૂછ્યું શું બાબત છે ? તો, જવાબમાં કહ્યું કે આ તો, તમારી મદદ મળે તો ખોટો ધક્કો ન પડે.

★★★

**ન્યાયાધીશ** : તમે તેને બચાવી લીધો તો તે ભાઈએ તમને શું કહ્યું ?
**સાક્ષી** : તેણે કહ્યું કે, આનો બદલો કઈ રીતે આપું ? શું ઈનામ આપું ?
**ન્યાયાધીશ** : તો જવાબમાં તમે શું કહ્યું ?
**સાક્ષી** : મેં જણાવ્યું કે, તમને બચાવ્યા તે બીજા કોઈને કહેશો નહીં. નહિતર અમુક લોકો મને હેરાન પરેશાન કરશે.

★★★

**ન્યાયાધીશ** : તમને ખબર છે કે, ગુનાની કોશિશ કરે તે પણ જે ગુના માટે કોશિશ કરવામાં આવી હોય તે મુજબ શિક્ષાને પાત્ર ગુનો બને છે.
**આરોપી** : જી, નામદાર સાહેબ, પણ કોશિશ કરવાવાળાની હાર થતી નથી એમ કહેવાય છે.

★★★

**ન્યાયાધીશ** : સભાગૃહમાં તમે શું બોલેલા ?
**આરોપી** : એટલું જ કે આ સભાગૃહમાંના અર્ધા સભ્યો તો મૂર્ખ છે.
**ન્યાયાધીશ** : તો તેમાં સભ્યોની બદનક્ષી અને અપમાન થયું કેમ ન કહેવાય ?
**આરોપી** : નામદાર, સાહેબ, સભામાં ઉગ્ર બોલાચાલી થતાં મને મારા શબ્દો પાછા ખેંચવાનું કહેતાં મેં મારા શબ્દો પાછા ખેંચી લીધેલા તેથી સભ્યોની બદનક્ષી કે અપમાનનો સવાલ રહેતો નથી.
**ન્યાયાધીશ** : કઈ રીતે ?
**આરોપી** : મેં સ્પષ્ટ રીતે કહેલું કે, 'આ સભાગૃહના અર્ધા સભ્યો તો મૂર્ખા છે તે કહેવા બદલ દિલગીર છું અને તે શબ્દો પાછા ખેંચી કહું છું કે 'આ સભાગૃહના અર્ધા સભ્યો મૂર્ખા નથી''

★★★

**ન્યાયાધીશ** : તો તમે તમારી પત્નીનો વીમો કેમ ન ઉતરાવ્યો ?
**પક્ષકાર** : નામદાર સાહેબ, મારી પત્ની એટલી બધી ક્રૂર નથી.

★★★

**ન્યાયાધીશ** : શાસક પક્ષના નેતાશ્રી ગૃહમાં સામા મળતાં તમે તેમને નમસ્કાર કર્યા તો તેમણે શું પ્રતિભાવ આપ્યો ?
**પક્ષકાર** : તેમણે કહ્યું કે હું બેજવાબદાર માણસોને નમસ્કાર કરતો નથી.
**ન્યાયધીશ** : તો પછી તમે શું કહ્યું ?
**પક્ષકાર** : મેં કહ્યું પણ હું તો ખાસ કરીને બેજવાબદાર હોય તો પણ નમસ્કાર કરવાનું ચૂકતો નથી.
**ન્યાયાધીશ** : તમારો કેસ ક્યા મુદ્દા હેઠળ માંડવામાં આવ્યો છે ?
**પક્ષકાર** : બેજવાબદારીના

★★★

**ન્યાયાધીશ** : તો બગીચામાં આટલાં બધાં કાગળિયાં કઈ રીતે આવ્યાં ?
**રખેવાળ** : નામદાર સાહેબ, સ્વચ્છતા અભિયાનવાળા આવેલા તેમણે 'શહેર ચોખ્ખું રાખો', 'સ્વચ્છ રાખો' ઝુંબેશવાળા ચોપાનિયાં વહેંચેલા અને ઉડાડેલા.

★★★

**ન્યાયાધીશ** : તો ખર્ચ બાબતમાં તમારે શું રજૂઆત કરવી છે ?
**પક્ષકાર** : એ જ કે મારો મોટા ભાગનો ખર્ચો તો જાહેરખબરોને કારણે જ થાય છે.
**ન્યાયાધીશ** : તમે કઈ બાબતની જાહેરાત આપો છો ?
**પક્ષકાર** : જી, નામદાર, મારા તરફથી કોઈ જાહેરાત પ્રસિદ્ધ થતી નથી.

**ન્યાયાધીશ** : તો જાહેરાતને કારણે ખર્ચો થાય છે તેમ કઈ રીતે કહો છો ?

**પક્ષકાર** : સાહેબ, મારી પત્ની બધી જાહેરાતો નિરાંતે વાંચે છે.

★★★

**ન્યાયાધીશ** : આટલી નાની વાતમાં તમે કોર્ટ કચેરીમાં આવ્યા વગર સમાધાન કરી ઉકેલ કેમ ન લાવ્યા ?

**આરોપી** : નામદાર સાહેબ, અમે સમાધાનની જ વાત કરતા હતા એટલીવારમાં પોલીસ અમને જોઈ ગઈ અને પકડી લીધા.

★★★

**ન્યાયાધીશ** : તે દિવસે નિરાશ થવાનું કારણ શું હતું ?

**પક્ષકાર** : સાહેબ મેં મારા પિતાશ્રી પાસે પુસ્તકો ખરીદવા પૈસા મંગાવેલા પણ તેમણે તો તે પુસ્તકો ખરીદીને મોકલી આપ્યા.

★★★

**ફરિયાદી** : સાહેબ, ડોક્ટર સાહેબે કહેલું કે ચશ્મા પહેરવાથી તમે વાંચી શકશો પણ હકીકતમાં ચશ્મા પહેર્યા પછી પણ હું વાંચી શકતો નથી. આમ કરીને ખોટી રજૂઆત કરી મોટી ફી લીધી છે.

**ન્યાયાધીશ** : ફરિયાદીના આક્ષેપ બાબતમાં તમારે શું કહેવું છે ?

**ડૉક્ટર** : સાહેબ મેં કહેલું કે ચશ્મા પહેર્યા પછી તમે સારી રીતે વાંચી શકશો પણ ખરી હકીકત તો એ છે કે ફરિયાદી અભણ છે.

★★★

**ન્યાયાધીશ** : તમારા દાદા ગુજરી ગયા તે અરસામાં તેમની માનસિક સ્થિતિ કેવી હતી ?

**પક્ષકાર** : સાહેબ આવતી મુદતે કહીશ કારણ કે હમણાં ખબર પડી છે કે તેઓ વીલ કરી ગયા છે અને હજી બે દિવસ પછી વાંચવા મળશે.

★★★

**ન્યાયાધીશ** : તમે આર્ટ ગેલેરીની મુલાકાત લીધી તો પછી વિઝિટ બુકમાં મુલાકાતીઓના અભિપ્રાયના ચોપડામાં શું લખ્યું ?

**પક્ષકાર** : સાહેબ, તેમાં ખાનામાં લખ્યું હતું. 'મુલાકાત લેવા માટેનું કારણ'

**ન્યાયાધીશ** : તો મતે શું દર્શાવ્યું !

**પક્ષકાર** : એ જ કે બહાર ધોધમાર વરસાદ.

★★★

**ન્યાયાધીશ** : જે વાહનથી અકસ્માત થયો તે વાહન મોટર કારનો નંબર જોયેલો ?

**પક્ષકાર** : નહીં સાહેબ, કાર એટલી ઝડપથી પસાર થઈ ગઈ કે નંબર જોવાનો સમય જ ન રહ્યો પણ એટલું

**(મહિલા)** કહી શકું કે તે કાર ચલાવનાર મહિલા હતી. તેણીએ આસમાની રંગની સાડી અને લાલ રંગનો બ્લાઉઝ પહેરેલાં. કાનમાં હીરાના કાપ હતા. કપાળમાં ચાંલ્લો હતો. હોઠો પર લિપસ્ટિક હતી અને સુંદર દેખાતી હતી. તેણીની ઉંમર આશરે પચીસ વર્ષની હશે.

★★★

**ન્યાયાધીશ** : બેંકના મેનેજરના રિપોર્ટ મુજબ બેંકમાં લૂંટ થઈ તેમાં પંદર લાખ રૂપિયા ગયા.

**આરોપી** : ખોટી વાત છે નામદાર સાહેબ દસ લાખ જ ગયા.

**ન્યાયાધીશ** : તમે તેવું કઈ રીતે કહી શકો ?

**આરોપી** : નામદાર સાહેબ, અમે ગણેલા.

**ન્યાયાધીશ** : તો તેમાં તમને અજુગતું શું લાગ્યું ?

**ફરિયાદી** : સાહેબ પહેલાં તો લુટારુએ પીસ્તોલ ધરી કહ્યું કે ચુપચાપ તારા બધા પૈસા મને આપી દે.

**ન્યાયાધીશ** : પછી ?

**ફરિયાદી** : મેં કહ્યું પણ હું તો રાજકારણી છું. પોલિટિશિયન.

**ન્યાયાધીશ** : તો તેણે શું કહ્યું ?

**ફરિયાદી** : ચુપચાપ જલદીથી મારા બધા પૈસા આપી દે.

★★★

**ન્યાયાધીશ** : તેને કેવી રીતે ખબર પડી કે જે ઘરમાં ચોરી કરી ત્યાં કોઈ નહોતું ?

**ફરિયાદી** : મોબાઈલથી.

**ન્યાયાધીશ** : તે કેવી રીતે ?

**ફરિયાદી** : તેનો મોબાઈલ સ્માર્ટ ફોન હોવાથી ફેઈસબુક જોઈ શકાય છે.

**ન્યાયાધીશ** : એટલે ?

**ફરિયાદી** : નામદાર સાહેબ, ફેઈસ બુકમાં બધી જ વિગત હતી કે હાલમાં ઘરના બધા સભ્યો ત્રણ અઠવાડિયા માટે બહાર ગામ ફરવા માટે ગયા છે.

**ન્યાયાધીશ** : આરોપીની આ વિગત તમને કઈ રીતે મળી ?

**ફરિયાદી** : પોલીસ તપાસ ઈનવેસ્ટીગેશનની કાર્યવાહીમાં બહાર આવેલ વિગતો ઉપરથી.

★★★

**ન્યાયાધીશ** : તમને તેણે હિપોપોટેમસ કહેલી તેની ફરિયાદ છ મહિના પછી કેમ આપી ?

**ફરિયાદી** : સાહેબ મેં હિપોપોટેમસ બનાવ પછી છ મહિના પછી જોયો.

*એ-૩૭, રો-હાઉસ સોમેશ્વર-૨, જોધપુર ચાર રસ્તા પાસે,*
*સ્ટાર બજાર સામે, સેટેલાઈટ રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૧૫. મો. ૯૮૨૫૩૨૫૪૯૨*

# આમ શાયર બનાય ?

*ભગદેવ ભટ્ટ 'હાસ્યાયન'*

**એ**કવાર અમારા ગામમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય અંગેની થોડા મિત્રોની સભા મળેલી તેમાં મારે મારી પ્રવૃતિનો અને મારો પરિચય આપવાનો હતો. કારણ હું કવિતા લખતો (મુક્તક, હાયકુ જોડકણાં વગેરે) અને એય ગુજરાતી પાકું નહોતું તોય ધરાર બની બેઠેલો કવિ ! હજુ તેનાં ઠેકાણાં નહોતાં ત્યાં ઉર્દૂમાં શાયરીઓ લખવાનો ધખારો ઉપડેલો. હવે હું આ બધું કયા મોઢે કહું ? અને કહું તો તેમાં વખાણ થવાનો-અતિરેક થવાનો સંભવ પણ ખરો. પરિણામે શ્રોતાઓને આત્મા-શ્લાઘા જણાય. એટલે મારા મિત્ર મહેશ કે જે તેનું સંચાલન કરવાનો હતો તેને ટૂંકમાં, કહેવા તૈયાર કરેલો (તેના મોઢે કહેવરાવવા માટે એક પણ રૂપિયો તેને આપવો પડ્યો નથી.) મારો વારો આવતા પહેલા તેણે જે કહેલું તે આ મુજબ હતું.

મહેશ : 'ભાઈઓ અને બહેનો (બહેનો નહોતી તોય આદતવશ બોલેલો). શાયરશ્રી 'શબાબ ગઝનવી' કે જેનું મૂળનામ કાન્તિ છે જેને અમે મિત્રો નાનપણમાં કાન્ત્યો જ કહેતાં. તેના માટે મારે તો એ કહેવું છે કે હવે પક્ષાન્તરની ક્રિયા રાજકારણ પૂરતી મર્યાદિત રહી નથી. હવે તે સાહિત્યમાં પ્રવેશી ચૂકી છે. જો કે સાહિત્યમાં આ સિવાય પણ બીજું ઘણું પ્રવેશી ચૂક્યું છે. શબાબને મેં ઘણું સમજાવેલો કે ભાઈ, ગુજરાતીમાં તો કવિતાની પૂરી બારાખડી શીખ પછી ઉર્દૂમાં પડજે. પણ તેને તો ઉર્દૂ શાયરીનો ખરેખરો ડોડડિયો ઉપડેલો. હવે તે શાયર કઈ રીતે બનેલ તે પણ તમને કહું. પ્રથમ તો તેને ઉર્દૂ આવડતું જ નહોતું. જો કે આજેય તેમાં ખાસ ફેર પડ્યો નથી. અને લિપિ તો ઠામુકીય નહીં. અને હવે તો પરિસ્થિતિ એવી થઈ છે કે પહેલાં જેટલું ગુજરાતી આવડતું હતું તેમાંય લોચા પડવા માંડયા છે. હં... તો આ ભાઈને કોઈએ ઉર્દૂ શાયરીની પોકેટ બુક ભેટ આપેલી. અને તેણે માંડી વાંચવા. આમાં દરેક પાને નીચે અર્થ આપેલા હોય છે. એટલે તે તો મંડયો, શબ્દો અને અર્થ, ગોખવા. આજે તેની પાસે ૧૫ જેટલી પોકેટ બુકસ ઉર્દૂની છે. તેમાંથી દસ તો તેણે માગી માગીને ભેગી કરી છે જે પાછી આપેલી નહીં. ત્રણેક, પોકેટ બુકસની દુકાને જઈ તફડાવી લીધેલી. એક ખરીદેલી જેના પૈસા હજુય દુકાનદાર યાદ કરે છે. અને એક ભેટ મળેલી. આ તેના મીની ગ્રંથાલયનો ઓડિટેડ રિપોર્ટ. આમ આ પોકેટ બુકસમાં જેટલા અર્થ આપેલા તેટલા જ શબ્દોના જ્ઞાનની તેની પાસે સમૃદ્ધિ. પછી બીજો મોટો પ્રશ્ન નામનો ! કારણ ઉર્દૂ ભાષામાં નામ પણ વજનવાળું હોવું જરૂરી છે - શાયર વજનદાર ન હોય તો ચાલે ! 'કાન્તિ' નામ તેમાં જામે નહીં. એણે મારી સલાહ લીધેલી. મેં કહ્યું કે પ્રથમ તો જાણે અટકમાં તો વાંધો નહીં આવે. કારણ કોઈ એક ગામ ઉપરથી રાખી પાછળ પૂરી કે કર એવું કાંઈ જોડી દેવાનું - જોધપુરી, જયપુરી, સુલતાનપુરી વગેરે. એટલે આવડા આણે મને સામું સૂચન કર્યુ, 'જગન્નાથપુરી જામે કે નહીં ?' મેં કહ્યું, 'પછી લોકોનાં ટોળેટોળાં તારે ત્યાં જાત્રાએ આવશે. વળી તું ઉર્દૂ શાયર બનવા જ બેઠો છે. (અને લોકોનેય બનાવવા જ બેઠો છે) ત્યારે પરપ્રાંતના ગામનું નામ હોય એ ઉચિત થશે. એમ કર ગઝનવી રાખ.' મને કહે, 'આવી કેમ અટક ?' મને ખબર હતી કાન્તિનો પોતાનો ઇતિહાસ જોરદાર હતો પણ ઇતિહાસ વિષયમાં છેલ્લી પાટલીએ બેસનારો. એટલે મેં કહ્યું, 'ગઝલ-નવી.' તું જેટલી ગઝલ લખીશ એ બધી નવી જ હોવાથી ને ! અને તેનું ટૂંકું રૂપ એટલે ગઝનવી. મારી વાત તેને એકદમ ગળે ઉતરી ગઈ. પણ જો ઇતિહાસ જાણતો હોત તો કદાચ મારી ગળચી પકડી હોત. પછી તેણે નામેય ગોતી કાઢ્યું (ફિલ્મ ઉપરથી) શબાબ ! આમ કૌઆ ચલા હંસ કી ચાલની શરૂઆત થઈ.

હવે તે શાયરી કેમ બનાવતો તે પણ કહું. તેણે જ મને આ બાબત કહી હતી. પ્રથમ તો તેના મીની ગ્રંથાલયમાંથી એકાદ પોકેટબુક લઈ તેનો અભ્યાસ કર્યા બાદ તે જ પુસ્તકની શાયરી ગઝલ વગેરેના શબ્દોને આડાઅવળા ગોઠવીને તેમાં પોતાને આવડતો (સમજાતો) શબ્દ ઉમેરી શાયરી કે ગઝલ તૈયાર કરી નાખતો. અને મિત્ર વર્તુળમાં ચા-પાણી પાઈ વાહ વાહ (પરાણે) પામતો. મેં તેને આ બાબતથીયે ટપારેલ પણ માને શાનો ! ઊલટાનો પોતે હવે મુંબઈ સ્થિર થઈ ફિલ્મ

ઉદ્યોગમાં શાયર તરીકે ઝંપલાવવાનો છે તેમ બધાને કહ્યા કરતો. અને પાછો કહેય ખરો, જો આગળ આવવું હોય આવવું હોય તો આવું બધું કરવું પડે. અને વખત આવ્યે ખરચ પણ કરવો પડે. આ વાક્ય મને ઘણું પાછળથી સમજાયેલ. જ્યારે તેની ગઝલ એક બહુ પ્રખ્યાત નહીં તેવા હિન્દી મેગેઝિનમાં છપાયેલી જોઈ ત્યારે ! મૂળ બાબત એમ હતી કે તેણે ગઝલ મોકલી તેની પાછળ પાછળ ડોનેશન પણ મની ઓર્ડરથી મોકલી આપેલ. પાછો કહેય ખરો અત્યારે બધું આમ જ હાલે છે !

એકવાર તેણે ભગો કરેલો ! એક જગ્યાએ સ્વરૂપવાન સ્ત્રીનો ઉલ્લેખ 'હુશ્ન-એ-મલિકા' ને બદલે, 'હુશ્ન-એ-મલિદા' કરેલો. તેને બંધારણની તો પડી જ નહોતી. ક્યાંક તેના શેરની પહેલી અને બીજી પંક્તિના અર્થનો મેળ બેસતો જ નહીં. અને ટપારીએ કે સુધારો સૂચવીએ તો કહેતો, 'બસ શાયરની તો આ દુનિયામાં કોઈ કિંમત જ નહીં ને કદર કરતા તો ક્યાં કોઈ શીખ્યું છે ?' ઉપરાંત કહેતો કે તેની ગઝલો એટલી ઊંચી કક્ષાની છે કે જો પોકેટબુક બહાર પાડવામાં આવે તો જરૂર પ્રથમ એવોર્ડ-ઇનામ તેને જ મળે. (કેમ જાણે પ્રથમ એવોર્ડ-ઇનામ ફક્ત પોકેટ બુકસને જ મળતો હોય !) પણ એ ક્યાં કોઈને કરવું છે ? (કદાચ તેની પોકેટ બુકસ બહાર ન પડે પરંતુ બધી ગઝલો પોકેટમાં જ રહે તે સો ટકા સાચું.)

તેની ગઝલો થોડી ઘણી, પૈસાના જોરે છપાઈ ખરી હજુ કોઈ તેને મુશાયરામાં બોલાવતું નહોતું. જો એકવાર તેને બોલાવે તો તે વટ પાડી દે ! તે તો ત્યાં સુધી કહે તો કે રાષ્ટ્રીય શાયર મેઘાણી ગુજરાતે જ આપ્યા છે ને ! જો તેને મુશાયરામાં બોલાવે તો તે બીજા રાષ્ટ્રીય શાયર તરીકે જરૂર પંકાય. મોડે મોડે પણ તેને બ્રહ્મજ્ઞાન થયું કે લોકો ભલે ન બોલાવે પણ પોતે તો મુશાયરાઓમાં અવશ્ય જશે. જો કે આવા ઉર્દૂ મુશાયરા પ્રમાણમાં, ગુજરાતમાં ઓછા ભરાતા હોઈ, ગુજરાત બહાર જ જવાનું રહે.

શરૂમાં તે મુશાયરા ફક્ત સાંભળવા બહાને જતો. જેથી દરેક શાયર કેવી રીતે રજૂઆત કરે છે તે જાણી શકાય. પાછું આનું ઘરે આવી રિહર્સલ કરતો. પરિણામે પાડોશીઓને વગર પૈસે તમાસો જોવા મળતો. પછી તો તે ધીરેધીરે મુશાયરામાં, પૈસાના જોરે રજૂઆત કરતો થઈ ગયો. વળી ગુજરાત બહાર આવા મુશાયરામાં શ્રોતાઓની સંખ્યા સારી એવી હોય. જ્યારે અહીં સંખ્યા સાવ ઓછી હોય. ક્યારેક તો શ્રોતાઓ કરતાં કવિઓની સંખ્યા વધુ હોય. અવારનવાર તે ગુજરાત બહાર મુશાયરાની મુલાકાતે જતો થયો એમાં તો સ્થાનિક પોલિસની આંખે ચડી ગયેલો. એકવાર તો તેને પકડીને પૃચ્છા પણ કરેલ કે તે દાણચોરી કે ડ્રગ્ઝનો માલ તો નથી લઈ જતોને !

એમાં પાછો તેને ગુજરાતમાં મુશાયરો ગોઠવવાનો અભરખો જાગ્યો. ગુજરાત બહારના શાયરો ગુજરાતમાં આવે અને ગઝનવીની વાહવાહ બોલે... વગેરે ઘણું સાંભળવાની તેની પ્રબળ ઇચ્છા. મેં તેને કહેલ, 'ભાઈ, આ ચાળો તું મૂકી દે. તને તો ભારે પડશે પણ બીજાનેય ભારે પડશે.' આના ઉપર તેણે ઘણું લાંબું લેકચર આપેલ. પરિણામે બધા મિત્રો ભેગા થયા અને મારે સહકાર આપવા હા પાડી પાડવી પડી. પછી તો જાતજાતની સમિતિઓ રચાઈ. દિવસો સુધી મુશાયરો ક્યાં ગોઠવવો, કેમ ગોઠવવો, ક્યારે ગોઠવવો, કોને કોને હાજર રહેવા આમંત્રણ આપવું અને સૌથી મોટો પ્રશ્ન આવનાર શાયરોનો પુરસ્કાર... વગેરે પ્રશ્નો ઉપર મિટિંગો તથા ચર્ચાઓ થઈ. ઘણી ચર્ચાને અંતે એમ નક્કી થયું કે આપણા ગામની શાળામાં જ ગોઠવવો અને નામાંકિત શાયર તો એકાદ-બે ને જ બોલાવવા જેથી ટૂંકામાં પતે. બાકીના બધા નવા નિશાળિયાઓ. (ગામ લોકોને મન તો નવા અને જૂના બધાય સરખા !) હવે તો તે બહાર જતો આવતો થયો હોવાથી ઘણાનાં સરનામાં પૂછીને લખી લીધેલાં. બધાંયને આમંત્રણ પણ પાઠવી દીધાં.

મુશાયરાની નક્કી કરેલ તારીખ આવી પહોંચી. આગલે દિવસે જ શાયરો આવી પહોંચ્યા હતા. ત્યારે તો ગઝનવી લગભગ આખો દિવસ સ્ટેશન ઉપર જ હતો. પોતે શાયર લાગે એટલે દાઢી વધારીને પાછી સેટ કરાવેલ અને તેમાં પાછી મહેંદીનો કલપ કરેલ. સાથે લખનવી ઝભ્ભો અને પાયજામો. સ્ટેશન ઉપર કોઈ શાયર ઊતરે કે તરત જ તેના ડબ્બા નજીક પહોંચી જઈને સ્વાગત કરતો. જો કે ગુજરાત કદી આગતા-સ્વાગતમાં પાછું પડ્યું નથી.

મુશાયરાને દિવસે સૌ કોઈ શાયરો પોતપોતાના આગવા ડ્રેસમાં આવ્યા અને સ્ટેજ ઉપર બિરાજમાન થયા. થોડા શ્રોતા

હતા અને થોડા પ્રેક્ષકો... કંઈક નવું જોવા મળશે એ આશાએ અને થોડા નિશાળના તોફાની બારકસો. પ્રેક્ષકોમાં થોડા ભાડૂતી માણસો ખરા ! ગઝનવી પરાણે બધાને બોલાવી લાવ્યો હતો. ગામની (અને પોતાની પણ) આબરૂ રાખવા. એમાં ઉતાવળમાં માઈકવાળાને કહેવાનું રહી ગયેલ એટલે તાબડતોબ માઈકવાળાને બોલાવવા કોઈને મોકલ્યો. માઈકવાળો પાછો કામમાં હતો એટલે આવતા વાર થઈ અને ઓડિયન્સે હો... હા કરી મૂકેલી. એટલીવારમાં કોક પોલીસને પણ બોલાવી લાવ્યું કદાચ તોફાન થાય તો !

માઈકવાળો, આવ્યો એવો જ તેને આ ગઝનવીએ પોંખ્યો. 'અલ્યા તને કંઈ નહીં ને અત્યારે જ જવાનું સૂઝ્યું ?'

માઈકવાળો : કેમ ? આનું કાંઈ મૂરત જોવાનું હોય ? અને તમે જો આ પ્રોગ્રામ કરવાના હતા તો મને વહેલું કેમ ન કીધું અને પાછા મને ટડકાવો છો ?

તમારે પ્રોગ્રામ કરવો હોય તો કરો નહીં તો હું તો આ હાલ્યો...!

'અરે યાર, જે થયું તે હવે ગામની આબરૂ સાચવવા જલ્દી માઈક શરૂ કર. અને માંડમાંડ માઈક શરૂ કર્યું. પછી તો દરેક શાયરનો સ્વાગત કાર્યક્રમ અને પરિચય વિધિ ચાલી. અને રાત્રે સાડાનવે લગભગ મુશાયરાની શરૂઆત થઈ. લગભગ ત્રણેક શાયરોએ હજુ તો પોતાની શાયરીઓ રજૂ કરી ત્યાં ઓડિયન્સમાં પાછળના ભાગે ધબાધબી બોલી ગઈ. લોકો ઊભા થઈ ગયા અને હાકોટા પડકારા થવા લાગ્યા. મૂળ બાબત એમ બની હતી કે નિશાળના થોડા જે બારકસો આવેલા તે સખણા નહોતા રહેતા. હા... હા... હી... હી કરે રાખ્યે, વચ્ચે વચ્ચે ડબકાં પૂરે. મોઢાના ને હાથથી ચાળા કરે. અને બે ત્રણ જણા વારે ઘડીયે આવ જા કરતા હતા. આથી કોઈ મોટાએ ટપારેલા. તોય નહોતા માન્યા તે ટપલી મારેલી. અને થઈ રહ્યું. એકદમ વાતારણમાં ગરમી આવી ગઈ. મોટા અને નાના બધા બથંબથી આવી ગયા. પોલીસોએ ડંડાવાળી શરૂ કરી અને ઘડીકમાં તો ભાગાભાગ અને રીડિયારમણ મચી ગયું. ગઝનવી જેવો સ્ટેજ ઉપરથી હેઠો જોવા આવ્યો કે શું થયું છે એલા, એટલામાં તો તેની પીઠ ઉપર પણ પોલીસનો ડંડો પડ્યો અને રાડ પાડી ગયો વૉય બાપલિયા' અને જ્ઞાન થયું કે હવે ભાગવામાં જ મજા છે. પોતાના વારાની રાહ જોવાય ઊભો ન રહ્યો. જાય લદડપદડ, ને સીધો ઘેર. પોલીસ તરફથી તેની પીઠમાં ડંડાનો એવોર્ડ મળ્યો એટલે અમે બધા તેને ડંડા પીઠ એવોર્ડ ગણીએ છીએ પછી તો તેને ખબર પડી કે પોલીસ સંચાલકને ગોતે છે એટલે ઘરે જઈ ઝભ્ભો પાયજામો ઉતારીને ડૂચો વાળીને ક્યાંય સંતાડી દીધા ને દાઢી મૂંડી નાખી.(સામેય મુંડાણા તો કહેવાય !) અને છૂ થઈ ગયો. પછી બીજી સવારે ખબર પડી કે ભાઈ સાહેબ રાતની ટ્રેનમાં મુંબઈ જતા રહ્યા છે. તે હમણાં આવેલા છે. હજુય અમે તેને ક્યારેક ''ડંડાપીઠ એવોર્ડવાળા'' કહીને છીએ તો ભૂરાંટો થાય છે એટલે તમે બધા તેને મૂળનામ 'કાન્તિ' તરીકે જ બોલાવજો.

જોકે હવે તે છાંડી ગયો છે શાયરી લખવાથી ને ભૂલી ગયો છે ગુજરાતી કવિતા પણ ! આ માટે પોલીસને જ ધન્યવાદ આપવા ઘટે. કારણ તેને વાસ્તવિક જગતનું ભાન કરાવ્યું. નહીં તો હજુય ગગનમાં જ વિહાર તો હોત ! તમે જ વિચારો આમ શાયર બનાય ? હવે વિરમું છું

હું : જોયું, મહેશે, મેં અમુક બાબતો કહેવાની અગાઉ પણ ના પાડેલી તોય આજે જાહેર કરી. હું ત્યારથી એ રસ્તો છાંડી ગ્યો છું અને બંને ભાષામાં લખવાની ખો ભૂલી ગ્યો છું. આ બધા પાછળ ઘણો ખર્ચો કર્યો છે જેના હપતા હજુય ચાલુ છે. જો તમેય મારા જેવો વિચાર ધરાવતા હોય તો આ કહાની સાંભળ્યા પછી શું કરવું તેનો નિર્ણય કરજો.

*''વરેણ્યમ'', પ્લોટ નં. ૪૩૮-એ-૨, ગીતાંજલિ પાર્ક,*
*સેક્ટર-૮(બી), ગાંધીનગર-૩૮૨૦૦૭*
*મો. ૯૪૨૯૯૮૯૧૬૨૯*



**(અનુસંધાન પૃષ્ઠ નં. ૩-૧૬નું ચાલુ)**

'હા... ત્રણ મોટી નનામી ખરીદો તો એક નાની નનામી મફત. આજકાલ સ્કીમનો જમાનો છે. ઘણા સંપ્રદાયમાં બાવાઓ ભક્તોને સ્કીમ આપે છે કે તમે અમારા ભક્ત થશો તો જ્યારે મરશો ત્યારે ભગવાન વિમાન લઈને તમને લેવા આવશે.'

'ખરેખર વિમાન આવે છે કે નહીં એનો કોઈ પુરાવો છે ?' મેં પૂછ્યું

'બધી બાબતના પુરાવા ન હોય. એમ તો ગીતા શ્રી કૃષ્ણએ જ કહી છે અને કુરાન મહંમદે જ મોકલ્યું છે એના પુરાવા મળે છે ?'

'તમારી વાત વિચારવા જેવી તો ખરી.'

'એ બધું પછી વિચારજો. પહેલા ચા પી લો. તમે બહુ વિચારવા રહેશો તો ચા ઠંડી થઈ જશે.'

મને ચા પીતાં-પીતાં વિચાર આવ્યો કે અત્યારે એડવાન્સ બુકીંગનો જમાનો છે. હજુ બાળક પેટમાં હોય ત્યાં જ મવાલી જેવા વાલી પોતાના બાળકને સારી સ્કૂલમાં પ્રવેશ મળે તે માટે એડવાન્સ ફોર્મ ભરી રાખે છે. એ લોકો નર્સરીમાંથી છોડ ઘેર લઈ આવે છે અને કુમળા છોડ જેવા બાળકને નર્સરીમાં છોડી આવે. પુત્રના લગ્ન પહેલાં જ કદાચ સાસુ-વહુને ન બને તો અલગ મકાનનું એડવાન્સ પ્લાનિંગ કરી રાખે છે. ભક્તો મૃત્યુ બાદ પકવાન મળશે એવી આશામાં આ જન્મમાં ઉપવાસ વેઠીને સ્વર્ગનું એડવાન્સ બુકિંગ કરાવે છે. ખેલાડીઓ ભાવિ વર્લ્ડ કપ જીતવા માટે એડવાન્સ પ્રેક્ટિસ કરે છે.

મને થયું કે જો તમામ ક્ષેત્રમાં એડવાન્સ બુકિંગ થતું હોય તો કનુકાકા માટે નનામીનું એડવાન્સ બુકિંગ કરાવી કરાવી દેવું જોઈએ. આવડાં મોટા શહેરમાં ત્રણ-ચાર નનામી તો ચણા-મમરાની માફક વેચાઈ જશે પછી નનામીની ક્રાઈસીસ ઊભી થાય તે પહેલાં જો એડવાન્સ બુકિંગ કરાવી લઈએ તો મહાસફળ થવાની દિશામાં પ્રથમ કદમ ગણાશે. મેં બસો રૂપિયા એડવાન્સ આપીને નનામીની પાકી પહોંચ મેળવી વીધી.

હું પહોંચ ખિસ્સામાં નાખી રાજી થતો હોસ્પિટલ પહોંચ્યો. ત્યાંથી માહિતી મળી કે પેશન્ટની તબીયત ભયમુક્ત હોવાથી ગજા બહારનો ચાર્જ લઈને ડિસ્ચાર્જ કર્યા છે. હું કાકાનાં ઘેર ગયો ત્યારે કાકા પપૈયું ખાતાં-ખાતાં ટીવી જોતા હતા. મેં કાકાના ત્રણે દીકરાને બહાર બોલાવી પેલી પહોંચ બતાવી. મને આશા હતી કે કાકા પ્રત્યેની મારી લાગણી અને મારી દૂરંદેશી જોઈને મને અભિનંદન આપશે. મારી આશા ઠગારી નીવડી. એમણે મને અભિનંદન બદલે આઘાત આપ્યો. ત્રણે ભાઈઓના છ હાથ મારા માટે ષડરિપુ સાબિત થયા. એમણે છુટ્ટા હાથે, છુટ્ટા પગે અને છુટ્ટી જીભે મને મારી મારીને ધોઈ નાખ્યો. નાનો દીકરો ક્યાકથી હોકી લઈ આવ્યો. નાનકાના મોટા પ્રહારથી મારો અસ્થિભંગ થયો.

મને ઓર્થોપેડિક હોસ્પિટલમાં દાખલ કર્યો. પત્ની અને પુત્રને મારા તાડનના દુઃસમાચાર મળ્યા એટલે એ પણ દોડી આવ્યા. અમારા ત્રણેનાં દુઃખદ આશ્ચર્ય વચ્ચે મારી બાજુના પલંગ ઉપર પ. પૂ. જગાનંદજીને પધરાવ્યા હતા. અમારા સંનિષ્ઠ પ્રયાસો બાદ સદગુરુના અસ્થિભંગના કારણ સુધી પહોંચી શકાયું.

ગુરુજી ભૂતકાળની કોઈ પ્રેમિકાને યાદ કરીને ગઈકાલના વિચારે ચડી ગયા હતા. એમને માત્ર વિચાર કર્યો હોત તો વાંધો નહોતો પરંતુ વિચારને આચારમાં મૂકવા માટે ભૂતપૂર્વ પ્રેમિકાના સાસરે જઈ ચડ્યા. ત્યારબાદ જે ઘટના ચેલા સાથે ઘટી એવી જ ઘટના ગુરુજી સાથે પણ ઘટી.

જગાએ આવતીકાલનું વિચાર્યું એટલે અને જગાનંદે ગઈકાલનું વિચાર્યું એટલે બંનેને અસ્થિભંગનો યોગ થયો બંનેએ હોસ્પિટલમાં સાથે પ્રતીક્ષા કરી કે હવે જ્યાં સુધી જીવીશું ત્યાં સુધી માત્ર વર્તમાનમાં જીવીશું. કેવળ આજનું વિચારીશું. ગુરુ-શિષ્ય બંનેને હોસ્પિટલની દીવાલ પરથી નવું સૂત્ર મળ્યું : The past is History, the future is mystery. Today is gift that's why it's clalled The Present.

*૨૦, શારદા સોસાયટી,*
*જીનતાન રોડ, સુરેન્દ્રનગર.*
*મો. ૯૮૨૫૨૩૦૯૦૩*

# ભૂંગળ વિનાની ભવાઈ

- *કૃષ્ણ પંડિત*

ગાંધીનગરના સેક્ટર 'અ'ની, 'આનંદ વાટિકા' નામની સોસાયટીના સેવા નિવૃત્ત એવા, ખાતા-પિતા અમે સભ્યો છીએ.

અમે ૧૯૯૫માં સોસાયટીનું બોર્ડ ચિતરાવ્યું હતું જેમાં પેન્ટરે આનંદને બદલે આણંદ લખી નાખ્યું હતું. જે હજુ અમે સુધરાવ્યું નથી, તેથી વાંચનારાને મફતમાં મનોરંજન મળે છે. એવી ભાવના અમારી ખરી ! આમેય હાસ્યનું મૂલ્ય અમે સમજીએ છીએ. અમારી સોસાયટીના જોશીલાને હોંશીલા, પ્રબળ મનુકાકાને ઘણાએ સલાહ આપી કે, આ બોર્ડ, ફરીથી ચિતરાવો; કારણ કે લોકો કહે છે કે, આ સોસાયટીના સભ્યો બેવકૂફ લાગે છે. આવા ભૂલ ભરેલા બોર્ડને, એન્ટ્રંસમાં (Entranceમાં) રાખી મૂકવાને બદલે કાઢીને ભંગારમાં વેચી દે. અથવા કુશળ પેન્ટર કમ ભાષાશાસ્ત્રી પાસે રિ-પેઈન્ટ કરાવો. એક જણે તો સઘળો ખર્ચ ઉઠાવવાની તૈયારી દેખાડી.

જેની સામે મનુભાઈનો સ્ટાન્ડર્ડ જવાબ : જુઓ ભાઈઃ આખું ગાંધીનગર પ્લોટ નંબરથી ઓળખાય છે. સેક્ટરમાં આવનાર, જો પ્લોટ નંબર સાચો લઈ ન આવે તો પાછો જ જાય. આમ વ્યક્તિનું નામ કે સોસાયટીના નામ થકી કઈ ફેર પડતો નથી, આમેય એક વિદ્વાને તો કહ્યું છે : વોટ ઈઝ ધેર ઈન ધ નેમ ?

એકદા, સવારના ૯ એક વાગ્યા, ત્યાં જયંતિભાઈના પ્લોટ નંબર ૪૨૦ આગળ, બંદૂકને બદલે ત્રિકમ પાવડો ને તગારાં સાથે મજૂરો દેખાણાં, એ વખતે મનુકાકા સૂર્યને અર્ઘ્ય આપતા હતા. હું મારા વરંડામાંના કુંડામાંના મોગરાનાં ત્રણેક ફૂલ તોડી, નાકે અડકાડ્યાં ત્યારે એક ફૂલ પર કીડી ફરતી હતી. તે મારી નાસિકા પર ધસી આવી, તે થકી, મોગરાના ફૂલની સુગંધને બદલે નાકમાં પ્રથમ ચળ આવી, તે પછી ત્રણ છીંક આવી. મનુભાઈ વદ્યા : 'પંડિતભાઈ, મને તો ખબર નથી ને આ ક્યા ખાતાના માણસો અહીં ખાડા કરવા ને ફ્લોરીંગ તોડવા આવી પહોંચ્યા છે ?'

હું, 'આપણે માનવ હોઈ માનવ તરીકેના કેટલાક અધિકાર મળ્યા છે તે રીતે સરકારી ને ખાનગી સંસ્થાઓને આવા તોડફોડના અધિકારો મળ્યા છે વળી. સરકારી કર્મચારીને ગળામાં લટકાવવા I Card અપાય છે. તેવું કાર્ડ આ લોકોને અપાતું નથી ? હું ફિલોસોફિકલ બોલ્યો.

મનુભાઈ : ચાલો, પૂછીએ તે ખરા કે, તમે કોના માણસ છો ?'

શા સારું ખોદો છો ? ને શું કરવા માગો છો ?

હું : 'મનુભાઈ, આ ગોધરિયા મજૂર છે. એમની પાસેથી સાચો જવાબ મેળવવો એટલે રેતીમાંથી તેલ કાઢવું. છતાંય ચાલો, પૂછીએ, ટાઈમ પાસ થશે.'

મનુભાઈ : '(એક જણને પકડીને) ભાઈ તારું નામ શું ?'

જવાબ : 'મનુ'

બીજાએ કહ્યું : 'મનુ નહીં મણજી (મણાજી)'

'કોના માણસ છો ?'

જવાબ : 'મણજી...ના'

ત્રીજો જવાબ : મણજી ઉર્ફે ઝેણાજી સમજ્યા કાકા.

હું : આ ઝેણાજી કોણ છે ?

જવાબ : નાનજીનો દીકરો...

પ્રશ્ન : 'એ ક્યાં છે ?'

એક બાઈ બોલી : 'રાતે બહુ ઢીંચીને છાપરીએ પડ્યો હેં !'

મેં કહ્યું : 'મનુભાઈ, આમાં સાબરમતીના પટમાંથી કુવા ખોદી પેટ્રોલ શોધી કાઢવા જેવું છે.'

અમે ખૂબ રિસર્ચ કરી તો, જયંતિભાઈ દવેના પ્લોટ નંબર ૪૨૦ની લાઈટ બંધ હતી. ફોલ્ટ ભારે હતો. ત્રણથી સાત દિ' તો લાગે તેમ હતું. તે સંદર્ભે આ મજૂરોએ કરેલા ભારે ખોદકામ થકી, શ્રી દવેના ઘરની પાણીની સડેલ પાઈપલાઈન પર કોઈ મજૂરના ત્રિકમનો ટશકો વાગ્યો. જોરદાર પાણીનો પ્રવાહ વહ્યો. ખાડો વધીને મોટા ભૂવા જેવો થઈ ગયો. ચારે કોર ટ્રેન્ચ ભરાઈ ગઈ. નગરપાલિકાએ નાખેલ પેવીંગના બ્લોક ને રેતી પણ આઘીપાછી થઈ ગઈ.

બાકી રહી જતું હતું તે રાતે મેઘરાજાએ ધૂંઆધાર બેટિંગ કરી... આખી સોસાયટી ને ચોક તથા રસ્તા જલમય થઈ ગયા...

શ્રી દવેનો સુપુત્ર રાકેશ. જે માત્ર ત્રીસેક વર્ષનો છે, છતાં સાઠનો દેખાય છે. બંને જણ ખાસ આયટેમ જેવા છે. પડોશના ઘરમાં આગ લાગે તો પણ એ બાજુ લમણો જ ન વાળે એવી એમની મનોવૃત્તિ છે...

બીજે દિ સવારે તેમના ઘરમાં પાણી ન આવ્યું. તેથી ઘરમાં આજે પાણી કેમ ન આવ્યું ? તે વિશે ઘરમેળે ચર્ચા કરી. પ્રમુખશ્રીને પૂછવા આવ્યા; 'મનુભાઈ, પી.ડબલ્યુ.ડી. વાળાએ આજે પાણીનો સપ્લાય બંધ રાખ્યો છે ?'

મનુભાઈ : 'હા, પંડિતભાઈ કહેતા'તા કે, આખું વીક સપ્લાય બંધ રહેશે... તેવા સમાચાર કોઈ પેપરની પૂર્તિમાં તેમણે વાંચ્યા છે.'

રાકેશ : હેં !? પપ્પા અઠવાડિયું પાણી બંધ રહે એ તો ગંભીર પ્રોબ્લેમ કહેવાય, હવે આપણે કરશું શું ?

મનુભાઈ : 'દવે ભાઈ, તમે કેવા માણસ છો ?'

બે દિથી તમારા ઘર આગળ ખોદકામ ચાલી રહ્યું હતું તેમાં તમારા ઘરની પાણીની લાઈન તૂટી છે. તે થકી તમારે ત્યાં પાણી આવતું નથી. ઘરમાંથી બાપ-દીકરો ક્યારે બહાર નીકળી સોસાયટીના ને તમારા ઘરના પ્રશ્નોમાં રસ લો છો ? તે તમને ખબર પડે કે પાણી કેમ બંધ છે ?

દવે ભાઈ : 'હેં !? હવે શું કરવું મનુભાઈ ? કઈ રસ્તો કાઢો.'

મનુભાઈ : જૂઓ, આપણા સેક્ટરના કોર્પોરેટર વિરેન્દ્રસિંહ વાઘેલા જે તમારા રાજકોટના છે. તમારે એમને ફેમીલી રિલેશન છે. એટલે હું તમારા વતી એમને ફોન કરું છું. જેથી એ રસ લઈ આ પ્રશ્ન ઉકેલી આપે.

મનુભાઈએ વાઘેલા કોર્પોરેટરને ફોન જોડ્યો. પણ મોબાઈલ સતત સ્વીચ ઓફ આવવાથી મનુભાઈએ શ્રી દવેને સાંજે ફોન જોડશું અથવા રૂબરૂ મળવા જઈશું એમ આશ્વાસન આપી, આશ્વસ્ત કર્યા. ને કહ્યું : 'હાલ પૂરતું પીવા જેટલું પાણી મારે ત્યાં ચોકડીના નળેથી ડોલો ભરી તમે ને રાકેશ લઈ જાઓ. તે થકી વેઈટ લિફટીંગની પ્રેક્ટિસ થશે.'

રાકેશ : 'ભલે હવે ડોલો ભરવી પડશે !'

જલમય સોસાયટીના, રસિકજનો, જે મનોરંજનાર્થે ભેળા થયા હતા, તે વિખરાય તે પહેલાં એક કૂતરું એ પાણી ભરેલા ભૂવામાં પડ્યું. અન્ય મિત્ર કૂતરાની મદદ લીધા વગર, ચતુરાઈ વાપરી તે બહાર નીખળી ગ્યું. થોડીક વારમાં એક પસ્તીવાળાનું લારીનું પાછલું વીલ એ ખાડામાં ફસાણું. બધાએ હઈસો ! કરી, કાઢ્યું. બધાએ એને આડે હાથે લીધો... એ પછી એક માથા ફરેલ જવાનિયો ફૂલ સ્પીડે કાર દોડાવી ધસ્યો. સોસાયટીની સમગ્ર સપાટી જલમગ્ન હોઈ તે પણ ફસાણો. બાળકો ને મહિલા મંડળ સહિત, પુરુષોના સહિયારા પ્રયાસથી તેને બહાર કાઢ્યો. કાદવવાળું પાણી ઊડ્યું. હોઈ, ઘણી મહિલાના કપડાં બગડ્યાં. બાબુભાઈના મોઢે, કાદવનો પેઈન્ટ થયો, પછી બધાએ એ જવાનિયાનો એવો તો ફજેતો કર્યો કે, તે કાપો તો લોહી ન નીકળે તેવો થઈ ગ્યો, મનોમન વધ્યો, જેમ ધરતીએ ફાટીને સિતાજીને જગા કરી આપી હતી, તેમ આ ભૂવો એટલો મોટો ફાટે કે હું કાર લઈ ભૂવામાં સમાઈ સ્વર્ગે પહોંચી જાઉં. સ્વર્ગમાં કારો નથી ને હેરાન કરનાર ટ્રાફિક પોલિસવાળા નથી. તેથી ગાડી ચલાવવાની મજા પડશે. સોસાયટીના કોઈ રહીશે કોર્પોરેટર વાઘેલાને પાનને ગલ્લે જોયા. એમણે શ્રી દવેના ઘરે ભૂવાનો ત્રાસ છે, તમને મોબાઈલ ફોનથી યાદ કર્યા પણ ફોન સ્વીચ ઓફ આવ્યો હતો. વાઘેલા સમજ્યા કે, કોઈ ભૂવો દવે કાકાને હેરાન કરી રહ્યો છે. તેથી હોકી - દંડા સાથેના ચાર ફોલ્ડરિયાને જીપમાં બેસાડી, ગોબ્રાહ્મણ પ્રતિપાળ વાઘેલા દોડી આવ્યા, ને પબ્લિક હજુ વેરાણી ન હતી તેથી વદ્યાઃ ક્યાં છે ભૂવો ? 'હું એને નહીં છોડું ?' ત્યાં જાડા કાચના ચશ્માવાળો ફોલ્ડરિયો દંડો લઈ ભૂવામાં પડ્યો. મનુભાઈ વદ્યા : બાપુ આ ભુવામાંથી આ ભઈને પહેલાં બહાર કાઢો.

*૧૩૨૯/૨, સેક્ટર-૩-બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૬૮૭૪૮૫૮૮૦*

# આંખ મીંચીને સલાહ

*- કલ્પના દેસાઈ*

**મો**ડું મોડું પણ મને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. વરસોના અનુભવે હવે મેં લોકોને સલાહ આપવાનું બંધ તો નહીં પણ ઓછું કરી નાખ્યું છે. નકામો કોઈને ત્રાસ આપવો ને નકામી કોઈની બદદુઆ લેવી ! મને ઘણી વાર ઘણો જ પસ્તાવો થયો છે, કે મારા જીવનના અમૂલ્ય વરસોમાંનો ઘણો બધો અમૂલ્ય સમય મેં લોકોને સલાહ આપવામાં જ વેડફી નાંખ્યો ! શું ખરેખર મારી સલાહની લોકોને જરૂર હતી ખરી ? ખરેખર તો, કોઈને સલાહ આપ્યા પછી આપેલા દાનની જેમ એ સલાહ, એ વ્યક્તિ અને એ સમય પણ આપણને યાદ રહી જાય છે. એ યાદ આવતાં મને પણ થયું, કે મેં આપેલી સલાહને જે તે લોકોએ ધ્યાનમાં રાખી હશે કે ફક્ત મને જ ધ્યાનમાં રાખી હશે ? (બીજી વાર મળે તો એને આયનો બતાવીને કંઈ બોલે તે પહેલાં ચૂપ જ કરી દઈશું.) ધારો કે, કોઈને મારી સલાહ ગમી ગઈ હશે તો એ સલાહનું એણે વરસો સુધી પાલન કર્યું હશે ? એનાથી જો એને ફાયદો થયો હશે તો એણે મારો આભાર માન્યો હશે ? બીજા લોકોને પણ આ ફાયદો જણાવીને મારી સલાહને એના વર્તુળમાં ગોળ ગોળ ફરતી રાખી હશે ? કોણ જાણે ! જવા દો બહુ વિચારવું નહીં, નહીં તો સલાહવાયુ થઈ જાય. (આ સલાહ નથી.)

જો કે એવું જ, કોઈની પાસેથી સલાહ લેવાનો વિચાર આવતાં જ એ વિચારને હું ઊગતો ડામી દઉં છું. મને મારા ભયાનક ભવિષ્યનો અને મગજમાં થનારા ભૂકંપનો અણસાર આવી જાય છે. અમુક અમુક કિસ્સાઓમાં કોઈની પાસેથી સલાહો લેવામાં મારા શા હાલ થયેલા અને મને કેવું મોટું નુકસાન થયેલું એ બધી યાદો મગજમાં હલચલ મચાવવા માંડે. એ સલાહોના બદલામાં, સામે બદલો લેવાના મને કેવા કેવા વિચારો આવી ગયેલા ! ના, ના. ફરી એ ચક્કરમાં તો નથી જ પડવું. વળી મને બધેથી જ, વધારાની બીજી ઢગલો સલાહો મળેલી અને ચેતવણી પણ અપાયેલી કે, 'ખબરદાર, હવે એની પાસે કોઈ સલાહ લેવા ગઈ છે તો. એનામાં તો ઠેકાણાં નથી ને એ શું બીજાને સલાહ આપવા નીકળી પડ્યાં ?' ત્યારે મને થયેલું કે હવે મારે કોની પાસેથી સલાહ લેવાની, તેની સલાહ પણ મારે બીજા પાસેથી લેવાની ? યે તો બહુત નાઈન્સાફી નહીં હૈ ? હૈ જ ને વળી, તો શું ?

આથી જ, સલાહ બાબતે મેં એક નિયમ રાખ્યો છે. કોઈની પાસેથી પણ સલાહ લેતી વખતે હું આંખો મીંચી દઉં છું. કારણ તો ફક્ત એટલું જ, કે ગુપ્ત દાનની જેમ મને ખબર પણ ન પડવી જોઈએ, કે મને જે સલાહ આપી રહ્યા છે તેના હાવભાવ કેવા છે, તેના મનમાં શું છે અને તે કહેવા શું માગે છે ! મારી ખુલ્લી આંખો જોઈને સલાહ આપનારને, મને સલાહ આપવાની વધુ ને વધુ ચાનક ચડે. શક્ય છે કે, એ એની પાસેનો સલાહ-ભંડાર ખાલી કરવાનું જ નક્કી કરી નાંખે તો ? એની સલાહો પર અમલ કરવાની વાત તો બાજુએ રહે પણ મારા અમૂલ્ય ને કિંમતી સમયની કેટલી બરબાદી થઈ જાય ? એટલે મારી બંધ આંખે હું મારા મનમાં રાચી શકું અને સામેવાળાને સંતોષના ભ્રમમાં રાખી શકું. મનોમન એમની સલાહો પર ત્યાં ને ત્યાં જ પાણી પણ ફેરવી શકું, પછી ભલે





એમને જે બોલવું હોય તે ને જેટલું બોલવું હોય તેટલું બોલે. અહીં કોઈ સાંભળે તો દુઃખ ને ? ધારો કે, સંભળાઈ પણ ગયું તો એ સલાહને મનમાં લે તો દુઃખ ને ? બસ, આ જ બરાબર છે. આંખો મીંચીને સલાહ સાંભળવાથી અથવા સાંભળીએ છીએ એવો ડોળ કરવાથી અથવા ન જ સાંભળવાથી મળનારા સુખની તુલના બીજા કોઈ સુખ સાથે થઈ ન શકે.

આવું જ, સલાહ આપતી વખતે પણ હું આંખો મીંચીને જ સલાહ આપું છું, પછી સામેવાળાનું જે થવાનું હોય તે થાય ! આંખો મીંચીને સલાહ આપવામાં મોટામાં મોટો ફાયદો એ છે, કે સલાહ લેનાર કંટાળે છે કે મોં વાંકું કરે છે કે આજુબાજુ જુએ છે કે ગુસ્સાથી તમતમી જાય છે તે કંઈ જ દેખાતું નથી તેથી ખૂબ શાંતિથી સલાહ આપી શકાય છે. હા, થોડી થોડી વારે જોઈ લેવું સારું કે સલાહ લેનાર ત્યાં સદેહે છે કે નહીં ? જેવું આંખ મીંચીને સલાહ લેવામાં, તેવું જ આંખ મીંચીને સલાહ આપવામાં પણ ધ્યેયથી ભટકી જવાની પૂરેપૂરી શક્યતા છે. એક વાર આંખ બંધ થઈ પછી નિજાનંદ સિવાય શું મળે ? કોઈ વાર બંધ આંખે પણ, સલાહ આપવાનું મૂળ કામ જે બહુ વખતથી વિચારેલું ને તે કરવાનો સમય આવતાં જ મન ક્યાંથી ક્યાં ભટકવા માંડે ! આંખો મીંચી દેવાથી તો આ દુનિયા સાથેનો સંબંધ જ કપાઈ જાય એ કોણ નથી જાણતું ? આંખો મીંચીને સલાહ આપવામાં એકલાં એકલાં બબડવાની સારી એવી પ્રેક્ટિસ થઈ જાય છે. ધારો કે, આંખો ખોલતાં જ સામે અંધકાર દેખાય એટલે કે કોઈ ન દેખાય તો પણ, 'હશે, જેવી એ અબુધની બુદ્ધિ' એવું વિચારીને મન વાળી શકાય છે. મારી દૃષ્ટિએ આ બીજો મોટામાં મોટો ફાયદો છે.

ખરી રીતે જોઈએ, તો સલાહ આપતી વખતે આપનારની આંખો ખુલ્લી હોય તો જ એને ખબર પડે કે સલાહ લેનારની મરજી શું ખરેખર સલાહ લેવાની છે ? કે એને જબરદસ્તી કોઈએ સલાહ લેવા ધકેલ્યો છે ? એની કોઈ મજબૂરી એને અહીં ખેંચી લાવી છે, કે વડીલનું માન રાખવા પૂરતું જ એ બધી વાતે હા એ હા કર્યે રાખે છે ? સલાહ આપનારની ખુલ્લી આંખો, સલાહ લેનારની ખુલ્લી આંખો દ્વારા એનું મન વાંચી શકે છે. મનના હાવભાવ ઘણું ટાળવા છતાંય ચહેરા પર પથરાઈ જતા હોવાથી સલાહ આપનારને તરત જ ખબર પડી જાય છે કે હોઠની વંકાયેલી રેખામાં સલાહ લેવાની બિલકુલ ઈચ્છા નથી. કોઈક એવી અગોચર (જબરદસ્તીથી મોકલી ચૂકેલી) શક્તિ જ કામ કરે છે જે એને પલાંઠી મારીને બગાસાં ખાવા પ્રેરી રહી છે.

આવી દરેક મોટી મોટી સમસ્યાઓના સમાધાનરૂપે, મેં તો હવેથી સલાહ બાબતે આંખો મીંચી દેવાનું જ નક્કી કર્યું છે. (આ લેખમાં મેં કોઈને કોઈ સલાહ નથી આપી, છતાં કોઈને કોઈ ભ્રમ કે કોઈ ગેરસમજ થાય તો આંખો મીંચી દેવાથી લાભ થશે.)

---

*'ગુલમહોર',*
*મુ.પો. ઉચ્છલ-૩૯૪૩૭૫, જિ. તાપી.*
*ફોનઃ ૦૨૬૨૮-૨૩૧૧૯૧*



# 'સંબોધન'

*- પ્રદ્યુમ્ન આચાર્ય*

**ભ**ગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ અને અર્જુનના પરસ્પર રસપ્રદ સંબોધનોની આપલે જોવા મળે છે. છેલ્લે અર્જુન આખરી સંબોધન કરે છે, 'હે કૃષ્ણ, તેમ કહેશો તમે કરીશ.' ગીતામાં શ્રીકૃષ્ણને અગિયાર સંબોધનો છે, જેમાં અચ્યુત, ગુડાકેશ, હૃષિકેશ, ગોવિન્દ, મધુસૂદન, જનાર્દન, દેવકીનંદન, પદ્મનાભ, પુરુષોત્તમ જેવા સંબોધનોનો સમાવેશ છે. જ્યારે અર્જુનને માટે ધનંજય, પાર્થ, ભારત, કૌન્તેય, મહાબાહો, કુરુનંદન, અનઘ જેવા સત્તર જેટલા સંબોધનો છે. આ સંબોધનો શુષ્ક નામોચ્ચારણ જ નથી, પરંતુ તે શ્લોકમાં રજુ થયેલા વિચારોને સાર્થક બનાવે છે. વ્યાસજીની આ વિશેષતા છે.

સંબોધનો ઈશ્વરને પણ પ્રિય છે. ઈશ્વરના સ્તોત્રો, સ્તુતિઓ તપાસી જાઓ. સંબોધનો અને વિશેષણોની ભરમાર છે. વિષ્ણુ સહસ્રનામાવલિ તેનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. 'હરિ તારા નામ છે હજાર ક્યા નામે લખવી કંકોતરી' માં સંબોધનોની મૂંઝવણ સ્પષ્ટ જણાઈ આવે છે.

'સંબોધન' નામ પણ હોઈ શકે, વિશેષણ પણ હોઈ શકે છે. 'એ ગડદિયા, ક્યાં ઉપડયો' ? સર્વનામ પણ હોઈ શકે છે. 'હવે તમે સખણાં રહેશો ?' અને સંબોધનો નામ, સર્વનામ, વિશેષણોના મોહતાજ નથી. ઉપરની કોઈ પણ બાબત ન હોઈ શકે 'કહું છું, સાંભળો છો ?' આ સંબોધન વર્ષોથી આપણા સમાજમાં અગ્રસ્થાને રહેલું છે. જો કે, આ સાંભળનાર, ન સાંભળ્યાનો ડોળ કરી શકે છે. બોલાનારના લહેકા પરથી નક્કી કરે છે જવાબ આપવો કે નહીં. સંબોધનમાં નામ હોઈ શકે છે, પણ જેને સંબોધન કરવામાં આવ્યું હોય તેને બીજા જ નામે સંબોધન કરવામાં આવ્યું હોય તે શક્ય છે. તે આપણા સમાજની ખાસિયત છે. 'એ બબલીના બાપા જમવા ઊઠો' અગર તો 'નરેશ, સાંભળો છો ?' અહીં, નરેશ પતિનું નામ નથી, પુત્રનું નામ છે. જેને સંબોધન કરવામાં આવ્યું છે, તેને સમજાવવાની જરૂર નથી. આપણાં હિન્દુ સમાજમાં કેટલાક કુટુમ્બમાં પતિનું નામ લેવાતું નથી. તે મુશ્કેલીનો બહુ જ ગૌરવ અને મમત્વભર્યો ઉપાય શોધી કાઢવામાં આવ્યો છે. સંબોધન અતિ શક્તિશાળી કૌવતવાળી સંયોજના છે. કૌરવોની સભામાં ચીર-હરણના પ્રસંગે અત્યંત હૃદય વિદારક આર્તનાદ, ચિત્કાર સાંભળી શ્રીકૃષ્ણે દોડી આવવું પડયું હતું, સમગ્ર ભારતની સ્ત્રીઓની લાજની રક્ષા કરવામાં, શ્રીકૃષ્ણને કરવામાં આવેલા સંબોધનો પાયામાં હતા. અને શિકાગોની ધર્મ પરિષદમાં વિવેકાનંદે કરેલા 'ભાઈઓ અને બહેનો' સંબોધનો માત્રથી સમગ્ર બાજી જીતી લીધી હતી.

સંબોધનોનું ઊર્જા જેવું છે. જેમ ઊર્જાનો નાશ થતો નથી. પણ તેનું રૂપાંતર થાય છે, તેમ એક જ વ્યક્તિના સંબોધનો સ્થળ, સમય, પ્રસંગ અનુસાર બદલાતા રહે છે. જયંતિ નાનો હોય ત્યારે 'જંત્યો' હોય છે. થોડો મોટો થાય ત્યારે 'જયંતિ ધોકો' બને છે. નામ સાથે વિશેષણ જોડાઈને સંબોધન બને છે. વેવિશાળ થાય ત્યારે મા-બાપ માટે 'જયંતિભાઈ' બને છે. સાસુ, સસરા માટે 'જયંતકુમાર' બને છે. લગ્ન થાય ત્યારે શ્વસુરગૃહે માત્ર 'કુમાર' બને છે. સાળા અને સાળીઓ માટે 'જીજાજી' બને છે. પત્ની માટે ઘણો વ્યવહાર માત્ર 'કહું છું સાંભળો છો' માં સમાપ્ત થઈ જાય છે. મૂળ તો એ 'જયંતિ ધોકો' જ છે. શ્વસુર ગૃહમાં જમાઈ શરૂઆતમાં 'રા.રા.' એટલે કે 'રાજમાન રાજેશ્રી' હોય છે. પરંતુ અનુભવ થતાં, અને સમય જતાં, 'રા.રા.' 'રાશીમાં રાશી'માં પરિવર્તિત થઈ જાય છે. સંબોધનોમાં નામ રૂપ ઝુઝવા અંતે તો 'જયંતિ ધોકોનો ધોકો હોય.' દિવસે વપરાતું સંબોધન રાત્રે બદલાઈ જાય છે. મા-બાપની હાજરીમાં પત્નીને ન બોલાવી શકતો, નરપુંગવ રાત્રે મુખરિત બની જાય છે. 'મારી વલકા' મારી 'ફુલકુંવર' મારી હરિયાળીમાં ખોવાઈ જાય છે. અનેક કલ્પનાશીલ સંબોધનો ઊગી નીકળે છે. સંસ્કૃતમાં કહ્યું છે કે, પતિ-પત્નીમાંથી જન્મે છે. જેને સ્વીકારીએ તો પત્ની તેના પતિને 'મારો બકુડીયો'. 'મારું બમ્બુડુ', 'મારો સખળડખળિયો', 'મારો ગરબડિયો' એવા સંબોધનો કરે તો માત્ર પત્નીના આવા અધિકારને સાહજિક ગણવા જોઈએ. તેના બમ્બુડાને વાંધો નથી ઊલટું તે મનમાં ખુશ થાય છે, તો આપણે તેની ઈર્ષ્યા કરીને શીદને જીવ બાળવો ? પત્નીના અધિકારનો પ્રયોગ માત્ર છે, તેમ સમજવું. દુનિયાના કાજી ન થવું. એક પતિ મહાશય ફિલ્મ જોઈને મોડી રાત્રે પાછા ફર્યા. બારણું ખોલવા માટે તેની પત્નીને બૂમો પાડવા લાગ્યો. 'ઓ બચુડાની બા, ઓ બચુડાની બા, બા ઓ બા, બા, ઓ બા.' તે વખતે તેના પત્ની ઊઠ્યાં અને બારણું ઉઘાડતાં બોલ્યાં

'અર્ધી રાત્રે આમ બૂમો ન પડાય મારા બાપ'.

સ્વ. કનૈયાલાલ મુનશીએ લીલાવતી મુનશી સાથે લગ્ન કરેલું. તેઓ સ્વ. મુનશી 'બાપુજી'ના નામે સંબોધતા. ઉંમરના તફાવતના કારણે જ તો. તો મહાત્મા ગાંધી કસ્તુરબાને 'બા'ના નામે સંબોધતા. કસ્તુરબા પણ તેમને 'બાપુ' નામે જ સંબોધતાં. મૂળ તો પતિ-પત્નીને 'જાણવાની' વાત છે. ત્યારબાદ સંબોધનો તેને અનુસરે છે.

પત્રો લખવામાં કે સભામાં ભાષણો કરવા માટે સંબોધન કરવાની બાબત અગત્યની બની જાય છે. તે કુશળતા માંગી લે છે. જેના પ્રત્યે સંબોધન છે, તે તમામને આવરી લે, તેવી અપેક્ષા હોય છે. ગામડામાં લખાતા પત્રો પોસ્ટકાર્ડ હોય તો અર્ધુ પત્તું નામથી જ ભરેલ હોય છે. અને તેમાં બે દિવસ પહેલાં જન્મેલા બકુડાનો સમાવેશ ન હોય તો માઠું લાગી જાય છે.

એતાનશ્રી સમઢિયાળા ગામે સર્વે શ્રી કાનજીબાપા, તથા સમજુબા, તથા ગોદાવરી ભાભી, તથા જયંતીભાઈ, તથા કાન્તાફઈ, તથા મનુકાકા-શાંતાકાકી તથા મોંઘી માસી, તથા કમળા ભાભુ, તથા સવિતા વહુ તથા નાનો ભનકો, તથા હેમતો, સવલી, મંજુ, ભગુ, ચીનો, મોન્ટુ, એમ અર્ધો પત્ર ભરાઈ જાય છે અને કેટલીક વાર મુખ્ય બાબત લખવાની રહી જતી હોય છે. પણ તેમાં કોઈ બાંધછોડ પરવડે જ નહીં. સભામાં ભાષણ કરતી વેળા મુખ્ય મહેમાનો તથા કોણ કોણ અગ્રણી આવ્યું છે, તેની નોંધ લઈને, સંબોધન કરવામાં આવે છે. સમારંભમાં સંબોધનમાં વક્તાની, વ્યાપક ઉપયોગી ગુણગ્રાહી દૃષ્ટિ જણાઈ આવે છે. સંબોધન કેટલું લાંબુ, પહોળું કરવું તે વક્તાની વક્તૃત્વની કુશળતા પર આધારિત છે. જો કે કેટલાંક વક્તા જૂની દુશ્મનાવટ યાદ રાખી મંચ પર બિરાજમાન અતિથિ વિશેષોના નામમાંથી બાદબાકી કરી નાખે છે. સામી વ્યક્તિને અપમાનિત કરવાના હજાર તરીકા પૈકીનો આ એક તરીકો છે. સભામાં સંબોધનો 'પ્રેઝન્સ ઓફ માઈન્ડ' દર્શાવે છે. ઉપરાંત તેમાં વડીલપણું દર્શાવવું હોય, સાથે પરસ્પરના ગાઢ કૌટુમ્બિક સંબંધનો જાહેરમાં ઉલ્લેખ કરવો હોય તો તેની સુવર્ણ તક પ્રાપ્ત થાય છે. તે વક્તામાં કુશળતા માગી લે છે. વળી અગાઉના વક્તાઓએ કરેલા સંબોધનોથી અલગ પડવાના મનોરથ પણ હોય છે. એક સભામાં સ્વ. જ્યોતિન્દ્ર દવે વક્તા તરીકે ગયેલા. તેની પહેલાના વક્તાઓએ સંબોધનમાં 'ભાઈઓ અને બહેનો' કહેલું. સ્વ. જ્યોતિન્દ્ર દવેએ 'સાળાઓ અને સાળીઓ' એવું સંબોધન કરેલું. એક સભામાં તેમના પત્ની હાજર હતા એટલે તેમણે કહેલું 'ભાઈઓ અને એક સિવાયની બહેનો' સૌ ખડખડાટ હસી પડેલા.

એક સભામાં એક વક્તાએ નક્કી કરેલું કે, સભામાં હાજર હોય તે તમામનો ઉલ્લેખ કરવો. કોઈ બાકી ન રહી જાય, તેનો ખ્યાલ રાખવો. તેણે શરૂ કર્યુ. 'આ સભાના આદરણીય અધ્યક્ષ મહોદય, મુખ્ય અતિથિશ્રી, મંચ પર ઉપસ્થિત ગણમાન્ય મહાનુભાવો, ગણેશબાપા, સમારંભના આયોજક શ્રી રમણભાઈ, મારા વડીલ પ્રાગજીબાપા, મારી ડાબી બાજુ બેઠેલા મૂળજીભાઈ, મારી જમણી બાજુ બેઠેલા રમણિકભાઈ, ગામના સરપંચશ્રી, ગ્રામ પંચાયતના સદસ્યો, પત્રકાર ભાઈઓ, મહિલા મંડળની બહેનો, તલાટી સાહેબ, ગ્રામસેવક સાહેબ, શાળાના શિક્ષક સાહેબ, સમારંભમાં માઈકની વ્યવસ્થા કરનાર શ્રી ગુણુભાઈ, લાઈટ મંડપ ડેકોરેશન કરનાર મનુભાઈ, સભાના ઉદઘોષક ગૌરીબહેન', હવે શ્રોતાઓ કંટાળ્યા હતા, એ સમયે સભા પાસેથી એક નનામી નીકળી, એક શ્રોતા ઊભો થઈને બોલ્યો, 'તથા નનામી લઈ જતા ડાઘુ ભાઈઓ- (અમને પણ લઈ જાઓ-)'

સૌરાષ્ટ્રના એક જિલ્લામાં પોતાના નામ પાછળ ખુદ પોતે 'ભાઈ' લગાડીને બોલે છે. ફોન પર વાતચીત કરતા પણ 'હું ભરત બોલું છું' તેમ નહીં પણ 'હું ભરતભાઈ બોલું છું.' સાંભળનારના મનમાં સહેજ પણ સંદેહ નહીં રહી જવો જોઈએ. વળી પોતાને વિશે સન્માનની શરૂઆત પોતાનાથી શરૂ થાય તેનાથી બીજું રૂડું શું ? ઓફિસે જતાં પહેલાં. ઘરે કહીને જાય છે કે 'કોઈ મળવા આવે તો કહેજે, ભરતભાઈ ઓફિસ છૂટ્યા પછી મળશે' અરે, તેની પત્ની પિયર ગઈ હોય અને ત્યાં ફોન કરે તો પણ બોલે છે 'હું ભરતભાઈ બોલું છું' બોલો કાંઈ કહેવું છે ? આવા લોકોની સરખામણી સિકંદર સાથે કરવી જોઈએ. જે હંમેશાં પોતાને માટે 'અમે' એવો બહુવચનમાં જ પ્રયોગ કરે છે. હું ફરવા ગયો હતો એમ નહીં, અમે ફરવા ગયા હતા 'તેને પૂછાય નહીં કે, બીજા કોણ કોણ ફરવા જવામાં તેની સાથે હતું ? માર્ક ટવેઈન કહે છે, આમ પોતાને માટે 'અમે'નો ઉપયોગ કરનારના પેટમાં જીવડાં હોવા સંભવ છે.'

જ્યારે બાળકનું નામ પાડવામાં આવે છે ત્યારે તેમાં ઘણી બાબતોનો વિચાર કરવામાં આવે છે. પરંતુ તેમાં સૌથી વિશેષ, તે બાબતનું ધ્યાન રાખવામાં આવે છે કે, નામ એવું હોવું જોઈએ કે, બીજા તેનું નામ બગાડી શકે નહીં. તેને 'ટૂંકો' કરી ન નાખે.

**(અનુસંધાન પૃષ્ઠ નં. ૩-૪૨ ઉપર)**

# વોટ્સએપની રામાયણ

*- નિપુણ સી. ચોક્સી*

વિષય ભલે હોય વોટ્સએપની રામાયણ પણ એમાં વોટ્સએપ થકી મહાભારત વધુ હોય. આપણને સાલું એમ થાય કે, જ્યારે વોટ્સએપ નહોતું ત્યારે બધાની સવાર કેવી પડતી હશે ? કોઈ શુભ સવાર કે ગૂડ મોર્નિંગ કહેતું હશે કે કેમ ? અમને યાદ છે કે, અમે નાના હતા ત્યારે અમારા પિતાશ્રી સવારે છ વાગે એટલે ઓલ ઇન્ડિયા રેડિયો પર સ્ટેશન ચાલુ કરી હિન્દી કે ગુજરાતી ભજનો મૂકતા અને સરસ સુરીલા અવાજમાં અમારી શુભ શરૂઆત થતી. તે વખતે રેડિયો બહુ મોટા આવતા અને જગ્યા પણ ઘણી રોકતા અને સ્ટેશન એના પર ઓછા વાગે, ગણ્યાગાંઠ્યા માત્ર વિવિધ ભારતી, ઓલ ઇન્ડિયા અને પ્રાદેશિક બેન્ડ. રેડિયોની સાઈઝ પ્રમાણે સ્ટેશન ઘણાં ઓછાં પણ બહુ મઝેદાર. સવારે સુરીલા ભજન સાંભળો એટલે સવાર સુંદર જ પડે. અને રાત્રે બિનાકા ગીતમાલા કે ભૂલે બિસરે ગીત સાંભળતા સરસ ઊંઘ આવી જાય. ખબર પણ ના પડે.

અત્યારે 'સારી દુનિયા મેરી મુઠ્ઠીમેં' જેવા સ્માર્ટ મોબાઈલ ફોન આવી ગયા છે. પણ માણસો 'મુઠ્ઠી ઊંચેરા' થવાની જગ્યાએ બંધ મુઠ્ઠીમાં બધું છુપાવી દિલથી અને મનથી તો સાંકડા થતા જાય છે. મનુષ્ય આમેય સામાજિક પ્રાણી છે. એને સમાજ, દોસ્તો અલગ અલગ મંડળો અને સામાજિક પ્રવૃત્તિઓ વગર ના ચાલે એ સ્વાભાવિક છે અને આપણે સમજીએ છીએ. ગામના ચોરે કે પછી પાનના ગલ્લે, શહેર હોય તો જુદી જુદી ક્લબોમાં ભેગા થઈ પંચાતનો આનંદ અને મઝા ફેસબુક કે વોટ્સએપ નહોતું ત્યારે બધા લેતા હતા. હવે એ બધાં કામ નાનકડા મોબાઈલમાં આવી ગયા છે. એટલે બધા ગ્રૂપ બનાવી એક ગ્રૂપથી બીજા ગ્રૂપમાં કુદાકુદ કર્યા કરે. એમાં વિસા લેવાની કે કોઈની મંજૂરી લેવાની કે લાઈસન્સની જરૂર જ ક્યાં પડે ? તમારી જાણ બહાર જ તમને ગ્રૂપમાં એડ કરવામાં આવે કે, પછી દૂર કરવામાં આવે...

એક ભાઈને મેં પૂછ્યું કે, શું કરો છો આજકાલ ? એટલે કહે એડમીન છું કેટલાક ગ્રૂપનો. ૨૦૦ મેમ્બર હોય એમાં... મેં પૂછ્યું એ બધા તમારા અન્ડરમાં કામ કરે ?... ના એવું નહીં પણ મારે બધાનું ધ્યાન રાખવાનું... મેં પૂછ્યું એમાં તમને શું મળે ?... મને કહે એમાં મળે બળે એવું બધું નહીં જોવાનું... બધા અંદર અંદર લડે નહીં એ જોવાનું... અને બધા ભેગા થઈને તમારી સાથે લડે તો ?... તો ગ્રૂપ બંધ કરીને બીજું ગ્રૂપ શરૂ કરવાનું... ઓ તારી....!!! વોટ્સએપ પર કેવા ગ્રૂપ ચાલે છે અને એની કામગીરી પર દાર્શનિક પ્રકાશ પાડીએ તો ખબર પડે...

ગૂડ મોર્નિંગ ગ્રૂપ : આ ગ્રૂપ વાળા બધા ગ્રૂપના મેમ્બર હોય છે. એમને સવારે ઊઠીને દરેક ગ્રૂપના દરેક જણને ફ્લાવરના ફોટો, સારા સુવાક્યો, સારા વીડિયો અને કુદરતી દશ્યો મોકલવાની ટેવ હોય છે... એક ક્લિક જ કરવાની ને... બધાને સેન્ડ થઈ જાય... આપણે મસ્ત ઊંઘ ખેંચતા હોઈએ અને માથામાં મેસેજ ટોનનો હથોડો વાગે... એ ભાઈ કે બહેન સવારે ઊઠીને બારી ખોલીને સૂર્યના દર્શન કે, બહાર ચાલીને એવી સુંદર સવાર પોતે જોવાની તસ્દી નહીં લે. આવા લોકો પોતે મોકલેલા સુવાક્યો પાછા પોતે વાંચતા હોતા નથી. આપણે કહીએ કે પેલા ફોટા પર લખેલું તાત્વિક અને દાર્શનિક વાક્ય બહુ સરસ હતું હો... એટલે કહે આપણે તો બોસ આયું તું ને સીધું ફોરવર્ડ કર્યું... તમે શોખીન લાગો છો હોં... તમને તો આખો દિવસ મોકલીશ... મેં કહ્યું ભાઈ/



બહેન... મારે નથી બહુ સારા થઈ જવું... જેવો છું એવો રહેવા દો ને... ના છૂટકે આવા નોટિફિકેશન નોટિસ આપ્યા વગર મ્યુટ કરવા પડે... કાં તો હાઈડ થઈ જવું પડે...!!!

ગૂડનાઈટ ગ્રૂપ : આ પ્રજા સામાન્ય રીતે મોડી ઊઠનારી હોય છે. આ લોકો ગૂડ મોર્નિંગિયા જેવા આક્રમક અને વહેલી સવારે હુમલો કરે એવા હોતા નથી. પણ એ લોકો તમારી રાત માટે બહુ ચિંતિત હોય છે. એટલે સ્વીટ ડ્રીમ, ગુડ નાઈટ એવાં પિક્ચર કે વીડિયો મોકલે. આપણે ઓલરેડી સ્વપ્નમાં અને સારી ઊંઘમાં જ હોઈએ અને ત્યારે મેસેજ આવે કે શુભ રાત્રી... બોલો આવા મિત્રો કે મિત્રાણીઓ ને શું કહેવું ?... પાછા બીજે દિવસે મોઢું વાંકુ કરતી સ્માઈલી મોકલે કે રિપ્લાય જ ના આપ્યો... ઉંહ... આપણે કહેવું પડે કે સારું ઊંઘમાંથી ઊઠીને તમને ગુડનાઈટ કરીને પાછી પાછા સૂઈ જશું બસ...!!!

ચડ્ડી/ક્ષેક ગ્રૂપ : આ ગ્રુપ બહુ મઝાનું હોય છે. સાથે સ્કૂલમાં ભણેલા મિત્રોનું હોય છે. અત્યારની ઉંમર ગમે તે હોય પણ ગ્રૂપમાં લંગોટિયા યાર દોસ્તો જ હોય. મોટે ભાગે ત્યારના નીક નેમ અને વિશેષ નામો અને ઉપનામોથી જ બધા ઓળખાતા હોય. મૂળ નામ જિગ્નેશ હોય પણ જિગો જાંગડ તરીકે ઓળખાય... લોકેશ લખોટીઓ... કે હરેશ હતપતિઓ... મહેશ મફતીઓ, શરદ શેડાળો એવા નામ હોય. ક્ષેક ગૂપ પણ આવા અનેક નામો... ઉપનામો ધરાવતા હોય છે.

કવિતા/શેર/શાયરી ગ્રૂપ : આ ગ્રૂપનું ટર્નઓવર ખૂબ મોટું હોય છે. અને કારોબાર દેશ વિદેશ અને બ્રહ્માંડ સુધી પથરાયેલો હોય છે. કારણ કે કહેવાય છે ને કે જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ... આ ગ્રૂપ વાળા બ્રહ્માંડના તારાઓ અને ચાંદની બહુ મેથી મારતા હોય છે. આ લોકો ગમે ત્યારે ગમે તેને ચાંદ સાથે સરખાવીને કવિતાઓ અને શાયરીઓ ફટકારતા હોય છે. આ ગ્રૂપમાં ફેસબુકના કવિઓથી લઈને પ્રગટ, અપ્રગટ થતા માસિકો કે પાક્ષિકોના કવિઓ ભાગ લેતા હોય છે... આ ગ્રૂપમાં ઈર્શાદ... ક્યા બાત... બહોત અચ્છે.. દુબારા જેવા શબ્દો વારંવાર કોપી એન્ડ પેસ્ટ થતા હોય છે. એટલે કવિઓને શૂરાતન ચઢતાં જથ્થાબંધ શાયરી અને કવિતાઓ પોસ્ટ કરવામાં આવે છે. પછી આવા ઉત્સાહી કવિઓ પર લગામ રાખવામાં આવે છે. એના પર વિવરણ... ચર્ચા... વિચારણા માટે સમય નક્કી કરી રાખવામાં આવે. અલંકાર, છંદ, લઘુ, ગુરુ અને માત્રાઓ બધા ગણવા બેસતા હોય છે. આ ગ્રૂપમાં વાંચકો કરતા કવિઓ અનેક ઘણા હોય છે. ઘણીવાર એક પંક્તિ આપી અને આખી... કવિતા લખી લાવવાના લેશન આપવામાં આવે છે. આ લેશનથી કંટાળીને કવિઓ, વાંચકો છૂમંતર થઈ જતા હોય છે. ઘણા કવિઓ 'વસુધૈવ કુટુંબકમ્' માનતા હોવાથી બીજાની લખેલી કવિતા કે શાયરીની ઉઠાંતરી કરી નીચે પોતાનું નામ લખવાની સખત મહેનત કરી પોસ્ટ કરી દેતા હોય છે. ઈન્ટરનેટની દુનિયામાં બધું ફ્રી એટલે પોતાનું જ કહેવાય એવી એમની ઉમદા ભાવના હોય છે.



તાનસેન ગ્રૂપ : આ ગ્રૂપમાં સંગીતના શોખીન રસિયાઓ... કાનસેનો એના મેમ્બર હોય છે. સારા ગીતના ઓડીઓ, સંગીતના વીડિયો શેર થતા હોય છે. આ ગ્રૂપમાં કાનનો વધારે ઉપયોગ થાય છે એટલે આંગળીના ટેરવાંઓ ને આરામ મળે છે. આમાં સૂર સામ્રાજ્ઞીઓ અને સૂરોના અસૂરો અંતાક્ષરી પણ રમતા હોય છે. ઓડીઓ રેકોર્ડ કરી સેન્ડ કરો એટલે કામ પત્યું... આ ગ્રૂપમાં આ બાબત એક ઓરિજિનલ હોય છે... એકબીજાની તારીફ કરતાં રહેવી એ આ ગ્રૂપની હિડન કંડિશન હોય છે. પોતે પણ ખૂબ સારા ગાયક / ગાયિકા છે એવું માને છે. અને પૂરવાર કરવા યથાશક્તિ આ પ્રવૃત્તિમાં રમમાણ રહે છે. જગતે મોકો આપ્યો હોત તો પોતે ક્યાંના ક્યાં હોત આજે એવી એમની દઢ માન્યતા હોય છે.

આ સિવાય પણ નામી, અનામી, બદનામી એવા અસંખ્ય ગ્રૂપ ચાલતા હોય છે. શરૂઆતમાં એડમીન બનવાના અભરખામાં ઉત્સાહી લોકો ગ્રૂપ શરૂ કરે. પછી સમાચાર મળે કે કોઈ પણ અફવા ફેલાવતા કે હાનિકારક પોસ્ટ દેખાશે તો એડમીન જવાબદાર કહેવાશે. એટલે એડમીન ભાઈ/બહેન ગ્રૂપના બધા સભ્યોને એડમીન બનાવી દે. મઝા અને સજા સરખે ભાગે વહેંચાય ને... !!! એટલે જાતે બનેલા કે જબરજસ્તીથી બનેલા સભ્યો ભાગંભાગ કરવા લાગે. એક્ઝીટ થાય અને અંતે ગ્રૂપનું 'રામ નામ સત્ય હે' થઈ જાય.. આ બધા ગ્રૂપમાં એક જણ બર્થ ડે વિશ કરે એટલે આખું ગ્રૂપ 'વિશ'ના કોપી બેસ્ટ કરવામાં લાગી જાય. બીજા ગ્રૂપમાં જઈને પણ એ મિત્ર/મિત્રાણી ને વિશ કરી આવે.. બીજા ગ્રૂપમાં એ ન હોય તો પણ... 'માર્કેટ મેં એકદમ નયા હૈ અભી સબ કો ભેજો.' એવા વર્ષો જૂના ભેજા વગરના મેસેજ પણ ફરતા રહે... 'આપણી પાસે તો સહેજ પણ ટાઈમ નથી.' કહેનારા લોકો આખો દિવસ ઓનલાઈન દેખાયા કરે... 'નાનો છોકરો ખોવાયો છે.' એને એના ઘરે મૂકી આવો એવા ફોટો સાથેના મેસેજ મહિનાઓથી ફરતા હોય, છોકરો તો ક્યારનોય એના ઘેર પહોંચી ગયો હોય. પણ જ્યારે જ્યારે બહાર નીકળે એટલે એને પકડીને લોકો ઘર ભેગો કરી દે... 'આપ દેશ પ્રેમી હો તો યે મેસેજ ઈતના ફેલાઓ કી.'... તમે ના ફોરવર્ડ કરો તો સાલું એમ થાય કે તમે એકલા જ દેશદ્રોહી છો... તમે ઉઘરાણી કરો કે મેસેજ નો જવાબ કેમ ના આપ્યો એટલે કહે, મેં જોયો નથી... અરે હોય... બે ''બ્લ્યુ ટીક'' તો હતી... તે હશે... મેં વાંચ્યો જ નો'તો આવી વારંવાર ઉઘરાણી થાય એટલે પેલું 'બ્લ્યુ ટીક' બતાવતું બટન ઓફ કરી દેવામાં આવે... હું નહોતી કે'તી કે મેં મેસેજ જોયો જ નથી....!!! પહેલા લોકો ચોરે અને ચૌટે બેસીને ચોવટ કે પંચાત કરતા હતા... હવે ડિજિટલ યુગમાં ઘેર બેઠા પાંચ ઈંચના સ્ક્રીનમાં ચાટ જેવી નમકીન, તીખી, ખાટી, મીઠી 'ચેટ' કરતા હોય છે. જ્ઞાતિમંડળ, સામાજિક સંસ્થાના કારોબારી ગ્રૂપમાં વારંવાર વિનંતી થતી હોય કે, અગત્યના અને કામના જ મેસેજ કરવા... છતાં પણ નકામા મેસેજોનો તોપમારો ચાલુ જ હોય. મિટિંગ કે પ્રોગ્રામ ના મેસેજ તો ક્યાંક ખૂણામાં પડ્યા પડ્યા સડ્યા કરે.

આજકાલ તમે ફેસબુક પર બે ચાર હજાર ફ્રેન્ડલીસ્ટ ન ધરાવતા હો કે પછી ઈન્સ્ટાગ્રામ પર પાઉટ પોઝમાં સેલ્ફીઓ અપલોડ ન કરતા હોવ, વોટ્સએપ પર પચાસથી સો ગ્રૂપના મેમ્બર ના હોય તો લોકો તમને સામાજિક નહીં પણ અસામાજિક ગણે એવું પણ બને...! આમ તો આ બાબતમાં આખું ખંડ કાવ્ય લખીએ તો પણ ઓછું પડે. પણ હું મારી નાની કવિતા અહીં રજૂ કરી આજના આધુનિક રામાયણનો પરચો આપવાનો નમ્ર પ્રયાસ કરું છું.

**'વોટ્સએપ'ની રામાયણ (હાસ્ય રચના)**

**આમ તો એ ક્યારેય 'ફ્રી' કદી હોતા નથી,**
**છતાં 'વોટ્સએપ' પરનો કારોબાર બહુ મોટો.**
**આખો દિવસ એ વોટ્સએપ પરથી ખસતાં નથી.**
**લઈને ફરે એ 'એડમીન'નો ભાર બહુ મોટો.**
**આજુબાજુ આમતેમથી બનાવે બધા સભ્યો.**
**'ગ્રૂપ ચેટ'માં ભેગા મળી કરે ઝઘડો બહુ મોટો.**
**'ગુડ મોર્નિંગ, શેર, શાયરીઓ બહુ વહેંચાય અહીં,'**
**સુવિચારનો 'સ્ટોક' તોય વિચારનો અહીં બહુ તોટો.**
**હીરો, હીરોઈન બની 'પીક' અપલોડ થાય અહીં.**
**'સ્માઈલી'નો વહેવાર અહીં લાગે બહુ મોટો.**
**વેજ, નોનવેજના અલગ કાઉન્ટર બને અહીં.**
**જોક્સ અને વીડિઓનો ત્રાસ અહીં બહુ મોટો.**
**રાજકારણ, ફિલ્મી કે સામાજિક બાબત હોય,**
**'ચેટ'માં (અ) જ્ઞાનીઓનો દબદબો બહુ મોટો.**

ચાર્જરઃ વોટ્સએપ કે ફેસબુકના ડી.પી. જેવા લોકો સુંદર હોતા નથી કે એમાં ફોરવર્ડ કરેલ વિચાર પ્રમાણે લોકો વર્તતા નથી. એટલે ઓનલાઈનની લાઈનમાં બહુ ઓન ના રહેવું. - નિપુણ ચોક્સી

*પ્લોટ નં. ૯૮૨/૨, સેક્ટર-૪-ડી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬. મો. ૯૩૨૭૦૮૮૮૭૪*

**(અનુસંધાન પૃષ્ઠ નં. ૩-૩૮નું ચાલુ)**

માણસ પોતાની લીટી તો મોટી ન કરી શકે, પરંતુ બીજાને ટૂંકો કરવામાં પાવરધો છે. અને તેમ કરવામાં તેને આનંદ આવે છે. મનહરનું 'મનુડો.' ધર્મેન્દ્રનું 'ધમો', ભોગીલાલનું 'ભોગ્યો', સવિતાનું સવલી, વૃંદાનું 'વંદા' જાણીતા ઉદાહરણો આપણી સામે છે. અભિજ્ઞાન શાકુંતલમાં શકુંતલાની બે સખીઓના નામ અનસૂયા અને પ્રિયંવદા છે. અજાણપણે પણ માણસો 'પ્રિયવંદા' જ બોલે છે. માત્ર એક નામ એવું છે કે જેને કોઈ બગાડી શકતું નથી. ટૂંકુ કરી શકાતું નથી. તેના પ્રત્યે આદર ન હોવા છતાં પૂરા સંપૂર્ણ નામ સાથે જ સંબોધન કરવું પડે છે. માણસની તેને ટૂંકો કરવાની કોઈ યુક્તિ કારગત નીવડતી નથી નથી. તે નામ છે 'બાપાલાલ' જો કે આતાભાઈને પણ યાદ કરવા પડે. કઠણાઈ એ છે કે માણસ 'બાપા' બની શકે છે, પણ સૌ કોઈ 'બાપાલાલ' બની શકતા નથી. બાપાલાલ ફઈબાના કરજદાર છે.

કેટલાંક લોકોને ઘરમાં, એક નામે બોલાવતા હોય છે. જ્યારે બહાર શાળા, કોલેજ, સમાજમાં મિત્રો તેને બીજા જ નામે બોલાવતા હોય છે. અમારો એક મિત્ર હતો. તેનું નામ રતિલાલ હતું, પણ તેના કામ અને સ્વભાવના કારણે, અમારા સૌ મિત્રોમાં 'બાપુ' નામે જ જાણીતો હતો, જેની તેના ઘરમાં ખબર ન હતી. એક દિવસ અમે તેને ઘરે બોલાવવા ગયા. તેને બહાર ઊભા રહીને જ બૂમ પાડી 'બાપુ, ઓ બાપુ' અને થોડીવારમાં તેના મમ્મી બહાર આવ્યા, અને બોલ્યા. અહીં 'બાપુ બાપુ' કોઈ નથી. 'અમે કહ્યું' અમે રતિલાલને બોલાવવા આવ્યા છીએ. 'રતિલાલના ઘરના સૌ આનંદી છે. તેના મમ્મી બોલ્યા' વાહ, નામ તો સરસ પાડ્યું છે 'બાપુ.' હવે અમે પણ તેને ઘરમાં પણ 'બાપુ' જ કહીશું. 'બાપુ' જમવા પધારો, 'બાપુ' નાહી લો. આ સઘળું તેના પપ્પા સાંભળતા હતા. તે બોલ્યા 'શું કળિયુગ આવ્યો છે. હજુ' 'બાપા' બેઠા છે ને 'બાપુ'ના માન-પાન વધવા માંડયા છે. અને સમગ્ર ઘરમાં હાસ્યનું મોજું ફરી વળ્યું.

સંબોધન કોણ કરે છે, અને કેવી રીતે કરે છે, તે અગત્યનું છે, બાળક નાનું હોય ત્યારે તેના મા-બાપ તેને વહાલથી કેવાં કેવાં વિચિત્ર નામોથી બોલાવતા હોય છે. કેટલીકવાર તો, તેના અર્થની મા-બાપને પણ જાણ હોતી નથી. વહાલમાં ઓળઘોળ થઈ જાય છે. તે પૈકી કેટલાંક નામ ત્યાર પછી પણ ચાલુ રહી જતા હોય છે. મારા એક મિત્ર, ભાવિનભાઈ સરકારમાં રાજ્યકક્ષાએ પ્રથમ વર્ગના અધિકારી છે. તેના માતા પિતાને સંતાનો ઉજરતા ન હોવાથી તેણે તેમને 'ભીખલો' કરેલા. અને તે નામે જ બોલાવતા. નામ પાડવાની બાબતમાં 'ભીખો' સ્વાવલંબી બન્યો અને પોતે 'ભાવિન' એવું નામ ધારણ કર્યું. તેણે મારી સમક્ષ ફરિયાદ કરી કે આખી દુનિયા તેને આખી દુનિયા તેને 'ભાવિનભાઈ સાહેબ' કહે છે. પરંતુ તેના પિતાજી હજુ 'ભીખો' ભીખો'જ કર્યો કરે છે. અરે બીજાની હાજરીમાં પણ 'ભીખો' કહે છે. હું ગુજરાત સરકારમાં પ્રથમ વર્ગનો અધિકારી છું તો પણ ક્યારયે તેમણે મને 'ભાવિનભાઈ સાહેબ' કહ્યું નથી. મેં પૂછ્યું 'હવે તમે તમારા પિતાથી અલગ થઈ ગયા છો, અને તમને મળવા માટે તમારા પિતાએ એપોઈન્ટમેન્ટ લેવી પડે છે, તે સાચું છે ? તે કહે 'આચાર્યભાઈ, કહો મારી પાસે બીજો ઉપાય પણ શું હતો ?' બંને બાબત આવરી લઈ મેં કહ્યું 'દીકરો જયારે મોટો થયો હોય ત્યારે તેનું માન સચવાય તેવો વ્યવહાર થાય, તેનો મા-બાપે ખ્યાલ રાખવો જોઈએ, અને બીજાની હાજરીમાં તો ખાસ. પરંતુ તમને 'ભીખલો' કર્યો તે તમારા મા-બાપની ભૂલ હતી. 'ભીખો' ખુશ થઈ ગયો, પણ ટપ્પી પડી હોય તેવું લાગ્યું નહીં. આવા લોકો ટપ્પી ન પડે, ત્યારે વધુ ખુશ થતા હોય છે.

વ્યાકરણમાં આઠમી વિભક્તિ સંબોધન વિભક્તિ છે, 'હે હરિ, હે નાથ' એવું અમને ઉદાહરણ તરીકે સમજાવેલું. પરંતુ વિભક્તિને હું, બીજી રીતે જોઉં છું. ભક્તિથી વિભક્ત કરનાર વિભક્તિ છે. પ્રથમની સાતેય વિભક્તિનું રક્ષણ આઠમી વિભક્તિ કરે છે. પ્રથમ કર્તાનો હુંકાર છે. કર્મો કરે છે. તેને અનુકૂળ સાધનો-કરણ - શોધી કાઢે છે. સમગ્ર દુનિયા પોતાને માટે જ છે - સંપ્રદાન - તેમ માને છે. પરંતુ જવાબદારીથી ભાગે છે - અપાદાન - તેને માત્ર હું. મારું મને - સંબંધ - માં જ રસ છે. તેને સમાવવા ઉપર અંદર-અધિકરણ-થઈ જાય છે. આમ જયારે દર્પ, સ્વાર્થ. કાવાદાવા, કકળાટ, દંભ, અહં, જુઠાણું, વાસના, સઘળું નિષ્ફળ જાય ત્યારે, પૂરી ભક્તિ અને સંપૂર્ણ શરણાગતિથી 'સંબોધન' નીકળી પડે છે. 'હે હરિ, હું તમારા શરણે છું.' તમે કહેશો તેમ કરીશ. 'કરિષ્યે વચનં તવ' જ્યાં અષ્ટધા વિભક્તિ વિરામ લે, ત્યાંથી નવધા ભક્તિ શરૂ થાય છે.

અને કોઈ મને 'વિદ્વાન' અગર 'અતિ ડાહ્યા'નું સંબોધન કરે તે પહેલાં અટકું છું.

---

*પ્લોટ નં. ૨૮૫,*
*સેક્ટર-૧-સી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૭૦૨૬૮૪૨*

# અમારો મોન્ટુ કાચબો

*- મહેશ શાહ*

**"સાં**જે ઘેર આવો ત્યારે ૫૦ ગ્રામ ચોળી, સો ગ્રામ ભીંડા અને બેત્રણ ઝૂડી ભાજી લેતાં આવજો... ઘરમાં નવા મહેમાન છે."

વાઈફે ફોન પર અચાનક ચારપાંચ આઈટમ લાવવાની ફરમાઈશ કરી. આ માટે થનાર ખર્ચની ચિંતાના બદલે મારા ઘેર પધરામણી કરનાર મહેમાન કોણ હશે એની મારા મનમાં ગડમથલ જન્મી. સાંજે શાક શોપિંગ કરતી વખતે સતત વિચારતો રહ્યો કે મારા ઘેર વણનોતર્યા કયા અતિથિ ટપકયા હશે. એમાં સૌથી પહેલાં મારાં સાસરિયાના નામ વિચાર્યાં. એ પછી એવા લોકોનાં નામ પણ વિચાર્યાં કે જે બહારગામથી વારેવારે અમદાવાદ આવતાં હોય... તોય કોણ ટપકી પડ્યું હશે એનો હું પાક્કો અંદાજ બાંધી ન શક્યો. એના વિચારોમાં હું સ્કૂટરની અડફેટે ચડતા માંડ બચ્યો.

ઘેર પહોંચીને શાકની થેલી પત્નીને પકડાવીને પલંગ પર બે ઘડી પોરો ખાતાં ખાતાં મેં આંખો ઘૂમતા આયના જેવી કરીને મહેમાન શોધવાનો પ્રયાસ કર્યો. સેલ્ફ સર્વિસની આદત મુજબ પાણી પીવા જતો હતો પણ આજે વગર માગ્યે પત્ની પાણીનો ગ્લાસ લઈ મારી સામે ઊભી હતી. પાણીનો છેલ્લો ઘૂંટ ગળા નીચે ઊતરે ત્યાં વાઈફે સવાલ ફેંક્યો- "મહેમાન વિશે કંઈ પૂછ્યું જ નહીં ?"

ઉડાઉ જવાબ આપતાં મેં કહ્યું, "એ આટલામાં ક્યાંક ગયા હશે... બાળકો માટે ટોય કે સ્વીટ લેવા ગયા હશે." જોકે એણે માથું ધૂણાવીને નકાર દર્શાવ્યો. હું મુંઝાયો.

ત્યાં એણે સિસકારા બોલાવતાં "મોન્ટુ... મોન્ટુ...." કહી ચપટીઓ વગાડવા માંડી. એનું વર્તન સમજી ન શક્યો. અમારા પડોશમાં મોન્ટુ-ચીન્ટુ-પિન્ટુ નામનું ટાબિરયું કે ગલૂડિયું રહેતું ન હોવા છતાંય ઘેલી ઘરવાળી કયા મોન્ટુને સાદ દેતી હશે એ હું સમજી ન શક્યો...

પ્રતિસાદ ન મળ્યો એટલે મને ઝટ કંઈ દેખાડી દઈ શાબાશી મેળવવાની તાલાવેલીમાં તે ભોંય પર નીચે નમીને લોંખડના પલંગ નીચે સાષ્ટાંગ સ્થિતિમાં લાંબી થઈ. આ કસરતી દૃશ્ય અને ભોંય પર ચત્તીપાટ પડેલી કદાવર કાયા મેં પહેલીવાર જોઈ. ચિંતા જન્મી કે અગર કોઈ પડોશીએ આ દૃશ્ય જોયું હશે તો પડોશણોની ઓટલા પરિષદમાં આની હોટમહોટ ચર્ચા થશે.

એ વિચારથી હું ધ્રૂજી ગયો. કદાચ એના કાલ્પનિક ડરથી મેં ઘાંટો પાડી વાઈફને પલંગ નીચેથી જલદી બહાર આવવા કહ્યું. એ આવી ખરી. પણ જાદુગરની જેમ પોતાના બે હાથમાં કાચબો લઈ મારી સામે ઊભી રહી.

હું ભડક્યો. ગભરાટમાં એને કહ્યું "આપણાં ઘરમાં વંદા, મચ્છર અને ઉંદર આવજા કરે છે. કૂતરા અને કબૂતરો ઘૂસી જાય છે. હવે બાકી હતું તે કાચબા પણ આવવા માંડ્યા. સાલું ઘરમાં મીની પ્રાણી સંગ્રહાલય છે કે સંગ્રહાલયમાં ઘર ?"

મેં એકી શ્વાસે ઠપકારેલા ભાષણનો ઠંડે કલેજે જવાબ આપવામાં એણે કાચબો મારી સામે ધરીને ધડાકો કર્યો- "આ છે આપણા નવા મહેમાન."

મેં તમને ફોન પર શાકભાજીનું જે લિસ્ટ લખાવેલું એ આ ખાસ મહેમાન માટે હતું.

"વ્હોટ ?" હું બગડ્યો.

પછી તેને ઊંચા અવાજે પૂછયું " તેં શું કાચબા માટે પાંચ-પાંચ વાનગી મંગાવેલી ? આટલી શાકભાજીની આઈટમો તે કદી ભાજીપાઉંમાં પણ વાપરી નથી."

"ભલે" કહી એ બોલી - "તમે જીવ ન બાળો. આ તો શુકનિયાળ મહેમાન છે."

હું નારાજભાવે એની સામે જોઇ રહ્યો. એણે મૌન રહેવાના બદલે મૂંઝવણમાં નાંખ્યો. ભાષણ માંડ્યું "મારા એસ્ટ્રોલોજરે ટીપ આપેલી કે ઘરમાં કાચબો રાખો તો સારું. જીવતો કાચબો પાળશો તો પુણ્ય મળશે અને ઘરમાં સુખ - સમૃદ્ધિ - શાંતિ થશે. એટલે મેં એમની પાસે કાચબો મંગાવેલો. અત્યારે કાચબાની ખાસ્સી ડિમાન્ડ રહે છે એટલે લોકો ઓન આપીને મંગાવે છે. કાચબો ભાડે મેળવવા વેઈટિંગ લિસ્ટ હોય છે. પણ હું તો એમના ગળે પડી કે તમારે મને કાચબો લાવી જ આપવો પડશે... એટલે એ સાંજે ડિલિવરી આપી ગયા. લાભ ચોઘડિયામાં અહીં મૂકી ગયા છે એટલે આપણને રિઝલ્ટ જલદી મળશે. એ એટલા ભલા છે કે પૈસા શાંતિથી મોકલવાનું કહ્યું છે. તમે જાણો છો કે દૂધવાળો એક થેલીના પૈસા બાકી રાખતો નથી. પણ એસ્ટ્રોલોજરે કાચબાની રકમ બાકી રાખી છે."

એકીશ્વાસે બોલાયેલી કાચબાકથાએ મને ઘણી રીતે ડરાવી દીધો. મૌન કરી દીધો.

"સારું. પણ કાચબો મારી સામેથી દૂર રાખ" મેં એને વધુ બોલતી અટકાવવાનો પ્રયત્ન કર્યો.

જોકે એને કે કાચબાને મારાથી દૂર રાખવાનો પ્રયત્ન નિષ્ફળ રહ્યો. પ્રવચન-પ્રવીણા પત્નીએ વાત આગળ ધપાવી.

"મારી ફ્રેન્ડ દિપાલીને એક ફેંગશૂઈ એક્સપર્ટે ઘરમાં કાચબો રાખવાની ટીપ આપેલી. એ બીજી સાંજે બે કાચબા લઈ આવી. એ પછી એનો બાબો બાર સાયન્સમાં ફર્સ્ટ કલાસ માર્કસે પાસ થયો. રોહનકુમારને પ્રમોશન મળ્યું. દિપાલીએ કાચબાના નામ બિલ્લુ અને બાદશાહ રાખ્યા છે. મેં મોન્ટુ નામ રાખ્યું છે. તમને મોન્ટુ નામ ગમે છે એટલે. કાચબાના આપણા ઘેર પ્રવેશ થયાનું ચોઘડિયું જોઈને નામ રાખ્યું છે."

ઘેલી ઘરવાળીની કાચબાકથા પૂરી થયાનું માની હું છાપું હાથમાં લેતો હતો ત્યાં એણે મને ફરી ગભરાવ્યો "એકવાર તો કાચબો હાથમાં લો... કશું નહીં થાય... એ કરડશે નહીં."

મેં નારાજગીથી માથું ધુણાવીને ના પાડી. એટલે પોતાની જીદ પૂરી કરવા પલંગ પર મારી બાજુમાં કાચબો મૂકી દીધો. એ જોઈને ડરીને હું કાચબો હોઉં એમ ઉછળી પડ્યો.

સ્વસ્થ થઈ મેં હાથના ઈશારાથી કાચબાને મારાથી દૂર રાખવાની તેને વોર્નિંગ આપતાં કહ્યું "તારું કાચબા પુરાણ પત્યું?... કાલથી કાચબો કીચનમાં રાખજે. મારા નજીક ફરકવો ન જોઈએ."

એ નિસાસો નાંખતા બોલી - "મને ખબર હતી કે તમે નેગેટિવ જ બોલશો. તમે જોઈ આવો કે રોહનકુમાર કાચબાની કેવી સંભાળ લે છે. સન્ડે પિકનિક પર જાય ત્યારે ગાડીમાં બિલ્લુ બાદશાહને પણ સાથે લઈ જાય છે. કાચબાને ભગવાનનો અવતાર માને છે."

એને ઉશ્કેરવા કહ્યું, "તારી પરમેશ્વરની પ્રાયોરિટી બદલાઈ ગઈ ? કંથના બદલે કાચબો ભગવાન થઇ ગયો ? બોલ જવાબ આપ કાચબી... તું મને સાચવીશ તો ભગવાન આપણું ભલું કરશે."

મારા અનપેક્ષિત જવાબથી નાસીપાસ થવાથી એ રડું રડું થવા ઈચ્છતી હતી. પણ સાચા આંસુએ સાથ ન દીધો એટલે રડમસ અવાજે બોલી - "ઘરમાં કાચબો હોય તો સુખશાંતિ થાય. સમૃદ્ધિ વધે. એટલે મેં કાચબો મંગાવ્યો. પણ મને શું ખબર કે તમને ઘરમાં શાંતિ નથી ખપતી. તમારા સ્વભાવને કારણે મેં ફીશ એક્વેરિયમ લાવવાનું માંડી વાળેલું."

કંટાળીને એને ઝાપટી નાંખતા કહ્યું, "બસ, હવે ચૂપ થા. કાચબી... માછલીની સગલી..."

પ્રતિભાવ ન મળ્યો એટલે ધમકાવી. પછી ગુસ્સાથી સંભળાવ્યું - "તું કાચબો ન્હોતી લાવી ત્યાં સુધી ઘરમાં શાંતિ જ હતી. હવે કાચબા માટે વસ્તુ લાવવાની ઝંઝટ વધશે. એને સાચવવાની કડાકૂટ વધશે. પછી, કાચબો ઘરના ડામચિયા, સ્ટોર રૂમ કે બીજે સંતાઈ જશે તો એને શોધવાની માથાકૂટ થશે... એ ભાર મારા માથે જ આવવાનો છે... હું ઘરમાં કાચબો શોધીશ, ને તું શાંતિ શોધ્યા કરજે."

એ મારી સામે ઘૂરકિયા કરતી જોઈ રહી. કાચબા સામે જાણે સોરી... સોરી મોન્ટુ...ના ભાવથી જોતી હોય એમ લાગ્યું.

હું ફરી બગડયો - "આ કાચબો એની બૈરી કાચબીથી એકલો રહેતો હોવાથી જ સો-દોઢસો વર્ષ લાંબુ સુધી જીવી શકે છે. તારા જેવી વાઇફ સાથે દોઢસો વર્ષ સાથે રહેવા માટે પાંચ સાત ભવ ખર્ચાઈ જાય."

★★★

કાચબા ઉર્ફે મોન્ટુની મહેમાનગતિને આજે ત્રણ મહિના પૂરા થયા. બીજી રીતે કહું તો કાચબાની સંભાળ લેવામાં અને કાચબો ઘરમાં આવ્યા બાદ શાંતિ-સુખ વધ્યાનું ઓબ્ઝર્વેશન પત્નીને સમયસર ન જણાવવા અંગે એણે મને ફેઈલ કર્યો હશે. જોકે પહેલીવાર મારું ધાર્યુ કરી શક્યો હતો, એટલે મેં મારી જાતને પાસ કરી દીધી.

પણ એક વાત ચોક્કસ હતી કે કાચબાભાઈના (ભાઈ સિવાય બીજું કહેવાય પણ શું. ભાઈ એટલે મારો નહીં, પત્નીનો ભાઈ. કાચબાને સાળો કહીએ તો એક્ચ્યુલ સાળાને ખોટું લાગે.) આગમન પછી અમારા ઘરમાં કેટલાક મુદ્દામાં ખરેખર સુધારો થયો છે.

જેમ કે - કાચબાના ખોરાક માટે ઘર ખર્ચના બજેટમાં, ઘરના સભ્યોની સંખ્યામાં તેમજ કાચબાની દેખરેખ માટે વેડફાતા સમયમાં વધારો થયો છે. માઈનસ પોઈન્ટ ગણો તો એ બધાં કામ મારે કરવાનાં આવ્યાં છે. મારો આરામનો સમય ઘટયો. મારે પોકેટ ખર્ચ ઘટાડવો પડ્યો. પત્ની સાથે પ્રેમાલાપનો સમય ઘટ્યો. બીજી રીતે કહું તો, બાળકના જન્મ બાદ પત્ની બાળકની સાચવણી-ઉછેરમાં વ્યસ્ત બની જાય એમાં પતિને એકલતા સાલે એવું મારા કિસ્સામાં થયું છે. આમેય કાચબો અમારે ત્યાં અચાનક જન્મ્યો (અને પછી જામી પડયો) છે.

એક અજાણ્યા-અબોલ નાના કાચબાએ મારી જમ્બો વાઈફને કાચબામય બનાવી દીધી છે. મને લાગે છે કે કાચબાને અમારા ઘેર સુખ મળ્યું છે... સમૃદ્ધિ, કાચબાનો ખોરાક વેચનારને મળતી હશે. શાંતિ-સમૃદ્ધિનો શોર્ટકટ શોધતી મારી પત્ની જેવાં પાત્રોને કાચબા પધરાવી જનારને પણ ધન સમૃદ્ધિ મળતી હશે.

*બી-૨૦૨, શ્યામ રત્ન એપાર્ટમેન્ટ્સ, અલકાપુરી પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ ૩૮૦ ૦૬૧*
*મો. ૯૩૨૭૦૨૦૭૭૫*

# લાલુકાકાનું ૭૫મું

*- દિલીપ આર. શાહ*

ફૈબાએ પાડેલું નામ તો લાલચંદભાઈ પણ સોસાયટીમાં બધાં એમને લાલુકાકાથી જ સંબોધે. સોસાયટીમાં બંગલા પૂરા છવ્વીસ. એમાં સૌથી મોટો અને જૂનો એમનો મોકાનો. પચાસ વરસ પહેલાં એમની નજર હેઠળ આખી સોસાયટી બંધાયેલી. એમના આખાબોલા સ્વભાવથી ત્રણ કોન્ટ્રાકટરો અને પાંચ સુપરવાઈઝરો અડધા કામે અને હિસાબે ગામભેગા થઈ ગયેલા (આની સાઈડ ઈફેકટ એમના દામ્પત્ય - જીવનમાં ય દેખાઈ. ડાહીગૌરી એમનાં ત્રીજા અને ફાઈનલ ઘરવાળાં.)

લાલુકાકાનો જન્મ કાળીચૌદશનો. કંકાસ ઘરનો ચાર રસ્તે મૂકી આવવાનો સ્ટાન્ડર્ડ દિવસ એમ એ સોસાયટીનાં 'કજિયા-કંકાસ નિવારણ કેન્દ્ર'ના બિનહરિફ સેક્રેટરી છેલ્લા ૪૦ વરસથી (શરૂના દસ વરસ એમના પરમ પૂજ્ય પિતાશ્રી હતા). તિથિ ઉપરાંત તારીખ પણ એમની ફેવરની ૨૪ ઓક્ટોબર (યુનોનો સ્થાપના દિન). આખી સોસાયટીમાં 'વીટો' પાવર લાલુકાકાનો જ. એમનો હુકમ બ્રહ્મવાક્ય... પડ્યું પત્તું સવા લાખનું. એમના ચુકાદા સામે નો મીન્સ નો...'

લ્યો આ ગયા અઠવાડિયાની જ વાત. ચૌદ નંબરના બંગલાવાળા નટવર નટખટે એની બૈરીને... અરે ! હા અમારા રંભાભાભીને અધિક માસમાં નદીએ જઈને જ ન્હાવાં જવાની જીદ કરી. રંભાબેનને એક તો પગે પ્લાસ્ટર અને વારંવાર તાણના હુમલા આવે એ અલગ એટલે બિચારા એ થઈ ગયાં ઢીલાઢબ. નટવરની જીદને એ વરસોથી પચાવીને ધરાઈ ગયાં હતાં પણ આ વખતે કીટી-પાર્ટીમાં 'વુમન-ડે'ના રોજ સાંભળેલા જોરદાર, જુસ્સા બ્રાન્ડ પ્રવચનોથી એમનાં હૈયામાં હામ, બાહુમાં બળ અને મનમાં મુરાદનો ત્રિપાંખિયો સંગમ કાળ ચોઘડિયામાં રચાઈ ગયો અને પડકાર ફેંક્યો.

''જાવ એકલા. નથી આવતી. થાય તે કરી લો.''

''રંભલી, તું હજી નટિયાને પૂરી જાણતી નથી. આજે ભીમ અગિયારસ છે એટલે જવા દઉં છું... નહીં તો..''

''નહીં તો અલ્યા શું કરી લઈશ. લે ફોડ પાડ...'' (કામવાળી કંકુ લાલુકાકાને કુરુક્ષેત્ર તરફ ઘસડી લાવી હતી.) લાલુકાકા બરાડ્યા.

''નટિયા... આ બાથરૂમમાં નળનું પાણીય સાબરમતીનું નર્મદાવાળું. બબ્બેનું કોકટેલ છે. આખી સોસાયટી ઘેર ન્હાય છે ને તારે મોટું પુણ્ય કમાવાનું છે ? ચાલ જલ્દી નહીં લે. ચલ મારી જોડે. મહાદેવની પૂજા મારે તારી પાસે કરાવવી છે. ઘરનાં બેય છોકરાં... બૈરાં ઘેલા થઈ ગયા લાગે છે... ચાલ ભઈલા... નટુ મારા ભત્રીજા... ચલ... નટખટ નટવર ઝટપટ ઢીલોઢબ. લાલુકાકાના ગુગલીનો પ્રતાપ !

૧૬ નંબરવાળા બચુ બાઘાએ લાલુકાકા ચારધામ જાત્રાએ બે મહિના ગયેલા તે તકનો લાભ લઈ બંગલાના પાછળના બે રૂમ ભાડે આપેલા. ભાડૂઆત ઓછી ઓળખાણે તગડું ભાડું આપવા તૈયાર હોઈ બચુએ ઓફર લઈ લીધી. ડિપોઝીટમાં પેલાએ પાછી બેંકની ડિપોઝીટ રસીદ બતાવી ડ્યુડેટ નજીક હોઈ બે મહિના પછી વ્યાજ સાથે આપવાની બાંયધરી સાથે ધામા નાંખેલા. બચુએ બે મહિનાના અંતે ઉઘરાણીના ધક્કા અને બૈરીની ધમકીનું ટોટલ માર્યું એમાં તો નોર્મલ બી.પી.એ કાયમી વિદાય લીધી.

ઊડતી ઊડતી વાત લાલુકાકાના કાને.

કાલથી પેલાના ઘરના દૂધવાળા, શાકભાજીવાળા, છાપાવાળા, ધોબી અને ચેનલવાળાની પ્રવેશબંધી. ઓટલા પરિષદમાં પેલાની ઘરવાળીની હકાલપટ્ટી અને કોમન પ્લોટમાં એનાં બાળકો સાથે અંચાઈ કરી ફિલ્ડીંગ ભરાવ્યા જ કરવી. ચોથે દા'ડે ચમત્કાર. પેલા ભાડૂઆતનાં સોસાયટીને નમસ્કાર. બચુ બાઘાએ બે મહિનાના ભાડા-વસૂલીમાં આઈસ્ક્રીમ પાર્ટી આપી.

લાલુકાકાના બાઉન્સરનો પ્રતાપ !

લાલુકાકાને આ કાળી ચૌદશે ૭૫મું બેસશે. સોસાયટીમાં સરકારી નાનાં-મોટાં કામ એમની સૂઝબૂઝથી જલદી પતી જતાં. કૌટુંબિક વિખવાદો એમની સલાહ સૂચનથી મોઢું મીઠું કરી ઉકેલાઈ જતા. સર્વાનુમતિએ નક્કી થયું કે, એમની પ્લેટિનમ જ્યુબિલી ધામધૂમથી ઉજવાય. આજે ઉજવણી

કમિટીના અધ્યક્ષ સી. કે. ના ઘેર એજન્ડા નક્કી કરવાનો હતો.

"કાર્યક્રમ આપણા કોમન પ્લોટ પર રાખીશું ?"

"સી. કે. સર... મહિનાથી એની સાફસૂફી નથી થઈ. ગંદકી બહુ છે. સફાઈ કામદારનો બે મહિનાનો પગાર બાકી છે એટલે એ એડવાન્સ માંગે છે."

"તો પછી વિનુકાકાના ધાબે રાખીએ. મોટું છે બધા સમાઈ જઈશું."

"જુઓ, ધાબુ મારું ભલે વપરાય એનો વાંધો નથી પણ ગઈ વખતે છ-સાત ટાઈલ્સ ઉખડી ગયા'તા મારે પાનસોની ચાકી ચડી'તી એનું શું ?"

"તો પછી આપણા પ્રોફેસર સાહેબના કોચીંગ હોલમાં રાખીએ. ખુરશી ટેબલ તો છે જ ને પાછું એ.સી. પણ ચાલે છે. એમને ત્યાં ગોઠવીએ."

"હીઅર મી, આઈ એમ ઓલ્વેઝ રેડી ફોર ધ સોસાયટી વેલફેર પ્રોગ્રામ બટ... તમે અહીં ટ્યુશન આવતા સ્ટુડન્ટનાં પાર્કીંગ વખતે દરેક વખતે ડખો કરો છો... સોરી, ઘેર તમે 'એને' પૂછીને બધું ફાઈનલ કરો..."

"...એમ કરીએ મહાદેવની પરસાળમાં ગોઠવીએ. કોઈને વાંધો નહીં આવે. મંદિરનું કામ છે એટલે સોસાયટીની ડોશીઓ હોંશે હોંશે સાફ સફાઈ કરી દેશે. આરતી વહેલી કરી દઈશું. એ દિવસના પ્રસાદ માટે આ વખતે ચિઠ્ઠી ઉછાળવી નહીં પડે... સોસાયટીમાં આવતા ફેરિયાઓ સ્પોન્સર્ડ કરવાના છે." ચાલો હવે વિચારો એમને આ પ્લેટીનમ જ્યુબીલીમાં સન્માનમાં શું આપીશું ?

"શાલનું જો વિચારતા હોવ તો મારી ષષ્ઠીપૂર્તિ વખતની નવીનક્કોર પેટી-પેક પડી છે... આપી દઈશ.. આ મહિનાના મારા કોમન હપતામાં ગણી લેજો..." ૧૦ નંબરવાળા ત્રિપાઠી અંકલે ચોકઠું ફીટ કરી ઉમળકો જાહેર કર્યો.

"સી. કે. સર શાલ હવે આઉટ-ડેટેડ થઈ ગઈ છે. જૂની શાલમાં ભલે નવી હોય કાણાં જલ્દી પડી જાય.. તમે એમ કરો પ્રશસ્તિપત્ર સુંદર અક્ષરે લખાણ લખી ફ્રેમ મઢાવીને આપીએ જેથી ડ્રોઈંગરૂમમાં શોભે અને વાંચનાર હરખાય. આ અમારી કાજલ હેન્ડી-ક્રાફ્ટના ક્લાસ ચલાવે છે એટલે એ ડીસકાઉન્ટથી આપશે... અને એને પહેલી બોણી પણ થશે..." ખૂણાના ૨૫ નંબરવાળા પરમાર સાહેબે મમરો મૂક્યો.

"ભાઈઓ આ શાલ... પ્રશસ્તિપત્ર બાજુમાં રાખો. લાલુકાકાને આપણે ડાકોર, અંબાજીનો પ્રવાસ ડાહીકાકી, જોડે કરાવીએ. મોટી લકઝરીમાં આપણા ૨૬ બંગલામાંથી બબ્બે લેખે બધાં સમાઈ જઈશું. અમારા જમાઈએ નવી 'ટ્રાવેલ-ટુરિઝમ' ખોલી છે એટલે કિલોમીટર અને ભાડું બધું વાજબી જ લેશે..." બંસીકાકાએ બોનસ જાહેર કર્યું.

"હવે મને તો બોલવા દો મિત્રો. લાલુકાકા માટે આમ ઘરનાં લોકોને સાચવવા માટે આ જ્યુબીલી નથી યોજી. કૈંક હટકે થાય એવા ઈવેન્ટ મેનેજમેન્ટવાળાને બોલાવીએ. દિવાળીના તહેવાર ચાલુ છે પણ આ કાળી ચૌદશને લીધે એ દિવસે ઈવેન્ટ ઓછા હોય એટલે આપણને સસ્તામાં પતી જાય પણ ખરું. તો પછી મ્યુઝિક પાર્ટી, રાસ-ગરબા અને રાત્રે નાસ્તા-પાણી કરી જે રકમ વધે એની ડિપોઝિટ બનાવી લાલુકાકાને આપવી. આનંદનો આનંદ અને ઘરના સૌ રાજી..." કમિટીના અધ્યક્ષ સી. કે. સરે અંદાજે-બયાં કર્યું.

પણ... સી.કે. સર, ખર્ચ કેટલો થશે એ વિચાર્યું ? ઉઘરાણું કેટલું કરવું પડશે ? (કોરસની જેમ બધા મેમ્બરો બરાડી ઊઠ્યા).

"એક પૈસો નહીં... ઉપરથી આવતા વરસ માટે સરપ્લસ પણ રહે. અને એ પૈસાથી આવતી સાલ મારી પણ આવી ઉજવણી કરી શકશો. મને હાલ ચુમ્મોતેરમું ચાલે છે. આવતા વરસની વાઘબારસે મારો વારો."

સી. કે. સરે ડીપફ્રીજરમાં લાં...બા સમયથી મૂકી રાખેલી મનોકામનાને સહેજ પંપાળી.

આ રાસ-ગરબા કોના રાખીશું ?

"સાતેય દિવસ જુદા જુદા ગ્રૂપના આવશે.."

"બે દા'ડા કેમ નહીં ?"

"અલ્યા ડટ્ટાવાળા કેલેન્ડરમાં જૂઓ બે નોરતાં ઓછા છે... ડફોળો"

"ઈનામો રાખ્યા છે ?"

"મેઈન ઈનામો કરતાં આશ્વાસન ઈનામો વધારે રાખ્યા છે. બંગલા દીઠ દરેકને ઘેર મળી રહેશે."

"લ્હાણીનું શું ?"

"વાટાઘાટ ચાલે છે... દેવદિવાળી સુધીમાં ઘેર કુરીઅરથી આવશે એની ગેરન્ટી..."

"સી. કે. સર નાસ્તા-પાણીનું કેવું ગોઠવ્યું છે ?"

"અલ્યા ડાયાબિટિસવાળાનું કાઉન્ટર અલગ, ચોકઠાંવાળા માટે પોચી આઈટમોનું મેનુ... ચાઈનીઝ... મેક્સિકન... જે માંગશો તે મળી રહેશે."

"ડેકોરેશન... લાઈટીંગનું શું થશે ?"

"અરે ! એના માટે તો પડાપડી છે. દરેક બંગલે ચીની લાઈટનાં તોરણ... ફેન્સી ફુગ્ગા.. રિબનો.. માતાજીનો હાર બધ્ધું..."

પણ સી. કે. સર... આ તો બધું નવરાત્રિનું થયું. લાલુકાકાના ઈવેન્ટનું આમાં ક્યાં આવ્યું ?

"મિત્રો, લાલુકાકાના ઈવેન્ટ પહેલાનું આ પ્રિ-સેલીબ્રેશન છે. કાળીચૌદશનું તો અલગ..."

"સી. કે. સર ફોડ પાડો તો સમજાય. આટલું મોટું બજેટ ? વર્લ્ડબેંક સ્પોન્સર્ડ કરવાની છે ?" અમને તો રોજ હવે સપનાંય ટેન્શનવાળા આવે છે. આ બધું પતી ગયા પછી આપણી કેટલી પેઢીને હપતા ભરવાના આવશે ? આ બધું રહેવા દો આપણે સાદાઈથી એમની જ્યુબીલી ઉજવી કાઢીએ. ઘેર બૈરાં માણસ રોજ લોહી-ઉકાળા કરે છે... અને કાલે તો સોસાયટીનું આખ્ખું મહિલામંડળ ભરબપોરે હલ્લાબોલ કરવાનું છે. આ તો તમે ભલા માણસ અગાઉથી ચેતવ્યા.

જતાં ભાદરવાનો છેલ્લો દિવસ, બપોરનો આકરો તાપ. રંભાગૌરીની આગેવાની હેઠળ (રંભાગૌરી વ્હીલચેરમાં) પાછળ બપોરની સિરિયલો અને સાસુ-નણંદના કજીયા-કંકાસ પડતાં મૂકી લગભગ ચૌદેકનું મહિલા મંડળ સી. કે. સરના ઘેર.

સરોજબુન... સી. કે. સરને બહાર બોલાવો. આ બધું શું માંડ્યું છે ? સાહેબ, આ નવ નવ દા'ડા જલસાપાણી અને એ પતી ગયા પછી લાલુકાકાનો સમારંભ. આ ખર્ચા-પાણી કોણ કરશે ? આ તમે સવારના ગાર્ડનના મોર્નિંગ-વોકમાં જઈ જરા સરખું તો વિચારો... રંભાબહેનનો ઉકળાટ.

"અલી સરોજ... સાહેબને જરા સમજાવ. આ મોંઘવારીમાં કેટલા હપતા ભરવાના..."

જ્યોત્સનાબેનનો બરાડો ગંજી ઉપર ઝભ્ભો પહેરતાં સી. કે.નો પ્રવેશ. આંખે મોતિયાનાં ચશ્મા. વોકરને બાજુમાં મૂકી હૈયાધારણ આપતા કહ્યું...

સોસાયટીની મારી સમજુ વડીલ બહેનો. વાત મારી પૂરી સાંભળો અને પછી જે પૂછવું હોય એની છૂટ.

આપણી આ સોસાયટી જૂની ૫૦ વરસની છે. બાંધકામ હવે ખખડી ગયું છે. દરેક વરસે રિપેરિંગ અને રિનોવેશનનો ખર્ચ બંગલાની મૂળ કિંમત કરતાંય વધી રહ્યો છે. બાજુમાં ફ્લાયઓવર થાય તો મોં માગ્યા પૈસાય નહીં મળે. આપણી આજુબાજુની સોસાયટીમાં રિડેવલપમેન્ટ માટે બિલ્ડરો ફરી રહ્યા છે. પણ એમાં બંગલા નહીં ટેનામેન્ટો છે. ખુલ્લી જમીન ઓછી છે આપણો તો કોમન પ્લોટ એટલો મોટો છે બીજા ૨૬ બંગલા બંધાઈ જાય.

આ બધું ધ્યાનમાં લઈ આપણા લાલુકાકાએ બે-ત્રણ બિલ્ડરોને સોસાયટીના - રિડેવલપમેન્ટનું ગાજર બતાવ્યું છે. એક બિલ્ડરે નવરાત્રિનો બધ્ધો ખર્ચ આપવાનું વચન આપ્યું... તો એના હરીફે નવરાત્રિ, લાલુકાકાની જ્યુબીલી અને લ્હાણીનો ખર્ચ ઉઠાવવા માટે એડવાન્સ પણ આપી દીધા છે. આપણે કોઈએ ચિંતા કરવાની જરૂર નથી. લાલુકાકા બધું સંભાળી લેશે. એમના પ્લાન મુજબ લગભગ બધાની હા છે એમ જણાવવાનું. ધામધૂમથી દિવાળી પતી જાય એટલે વાંધા-વચકા પાડી બધાંયે વારાફરતી 'ના' ઘૂંટ્યા કરવાનો. ના કોઈ ઉઘરાણું.. સૌને તૈયાર ભાણું... ને પછી નવા વરસનું વ્હાણું.."

સી. કે. સરે વોકર હવામાં ઉછાળી. લાલુકાકા ઝિંદાબાદ... લાલુકાકા ઘણું જીવો...

છૂટા પડતાં સૌએ બહુમતીથી નિર્ણય લઈ લીધો... "હવે પછી દર કાળી ચૌદશે લાલુકાકાનો 'હેપી-બર્થ ડે' ધામધૂમથી ઉજવવાનો."

*એમ-૫, ૨/૧૨, શાસ્ત્રીનગર, નીઓ હોસ્પિટલની બાજુમાં,*
*નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૬૩.*
*મો. ૯૯૭૯૯૪૬૧૪૨*



# સાવ અચાનક !

*- પ્રકાશ લાલા*

પાત્રો : પુરુષ (વય ૩૫-૩૮ વર્ષ)
સ્ત્રી (વય ૩૦-૩૩ વર્ષ)
પો. ઈન્સ્પેક્ટર
પોલીસ કોન્સ્ટેબલ
આતંકવાદી

**દૃશ્ય-૧**

(શહેરનું એક પોલીસ સ્ટેશન. રાતના ૧૧-૧૨ વાગ્યાનો સમય... પો. ઈન્સ્પેક્ટરની ખુરશી ખાલી છે... ટેબલ ઉપર એમની કેપ વગેરે પડેલાં છે... ફોનની ઘંટડી રણકે... થોડે દૂર કેબિનના દરવાજા પાસે બેઠેલો પોલીસ કોન્સ્ટેબલ ઊભો થઈ ફોન રિસીવ કરે)

પો.કો. : હલો... નમસ્કાર... મુક્તિનગર પોલીસ સ્ટેશન. બોલો બહેન, હું આપની શી મદદ કરી શકું ? (સામે છેડેથી થતી વાત સાંભળે...) હા... જી... છે તેને ઈન્સ્પેક્ટર સાહેબ છે... એ જરા... (અટકે...) આવે છે... આપને ત્યાં ચોરી થઈ છે ? નહીં ! તો પાડોશી કે કોઈ ગુંડા મવાલીએ મારામારી કરી છે ! કોઈ બેવડો તમારા ઘર આગળ ધમાલ કરી રહ્યો છે ? ના... સાસુએ દહેજ માટે બાળી મૂકવાની ધમકી આપી છે ? ખૂન કર્યું છે !
(પો. ઈન્સ્પેક્ટર પ્રવેશે...)

પો. ઈન્સ્પે. : રામસિંહ શું છે ? કોનો ફોન છે ?

પો. કો. : (રિસીવર ઉપર હાથ દબાવી...) સાહેબ, કોઈ પાગલ ઓરત છે... કહે છે કે તમે જલ્દી મારા ઘરે આવો... મેં એક મર્ડર કર્યું છે !!

પો. ઈન્સ્પે. : વોટ ? લાવ ફોન મને આપ.

પો. કો. : જવા દો ને સાહેબ... મેં કહ્યું ને કે કોઈ પાગલ ઓરત છે. અડધી રાતે ખાલી આપણને પરેશાન કરવા ફોન કર્યો લાગે છે.

પો. ઈન્સ્પે. : રામસિંહ... ફોન (હાથ લંબાવે - ફોન લેવા... પો. કોન્સ્ટેબલ ફોન આપે...) હલ્લો... જી... મેડમ, હું મુક્તિનગર પો. સ્ટેશનમાંથી પો. ઈન્સ્પેક્ટર વાત કરું છું... શું વાત છે, બહેન ?
(સામે છેડેથી થતી વાત સાંભળે...) હં... હં... અચ્છા.. હં.. (ચહેરા પર આશ્ચર્ય અને પછી ગુસ્સાના ભાવ...) ઓ. કે. આપનું એડ્રેસ લખાવો... અમે ત્યાં પહોંચીએ છીએ... (એડ્રેસ નોંધી લે...) ઓ. કે. ડોન્ટ વરી, વી વીલ બી ધેર ઈન એ ટાઈમ !! રામસિંહ જીપ નિકાલો...

પો. કોન્સ્ટે. : પણ સાહેબ... મને તો આ બાઈ ચસકેલ લાગે છે... કોઈ બાઈ ખૂન કરે ને પછી પોલીસને જાણ કરે ?...

પો. ઈન્સ્પે. : રામસિંહ... જબાન ના ચલાવો... પગ અને મગજ ચલાવો... (કેપ ને બેલ્ટ ઠીક કરી નીકળે...) કમ ઓન... ક્વીક... (ફેડ આઉટ...)

**દૃશ્ય-૨**

(પોલીસ સ્ટેશને ફોન કરનાર મહિલાનું ઘર... ઘરનો મુખ્ય ખંડ... એક ડેડબોડી ઢાંકેલું પડ્યું છે... ઘરનું ફર્નિચર-વસ્તુઓ અસ્તવ્યસ્ત પડ્યાં છે. થોડા સમય પહેલાં અહીં ઝપાઝપી થઈ હોય એ રીતે. એક વજનદાર બોથડ પદાર્થ પણ બાજુમાં પડ્યો છે, બે થેલા પણ. ઘરનો બીજો એક રૂમ જે બહારથી બંધ છે ત્યાંથી કોઈના કણસવાનો-દર્દનો અવાજ વચ્ચે વચ્ચે સંભળાય છે... ફોન કરનારી મહિલા થોડી ચિંતા-ભય સાથે બેઠી છે... થોડીવાર પછી એ દીવાલ પરના ભગવાનના ફોટા સામે જોઈને બોલે છે...)

સ્ત્રી : હે પ્રભુ... હે ઈશ્વર... આ કૃત્ય માટે... કોઈનો જીવ લેવા બદલ મને માફ કરજો... પણ તમે તો સાક્ષી છો કે આવું કરવા માટે હું કેવી મજબૂર હતી... (ત્યાં અંદરથી દર્દભરી ચીસ... પુરુષ અવાજ આવે છે... એ બારણાં તરફ જોઈને દુઃખી અવાજે...) તમને ય ખબર છે કે મારે આ શા માટે કરવું પડ્યું ?

લગ્નના ફેરા ફરતી વખતે તમને જીવનભર સાથ આપવાનું, તમારી વાત માનવાનું વચન મેં આપ્યું હતું... પણ... પણ તમારી આવી વાતમાં હું તમને કઈ રીતે સાથ આપી શકું?

અરે, તમને એવું કરતાં રોકવા એ તમારી અર્ધાંગિની તરીકે જ નહીં, એક સંસ્કારી ભારતીય નારી અને દેશની વફાદાર નાગરિક તરીકે પણ મારી ફરજ બનતી હતી કે... (અંદરથી કણસવાનો અવાજ...) હું તમને આ માર્ગેથી પાછા વળવા સમજાવતી હતી, આવું કામ ન કરવા વિનવતી હતી પણ... તમને રૂપિયાનો મોહ-લોભ વળગ્યો હતો... તમારી આંખો ઉપર પૈસાનું પડળ એવું છવાઈ ગયું હતું કે તમને આ કરવા પાછળનું જોખમ, એનાં ભયંકર પરિણામો, દેખાતાં ન હતાં... છેવટે, ના છૂટકે મારે આજે આ કરવું પડ્યું... તે મોડી રાત્રે શું હું તમારી રાહ જોતી જાગતી બેઠી હતી... ત્યાં (ફેડ આઉટ, ફેડ ઈન અને ફ્લેશ બેક સીન)... બારણે ટકોરા પડે છે... ઊભી થઈ બારણું ખોલે... પતિ પ્રવેશે...)

સ્ત્રી : આજેય પાછું આટલું બધું મોડું કર્યું તમે !

પુરુષ : (પત્નીથી નજર ચોરતાં) હેં... હાં... મિત્રો જોડે...

સ્ત્રી : ગપ્પાં મારવામાં ટાઈમનો ખ્યાલ ના રહ્યો, એમ જ ને ! છેલ્લા અઠવાડિયાથી તમારો આ જ ક્રમ ચાલી રહ્યો છે અને આ જ બહાનું... કોણ એ મિત્રો છે અને શેની વાતો હોય છે એ કહેતા નથી... (થોડીવાર બંને મૌન.. પતિ ચંપલ કાઢી, થેલો મૂકી... કંઈક પ્રવૃત્તિમાં...) જમવાનું કાઢું ?

પુરુષ : ના...

સ્ત્રી : ભૂખ નથી... ખરું ને ! છેલ્લા કેટલાય દિવસથી આ તમે શું કરી રહ્યા છો એ જ મને સમજાતું નથી... કોઈ કુસંગ, જુગાર-મટકાની લતે તો...



પુરુષ : એવું કશું નથી. મને ઉંઘ આવે છે...

સ્ત્રી : પણ મારી ઊંઘ હરામ થઈ ગઈ છે એનું શું ? આજે તો મને ચોખ્ખું કહેવું જ પડશે કે શું કરી રહ્યા છો તમે ?

પુરુષ : (ગુસ્સાથી પત્ની તરફ જૂએ... પત્નીના ચહેરા ઉપર દઢતા જોઈ નજર ફેરવી લે... થોડીવાર વિચારીને) જો... તારે એ બધી પંચાતમાં પડવા જેવું નથી. હું જે કંઈ કરી રહ્યો છું એ આપણા ભવિષ્ય માટે, જિંદગીને સુખી-સમૃદ્ધ બનાવવા માટે કરી રહ્યો છું.

સ્ત્રી : કઈ રીતે ? ફોડ પાડવો જ પડશે આજે તમારે...

પુરુષ : એક કામ મેં હાથ ઉપર લીધું છે... બે-ચાર દિવસનું કામ છે... વીસ લાખ મળી જાય તેવું કામ છે...

સ્ત્રી : (ચોંકી - ગભરાઈને) શું ? બે-ચાર દિવસના કામમાં વીસ લાખ રૂપિયા ? એવું કયું કામ તમારે કરવાનું છે ? કોણ આપશે આટલો ઢગલો રૂપિયા તમને ?

પુરુષ : (મૌન... થોથવાય) છે એક જણ ! એનું નામ અને કામ બંને મારે ગુપ્ત રાખવાનાં છે...

સ્ત્રી : મને પણ નહીં કહો...

પુરુષ : ના... કોઈનેય નહીં.. તને પણ નહી !! (પૂંઠ ફેરવી જાય...)

સ્ત્રી : મતલબ કે નક્કી કોઈ કાળું કામ, કોઈ ભેદી વ્યક્તિ તમારી પાસે કરાવી રહી છે... રહેવા દો આ બધું... મને બહુ ડર લાગે છે...

(દરમિયાન પતિ ત્યાંથી અંદરના રૂમમાં ચાલ્યો ગયો હોય છે... એ ધ્યાને પડતાં...) હે પ્રભુ, કંઈક સદ્‌બુદ્ધિ આપો... અમને બચાવી લો... (માથું પકડી બેસી જાય...)

(ફેડ આઉટ... ફ્લેશ બેક સીન પૂરો... ફેડ ઈન થાય... ચાલુ સીન...)

સ્ત્રી : પછીની રાત્રે પણ આમ જ બન્યું... મોડી રાત્રે તમે એક થેલો લઈ છૂપાતા-સંતાતા - ડરતા - ડરતા ઘરે આવ્યા... (ફેડ આઉટ - ફેડ ઈન... ફ્લેશ બેક સીન શરૂ...)

અરે, આ થેલો ? શું છે એમાં ? કોનો છે ?

(પતિ ઝટ ઝટ કંઈ બોલ્યા વિના અંદર આવી જાય...)

અને તમે આટલા ટેન્શનમાં કેમ છો ? તમારા ચહેરા ઉપર આટલો બધો ગભરાટ કેમ છે ? કોઈ પાછળ પડ્યું છે ?

પુરુષ : (મોં ઉપર હાથ દાબી દેતાં) સ... સ... ચૂપ... ધીરે... કોઈ સાંભળી જશે તો...

સ્ત્રી : તો શું ?

પુરુષ : (થેલામાંથી નોટોનાં બંડલ કાઢીને પત્નીના હાથમાં મૂકતાં) લે, આ દસ લાખ રૂપિયા... એડવાન્સ પેટે મળ્યા છે તે..!! બાકીના કાલે રાત્રે કામ પૂરું થયેથી મળી જશે... બસ, પછી છૂટ્ટો ને આપણે જલસા...

સ્ત્રી : (હાથમાં મૂકાયેલા રૂપિયામાં બંડલ નીચે ફેંકી દેતાં) નથી કરવા મારે કોઈ જલસા... નથી જરૂર આપણે આવી કોઈ કુલક્ષ્મીની !! પૈસો જ જીવનમાં બધું નથી...

પુરુષ : છે ! પૈસો જ બધું છે... સમાજ પૈસાદારની વાહ વાહ કરતો હોય છે અને આપણા જેવા સામાન્ય જનોનો ઉપહાસ કરે છે...

સ્ત્રી : અરે પણ...

પુરુષ : આપણી પાસે રૂપિયા આવશે એટલે બધા આપણને સારી રીતે બોલાવશે... આપણે સારી રીતે રહી શકીશું... આપણાં મોજ-શોખ પૂરાં થશે.

સ્ત્રી : એ માટે થઈને ખોટાં કામ કરવાનાં ? કાળાં કામો કરીને કમાયેલું ધન ક્યારેય સાચું સુખ કે શાંતિ નથી આપતાં...

પુરુષ : ચૂપ... હવે એક અક્ષર ના બોલીશ... કહ્યું ને કે કાલે રાત્રે બધું પતી જશે... તારું મોં બંધ રાખજે...

(પત્ની કંઈ બોલતી નથી.) ચાલ હવે સૂઈ જા... મનેય ઉંઘ આવે છે...

(પતિ અંદરના રૂમમાં જાય... પત્ની ડરી ગયેલી હાલતમાં, ભારે વિચારમાં... ફેડ આઉટ... ફ્લેશ બેક સીન પૂરો... ફેડ ઈન...) તમે તો 'સૂઈ જા...' કહીને સૂઈ ગયા... પણ મને ઊંઘ ક્યાંથી આવે... કંઈ કેટલાય ખરાબ વિચારો, અમંગળ શંકા-કુશંકાઓ મારા દિમાગનો કબજો જમાવી બેઠી હતી... વિચારોમાં ખોવાયેલી હું, 'શું કરું..? શું કરું..?' એમ બબડતી રૂમમાં આંટા મારતી હતી ત્યાં મારી નજર થેલામાંથી નોટોના બંડલો સાથે નીચે પડેલા એક કાગળ ઉપર પડી. કુતુહલથી એ કાગળમાં શું છે તે જોવા મેં ઉપાડ્યો... અને જોતાં જ હું ચોંકી ઊઠી... મારું મગજ ચકરાઈ ગયું... ત્યાં અચાનક તમે અંદરથી દોડી આવ્યા. મારા હાથમાં કાગળ જોઈ ગુસ્સે થઈ ગયા...

(ફેડ આઉટ..., ફેડ ઈન... ફ્લેશ બેક સીન શરૂ)

પુરુષ : (દોડી આવી - ગુસ્સાથી) લાવ, એ કાગળ... તેં કેમ લીધો ? કેમ અડી મારા પેપરને ? આપી દે મને. (સ્ત્રીના હાથમાંથી પેલો કાગળ ઝૂંટવી લે છે...)

સ્ત્રી : (ગભરાઈ જતાં...) આ શેનો નકશો છે, હેં ? આ તમારી પાસે ક્યાંથી આવ્યો, બોલો...

પુરુષ : સ... સ... ચૂપ...

સ્ત્રી : આ નકશામાં આપણા શહેરના આઠ ભરચક વસતિવાળા વિસ્તારો દર્શાવ્યા છે... એ એરિયામાં ચોકકસ જગ્યા ઉપર લાલ નિશાનીઓ કરેલી છે... કંઈક ટાઈમ નોંધેલો છે.. આ તો કોઈ ભેદી પ્રવૃત્તિ માટેનો સંકેત આપતો આ નકશો મને લાગે છે. શું છે આ બધું ? તમારી પાસે...

પુરુષ : આવ્યો મારી પાસે... ચૂપ થઈ જા... કંઈ બોલતી નહીં... (પછી ઝડપથી નીચે પડેલો થેલો, રૂપિયાનાં બંડલ ઉપાડી લઈ એમાં નકશો-બંડલ મૂકી થેલો લઈ અંદર જતો રહે...)

સ્ત્રી : (મનોમંથન કરતાં સ્વગત) હવે મને પાકી શંકા



જાય છે કે તમે... ઓહ... નકશો... હવે મને તમારું કામ સમજાય છે. તમે રૂપિયા માટે થઈને કોઈ ખતરનાક ટોળકીના હાથા બન્યા છો. એ લોકો કોઈ કામ કરવાના ઢગલો રૂપિયા તમને આપશે... (વિચારે...) ના..., ના... હે ભગવાન, શું તમારે પેલા નકશામાં બતાવ્યા મુજબ શહેરમાં બોમ્બ મૂકવાનું કામ કરવાનું હશે ? ઓહ... અરે, આ તમે કેવું ખરાબ કામ કરવા જઈ રહ્યા છો, એ સમજાય છે?

પુરુષ : (રૂમમાં પાછો આવે) કહ્યું ને એકવાર કે બૂમો ના પાડ... આ એક કામ... પછી

સ્ત્રી : અરે, આવી મહાઘાતક પ્રવૃત્તિમાં જોડાયા છો? શા માટે ? પકડાઈ જશો તો શું થશે એનો વિચાર કર્યો છે ?

પુરુષ : કોઈને હજી સુધી કોઈ ગંધ આવી નથી અને આવશે પણ નહીં. તું મૂંગી રહેજે... ને કાલે રાત્રે તો મારું કામ ખતમ ને હું છુટ્ટો.

સ્ત્રી : માની લીધું કે કોઈને ખબર નહીં પડે કે તમે આવી કોઈ ભયંકર પ્રવૃત્તિમાં સાથ આપ્યો હતો. પરંતુ શહેરમાં આઠ જગ્યાએ એક સાથે બોમ્બ ધડાકાથી સેંકડો નિર્દોષ લોકોના જાન જશે ત્યારે એ જોઈને તમને તમારા આત્માને કંઈ નહીં થાય ? રૂપિયા ખાતર તમારી સંવેદનાઓને મારી નાખી છે તમે ? (રડી પડે...)

પુરુષ : અરે પણ કહ્યું ને એકવાર કે હું કોઈનો જાન નથી લેવાનો... બોમ્બ ધડાકા હું નથી કરવાનો... બંધ કર તારો બકવાસ...

સ્ત્રી : આ બકવાસ નથી... તમારાં કાળાં કામનાં - જાનલેવા પ્રવૃત્તિનાં અરેરાટીભર્યા પરિણામનું બયાન છે. માની લીધું કે તમે સીધા - તમારા હાથે કોઈને મારવાના નથી પણ આ સામૂહિક સંહારના, દેશદ્રોહી કામના ભાગીદાર બની રહ્યા છો એનો તો જરા ખ્યાલ કરો... (પુરુષ મૌન રહે છે. સ્ત્રી રડતાં- વિનંતીના સ્વરમાં) રહેવા દો કહું છું... પાછા વળી જાવ આ પાપના માર્ગેથી... છોડી દો આવી ઘાતકી- આતંકી પ્રવૃત્તિ. જરા તો સમજો... એક તરફ સરહદ ઉપર દેશને દુશ્મનોથી બચાવવા - દેશની રક્ષા કાજે જાનની બાજી ખેલતા આપણા જાંબાઝ સૈનિકો. આતંકવાદીઓથી દેશને બરબાદ થતો રોકવા શહીદી વહોરતા આપણા બહાદુર સિપાઈઓ. માભોમને કાજે વૈધવ્ય સ્વીકારતી સૈનિકોની પત્નીઓ, દેશ માટે પિતા ગુમાવનારાં બાળકો... અને બીજી તરફ થોડા રૂપિયા ખાતર, આત્મા વેચી દઈ, દેશની અંદર જ રહી, આતંકવાદને પોષનારા તમારા જેવા!! શું કામ ? રહેવા દો... કપાળે દેશદ્રોહીને આતંકવાદીનું કલંક લાગશે. અને ગદ્દારની પત્ની કહી પીંખી નાખશે સમાજ... ત્યારે હું કઈ રીતે જીવી શકીશ ? (રડી પડે...) તમારા પગે પડું છું... પાછા વળો... આ કામ છોડી દો...

પુરુષ : (ઉશ્કેરાઈને) હવે પાછા ફરવું અશક્ય છે.

રડવાનું બંધ કર... એકવાર સમજાવ્યું ને કે કાલે રાતે મારું કામ પૂરું અને બાકીના રૂપિયા મળી જશે.... કોઈનેય ખબર નહીં પડે જરાય. (અંદર... ચાલ્યો જાય.)

સ્ત્રી : (રોકવા પ્રયત્ન કરે...) જરા તો વિચારો... ભગવાનનો ડર રાખો... ઓહ... શું કરું હું ? કંઈ સમજાતું નથી મને... હું એક સ્ત્રી થઈને શું કરી શકું આમાં !!

(રડતાં રડતાં ફસડાઈ પડે... લાઈટ્સ ફેડ આઉટ... ફ્લેશ બેક સીન પૂરો... લાઈટ્સ ફેડ ઈન...)

પત્ની : (થોડીવાર પછી, સ્વસ્થ થતાં... વિચારીને સ્વગત) હં... પોલીસને જાણ કરી દઉં તો આ જાનહાનિ અટકાવી શકાય... હં બરાબર... (નિર્ણય કરી ફોન પાસે જાય, પછી વિચાર આવતાં ઊભી રહે...) પણ એમ કરવાથી તો મારા પતિ જ પકડાશે. એમના ઉપર આતંકવાદી - દેશવિરોધી પ્રવૃત્તિ કરવાનો આરોપ આવશે... (વિચારે...) એનોય વાંધો નથી પણ સાચો આતંકવાદી છટકી જશે... તો શું કરું ? (કંઈ સૂઝતું નથી... વિચારમાં આંટા મારે. પછી એકાએક કંઈ સૂઝતાં) હા... હા, બસ, એમ જ કરું... જરા કળથી કામ લેવું પડશે... (લાઈટ્સ ફેડ આઉટ... ફેડ ઈન... ફ્લેશ બેક સીન...)

આજે મોડી સાંજે તમે ટેન્શન સાથે, હાથમાં એક થેલા સાથે ઘરે આવ્યા... મેં પૂછ્યું : ના પાડી દીધી ને પેલા કામની...

પુરુષ : (ગુસ્સાથી) કેટલીવાર કહેવાનું કે એ હવે શક્ય નથી.

સ્ત્રી : ભલે... તો પછી મને વચન આપો કે બસ, આ જે કંઈ કર્યું તે છેલ્લીવાર... પછી ક્યારેય આવાં કાળાં કામ કરવાનો વિચાર સુદ્ધાં નહીં કરો !

પુરુષ : (ચિડાઈને) હા... તારા સમ, મારા સમ, તું કહે એના સમ ખાઈને કહું કે ફરી ક્યારેય આવું નહીં થાય... ખુશ ?

સ્ત્રી : હાશ... હે પ્રભુ, અમારા આમની રક્ષા કરજો...

પુરુષ : હવે મારી વાત સાંભળ... રાત્રે દસ વાગે મારે નીકળવાનું છે... કદાચ આજે રાત્રે અને પછી બે-ત્રણ રાત સુધી નહીં આવું... કામ પતાવીને ક્યાંક બહારગામ મારે જતા રહેવું પડશે... મેં ઘણા દિવસ પહેલાં જ આજે રાતની દશ વાગ્યાની ટ્રેઈનનું રિઝર્વેશન કરાવી રાખ્યું છે એટલે કોઈને મારી અહીં હાજરી વિશે વહેમ નહીં આવે...

સ્ત્રી : (થોડી નારાજગી બતાવે...) એટલે મારે ત્રણ-ચાર રાત એકલા રહેવાનું ? ભલે... હવે ચા પીને આરામ કરો... થોડીવાર... હું ચા બનાવી લાવું...

(પત્ની રસોડામાં જાય... પતિ પણ અંદરના રૂમમાં જાય... લાઈટ્સ ફેડ આઉટ... ફેડ ઈન... ફ્લેશ બેક સીન) મેં ચાલાકીથી ચામાં ઘેનથી દવા નાખી એમને પિવડાવી દીધી એટલે એ સૂતા ભેગા ઘેનમાં જતા રહ્યા. મને હતું કે રાતના નક્કી કરેલા ટાઈમે એ બોમ્બ મૂકવા જઈ જ નહીં શકે એટલે જાનહાનિ અટકી જશે અને એમના ઉપર કોઈ આરોપ નહીં આવે...

પછી રૂમને બહારથી બંધ કરી દીધો !! પણ પછી જે બન્યું તે અણધાર્યું હતું ને ખતરનાક પણ!!

(લાઈટ્સ ફેડ આઉટ... ફલેશ બેક સીન પૂરો... ફેડ ઈન...)

રાતના દસ-સાડા દસ થયા હશે... હું અર્ધજાગ્રત અવસ્થામાં અહીં જ બેસી રહી હતી... ત્યાં અચાનક ઘરનું મેઈન ડોર કોઈ જોરજોરથી ખખડાવતું હોય એવું લાગ્યું... સાથે જ ભારે સત્તાવાહી અવાજમાં બૂમબરાડા પણ કાને પડ્યા... તમને તમને ટાઈમ થઈ જવા છતાં પણ સોંપેલા કામે બહાર નીકળેલા ન જોઈ, તમારી ઉપર જાસૂસી કરતી વ્યક્તિનો એ અવાજ હતો એવું મને લાગ્યું... હું ખૂબ જ ડરી ગઈ હતી... (ફેડ આઉટ... ફેડ ઈન... ફલેશ બેક સીન)

સ્ત્રી : (અંદરથી) કોણ છો તમે ? કોણ ? કોનું કામ છે ?

અવાજ : ચૂપ... દરવાજા ખોલ.. વર્ના તોડ દૂંગા... (પત્ની ગભરાતાં ગભરાતાં મેઈન ડોર પાસે જઈ ડોર ખોલે. એ સાથે જ એને એક બાજુ ધકેલી દઈ, એક માણસ અંદર ધસી આવ્યો. એણે ચહેરો ઢાંકેલો છે...) કહાં ગયા વો ? હમસે ગદ્દારી કરતા હૈ... રૂપિયા લે કે કામ નહીં કરનેકા અંજામ માલૂમ હૈ ? ઊડા દૂંગા, ક્યા !

સ્ત્રી : (ઊભી થઈ પાસે આવતાં) ત... તમે...

આતંકવાદી: અબે દૂર હટ... કહાં હૈ વો ? ઉસે બુલા... ટાઈમ સે ઠીક સે કામ પૂરા કરનેકા પૈસા દિયા હૈ, ક્યા ? (થેલો ફેંકતા) યે તેરે બાકી રૂપિયા... પકડ ઔર નિકલ... સેકંડ સેંકડ કા હિસાબ હોતા હૈ હમારે પ્લાનિંગ મેં... જલ્દી કર... ટાઈમ બર્બાદ ના કર, વર્ના હમારા સારા પ્લાન ચોપટ હો જાયેગા. અબે કહાં અંદર છીપા હૈ ? સૂનતા નહીં, ક્યા ? આતા હૈ યા ફિર મેં અંદર આ કે તેરે કો ઠીકાને કર દૂં( કહેતાં હાથમાં ગન કાઢી, અંદરના રૂમના બારણા તરફ જાય... પત્ની ગભરાઈ ઊઠે છે. આતંકવાદીની પીઠ ફરેલી જોઈ, અચાનક ખૂણામાં પડેલી વજનદાર પરાર પેલાના માથા ઉપર જોરથી ફટકારી દે છે... અચાનક પ્રહારથી પેલો ચમકે, માથામાં જ જબરજસ્ત વાગવાથી એ ફસડાઈ પડે છે..., ગન હાથમાંથી દૂર જઈ પડે છે. પેલો તરફડિયાં ખાઈ શાંત પડી જાય...)

સ્ત્રી : (એના શ્વાસોચ્છવાસ ચકાસે...) ઓહ ! આ તો ગયો... અરે, મારાથી આ શું થઈ ગયું ? મેં ખૂન કરી નાખ્યું ? હવે શું થશે ? પણ જો પાડોશી કાંતા કાકીને પાછાં આપવા કાઢી રાખેલાં ખાયણી-પરારમાંથી આ પરાર ખરા ટાઈમે હાથમાં ન આવી હોત અને ભગવાને મારામાં હિંમત ના પ્રગટાવી હોત તો... તો કદાચ આ માણસ એમનું ખૂન કરી ના દેત ? હવે

શું કરવું ? (મનોમંથન) હં... એમ જ કરું... એ જ બરોબર છે.. પછી જે થાય તે ! (ઝડપથી અંદરના રૂમનું બારણું ખોલી અંદર જાય. ચાદર લાવી લાશ ઉપર ઢાંકી દે... રૂપિયાનો અને બોમ્બનો થેલો લાવીને લાશ પાસે ફેંકે. રૂમમાં કંઈક ઝપાઝપી થઈ હોય એ બતાવવા ફર્નિચર થોડું અસ્તવ્યસ્ત કરી નાખે... પછી અંદરનો રૂમ બહારથી બંધ કરી દે... ફોન પાસે જાય... ડાયલ કરે...) હલ્લો પોલીસ સ્ટેશન ?

(ફેડ આઉટ... ફ્લેશ બેક સીન પૂરો. ફેડ ઈન... પોલીસ જીપની સાયરન ઘર આગળ બ્રેક માર્યાનો - થોભ્યાનો અવાજ. બહારથી જ પો.કો.નો અવાજ : સાહેબ, હા... ઘર તો એડ્રેસમાં લખાવ્યા મુજબ આ જ લાગે છે... દરવાજે ટકોરા... પ્રો. ઈન્સ્પેકટર, પો. કો. અંદર પ્રવેશે)

પો.ઈન્સ્પે. : (રૂમનું નિરીક્ષણ કરતાં આગળ આવી) મેડમ, પો. સ્ટેશન ફોન તમે જ કર્યો હતો ?

સ્ત્રી : હં... હા, સાહેબ... (લાશ ચીંધીને) આ ખૂન મેં કર્યું છે !!

પો.ઈન્સ્પે. : હં... (લાશ પાસે જાય... ચાદર ઊંચી કરી જૂએ. ચાદર નાંખી દેતાં) માય ગોડ... અરે, આ તો એ જ ખૂંખાર આતંકવાદી, જેના વિશે ગઈ કાલે જ અમને ઈનપુટ્સ મળ્યા હતા... મેડમ, આ આતંકવાદી છેલ્લા કેટલાક દિવસથી આપણા શહેરમાં ઘૂસી આવીને છૂપાયો હતો. અને અહીં કોઈ ખતરનાક ખેલ પાર પાડવાનો પ્લાન ઘડી રહ્યો હતો. મેડમ, તમે આને...

સ્ત્રી : (ગભરાઈને...) હં... ના, હા... ના...



એટલે કે સાહેબ, મેં તો મારા પતિનો જીવ બચાવવા જ... કોણ જાણે ક્યાંથી મારામાં હિંમત આવી અને મેં... (રડી પડી...)

પો.ઈન્સ્પે. : અરે... અરે, તમે રડો નહીં.

સ્ત્રી : પણ મેં... અને... અજાણતાં જ...

પો.ઈન્સ્પે. : હા મેડમ, શાંત થાવ અને સ્વસ્થ થઈ મને બધી વાત કરો.

સ્ત્રી : હા, સાહેબ... (થેલો, ગન રૂપિયાનાં બંડલ બધું બતાવતાં...) આ માણસ કદાચ રૂપિયાના જોરે અને ધમકી આપીને મારા પતિ પાસે (નકશો બતાવતાં) આ પ્રમાણે શહેરમાં આઠ જગ્યાએ બોમ્બ મુકાવવા માગતો હતો. એ પાછળ પડ્યો હોવાથી મારા પતિ ઘણા ટેન્શનમાં રહેતા હતા.

પો.ઈન્સ્પે. : (નકશો જોઈ...) માય ગોડ, ઈટ વોઝ એ ટેરિબલ ટેરરીસ્ટ પ્લાન... હં પછી...

સ્ત્રી : એટલે આજે રાત્રે (બંને વચ્ચે .........થી વાત આગળ વધે...)

આજે રાત્રે દસેક વાગે અચાનક આ ભયંકર માણસ, બંદૂક સાથે અમારા ઘરમાં ઘૂસી આવ્યો, આ બોમ્બ અને રૂપિયાના થેલા સાથે... મેં એને કહ્યું કે એ અંદર સૂઈ ગયા છે. તો એ એમને મારી નાખવાની ધમકી આપતો અંદરના રૂમમાં ધસી ગયો. ત્યારે કોણ જાણે ક્યાંથી મારામાં તાકાત આવી ગઈ અને... સાહેબ, હું એને મારવા નહોતી માંગતી... એ મારા પતિને ગોળી ના મારી દે માટે રોકવા જ માંગતી હતી... પણ આ તો... સાહેબ, મને... અમને આ લોકો કંઈ નહીં કરે ને...? તમે... પોલીસ...?

પો.ઈન્સ્પે. : ચિંતા ના કરો... ડરવાની જરૂર નથી, બહેન... તમે અજાણતાં પણ એક દેશદ્રોહી - એક આતંકવાદીને મારીને દેશની મોટી સેવા કરી છે. અરે તમારા જેવી સમજુ દેશપ્રેમી નારીઓ છે ત્યાં સુધી આપણો ભારત દેશ મહાન છે...

(પો. ઈન્સ્પેકટર અને પો. કો. બંને સેલ્યુટ કરે... દેશભક્તિ - નારી ગૌરવની કોઈ ધૂનના સંગીત સાથે પડદો પડે...)

---

*'વ્રજ', પ્લોટ નં. ૧૫૨૮/૨,*
*સેકટર-૨ સી, ગાંધીનગર.*
*મો : ૯૪૨૬૦૮૪૬૩૨*

# ષડ્યંત્ર

*- વિનોદ સી. દવે*

**પાત્રો અને પરિચય**

(૧) ન્યાયાધીશ(જજ સાહેબ)
(૨) બેલિફ
(૩) ફરિયાદ પક્ષનો વકીલ -પટેલ
(૪) બચાવ પક્ષનો વકીલ- પાઠક
(૫) ઈન્સ્પેક્ટર- પરમાર
(૬) કોન્સ્ટેબલ - રાણા
(૭) કોન્સ્ટેબલ - પઠાણ
(૮) નંદુ
(૯) મંજુલા
(૧૦) બાબુલાલ

**પ્રવેશ પહેલો**

(પડદો ખૂલે છે... અદાલત - કોર્ટ રૂમનો સેટ, જજ સાહેબ આવવાની તૈયારીમાં માણસોના શોર-બકોર, કોલાહલને શાંત કરવા ઊંચા અવાજે જોરથી દોડતાં... દોડતાં... આવીને બેલિફની બૂમ-સાવધાન... સાવધાન... શાંતિ... જાળવો જજ સાહેબ... કોર્ટ રૂમમાં આવી રહ્યા છે. હાજર રહેલા દરેક સભ્યને વિનંતી છે કે દરેક પોતાના સ્થાને બેસી જાઓ... અને શાંતિ જાળવો... જજ સાહેબ.. ખુરશીમાં પોતાનું સ્થાન ગ્રહણ કરી બધાનું બે હાથેથી અભિવાદન ઝીલી બેસી જવાનું કહીને કોર્ટની કાર્યવાહી શરૂ કરવાની મંજૂરી આપતા...)

પટેલ : નમસ્કાર સાહેબ, નામદાર નંદલાલ ઉર્ફે નંદુ નામચીન ગુનેગાર છે, સમાજમાં એના નામની ધાક છે, ગામોમાં લોકો 'નંદુ', ને મુંબઈના ભાઈ લોગ - અને 'ડોન' તરીકે ઓળખે છે, તેનું કામ ગામમાં દાદાગીરી કરવી, નાના વેપારી કે દુકાનદારોને ધાક-ધમકી આપી ખંડણી ઉઘરાવવી, જુગારના, દારૂના અડ્ડાઓ ચલાવવા, બ્હેન દીકરીઓની લાજ લૂંટવી, હત્યા કે મર્ડર-ખૂન કરવા 'સોપારી' લેવી તેને કોઈ પકડાવાની કે સાક્ષી કોઈ આપે તો સમજવું કે તેનું આવી જ બન્યું ! પોલીસને ઘણા સમયથી દોડાવતો હતો. ઘણા સમયથી તે ફરાર હતો. ગામનાં વેપારી-શેઠ હીરાલાલ-સરપંચની હત્યા ખૂન કેસમાં મહા-મહેનતે તે પોલીસના કોમ્બીંગ-ઓપરેશનથી પકડાયો છે. એટલે- નામદાર સાહેબ માટી આપને વિનંતી છે કે આવા રીઢા ગુનેગારને આકરામાં આકરી સજા કરી 'જેલ'ના સળિયા પાછળ ધકેલી દેવો જોઈએ- જેથી સમાજમાં સુલેહ-શાંતિ જળવાય અને બીજા આવારા તત્ત્વો કે ગુંડાઓ 'ડોન' બનતા અટકી શકે!

(નંદુ પાંજરામાં હાથકડી દોરડા બાંધેલી હાલતમાં ઊભો હોય છે.)

જજ સાહેબ : નંદુ, સામે નજર નાખીને, અરે, તારે તારા બચાવમાં આ બારામાં કાંઈ કહેવું છે ? તને પૂછું છું?

નંદુ : બે, હાથ જોડીને, ના સાહેબ....

જજ સાહેબ : તો, શું તને તારો ગુનો કબૂલ છે ? (ચૂપચાપ-મૂંગા રહેલા નંદુને નીરખીને...કેમ કાંઈ બોલતો નથી ? તારે તારા બચાવ માટે વકીલની જરૂર છે? તો કહે, કોર્ટ એ માટે વ્યવસ્થા કરી આપવા તૈયાર છે. ચૂપ કેમ છે ?

નંદુ : (કોર્ટમાં, શાંતિ, રસપૂર્વક બ્યાન સાંભળતા લોકો) બચાવમાં તો હું શું કહું સાહેબ... મેં સમાજ માં દાખવેલી માણસાઈ એ જ મારો ગુનો છે. જો, મેં માણસાઈ ન દાખવી હોત ને તો ... તો... (ધ્રુસકે ધ્રુસકે રડી પડતા...)

પાઠક : નમસ્કાર, સાહેબ, આપની મંજૂરી હોય તો હું નંદુના બચાવપક્ષ ના વકીલ તરીકે હું તેને કેટલાક પ્રશ્નો પૂછવા માંગું છું.

નંદુ : (ન્યાયાધીશ, જજ સાહેબ... તરફ જોતા.. અને પાઠકને નીરખતા...) વકીલની ઓળખ જજ સાહેબને બતાવતા..

પાઠક : જજ સાહેબ તરફ જોતા.. નંદુના હાવભાવ જોઈ રડવાનું બંધ કરી શાંતિ જાળવવાનું ઈશારાથી કહેતા..

જજ સાહેબ : કાગળ-ઉથલાવી - જોતા... તમે વકીલ છો ? મિ. પાઠક, મંજૂરી છે... OK, આપ-બચાવ પક્ષના વકીલ તરીકે આરોપીને સવાલ કરી શકો છો.

પાઠક : આભાર, સાહેબ-પ્રથમ તો હું મારા વકીલ શ્રી પટેલને કહું છું કે આ કેસના આરંભમાં જ નંદુને મુંબઈનો 'ડોન' અને ખતરનાક ગુનેગાર - ખૂની- ભયંકર અપરાધી ગણાવી કોર્ટને ગેરરસ્તે દોરવામાં આવી છે. જે આ ગુનેગારને જોતાં લાગતું નથી ! હું ઈચ્છું છું કે હીરાલાલના ખૂન કેસમાં પૂરી ઊલટ તપાસ ન થાય ત્યાં સુધી કોઈ નિર્ણય લેવામાં ન આવે. કેમકે કેસની વિગતો

જોતા મને તો લાગે છે કે નંદુ નિર્દોષ છે. તેના પ્રત્યે સહાનુભૂતિ રાખવામાં આવે. તેના પ્રત્યે માનવતા-વાદી અભિગમ દાખવવામાં આવે.

પટેલ : નામદાર, મારા મંતવ્ય મુજબ મિ. પાઠકનો ઉપરોક્ત માન્યતાથી કોઈ ફેર પડતો નથી કેમ કે, પોલીસનો રેકોર્ડ, P.M. રિપોર્ટ, મળી આવેલ (તમંચો વિદેશી) બંદૂક તેમજ આ ખૂનને નજરે નિહાળનાર મંજુનું નિવેદન બધું જ સાબિત કરે છે કે હીરાલાલનું ખૂન આ નંદુએ જ કરેલું છે. પુરાવો બોલે છે.

પાઠક : નામદાર, હીરાલાલનું ખૂન નંદુએ કર્યું જ નથી. આ ખૂન હકીકતમાં કોઈ ભળતા માણસે જ કરી તેનું આળ નંદુ ઉપર ઓઢાડી દેવામાં આવ્યું છે. આ કેસ સાબિત કરવા હકીકત પુરવાર કરવા પ્રથમ હું ખૂન નજરો નજર દેખનાર સાક્ષી મંજુને બોલાવી સવાલ-પૂછવા ઇચ્છું છું.

જજ સાહેબ : મંજૂર છે, સાક્ષી મંજુ, મોહનને હાજર કરો,

બેલિફ : (મોટેથી બૂમ પાડીને ...) મં.... જુ... મો...હ..ન... હાજર... થાય....! મંજુ...

મંજુ : એલ્યા .... એય.. હાજર છે. ખોટા બરાડા-બૂમો કેમ પાડે છે આવડી મોટી પાંચ વેંતની પૂતળી જેવી સામે ઊભી છું તને દેખાતી નથી... (કોર્ટમાં હાસ્યનું મોજું)

બેલિફ : તને તો ક્યારનો જોઈ રહ્યો છું. પરંતુ તું જ મંજુ મોહન છે એની મને થોડી ખબર પડે, જા હવે, પેલા પાંજરામાં જઈ ઊભી રહે, ડાહી થાતી નહી...

મંજુ : પાંજરામાં ? અને તું મને કોણ ડાહી કેવા વાળો? મેં કાંઈ ગુનો કર્યો છે કે હું પાજરામાં જઈ ઊભી રહું ! હું તો ડાહી જ છું !

બેલિફ : બે હાથ જોડીને, મારી મા, આ કોર્ટનો નિયમ છે કે સાક્ષીએ ત્યાં જજ સાહેબની સામે પાંજરામાં ઊભા રહીને જુબાની આપવી પડે.

મંજુ : અને હું નો, ઊભી રહું તો ?

બેલિફ : તો, જજ સાહેબ તને કોર્ટના આદેશનું અપમાન કરવાના કેસના ગુનામાં જેલમાં ધકેલી દેશે-

મંજુ : ઓ...ય માડી, આ તે કેવું - હાલતા-ચાલતા લોકોને જઈને પાંજરામાં પુરાવું પડે, અને નો જાય તો, જેલના પાંજરામાં નાખે ! આ તે કેવો, કાયદો છે, અમે કાંઈ ઢોરજનાવર છીએ, અને એ...ઈ ભાઈ ત્યાં પાંજરામાં જઈને મારે કરવાનું શું ?

બેલિફ : પહેલા તું પાછળ જો, ઘડિયાળ તરફ જલદી, કોર્ટનો ટાઈમ નો બગાડ, દલીલ નો કર, જા જલ્દી પાંજરામાં જઈ ઊભી રહે, એટલે પેલા કાળા ડગલાવાળો તને એકાદ-બે સવાલ પૂછી લેશે, તને કાંઈ સજા નહીં કરે !

મંજુ : ઓય.... રે, હું તો કોઈ દી, કોરટમાં ગઈ જ નથી. ચલ્ય, મારે ક્યાં ઊભા રહેવાનું છે. હું ય જોઉં તો ખરી કે પેલો, કાળા કોટવાળો શું પૂછ-પરછ કરે છે.

બેલિફ : (હાથેથી સામેના પાંજરામાં ઊભા રહેવાની સૂચના આપતા)

પાઠક : તમારું નામ ? મંજુ છે, લો, હા (મંજુ માથુ હલાવતાં) આ ગીતાના પુસ્તક ઉપર હાથ મૂકીને કહો હું જે કાંઈ કહીશ તે સાચું જ કહીશ. અને સત્ય સિવાય હું કાંઈ જ નહી કહું, મને જે ખબર હોય તે જ કહીશ.

મંજુ : સાહેબ, ગીતાના શું તમો કહો એના સોગંદ હું જે કાંઈ કહીશ તે હાચું જ બોલીજ, મને ખોટું જુઠું બોલતા મારી માએ કોઈ દિ શીખવાડ્યું નથી, અને આમેય હું 'આખાબોલી' છું. મારે ખોટું બોલી 'નરક'માં નથી જાવું તમે પૂછો- મને જેની જેટલી ખબર છે તેટલું સાચે-સાચું જ જજ સાહેબને કહીશ.

પાઠક : તમે, હીરાલાલના બંગલામાં કામ કરો છો ? શું કામ કરો છો ?

મંજુ : હા, હું હીરાલાલના બંગલામાં કામ કરું છું, ઝાડુ, પોતાં, વાસણ કરૂં છું.

પાઠક : તમે કેટલા વર્ષથી હીરાલાલને ઓળખો છો ?

મંજુ : સાહેબ, હું નાની હતી ત્યારથી ઓળખું છું. મારી મા આ હીરાલાલ શેઠના બંગલામાં કામકાજ કરવા જતી અને હું પણ નાની હતી ત્યારથી ત્યાં કામ કરૂં છું.

પાઠક : હીરાલાલ શેઠનું ખૂન થયું ત્યારે તમે ક્યાં હતા ?

મંજુ : હું વાસણ ગોઠવતી હતી. જે રસોડામાં ધોયેલા પડ્યાં હતાં.

પાઠક : એ સમયે શેઠના બંગલામાં કોઈ હતું ?

મંજુ : ના- હીરાલાલ શેઠનો દીકરો અને વહુ- તેમજ શેઠાણી સવારે જ સુરત તરફ ગયા હતા ખરીદી કરવા માટે.

પાઠક : નંદુ- ઉર્ફે નંદલાલ આ શેઠના ઘરે શેઠને મળવા આવ્યો ત્યારે તમે જોયેલો ?

મંજુ : ના -

પાઠક : લો, તમને ખબર કેમ પડી કે હીરાલાલ શેઠની હત્યા - 'ખૂન' થયું છે ?

મંજુ : હું, વાસણ ગોઠવીને રસોડામાંથી બહાર મસોતું- (પોતું) લેવા આવી ત્યારે મે બંદૂકના બે ભડાકા

સાંભળેલા અને શું થયું તે જોવા જલ્દી - જલ્દી બહાર આવી જોયું તો શેઠ હીરાલાલ લોહીના ખાબોચિયામાં પડ્યા છે અને હું બે-બાકળી બની ગભરાઈ ગયેલી. ત્યાં જ શેઠ હીરાલાલનો ભત્રીજો બાબુ અને પોલીસવાળા દોડી આવ્યા હતા.

પાઠક : જજસાહેબ, મંજુ ના આ બયાનની નોંધ લેવામાં આવે, મર્ડર થયું ત્યારે મંજુ માત્ર રસોડામાં વાસણ ગોઠવતી હતી અને પોતું મારવા માટે બહાર નીકળી અને બે ધડાકા સંભળાયા તે સાંભળીને બહાર નીકળી ત્યારે પોલીસ અને શેઠનો ભત્રીજો શેઠ હીરાલાલની લાશ પાસે હાજર હતા.

પટેલ : નામદાર- જજ સાહેબ, આ ખોટું અર્થઘટન થાય છે. ગીતાના સોગંદ ખાઈને સાક્ષી અદાલતમાં ફરી ગઈ છે. તેણે પોતે જ તો પોલીસને નિવેદન - આપ્યું છે. હત્યા થઈ ત્યારે તે રસોડામાં નહીં પરંતુ રૂમમાં હતી...અને આરોપી નંદુ અને મરનાર શેઠ હીરાલાલ વચ્ચે હીરાના પૈસાના મામલે કે કોઈ કારણસર ઉગ્ર બોલાચાલી થઈ હતી અને તે વેળાએ આ બદમાશ નાલાયક નંદુએ શેઠ હીરાલાલ ને.... બંદૂકની ગોળીથી વીંધી નાખ્યા...

મંજુ : (જોરથી ચીસ પાડતાં) નહીં સાહેબ નહીં. આ ખોટું છે. હું ત્યાં હાજર નહોતી. હું રૂમમાં નહોતી...

પટેલ : તું - ત્યાં જ રૂમમાં હાજર હતી... પરંતુ -નંદુ - તારો ધરમનો ભાઈ છે. એટલે તેને બચાવવા અત્યારે જૂઠું બોલી રહી છે. તે એ સમયે પોલીસને સ્ટેટમેન્ટ - નિવેદન પણ આપેલું છે....!

મંજુ : એ ... વકીલ સાહેબ... મેં પોલીસ પાસે કાંઈ કીધું જ નથી. ઊલટાનું પોલીસવાળાએ મને બોલાવીને કહ્યું હતુ કે મંજુ, આ તારા શેઠ હીરાલાલનું ખૂન થયું છે તે સત્ય હકીકત છે. અને એમને કોઈએ બંદૂકની ગોળી મારી છે. જે છાતીમાં વાગી છે. એ વાતની સાક્ષીમાં તું સહી કરી આપ અને એટલે મેં એના ઉપર ડબ્બીથી અંગૂઠો માર્યો હતો. બાકી હું ક્યાં કાંઈ ભણેલી છું ! કે મને વાંચતા, લખતા નથી આવડતું કે નથી સહી કરતા શીખી, આ તો બધું મને તો છે ને લાગે છે પેલા ખાખી કપડાવાળા પોલીસની ચાલ છે. જે વખતે નંદુ મને રક્ષાબંધનના તહેવારના કારણે પગે લાગવા અને મીઠાઈ- ને પૈસા દેવા આવ્યો હતો નહીં કે શેઠ હીરાલાલનું ખૂન કરવા, મારો ભાઈ છે,

પાઠક : નામદાર જજ સાહેબ, મંજુના નિવેદનની નોંધ લેવામાં આવે. મને આ કેસમાં કાંઈક કાચું કપાઈ ગયાની ગંધ આવે છે. કેમ કે બંદૂકના ધડાકા બે થયા હતા. શેઠ હીરાલાલને તો માત્ર એક જ ગોળી વાગી છે. P.M. રિપોર્ટ અને સ્ટેટમેન્ટની નોંધ જુઓ. તો બીજા ગોળી ક્યાં ગઈ ? અને હીરાલાલનો ભત્રીજો જે તેના પિતાજીના મૃત્યુ પછી શા માટે સુરતથી હીરાલાલના ઘરે આવ્યો હતો. જેનો શેઠથી સંબંધ બહુ ઓછો હતો અને હીરાલાલ સાથે ઓછું બનતું હતું- મને સમય આપવા વિનંતી છે.

પટેલ : નામદાર જજ સાહેબ, આ પહેલા હું. હું સાક્ષી મંજુને કેટલાક સવાલ પૂછવા માંગુ છું.

જજ સાહેબ : ઓકે, મિ. પટેલ, તમારે જે પૂછવુ હોય તે પૂછો, સાક્ષી તમારી સામે જ છે !

પટેલ : મંજુલાબેન, તમો એમ કહો છો ને કે નંદુ તમારો ધરમનો ભાઈ છે અને તે તમને રક્ષાબંધન) વીરપરસી)ના પૈસા કે સાડી- કે મીઠાઈ વિગેરે તમને આપવા માટે આવ્યો હતો. તો તેને સાંજનો જ ટાઈમ કેમ મળ્યો...! સવારે કેમ ન આવ્યો ?

મંજુ : એ ... વકીલ સાહેબ... ભાઈ એ બહેનને કે બહેનને ભાઈએ મળવા માટે શું સવાર અને સાંજ નક્કી કરી છે ...? જ્યારે ભાઈને ટાઈમ મળે ત્યારે આવે...એને પણ કાંઈ કામ-ધંધો હોય ને ? તમે તમારા સાળા- કે બેન-બનેવીને મળવા જાઓ છો તો તેનો કોઈ ટાઈમ નક્કી કરેલો હોય છે ? વાહ રે સાહેબ...! વાહ...
(કોર્ટ-રૂમમાં હસાહસ....)

જજ સાહેબ : ઓર્ડર..ઓર્ડર.. ઓર્ડર...

પટેલ : મારે, એ જાણવું છે કે નંદુ-ઉર્ફે નંદલાલ જેવો ‘ડોન’ ગુંડા જેવો માણસ છે જેને તમે ધરમનો ભાઈ બનાવ્યો છે અને તેને બચાવવાનું કાંઈ કારણ ખરૂં...! મને શંકા છે.

મંજુ : તમે શું કહેવા માગો છે વકીલ, નંદુ-દારૂડિયો, જુગારિયો, ખૂની-કે લૂંટફાટ- કે દાદાગીરી કે ધાકધમકી, આપી મોટો દાદો-ગુન્ડો- ‘ડોન’ બનાવી દીધો છે. જે સદંતર જૂઠું છે. તેને ખૂન કરવા હોત -કે રૂપિયા કમાવા હોત તો બેંકમાં ધાડ પાડી હોત- મોટા લોકોની લાશ-ખૂન-કરી-કરોડો રૂપિયા જમીન કે બંગલા હડપ કરી ભેગા કરી લીધા હોત. તે હરામી-લોહીનો તરસ્યો કે લૂંટારા- કે ગુન્ડો -મવાલી નથી. અમારા સમાજમાં આબરૂવાળો માણસ છે . સુરતમાં હીરા-ડાયમંડના વેપારીનું અપહરણ કરીને લાખો રૂપિયા કમાયો હોત - શેઠ હીરાલાલને મારીને તેને શું મળવાનું હતું....! તે પૈસાનો ભૂખ્યો નથી...!

પટેલ : તારી વાત હું માની લઉં છું. ચાલ તો મંજુ એ બતાવ કે નંદુને હીરાલાલ સાથે ખૂન થયું તે પહેલા ઉગ્ર બોલાચાલી કે ઝઘડો કેમ થયો હતો? શું કારણ હતું ?

મંજુ : તે- મારો માનેલો ભાઈ હતો. તે મને મળવા આવતો તે શેઠ હીરાલાલને પસંદ ન હતું. શેઠને તે ગમતો નહીં,

પટેલ : કેમ, કે શેઠ હીરાલાલને ગમતું નહોતું કે કોઈ મવાલી-ગુંડો તેના ઘરે આવે...!

મંજુ : શું કહું વાત સાહેબ- શેઠ હીરાલાલ પૈસાવાળો હતો. સુરતમાં હીરાનો તેનો કારોબાર છે. તેની દાનત-સારી નહોતી. અગાઉ તેણે એકાદ બે-વાર શેઠાણીની ગેરહાજરીમાં મારું બાવડું પકડી રૂમમાં ઝાડુ-પોતાં સફાઈ કરવા લઈ ગયો હતો... તે વખતે મે મારા ધરમના ભાઈ નંદુ- પાસે કાંઈક અજુગતું ન બને તે માટે મદદ માગેલી. મારે કોઈ સગો ભાઈ નથી.

પટેલ : એટલે એમકે, નંદુને ઉશ્કેરીને શેઠનું ખૂન- કરવામાં ભાગ તારો હતો ? અને શેઠનું મર્ડર નંદુ જ કરે તે માટે તેને સપોર્ટ કરેલો... ખરું ને ...? મદદ તારી જ હતી ? નંદુ તારો ધરમનો ભાઈ ખરો ને ...?

મંજુ : (બરાડીને જોર...થી) વકીલ સાહેબ ખોટું આળ ન લગાવો મારા ઉપર હું અને મારો ધરમનો ભાઈ નંદુ નિર્દોષ છીએ. શેઠનું ખૂન કરવા નંદુને ઉશ્કેર્યો નથી. તે રક્ષાબંધનનાં પૈસા-મીઠાઈનું પેકેટ મને આપીને-રૂપિયા ૫૦૧/- મારા હાથમાં દઈને ઘરે પાછો જતો હતો ત્યારે બાબુ તેનો ભાગ કે હિસાબ લેવા શેઠ હીરાલાલ પાસે ઘરે આવેલો. શેઠ અને તેના ભત્રીજા વચ્ચે ઉઘરાણી કે પૈસા બાબતે ઉગ્ર ઝઘડો થતા બાબુએ શેઠનું ગળું પકડી-ગળચી દબાવતા નંદુ-શેઠને બચાવવા માટે વચ્ચે પડેલો- ત્યારે બાબુએ નંદુની બંદૂક ઉઠાવી ભડાકો કરેલો... પરંતુ તે વેળા ત્યાં અચાનક પોલીસ આવી જતા બીજો ભડાકો થયો હતો. ત્યારે હીરાલાલ શેઠની લાશ નીચે પડી હતી. અને બાબુ જ પોલીસને કહેતો હતો કે આ શેઠ હીરાલાલનું ખૂન- નંદુએ પોતાની જ બંદૂકની ગોળીથી કર્યું છે અને મારા કાકા-શેઠ હીરાલાલને મારી નાખ્યા છે.

પટેલ : વાહ રે મંજુ... વાહ... (તાલી વગાડી... પ્રેક્ષકો સામે જોતાં) તે વાર્તા સરસ ગોઠવી દીધી આ કોર્ટના પાંજરામાં ઊભા રહીને તે હમણાં જ કીધું હતું જજ સાહેબને કે ભડાકા થયા ત્યારે હું રસોડામાં હતી. તો પછી આ વાતને તને કેમ ...! ખબર પડી... કે પછી તું પણ આ હત્યામાં સાથે જોડાયેલી છો ?

મંજુ : સાહેબ... જરા સંભાળીને બોલો.. હું કાંઈ 'ખૂની' નથી, તો મને આ તમારી પોલીસે પકડી ન હોત ? હું જેલમાં ન હોત ? આ વાત મને નંદુ એ કીધી હતી. જ્યારે પોલીસે તેને પકડ્યો ત્યારે મારા સોંગદ ખાઈને સાચી હકીકત - ઘટના જણાવી હતી. નાના છોકરાની જેમ રોતાં-રોતાં ઘટના મને જણાવી હતી. અને વકીલ સાહેબ- અમે અભણ છીએ. પરંતુ રહ્યા મજૂર અને મળ્યો છે આ બાઈ-સ્ત્રીનો અવતાર- પરંતુ એટલું ખરું કે બાઈ માણસને પુરુષની આંખ પારખતા આવડે છે ને એટલું જો તમને પુરુષોને આવડતું હોત ને તો તમે આવો બકવાસ- લવારો નો કરતા હોત! જરા - બાઈ - માણસની જબાન ઉપર ભરોસો રાખો. એક નિર્દોષ માણસને ફાંસીને માંચડે ચડાવશો તો તમારા ખાનદાનનું ધનોત-પનોત નીકળી જશે સુખેથી જીવી નહી શકો ! સમજ્યા?

પટેલ : (જજ સાહેબ તરફ જોઈને...) નામદાર- મંજુની પૂછપરછ પૂરી થઈ છે. તમે જોયું ને કે નંદુની પ્રત્યે ધરમના ભાઈની લાગણી ને કારણે આ આખી વાર્તા સરસ રીતે આ બાઈ ગોઠવી કોર્ટને ટલ્લે ચડાવવા માગે છે અને કોઈ પણ ભોગે તે નંદુને બચાવવા માગે છે. પરંતુ - ખેર, કાયદાકીય નિયમ મુજબ- પુરાવો જેમ કે P.M. રિપોર્ટ- બંદૂકના આંગળાની છાપ, બાલુનું નિવેદન- પોલીસના પંચનામા - સાક્ષીનું નિવેદન, સ્ટેટમેન્ટ વગેરે, પુરાવા- નંદુને 'ખૂની' હોવાનું સાબિત કરે છે અને નંદુને આકરી સજા થાય તેવી મારી માંગણી છે. પુરાવાના આધારે હું આ માંગણી કરું છું.

પાઠક : નામદાર, મિ. લોર્ડ. હું આ બાબતે વાંધો ઉઠાવું છું. મારા સામે ઉભેલા વિદ્વાન વકીલ મિ. પટેલ આ કેસના તમામ સાક્ષી-સાહેદોને કે પુરાવાને તપાસ્યા વગર નંદુને શા માટે તકસીરવાર ઠેરવવા કે 'ખૂની' સાબિત કરવા આટલી ઉતાવળ કરી રહ્યા છે ? મને વિશ્વાસ છે કે આ કેસમાં ક્યાંય કાચું કપાયું છે, કાંઈક છુપાયું છે - સાક્ષી. મંજુના નિવેદનમાં ક્યાંક સત્ય છુપાયું છે. મને લાગે છે કે ક્યાંક ઊલટી ચાલ-કપટ થયાનું લાગે કે ષડયંત્ર થવાનું લાગે છે. મારે આ હકીકતનું સત્ય બહાર શોધી લાવવા મંથનની જરૂર છે જેમાં હું હીરાલાલના ભત્રીજા, P.M. કરનાર ડૉક્ટર, તેમજ આ કેસની તપાસ કરનાર દરેક પોલીસ કર્મચારીના રિપોર્ટ.

F.I.R.ની પુનઃ ચકાસણી દરેક સાહેદ - પેપરની ઝીણવટ બારીકાઈથી તપાસ અધિકારીની ઉલટ-તપાસ- પુરાવા- રિકાર્ડની ખાતરી કરવા માંગુ છું. મારૂં માનવું છે સૌ ગુનેગાર ભલે મટી જાય- પરંતુ એક નિર્દોષને સજા ન થવી જોઈએ.

આમાં એક નિર્દોષ વ્યક્તિના જીવન-મરણનો અને તેના અસ્તિત્વનો નહીં બલ્કે આ કોર્ટની આબરૂનો પણ સવાલ છે. જો અદાલત કાંઈક ખોટું કરશે તો લોકોના મનમાં ન્યાયાલય અને ન્યાયમાંથી વિશ્વાસ ઊઠી જશે. નામદાર-મને થોડો વધુ સમય આપો. કેસને ઊંડાણપૂર્વક અભ્યાસની જરૂર છે.

જજ સાહેબ : મિ. પાઠક, આપને જે કાંઈ તપાસ કરવી હોય, રેકાર્ડની ચકાસણી કરવી હોય, સાક્ષીઓ-સાહેદોને પૂછપરછ કરી શકો છો ! અદાલતનો સમય પૂરો થવા આવ્યો છે. આવતીકાલે ઊઘડતી કોર્ટમાં તમામ સાહેદો સાક્ષીઓ અને આ કેસમાં રહેલા પુરાવા સાથે - હાજર થવાનું ફરમાન કરૂં છું. મિ. પાઠક તમે તમારી તપાસ આવતી કાલથી આગળ ચલાવી લેજો.

પાઠક : જજ સાહેબ... આપનો ખૂબ ખૂબ આભાર. થેંક્યુ સર. થેક્યુ. (ઘડિયાળમાં પાંચના ટકોરા પડવાનો અવાજ કોર્ટ રૂમમાં થોડો શોર-બકોર-અદાલત પૂરી થયાનું દશ્ય) વકીલો. સાક્ષીઓ બધા કોર્ટરૂમમાંથી બહાર નીકળતા હોય - ખુરશી ખાલી- હોય તેવું દશ્ય - (પડદો - પડે અથવા લાઈટ -બંધ થોડા સમય માટે)
(સ્ટેજ ઉપર અંધકાર)

**પ્રવેશ બીજો**

(સ્થળ : અદાલતની લોબીમાં સ્પોટલાઈટમાં મંજુ અને પાઠક ચર્ચા કરતા...)

મંજુ : અરે... ઓ વકીલ સાહેબ... મને સમજાવો... તો, આ નંદુનું હવે શું થશે ! મારા માનેલાભાઈને નજર લાગી છે. મારા ભાઈની જિંદગી બચાવશોને! ભાઈ નંદુ બહુ જ સારો છે... સાહેબ... (રોતાં.. રોતાં..આંખોની પાંપણો સાડીના પાલવથી સાફ કરતા.. સ્વસ્થતા પ્રાપ્ત કરતા.)

પાઠક : અત્યારે છે ને હજુ કાંઈ નિર્ણય લઈ શકાય નહીં. પુરાવા- રેકોર્ડ - તેમજ પોલીસની તપાસમાં નંદુ ઉપર તીર- નિશાન- લાગ્યું છે. પરંતુ મારી તપાસ અને જાણ મુજબ મેં જે વાત ઉપર જજસાહેબને કહ્યું છે તે બાબતે શું નીકળે છે તેના ઉપર જજમેન્ટનો આધાર છે.

મંજુ : વકીલ સાહેબ, મારા ભાઈ નંદુ નિર્દોષ છે. હરામી શેઠનો ભત્રીજો છે ને તે નાલાયક છે. તેણે જ મારા નંદુ ને ખૂન કેસમાં ફસાવ્યો છે. મારો નંદુ નિયતનો સાફ છે. ખોટું કદાપિ ન કરે તેની પાસે પૈસા જ નથી તો તે બંદૂક ક્યાંથી લાવે? તેમા વળી કાગળિયા કે લાયસન્સ એવું કાંઈક જોઈએ ને ? બંદૂકની કિંમત-પચાસ હજાર જેટલી થાય ? તે કાંઈ મફતમાં મળે છે? તે રાખવામાં પણ કાયદો છે તેવું કોઈકે કહ્યું છે. કદાચ એકાદ ચપ્પુ-છરી નંદુ પાસેથી નીકળી હોય તે બનવા જોગ છે. મારો નંદુભાઈ વગર હથિયાર પાંચને પૂરો પડે તેવો છે. તેની મા બીમાર છે અને જો નંદુના સમાચાર સાંભળશે તો ત્યાંજ ભાંગી પડશે. સાવ ગરીબ અને અમારા જેવાનો આધાર તૂટી જશે. મારી મા અને નંદુની મા પડોશમાં રહેતા, મને દીકરી બનાવી છે નંદુની માએ - બસ, ત્યારથી હું તેને મારો ભાઈ માનતી આવી છું. મારી માની હું એકની એક જ છું, આજ મારો સગો છે.

પાઠક : મંજુ... આ કાયદો છે ને શબ્દોમાં પળાય છે. સહાનુભૂતિથી - દયાભાવથી કાંઈ નહીં થાય, નંદુની સામેના પુરાવા જડબેસલાક છે. છતાં આપણે ઈશ્વરને સાક્ષી માની તેને બચાવવા કોશિશ કરવી જોઈએ. આ કેસ મેં આજે જ હાથમાં લીધો છે. તેનો હું અભ્યાસ કરી લઈશ.

મંજુ : વકીલ સાહેબ, આ નંદુને બચાવજો સાહેબ, અમારા ગરીબોનો આધાર છે. ઘણા લોકોનું તેણે ભલું કર્યું છે. હજુ તેની મા બીમાર છે અમે તમારી ફીના રૂપિયા ફાળો ઉઘરાવી- ગમે ત્યાંથી સગવડતા કરીને ચૂકતે કરી દઈશું. માણસના અવતારમાં તે અમારો ભગવાન છે સાહેબ-ગરીબોનો બેલી છે. તેને બચાવજો...! તમારી ફી અમે મજૂરી કરી ચૂકવી દઈશું સાહેબ...!
(રડમસ અવાજમાં)

પાઠક : જો મંજુ, તું નંદુને સારી રીતે જાણે છે. ઓળખે છે ને, તેમ હું પણ નંદુના સારાયે કામોથી તેને ઓળખું છું. મારૂં પણ એક કામ પૈસાની લાલચ વગર - તેણે મફતમાં કરી આપ્યુ હતું. તેનો અહેસાન મારા ઉપર છે અને તે જે નંદુની આંખોમાં ભાવ જાણ્યા - વાંચ્યા હતા તે મેં પણ તેની આંખોમાં વાંચ્યા હતા અને એટલે જ તો મેં આ કેસ કોર્ટમાં એક અજાણ્યા વકીલ તરીકે હાથમાં લીધો છે. ફીની ચિંતા ન કર, તું નંદુની માની તબિયતની કાળજી લે, દવા-ઈલાજ માટે પ્રયત્ન કરે તે મહત્ત્વનું છે. બાકી ઉપરવાળા

ઉપર ભરોસો રાખ. આપણે પ્રયાસ કરીશું.

મંજુ : ભાઈ, અત્યારે તો નંદુનો સમય ખરાબ છે. બધાના દિવસો એક સરખા જાતા નથી. ગ્રહો ખરાબ છે હમણાં તેની પનોતી બેઠી છે. આ જ કાયદાના રખેવાળો, પોલીસવાળા નંદુની ચા-પીતા, અને તેનું કામ કઢાવતા ! તેનો બધાએ લાભ જ લીધો છે, હવે મુશ્કેલીમાં કોઈ નથી ઊભું રહેતું ! સમય સમય બળવાન છે.

પાઠક : આ જ તો દુનિયાનો સંબંધ છે. મતલબી અને સ્વાર્થી દુનિયા છે.

મંજુ : સાહેબ, તમે ભલા માણસ છો તમારામાં મને સચ્ચાઈ અને ઈમાનદારી દેખાય છે. તમો ઘણા સંસ્કારી-સારા માણસ છો સાહેબ, આ કળયુગમાં ઓછા જોવા મળે, તમે ભલા માણસ છો, ભગવાન તમારૂં ખૂબ ભલુ કરે સાહેબ ... ! પુણ્ય કમાશો.

પાઠક : બસ.. બસ.. હવે.. મંજુ ...! સમય થઈ ગયો છે કોર્ટમાં જવાનો.

(ઘડિયાળમાં અગિયારના ટકોરા વાગે છે)

**અદાલતનો ખંડ (પ્રવેશ ત્રીજો)**

જજ સાહેબ : (પોતાનું સ્થાન ગ્રહણ કરતા અને કોર્ટની કાર્યવાહી ચાલુ કરવાની સૂચના કરતા)

પાઠક : મિ. લોર્ડ, નામદાર, ગઈકાલની વાત અધૂરી છે. આપણે ત્યાંથી શરૂ કરીએ-

જજ સાહેબ : તો, આપ કોને રજૂ કરવા માંગો છો ?

પાઠક : નામદાર, મિ. લોર્ડ- સૌ પ્રથમ હું આ કેસના મરનાર શેઠ શ્રી હીરાલાલના ભત્રીજા- બાબુ ઉર્ફે બાબુલાલને હાજર કરી સવાલ પૂછવા માંગું છું.

જજ સાહેબ : ઠીક છે, બાબુલાલને હાજર કરો,

બેલિફ : બાબુ ઉર્ફે- બાબુલાલ-સુરતવાલા હાજર છે, - બાબુ...!

બાબુ : યસ સર, હું અહીં જ છું. (મોઢામાંથી માવો-પાન-બહાર થૂંકીને આવતા)

પાઠક : આવો, અહીં પાંજરામાં ઊભા રહીને આ ગીતાના પુસ્તક પર હાથ મૂકી સોંગદ ખાવ કે હું જે કાંઈ કહીશ તે સત્ય કહીશ. સત્ય સિવાય બીજું કાંઈ નહિ કહું.

બાબુ : હું. સોંગદપૂર્વક કહું છું કે હું જે કાંઈ કહીશ તે સત્ય કહીશ. સત્ય સિવાય હું કશું જ નહીં કહું -

પાઠક : તમારું પૂરું નામ જણાવો.

બાબુ : બાબુલાલ રૂપચંદ શેઠ.

પાઠક : રહેવાનું અને ધંધો - મુળ વતન- ગોંડલ-સૌરાષ્ટ્ર હાલ

બાબુ : સુરત, હીરા-ડાયમંડના કટીંગનું વરાછા રોડ-માં કારખાનું છે અને રાજકારણમાં સક્રિય છું.

પાઠક : મરનાર તમારા કાકા થાય છે ?

બાબુ : હા. મારા પિતાની સાથે ભાગમાં ધંધો હતો- હીરાની દલાલી કરતા.

પાઠક : તમે સુરતમાં કેટલા વર્ષથી રહો છો ? ધંધો ભાગમાં છે કે અલગ-અલગ ?

બાબુ : ગોંડલ ગામ મુક્યા પછી- સમજોને ૩૦ વર્ષ જેવું થયું - મારા પપ્પા અને કાકા બંને કમાવા માટે હીરાના ધંધા માટે સુરત ગયા હતા. મારા દાદા ગર્ભશ્રીમંત હતા. હવેલીમાં રહેતા હતા. પરિસ્થિતિ તે વખતે ખરાબ હતી.

પાઠક : મને જાણવા મળ્યું છે કે તમારા પિતાજીના મૃત્યુ પછી તમે તમારા કાકા સાથે રહેતા હતા અને તમને તેની સાથે બનતું નહીં !

બાબુ : હા, મારે ઉઘરાણી કે દલાલી માટે પૈસા બાબતે અવારનવાર ઝઘડો થતો. ધંધામાં કામ બાબતે બોલાચાલી થતી.

પાઠક : કારણ કે ? તમારા લક્ષણ સારાં નોતાં !

બાબુ : ના, સાહેબ- મારા કાકાનો સ્વભાવ જિદ્દી- ચીકણો હતો. મારા કાકા કંજૂસ હતા !

પાઠક : તો, ધંધામાં મલાઈ-પૈસા ચાંઉ કરી જતા હશો! દલાલીમાં ગોલમાલ કરતા હશો ? કાંઈક તો કારણ હશે ને !

પટેલ : ઓબ્જેક્શન, મિ. લોર્ડ. મારા અસીલને ખોટા પ્રશ્નો પૂછી-પાઠક સાહેબ કોર્ટનો સમય બરબાદ કરી રહ્યા છે. જે આ કેસમાં કાંઈ લાગતું-વળગતું નથી! તેને રોકો !

પાઠક : મિ. લોર્ડ, પટેલ, કોર્ટને ગુમરાહ કરી રહ્યા છે. હું બરાબર તપાસ કરી રહ્યો છું. મને કાંઈક ગંધ આવી છે. આ કેસમાં પૂછપરછ ચાલુ રાખવા દો.

જજ સાહેબ : આગળ વધો, - મંજૂરી છે

પાઠક : પટેલ સાહેબ, ખોટા મુંઝાય છે. બાબુને આ કેસના સંદર્ભમાં જ સવાલ પૂછી રહ્યો છે. શા માટે વકીલ પટેલ નકામા અકળાય છે ! તમે મિ. બાબુ - મારા સવાલનો જવાબ આપો, આ તરફ ધ્યાન આપો.

બાબુ : સાહેબ, મારા કાકા જે ધંધો સંભાળતા તેમા મારા પિતાજીના મૃત્યુ પછી હું પણ બરાબરનો હિસ્સેદાર હતો...!

પાઠક : તમે, તમારા ભાગનો હિસ્સો લેવા, પોલીસને પૈસા આપી- શેઠ હીરાલાલને ડરાવવા બ્લેકમેઈલ કરવા ગયા હતા ખરું ને ? સાથે ભાડૂતી ગુંડા હતા ?

બાબુ : સાહેબ, ડરાવવા નહી, પરંતુ હું મારો હિસ્સો

કે ભાગ માગું તો મારા ઉપર કોઈક અજુગતો વાર કરે કે મે મારા કાકા ઝઘડો કરે તો ? એટલે મેં પોલીસનું રક્ષણ માંગ્યું હતું. પોલીસ પ્રોટેક્શનની માંગણી કરી હતી.

પાઠક : અને, તમને જ્યારે પોલીસ રક્ષણ મળ્યું ત્યારે કેટલા પોલીસવાળા તમારી સાથે હતા !

બાબુ : એક ઈન્સ્પેક્ટર, પાંચ કોન્સ્ટેબલ !

પાઠક : હથિયારધારી કે બિન હથિયારી ?

બાબુ : હથિયારી - બંદૂકોવાળા પાંચ કોન્સ્ટેબલ હતા.

પાઠક : મિ. લોર્ડ, અહીં વાતની નોંધ કરવામાં આવે કે સામાન્ય કિસ્સામાં કોઈ નાગરિકને પોલીસનું રક્ષણ- જોઈતું હોય તો એકાદ- અધિકારી કે કોન્સ્ટેબલ સોંપવામાં આવે, જ્યારે અહીં તો બાબુલાલના રક્ષણ માટે પાંચ-પાંચ જણા હાજર હતા. અને તે પણ - તેના કાકાના ઘરે, તે કોઈ VIP કોઈ IPS ઓફિસર ન હોય, અને ગુન્ડાઓના અડ્ડામાં રેડ પાડવા જઈ રહ્યો હોય ! હવે મુદ્દાની વાત એ છે કે હીરાલાલનું ખૂન થયું તે ગોળી નંદુની બંદૂકની હતી કે પાંચ પોલીસ કોન્સ્ટેબલની - એ અંગે હજુ કોઈ આધારભૂત માહિતી કે પોસ્ટમોર્ટમનો રિપોર્ટ નથી. આ સમગ્ર કેસની તપાસ કરનાર પોલીસ ઈન્સ્પેક્ટર શ્રી પરમારને કાંઈક પૂછવા માંગુ છું.

જજ સાહેબ : ઈન્સ્પેક્ટર પરમારને હાજર કરો.

બેલિફ : પોલીસ ઈન્સ્પેક્ટર પરમાર સાહેબ.. હાજર થાય.

ઈ. પરમાર : નમસ્કાર - સાહેબ, હું ઈન્સ. પરમાર શપથ લીધા પછી - વરાછા- પોલીસ સ્ટેશન- સુરત અને હાલ ગોંડલ સીટી.

પાઠક : અચ્છા, તો તમે- પહેલા સુરત નોકરી કરી આવ્યા લાગો છો ?

પરમાર : હા, સાહેબ, છ/સાત મહિનાથી અહીં છું.

પાઠક : એટલે જ તમારો પરિચય- બાબુલાલ સાથે થયો લાગે છે ?

પરમાર : ના, સાહેબ- સુરત તો બહુ મોટું છે.

પાઠક : હીરાના વેપારીઓનો- દલાલોનો પરિચય ખરો?

પરમાર : હા/ના. ખાસ નથી, થોડો ઘણો છે.

પાઠક : આ ખૂન કેસની તપાસ તમે કરી છે ?

પરમાર : હા- સાહેબ, મારા પોસ્ટીંગ બાદ 'ખૂન' થયું છે.

પાઠક : બાબુલાલ રૂપચંદ શેઠને રક્ષણ આપતી વખતે આપની સાથે ચાર-પાંચ પોલીસ કોન્સ્ટેબલ લેવાનું કારણ શું ? તમે બે ચાર જણ પૂરતા ન હતા !

પરમાર : હું પૂરતો હતો. પરંતુ - બાબુલાલ શેઠે એવી અરજી કરેલી કે અમારી વડીલોપાર્જિત મિલકત મારા કાકા એકલા જ હડપ કરી જવા માગે છે. અને કદાચ, હું મારો ભાગ-માંગવા જઈશ તો મારું મર્ડર/ખૂન ભાડૂતી માણસો કે ગુંડાઓ રાખીને કરાવી નાખે તો ? એવો ભય વ્યક્ત કરેલો, અને મને એમ કે સાથે ત્રણ-ચાર માણસો સાથે હોય તો સારું, કારણ કે હું આ ગામમાં હમણાં જ આવ્યો છું. ગામ માથાભારે હોય- ખૂન-ખરાબા થતા હોય. વધુ માણસો હોય તો સારું ! ઉપરથી મંજૂરી મળી છે.

પાઠક : ઠીક છે, તમે ત્યાં કેટલા વાગે ગયા હતા શેઠ હીરાલાલના ઘરે ?

પરમાર : સાંજના સાડા-આઠ-પછી.

પાઠક : અને, બાબુલાલ તમારી સાથે હતો,

પરમાર : ના, એ અમારા પહેલા. પંદર-વીસ મિનિટ પહેલા પહોંચ્યા હશે.

પાઠક : બાબુલાલે, તમારું રક્ષણ માંગ્યું હતું તો, તમારે તેની સાથે રહેવું જોઈએને ?

પરમાર : (શરમથી નીચે જોઈને) હા... સાહેબ ગામ તેનું હોય.. બધા ઓળખતા હોય.. એમનું ઘર આવ્યું એટલે એમણે જ મને કહ્યું હતું. તમે બધાં બ્હાર ચા-પાણી-પી-આવો હું. જરૂર પડશે તો તમને ફોન કરીશ.

પાઠક : અને તમે બધા - ચા - પાણી પીવા રોકાઈ ગયા!

પરમાર : જી... જી.. સાહેબ.. મને એમ કે તેમનો ઝઘડો આપમેળે પતી જતો હોય તો અમારે શા માટે દખલ કરવી. અને મારે તે વખતે જીપમાં પંચર જેવું લાગતા અમો પાંચેક મિનિટ ગાડીમાં પંચર કરવા/ હવા ભરાવા ગયેલા, ત્રણ કોન્સ્ટેબલને તેમની સાથે રહેવાનું કહી ગયેલો, જે લોકોને બાબુલાલે- બહાર ચા-પાણી પીવા મોકલી દીધા. કદાચ !

પાઠક : અરે, પરમાર સાહેબ, તમારે બાબુલાલની સાથે જ રહેવુ હતું. છતાં બ્હાર રહ્યા? તો પછી પોલીસ રક્ષણનો હેતુ શો ? તમારી એક ભૂલ નાની બેદરકારીને કારણે કેવું ભયંકર પરિણામ આવ્યું છે...? તમે જવાબદાર અધિકારી છો ?

પરમાર : હું માફી માંગું છું સાહેબ. આઈ.એમ. સોરી સર,

પાઠક : ઠીક છે, ચાલો. તમે તમારી ભૂલ કબૂલ કરી તે પછી સુધારવાની કોશિશ કરી?

પરમાર : સાહેબ, મે જેવો ફાયરિંગનો અવાજ સાંભળ્યો કે તરત જ જીપમાંથી ઊતરી દોડ્યો.

પાઠક : તમે, એકલા જ દોડેલા કે બીજા પણ સાથે હતા?

પરમાર : ના, મારી સાથે બે-ત્રણ કોન્સ્ટેબલ પણ હતા.

પાઠક : મતલબ કે એક કોન્સ્ટેબલ તમારી સાથે ન હતો?

પરમાર : જી, સર, એક ને મેં રૂમની બહાર જ ઊભા

રહેવા કહ્યું હતું.

પાઠક : ફાયરિંગ - બે થયા હતા ને ?

પરમાર : હા, સાહેબ -

પાઠક : અને તે પણ તમારી ગેરહાજરીમાં ?

પરમાર : હા - જી - સાહેબ....

પાઠક : પરમાર સાહેબ, આ મૃત્યુ પામેલા શેઠ હીરાલાલનો પોસ્ટમોર્ટમ રિપોર્ટ તો એમ કહે છે કે ગોળી તો એક જ વાગી હતી. અને તે પણ બંદૂક થી નોટ થી. ૩૦૩ની હતી. ખેર, એ જે હોય તે, પણ સવાલ એ છે કે બીજી ગોળી ક્યાં ગઈ ? કોની હતી ?

પરમાર : જી- સાહેબ - એ બાબતે તપાસ ચાલુ છે. હજુ કારણ જાણવા મળ્યું નથી.

પાઠક : હજુ- તપાસ ચાલે છે ? (અચરજથી) આના કરતા તમે એમ કહોને તમે આની તપાસ કરી જ નથી ?

પરમાર : સર, મને એ બાબતે મુનાસિબ ન લાગતા- ગુનેગાર સામે જ ઊભો હતો એટલે મેં તપાસ કરી નથી.

પાઠક : ઠીક છે. ચાલો જવા દો, જે થયું તે, તમને આ કેસના આરોપી નંદુ પાસેથી કયું હથિયાર પ્રાપ્ત થયું હતું ?

પરમાર : જી, એની પાસેથી એક વિદેશી બનાવટની (૨૪) બોરની (બંદૂક) પ્રાપ્ત થઈ હતી.જેનું તેની પાસે લાયસન્સ પણ નંદુના નામનું છે અને તેમાં ગોળી ઓછી હતી એકાદ તેવું તપાસમાં જાણવા મળ્યું છે.

પાઠક : વાહ, પરમાર સાહેબ. તેની પાસે બંદૂક છે. તમે તે કબજે કરી - છે ? એક ગોળી ઓછી હોવા છતાંય તેની તપાસ કેમ ન કરી ? તે ક્યાં ગઈ ?

પરમાર : મેં કહ્યું ને સર, તે વખતે મને યોગ્ય લાગ્યું ન હતું.

પાઠક : ઠીક છે.. ઓ..કે. જવા દો પરમાર સાહેબ. મને એ કહો કે, મરનારના રૂમમાં બે જણ હાજર હતા તો તમે નંદુને જ કેમ પકડ્યો ?

પરમાર : અમે જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે કોન્સ. પઠાણ અને નંદુ વચ્ચે રાયફલની ખેંચતાણ થઈ રહી હતી. કોન્સ. રાણા- બહાર ઊભો હતો.

પાઠક : અને, તમે એમ ધારી લીધું કે નંદુએ કોન્સ. પઠાણના હાથમાંથી રાયફલ ખૂંચવી લીધી અને શેઠને મારી નાંખ્યા ?

પરમાર : મને પણ શેઠના ભત્રીજા-બાબુલાલનું એ જ કથન હતું એટલે મારે નંદુને પકડવો પડે ને ...! અમો બાબુલાલના રક્ષણ માટે ગયા હતા,

પાઠક : બાબુએ તમારું પ્રોટેક્શન -(રક્ષણ) માંગેલું... મને, એ કહો, શેઠ હીરાલાલનું ખૂન થયું ત્યારે તમે તેનું ડાંઈગ ડેકલેરેશન તમે લીધું હતું ? મતલબ કે ગોળી, વાગ્યા પછી થોડીવાર સુધી જીવતા હતા છતાંય તમે હીરાલાલ શેઠનું નિવેદન લીધું ? એને કાંઈ પૂછ્યું ?

પરમાર : ના...સર...,

પાઠક : કેમ ?

પરમાર : હીરાલાલ શેઠની સ્થિતિ ગંભીર હતી. અને અમે ૧૦૮ની ગાડી માટે ફોન કર્યો પરંતુ - પરિસ્થિતિ વિકટ જણાતા ત્યાંથી હોસ્પિટલે પહોંચાડવા જતા રસ્તામાં જ તેમનું મૃત્યુ થયું હતું. તે વખતે મારી સાથે કોન્સ. રાણા પણ હતા,

પાઠક : મતલબ એમ કે મૃત્યુ પામનાર ગોળી વાગ્યા પછી થોડીવાર જીવતો હતો છતાં પણ તમે સત્ય શોધવાની કે કોણે ગોળી મારી છે ? તે પૂછવાની કોશિશ ન કરી?

પરમાર : તે કશું બોલવાની સ્થિતિમાં જ ન હતા !

પાઠક : મિ. પરમાર, તમે ધારો કે પૂછવાની કોશિશ કરી હોત તો અસલી ખૂની કોણ છે એ જાણવા મળ્યું હોત કે નહીં ?

પરમાર : સર, પાઠક સાહેબ, હું, તે કહી રીતે આપને કહી શકું ?

પાઠક : તમે એ ન જ કહી શકો, કારણ કે તમે તમારા કોન્સ્ટેબલ પઠાણને બચાવવા માંગતા હતા, અને શેઠ હીરાલાલના ભત્રીજા બાબુલાલ અને રૂપચંદના એકમાત્ર વારસદાર પાસેથી કશુંક મેળવવાની ઈચ્છા ધરાવતા હતા. અને ત્રીજું એ કે તમારા પોલીસ સ્ટેશનના એરિયામાં આવતા આ માથાભારે- એક નંદુને હંમેશને માટે મિટાવી દેવા માંગતા હતા ? ખરૂં ને ?

પટેલ : ઓબ્જેક્શન . મિ. લોર્ડ, મિ. પાઠક એક જવાબદાર સરકારી અધિકારી પર ખોટા આક્ષેપો મૂકી કાયદો અને વ્યવસ્થા તંત્રને બદનામ કરી અદાલતનો સમય બરબાદ કરી રહ્યા છે, જેનો આ કેસ સાથે કોઈ તાલમેલ નાતો નથી !

પાઠક : નામદાર, જજ સાહેબ, મારા કરેલા આક્ષેપો ખોટા નથી. હું તે સાબિત કરવા સક્ષમ છું. પરંતુ જો વાડ જ ચીભડાં ગળે અને રક્ષક જ ભક્ષક બની જાય તો આ દેશની ગરીબ પ્રજાનું શું થાય ?

જજ સાહેબ : મિ. પાઠક, તમે એક જવાબદાર પોલીસ અધિકારી ઉપર ગંભીર આક્ષેપો કરી રહ્યા છો ! તેનું શું પરિણામ આવશે તે જાણો છો ? સમાજમાં તેનું સ્થાન છે.

પાઠક : જજસાહેબ, હું જે કાંઈ કહી રહ્યો છું - તે હું એક જવાબદાર ધારાશાસ્ત્રી અને નંદુના વકીલ

તરીકે કહી રહ્યો છું. તમારે પુરાવો જોઈએ છીએ ને લો, આ સત્ય હકીકત હું રજુ કરૂં છું. આ SBIનો ચેક છે. જે મને હમણાં જ બેન્ક પાસેથી મળ્યો છે. જેમાં બાબુલાલની સહી છે અને તે ચેક ઈન્સ્પેક્ટર પરમારના નામે જ લખાયેલો છે. અને ઈન્સ્પેક્ટર પરમારે તે ચેક વટાવી રૂપિયા બે લાખ તેમના ખાતામાં જ જમા કરાવ્યા છે. એટલે બેન્કની એકાઉન્ટ ખાતાની તપાસ આપ કરાવી શકો છો ?

જજ સાહેબ : ઈન્સ. પરમાર. આ ચેકની ઝેરોક્સ જોઈ લો, તમારે આ બારામાં કાંઈ ખુલાસો કરવો છે ?

પાઠક : અરે, જજસાહેબ, હવે શું કહેવાના છે, તે, લાંચના નાણાં ચેકથી લેવા જતા તે ખુદ ફસાણા છે. મંજુનું નિવેદન સાચું છે.

બાબુલાલ સાથે અને આ આખોય પ્લાન- (કાવતરું ઘડનાર) ષડ્યંત્ર કરનાર ઈન્સ. પરમાર છે અને નંદુને આ કેસમાં કંઈ રીતે સંડોવવામાં આવ્યો છે તે તમે નંદુને પૂછી જુઓ. જે તમને સત્ય હકીકત જણાવી શક્શે, કારણ કે તેને પોલીસે માર-મારી-ઢીલો કરી નાંખ્યો છે.

જજ સાહેબ : તમે, સાચા છો, મિ. પાઠક તમારી વાતમાં દમ છે. મારે માનવું પડશે કે વધુ વિગતો માટે મારે આ કેસમાં નંદુને જ આજ્ઞા કરવી પડશે. નંદુને હાજર કરો,

બેલિફ : નંદુના.. ગીતા ઉપર હાથ રાખી - શપથ લેવરાવતાં)

નંદુ : નામદાર-જજસાહેબ-સત્ય હકીકત એમ છે કે મારી ધરમની બહેન મંજુને રક્ષાબંધન- બળેવનાં પૈસા- મીઠાઈનું બોક્સ વિગેરે આપી હું બહાર નીકળ્યો ત્યારે બાબુ અને તેના કાકા શેઠ શ્રી હીરાલાલ વચ્ચે ઉગ્ર બોલાચાલી થતી હતી. જે વખતે હું ત્યાં ગયેલો તો બાબુલાલે તેના કાકા-હીરાલાલનું ગળું જોરથી પકડી દબાવતો હતો. એટલે મેં તે વખતે બંનેને છુટા પાડ્યા હતા. પરંતુ તે વખતે બાબુલાલે મારા ખીસ્સામાં રાખેલી (બંદૂક) રિવોલ્વર કાઢી મારી તરફ તાકતા મેં ઝડપથી તેનું ધ્યાન બહાર ઊભેલા પોલીસ કોન્સ. પઠાણ તરફ ખેંચી - રિવોલ્વર વાળો હાથ બાબુલાલનો ઊંચો કર્યો જે મારા બચાવમાં હતો. જેમાં બાબુલાલના હાથે ટ્રીગર દબાઈ જતા ગોળી છૂટીને સીધી મકાનના છત ઉપર અથડાઈ હતી અને મેં બાબુલાલને જોરથી લાત મારતા તે ગબડી પડ્યો હતો... પરંતુ તે દરમ્યાન કોન્સ. પઠાણ અંદર દોડી આવતા અમારા તરફ ૩૦૩- રાયફલ તાકેલી અને ફાયરિંગ માટે જેવું ટ્રિગર દબાવે તે પહેલા જ હું નીચે પડેલી મારી રિવોલ્વર લેવા નીચો નમી ગયો જેથી હું બચી ગયો હતો અને શેઠ હીરાલાલને તે થ્રીનોટથ્રી બંદૂક રાયફલની ગોળી છાતીમાં જ વાગતા તુરંત લોહીથી ભરેલા ખાબોચિયામાં ઢળી પડ્યા હતા. જે જોઈને પઠાણ કોન્સ. પોતે રાયફલનો ઘા કરી ભાગી જતો હતો - તે ડરી ગયો હતો અને મેં તેની રાયફલ ઉઠાવી લેવાની કોશિશ કરી તે પહેલા જ બાબુલાલ બરાડી ઊઠ્યો હતો કે મુરખા- તારી રાયફલ ઉઠાવ અને એને રોક તું લેતો જા નહિતર તું અને હું બેઉ જણાં મરી જઈશું ! અને મારા હાથમાં રાયફલ આવી ત્યાં જ ઈન્સ્પેક્ટર પરમારનો પ્રવેશ થયો અને બંને જણા મારા હાથમાંથી રાયફલ ઝૂંટવી લેવાનો પ્રયાસ કરતા હતા. પઠાણ અને બાબુલાલની હાજરીમાં ઈન્સ. પરમારે પોતાની સર્વિસ રિવોલ્વર કાઢી મને ધમકી આપી હેન્ડઝ-અપ- જો ભાગવાની કોશિશ કરી તો આ - તારી સગી નહી થાય ? અને હું હજુ કાંઈ વિચારું તે પહેલા બે ધડાકાના અવાજ સાંભળીને રસોડામાંથી મંજુ પણ આવી ગઈ હતી. એ પછી જે કાગળિયાં થયાં તે આપની સામે જ છે. બાકી હું તો સાવ નિર્દોષ છું અને આ વિદેશી-બંદૂક પણ મને બાબુલાલે જ થોડા સમય માટે ખીસ્સામાં સાચવવા આપેલી. (અને કોર્ટ રૂમમાં કોન્સ્ટેબલ પઠાણનો પ્રવેશ)

પાઠક : જોયું. જજ સાહેબ. હું નહોતો કહેતો નંદુ- નિર્દોષ છે. આમાં કોઈકે ષડયંત્ર રચ્યું છે જેમાં તેને શિકાર બનાવવામાં આવ્યો છે. લો, વધુ પ્રકાશ આ કેસમાં કોન્સ. પઠાણ પાડશે.

બેલિફ : (પઠાણ કોન્સ.ને કુરાનના શપથ લેવડાવતાં)

પઠાણ : નામદાર, જજ સાહેબ, સલામ, હું - અબ્બાસખાન પઠાણ, સાહેબ. અલ્લાહની કસમ ખાઈને કહું છું. જે બ્યાન- નંદુએ આપ્યું છે તે ખરેખર સાચું છે. મને પણ એમ હતું કે શેઠ હીરાલાલનું ખૂન નંદુએ કર્યું છે. પરંતુ રબ્બે- અલ્લાહે કાંઈ બીજું જ નિધાર્યું હતું. આખરે સચ્ચાઈ પણ એક ચીજ છે મારી નોકરી ભલે જતી રહે, મને જે સજા થાય તે મંજુર છે પરંતુ એક નિર્દોષને સજા ન થવી જોઈએ. મેં ફરજમાં બેદરકારી નથી રાખી. છતા પણ હું મારી ફરજમાં ક્યાંય ભૂલચૂક હોય તો માફી માગું છું. સજા ભોગવવા તૈયાર છું.

જજ સાહેબ : ઠીક છે ... તમે તમારી ભૂલ કબૂલ કરી તે તમારું ડિપાર્ટમેન્ટ જોઈ લેશે. પરંતુ હું આ કેસનો કાંઈ ફેંસલો આપું તે પહેલા ફરિયાદ પક્ષના વકીલ

મિ. પટેલને પૂછવા માંગું છું કે તમારે હવે આ બારામાં કાંઈ કહેવું છે ? રજૂઆત કરવી છે?

પટેલ : ના- સાહેબ. તમારી નજર સામે જ બધું રજૂ થઈ ગયું છે.

જજ સાહેબ : શેઠ હીરાલાલ ડાયંમડના વેપારી ખૂન કેસના તમામ મુદ્દાઓ-પાસાંઓ, રિપોર્ટ, પોલીસ તપાસના કાગળો P.M. રિપોર્ટ સાક્ષીઓ- સાહેદો અને પોલીસ અધિકારીના નિવેદનો અને બધાં જ પાસાંનો વિચાર કરી- કાનૂની રીતે નિયમ પ્રમાણે ક્યાંય નંદુ-ઉર્ફે નંદલાલની આ ખૂન કેસમાં સંડોવણી કે આરોપ હોવાનું નક્કી થતું નથી. આ કેસના મુખ્ય આરોપી ખૂન કેસનો જેના ઉપર આરોપ છે તેણે ખૂન કરેલ નથી. તેને કોર્ટ-માનભેર - છોડી દેવામાં આવે છે. તેના ઉપર લગાડેલ બધા જ દોષ - આરોપ આક્ષેપો ખોટા છે. કોર્ટને ગેરમાર્ગે દોરી તેમજ આ કેસમાં ખોટા કાગળિયાં ઊભાં કરી નિર્દોષ નંદુને ખૂન કેસમાં સંડોવવા બદલ જવાબદાર અધિકારી પરમાર વિરુદ્ધ અલગથી કેસ ચલાવવામાં આવે તેમજ આ કેસમાં લાંચ-લેનાર અને લાંચ આપનાર બંનેને કાયદા પ્રમાણે ગુનો કર્યો હોય તેના વિરુદ્ધ કાર્યવાહી કરવામાં આવે - તેમજ આ કેસના કોન્સ્ટેબલ અબ્બાસખાન પઠાણને શકનો લાભ આપી અત્યારે મુક્ત કરવામાં આવે છે. અને આ કેસનું ષડ્યંત્ર રચનાર બાબુલાલ અને ઈન્સ. પરમારના કેસમાં તાજના સાક્ષી તરીકે ઊભા રહેવાની શરતે મુક્ત કરવામાં આવે છે.

તેમજ આ અદાલત ન્યાયનું ધોરણ જાળવી રાખવા માટે મદદ કરનાર બચાવપક્ષના વકીલ મિ. પાઠકે કરેલા પ્રયત્નોની નોંધ લે છે. જેથી બીજા વકીલ મિત્રોને પણ આ કેસમાંથી સાચી-સારી પ્રેરણા મળી શકે, આ કેસમાં કોર્ટને સાવ ખોટામાર્ગે દોરનાર પોલીસ ડિપાર્ટમેન્ટની નોંધ લે છે અને જે તે જવાબદાર કસુરવાર-અધિકારીને બરતરફ કરી કાયદો-વ્યવસ્થા વધુ સંગીન બને, લોકોનો વિશ્વાસ ન્યાય અને પોલીસતંત્ર ઉપર સ્થાપિત થાય તેવાં પગલાં ભરવા ઉપર ભાર મૂકે છે. તેમજ નિર્દોષ લોકોને 'ષડયંત્ર' માં ફસાવી સમાજને બદનામ કરતા લોકોને સખ્ત ચેતવણી આપે છે. (જજ સાહેબ- ચેમ્બરમાં ઊઠીને જતા રહે છે)

નંદુ : (ગળગળા અવાજે - રોતાં... રોતાં... બે હાથ જોડી પાઠક સાહેબ... આ જે તમે ન હોત.. ને .. તું હું બે -મોત... માર્યો ગયો હતો.. અને આવા જુઠ્ઠા 'ષડ્યંત્ર' નો ભોગ બન્યો હોત... હું પાઠક સાહેબ... તમારી... આખી જિંદગી... ઋણ નહીં ભૂલું... વકીલ સાહેબ...

પાઠક : અરે, નંદુ,.. તું નસીબવાળો ... છે. જો મંજુનો ફાળો તને બચાવવામાં ઘણો છે. મંજુનો તારા પ્રત્યેનો ભાઈ તરીકેનો પ્રેમ-સ્નેહ જોઈ મને પણ મારી ધરમની બહેન યાદ આવી ગઈ...!

નંદુ : સાહેબ- મારી પાસે તમને ફી ચૂકવાની છે તેના માટે એક રૂપિયો પણ નથી.. અને તમે મારા માટે ભગવાનનું રૂપ લઈ આવ્યા છો. સાહેબ... ખરેખર તમે મારા માટે ન્યાયદેવતા છો !

પાઠક : તારી અને મંજુની ખુશી એ જ મારી ફી છે. તું બચ્યો તેનો મને આનંદ છે.

પઠાણ : હા. સાહેબ. જો નંદુ નિર્દોષ ન છૂટયો હોત ને તો ક્યારેય મારી જાતને માફ ન કરી શક્યો હોત. મારા કપરા દિવસોમાં નંદુએ મને એક મુસ્લીમને ભાઈની જેમ મદદ કરી છે. તેને વગર વાંકે ફાંસીએ ચઢતો જોઈ હું કંપી ગયો હતો. મને આખી રાત ઊંઘ નથી આવી. મારું જે થવું હોય તે - થાય. પણ હું નંદુને ક્યારેય સજા થવા નહીં દઉં.'શિકારી ખુદ યહાં શિકાર હો ગયા...' ચલો, જો હુવા વો અચ્છા હુવા...

મારી પાસે અલ્લાહતાલાએ એક નેક કામ કરાવ્યું. તેનો મને ખૂબ જ સંતોષ છે. અરે... પણ પેલી મંજુ ક્યાં ગઈ ? જરા જો તો ખરો...

પાઠક : અરે ! તારી બીમાર માની ચાકરી કરજે, મંજુ ઘરેથી તેને રિક્ષામાં લાવીને અહીં બહાર ઊભી છે. હવે.. ખોટા ધંધા છોડી દે અને મારાભાઈ મહેનત-મજૂરી કરજે. માનવતા હજુ જીવે છે. મરી નથી પરવારી... સત્ય કડવું હોય છે અંતે તો તેની જીત છે. એટલે જ તો કહ્યું છે ને 'સત્યમેવ જયતે', અને હા - ધ્યાન રાખજે નંદુ - તારી મા- અને આ તારી બહેન મંજુની મને ક્યારેય ફરિયાદ ન આવવી જોઈએ- અને હા પૈસાની લાલચમાં ક્યાંય ખોટા 'ષડયંત્ર'માં હવે ફસાઈ જાતો નહીં ? ધ્યાન રાખજે...

નંદુ : હા..સાહેબ.. પગે લાગી - મા તથા મંજુને લઈ ઘર તરફ જતા...

(રંગમંચ પર ધીરે ધીરે લાઈટ ઓછી થાય છે. - સંગીત - ધૂન-)

ગાયત્રી કૃપા, પ્લોટ નં. ૧૩૨/૪, વોર્ડ નં. ૪/એ,
આદીપુર (કચ્છ) - ૩૭૦૨૦૫
મો - ૯૯૨૪૭૭૨૩૪૮

# ભાઈની બાઈ (એકાંકી )

- *રવીન્દ્ર પારેખ*

પાત્રોઃ ભાઈ, બાઈ, રાઈટર, ચિકનો, ચિરકુટ

(પડદો ખૂલે ત્યારે ભાઈ, બાઈ જોડે ગપ્પાં મારે છે)

ભાઈ : અપુન કો તેરે સે શાદી બનાને મેં દસ સાલ લગ ગયે થે ઔર ઉસ શાદી કો ભી દસ સાલ હોને કો આયે ... તો મય તુમકો ગીફ્ટ દેને કો માંગતા...

બાઈ : પહેલાં તો તું તારી ટપોરીની ભાષા સુધાર... એ જ મોટી ગીફ્ટ હશે.

ભાઈ : દેખ અપુન ભાઈ હૈ... ઔર તૂ અપનીબાઈ... અપૂન તો એમ જ રે'વાના. તુમકો પસંદ નહિ તો 'ભાઈ' બદલ લો.

બાઈ : ભાઈ હૈ ચ નહિ તો ક્યા બદલું? (મોં પર હાથ દાબતા) જોયું? હું પણ તારી ભાષા બોલવા લાગી ગઈ. તું ક્યારે સુધરશે?

ભાઈ : હમ ભાઈ હૈ, નાઈ નહિ કિ સુધર જાઉં.

બાઈ : મરો. મારે શું? આ ધંધો છોડ. કોઈ દિવસ ભડાકે દેવાશે.

ભાઈ : તૂ બાઈ હૈ, બાઈકી તરહ રહે.માઈ બનનેકી કોશિશ મત કર.

બાઈ : ઠીક હૈ, તુમ ભાઈ રહો,મૈં બાઈ બનતી હું.

(જવા જાય ત્યાં આગળ ફરી વળતાં)

ભાઈ : અરે! મેરી જાન! નારાજ કયું હોતી હો? આજ મૈને કુછ નયા પીલાન કિયેલા હૈ. જરા તુમ ભી તો સુનો. હમારી શાદીકો દસ સાલ હોનેકો આયે... તો તુમકો કુછ દેને કો માંગતા! ક્યા હૈ કી...

(ડોરબેલ વાગે)

(ચિકનો અંદરથી આવે ને બારણું ખોલે. ચિરકુટ દાખલ થાય.)

ભાઈ : બોલ, ચિરકુટ! ક્યા હુઆ?

ચિરકુટ : રાઈટર કો લે કે આયેલા હૈ.

ભાઈ : કહાં હૈ?

ચિરકુટ : બાહર ખડેલા હૈ!

ભાઈ : ઉસકો લે કે આ...ના! (ચિક્નાને) ઉસકો લે કે આ. (ચિકનો જાય) સાલા, ચિરકુટ, ઉસકો લેકે નહિ આયા તો ઉસકે લિયે તો કુછ લે કે આ! જા-(ચિરકુટ જાય)(રાઈટર પ્રવેશે. ચિકનો અંદર જાય. બાઈ, રાઈટરને બેસવાનું કહે. રાઈટર ડરતો ડરતો બેસે. ચિકનો પાણીનો ગ્લાસ મૂકી ને જાય. ભાઈ તેને કોતરી નાખતી નજરે જુએ. ગ્લાસ આપે. રાઈટર પીએ, ગ્લાસ મૂકે)

ભાઈ : દેખ બે રાઈટર,તેરા નામ સુનેલા હૈ તો તેરેકુ બુલાયા. અપુન કા એક કામ કરને કા હૈ,

રાઈટર : હું આપની શું સેવા કરી શકું?

ભાઈ : સેવા બેવા કુછ નહિ, કામ કરને કા હૈ.લાસ્ટ વીક્મેં અપુનને એક બાઈયોગ્રાફીકા, વો ક્યાં બોલતે હૈ.. હાં ... ઉદ્ઘાટન કિયેલા...

રાઈટર : એને વિમોચન કહેવાય..

ભાઈ : વોહી ચ ! તબસે અપુન કો ભી હો ગયલા હૈ કી અપુનકી ભી એક બાઈયોગ્રાફી હોને કો માંગતા...

રાઈટર : એને બાયોગ્રાફી કહેવાય.

ભાઈ : વોહી ચ !અપુન કી બાઈ કો ગીફ્ટ દેનેકો માંગતા...

બાઈ : તારું ભેજું ફરી ગયું છે? તારી બાયોગ્રાફીને લઈને હું કરું શું? ના, ના...એવા ગાંડા ના કાઢ. એના કરતાં મને એક રીયલ ડાયમંડનો સેટ અપાવી દેજે..કે પત્યું!

ભાઈ : દેખ તૂ અંદર જા ઔર મુઝે મેરા કામ કરને દે. તંગ મત કર..

(બાઈ છણકો કરતી અંદર જાય)

ભાઈ : દેખબે, રાઈટર! લિખના કમ્પલસરી હૈ!(રિવોલ્વર કાઢીને ટીપોય પર મૂકે. રાઈટર ગભરાય)

રાઈટર : લિખુંગા ના !મૈને કબ મના કિયા?

ભાઈ : ફિર ઠીક હૈ.આજ તક કિસી ટપોરીને બાઈયોગ્રાફી

નહિ કી હોગી... અપુન કરેગા, ભીડુ, અપુન કરેગા...

રાઈટર : વો સબ તો ઠીક હૈ....પણ મારી રોયલ્ટીનું શું?

ભાઈ : પાંચ હજાર પકડ...(આપે) ઔર આજસે હી લિખના સ્ટાર્ટ કર દે, ક્યા?

રાઈટર : પાંચ હજારમાં તો એક જ બૂટ આવે...બીજો પગ ખાલી રહે...

ભાઈ : (રિવોલ્વર ઉપાડતાં) તો, તેરેકુ જ્યાદા ચાહીએ, ક્યું? આજ તક કિસી ટપોરીને કિસીકો કુછ નહિ દિયા... ઔર મેં ભાઈ હોકર તેરે કુ પાંચ હજ્જાર કેશ દિયા....ઔર તેરેકુ કમ લગા? (રિવોલ્વર રાઈટરને લમણે દાબતાં) ઈસ મેં ઔર છે હજ્જાર હૈ...દે દું ક્યા?

રાઈટર : અરે... આ, આ .. શું કરો છો?હું તો મજાક કરતો હતો... હું તો નિઃશુલ્ક લખી આપીશ.

ભાઈ : અબે ડફર! એ નિઃશુલ્ક ક્યા હોતા હૈ? તું સમજમેં આયે ઐસા કબ બોલેગા... સમાજમેં નહિ જાતા ઈસ લિયે સમજમેં નહિ આતા, સમઝા? તેરી વજહ સે લોગો ને પઢના બંધ કર દિયા હૈ.. અપુન કે માફિક બોલને કા,ક્યા? તેરે કુ કિતના ચાહીએ...એક ખોકા? દો ખોકા? કિતના ચાહીએ?

રાઈટર : નહિ... નહિ...મને કંઇ નથી જોઈતું (પરસેવો લૂછતાં) જીવનચરિત્ર લખવાના પાંચ હજાર સામેથી હું આપીશ... પણ આ 'ઘોડો' જરા દૂર રાખો,પ્લીઝ!



ભાઈ : (હસતાં) પાંચ હજાર તૂ દેગા? નિકાલ ચલ પાંચ હજાર નિકાલ!

રાઈટર : હમણાં?

ભાઈ : અપુન કિસીકા ઉધાર નહિ રાખતા...નિકાલ... ચલ!

રાઈટર : સારું,ચેક લખી આપું?(ચેકબુક કાઢે)

ભાઈ : દિમાગ હટેલા હૈ ક્યા?આજ તક હમને ચેક કિયા હૈ, કિસીકા ચેક લિયા નહિ હૈ..

રાઈટર : તો કેશ જોઈએ? તે પણ છે...

ભાઈ : અભી રહને દે. અપુન કા એક ઉસૂલ હૈ કી કામ સે પહલે કિસી સે પૈસા લેનેકા નહિ...પહલે તું બાઈયોગ્રાફી લિખ તો સહી ! એક કામ કર... અભીસે લિખનેકા શુરુ કર દે...લિખ... કી કબ પૈદા હુઆ વો માલૂમ નહિ...બાપ કૌન હૈ વો માલુમ નહિ...મા કા ભી કુછ પતા નહિ...

રાઈટર : કુછ તો પતા હોગા ના?

ભાઈ : રાઈટર તૂ હૈ કી મંય?યે સબ તો તેરેકુ પતા હોના ચાહીએ ના?

રાઈટર : આપ કબ પૈદા હુએ વો સબ મેરે કુ કૈસે પતા હોગા?

ભાઈ : પતા નહિ હૈ,તો પતા કર.

રાઈટર : કૈસે?

ભાઈ : અરે! મેં નહિ દિખતા તેરેકુ? કબસે ખડેલા હૂં, મુજ સે પૂછ!

રાઈટર : આપકી બર્થડે બતાઈએ.

ભાઈ : પતા નહિ.

રાઈટર : શું ભણ્યા છો?

ભાઈ : જનમ સે અનપઢ હૂં. પતા હોતા તો તેરેકુ યહાં ક્યું બુલાતા? ખુદ હી નહિ લિખ લેતા, બાઈયોગ્રાફી?

રાઈટર : તમારી શાદી ક્યારે થઈ?

ભાઈ : બરબાદી સે પહલે.

રાઈટર : બરબાદી ક્યારે થઈ?

ભાઈ : તેરી શાદી હુઈ હૈ?

રાઈટર : હાં,હુઈ હૈ.

ભાઈ : તો તેરે કુ નહિ માલૂમ કી બરબાદી કબ હોતી હૈ?

રાઈટર : (પાણી પીને પરસેવો લૂછતાં) ભાઈ,એક વાત કહું?

ભાઈ : બિન્ધાસ્ત બોલ,ભીડુ.

રાઈટર : તમને વાંધો ના હોય તો આ રિવોલ્વર....

ભાઈ : (રિવોલ્વર ઉઠાવીને રાઈટરને લમણે ઠોકતાં) યે તેરે લિયે નહિ હૈ, મેરે લિયે હૈ.

રાઈટર : મતલબ?

ભાઈ : મતલબ યે કિ તૂને દસ દિનમેં અગર બાઈયોગ્રાફી નહિ લિખી તો...ઈસ રિવોલ્વર સે તેરેકુ...

રાઈટર : (ગભરાતાં) માર દોગે?

ભાઈ : તેરેકુ નહિ મારુંગા,પર મેં સુસાઈડ કર લેગા.

રાઈટર : તો ઠીક હૈ!

ભાઈ : (રાઈટરને લમણે રિવોલ્વર ઠોકતાં) મૈ મર જાઉં તો ઠીક હૈ?

રાઈટર : મરે આપકે દુશ્મન...

ભાઈ : મતલબ તૂ મરેગા?

રાઈટર : (ભાઈ તરફ સૂચક રીતે જોતાં) મરે મેરે દુશ્મન,હું શું કામ મરું?

બાઈ : (પ્રવેશતાં.રાઈટરને)ભાઈ... ભાઈ તેની તરફ જુએ) તમને નહિ,લેખક મહાશયને કહુ છું. (એની તરફ જોતાં) જમવામાં શું ફાવશે?

ભાઈ : ઝહર.તેરા દિમાગ હટેલા હૈ?ઈસ કો ખાનેકા પૂછતી હૈ? એ ક્યા ધરમશાલા હૈ? મંય સબકા ખાતા હું ઔર યે મેરા ખાયેગા? (રાઈટરને) અરે! તું અબ ભી બેઠેલા હે? ઊઠ! બહુત ભૂખ લગી હૈ? (રિવોલ્વર બતાવતાં) ગોલી ખિલાઉં ક્યા? (રાઈટર ડરનો માર્યો ઊભો થઇ જાય.નમસ્કાર કરતાં) નહિ, ભાઈ, મેં ઘરસે ખાકર આયા હૂં. ઠીક હે ચલતા હૂં.

બાઈ : ખબરદાર! ભાઈ...તમારે જમીને જ જવાનું છે.(ભાઈને) ઘરે આવેલા મહેમાન જોડે આવી વાત કરો છો? શરમ નથી આવતી?

ભાઈ : અગર તૂ મેરી ઔરત નહિ હોતી ના તો અભી કા અભી ચ ટપકા ડાલતા થા! તેરેકુ કિતની બાર બોલા કી મેરી બાતોં મે ટાંગ મત અડાયા કર... પર માનતી ચ નહિ હે ના! તેરે કુ તો મેં ટપકા હી ડાલતા હૂં! (રિવોલ્વર બાઈને લમણે દબાવતાં) ક્યા બોલતી હે, બોલ!

રાઈટર : (હાથ જોડતાં)અરે! તમે બંને મારે લીધે કેમ ઝઘડો છો? (બાઈને) બહેન, હું જમીને આવ્યો છું ને મને ભૂખ નથી, પછી તમે લોકો આમ... (ભાઈને) ભાઈ...તમે ...આવું ના કરો, પ્લીઝ!

ભાઈ : ઠીક હે,તૂ બોલતા હે તો છોડ દેતા હૂં....વરના આજ તો તૂ ગઈ ચ હોતી...

બાઈ : અબ મુઝે યહાં રહના હી નહિ... મૈ ચલી... આ રોજ રોજના લોહી ઉકાળા મારે ના જોઈએ..

રાઈટર : અરે! બહેન, આવું ના કરો.. (બાઈ જવા કરે ત્યાં)

ભાઈ : અપુન તેરેકુ સોરી બોલતા ના. ગુસ્સા થૂંક દે, મેરી જાન! અખ્ખા મુંબઈ કા 'ભાઈ' તેરેકુ સોરી બોલતા હૈ... આજ તક કિસી કે આગે અપુન સોરી નહિ બોલા... આજ તેરેકુ અપુન બોલતા હૈ. (બાઈ જવા કરે) અચ્છા, તેરેકુ ઈસકો ખીલાનાચ માંગતા હૈ ના? તેરી જો મરજી આયે, ઈસકો ખીલા... ઈસ કો ખીલા ખીલા કે ખતમ કર દે... મૈ કુછ નહિ બોલુંગા... પર તું જાને કી બાત મત કર... તેરેકુ માલૂમ હૈ કી તેરે બગૈર... મૈ કૈસે મર જાતા હૂં? તૂ ઈસકે લિયે ખાના પકા... મૈ જરા ઈસ સે પકા લેતા હૂં.(રાઈટરને) તૂ ખાના ખાયે બગૈર ગયા તો તુઝકો મેં કુત્તે બિલ્લીકો



ખીલા દૂંગા... સમઝા? (બાઈને-)અબ તો ખુશ? (બાઈ ખુશ થતી જાય) (રાઈટરને-) અબ તૂ કુછ લિખેગા ભી યા સિર્ફ ખાનેકા ન્યોતા હી માંગતા ફિરેગા?

રાઈટર : લિખૂંગા કયું નહિ? લખવા જ તો આવ્યો છું. પણ તમે કંઈ કહો તો લખુંને! એટલું તો કહો કે તમારો કારોબાર કેવો ચાલે છે?

ભાઈ : કારોબાર બોલે, તો?

રાઈટર : કારોબાર મતલબ બિઝનેસ!

ભાઈ : ઐસા હિન્દીમેં બોલોના !

રાઈટર : અચ્છા! તમારો બિઝનેસ કેવોક ચાલે છે?

ભાઈ : દેખ, ભીડુ, પૂરા ધંધા બ્લેક કા હૈ. હમ બ્લેકવાલે હી ગાંધી બાપુકે બંડલ કો કભી અલગ નહિ કરતે! સચ પૂછો તો ઇસ મેં એક ભી પૈસા મેરા નહિ હૈ! આજ હી એક ઇન્કમટેક્સ ઓફિસર દસ પેટી દેકે ગયા...

રાઈટર : બસ, ભાઈ! ઈતના મત ફેંકો કી સચ ભી જૂઠ લગને લગે!

ભાઈ : અબે જિંદગી કે દુશ્મન! મૈ કભી સચ બોલા હી નહિ તો મેરા સચ, જૂઠ લગેગા કૈસે ? દેખ, લલ્લુ, બાત ઐસી થી કી ...

રાઈટર : વાત જે હોય તે, પણ ઈન્કમટેક્સવાળા લઈને જાય, તે આપીને કેવી રીતે જાય?

ભાઈ : તું મુઝે બોલને દેગા, યા (રિવોલ્વર ઉઠાવતાં) તેરી બોલતી બંધ કર દૂ?

રાઈટર : જરા બાઈ સે પૂછ લો. અભી ખાના ખાયા નહિ હૈ...

ભાઈ : (બૂમ પાડતાં) અબે ચિરકુટ! એ ચિરકુટ! કહાં મર ગયા? (ચિરકુટ દોડતો પ્રવેશે)(રાઈટરને બતાવતાં) યે સાલા રાઈટર, મેરે કો... કિસી ઔર કો નહિ,તેરે 'ભાઈ' કો બ્લેક મેઈલ કરતા હૈ.

ચિરકુટ : (રાઈટરને કોલરેથી પકડીને) તેરે દિન ફિર ગયલે હૈ ક્યા? તૂ સાલા હટેલા, ફટેલા, ટૂટેલા રાઈટર અપુન કે ભાઈ કો બ્લેકમેલ કરતા હૈ? તેરેકો મેલ સે ફિમેલ કર દૂંગા, સમજા? (કોલર છોડતાં) (ભાઈને) ભાઈ, ઇસ કો ખોપચે મેં જાકર... (મારવાની એક્શન કરતા) ખર્ચા પાની દું ક્યા?

ભાઈ : નહીં દે સકતે..., ચિરકુટ! તેરી ભાભીને ઇસ કો ... (વિચારતાં)... વો ક્યાં બોલતે હૈ? વો.. અભય... ક્યા બોલતે હૈ...

રાઈટર : અભય વચન...

ભાઈ : વહી ચ!

ચિરકુટ : નયી ફિલમ લગેલી હૈ ક્યા? અપુન દેખેગા... ક્યા?

ભાઈ : તું વોહી ચ કર...જા ! ફિલ્મી ચ દેખ, જા!

ચિરકુટ : કોઈ કામ હો તો બોલો ના... બોલો તો અભી ટપકા દૂ ઇસ રાઈટર કો.. (ચાકુ કાઢે)

ભાઈ : તેરેકુ બોલા ના... કુછ નહિ કરનેકા... તું ફિલમ દેખ જા...! (રાઈટરને-) દેખા,મેરે એક ઇશારે પે તુમ્હારી બોટી બોટી હો સકતી હૈ...

રાઈટર : તો કરતે ક્યૂં નહિ? ભાઈ,આપકા ભી જવાબ નહિ! મારે તો એટલું જ જાણવું હતું કે ઈન્કમટેક્સવાળા લઈ જાય... તે આપી કેવી રીતે જાય... તેટલામાં તો બોટી બોટીને કરવા પર આવી ગયા...

ભાઈ : તેરે કુ સચ નહિ લગતા હૈ ના? પર સચ યે હૈ કી મેરા ક્લાયંટ રેડ કરને ગયા વહાં રિશવત લેતે રેડ હેન્ડેડ પકડા ગયા.. ઉસને મેરે કુ બુલાયા... મેને દેખા કી વો તો નોકરી સે હાથ ધોનેવાલા હૈ.. મેને તો ઉસકે બોસ કો હી ટપકા ડાલા... કિસ્સા હી ખતમ! અબ કુછ સમજા યા ...

રાઈટર : મેં ઇસ કિસ્સે કો આપકી બાયોગ્રાફી મેં લિખુંગા ઔર દુનિયા કો બતાઉંગા કી એક ટપોરી કિસ હદ તક જા સકતા હૈ?

ભાઈ : તો યે તું દુનિયાકો બતાયેગા?

રાઈટર : હા. લોકોને ય ખબર તો પડે કે...

ભાઈ : અચ્છા? ઔર ક્યા ક્યા બતાયેગા?

રાઈટર : જે કંઈ તમે કહેશો તે બધું જ!

ભાઈ : (રાઈટરને હચમચાવી નાખતા) મતલબ, તું મેરી ઈજ્જતકા ફાલુદા કરના માંગતા હૈ? તેરે કુ ક્યા લગતા હૈ? અપુન કી કોઈ ઈજ્જત ચ ની હૈ?

રાઈટર : ઈજ્જત કી બાત નહિ હૈ, ભાઈ. બાયોગ્રાફીમાં તો સાચું જ લખવું પડે.

ભાઈ : તુમ સાલે રાઈટર લોગ સબ સચ લિખતે હો, ક્યા? વો બાઈયોગ્રાફીવાલા રાઈટર...જિસકા મૈને...ક્યા બોલતે હૈ...વો... હાં...વિમોચન .. કિયા થા...વો બોલા થા... ઉસને ઔરતો કે લફડે કે બારેમેં કુછ લીખેલાચ ની હૈ...ઔર તૂ સાલા હે...કી બોલતા હૈ કી સબ સચ લિખને... કા...! ઘંટા સચ લિખને કા... મેં સચ લિખને ગયા...તો મેરી તો વાટ હી લગ જાયેગી, ના!

રાઈટર : બાયોગ્રાફી લખવી જ ન હોય તો હું જાઉં! (ઊભો થાય) (ભાઈ તેને ધક્કો મારીને ખુરશીમાં બેસાડી દે) અરે! આ શું કરો છો? લેખક છું, હમાલ નથી કે આમ...હડસેલો..

ભાઈ : જાતા કહાં હૈ? વો તેરી મુંહ બોલી ભાભી ખાના લેકર આયેગી તો ક્યા કુત્તે કો ખિલાઉંગા? ઈધર સે હિલા ભી તો હિલને કે લાયક નહિ રહેગા,ક્યા? ઔર કાન ખોલ કર સુન લે, કુછ ભી અનાપસનાપ લિખા ના તો... તેરી બાઈયોગ્રાફી અપુન લિખ ડાલેગા ક્યા?

રાઈટર : ભાઈ, મને એટલું કહો કે મારે કરવાનું શું છે?

ભાઈ : મેરી બાઈયોગ્રાફી લિખના હે ઔર બાઈકે હાથ કા ખાના ખાનેકા હૈ.

બાઈ : (પ્રવેશતાં) થોડી વાર ખમી ખાશો, રાઈટર સાહેબ.ખાવાનું તૈયાર જ છે....

રાઈટર : જલ્દી લાવોને,બહેન! ખાવાનું નહિ આવે તો હું ખવાઈ જઈશ! ભાઈ તો તમારી રાખડી તોડવા જ બેઠા છે.

બાઈ : ચિંતા ન કરો. કંઈ નહિ થાય. એ શું તમને હેરાન કરે છે?

રાઈટર : બાયોગ્રાફી લખાવવી છે, પણ સાચું લખાવવું નથી.હવે એમણે પેલા ઈન્કમટેક્સવાળાને પતાવી દીધો તે લખવાનું કહ્યું તો એ તો મને પતાવી દેવાની વાત કરે છે.

બાઈ : (ભાઈ તરફ ધસી જતાં) મારે હાથે કરીને વિધવા થવું પડશે કે શું? હું વિધવા થવા તૈયાર છું, પણ રાખડી તોડવા તૈયાર નથી, સમજ્યો? એને ખોટું લખવા બોલાવ્યો છે તેં?

ભાઈ : અરે બાઈ, યે સચ લિખેગા તો મારું ડાચું લોકો તોડી ખાશે. સોરી, ગુજરાતી નિકલ ગયા! ઈસ કો બોલ કી સચ્ચા નહિ, અચ્છા લિખે.

બાઈ : અચ્છા હે ક્યા જો વો લિખે...? બુરા કિયા હૈ તો બુરા હી લિખેગા ના!

ભાઈ : ભંકસ નકો. વો જો બડે બડે લોગ હોતે હૈ ઉસકી બાઈયોગ્રાફી તો કિતની ઝકાસ હોતી હે... અપની ભી વૈસી ચ હોને કો માંગતા.

બાઈ : એટલે તેં જે નથી કર્યું એવું જ બધું લખાવવું છે?

ભાઈ : સહી કહા.મેને કિયા યા કીસીને કિયા,પર જો અચ્છા હૈ વો અપને ખાતેમેં હોને કો માંગતા, ક્યા?

રાઈટર : મેં ઐસા લિખું કી ભાઈએ બહુ બધી હોસ્પિટલ ખોલાવી, તો ચાલે?

ભાઈ : અબ આયા ના લાઈન પે. ઐસાચ લિખને કા.

બાઈ : પણ તેં તો બધાંના હાડકાં તોડ્યાં...

રાઈટર : એટલે જ હોસ્પિટલો ખોલવી પડીને...!

ભાઈ : (રિવોલ્વર તાકતાં) તું સાલા અપુન કી ફિરકી લે રહા હૈ? ઠોક ડાલુંગા, સમજા!

રાઈટર : (હાથ જોડતાં) હું રાઈટર થઈને જરા ગમ્મત પણ ના કરી શકું?

ભાઈ : (હસતાં)ઠીક હૈ...પર તુઝે ઐસી ચ બાઈયોગ્રાફી લિખને કી હૈ! લોગો કો લગના ચાહીએ કી ...

બાઈ : ભાઈ ભી સાંઈ હો સકતા હૈ...પણ આ ખોટું છે.

ભાઈ : મૈને કબ કહા કી સચ હૈ? મુઝે સચ્ચેમે નહિ, અચ્છેમે ઈન્ટરેસ્ટ હૈ...

રાઈટર : તો, તો, તમારી સ્ટોરી તો બધી સારી જ છેને...! પેલી તમારી પારોની સ્ટોરી તો...

ભાઈ : ઔર વો છમિયાવાલી સ્ટોરી તો એકદમ ચકાચક થી...

રાઈટર : યેસ,ભાઈ..એ જાણીને તો લોકો આંખથી લાળ પાડશે...

બાઈ : ને પેલી અનાથાશ્રમની છોકરીવાળો કેસ તો હજુ

ચાલે છે... એ તો..

ભાઈ : કુત્તો, કમીનો... તુમકો શર્મ નહિ આતી? અપુન કા ખાકર.. અપની હી ઠોક્તે હો... (બાઈને) તું નિકલ તો ઈધર સે... વરના એક કેસ ઔર હો જાયેગા... ચલ.. ચલ... નિકલ લે... વરના... ઈધર હી ઠોક દુંગા... (રિવોલ્વર બાઈને લમણે દાબીને) બહુત હો ગયા તેરા... અબ અગર કુછ બોલી તો.. (બાઈ ગભરાઈને ચાલી જાય) (રાઈટર તરફ ફરતાં) તું સાલા,અપને આપ કો બડા ટોપી સમઝતા હૈ? વો તેરી રિપોર્ટર કો બુલાઉં ક્યાં વાપસ? અભી તો ઉસકા બચ્ચા બી હો ગયા હોગા!બુલાઉ ક્યાં?

રાઈટર : (ગલવાઈ જતાં) અરે ભાઈ,આપ તો બુરા માન ગયે...

ભાઈ : ઉસકી સ્ટોરી લિખેગા ક્યા? તુમ સાલે રાઈટર લોગ બાઈયોગ્રાફીમેં કિતના સચ લિખતે હો... અપુન કો માલૂમ નહિ ક્યા? સબ બકવાસ... હૈ, સાલે, સબ બકવાસ હૈ...! (રાઈટરને) ઊઠ!

રાઈટર : આપ જૈસા બોલોગેના વૈસા લિખુંગાના! તમે નારાજ ન થાવ,પ્લીઝ! હું એક પૈસો ય નહિ લઉં, બસ !

ભાઈ : તુમ રાઈટર લોગ તો બુરા કરતે ચ ની ને! બુરા તો હમ ભાઈ લોગ હી કરતે હૈ... તુને ઉસ રિપોર્ટર કો રેપ કિયા... તો તું સાલા રાઈટર.. ઔર અપુનને ઔરત કી મરઝી સે... કિયા તો અપુન રેપીસ્ટ?

રાઈટર : સોરી, ભાઈ...!

ભાઈ : તુમ દોગલે લોગ અપુન કા બૂક લિખોગે? છટ! ઊઠ! નિકલ જા...

રાઈટર : અભી ખાના કહાં ખાયા, ભાઈ?

ભાઈ : (નોટો ફેંકે) યે પૈસે લે ઔર કહીં ભી મુંહ માર લેના, જા!

રાઈટર : (પૈસા ઉપાડે) સચ મેં જાઉં?

ભાઈ : અગર નહિ ગયા તો મેં (ખભો આપવાની એક્ટિંગ કરતા) તુઝે લે જાઉંગા... નિકલ ચલ... (રાઈટર જવા કરે એને બોલાવે) ઈધર આ.

રાઈટર : (ખુશ થતો આવે) આપ માન ગયે ભાઈ?

ભાઈ : યે તેરે પૈસે ઊઠા... કચરા નહિ કરને કા ઈધર... સમઝા?

રાઈટર : ભાઈ, મેં ઈધર આયા... ઈસકા કુછ દે દેતે તો... મહેરબાની હોતી.

ભાઈ : (નોટો ફેંકતા હસે) વાહ, આજ પહેલી બાર ટપોરીકે ઘરસે દૂસરા ટપોરી કુછ કિયે બગૈર હી... (રાઈટર પૈસા ગજવે ઘાલે) યહાં મિલા તો મિલા... ઉપર... મત મિલના...

રાઈટર : ઠીક છે, કોશિશ કરીશ ન મળવાની... (જવા કરે ત્યાં જ ચિરકુટ આવે)

ભાઈ : તૂ કયું કુત્તેકે માફિક દૂમ હિલા રહા હૈ?

ચિરકુટ : ભાઈ એક રાઈટર આયેલા હૈ...

ભાઈ : એ એક કમ થા જો દૂસરા લે કે આયા!

ચિરકુટ : ભાઈ,આપ જૈસા બોલોગેના વૈસા બાઈયોગ્રાફી લિખ કે દેગા... આપ બોલોગે તો આપકો ગાંધીજી બનાકે લિખેગા... ઐસા બાપુ બનાયેગા કી ખુદ બાપુ ભી પહચાન નહિ પાયેગા... એકદમ સોલીડ બાઈયોગ્રાફી...

ભાઈ : (રાઈટર તરફ જોતાં) ઉસ રાઈટર કો બોલ કી અપુનકો કુછ નહિ લિખવાને કા... ચિરકુટ,એક બાત આજ સાફ હો ગઈ કી... અબ બાઈયોગ્રાફી કરને કા, પર લિખને કા નહિ....

બધાં જ : ક્યા?

(સૌ સ્તબ્ધ. પડદો....)

*૧, યુનિયધારા, સર્જન સોસાયટી પાછળ,*
*મોદી બંગલા, અઠવા લાઈન્સ,*
*સૂરત-૩૯૫૦૦૭*
*મો - ૯૩૭૭૯૩૯૧૨૩*



# તે અહીં છે

*- શૈલેષ ટેવાણી*

(મંચ પર બે બારીઓ વચ્ચે દરવાજો અપસ્ટેજ પર દેખાય છે. ડાઉનસ્ટેજ પર નિહાર સોફા પર બેઠો છે. છાપું વાંચે છે. ધીમું સંગીત સંભળાય છે. બહાર મુશળધાર વરસાદ વરસી રહ્યો છે. ડાબી તરફની બારીના પરદા પાછળ વરસાદ જોઈ શકાય છે. ડ્રોઈંગરૂમમાં થોડો વરસાદનો અવાજ ફીલ કરી શકાય છે. નિહાર વાંચતાં વાંચતાં થોડીવારે બૂમ પાડે છે.)

નિહાર : હદ થઈ ગઈ. એક તો આ છાપું કંટાળાજનક. હત્યાઓ, ટોળાએ કોઈને માર મારી મારી નાખ્યો. એ તરફ જુઓ તો રેપ. બીજી તરફ બેંક રોબરી. ને .. તું પણ શિલ્પા, કેટલીવાર હવે ? તમને સ્ત્રીઓને તૈયાર થવામાં આટલા કલાકો? હદ થઈ. ક્યારે આવે છે બહાર? ખબર નથી કાર્યક્રમનો સમય ૯ વાગ્યાનો છે અને અત્યારે ૮.૩૫ થઈ ગઈ ?

મા : ઓ...હો બેટા ! નિહાર, શું છે ? ત્યાં કોઈ નથી. ન શિલ્પા, ન તેનું શરીર. હવે સ્વીકારી લે ભાઈ! એ પાછી નહિ આવે...

નિહાર : પણ .. હેં! શું ? હમણાં કહીને ન ગઈ કે હું આવું છું ? તો કોનો અવાજ હતો ? મને આ શું થયું છેઃ તેં પહેલા કેમ કહ્યું નહિ મા?

મા : પણ હું અહીં હતી જ નહિ બેટા ! હું તો પૂજા કરતી હતી. અહીં આવીને જોયું કે તું શિલ્પા જોડે વાત કરે છે. અરે, દીકરા ? અગિયાર મહિના અને દસ દિવસ થઈ ગયા. તું હજુ વાસ્તવિકતા સ્વીકારતો કેમ નથી ? એ નથી હવે, એ નહિ આવે.

નિહાર : ઓ..હો! જાણું છું જાણું છું. મા. હું સ્વીકારી ચૂક્યો છું. પરંતુ, આ અધરાતે મધરાતે તેને ગમતા આ ધોધમાર વરસાદની સાક્ષીએ. આ સંગીતની અસરમાં હું એ ફીલ કરી બેસું છું. મને થાય છે મારે હમણાં શિલ્પાની સાથે ક્યાંક જવાનું છે.

મા : છાપાંઓમાં આપ્યું. પોલિસને જાણ કરી. બધા સગાસંબંધી મિત્રોને આપણે બધું જ કહ્યું. કશું છુપાવ્યું નથી તો...આમ કેમ થયું ? હજુ સુધી...

નિહાર : છોડી દે મા. તેં પૂજા કરી ? પ્રસાદ ક્યાં છે ? હમણાં શું ધરાવે છે ઠાકોરજીને ? (ડોરબેલ વાગે છે.)

મા : (ડોરબેલ સાંભળી દરવાજો ખોલવા જતાં) જાંબુ, કેરી અને થોડા દાડમના દાણા છે. જો, ટિપોઈ પર રાખ્યો પ્રસાદ. હું દરવાજો ખોલું છું. (દરવાજો ખોલતાં)

હં...ખબર હતી બહેન આવી જશે. કેટલી પલળી ગઈ છો ? જલ્દી જા વાળ સુકાવ, કપડાં બદલી લે. ગરમ નાસ્તો તૈયાર છે.

વૃંદા : (મા ના ગાલ પકડી) મૈં તનુ સમજાવાં કિ... (ગાતાં ગાતાં નિહાર તરફ જતાં) વોઉ ડેડ. શું મજા પડી? સ્કૂલની બહાર નીકળતાં જ વરસાદ તૂટી પડ્યો અને અમે સ્કૂલવાન છોડી ચાલતાં ચાલતાં જ ઘરે આવ્યા. ખૂબ પલળ્યા. હા, જરા મકાઈના ગરમ ડોડા ખાવા ઊભા રહ્યા'તા.

નિહાર : અરે, વૃંદુ તારી મા એ કહ્યું છે ને કે તારે પલળવું નહિ, અને કઠોળ, મકાઈ આ બધું તને સદે નહિ, તારી પ્રકૃતિથી વિરુદ્ધનું છે બધું. તું કેમ ભૂલી જાય છે ?

વૃંદા : હા, પપ્પા, મા કહેતી. પરંતુ, ક્યારેક ખાવામાં વાંધો નહિ એમ પણ કહેતી. બટ, પલળવાની વાત સાચી (છીંક આવે છે.) પણ શું કરું ? બધી ફ્રેન્ડઝની ઈચ્છા હતી. હવે ખ્યાલ રાખીશ (શિલ્પાના ફોટો સામે જોઈ) સોરી મમ્મા...

નિહાર : તું તો સોરી કહીને છટકી જઈશ પણ હું તેને શો જવાબ આપીશ ?

મા : (ભૂલાવવા મથતી હોય તેમ) અરે તમે બાપ દીકરી પાછા વાતોએ ચડી ગયાં. ચાલો, ચાલો જમવાનું મોડું થાય છે.

(વૃંદા ઉપરના રૂમમાંથી વાળ લૂછતાં ટોવેલનો ઘા કરી ગાતાં ગાતાં નીચે ઊતરે છે. મા ધીમે ચાલતાં ડાઈનીંગ ટેબલ પર જમવાની વસ્તુઓ ગોઠવે છે. આ મંચના ડાબા ભાગે થતી પ્રવૃત્તિ છે. મંચની જમણી તરફથી ઊભો થઈ નિહાર શિલ્પાની તસ્વીર તરફ જોઈ ઉપર જતાં બડબડે છે પ્રેક્ષકને તે સંભળાય છે.

(બબડતાં પહેલાં એક પંક્તિ ગણગણતાં)

નિહાર : ના જાને તુમ કબ આઓગે, સુહાની રાત ઢલ ચૂકી...ના જાને-

જો, શિલ્પા ! આમ ગાવું, બબડવું સહજ થતું જાય છે. ક્યારેક હું મૌન થઈ જઈશ. ઘરમાં પણ મન નથી લાગતું અને બહાર પણ જવાનું મન નથી. શું થશે ? ખબર નથી. આ વૃંદા પણ મોટી થઈ. ના, એમ તો તને ગયે વર્ષો નથી થયાં. બધું હજુ જેમનું તેમ છે. પણ તને આવવામાં, ખબર આપવામાં શું તકલીફ પડી હશે ?

(ડોરબેલ વાગે છે. નિહાર શિલ્પાની તસવીર તરફ, ડાઈનીંગ ટેબલ તરફ, વૃંદા તરફ જોઈને ઝડપથી દાદર ઊતરી દરવાજો ખોલવા જાય છે. 'મા હું જ ખોલું છું'... મા હજુ ડાઈનીંગ ટેબલની સજાવટમાં)-

નિહાર : (દરવાજો ખોલતાં) ઓહ, ઈન્સ્પેક્ટર જોશી ! અત્યારે ?

ઈ.જોશી : હા, આવવું પડ્યું. જુઓ, તમે શિલ્પાને છેલ્લે કઈ તારીખે જોયેલી? એમણે કઈ સાડી પહેરી હતી ? એક્ઝેટ સમય કહી શકો ? ઘરની બહાર ક્યારે ગઈ હશે ? કેવા કલરનું પર્સ સાથે હતું ? ચાલીને, રિક્ષામાં કે તમારી કારમાં ? કેવી રીતે ગઈ ?



નિહાર : ઈન્સ્પેક્ટર જોશી તમને કોઈ હુમલો આવ્યો છે ? આટલા મહિના પછી આવા સવાલો કરો છો ? મારે કોઈ જ જવાબ આપવાના નથી. હું કંઈ જ જાણતો નથી. મને કંઈ જ યાદ નથી.

ઈ.જોશી : જુઓ, નિહાર મારા પ્રશ્નોને લોજીક છે. બરાબર આ જ દિવસે, અગિયાર મહિના અને દસ દિવસ પહેલાં બંગાળ, મહારાષ્ટ્ર અને પોંડિચેરીના દરિયા કિનારાઓ પર ત્રણ સ્ત્રીઓના મૃતદેહ મળ્યા છે. કોઈન્સિડેન્ટસ. ડોન્ટ વરી. એનો મતલબ એ નથી કે શિલ્પા...

નિહાર : ઓહ, નો ઈન્સ્પેક્ટર હાઉ ડેર યુ ટુ પ્રેડિક્ટ ઈટ? આવી વાત કરતાં તમને શરમ નથી આવતી ? મારા પર શું વીતશે તેનો અંદાજ છે?

(મા અને વૃંદા સ્તબ્ધ થઈ, દુઃખી થઈ નિહારના ખભ્ભે અને માથા પર હાથ ફેરવતાં બાજુમાં ઊભાં રહી જાય છે.)

ઈ.જોશી : મિ. નિહાર. અમારી તપાસમાં આવું બનતું હોય છે. અમારે કઠોર પણ થવું પડે.

નિહાર : નઠોર ન થવું પડે જોશી ! જડ ન થવું પડે. બુદ્ધિ વગરના પણ ન થવું પડે ?

ઈ. જોશી : મિ. નિહાર કામડાઉન. સી માય જોબ એન્ડ પોઝિશન.

નિહાર : આઈ ડોન્ટ વોન્ટ ટુ સી યોર જોબ એન્ડ યોર પોઝિશન. જો તમે મારા મિત્ર ન હોત તો મેં ક્યારનું 'ગેટઆઉટ' કહ્યું હોત. (ખૂબ ગુસ્સાથી) તમે..જુદાં જુદાં રાજ્યોમાં મળેલી લાશમાં મા.. રી શિલ્પા જુઓ છો ?

હું મારી ફરિયાદ પાછી ખેંચું છું. પ્લીઝ લીવ મી અલોન. મારે શિલ્પાની શોધ નથી કરવી.

ઈ. જોશી : ઓ.કે. નિહાર. ઈટ્સ યોર ડિસિશન. ગુડબાય.

નિહાર : (મા અને વૃંદાના ખભ્ભે હાથ મૂકી ડાઈનીંગ

ટેબલ તરફ પાછો ફરે. હતાશ. દુઃખી.)

(બધા બિલકુલ સૂનમૂન થઈ જમ્યા કરે. સામે ટી.વી. ચાલુ છે. તેમાં કયો કાર્યક્રમ આવે છે તે જોવાનો કોઈને મૂડ નથી.)

**દૃશ્ય : ૨**

(વૃંદા હવે વીસ વર્ષની થઈ છે. શિલ્પા ગઈ તેને દસ વર્ષ જેવો સમય થઈ ગયો છે. અત્યારે વૃંદા શિલ્પાના ફોટોગ્રાફ પાસે અગરબત્તી મૂકીને કંઈ ગણગણે છે...)

તું ન જાને આસપાસ હૈ... ખુદા .. તું જ મારો ઈશ્વર મમા. પપ્પા ન જુએ તેમ રોજ અહીં અગરબત્તી કરું છું. તારી સાથે વાતો કરું છું. તને ફરિયાદ કરું છું. ઈન અ વે હું મને મળું છું. જાણે હું મારી જાત સાથે વાતો કરું છું. પણ મોમ, ક્યારેક પપ્પાને સંભાળવા મુશ્કેલ હોય છે. મા ની પણ હવે ઉંમર થઈ છે. હું આ મેડિકલ કોલેજમાં દાખલ થઈ એ પણ તારી ઈચ્છા પૂરી કરવા. પણ ખૂબ સમય જાય છે. માને બહુ હેલ્પ કરી શકતી નથી. અરે, નાની હતી તો મારા પ્રોબ્લેમ્સ તેની સાથે શેઅર કરતી હવે એ પણ નથી થતું. ક્યાંક તેને અને પપ્પાને મારી વધુ ચિંતા થાય તો ? ... ઓહ, મોમ ! તું અત્યારે અહીં મારી પાસે હોત તો? (સ્ટડીરૂમના ટેબલ પાસે રીડિંગ લેમ્પના અજવાળામાં, ટેબલને અઢેલીને ઊભી રહે છે. ઉદાસ. એમ જ થોડો સમય જાય છે. નજીકના ફ્લેટમાંથી બાંસુરીના અવાજ આવે છે. માની બૂમ સંભળાય છે.)

મા : વૃંદુ ! ક્યાં છે ? ઊંઘે છે ? થાકી છો ? ભલે, આરામ કર બેટા. પછી આવજે. ટેબલ પર તારું જમવાનું ગરમ કરીને ઢાંક્યું છે.

(મા નો અવાજ સાંભળી. સોફા પર બેઠેલો નિહાર જવાબ આપે છે.)

નિહાર : મા ! એ નહીં સાંભળે. કામઢી છે શિલ્પની જેમ. કાલના પ્રેક્ટિકલની તૈયારી કરતી હશે. જમવાની ક્યાં પડી છે ? હમેંશા આવી જ છે. પાછળ પડીને જમાડવી પડે. તને ખબર છે મા! શિલ્પુ પાછળ દોડી દોડીને તેને જમાડતી. મા ! શિલ્પા હોત તો?

(શિલ્પાની છબીને તાકી રહે)

મા : નિહાર... ફરી ? તને કહ્યું છે ને ભાઈ ! બધાને દુઃખ પહોંચે તેવી વાત ન કરવી ? શું કરું બેટા! બધે પહોંચવાની કોશિશ કરું છું. તારો મૂડ સાચવવા કરું. વૃંદાને ખુશ રાખવા મથું. મારા તૂટતા ને નહિ માંડી શકાતા પગને સંભાળું અને મને ? મને કોણ સંભાળે ? ક્યારેય વિચાર કર્યો બેટા ? થાકી જાઉં છું... (ધીમે, રડી પડે)

નિહાર : ઓહ, સો સોરી મા ! હું પણ ખૂબ પ્રયત્ન કરું છું. બધું ભૂલવાનો. પરંતુ વધતી ઊંમરે જાણે શિલ્પાને વધુ મિસ કરું છું. મા ! કાલે વૃંદા ડૉક્ટર થઈ જશે. તેને લાયક ઠેકાણું શોધવું પડશે. તું એકલી પડી જઈશ. બધા વિચારો આવે છે... તું હારી ન જા મા ! હું કંઈક કરીશ ..

મા : ઠીક છે બેટા ! હું સમજું છું. મને કોઈ ફરિયાદ નથી પરંતુ, હું તને ન કહું એટલે એવું થોડું છે કે હું શિલ્પાને મિસ નથી કરતી ? મારે તો એ દીકરી પણ હતી અને વહુ પણ ...

નિહાર : છોડ મા. વૃંદાને બોલાવ. આપણે તેની સાથે કંઈ ખાઈએ... (પોતે જ વૃંદાને બોલાવે) વૃં...દુ...

વૃંદા : (મૂડ બદલી, દાદરો ઊતરતાં ગીત ગણગણતાં)

આવી પપ્પા. અરે, તમે જમી લીધું ? ચાલો, મારી સાથે પણ થોડું જમવું પડે. મા શું બનાવ્યું ? બર્ગર ભાખરી ? ચાલુ પીઝા ? ભેળરબડી ? દાળ જાંબુ ?

નિહાર : (ખડખડાટ હસે. મા પણ હસે)

આ બધી કઈ આઈટેમ છે ? ક્યાં ખાધી ? ક્યાં મળે છે ?

(બધા હસે. ડાઈનીંગ ટેબલ પર ગોઠવાય. અંધારું)



દૃશ્ય : ૩

(ડોરબેલ વાગે. નિહાર દરવાજો ખોલે. તે નાઈટડ્રેસ પહેરી દરવાજા સુધી આવતા દેખાય છે.)

નિહાર : ઓહ, ખત્રીભાઈ તમે ! હું તો ડરી જ ગયો. બહુ મોડું થયું અત્યારે કુરિયર ?

ખત્રી : તમારી ડ્રોઈંગરૂમની લાઈટ જોઈ થયું અત્યારે જ આપી દઉં. કદાચ, જરૂરી હોય. સોરી ટુ ડિસ્ટર્બ યુ. આ કવર બપોરે જ આવી ગયું હતું. પણ તમે ક્યાંક બહાર ગયા હતા ?...

નિહાર : ઓકે. ઓ.કે. થેન્ક્યુ. અરે, કશો વાંધો નહિ. આવો ને !

ખત્રી : ના, બસ આવજો. ગુડ નાઈટ.

નિહાર : ગુ...ડ...ના...ઈટ. (હાથમાંના કવરને જોતાં) (નિહાર કવર ખોલે છે. ઢગલો થઈ સોફા પર બેસે છે. મા અને વૃંદા એકમેક તરફ જોતાં સોફા નજીક ખસે છે. સોફા પાછળ જાય છે. શિલ્પાની તસવીર તરફ જુએ છે. નિહાર તરફ જુએ છે. નિહાર કવર ઝડપથી ખોલી વાંચે છે. તેના ચહેરા પર ભાવ બદલતા રહે છે. પિઆનોનું સંગીત સી.ડી. પર વાગે છે.)

"પ્રિય નિહાર,

બરાબર આજે તમને આ પત્ર અને પુસ્તક ને વૃંદુના લગ્ન માટે લીધેલી પોલિસી પૂરી મુદત થતાં ચેકરૂપે મળશે. પાકેલી. તમે દુઃખી થશો. કદાચ, આંસુ વહાવશો. પરંતુ, બીજો કોઈ રસ્તો નથી સૂઝતો. હું મૃત્યુ પામી. નાસી ગઈ. ક્યાંક અથડાતી હોઈશ. ભાગી છૂટી છું એવું વિચારતા હશો. વૃંદા પણ વિચારશે. પણ શું કરું ? આ મારી ડાયરી પ્રકાશિત થઈને તમારા હાથમાં છે. બરાબર આ જ દિવસે તેનું પ્રકાશન ઈચ્છ્યું હતું. પ્રકાશકને કહી રાખ્યું હતું. એમ જ થશે એમ ધારીને આ લખું છું. વૃંદાને ખૂબ પ્રેમ આપશો. કુલ પાંચ લાખ રૂપિયાનો ચેક હશે. કદાચ, બદલતા સમયમાં થોડા ઓછા પડશે. માની ચરણરજ લઉં છું. એમને ખૂબ દુઃખી કરી છે. પરંતુ, આ ડાયરીમાં લખેલી નોંધથી એમનું દુઃખ અને ગુસ્સો હળવો થશે. સોરી, હળવા થશે. મને ખબર છે તમે માસ્તર જેવા છો. આમાંથી છાપ દોષ શોધશો. પણ નેવરમાઈન્ડ. જે છે તે આ છે. આ તમારી શિલ્પ કે તમારી શિલ્પા લખે છે એટલે માફ ને ! અને હા, આવતી પૂર્ણિમાએ પપ્પાનું શ્રાદ્ધ છે. આમાંથી થોડી રકમ એમને ગમતા સ્થળે વાપરજો. તમને હમેશાં માટે ગુમાવ્યાનું દુઃખ આ ડાયરીમાં છે. વધુ નથી લખતી. એ પ્રકાશન કેવું થયું ? વાંચી, જોઈ અને મિત્રોમાં શેર કરશો ને ?

મને માફ ન કરો તેવા તો તમે નથી. નથી જ.

"શિલ્પ".

(પત્ર વાંચી નિહાર ડાયરી હાથમાં લે છે. આંસુ લૂછે છે. ચેક હાથમાં લે છે. જુએ છે. બધું બાજુ પર મૂકી, પગ લંબાવી, આંખ બંધ કરી સોફા પર બેસે છે. પિયાનો વાગી રહ્યો છે. મા અને વૃંદા ક્રમશઃ ચેક, પત્ર, ડાયરી જુએ છે. એકમેકને બતાવે છે. વૃંદા પાણીનો ગ્લાસ લઈ આવે છે. નિહારને જગાડવા જાય છે. પછી ટિપોઈ પર મૂકી દે છે. પિયાનો બંધ કરે છે. મા ધીમા પગલે ઉપરની રૂમમાં જાય છે. કોઈ કશું બોલતું નથી. વૃંદા નિહારને શાલ ઓઢાડે છે. લાઈટ્સ ઓફ કરે છે. એક ડીમલાઈટ નિહારના ચહેરા પર પડે છે. વૃંદા તેનો ચહેરો જુએ છે. દૃશ્ય ત્યાં સ્થિર થાય છે.)

---

*"પ્રેમ મંગલ" બી-૧૮૬,*
*શાસ્ત્રીનગર, નાના મવા રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫*
*મો. - ૯૮૨૫૬૩૧૩૦૪*



# ગૂગલનો બાપ

- *દુર્ગેશ ઓઝા*

(પાત્રવરણી - નિધિ, દિશા, મંથન : ત્રણેય ધોરણ દસમાં ભણતા વિદ્યાર્થીઓ, ભાવના-માધવ : નિધિનાં મા-બાપ.)

દિગંત : દિશાના પિતા અન્ય વિદ્યાર્થીગણ. માધવના મા-બાપ. (સ્થળ -સ્કૂલનું મેદાન. સ્કૂલ છૂટવાનો ડંકો વાગે. નિધિ મંથન સાથે આગળ જઈ રહેલી દિશાને બોલાવે છે.

નિધિ : દિશા એ દિશા. આ દિશામાં જો. (દિશા પાછળ ફરીને જુએ છે ને ઊભી રહી જાય છે. નિધિ એની પાસે પહોંચે છે.) વાર્તાકથનની સ્પર્ધામાં તારો પહેલો નંબર આવ્યો એ બદલ તને ખૂબ ખૂબ અભિનંદન દિશા. શું હતી બાકી તારી છટા, તારી અદા...! મેં વારી જાવા. તે સફળતાની દિશા આબાદ પકડી લીધી એથી હું ખૂબ ખુશ છું.

દિશા : થેંક્યુ નિધિ... શાબાશી આપનારાતો ઘણા, પણ ઈર્ષા કર્યા વિના દિલથી પ્રશંશા કરવાવાળા તો બહુ ઓછા. તું ને મંથન એ ઓછામાં આવે. મંથન, નિધિ એટલે ખજાનો. આ નિધિ એટલે ખુશીનો જાનો ખજાનો. નિધિ, મને ખબર છે તનેય વાર્તાનો બહુ શોખ. ને સાચું કહું ? મને આ બધી વાર્તાઓ આવડે છે, કારણ કે ઘરના બધા રસ લઈ મને હંમેશા પાનો ચડાવે છે.

નિધિ : તું એટલી નસીબદાર. હા હું ખુશીનો ખજાનો, (ઉદાસપણે) પણ એ બરાબર ખુલે તો થાય.

દિશા : અરે ખુલશે ખુલશે. ને હું તારી પાકી બહેનપણી તારી સાથે જ છું. ગમે ત્યારે કામ પડે, મને કહેજે. મારો તો સ્વભાવ છે- બસ પાનો ચડાવતા રહેવું. શું કહેવું છે તારું મંથન?

મંથન : દિશા, તું સાચી દિશામાં છો. બોલ કયું પાન તને ચડાવું? કાશ્મીરી, દેશી, બંગલા, કપૂરી, બનારસી કયું પાન...? ચુના લગા કે. (ખઈકે પાન બનારસીવાલા- કિશોરકુમારનું ફિલ્મી ગીત મોબાઈલમાં વગાડે) આમાંથી કયું પાન ચડાવું ? કે બધાંય પાનો એકસામટાં ચડાવી દઉં ? અરે એમાં આમ નવાઈભેર મારી સામે કાં જુએ ? તે જ હમણાં કીધું કે 'પાનો ચડાવો.' આ બધાં પાનો...

દિશા : તું ખોટી દિશામાં છો મંથન. કર તું જરાક મનોમંથન. અરે પાનો ચડાવો એટલે એ બધાં પાન નહીં. એનો મતલબ છે પ્રોત્સાહન આપવું. બક અપ કરવું એટલે સામેવાળો નિરાશ હોય તો આશાવાદી બને. ઉત્સાહમાં હોય તો એનો ઉત્સાહ બેવડાય. બોલ્યા પાનો ચડાવો.. હ..!

મંથન : (હસે છે.) અરે હું તો અમથી મજાક કરતો હતો. એ બહાને નિધિ મોજમાં આવી જાય.

દિશા : (માથું હલાવે) હા, એ વાત તો તે સાવ સાચી કરી હો. આવી તંદુરસ્ત મજાક કરો ને મજા કરો. ચલ બાય. બાય મંથન. બાય નિધિ... (બધા પોતાના ઘેર રવાના થાય છે. દશ્ય બદલે છે.)

સ્થળ : માધવ-ભાવનાનું ઘર (બેય ડ્રોઈંગરૂમમાં સોફા પર બેઠાં છે.)

નિધિ : (ઉત્સાહભેર ઘરમાં પ્રવેશતા) પપ્પા પપ્પા, મારી સાથે મારી પેલી બહેનપણી દિશા ભણે છે ને? એનો વાર્તાસ્પર્ધામાં પહેલો નંબર આવ્યો. લટકાંમટકાં કરતી જાય ને વાર્તા કરતી જાય. શું મસ્ત વાર્તા કરતી હતી દિશા બાકી ! કહેવું પડે હો !

માધવ : ખૂબ સરસ. એને મારા વતી અભિનંદન આપજે. પણ એક વાત મને ન સમજાઈ. તારેય વાર્તા તૈયાર કરીને આ સ્પર્ધામાં ભાગ લેવો જોઈએ ને ! વાતોમાં તને કોઈ ન પહોંચે. મસ્ત હાવભાવથી વાર્તા કરતા તો તનેય મજાનું આવડે છે. તો તું આવી સ્પર્ધાઓમાં ઝુકાવ !

ભાવના : તારા પપ્પા સાચું કહે છે. તારેય ભાગ લઈ બતાવી દેવાય ને કે હમને ભી કચ્ચી ગોલીયાં નહીં ખાઈ હૈ. હા, ગોળી ઉપરથી ઠીક યાદ આવ્યું. મારે બ્લડપ્રેશરની ગોળી લેવાની છે. જો હવે એવી વાર્તાની હરિફાઈ હોય તો સરસ વાર્તા બરાબર ગોખી ભાગ લેજે.

નિધિ : વાર્તા ગોખ્યે કાંઈ નંબર ન આવે. ને ગોખવાની કે નંબરની વાત તો પછીની છે. પહેલાં મારે એવી સારી વાર્તા ગોતવી તો ખરી ને ? તમારા બેમાંથી કોઈએ મને આટલા વખતમાં કોઈ દી'એકેય વાર્તા કરી છે? (પતિ-પત્ની બેય એકબીજા સામું જુએ છે ને નજર ઢાળી દે છે.)

ભાવના : પ... પણ... તારી પાસે ઈન્ટરનેટનું માધ્યમ તો છે જ.. ગૂગલ સર્ચ કરીને વાર્તા ગોતી લેવાય ને ? દુનિયાભરની ને અઢળક વાર્તાઓ મળશે ત્યાંથી.

માધવ : યા, યોર મમ્મા ઈઝ રાઈટ. તારી મમ્મી સાચું કહે છે. ઈટ ઈઝ વેરી સિમ્પલ એન્ડ ઈઝી.

નિધિ : એ એટલું સિમ્પલ ને ઈઝી નથી. મારે વાર્તા એ રીતે નથી શોધવી. ઈન્ટરનેટ બહુ કામનું, કબૂલ. એમાં મજા આવે પણ એટલી મજા ન આવે કે...! મારે તો એ ઝાઝી મજા લેવી છે. દિશાના મમ્મી-પપ્પા

તો દિશાને ખોળામાં બેસાડી અલકમલકની વાર્તાઓ કરતા હોય. દિંગતકાકા એટલે કે દિશાના પપ્પા તો બહુ મોટી કંપનીના માલિક, તોય સાંજે ૬ વાગ્યે ઘેર આવી જ જાય ને એને ફરવા લઈ જાય, જાતજાતની વાર્તાઓ કરે, જ્યારે તમારી પાસે તો ટાઈમ જ નથી !

માધવ : (વાત ટાળે) જો નિધિ, પૈસા ઝાડ પર નથી ઊગતા. પૈસા કમાવા હોય તો ધંધામાં ધ્યાન દેવું પડે, ને પછી ટાઈમ ક્યાંથી બચે ? તારી મમ્મીને કહે, એ ધારે તો ટાઈમ કાઢી તને વાર્તા...

ભાવના : (ગુસ્સાથી) ટાઈમ ને મારી પાસે ? વ્હોટ રબીશ! તારે વાર્તા ન કરવી હોય તો ન કરતો, પણ મારું નામ શું કામ દે છે ? હું કેટલીય કમિટીમાં પ્રમુખ છું, મેમ્બર છું. મારી પાસે ત્યાંય ટાઈમની મારામારી હોય તો વાર્તા માટે તો ક્યાંથી ટાઈમ બચે ? વાર્તા કોણ કહે, ભોજીયો ભાઈ ?

માધવ : જો બીજા માટે ટાઈમ નીકળે તો ઘરના માટે કેમ ન નીકળે ? વાર્તા ન કરવા માટે આ બધાં બહાનાં છે. નાચવું નહીં તેનું આંગણું વાંકુ. પછી બબડશે કે દ્રાક્ષ ખાટી છે.

નિધિ : પપ્પા, તમે આ જે કહેવત બોલ્યા ને કે નાચવું નહીં તેનું આંગણું વાંકુ ને પછી જે ખાટી દ્રાક્ષની વાત કરી, એની ઉપર પણ કોઈ વાર્તા હશે. પણ તમારી પાસે સમય નહીં હોય, ખરું ને ?

માધવ : તારી મમ્મી પાસે છે, પણ એની દાનત જ નથી. હા છે, પણ ખોરા ટોપરા જેવી દાનત.

ભાવના : આ વાત તને પણ એટલી જ લાગુ પડે છે, શું સમજ્યો?

માધવ : (સોફામાંથી ઊભાં થઈ) આ રીતે વાત ઉડાડી દેવાની તારી રીત બહુ જૂની થઈ ગઈ. પોતાના ઉપર આવે એટલે ઝાટકા પડે છે ઝાટકા. કોઈ દી' સાચું ન સ્વીકારે. બહાનું તૈયાર જ હોય. ને કાંઈ ન સૂઝે એટલે મને ટાર્ગેટ બનાવવાનો. ઓળિયોઘોળિયો બધો મારા પર. બે-ચાર કમિટીમાં નહીં જા તો કાંઈ આસમાન નહીં તૂટી પડે. ના કાંઈ ફેર પડશે ને ના તને ફેર ચડશે.

ભાવના : તો પછી મારા કમિટમેન્ટનું શું ? ને મારા સ્ટેટસનો તો ફાલુદો જ નીકળી જાય ને ? આપશ્રી પણ ઘેર વહેલા આવી શકો છો. બબ્બે ગાડી છે. નોકરચાકર, ડ્રાઈવર છે, પણ....

નિધિ : પણ ટાઈમ નથી કોઈની પાસે, એમ જ ને ? દિંગતકાકા જેવા બિઝનેસમેન જો ટાઈમ કાઢી શકતા હોય તો તમે કેમ નહીં ? જો તમને ક્યાંય જવામાં મોડું ન થતું હોય તો હું તમને બેયને એક સવાલ પૂછું? (માધવ ફરી સોફામાં બેસી જાય છે. કાંડા ઘડિયાળમાં નજર કરે છે.)

ભાવના : મોડું તો થાય છે. આ જોને જવા માટે બારણુંય અર્ધું ઉઘાડું રાખ્યું છે, પણ પૂછી નાંખ તું તારે. અમનેય ખબર પડે કે તને આખરે પેટમાં દુઃખે છે શું ? તું માંગે એ મોડું કર્યા વિના હાજર કરી દઈએ છીએ. ઘરમાં ઊંચા પગારની આયા છે તારું ધ્યાન રાખવા ઊંચી ફી ભરી તને શહેરની નંબર વન, ધી બેસ્ટ સ્કૂલમાં એડમિશન અપાવ્યું. મોંઘાદાટ ડ્રેસ, ચોપડા, બધી વસ્તુઓ...

નિધિ : મમ્મી, મારે જે પૂછવું છે તે મને પૂછવા દઈશ કે પછી તું તારું જ ડહાપણ...?

માધવ : ભાવના, દીકરીને બોલવા તો દે ! ખબર તો પડે કે... હા પૂછ, તારે શું પૂછવું છે?

નિધિ : સાવ સાચું કહેજો હો ? તમે બેય મને ખરેખર પ્રેમ કરો છો ?? (પતિ-પત્ની એકબીજા સામે જુએ છે - થોડું આશ્ચર્ય ને થોડો ગુસ્સો.)

માધવ : નિધિ, આ તે કાંઈ પૂછવાની વાત છે ! દીકરીને કોણ પ્રેમ ન કરતું હો? ને તારી મમ્મી તો 'બેટી બચાવો, બેટી વધાવો' ઝુંબેશમાં અગ્રેસર છે.

નિધિ : (મક્કમપણે) આ મારા પ્રશ્નનો જવાબ નથી. બોલો ને તમે મને પ્રેમ કરો છો ?

ભાવના : (સોફામાંથી ઊભી થઈ જાય છે) આ તે શું લવારો માંડ્યો છે ? બેશક અમે તને પ્રેમ કરીએ જ છીએ ને ? તારા માટે આ બધું કરીએ છીએ. પપ્પા રાત-દિવસ દોડધામ કરે છે, હું તારા માટે પાર વગરની ચીજવસ્તુ લઈ આપું છું એ બધું શું છે ?

નિધિ : તમે આ બધી વસ્તુઓ મને મોકલાવો છો. જાતે અપાવતા નથી. તમે કુરિયર નથી, મારા માતા-પિતા છો, ખરું ને ? ડ્રાઈવર, કુરિયર સર્વિસ કે આયા દ્વારા મને વસ્તુઓ તો મળી જાય છે, પણ તમે ? તમે મને મળો છો? તમે મારી મનગમતી વસ્તુઓ લેવા કે'દી મારી સાથે આવ્યાં ? 'બેટી બચાવો' જેવી ઝુંબેશ પહેલાં ઘરથી જ ચાલુ કરાય. આ તો ઘરના ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો ! ને કાગળ પરની યોજનામાં ઉપાધ્યાયને પણ આટો મળતો હશે કે કેમ એ સવાલ છે! ઉપાધ્યાયને આટો એમ નહીં પણ ઉપાધ્યાયને આંટો પાડી ઘો એવી વૃત્તિ હોય એમ પણ બને.

ભાવના : ના હો. સાવ એવું નથી હો. કામમાં ભ્રષ્ટાચાર કે ઢીલાશ હું ન ચલાવી લઉં. ને રહી તારી વાત, તો વસ્તુ તો તને મળી જ જાય છે ને ? એમાં ફરક શો પડે? (અચાનક આકાશવાણી જેમ એક અવાજ કાને પડે છે. ઘરનાં અધખુલ્લા બારણે દિંગતભાઈ આવી ઊભા હોય છે.)

દિગંત : વરસાદી પાણીમાં ભીંજાવામાં ને ટાંકીમાંના પાણીથી ન્હાવામાં ફરક પડે છે? વિટામીનથી ભરપુર લીલાં

શાકભાજી ડાયરેક્ટ ખાવામાં કે વિટામીનની ગોળીઓ ખાવામાં કંઈ ફરક પડે છે ? દરિયાનાં મોજાંમાં પગ બોળવામાં કે ટેલીવિઝન સેટમાં દરિયો જોઈ લેવામાં ફરક પડે છે ? આનો જવાબ જો હામાં હોય તો હા, અહીં પણ ફરક પડે છે ને બહુ મોટો ફરક પડે છે.

માધવ : (ઊભો થાય પતિ-પત્ની બેય સામે જાય) અરે દિગંત શેઠ. તમારા જેવાં મહાનુભાવનાં પગલાં અમારે ત્યાં ક્યાંથી ? ને અહીં ઊભા ઊભા જ વાત કરશો ? અંદર તો પધારો. પ્લીઝ સર.

દિગંત : ફળિયામાં તમારા ઘરનો નોકર ઊભો હતો એને પૂછીને જ હું અંદર આવ્યો છું, પણ તોય અવિવેક બદલ ક્ષમા ચાહું છું કે નોક કર્યા વિના ઘરની અંદર આવી ગયો. બારણું અર્ધું ખૂલ્લું જ હતું ને ચર્ચા એવી ચાલતી હતી કે કાન માંડ્યા વિના ન રહ્યો. સોરી.

ભાવના : અરે સોરી હોય કે? ઊલટું આ તો અમારા ગૂડ લક કે તમારા જેવા શહેરના પ્રખ્યાત બિઝનેસ ટાઈકુન અમારા ઘરમાં પ્રવેશ્યા. પ્લીઝ કમ. વેલકમ સર.

નિધિ : (ખુશખુશાલ ચહેરે) અરે અંકલ તમે ? આવો આવો. દિશાને સાથે લાવ્યા હોત તો?

દિગંત : પહેલાં આ ખુશાલીના પેંડા લઈ લે. દિશાનો પહેલો નંબર આવ્યો ને એનાં માનમાં. ને હા, બેટા નિધિ, દિશા અત્યારે પંચતંત્રની એક વાર્તા પર નાટક કરવાનું છે ને એના રિહર્સલમાં છે. મેં જ એને કીધું કે આના ઉપર તો મસ્ત એક્ટીંગ થઈ શકે ને તેણે એ વાત પકડી લીધી. શું બાકી તેની એક્ટીંગ છે ? એ જ્યારે લુચ્ચા શિયાળનો રોલ કરે ત્યારે તો...

નિધિ : અરે વાહ અંકલ. એ તો મનેય ગમે. મને જરા એ કહો ને કે વાર્તામાં શું શું આવે છે ? મને લઈ જાવને તમારે ત્યાં? મને નાટક કરવાનો ને જોવાનો ગજબનો શોખ છે.

દિગંત : અરે એમાં શું ? અત્યારે જ લઈ જઈશ. હું જરા ડ્રાઈવરને સૂચના આપી દઉં. (ઘરની બહાર નીકળી બૂમ મારે) અરે મોહનભાઈ, કારને જરાક વાળી લેજો. આપણે હમણાં જ નીકળવાનું છે. ને કાલે તમારે ઘેર જાવું છે ને ? જાવ કાલની રજા. જલસા કરો જલસા. (ઘરમાં) ચાલ નિધિ.

ભાવના : અરે દિગંતભાઈ તમે બેસો તો ખરા ! એ તો પાગલ છે. એની વાત ધ્યાનમાં લેશો તો કાયમ તમારું માથું ખાશે. 'આ નાટકમાં લઈ જાવ. અહીં લઈ જાવ. ત્યાં લઈ જાવ.' નિધિ, અંકલને હેરાન ન કર. અંકલ કેટલા વખતે આપણે ઘેર આવ્યા છે ? હજી બેઠા ન બેઠા ત્યાં તો તું ...! જો એ થાકેલા લાગે છે.

માધવ : હા બેટા, એમને જરા શ્વાસ તો લેવા દે !

દિગંત : લાડ કરે ને જેને લાડ લડાવવાનું મન થાય એનું નામ જ દીકરી. એમાં તો બધો થાક ઊતરી જાય. હું કાંઈ હેરાન નથી થતો, ને પ્રોમીસ.. હું હમણાં એકાદ કલાકમાં પાછો આવીશ ને તમારે ત્યાં એકાદ કલાક જેટલું લાં... બું રોકાઈશ, બસ ? ચાલ નિધિ, તૈયાર થઈ જા એટલે આપણે બેય નીકળીએ. દિશાનેય મજા આવશે. હું નિધિને લઈ જાઉં છું. એ પણ મારી દીકરી જ છે ને ?

માધવ : હા, હા, કેમ નહીં ? ખુશીથી લઈ જાવ. પણ શેઠ, એ તૈયાર થઈને આવી જાય ત્યાં સુધી તો બેસો ! પ્લીઝ. (સોફા તરફ દોરી જાય. દિગંતને પોતે બેય સોફા પર બેસે છે. ભાવના ટ્રેમાં પાણીના ગ્લાસ લઈ આવે બેયને આપી પોતે બીજા સોફામાં બેસે.) હા, તો કેમ ચાલે છે તમારે બિઝનેસ? કેવો ગેઈન છે ? આ વખતે જરાક મંદી છે ને ફોરેન ઈન્વેસ્ટમેન્ટ...

દિગંત : (પાણી પી ગ્લાસ નીચે મૂકી પછી વચ્ચેથી જ અટકાવતાં) તમે મને મોટો માણસ ગણો છો એટલે મારી ટીકાને ધરાર સહન કરી લ્યો એમ બને, પણ તોય એ માટે હું અગાઉથી જ તમારી માફી માંગી લઉં છું. જો ભાઈ, બિઝનેસની તો હમણાં એક બે ને ત્રણ. ને તેલ લેવા જાય મંદીને ધંધાનું એ ઈન્વેસ્ટમેન્ટ. તમારાં સંતાનને વ્હાલ કરો એ જ સાચું ઈન્વેસ્ટમેન્ટ. પેલી મંદીની તમને બહુ ચિંતા છે, પણ આ નિશાના હૃદયમાં જે મંદી ચાલી રહી છે તેની તમને જરાય પરવા નથી ! હું આમ તો મારી દિશા વાર્તાસ્પર્ધામાં પહેલો નંબર લઈ આવી એની માનમાં પેંડા દેવા આવ્યો હતો. પછી તરત જ નીકળી જવાનો હતો મારે ઘેર દિશાનું રિહર્સલ જોવા, પણ ...! મેં તમારી બધી વાત સાંભળી લીધી છે. તમે પૂછતાં'તા ને દીકરીને કે શો ફરક પડે છે ? પડે છે, બહુ મોટો ફરક પડે છે. પ્લાસ્ટિકના ફૂલો બગીચાના સાચુકલાં ફૂલો કરતા ગમે તેટલાં સારાં ને રંગીન દેખાતાં હોય. એની ઉપર ભમરો ન બેસે. એમાં જીવ કે સુગંધ ન હોય. (નિશા ખુશખુશાલ ચહેરે આવી જાય છે દિગંત એની સામે જોઈને) એક ફૂલ અકાળે ચીમળાઈ જાય એ પહેલાં ચેતી જાવ. (ઘડિયાળ સામે જોઈ ઊભાં થતાં) ચાલો, એ બધી વાત હું નિધિને મૂકવા પાછો આવું ત્યારે. હવે હું અમે જઈશું. દિશા મારી કાગડોળે રાહ જોતી હશે. ચાલ નિધિ. (બેય કારમાં જાય છે.) (સ્થળ દિગંતભાઈનું ઘર. નાટકનું રિહર્સલ ચાલતું હોય છે. નિધિ - મંથન વગેરેનો અવાજ. વાહ દિશા વાહ શિયાળ શું અભિનય છે બાકી તારો ? અભિનંદન. વાહ મંથન સસલા, મસ્ત એક્ટીંગ હિપ હિપ હુર્રે..

તાળીઓનો ગડગડાટ. એક કલાક પછી દિગંત-નિધિ માધવના ઘેર આવે)

**સ્થળ - માધવ - ભાવનાનું ઘર**

માધવ : આવો આવો દિગંત શેઠ. સર, વેલકમ અગેઈન. ત્યારે તમારે ઉતાવળ હતી એટલે તમે જલદી ભાગ્યા તેથી અમારાથી મહેમાનગતિ બરાબર થઈ ન શકી. હવે નિરાંતે બેસજો.

દિગંત : હા, મારે તો બેસવું હતું, ઘણું કહેવું હતું, પરંતુ દિશાનું રિહર્સલ હોઈ..! પણ કંઈ વાંધો નહીં. હવે કહીશ. નિધિનો પ્રશ્ન હવે મારો પ્રશ્ન છે. તમે તમારી દીકરીને બહુ પ્રેમ કરો છો ?

માધવ : સર, આ પ્રશ્ન મારી દીકરીએ પણ અમને પૂછ્યો એટલે તમને એમ લાગ્યું હશે કે... તમારી કશીક ગેરસમજ થતી લાગે છે. દીકરી ઉપર કયાં માબાપને પ્રેમ ન હોય? અમે એનું ભલું જ ઇચ્છીએ છીએ. એ ભણીગણીને હોશિયાર થાય, એની પ્રગતિ થાય એમાં અમે રાજી જ છીએ. અમે એને બધું જ આપીએ છીએ...

દિગંત : સમય સિવાય.. પ્રેમ સિવાય ! હું ખોટો હોઉં તો મારી જીભ સિવાય. ઓમ નમઃશિવાય. ભલા માણસ, એને વસ્તુઓ નહીં, માબાપ જોઈએ છે. એનો પ્રેમ જોઈએ છે. એ સમય આપે એમ એ ઇચ્છે છે. વાતો ગમે તેટલી ગાંડીઘેલી ને ખોટી હોય, પણ તોય એને એ ગમશે, જો તમે એ વાતો એને તમારી પાસે બેસાડીને કરી હશે તો...ગૂગલે પૂરા વિશ્વને આપણી સમક્ષ ખુલ્લું મૂકી દીધું. એ ખૂબ જ ઉપયોગી છે એની ના નથી. હું ને મારી દીકરી પણ એનો છૂટથી ઉપયોગ કરીએ છીએ. એ ગ્રેટ ગૂગલ અને ઈન્ટરેસ્ટિંગ ઈન્ટરનેટને સો સો સલામ. પણ સંતાનની પ્રેમથી, સાચી સંભાળ લેતા માબાપને તો લાખો કરોડો સલામ. નેટ ખુલે છે ત્યારે માણસનું મગજ ખીલે છે પણ માબાપનું હૃદય ખૂલે ત્યારે સંતાન પ્રેમના ઝૂલે ઝૂલે છે. તમે દીકરીને એમ કીધું ને કે જા, ગૂગલમાં જઈ વાર્તા શોધી લે. તો હા, વાર્તા તો અનેક મળશે, પણ ગૂગલ એને ખોળામાં બેસાડી કે માથે હાથ પસવારી વાર્તા નહીં કરી શકે. ગૂગલ બાપ છે તો એ બાપનોય એક બાપ છે. ને એ મારી પાસે છે જે તમારી પાસે નથી. નિધિ 'તમે મને પ્રેમ કરો છો' એમ પૂછી બીજું પણ કશુંક કહેવા માંગતી હતી પણ... હવે હું જ તમને ફરી પૂછું છું. તમે આ દીકરીને પ્રેમ કરો છો ?

ભાવના : (જરા ઓઝપાઈને) પ્રેમ જરૂર કરીએ છીએ. પણ તમે કહો છો એવો તો કદાચ નહીં જ.

દિગંત : યસ, નાઉ ધેર યુ આર. હવે ગાડી પાટા પર આવી રહી છે. (નિધિને કાનમાં કશુંક કહે)

નિધિ : હું તમને બંનેને છોડીને ક્યાંક ચાલી જાઉં તો ? તો તમને ગમશે ? હવે બધું નિરાંતે થશે,. હાશ, બોજ હળવો થયો, હવે કામમાં વધુ ધ્યાન આપી શકાશે એવું તમને થાય કે પછી...?

માધવ : મહેરબાની કરીને બીજીવાર તું આવું ના બોલીશ. તું કેવી વાત કરે છે ? તું બોજ નથી. તું તો અમારા માટે આનંદનો હોજ છો. તું જ ન હો તો પછી આ બધાનો શો અર્થ ? આ બધી સંપત્તિ, જાહોજલાલીનું શું કામ ? તું જ તો અમારું સાચું જીવન છો.

ભાવના : (રોવા જેવી થઈને) તું ન હો તો અમે આ બધું કમઠાણ કોના માટે કરીએ ? અમારી સાચી ખુશી તો તું જ છે. તને ખુશી મળે તો જ...

દિગંત : તો એને જેનાથી ખુશી મળે એ કેમ નથી કરતા? ને એ ક્યાં કાંઈ વધુ માંગે છે ? આને ખોબો ભરીને આપશો તોય એને દરિયો મળ્યા જેવી ખુશી મળશે. હા. એ ખોબો આપણો હોવો જોઈએ, બીજાનો નહીં. રીપીટ.. એ ખોબો આપણો હોવો જોઈએ, બીજાનો નહીં.. નો કુરિયર સર્વિસ, નો આયા ફેક્ટર. નથીંગ ડુઈંગ. ઉછીના અઢળક સુખ કરતા પોતાનાએ પોતીકું ગણી આપેલું ચપટીક સુખ પણ એને વધુ લાગશે. એમ લાગશે જાણે જોઈતું'તું એ બધું મળી ગ્યું. હું પહેલી વાર તમારે ત્યાં આવ્યો ત્યારે તમારું ઘરનું બારણું ઊઘાડું હતું. પણ એ શું કામનું ? તમારા હૃદયનું બારણું ઊઘાડું હોય તો સૌનાં ઉઘડી જાય. ઉઘાડ સર્જાય. ઘર મધુવન થઈ જાય.

નિધિ : પણ અંકલ, હું આવું ત્યારે માધવ નામ ધરાવતા પપ્પાને સતત પોતાનામાં જ બીઝી જોઈ એમ થાય કે 'માધવ ક્યાંય નથી મધુવનમાં.' ને મમ્મી ...? જવા દયો એ વાત. દિગંત અંકલ. હું આ બંનેને કશુંક પૂછવા માંગું છું. તમને બંનેને મોડું તો નથી થતું ને ? કોઈ મિટિંગ -ફીટિંગ તો નથીને અરજન્ટ ? તો હજુ મારે કંઈક પૂછવું છે.

માધવ : બોલ દીકરી બોલ. આજ તું બોલ ને અમે સાંભળશું. હવે અમને થોડું થોડું સમજાય છે.

નિધિ : થેંક્યુ પપ્પા. હવે તમે મને પ્રેમ કરો છો એમ તમને પણ કોઈ અઢળક પ્રેમ કરતું હશે ને ? તમે ન હો તો એનેય નહી ગમતું હોય ને ? એનો જીવ પણ ...! એ કોણ ?

માધવ : નિધિ, તું આમ કોયડા પૂછતી હોય એમ પૂછ મા.

દિગંત : આમાં કોયડો ક્યાં છે ? ઈટ ઈઝ વેરી સિમ્પલ. તકલીફ આપણી જ છે. જીવન સરળ હોય પણ આપણો વાયડો સ્વભાવ એને કોયડો બનાવી દે છે. આપો જવાબ તમારી દીકરીને.

ભાવના : તમને પણ કોઈ પ્રેમ કરતું હશે, તમારા વગર પણ કોઈને ન ગમતું હોય એ કોણ એમ તે પૂછ્યું ને ? એનો જવાબ છે તું ..અમારી દીકરી..

નિધિ : જવાબ સાવ સાચો નથી. હુંય તમને પ્રેમ કરું છું. તમારા વગર મને નથી ગમતું એટલે તો તમે મારી સાથે હો એવું હું ઇચ્છું છું. તમારી બધી વાત સાચી, પણ તોય જવાબ ખોટો છે.

માધવ : હવે આ તો કોયડો જ થયો ને ? તારા સિવાય આ દુનિયામાં એવું કોણ છે જે પ્રેમ..હા, મારા ને ભાવનાના કેટલાંક મિત્રો-બહેનપણીઓ એમાં આવે, પણ અઢળક પ્રેમ કરતું હોય એવું...!

દિગંત : કલ્પનામાં વિચારો! વિચારો વિચારો. મગજ દોડાવો ! હા, પણ ભૂલ્યો..આમાં મગજ નહીં, હૃદય ખોલવાનું છે. વરસાદ પડે ત્યારે માટીની મહેંકથી વાતાવરણ કેટલું ખીલી ઊઠે છે ? એ ભીની સુગંધ તનમનને કેવી સ્પર્શી જાય છે ! જે કામ માટીથી થાય એ કામ આરસપહાણનો બાપ આવે તોય ન થાય. સાચા જવાબ માટે તમને એક હિન્ટ આપું. તમને ખબર છે મારી દીકરી ગૂગલમાંથી વાર્તા નથી શોધતી ! ને તોય રોજ એની પાસે નિતનવી વાર્તા...

નિધિ : મને કહેવા ઘો અંકલ, હા પપ્પા, દિશા પાસે આજે કપટી શિયાળની વાર્તા હોય તો કાલે લૂચ્ચી લોમડીની, કોક દી બુદ્ધિશાળી હાથીભાઈ તો કોઈવાર ઝાડપાનની. ભલા પોપટની, વાંદરા-બિલાડીની, કાચબા-સસલાંની...એમ રોજેરોજ નવી નવી વાર્તા. એકેય વાર વાર્તા રીપીટ ન થાય. ને મોટા ભાગની વાર્તા એવી હોય કે જે ભજવી શકાય, જેમાંથી મનોરંજન પણ મળે ને ઉપયોગી સંદેશ પણ..(ગાય છે) 'વાર્તા રે વાર્તા, ભાભો ઢોર ચારતા, ચપટી બોર લાવતા..' (દિગંત આ ગીતમાં જોડાઈને નિધિને તાળી દે છે. થોડું મૌન છવાય, પછી) બોલો આ બધી વાર્તા ક્યાંથી...?

માધવ : (પત્નીને બોલતી અટકાવીને) તું ન બોલ. હવે મને કહેવા દે. આ તો સાવ સહેલું ને સટ. પંચતંત્ર ને હિતોપદેશની બોધકથાઓ. આપણા પ્રાચીન વાર્તાગ્રંથો. ને આજની આધુનિક બાળવાર્તા પણ હશે. ગીજુભાઈ બધેકાની, છકો મકો...

ભાવના : મિયાં ફૂસકી ને તભા ભટ, અલીબાબા ચાલીસ ચોર, બત્રીસ પૂતળી, ઈસપની બાળવાર્તાઓ, હોમ એલોન જેવી મોડર્ન સ્ટોરી, કાર્ટૂન નેટવર્ક. મારે એક વાર પોઝીટીવ થીંકીંગ ઉપર પ્રવચન આપવાનું હતું ત્યારે મેં ગૂગલમાં સર્ચ કરેલું. બોલો હવે તો અમે બેય સાચા ને ?

નિધિ : કિનારે તો પહોંચ્યા, પણ હજી દરિયાના મોજાંમાં પગ નથી બોળ્યા કે જહાજમાં એન્ટ્રી નથી મારી શક્યા. મમ્મી, પણ હા, તમારી અત્યારે અરજન્ટ મિટિંગ હતી ને એનું...

ભાવના : મિટિંગમાં મૂક પૂળો મારી બઈ; એટલે કે મારી દીકરી. આજથી મારી સાચી મિટિંગ તારી સાથે, બસ ?

માધવ : ને હુંય હવે સાચું ઈન્વેસ્ટમેન્ટ કરવાનો. દીકરીનું વ્હાલ ને એનો આનંદ એ મારો સાચો નફો. અત્યાર સુધી હું ખાલી કામ કામ ને કામમાં જ માનતો ને એ પણ ખાલી ધંધાના કામને. ધંધા ને પૈસા પાછળ મેં આંધળી દોટ મૂકેલી. પોસ્ટ-ટેલિફોન, બેંક કે અન્ય સરકારી ખાતાઓમાં રજા પડે એટલે હું 'એ લોકોને કામ નથી કરવું' એવું બૂમરાણ મચાવી ઘણી રજાઓ રદ કરવા ઝુંબેશ ચલાવતો. પણ હવે મને લાગે છે કે એમની રજાઓ કપાવી, કર્મચારીને એમના પરિવાર સાથે મળતા અટકાવી મેં એમને અન્યાય કર્યો છે ને મોટો અપરાધ કર્યો છે. હવે હું એવું નહીં કરું. હું મારે ત્યાં કામ કરતા માણસોનેય વારે-તહેવાર રજા આપીશ.

દિગંત : યે બાત. અબ આયે સહી લાઈન પે. હા, કુટુંબ સાથે મળવું, તહેવારોને, આપણી સંસ્કૃતિને માણવી એ પણ એક મોટું કામ છે. વાસ્તવમાં આ અનિવાર્ય છે, નહીંતર માણસ માણસ મટી મશીન થઈ જાય. માધવભાઈ, તમે સાચું સમજ્યા હો ! પણ પછી તમારો બિઝનેસ...

માધવ : બિઝનેસની વાત મૂકો અત્યારે તડકે. નિધિ, મને એ કહે કે હજુ શું ખૂટે છે ? હવે અમારી ધીરજ ખૂટે છે. હું હમણાં જ પંચતંત્ર, હિતોપદેશ વગેરે પુસ્તકો મારો માણસ મોકલી મંગાવી દઉં. ભૂલ્યો..નિધિ.. આપણે બધાં હારે પુસ્તક લેવા જઈશું, બસ રાજી ?

નિધિ : હા પપ્પા, આઈ લવ યુ. વાહ. પણ હજી કોઈ બીજા પણ તમને કોઈ પ્રેમ કરે છે. એ તમારી રાહ જૂએ છે. પંચતંત્ર વગેરે તો આવશે જ. પણ મારે તો...!

ભાવના : મારે તો શું ? મગનું નામ મરી પાડ ને હવે !

દિગંત : એ બધી વાર્તાઓ તો ઓનલાઈન ગૂગલમાંથી પણ મળે, પણ એને એ નથી જોઈતું. મેં તમને ન કીધું કે ગૂગલને પણ ભરી પીએ એ નિધિને જોઈએ છે. ગૂગલનો બાપ. ગૂગલનો દાદો. આ બધી વાર્તાઓ પ્રેમ અને પોતાપણાથી કહેશે કોણ ?

માધવ : અરે હું કહીશ. આ ભાવના કહેશે. તમે ને દિશાય આવજો. મહેફિલ જમાવશું મહેફિલ.

નિધિ : પાકું ને ? આઈ લવ યુ ઓલ. તમે બેય વાર્તાઓ કરજો. હું એ પ્રેમથી સાંભળીશ, પણ.. હું જેની વાત

કરું છું એની જેમ મલાવી મલાવીને વાર્તા કરતા તમને ન આવડે. 'પછી શું થ્યું પછી શું થ્યું?' એવી ચટપટી થાય. 'અરે વાત જાવા દે બેટા. એયને પછી તો એવું થયું કે..' એવા હાવભાવ, લટકાંમટકાં, નિતનવી સ્ટાઈલ કરીને વાર્તા કરે એ મારે જોઈએ. મારે તો ગૂગલનો બાપ જોઈએ. આવું કરશો તો મમ્મી, પછી તમારે બ્લડપ્રેશરની ગોળીઓ ગણવી કે ગળવી નહીં પડે.

દિગંત : હા, એવો ગૂગલનો સંસ્કારી બાપ જોઈએ. જે વાર્તાય કરે, વાર્તા કરતા કરતા પ્રેમ પણ કરે, ખોળામાંય બેસાડે, વાર્તામાં રસ ને ઉત્કંઠા પણ જન્માવે. ચિત્રવિચિત્ર હાવભાવ, ગાંડીઘેલી કાલીઘેલી ભાષા વગેરેનો ઉપયોગ પણ કરે એવો ગૂગલનેય આંટી મારે એવો ગૂગલનો બાપ. મારી દીકરી એની પાસે જ વધુ વાર્તા સાંભળે છે ને એની પાસે જ મોટા ભાગનું...

ભાવના : અરે મારા બાપ.. મારી માવડી ! હવે તમને બેયને હાથ જોડું. આ બાપે તો બહુ કરી હો ! (ભાવના-માધવ બેય હાથ જોડે. નવાઈ વ્યક્ત કરે) તમે કહેતાં હો તો અમે બેય તમારા બેયના પગે પડીએ, સાષ્ટાંગ દંડવત કરીએ. પણ હવે મોણ નાખ્યા વગર સીધેસીધું કહી દ્યો ને કે...!

દિગંત : એ માટે તમારે અમારી સાથે મારી કારમાં આવવું પડશે. પહેલાં આપણે દિશાને ઘરેથી લેશું, પછી બેય દીકરીઓ માટે વાર્તાનાં પુસ્તકો ખરીદશું. પછી ગૂગલનો બાપ ઘેર લેતા આવશું.

માધવ : (નવાઈભેર) ગૂગલનો બાપ પણ વેચાતો મળશે ? લે બોલ. આ વળી નવું !

દિગંત : ના એને કોઈ ખરીદી ન શકે. આમ જુઓ તો મફત ને આમ જુઓ તો અણમોલ. તમને એમ લાગે છે ને કે અમારે કાકા-ભત્રીજીને સી.આઈ.ડી. થવાની જરૂર છે ? હવે ઝટ કારમાં બેસો. ઘણું મોડું કરી નાખ્યું છે તમે બંનેએ. પણ જાગ્યા ત્યારથી સવાર. ન કરો હવે વાર. (કાર વૃદ્ધાશ્રમના આંગણે ઊભી રહે છે. તેમાંથી માધવના માબાપ બહાર નીકળે છે.)

નિધિ : આ છે ગૂગલના બાપ. મારે 'આ' જોઈએ છે. એને તમારી ને મારે-તમારે એની જરૂર છે. દાદા, દાદી. ચાલો આપણે ઘેર. (લે લો લે લો દુઆએ માબાપકી-રફીસાહેબનું ગીત વાગે છે.)

(માધવ-ભાવનાની આંખોમાં પસ્તાવા-હરખના આંસુ. બેય માધવના માબાપને પગે લાગે છે.)

માધવ : પિતાજી, મા.. મને અમને માફ કરી દ્યો. તમે તો મને નિસ્વાર્થભાવે પ્રેમથી ઘણુંબધું આપ્યાં જ કર્યું. પણ મેં..! ચાલો આપણે ઘેર.

ભાવના : પ્રેમ શું છે એ ખરું મેં આજ જાણ્યું. (દિગંત સામે જોઈને) ને પરદુ:ખભંજન કોને કહેવાય એ પણ. થેંક્યુ દિગંતભાઈ.

નિધિ : (દાદા દાદીનો હાથ પકડી ગીત ગાય છે.) દાદી-અમ્મા, દાદી-અમ્મા માન જાઓ, પ્યારે દાદા, પ્યારે -દાદા માન જાઓ. છોડો જી યે ગુસ્સા જરા હસકે દિખાઓ. દાદી-અમ્મા પ્યારે દાદા માન જાઓ. ( દાદી-અમ્મા માન જાઓ- ફિલ્મી ગીત ગુંજે છે. બેય તૈયાર થાય છે.)

માધવ : દિગંતભાઈ તમારો આભાર ને (નિધિનો ખભો થાબડતાં) મારી દીકરી કમ દોસ્ત નિધિ, તારોય ખૂબ ખૂબ આભાર. દિશા, (દિશાને ગાલે હળવી ટપલી મારતા) તેં પણ આમાં મોટી ભૂમિકા ભજવી અમારી આંખ ઉઘાડવામાં મદદ કરી છે. તારો રોલ આમાં ઓછો નથી. થેંક્યુ.

દિશા : અમારા રોલના તો તમારે વખાણ કરવા જ પડે. પણ ઊભા ર્યો. આટલું જ કહી એમ મારો રોલ કરી જાવ મા. આવું કોરું થેંક્યુ ન ચાલે અંકલ. મારો નંબર આવ્યો ને આ જીવનની પરીક્ષામાં બધાનો પહેલો નંબર આવ્યો એના માનમાં પાર્ટી આપો પાર્ટી. પાર્ટી તો બનતી હૈ.

માધવ : દિશા દીકરી. એક નહીં તું કહે એટલી પાર્ટી આપીશ, પણ આજે ઘેર પાર્ટી રાખશું. મને ખબર પડી ગઈ આ કાકા-ભત્રીજીએ આજનો જ દિવસ કેમ પસંદ કર્યો ? આજે મારા મમ્મી-પપ્પાની લગ્નતિથિ છે. (માબાપ સામે જોઈ કહે) હેપી મેરેજ ડે. (માબાપ બેયને સુખી થવાના આશીર્વાદ આપે છે ને પછી દાદા-દાદી નિધિની એક એક આંગળી ઝાલી આગળ ચાલે છે.)

દિગંત : ચાલો દેર આયે દુરસ્ત આયે. તમે પણ હૃદયથી કામ લીધું એટલે તમનેય ધન્યવાદ. (માધવના મા-બાપ સામે આંગળી ચીંધી) છે ને બાકી આ ગૂગલનો બાપ? એમના મૂલ અમાપ. દેવામાં નથી કરતા કદી એ તોલમાપ. (માધવ સામે જોઈ) મને કારનું ભાડું આપ. (બધા ખડખડાટ હસી પડે છે.) ગૂગલની (બધાં જય બોલાવે) ને ગૂગલના બાપની..

નિધિ : અનેક વાર જય. જય માતાજી. જય પિતાજી. (નિધિ પપ્પાને પ્રેમથી વળગી પડે છે. બધા કારમાં બેસે છે ને કાર માધવના ઘર તરફ સડસડાટ દોડવા માંડે છે.)

*૧, જલારામ નગર, નરસંગ ટેકરી,*
*હીરો શો રૂમની પાછળ, ડૉ. ગઢવીસાહેબની બાજુમાં,*
*પોરબંદર-૩૬૦૫૭૫ મો. ૯૮૯૮૧૬૪૯૮૮*



# કાવ્ય સંપુટ

રઘુવીર ચૌધરી
ચંદ્રકાન્ત શેઠ
ભાનુપ્રસાદ ત્રિવેદી
રાજેન્દ્ર શુક્લ
માધવ રામાનુજ
વિનોદ જોશી
મનોહર ત્રિવેદી
રાજેશ વ્યાસ 'મિસ્કીન'
હરીશ મીનાશ્રુ
મણિલાલ હ. પટેલ
ધીરેન્દ્ર મહેતા
નીતિન વડગામા
યોગેશ જોષી
ધૂની માંડલિયા
કિસન સોસા
રમણીક સોમેશ્વર
જગદીશ ધનેશ્વર ભટ્ટ
મુસાફિર પાલનપુરી
સતીશ ડણાક
હર્ષદ ચંદારાણા
શિવજી રૂખડા
ગુણવંત ઉપાધ્યાય
બકુલેશ દેસાઈ
સંજુ વાળા

હર્ષ બ્રહ્મભટ્ટ
કૃષ્ણ દવે
દલપત પઢિયાર
ભાગ્યેશ જહા
અંકિત ત્રિવેદી
હર્ષદ ત્રિવેદી
દિલીપ જોશી
ફિલિપ ક્લાર્ક
ડૉ. નિરંજન રાજ્યગુરુ
મીરા આસીફ
ગોવિંદ દરજી 'દેવાંશુ'
રઈશ મનીઆર
રાધેશ્યામ શર્મા
અઝીઝ ટંકારવી
રમેશ પટેલ 'ક્ષ'
ઉર્વીશ વસાવડા
કિશોર જીકાદરા
અનંત પટેલ
અનિલ ચાવડા
ભાવેશ ભટ્ટ
ચંદ્રેશ મકવાણા
અશોક ચાવડા 'બેદિલ'
હરદ્વાર ગોસ્વામી
મનીષ પરમાર

સ્નેહી પરમાર
પ્રશાંત કેદાર જાદવ
રમેશ ઠક્કર
એસ. એસ. રાહી
મનીષ પાઠક 'શ્વેત'
ભરત કવિ "ઊર્મિલ"
ભાનુપ્રસાદ પુરાણી
પ્રદીપ 'સુમિરન'
ભસ્માંગ માંકડ "સમ્રાટ"
નટવર આહલપરા
ડૉ. ઈશ્વર સુથાર (શિલ્પી)
પ્રફુલ્લ રાવલ
રમેશ પટેલ
ડૉ. મનહર ઠાકર
દિનેશ દેસાઈ
પ્રીતમ લખલાણી
રક્ષા શુક્લ
વિવેક મનહર ટેલર
નયના જાની
ચંદ્રશેખર પંડ્યા
કનૈયાલાલ ભટ્ટ
કરસનદાસ લુહાર
રમેશ આચાર્ય
યોસેફ મેકવાન

ડૉ. ધૈવત શુક્લ 'આનંદ'
પારસ એસ. હેમાણી
ડૉ. મનોજ જોશી 'મન'
ડૉ. પ્રદીપ આઝાદ
હર્ષિદા દીપક
દીપક ત્રિવેદી
ભાવિન ગોપાણી
તેજસ દવે
દર્શક આચાર્ય
સૉલિડ મહેતા
રમણ વાઘેલા
ડૉ. મુકેશ જોષી
જયંતિ ધોકાઈ
વિપુલ માંગરોળીયા
શૈલેષ પંડ્યા 'ભીનાશ'
પ્રશાંત સોમાણી
રેણુકા દવે
ભૂપેન્દ્ર ત્રિવેદી 'સ્વયંભૂ'
પ્રજ્ઞા પટેલ
વિનોદ ગાંધી
સંસ્કૃતિરાણી દેસાઈ

# વિદાયની વસંત

**(અમેરિકન ફૉલ)**

*- રઘુવીર ચૌધરી*

પાંદડાં ફૂલ બની ગયાં છે,
ધરતી, આભ વચ્ચે
લહેરાય છે રંગસાગર,
જતાં જતાં રંગરસની છાલક.
તારકોની આકાશગંગા જોવા,
પૃથ્વીના કોઈ પણ વિસામે,
ઊભા રહેવાનું
પણ આ વન્ય તરુરાગ માણવા
ચાલવાનું
કે વાહનમાં ધીરે ધીરે સંચરવાનું
અરે આ તામ્રપટ
બની ગયો સુવર્ણ !
સપ્તપદી માટે સજ્જ,
કુમારિકાનો ચંદરવો.
એવું નથી કે સુવર્ણ
ખાણમાં જ હોય,
નદીની રેતમાં પણ હોય
પણ અહીં તો
પ્રકાશતા પવનમાં
લહેરાય છે સુવર્ણ
તરુકુળની શિખાએ શિખાએ
મેપલ તો મહુડા જેવડું મોટું
ટીક કહો કે સાગ.
પારિજાત ને મંદાર
ભલે સ્વર્ગી કહેવાય
સેવન સાથે



એવાં કેટકેટલાં વૃક્ષોને મળીને
વનને ઉપવન બનાવી
વસે છે વિશ્વજન
કાષ્ટકુટીરે
વાહનો તો જાણે સિન્દુરી કીડીની હાર
જુએ આકાશ
હા, આકાશ ક્યાંય નાનું ન હોય
પણ આ વૃક્ષરાશિને જોવા
ઊંચકાયેલી નજર ને
સ્પર્શતું આકાશ
આંખમાં આવી
માનસર ચીંધી
કૈલાસની ભાળ આપે છે
પાર્વતીએ સીંચેલા
દેવદારુની સૃષ્ટિ શતરૂપા
મારી ભીતર લહેરાય છે
અહીં પણ એ જ ચિદાકાશ,
અનાગત વસંતની અભીપ્સાનો
શિવસંકલ્પ

*એ-૬, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯-૨૬૩૦૫૯૫૯*

# પ્રભુનો કેવો હશે અવાજ ?

*- ચંદ્રકાન્ત શેઠ*

પ્રભુનો કેવો હશે અવાજ ?
જેના અંતરનાદે સૌની અંદર બાજે સાજ,
પ્રભુનો મંગળ તહીં અવાજ!
ફૂલ ફૂલની આંખે આંખે,
પતંગિયાંની પાંખે પાંખે,
આમ્રતરુની સાખે સાખે,
રંગ-સુવાસે મૌને જેનો હરદમ ચલે રિયાજ,
પ્રભુનો મધુમય તહીં અવાજ!
કુંજ કુંજના કલકૂજનમાં,
શૈલ શૈલના ઘન-ગર્જનમાં,
સરવર લહર લહર સ્પંદનમાં
સતના તાલે તાલે જ્યારે નર્તે શિવ મહારાજ,
પ્રભુનો અમિયલ ઊઠે અવાજ !
શૈશવનાં રમતીલાં નિર્મળ,
યૌવનનાં મદમસ્ત કસુંબલ,
શાન્તશીતલ વડપણનાં વત્સલ
જીવનજંતરમાંથી જ્યારે ખૂલવા માંડે રાઝ,
પ્રભુનો ગુંજે તહીં અવાજ !

*૯-બી, પૂર્ણેશ્વર ફ્લેટ્સ,*
*ગુલબાઈ ટેકરા પર, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન નં. : ૦૭૯-૨૬૩૦૦૯૨૮*





# કોઈ કહેજો

*- ભાનુપ્રસાદ ત્રિવેદી*

એક વાસંતી વાયરાને કહેજો
પીટ્યો ન મારી કેડે પડે !
એને ટોકીને ટોણો દેજો
છકેલ મારે છેડે અડે !
કૂવાને કાંઠડે નીર ભરી આવતાં
મારગડે સંતાતો સામો મળે,
ઘૂંઘટને સાચવું ત્યાં પાલવ ઉડાડતો,
મૂંગાં પારેવાં મારાં નીડમાં છળે,
એનાં નખરાંને નાણી લેજો
નફ્ફટ નયણે અડે !

એક....

આંબાની મંજરી શી મનડાની વાતને
એ કહી દે કોકિલ્લને સૂરે અડી,
ટૂંકી તે ફાગણની અંજવાળી રાતને
એ ઝાઝી લંબાવતો ઝરૂખે ચઢી,
કોઈ જકડી ને જોર એનું લેજો
જુલમી ન મુને હૈડે જડે !

એક....

*'શાલવન', ૬, વિરાટનગર સોસાયટી,*
*સેક્ટર-૨૩, ગાંધીનગર-૩૮૨૦૨૩*
*ફોન નં. : ૦૭૯-૨૩૨-૩૩૪૮૨*

# ન કૈં જ જૂદું !

*- રાજેન્દ્ર શુક્લ*

સતત ફરતું ફરે જ છે ઘર
આ પોતાની ધરી પર
વસે અહીં જેટલાં જણ
એટલા ભૂખંડો
એટલા ભૂકંપ
એટલા સમુદ્રો
એટલા તુફાન
એટલા આકાશ
એટલા જ ઝંઝાવાત
ખસે, ધસે, શ્વસે
સહુ સહુની ધરી પર
પોતપોતાની ભ્રમણ કક્ષામાં.

ભૂખંડોને સરહદો,
સમુદ્રને કિનારા,
આકાશને ય સીમાંઓ,
સહુને આગવું પોતપોતાનું
સુવાંગ.

સહુ સાચવે છે સશસ્ત્ર
પોતપોતાનાં
ભૂખંડો, સમુદ્રો, આકાશો.
કિનારા, સરહદો, સીમાઓ
સતત સહુ સાચવે છે.
સશસ્ત્ર રહીને,
અકારણ, આક્રમે, અતિક્રમે
ઓળંગે ય સશસ્ત્ર.

સહુને પોતપોતાની જ ભાષા,
અને પોતાનો જ એક
નિશ્ચિત, અનિશ્ચિતાર્થ શબ્દકોષ
સતત ફરતું ફરે ઘર
આ પોતાની ધરી પર
પોતાની ભ્રમણકક્ષામાં.

ઘર સતત વહેતું રહે
ઘર સતત કહેતું રહે,
જેવું કહે, તેવું લટે -
ન કૈં જ જૂદું, ન કૈં જ જૂદું,
એક જ બધું, એક જ બધું,
નેહ નાનાસ્તિ કિંચન।
નેહ નાનાસ્તિ કિંચન॥

*૨૨/૫૨૯, સત્યાગ્રહ છાવણી, જોધપુર ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯-૨૬૮૬૧૭૬૪*





# અધૂરપ

*- માધવ રામાનુજ*

જીવનભર માગ્યું છે !
અને હજુ મળવાનું બાકી છે એવું લાગ્યું છે...
જીવન એવું આપ્યું જાણે કલ્પવૃક્ષની છાયા
એમાં મન જેવું મન આપ્યું મનને આપી માયા
કાયા-માયા મળ્યાં તોય અધૂરપ જેવું લાગ્યું છે...
જીવનભર માગ્યું છે !
સાવ અજાણ્યા જણનાયે અંતરમાં જાગે ભાવ,
વાણીનું વરદાન મળ્યું રે તોયે રહ્યો અભાવ
જીવન જેવું અજવાળું પણ અંધારું લાગ્યું છે...
જીવનભર માગ્યું છે !
સ્વજનો આપ્યાં, સ્મરણો આપ્યાં,ક્ષણો વિરહની આપી,
સુખ પણ આપ્યું, દુઃખ પણ આપ્યું ને સમજણ પણ આપી,
અઢળકથી ઉભરાતું ભીતર પણ અધૂરું લાગ્યું છે...
જીવનભર માગ્યું છે !
- અને હજુ મળવાનું બાકી છે, એવું લાગ્યું છે...

*જે/૧૧,વિક્રમ એપાર્ટમેન્ટ,*
*શ્રેયસ ક્રોસિંગ પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૭૯૭૬૭૦૦૯*

# રાજગરો રાતો ને...

*- વિનોદ જોશી*

રાજગરો રાતો ને લીલી લવિંગડી,
કેસરિયો આવીને દરિયે ઊભા રિયા...
દરિયા હાર્યે સોળ વરસથી બાપે માર્યા વેર,
લઈ લીધી લીંબોળી એમાં વરત્યો કાળો કેરઃ
રતુંબડી આંખ્યું ને અસ્સલ જોબન ભીને વાન,
મુઠ્ઠીમાં ઉભરાણાં એને ધમમસતાં તોફાન.

તારી તે... બોલીને ભીંસ્યા દાંત જો,
મૂછો મરડી બબ્બે બખ્તર ચડાવિયા...

કેસરિયે ઉપ્પાડી ઝીંક્યાં સણસણતાં બે તીર,
મોજેમોજું ભચડક ભૂક્કો કટકેકટકા નીરઃ
મુઠ્ઠી દરિયો વેરણછેરણ વીંખ્યો ડાબે હાથ,
રઘવાયા કાંઠાને ભરચક ભીડી ધીંગી બાથ.

પરસેવે રેલાણો દરિયો બ્હાવરો,
ધ્રહધ્રહ મોઢે ફીણના ફોહા કઢાવિયા...

વજ્જર હાથે ચરર ચીરી છાતી જળબંબોળ,
હાથ કરી લીંબોળી માઝમ કર્યા પછી અંઘોળઃ
પદ્દુક ઘોડે બેઠા મૂછે લીંબુ છે અણમોલ,
કેસરિયો તો નગર પધાર્યા વાગે પડધમ ઢોલઃ

જમણે હાથે ખમ્મા ! ખોદી તળાવડી,
તળાવડીને કાંઠે વીરડા ગળાવિયા...

વીરડે વીરડે લીંબોળી બોળીને અમરત કીધાં,
ખોબો લઈને હોઠ લગી જાવાના મારગ દીધાઃ
ચોક વચાળે દરિયાવટ લટકાવી ઊંધે કાંધ,
જુગજૂની આ અમર વાતના સાક્ષી સૂરજ-ચાંદઃ

કેસરિયો જીત્યા રે દરિયો દોહ્યલો,
જીત્યા રે લીંબોળી બ્રાહ્મણ જમાડિયા...

*'પ્રયાગ', ૩૨, શ્વેત કમલ સોસાયટી,*
*વિદ્યાનગર, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૮૨૫૯૮૯૭૩૭*





# આ અજાણ્યા શ્હેરમાં

*- મનોહર ત્રિવેદી*

આ અજાણ્યા શહેરમાં જો કોઈ બોલાવે નહીં, તો શું થયું ?
ભેટવા આતુર
કિન્તુ સામેનો જણ જ્યાં સ્વયંનો હાત લંબાવે નહીં, તો શું થયું ?
આંખ સામે વણલખેલી ગીતની પંક્તિ પડી
વહુવારુને ખોવાયેલી જાણે અચાનક ધૂળમાં બુટ્ટી જડી
પોતે જ જ્યાં આવી મળે
વા-ઝડી વરસાદ ને ઠંડી હવા વળગે ગળે
ભીડમાં પડખે ઊભેલા માનવી સાથે હસી
આટલી સંક્ડાશમાં થોડીક તો ખાલી હશે જગ્યા
બને તો પ્રાસ પેઠે એમનામાં જા વસી
ફોન કોઈ સ્વજનોયે ભૂલથી આવે નહીં,તો શું થયું ?
આ અજાણ્યા શહેરમાં જો કોઈ બોલાવે નહીં, તો શું થયું ?
વતન-ઘરના આંગણે છૂટી ગયેલાં ઝાડવાં-વેલી વિના ના ઝૂરીએ
મૂકીએ કૂંડાં અગાસીમાં : જરી તો ખોટ એની પૂરીએ !
બે ગજ મળેલા આભમાં ઊડી જતાં કો' પંખીનો ટૌકો મળે તો ઝીલીએ
પુષ્પ-શાં પાડોશીઓનાં બાળકો સંભાળીએ ને પુષ્પ પેઠે ખીલીએ
સાંજના ખેંચી જતું તે શંભુનું દેરું નથી
ના હવે ફરિયાદ કરઃ જે ગાળ દૈ બોલાવતા તે નિકટના ભેરુ નથી
કોઈ દીવો આપણા દીવાથી પેટાવે નહીં, તે શું થયું ?
આ અજાણ્યા શહેરમાં જો કોઈ બોલાવે નહીં, તો શું થયું ?
ત્યાં રવિ ઠાકુર ઊભા બારણે
શરદબાબુ પૂછતા કે વિસ્મરણ મારું થયું ક્યા કારણે ?
વ્યાસજી બોલ્યા : મને 'લ્યા, કોઈ સાંભળતું નથી
વાંચનારું આટલામાં બે ઘડી મળતું નથી
નિઃશબ્દ ઠપકો આપતા 'દર્શક' મને, છૂટા પડેલા દેહથી
કાનમાં કહેતા ગયા ઉ.જો. વળી બહુ સ્નેહથી :
છિન્ન કે વિચ્છિન્ન છોને, તું અહીં તારા વગર ?
ભોમિયા વિના અરે, જા નીકળી ભમવા ડુંગર
દ્વારની સાંકળ હવે મધરાતના મહેમાન ખખડાવે નહીં, તો શું થયું ?
આ અજાણ્યા શહેરમાં જો કોઈ બોલાવે નહીં, તો શું થયું ?

*૧૭. શિવમ્ સોસાયટી, હાઉસિંગ રોડ,*
*કનકપુર, સચિન, જિ. સૂરત-૩૯૪૨૩૦.*
*મો. ૯૩૨૭૭૩૯૦૬૮*

# તું જ છે એ

*- રાજેશ વ્યાસ 'મિસ્કીન'*

શોધમાં જેની રહ્યું મન તું જ છે એ,
જે થકી ધબકે છે જીવન તું જ છે એ.

પૂર્ણ શ્રદ્ધાથી નમીને, બંધ આંખે,
તું કરે છે જેના દર્શન તું જ છે એ

આ બધા ગ્રંથો કરે છે વાત તારી,
મંત્ર-પૂજા-પાઠ વર્ણન તું જ છે એ.

તું વગરનું સ્હેજ કલ્પી જો જગત આ,
લાગતું જે નિત્ય નૂતન તું જ છે એ.

છોડ ચક્કર પાપના ને પુન્યના આ,
તેજથી ભરપૂર પાવન તું જ છે એ.

કોઈ પણ બીજું નથી ત્યાં કોઈ બીજું,
પાડતો જે બૂમ... ભગવન... તું જ છે એ.

શું વળી મુક્તિ ને બંધન ? જડ ને ચેતન ?
બ્હાર-ભીતર માણ, સ્પંદન તું જ છે એ.

*બં. નં. ૧, સરસ્વતી સોસાયટી,*
*પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭.*
*ફોન નં. ૦૭૯-૨૬૬૦૨૧૫૪*





# ગીત

*- હરીશ મીનાશ્રુ*

જડી ગયાં અણધાર્યા આપણ
અરસપરસને અહીં
નામ નદીનું તું જ પાડજે
વચ્ચે રહી છે વહી

આમ જુઓ તો હું ને તું તો મોજૂદ ક્યાંય નથી
સચરાચરમાં હું ને તું વિણ તસુ જગા ય નથી

મિલન વિરહમાં તદાકાર
ક્ષણ સદા સર્વદા રહી
જડી ગયાં અણધાર્યા આપણ
અરસપરસને અહીં

જુગલ સ્વરૂપે આલિંગનમાં ધરીએ એકાકાર
હિસાબનીશ અણસમજુ ગણશે આપણને અગિયાર

વિલસી રહીયે શૂન્ય વિલાસે
શીદ ચીતરીએ વહી
જડી ગયાં અણધાર્યા આપણ
અરસપરસને અહીં

*'સુમિરન', ૯એ, સૌરમ્ય બંગલા, વિનુકાકા માર્ગ,*
*બાકરોલ, જિલ્લાઃ આણંદ-૩૮૮૩૧૫.*
*મો. ૯૮૨૪૫૧૧૯૬૧*

# પ્હાડોમાં...

**(શિખરિણી - સૉનેટ)**

*- મણિલાલ હ. પટેલ*

મને આ પ્હાડોનો પરિચય નથી એક ભવનો,
ઘરોબો વર્ષોનો અયુત સદીઓ કૈં જનમનો...
તમે નૈ માનો, હું તરુવર હતો આ ગિરિવને
કદી આ ઢોળાવે, ખીણ-કૂહર ને ભેખડ કને.
વળી આ પ્હાડોમાં ધૂમસમય વાતાવરણ થૈ
ઝૂક્યો'તો ઝાડોમાં ઋતુ રણકતી રંગત લઈ...
વીંટાયો ડાળોમાં થડ થડ થયો વેલ ફૂલની
ધરાના રોમાંચે તૃણતૃણ પીધી ગન્ધ મૂળની !

કદી આ પ્હાડોમાં ઋષિમુનિ થયો મંત્ર રચવા,
થઈ પાછો આવ્યો રૂપવતી, તપોભંગ કરવા...
સગી આંખે જોયા વનવસનમાં પાંડવ જતા,
વિયોગે સીતાના રઘુપતિ દીઠા વિહ્વળ થતા !
હવે જોવા મારે ઝખમ દૂઝતા પ્હાડ-તરુના ?!
કયા એવા શાપે રગરગ બળું ? તોય મરું ના...?

*'સહજ', બંગલો, શાસ્ત્રી માર્ગ,*
*વિદ્યાનગર-૩૮૮૧૨૦.*
*મો. ૯૪૨૬૮૬૧૭૫૭*





# ચૂવાક

*- ધીરેન્દ્ર મહેતા*

ઘર આખાને એક આરડે,
ઓરડાને એક ખૂણે
છતમાં
ઓચિંતાનો
ચૂવાક !

એક નાનું ટપકું જળનું
ટપાક દઈને ટપક્યું.
પછી તો એ ફેલાવા માંડ્યું
ને થયું ધાબું.
ટપટપોટપ ટપટપ...
સંઘર્યું વાસણમાં,
પણ
ઢોળી દેવા છેવટ.

બીજે ત્રીજે દી
જોઉં છું,
એ તો ફેલાતું ચાલ્યું
જાણે છત આખીને પોતામાં લઈને !

મનમાં ભીતિ જાગી,
રખે પોપડાં ખરશે,
સળિયા સડશે,
વખત વીતતાં
ઘર આખુંય રખે-

ઈલાજ શોધવા માંડ્યા વિધવિધ :
છતની ઉપર ડામર ભરિયો પટને ખોદી ખોદી,
રસાયણો જાતજાતમાં,જાળી-જડતર...

કોક વેળા
ત્યાં સાવ અચાનક
ફરી ચૂવાક
ને
ફરી ટીપું ટપાક !

*"જીવનછાયા", હોસ્પિટલ રોડ,*
*પંડિત દીનદયાલ ઉપાધ્યાય માર્ગ,*
*ભુજ (કચ્છ)-૩૭૦૦૦૧. મો. ૯૮૯૦૦૧૧૦૨૫*

# પટરાણી પામ્યા

- *નીતિન વડગામા*

રામકથાની ભીની વહેતી વાણી પામ્યા.
અજવાળું પાથરતી એક કહાણી પામ્યા.

અંદર-બાહર સભર થયાનો એ જ પુરાવો,
સુખની સાથે શાંતિની સરવાણી પામ્યા.

બળબળતા રણમાં પણ સઘળી તરસ છિપાશે,
અનધાર વરસતું વાદળ-પાણી પામ્યા.

કરજ બધું ચૂકવશું આખા જગનું અંતે,
કૈંક યુગોની બાકી એ ઉઘરાણી પામ્યા.

જનમજનમ ઝળહળતી રહેશે જાત અમારી,
સતના સૂરજની મોંઘેરી લ્હાણી પામ્યા.

શ્રદ્ધા ને સમજણનો રૂડો યોગ રચાયો,
જાણી, માણી ને પાછા પરમાણી પામ્યા.

શબ્દોની એ કામણગારી કુંજગલીમાં,
જાજરમાન કવિતાની પટરાણી પામ્યા.

*'તાંદુલ', ૨, સ્વાતિ સોસાયટી,*
*આત્મીય કોલેજ પાછળ, કાલાવડ રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૮૭૯૪૦૦૪૨૪*





# વિશ્વ ચકલી દિને

- *યોગેશ જોષી*

મારા નગરમાંથી
અલોપ થઈ ગઈ છે ચકલીઓ...

શું કરું તો,
ચકલીઓ આવે પાછી,
મારી સાથે રમવા ?
હટાવી દઈ
બધા મોબાઈલ ટાવરો
બની જઉં ઝાડ ?!
કે
કવિ મટીને
બની જઉં
દર્પણ ?!

*બી-૩૦૩, અર્જુન ગ્રીન્સ, મેનારવ હોલ પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧.*
*મો. ૯૪૨૭૬૦૯૮૨૫*

# હાથમાં તંબૂર

*- ધ્રુની માંડલિયા*

કાચનું છે ઘર અને શોખ છે પથ્થરનો મને,
ને પરિચય પણ નથી એકેય બખ્તરનો મને.

રોજ પરપોટો નિહાળું જળ સપાટીની ઉપર,
રોજ પાછો થાય છે આ શ્વાસ અદ્ધરનો મને.

કાચ ઉપર મેં લખી છે જન્મ કુંડળી પ્રેમની,
ક્યાં હવે ખેંચાણ છે કે, મોહ અસ્તરનો મને.

જાગવાનું હોય એવી ઊંઘ પણ શું કામની,
મોત વખતે માંડ મળ્યો સ્વાદ બિસ્તરનો મને.

જાત સામે એકલા હાથે જ લડવાનું રહ્યું,
છે અનુભવ ઈન્દ્રિયોનાં લાવ-લશ્કરનો મને.

હાથમાં તંબૂર, હૈયે ગૂંજ છે ગોપાળની,
બાઈ મીરાં તો કહે છે, સાથ સધ્ધરનો મને.

*૧૭, દેવભૂમિ બંગલો, ઝુંડાલ બસ સ્ટોપ સામે,*
*મુ.પો. ઝુંડાલ, જિ. ગાંધીનગર.*
*મો. ૯૮૭૯૫૦૯૦૧૭*





# પવન મીતવા
# (ગીત)

*- કિસન સોસા*

ધીરે ધીરે વા
  પવન મીતવા !
તપી તપી મન પર ઝમેલો
  વેદ સૂકવી જા !

ફૂલ ફૂલથી મહેક ચૂંટતા માળી સમ મળ્યો છેઃ
તડકાના બળબળતા ડિલે ચામર જેમ ઢળ્યો છેઃ
લહર સ્પર્શે ગ્રીષ્મ સાંજનું
પ્રશાંત સંગીત પા !
પવન મીતવા !

ખરા બપોરના માંડવડેથી ચંદન સિક્ત નીસર્યો તું !
શીળા શ્વાસે લહર લહરતો ખુશ્બૂથી ભીંજાવી લૂ !
આત્મિક આનંદનું અંતરમાં
અમી ભરી જા ભા !
પવન મીતવા !
(સદ્‌ગત સન્મિત્ર શ્રી પવનકુમાર જૈનની સ્મૃતિમાં)

*૧૨-૨૧૯૫, પ્રણામી મંદિર પાસે,*
*સૈયદપુરા, સુરત-૩૯૫૦૦૩.*
*મો. ૮૮૬૬૩૭૨૯૩૦*

# ગીત

*- રમણીક સોમેશ્વર*

ડાળ ડાળ ટહુકો રેલાયો,
ભરી ઠીબમાં ઝલમલતું આકાશ કહે છે આવો, આવો.
ડાળ ડાળ ટહુકો રેલાયો.

એક શંખલું આદિમ નાદ લઈને કાંઠે બેઠું,
નક્ષત્રોને પાર કરી એક રજકણ આવ્યું હેઠું,
પીંછાનો ફરફરાટ દઈ દઉં હાથ જરા લંબાવો,
ડાળ ડાળ ટહુકો રેલાયો.

ટપકું મૂક્યું ત્યાં કાગળ પર નદિયું વહેતી થાય,
ઝાકળનું ટીપું છલછલતો દરિયો થઈ લહેરાય,
રૂંવાડે રૂંવાડું એવું ગૂંજે જાણે વાગે પાવો,
ડાળ ડાળ ટહુકો રેલાયો.

*C/o. ડૉ. દર્શના ધોળકિયા,*
*ન્યુ મિન્ટ રોડ, પેરિસ બેકરી પાસે,*
*ભુજ (કચ્છ)-૩૭૦૦૦૧. મો. ૯૪૨૯૩૪૨૧૦૦*





# મન સાગરનાં મોતી

*- જગદીશ ધનેશ્વર ભટ્ટ*

રે હો મનસાગરનાં મોતી
ભવસાગરમાં ડૂબકી દઈને હળવે લીધાં ગોતી,
રે હો મનસાગરનાં મોતી.

ઝળહળ એનાં તેજ અનોખાં અંધારાને ઠેલે,
અગમ નિગમનાં તૂટે તાળાં, ઓજસ રમતાં મેલે,
લખચોરાસી રમણાઓની રેલે ઝગમગ જ્યોતિ.
રે હો મનસાગરનાં મોતી.

ખળખળ વહેતા તેજ-તરાપે ઝલમલ જાગે શમણાં,
રાગ-વિરાગે ઝૂલે ભ્રમણા આંખ ખૂલે ના હમણાં,
સાવ અધૂરા કહીએ જેને, હૈયે ધરપત નહોતી.
રે હો મનસાગરનાં મોતી.

ઊંચે આભ નીચે ધરતી ને અતાગ દરિયો મલકે,
ગગન ઘોર ગરજે, વાદળની કોરે તડકો છલકે.
આજ નહીં તો કાલે મળશે, આશ આંખડી લ્હોતી
રે હો મનસાગરનાં મોતી.

*૨, દીપકુંજ, ગણેશગલી, ગોપાલ ટાવર*
*પાછળ, મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮*
*ફોન : ૦૭૯-૨૫૪૬૫૯૪૬*

# ગઝલનાં સરનામાં ?

- *મુસાફિર પાલનપુરી*

રોજ અભાવો નાખે ધામા,
તોય ન વિચલિત થાય સુદામા !

એ જ અમારો મંગળ અવસર,
જ્યારે આપ મળો છો સામા !

કોણે ચુંબનવર્ષા કીધી ?
ફૂલે ફૂલે લાલ ચકામા !

દિલ ને દરિયો એક જ જેવા
બેઉના સરખા જ ઉધામા !

મુગ્ધપણે ના નિરખો અમને,
લોક દુઃખી જાય નકામા !

ચાલે એજ મહાલે મિત્રો !
ડગલે પગલે હોય વિસામા ?

કોઈ તને શાતા નહીં આપે,
જીવ ! વધારે વ્યાકુળ થા, મા !

આજે મોજ ધરા પર કરીએ,
કાલ પછી વૈકુંઠે ધામા !

ચાંદો, સૂરજ, ફૂલ, મુસાફિર,
એ જ ગઝલનાં છે સરનામાં !

*સુકૂન', જૂના ડાયરા, સલીમપુરા પાસે,*
*પાલનપુર, જિ. બનાસકાંઠા-૩૮૫૦૦૧.*
*મો. ૮૮૬૬૨૩૬૪૨૧*





# ધૂમ્મસના પરદા...

- *સતીશ ડણાક*

ધૂમ્મસના પરદા પર ચીતર્યા છે શ્યામ,
હવે ગોકુળ નહીં આવો તો ચાલશે.
ધોધમાર આંસુથી ભર્યાં ભર્યાં રાન,
હવે ગોકુળ નહીં આવો તો ચાલશે.
વાંસળીના સૂર હવે કાને અથડાય ના,
ગાયોનાં ધણ એ તો કાલની છે વાત,
ઊગે ના જમનાના કાંઠે કદમ્બ હવે,
પકડી વગડાની એણે વાટ.
ગાયોની આંખ પણ નથી સૂમસામ,
હવે ગોકુળ નહીં આવો તો ચાલશે,
ધૂમ્મસના પરદા પર ચીતર્યા છે શ્યામ,
હવે ગોકુળ નહીં આવો તો ચાલશે.
હવે ગોકુલ નહીં આવો તો ચાલશે.
મથુરાના મારગડે મોરપીચ્છ વેરાયાં,
મોતી વેરાયાં છે ચોકમાં;
ગોપીની આંખોનું કાજળ રેલાય બધે,
વાદળ બનીને હવે લોકમાં.
દર્પણની આરપાર ભર્યું ભર્યું ગાન,
હવે ગોકુળ નહીં આવો શે ચાલશે ?
ધોધમાર આંસુથી ભર્યાં ભર્યાં રાન,
હવે ગોકુલ નહીં આવો - શેં ચાલશે ?
હવે ગોકુળ નહીં આવો - શેં ચાલશે ?

*૧૮, સયાજી સોસાયટી,*
*કારેલીબાગ, વડોદરા-૩૯૦૦૧૮.*
*મો. ૯૬૮૭૬૦૦૮૪૭*

# દૂર... દૂર... દૂર...

- હર્ષદ ચંદારાણા

નયને આંજયાં કવિતાનાં નૂર,
હૈયે ઉમટ્યા શબ્દ ને સૂર,
આ પવનો, આ વમળો, આ પૂર,
રમેશ કૈં કેટલો દૂર, દૂર, દૂર.

સાદગીનો સરતાજ, લાજવાબ,
તારી કવિતા, જીવનનો જવાબ,
તારી હર અદાયગી મશહૂર,
રમેશ કૈં કેટલો દૂર, દૂર, દૂર.

મૈત્રીનો બંદો, અનંતનો ખેલૈયો,
મારો ભેરુબંધ, કવિતાનો કનૈયો,
ખમ્મા તને, અમરેલીનો મન્સૂર,
રમેશ કૈં કેટલો દૂર, દૂર, દૂર.

સેન્ટર પોઈન્ટ, મહાત્મા ગાંધી રોડ,
પોસ્ટ બોક્સ નં. ૪૬, અમરેલી-૩૬૫૬૦૧.
મો. ૯૮૨૫૦૭૫૧૭૫





# માણારાજ !

- શિવજી રૂખડા

મને કામળી વણી ઘો માણારાજ,
ચૂંદડીનો રંગ મને પીડા કરે છે રાજ,
કામળીનો રંગ મારી પીડા હરે છે રાજ,
કાળા એક રંગની કણી ઘો માણારાજ,
મને કામળી વણી ઘો માણારાજ.

ઝેરીલા ડંખ જેવો મહેલોમાં વાસ લાગે,
ડાંગરે ડાંગરે કડવી કડવાશ લાગે,
નાનેરી ઝૂંપડી ચણી ઘો માણારાજ,
મને કામળી વણી ઘો માણારાજ.

કામળીમાં તાર ઝીણા, તારા તારા નામના,
એમાં વણી ઘો મારા જીવતરની કામના,
મારગ તમારા ભણી ઘો માણારાજ,
મને કામળી વણી ઘો માણારાજ.

આંખની હોસ્પિટલ પાસે, અમરપરા,
બગસરા, જિ. અમરેલી-૩૬૫૪૪૦.
મો. ૯૪૨૬૧૨૬૬૭૮

# ઝળઝળિયાં

*- ગુણવંત ઉપાધ્યાય*

કાંઠે જ્યાં પહોચ્યાં જો નાવિકને બાવડે
કાંઠાએ કીધું કે આઘો તું રહેજે !
જળનો તું જીવ છે જળ તારું આયખું ચઢતો તું અમથો કાં ખડકોને કેડે ?!

ઝળઝળિયાં આવે જો ઊંડેથી આંખમાં
આંખોને કહેવું કે ખમ્મા !
જળનાં થઈ માછલાં જળને જો કોસો તો જળ કાંઈ રાખશે ય તમ્મા ?
અમથો ને અમથો તું જાતને વગોવે ને જાત સામે જાત થઈ બબડે ?
ચઢતો તું અમથો કાં ખડકોને કેડે ?!

જળમાં છે ટાઢક ને ટાઢક ઉપરાંત કંઈક હોવાનું પ્રગટે છે ભાન
હોઈએ પ્રવાહિત તો પરપોટા નિપજે પરપોટે ફૂટે છે પાંખ ?
ફટ ભૂંડી પળમાં જે ફૂટે છે હોવું એ આયખું ય મળતું શું પહેરે ?
કાંઠાએ કીધું કે આઘો તું રહેજે !

જુઓ તો કાંઠા છે જળનો અભાવ તેથી રહેતા એ કોરા ને કોરા,
મઝધારી વહેણ જેને લાગે છે દૂર... દૂર... એવાને લાગે છે ઓરાં !
મઝધારો છોડીને બહાર શાને મ્હાલવું ભીંજાવું મળતું જ્યાં ડેલે ?!
કાંઠે જ્યાં પહોચ્યાં જો નાવિકને બાવડે
કાંઠાએ કીધું કે આઘો તું રહેજે !

*બી-૫/૬-૭, ઋષભ એપાર્ટમેન્ટ્સ, એરપોર્ટ રોડ,*
*મુની ડેરી, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૪૨૬૪૫૦૧૩૧*









# એક ઋતુ-ગીત

*- બકુલેશ દેસાઈ*

ઉનાળો - ચોમાસું - શિયાળો... કેવો પ્રણય ત્રિકોણ !
એકલવ્ય - અર્જુન ને સાથે ગુરુદેવ છે દ્રોણ !

પરસેવો દદડે પણ ભઈલા, ચોમાસું ક્યાં આવે ?!
પાસે રહેવું કે ખેતરમાં ? સવાલ બહુ જ સતાવે !
અમરેલી - મહુવા ગૂંચવાતાં... વ્યારા ને સરભોણ !...
ઉનાળો-ચોમાસું૦

ચોમાસે જળની સાથે પણ પર્વ પનોતાં વરસે.
હેલી અથવા હોય માવઠું... હવેલીને ક્યાં સ્પર્શે ?!
પૂર ભયંકર, ધૂમ્મસ - હિક્કળ-પરવા કરતું કોણ ?!
ઉનાળો-ચોમાસું૦

શિયાળો યાને ઘી ને વસાણું ખાવાનો પરવાનો !
અભાગિયાને મોકો મળતાં થરથર થર ધ્રૂજવાનો !
સરખાં દશ્યો છે નદીને ભાઠે-તાપી-ગંગા કે શોણ !....
ઉનાળો-ચોમાસું૦

*૩૦૧, મહર્ષિ ફ્લેટ્સ, ભરૂચા સોસાયટી,*
*નવી ઝોન ઓફિસ સામે, નવયુગ કોલેજ પાછળ,*
*સુરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૫૨૯૨૩*

# ચૂપ થઈ જવાનું...

- સંજુ વાળા

સેલ્ફીથી ધૂમ મચાવે ત્યાં ચૂપ થઈ જવાનું,
પોતાનાં ગીત ગાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

નાચીને મન મનાવે ત્યાં ચૂપ થઈ જવાનું,
નખને ય ના જલાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

શાસ્ત્રાર્થ કે પ્રમાણો લિજ્જતથી પડતા મૂકી,
પંડિતજી પાન ચાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

વરસાદ વીજળીનો સંબંધ પૂછીએ તો,
તું આંખ ઝિલમિલાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

એ રોજ - રોજ મળવાં આવે અચૂક કિન્તુ,
બ્હાનાં નવાં જ લાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

ચંદન તળાવ પાળે રૂમઝૂમતી ચાંદનીમાં,
જો યાદ એ ના આવે ત્યાં ચૂપ થઈ જવાનું.

ખુશ્બૂની બ્રાન્ડ બે-ત્રણ, રંગોની બે'ક વક્કલ,
લઈ જાત ઝગમગાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

એકાદ મધનું ટીપું જો મિત્રતા સ્વીકારે,
તો મોતીથી મઢાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

કલશોર, કેકા, ટહુકા લયમાં લસોટી પીવા
ઉપચાર એ બતાવે ત્યાં ચૂપ થઈ જવાનું.

*એ-૭૭, આલાપ એવન્યુ,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૮૨૫૫૫૨૭૮૧*





# જાણી લીધી

- હર્ષ બ્રહ્મભટ્ટ

અંત પહેલાં વારતા જાણી લીધી,
ભોગવ્યા વિના વ્યથા જાણી લીધી.

ત્યાં જ આપોઆપ ડર ચાલ્યો ગયો,
ક્રોધમાં છૂપી કૃપા જાણી લીધી !

જોઈ માળો વીજળીના થાંભલે,
શ્હેરની તારા પ્રથા જાણી લીધી.

દુઃખ હવે તો ત્યાંય આવી જાય છે,
મારી રહેવાની જગા જાણી લીધી.

કોઈ કરતું તો હું હરખાતો રહ્યો,
સૌની ઈર્ષાને દુઆ જાણી લીધી.

ઝૂંપડીમાં રોજ ટળવળતું હતું,
એક દર્પણની સજા જાણી લીધી !

*'પ્રસાદ', ૭૪/૯, જગાભાઈ પાર્ક,*
*રામબાગ ચાર રસ્તા પાસે,*
*મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮.*

# એથી વધુ શું જોઈએ મને ?

- કૃષ્ણ દવે

એથી વધુ શું જોઈએ મને ?
ઊઘડી જરાક, મ્હેકી જરાક, ખરી શકું તવ ચરણ કને
એથી વધુ શું જોઈએ મને ?
આંગણે આવેલ પગલીઓની વાત સૂણી લઉં એક'બે કાલી,
હેત કરી લઉં, ડાળ ઝુલાવી ચાલ આપી દઉં રંગની તાલી,
આપણું હોવું કોઈને માટે બે'ક આનંદની પળ જો બને,
એથી વધુ શું જોઈએ મને ?
ઝરણું બની દોટ મૂકે છે પ્હાડ જો તારી વરસે ખૂબી,
ઉછળે આનંદ નેણનો સાગર છલકે એવી પળમાં ડૂબી
આંખ ખોલું તો હોઉં તારામાં આંખ મીચું તો નીરખું તને
એથી વધુ શું જોઈએ મને ?
રોજ પ્રભાતી સ્વરની સાથે મન મારું ક્યાંક જાય છે ચાલી
ધણ ધેનુનાં જેમ જતાં હોય એમ જતો રહું આંગળી ઝાલી
સરવા કાને સાંભળું હજુય વાંસળી રૂડી વનરાવને,
એથી વધુ શું જોઈએ મને ?

એ-૨૦ આદર્શનગર, નારાયણકૃપા બંગલો સામે,
પાવન કોમ્પ્લેક્ષ પાછળ, બોપલ-ઘુમા રોડ, ઘુમા,
અમદાવાદ-૩૮૦૦૫૮. મો. ૯૪૨૬૫૬૩૩૮૮





# સરનામું

- દલપત પઢિયાર

હમણાં
મકાનના રીનોવેશન માટે લોન લેવા જતા.
ચોરાશીની ચોકડીઓ જેવા બેંક ફોર્મમાં
અમારે બે ખાના ભરવાના આવ્યા :
એક : કામચલાઉ સરનામુ.
બીજું : કાયમી સરનામું !
કામચલાઉવાળું તો ઠીક
પણ કાયમીવાળુંએ અમારી ઘાણી કરી !
અમને કોઈ ખૂણેથી
કોયડાનો ઉકેલ જડ્યો નહીં !
એમાં, લોનનું તો લટક્યું
ઊલટાનું હતું તે ય મકાન હેઠું પડ્યું !

આંખ, કાન, નાક, મુખ, ઈન્દ્રિયો - બધું
પડ્યું છે વેરવિખેર, ડેડ સ્ટોક જેવું !
મન, બુદ્ધિ, ચિત્ત અને અંહકારના
કોઈએ ખપાટિયાં કરી નાખ્યાં છે !
અમે અમારા જ કાટમાળમાં ગુમ છીએ !
અમે પૂછીએ છીએ : આ કાયમ જેવું શું છે ?

આકાશ કશું બોલતું નથી.
માટી પડી છે મૌન.
અજવાળું અમને ઓળખતું નથી.
નદીએ અમને કાઢી નાખ્યા છે, નીરની બહાર !
પવન, પંજેઠી જેવો પડી ગયો છે,
પાળીઓ ઉપર - ચત્તાપાટ !
હું ધીરે ધીરે ટીંબો થતો જાઉં છું

વાદળ પીધેલી ચકલીઓ
કાલે ટીંબે બેસી ચાંચો ઘસે તો
ઊડાડશો નહીં,
ચોકડીઓ હજી
એમની એમ ખાલી પડી છે...!

૯૨૩, ગુજરાત હાઉસિંગ બોર્ડ,
સેક્ટર-૨૭, ગાંધીનગર-૩૮૨૦૨૭
મો. ૯૮૯૮૦૬૦૮૫૨

# રાસાયણિક સપનાં...

*- ભાગ્યેશ જહા*

એ ઊઠ્યો ત્યારે,
મગજમાંથી કડવી વાસ આવતી હતી,
ગઈ કાલે રાત્રે સૂવા માટે ઊંઘની ગોળી લીધેલી,
તેને લીધે આવેલાં,
સપનાં રાસાયણિક હોવાની શંકા પ્રબળ બની છે.

સપનાં,
સવારે યાદ રહી શકે તેવાં સપનાં,
આજે કંઈ વિચિત્ર સપનાં આવ્યાં હતાં,
સવારે ઊઠ્યાં ત્યારે સાવ
તાજાં, પીળા રંગનાં,
થોડાં નવશેકાં કહી શકાય તેવાં,
પછી,
દિવસ દરમિયાન કાળાં પડતાં ગયાં,
સાંજના પવનથી ઓલવાઈ ગયાં ત્યાં સુધી.

સવારે એ પેન્ટ-શર્ટ પહેરીને,
ડેરીનું દૂધ લેવા ગયો,
તો પેન્ટનો રંગ એને
એના પિતાજીના ધોતિયાની કિનારી પરથી ઊડ્યો
હોય તેવો લીલો લાગ્યો,
થોડું ભીનું ઘાસ એનું પેન્ટ
ધોતિયું હોય એ રીતે
વળગ્યું,
એને ખૂબ ખંખેર્યું,
આવું કરવામાં સપનાંની કરચો ઉડી.

બપોરે ઓફિસ ગયો,
પિતાજીને નહોતી ગમતી તેવી





ફાઈલો પર સહી કરતી વખતે
એની સહીની વચ્ચે રહેલા
પિતાજીના નામનો પહેલો અક્ષર
મોટો ને મોટો થતો દેખાવા લાગ્યો,
એણે ત્રણવાર ચશ્મા ધોયા.
વોશબેસીનમાં વહેતા પાણીમાં
કશુંક વહી જતું હતું,
તેણે એમાં સપનાં કે,
પિતાજીના અક્ષરો શોધવાનો પ્રયાસ ન કર્યો,

સાંજે,
બાળકોને પૃથ્વી ગોળ છે એ સમજાવ્યા પછી
લંબગોળ ડાઈનીંગ ટેબલ પર જમવા બેઠો
ત્યારે,
પત્નીએ બનાવેલી ગોળ ભાખરી, એનો ગોળ ચાંલ્લો.
'મમ્મી'ના ફોટાની સામે જોઈ રહેલા
પિતાજીના ચશ્માની ગોળ ફ્રેમ.
અને ઓલવાઈ જતાં સપનાનાં
ગોળ ગોળ ઘુમરી ખાતા ધુમાડાના ગોટેગોટા
ગોળ ઘડિયાળમાં થઈને
કેલેન્ડરના ગોળ ડટ્ટામાં
ઓગળી જતા હતા.

એને હવે,
ખ્યાલ આવે છે કે,
ઓર્ગેનિક સપનાંની આડઅસર નથી હોતી,
એટલે આજે એને ઊંઘની ગોળી લેવાનું માંડી વાળ્યું,
કારણ,
કાલે બેસતું વર્ષ છે.
અને સવારે મમ્મી અને પિતાજીના સુખડના હાર ઉતારી
સાચાં ફૂલોના હાર ચઢાવવાના છે.

*પ્લોટ નં. ૯૨૧/૧,*
*સેક્ટર-૪-ડી, ગાંધીનગર.*

# ગીત

*- અંકિત ત્રિવેદી*

સોયના નાકામાંથી હાથી નીકળ્યાની વાત અફવા ગણું કે ગણું સાચી ?
પડછાયા કોતરીને નીકળેલી ભીંતોએ પોપડામાં વાત આ તો વાંચી !
પથ્થરની ત્રિજ્યાને પૃથ્વી કહેવાય,
અને પાણીનો વ્યાસ હોય ભેજ ?
ક્યારાને ખેતરનું સપનું કહેવાય ?
કે ફૂલો પતંગિયાનું સ્ટેજ !
પ્રશ્નોનાં પૂછવામાં સ્થિર રહી ધરતી ને ડાળખીઓ પાંદડામાં નાચી !
પળનું પારેવું પાંખો ફફડાવે,
એનાં પીંછાઓ ક્યાં જઈ ખરતાં ?
રેતીના સળમાંથી વમળ ઊડીને
નકશા વિનાનું કેમ ફરતા ?
પાકા આ ચણતરમાં કેમ કરી રહી ગઈ તિરાડો ભીંતોથી કાચી ?
રાજી થવાની વાત કરતી ઉદાસ,
અને થઉં છું ઉદાસ તોય રાજી.
કાળ જેવા ચોઘડિયે ચીપ્યા વગરની
કોણે રમાડી છે બાજી ?
ચામડીના ડાઘાને ભૂંસવા માટે લ્હાય ઉડાડે રાખ રોજ નાચી !

*"અમૃતમ્", ૭૦૫, સાંઈ સંનિધિ, જી. બી. શાહ કોલેજ સામે,*
*વાસણા બસ સ્ટેન્ડ પાસે, વાસણા,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો. ૯૯૧૩૧૯૯૯૬૯*



# પુરણ પદવી

*- હર્ષદ ત્રિવેદી*

કોઈ શોધશે ઊંડાં કારણ, કોઈ કાઢશે તારણ,
પોત પ્રકાશે એની મેળે, મળે ન એનું વારણ.

તરંગ જાગે અંતરમાં ને વાગે જૂનાં જંતર,
મોઢામોઢ થશે મનગમતું સરકે સ્હેજ પટંતર;
સમ ઉપર આવી રેલાશે રાગ હવે સમધારણ,
પોત પ્રકાશે એની મેળે, મળે ન એનું વારણ.

આખરની જ્યાં ઓળખ હો, ના હોયે પ્રમાણ-પુષ્ટિ,
ધોમ ધધખતા તાપ વચાળે વરસે અમિયલ વૃષ્ટિ;
પુરણ પદવી પામ્યા કેડે ભવનાં ભાંગે ભારણ,
કોઈ શોધશે ઊંડાં કારણ, કોઈ કાઢશે તારણ.

*'સુરતા', એ/૧૧, નેમિશ્વર પાર્ક, તપોવન સર્કલ*
*સામે, અમીયાપુર, ગાંધીનગર-૩૮૨૪૨૪.*
*ફોન : ૦૭૯-૨૩૨૭૬૮૫૪*



# જીવતર મળ્યાં

*- દિલીપ જોશી*

ક્યાંક ફૂલડાં મળ્યાં તો ક્યાંક પથ્થર મળ્યા !
જેને જેવા ફળ્યા એવા અવસર મળ્યા !

ભાયગનો પરપોટો ફૂટ્યો કે એમાંથી
સોનેરી આભ ખૂલી આવતું !
આયખાએ ઊજમાળા રંગો પૂર્યા ને
બધું લીલુંકુંજાર થવા લાગતું !
હાથની લકીરો પર ફરી વળ્યાં દરિયાઓ,
તોય એમાં દૃશ્યો કૈં મનહર મળ્યાં !...

કોઈ કોઈ આંખ્યુંમાં તોરણ બનીને ઝૂલે
હીબકાતા કાળઝાળ ઓરડા !
સોનાની પાલખીમાં આળોટે જીવ તોયે
કરતો ઉપવાસ કાં નક્કોરડા ?

આગમના વણલખ્યાં કાગળિયાં વાંચીને
સસ્તામાં કોઈને ક્યાં ઈશ્વર મળ્યા ?...
હાથ-પગ આંખ-કાન-જીભ સાવ ફક્કડ શાં
આળોટે ગેબે ગુંજારવ કરી !
ગ્રહો-નક્ષત્રોના ઢગલા વળોટીને
હસ્તરેખાઓ ઊભી અચરજ ધરી !
ઘટનાના તારતાર ગૂંથીને સ્મરણોના
એક એક પડઘાએ જીવતર મળ્યાં !

*૨, સૌરાષ્ટ્ર યુનિ. કર્મચારી સોસાયટી,*
*'દિનકર' ફોરેન્સિક લેબ પાછળ, યુનિવર્સિટી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૪૨૮૨૦૦૨૦૨*





# બાળે છે હજી

*- ફિલિપ કલાર્ક*

એ જમાનો યાદ આવે છે હજી;
પાંપણો તારી ય ઢાળે છે હજી.
એકલો ક્યારેય હું હોતો નથી ;
તુંય મારી સાથ ચાલે છે હજી.
છે સુંવાળી સ્વપ્ન કેરી સેજ ને;
સ્પર્શનાં પંખીય મ્હાલે છે હજી.
પત્ર તારા વાંચતો ક્યારેક તો;
શબ્દ કેરી ધાર વાગે છે હજી.
થાય ભીનાં નયન જેને વાંચતાં;
એવી ગઝલોમાં જ રાચે છે હજી ?
કેટલો આભાર તારો માનવો ?
પ્રેમનો પંથે જ વાળે છે હજી.
શૂન્યતામાં સંભળાતાં ગીત નો
આવતા અણસાર લાગે છે હજી.
ક્યાંક મળ્યાની વેળાને મન વળી;
દીવો સમજીનો બાળે છે હજી.

*પ્લોટ નં. ૩૨૪/૨, સેક્ટર ૨-બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭*
*ફોન : (૦૭૯)૨૩૨૪૩૮૮૫*

# 'બેઠો થા...' - સાંઈનો કોલ

*- ડૉ. નિરંજન રાજ્યગુરુ*

માગી લે માગી લે, મૌજ આવી મને,
તન તુરંગી તણા તોડ્ય તાળાં,
ઝળકતી આરસી માથ જામ્યાં હજુ,
ઝાપટી નાંખ ભૈ ! જબર જાળાં...

હું ને મારું હજી રક્તબીજ રાક્ષસા,
ખવીસના ખેલ ક્યાં છેક ખૂટ્યા ?
તેગ તાતી લઈ, હાકલો પાડીને,
ધરણી ધમરોળ્ય, જો ! કિરણ ફૂટ્યાં...

ક્ષાર સિંધુ તળે સ્વાંત બિંદુ ઠર્યું,
છીપમાં, મરજીવા ! માર્ય ડૂબકી,
મરમ મોતી મળ્યે, ગરવ સઘળો ગળ્યે,
ભૂંસ તું ભૂંસ તું ભરમ ભભકી...

બીજને બાળીને, પવન પંપાળીને,
લક્ષ્યવેધી તીરે કર સવારી,
જો ! માળ કરમાં ગ્રહી, મલપતી આ ઊભી,
મુક્તિ રમણી જુએ રાહ તારી...

*આનંદ આશ્રમ, સંત સાહિત્ય સંશોધન કેન્દ્ર, ગૌસેવા -
ગોસંવર્ધન ગૌશાળા, મુ.પો. ઘોઘાવદર, તા. ગોંડલ
જિ. રાજકોટ-૩૬૦૩૧૧. મો. ૯૮૨૪૩૭૧૯૦૪*





# વિરાસત પ્રેમની

*- મીરા આસીફ*

કેમ સમજાવું નજાકત પ્રેમની ?
યાદની મોસમ ઈનાયત પ્રેમની !

રોજ જે અણસાર થઈ ખીલ્યાં કરે,
એ જ તો ગમતી કરામત પ્રેમી !

એમને ઘેરી વળ્યા કાંટા છતાં,
કેટલી મ્હેંકે વિરાસત પ્રેમની !

સ્પર્શવાનો વલવલે આઠે પ્રહર,
કેમ કરવી લે હિફાઝત પ્રેમની !

તાજ કે મુમતાજના અવશેષ લઈ,
મેં પછી બાંધી ઈમારત પ્રેમની !

કોઈનો ઈર્ષા મળી વરદાનમાં,
કોઈના દ્વારે સખાવત પ્રેમની !

વાત મારી એ જ આખર એ જ છે,
કોઈના સમજે ઈબાદત પ્રેમની !

પ્રેમની સરગમ મીરાનાં સૂરમાં,
ગીત થઈ છલકે શરાફત પ્રેમની !

જાત આસિફની સુગંધી થઈ ગઈ,
મઘમઘે કાયમ અનામત પ્રેમની !

*વડવા બાપેસરા કુવા,
કરીમ મંઝીલની બાજુમાં, ભાવનગર-૩૬૪૦૦૧.
મો. ૯૨૭૫૦૬૨૬૪૦*

# સ્મૃતિદર્દ

**(મંદાક્રાન્તા)**

*- ગોવિંદ દરજી 'દેવાંશુ'*

શ્હેરે વીત્યા વરસ દશકા ચારથી કૈંક ઝાઝા
બેઠા સાથે સ્વજન ઘરના આંગણે એક વેળા
ને વાગોળ્યા વતન વરસો : વ્હાલી માટી રસાળી;
વૃક્ષો ફૂટ્યાં (!) ફરફર થયાં પર્ણ લીલાં અનેરાં !
સીમે પંખી કલરવ થયો ધન્ય સુણી થવાયું !
ત્યાં લ્હેરાયો મઘમઘ થતો મોલ એ ખેતરોનો.

વ્હેતી કેવી ખળખળ નદી બાર માસે સદાયે,
દોડી આવ્યા ઘર-ફળિ બધાં આંગણે આપ મેળે.
નાના-મોટા જન વતનના નીરખ્યા હેત પામી,
ખાટી-મીઠી હૃદય ભીતરે યાદ સંગે જ માણી !

દાદા-દાદી હજુય ધબકે સૌ ઉરે સ્નેહભીનાં
બા-બાપુનો મબલખ મળ્યો વારસો કોણ ભૂલે ?
ચ્હેરા બેઉ સતત ખટકે સ્મૃતિમાં શેષ આવી.
ત્યાં શું જાવું ? વતન મુજને દર્દ દેતું જ પીડા.

*સી-૫, તુલસીકુંજ સોસાયટી, વૈભવ હોલ પાછળ,*
*ઘોડાસર, અમદાવાદ-૩૮૦૦૫૦.*
*ફોન : ૦૭૯-૨૫૭૩૨૩૮૫*





# ગઝલ

*- રઈશ મનીઆર*

મંદિરો માટે તો આરસ જોઈએ
ભક્તિ માટે મન નિખાલસ જોઈએ

કઈ રીતે જગ થાય રોશન, શું ખબર ?
ઝૂંપડીને માત્ર ફાનસ જોઈએ

દેહ તો કંતાનથી ઢાંકી શકો
આયનો બોલ્યો કે અતલસ જોઈએ

એક વૈરાગીને જોયો તો થયું
કંઈ ન કરવામાં ય સાહસ જોઈએ

ધનને માટે એક વંશજ કાફી છે
ભાષા માટે લાખ વારસ જોઈએ

એકરસ થઈને ગઝલ લખતો રહ્યો
એ ખબર નહોતી કે નવરસ જોઈએ

*૬-બી, રત્નસાગર એપાર્ટમેન્ટ,*
*ચાંદની ચોક પાસે, પીપલોદ,*
*સુરત-૩૯૫૦૦૭. મો. ૯૮૨૫૧૩૭૦૭૭*

# ભેટો અમારો

*- રાધેશ્યામ શર્મા*

ચાલતાં ચાલતાં
વહેલી પ્રભાતે
વળતી રાતે
એક ગરનાળે ભેટો થયો અમારો.
પૂછ્યું મે :
દહાડે કદી ના દેખો તમે
તેથી જ હું ના દેખું તમોને ?
કરુણાળુ હસ્યો એ, કહે :
જુગ જુગ થયા એ વાતને
જ્યારે સૂરજ અમને
પૂછીને પાણી પીતો'તો
ધાક પણ એવી કે
કેટલાય ભીના દિવસોને ક્ષિતિજના પ્રલંબ સૂત્રે
સુકવી નાખતા તોયે
કોઈ ઊંહ ન કરતું
એવા કો'ક કાળે
દહાડે ચઢ્યા એમ ઝોકે
પણે સૂર્ય કંઈ વાટ જુએ, કંઈ વાટ જુએ...
આંખે થયો હશે અન્ધ,
મનમાં હજાર શાપ દે
લાખ લાખ સૈકાથી
સૂરજમાં ચાલતાં ચાલતાં થાકેલા અમે
એ દિ'ઊંધી ભોમકામાં કાંઈ મ્હાલ્યા, કાંઈ મ્હાલ્યા
દૂર દિવાનાની જેમ દીવા ડોલે,
જ્યોતો બોલે ચાલતાં ચાલતાં





ગોળ ગોળ કુંડાળામાં પગ પડ્યો.
કાંકરી પડતાં તળાવે થયાં વર્તુળો
દીવા થઈ ગયા ઝાળઝાળ
જ્યોતો થઈ ગઈ જોગણી
અદીઠ ઓળા પાસે સરકયા
મોં - ફાડ વિકસ્યા
ભૃકુટિ ચડતાં
જિહ્વા નગ્ન થતાં
લપક્યાં મેઘધનુષ્ય સહસ્ત્ર !
સુણાય વ્યાઘ્રગર્જના અજસ્ત્ર !
રહુ હું બૂમ પાડતો :
આંખે થયો અન્ધ
લાવો મારાં ચર્મચક્ષુ...
દઈ દો પાછાં મને
હોર્ન બજ્યું ભૂં ભૂં ભૂં
ધૂં ધૂં ધૂં કરતું એ ઊંચું ગયું.
દેખાયાં બે - નજરમાં
એકમાં
શીતળ સૂર્ય !
બીજીમાં બળબળતો ચાંદ !
(બબ્બે ફલડ લાઈટ ફેંકતી કાર થઈ પસાર)
ચાલતાં ચાલતાં
  આંખો ચોળું છું
  ઊડી ગયેલા
  અંધારાની
  પાંખો ખોળું છું..

*૨૫, ભુલાભાઈ પાર્ક,*
*અમદાવાદ-૩૮૦૦૨૨.*

## વરસાદ કર

*- અઝીઝ ટંકારવી*

સ્હેજ સરખો ભીતરેથી સાદ કર
હોય ના વાદળ અને વરસાદ કર

આટલી તારી અકડ સારી નહીં
થાય જ્યારે ભૂલ તો સ્વીકાર કર

અન્યની સાથે ઘણી રકઝક કરી
જાત સાથે પણ હવે વિખવાદ કર

ક્ષણ ક્ષણે ક્ષણ કેટલી કિંમતી ભલા
ના કદી ક્ષણ એક તું બરબાદ કર

આજ આવ્યા, કાલ તો ચાલ્યા જશું
એટલું તું જાણ, ના ઉન્માદ કર

*એ-૨૦, બાગે નવાબ ફ્લેટ્સ, બીજે માળ,*
*શાહેઆલમ, અમદાવાદ-૩૮૦૦૨૮.*
*ફોન નં. ૦૭૯-૨૫૩૨૦૩૩૦*





## એજ કેવળ કષ્ટદાયક છે !

*- રમેશ પટેલ 'ક્ષ'*

ક્ષણો આ વિસ્તરે છે એજ કેવળ કષ્ટદાયક છે,
પહાડો થરથરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

સતત આ કૂંપળો ને પાંદડાં ખરતાં રહે છોને,
અહીં લીલપ ખરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

ભલે ઝરણાં, નદી ને સહુ સમંદર શુષ્ક થઈ જાતાં,
અહીં મગૃજળ સરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

દીસે છે કેટલું ખુન્નસ હવે તો સહુની આંખોમાં,
છતાં અશ્રુ સરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

અમારો દેહ પામ્યો છે વિલય એ સત્ય છે તો પણ,
ચરણ ડગલાં ભરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

અમારી ગર્જના છે આમ તો વનરાજના જેવી,
છતાં ભીતર ડરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

તમે જ્ઞાની અને પંડિતને ઠોકર ભલે મારો,
મૂરખ શાસન કરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

હજારો માનવી છોને મરણ પામ્યા કરે જગમાં,
અહીં ઈશ્વર મરે છે એ જ કેવળ કષ્ટદાયક છે !

*૨૪, વ્યાપાર ભવન, ન્યાય મંદિર પાસે,*
*હિંમતનગર-૩૮૩૦૦૧, સાબરકાંઠા.*
*મો. ૯૮૨૫૩૪૦૨૩૯*

## ગઝલ

- *ઉર્વીશ વસાવડા*

દૃષ્ટિ મારી સતત આભ સામી હતી
થાય શું પાંખ બિલકુલ નકામી હતી

બેઉ ખભે ફક્ત રામનામી હતી
તોય વૈભવ હતો, જામોકામી હતી

રોગ કે શત્રુની કંઈ નથી વાત આ
જાતનો ઊગતી મેં જ ડામી હતી

વૃક્ષ તો એક પળમાં કપાઈ ગયું
ને અસર તે છતાં દૂરગામી હતી

ના કર્યું સ્મિત એણે, રુદન પણ નહીં
ક્યાંક સમવેદનામાં જ ખામી હતી

સાવ થંભી ગઈ આ કલમ એ ક્ષણે
જે ક્ષણે મૌનનો અર્થ પામી હતી

*૧૦૮, રાયજીનગર, પાંચમી શેરી,*
*મોતીબાગ પાસે, જુનાગઢ-૩૬૨૦૦૧.*
*મો.૯૮૨૪૨૯૫૨૫૯*





## ફટાક દઈને !

- *કિશોર જીકાદરા*

તાળાં દિલનાં એમ ન ખૂલે ખટાક દઈને,
કળ જાણો તો ખૂલે પળમાં પટાક દઈને !

બહુ બહુ તો બે ગોબા પડશે, સંબંધો છે,
પછાડાશે પણ તૂટશે નહીં એ તડાક દઈને !

ખંજર જેવું હોય કશું તો સમજી શકીએ,
અવગણના ખૂંચી'તી દિલમાં ખચાક દઈને !

હળવા હોવું પૂર્વ શરત છે, ચગવા માટે,
ગર્વ ચગ્યો'તો, પટકાયો તો ધબાક દઈને !

ગઈકાલે આવ્યો તો,આજે નહીં આવું હું,
દ્વાર તમે વાસ્યું'તું કાલે ધડાક દઈને !

બે આંખોમાં થીજેલાં બે આંસુ છે એ,
બોર નથી પાકાં કે પડશે ટપાક દઈને !

ચીસ અમારી કારણવશ પડઘાઈ નહોતી,
ચોંટી ગઈ'તી સામા દિલમાં ચપાક દઈને !

મારાથી તો કાગળ સુધ્ધાં નથી કપાતો,
એ કાપે છે નાતો કેવો કટાક દઈને ?

ખખડાવીને થાક્યો તોય ખૂલ્યું ના અંતે,
મનવા ચાલો, દ્વાર ખૂલે જ્યાં ફટાક દઈને !

*૧૪૨, સર્વોદયનગર, સેક્ટર-૩૦,*
*ગાંધીનગર-૩૮૨૦૩૦.*
*મો. ૯૮૭૯૪૭૫૧૩૦*

# જાય છે શું ?

*- અનંત પટેલ*

પ્રેમરસને ચાખવામાં જાય છે શું ?
દર્દ મીઠું પામવામાં જાય છે શું ?
રાખતા લોકો ભલેને દાઝ ભારે
દોસ્ત સૌને માનવામાં જાય છે શું ?
ના ભલે તારે વરસવું હોય તો પણ
સાવ ખાલી ગાજવામાં જાય છે શું ?
લાગતું હો આંગણું વાંકું સજનનું
તો ય પણ ત્યાં નાચવામાં જાય છે શું ?
ના દલીલો જો બધી એ માનવાના
મૌનને સ્વીકારવામાં જાય છે શું ?
જિંદગીને જીતવી જો હો સદાયે
કો'ક દા'ડે હારવામાં જાય છે શું ?

*૨૨૧/૧/એ, આનંદવાટિકા સોસાયટી,*
*સેક્ટર-૨૨, ગાંધીનગર*
*મો. ૯૮૯૮૪૦૯૦૫૩*





# ગઝલ

*- અનિલ ચાવડા*

કહ્યું 'તું કે જશો નૈં આમ સ્મરણોની ગલીમાંથી,
ધધખતા તાપમાં આવી ગયા ને ચાંદનીમાંથી ?

તમે દીધેલ આંસુને ય શાહી ઠાઠથી રાખ્યાં,
ન ઉતરવા દીધાં નીચે નયનની પાલખીમાંથી.

હૃદય કાઢી ન લીધું હોય ! એવું કેમ વર્તે છે ?
ફક્ત વીંટી જ કાઢી છે તારી આંગળીમાંથી !

ચડ્યો હું ઝાડ ઉપર દીકરીના કાતરા માટે,
ને મારું બાળપણ પડઘાયું આખી આંબલીમાંથી.

ફક્ત વ્હેંચાય છે બે-ચાર જણમાં ફૂલના ઢગલા,
પડે છે ભાગ આખ્ખા દેશનો એક પાંખડીમાંથી.

હવે હંમેશ માટે બંધ થઈ ફાઈલ જીવનની,
શરીરી કાગળો સરકી ગયા છે ટાંકણીમાંથી.

*એ-૭, શિવ કોમ્પલેક્ષ, શ્રીનંદનગર વિ-૨ની સામે,*
*મકરબા રોડ, વેજલપુર, અમદાવાદ-૩૮૦૦૫૧.*
*મો. ૯૯૨૫૬૦૪૬૧૩*

# ગઝલ

*- ભાવેશ ભટ્ટ*

છું પેરવીમાં હું કોઈ અણસાર મળે જો,
કૈં આજીજી કરવાનો અધિકાર મળે જો.

દુનિયાની શિલામાંથી કોઈ શિલ્પ બનાવું,
બસ એનાં વિરહનું મને ઓજાર મળે જો.

પહેલાં તો તરત જીભને કાપી દઉં એની,
બોલે છે ભીતરમાં એ કદી બ્હાર મળે જો.

આ શ્વાસના રસ્તે પછી જાજમને બિછાવું,
અધકચરા પ્રસંગોનો કશો સાર મળે જો.

મારગમાં મળ્યા આભના બિનવારસી ટુકડા,
સુપરત કરી દઉં કોઈ હકદાર મળે જો.

સૌ પોલ ખૂલી જાય ટહુકાઓની ત્યારે,
વૃક્ષોના હવડ મૌનને ઉદ્ગાર મળે જો.

*એચ-૫૦૩, સ્વામિનારાયણ કેસલ-૧,
અર્જુન આશ્રમની પાસે, ગ્રીન સિટી રોડ, નિર્ણયનગર,
અમદાવાદ-૩૮૨૪૮૧. મો. ૯૮૨૫૧૫૦૨૪૪*





# ગીત

*- ચંદ્રેશ મકવાણા*

ખૂબ અંધારું  હતું ને માર્ગ પણ સૂનો હતો,
ઠેસ ખાઈ ગ્યા ચરણ શું આંખોનો ગુનો હતો ?

એટલે અવશેષ જેવું કૈ બચ્યું નહીં આખરે,
મ્હેલ એનો મીણ, ગોબર, લાખ ને રૂનો હતો.

જ્યાં કદી રંગો હતા, રોનક હતી, ચિત્રો હતાં,
ત્યાં હવે બસ પોપડા ને ક્ષયગ્રસ્ત ચૂનો હતો.

ઓરડો ને ઓસરી ચૂતાં હતાં એ કારણે,
આભનો વરસાદ ઠંડો, આંખનો ઊનો હતો.

એ છતાં સદીઓ વીત્યાનો ભાર વર્તાતો રહ્યો,
આપણો ઈતિહાસ બસ બે દાયકા જૂનો હતો.

*૨૦૨, મહાદેવ કોમ્પ્લેક્ષ, નવા વાડજ શાક માર્કેટ,
નવા વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩.
મો. ૯૮૨૫૦૩૦૬૯૮*

# સાથ ન દે

*- અશોક ચાવડા 'બેદિલ'*

સલાહ દેય બધા પણ લગીર સાથ ન દે ;
બળું છું રોજ પરંતુ સમીર સાથ ન દે.

કદાચ કોઈ વખત કા આવશે સમજ્યા,
દરેક વાર દુઆ કોઈ પીર સાથ ન દે.

બધાય મંત્ર બની જાય કંઠનો ડૂમો,
ધનુષ હાથમાં હો તોય તીર સાથ ન દે.

ભવનની સાચી હકીકત પછી જ સમજાશે,
ભરીસભામાં અગર કોઈ વીર સાથ ન દે.

અશોકની આ પીડા માત્ર 'બે-દિલે' સમજી,
મરણ હો હાથવગું ને શરીર સાથ ન દે.

*૩, મધુબન એપાર્ટમેન્ટ,
ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ,
અમદાવાદ-૩૮૦૦૧૩. મો. ૯૪૨૬૬૮૦૬૩૩*





# પડી છે...

*- હરદ્વાર ગોસ્વામી*

મંદિર અંદર રાડ પડી છે,
ધર્મો કરતા ધાડ પડી છે.

એક શબ્દમાં, બીજો ગુપચુપ,
મારામાં બે ફાડ પડી છે.

ખુલ્લા ખેતર જેવું જીવન,
આખેઆખી વાડ પડી છે.

મારું જંગલ ખોવાયું છે,
એથી તો આ ત્રાડ પડી છે.

લે, તારું સરનામું આપું,
તું તો હાડોહાડ પડી છે.

દરિયામાં વહુવારુ જેવી,
નટખટ નદિયું પ્હાડ પડી છે.

કેમ ગઝલને ભેટું, બોલો !
શબ્દોની આ આડ પડી છે.

*જી-૨૦૧, ગણેશ હોમ્સ, સહજાનંદ હોમ્સ પાછળ,
ચેનપુર રોડ, ન્યુ રાણીપ, અમદાવાદ-૩૮૨૪૭૦.
મો. ૯૮૭૯૨૪૮૪૮૪*

# લોકોએ

*- મનીષ પરમાર*

બધાં વચ્ચે કર્યો જાહેર લોકોએ,
ભુલાવ્યું ભગ્ન તારું શ્હેર લોકોએ.

હવે જીવી નથી શક્તો, મરી શક્તો;
જીવનમાં રેડી દીધું ઝેર લોકોએ.

નથી સાંખી શક્યા મારીય મજબૂરી,
કર્યો ઈર્ષાતણો ઉછેર લોકોએ.

હતો પથ્થર પડોશી ફૂલ પાસેનો,
મને ભાંગી જ નાખ્યો ખૈર લોકોએ.

સગા બે ભાઈનો સંબંધ તોડીને,
ચલાવ્યો આજ કાળોકેર લોકોએ.

*મુ. વાવડી (ગઢ), પો. ધરોઈ કોલોની,*
*જિ. મહેસાણા-૩૮૪૩૬૦.*
*મો. ૯૭૧૨૫૬૪૨૯૪*





# ગઝલ

*- સ્નેહી પરમાર*

ચાખો ચાખો ગુલાબજાંબુ છે,
એની આંખો ગુલાબજાંબુ છે.

એનું સ્મરણ ભરેલું છે ઘરમાં,
દ્વારા વાખો ગુલાબજાંબુ છે.

વર્ષમાં એક દિવસ એવો છે,
આખ્ખે-આખો ગુલાબજાંબુ છે.

સ્મિત આપ્યા કરો મા સહુ કો'ને,
પાસે રાખો ગુલાબજાંબુ છે.

જાંબુ વત્તા ગુલાબ એક તું છે,
નહિ તો લાખો ગુલાબજાંબુ છે.

*ગોકુલધામ સોસાયટી,*
*મેઘાણી હાઈસ્કુલ પાછળ,*
*મુ. બગસરા, જિ. અમરેલી-૩૬૫૪૪૦*

# ...ત્યારે શું કરશો ?

*- પ્રશાંત કેદાર જાદવ*

મધરણ માં પાયા ખોદી ને સાજણ,
બાંધવાં બેઠાં છો ઘર
ઝાંઝવાંનાં નીરથી, ચણી ચણીને
તમે કેટલા ચણી શકશો થર ?
ધારો કે ઘર કે મેડિયું કે વળી,
ઊભા કરી દેશો મહેલ.
માણસ તો શું ? ચકલુંય નૈ ફરકે,
ત્યાં રહેવું નૈ હોય ત્યારે સહેલ
ડુંગરશાં ધૂળ ના તોફાનોથી રોજ
ધ્રૂજતું રહેશે નગર
ઝાંઝવાંનાં નીરથી...
લાગશે તરસ તો આંસુ પીશો,
પણ - મનની ભૂખનું શું કરશો ?
જીવ નામે ત્યાં તમે એકલાં જ હશો
ને તમે જ તમારાથી ડરશો
ભ્રમ બધા ભાંગશે, પસ્તાવા થાશે
મને શોધવા રોશે નજર
ઝાંઝવાંનાં નીરથી...
દિવસે પડછાયાનો હશે સંગાથ,
પણ ઘેરા અંધારનું શું ?
નજરોના સીમાડા ઓળંગ્યા પછીયે
બાળશે ધખધખતી લૂ.
લૂછનાર તો ઠીક, આંસુ જોનાર નૈ હોય
ત્યારે આવી જશે ચક્કર ભમ્મર...
ઝાંઝવાંનાં નીરથી...

*બી-૩૦૨, મણીભદ્ર એપાર્ટમેન્ટ,
સોમેશ્વરા પાર્ક પાસે, ગુલાબ ટાવર રોડ, થલતેજ,
અમદાવાદ-૩૮૦૦૫૪. મો. ૯૮૨૫૪૦૯૦૨૭*





# ગઝલ

*- રમેશ ઠક્કર*

ધાર કે એ આપણી અટકળ હતી,
વાત તોયે સાવ ક્યાં પોકળ હતી ?

ચાલવાના અર્થને જાણ્યા પછી,
થોભવાની વાત તો વળગણ હતી.

લાગતો આજે ભલે પટ રેતનો,
આ નદીની ગોદમાં ખળખળ હતી.

સીમા, વગડો, ડાળ, ઝાડી, પાંદડાં,
એક યાદી કેટલી ઝળહળ હતી.

ના કદી એથી વધુ પામી શક્યા,
પામવાની ધારણા કેવળ હતી.

*C/o. ગુજરાત માધ્યમિક અને ઉચ્ચતર માધ્યમિક
શિક્ષણ બોર્ડ, સેક્ટર-૧૦-બી, જૂના સિચવાલય પાસે,
ગાંધીનગર. મો. ૯૮૭૯૫૨૪૬૪૩*

# ભલાઈ કરી નથી

*- એસ. એસ. રાહી*

જખ્મોની કદી ભાગબટાઈ કરી નથી,
મેં જાત સાથે કોઈ લડાઈ કરી નથી.

સચ્ચાઈ સુધી એટલે પ્હોંચી શક્યો છું હું,
મેં સત્યની જરાયે ખરાઈ કરી નથી.

એના ફકીરી હાલને જોઈ લીધા પછી,
પેલા ખુદાએ તેની ભલાઈ કરી નથી.

જખ્મોને રૂઝ એટલે તો આવતી નથી,
મેં જૂની વેદનાને પરાઈ કરી નથી.

તેથી તો એને પાંચ વખત યાદ કરું છું,
અલ્લાએ કદી આપવડાઈ કરી નથી.

જીવનના રંગમંચ પર પરદા જ ક્યાં હતાં,
તેથી મેં અસાઈતની ભવાઈ કરી નથી.

*ઈઝ્ઝી સોસાયટી, પ્લોટ નં. ૧૩, પરમાર પવન સામે,*
*રૂપી બેન્ક પાછળ, કોંઢવા, પૂના-૪૧૧૦૪૮*
*(મહારાષ્ટ્ર) મો. ૦૯૩૭૩૧૩૭૯૫૨*





# કાલે નહીં...

*- મનીષ પાઠક 'શ્વેત'*

અમારો હાથ પણ ઝાલે નહીં,
છતાં એનાં વિના ચાલે નહીં.

રમું, પણ ઢોલના તાલે નહીં,
તમાચો માર, પણ ગાલે નહીં.

પવન જેવો પવન થાકી ગયો,
ખરેલું પાંદડું હાલે નહીં.

ઘણાં એવાંય મેં જોયા ખરા,
પ્રથમ વરસાદમાં મ્હાલે નહીં.

બધીયે ચોખવટ તૈયાર છે,
હું હાજર આજ છું, કાલે નહીં.

*૧૩, નરોત્તમ પાર્ક, અગ્રવાલ ટાવર્સની પાછળ,*
*ભૂયંગદેવ ચાર રસ્તા, સોલા રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૬૧. મો. ૯૮૨૫૦૪૬૬૮૪*

# ખ્યાલ પણ રહ્યો ના !

*- ભરત કવિ "ઊર્મિલ"*

એ ઘા કરી ગયાં ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
સાક્ષી ફરી ગયા ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
મેં સાવ ભોળપણમાં, સોદો કર્યો'તો દિલનો,
એ છેતરી ગયાં ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
આવ્યાં અને અમારા હસતાં રહેલ નયને
અશ્રુ ભરી ગયાં ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
ને બેઉનો ત્યાં મારગ, એક જ રહ્યો પરંતુ
એ ચાતરી ગયાં ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
એથી જ તો યુગોથી, હું જાગતો પડ્યો છું,
નીંદર હરી ગયાં ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
બે-ચાર વાત કરતાં, ક્યારે અતીત માંહે
ઊંડા સરી ગયા ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !
બે હાથના ભરોસે, નીકળ્યાં'તા નાવ લૈને,
જીવતર તરી ગયા ને, કૈં ખ્યાલ પણ રહ્યો ના !

*પ્લોટ નં. ૬૬૧, આદર્શનગર,*
*સૅક્ટર-૨૪, ગાંધીનગર-૩૮૨૦૨૪.*
*મો. ૯૪૨૬૪૧૫૭૨૭*





# તમે નથી તો...!

*- ભાનુપ્રસાદ પુરાણી*

તમે નથી તો, નથી જિંદગી જીવવા જેવી !
તમે નથી તો, દિલની વાતો કોને કહેવી ?
તમે નથી તો, આંબાડાળે કોયલ ક્યાંથી ટહુકે ?
તમે નથી તો, વનવગડામાં મયૂર ક્યાંથી ગહેંકે ?

તમે નથી તો છોડ હિજરાયા કરે છે બાગના,
તમે નથી તો ફૂલ બધાં ઝૂર્યા કરે છે ત્યારનાં
"તમે ખરા છો ! સાવ ભુલકણા" કોણ બોલશે ?
"જો જો પાછા મોડા પડતા !" કોણ ટોકશે ?

તમે તમારી આંખે સૂરજ ઢાળી દઈને -
કો'ક અજાણી આંખોને અજવાળાં દીધાં !
તમે અચાનક 'આવું' કહીને અનંત વાટે ચાલ્યાં.
ભૂલી ગયાં શું કોલ, આપણે બંધ બારણે લીધાં ?

તમે નથી તો 'આવું' એવો કોણ પાડશે ટહુકો ?
તમે નથી તોય, અમ અંતરમાં ધૂપસળી શાં મહેંકો.

*પ્લોટ નં. ૧૦૩/૩,*
*સેક્ટર-૨/એ, ગાંધીનગર.*
*મો. ૯૯૦૪૨૫૬૧૧૪*

# સાક્ષીભાવ

*- પ્રદીપ 'સુમિરન'*

આવનારો શ્વાસ ક્યાં લઈ જાય, કૈં નક્કી નહીં,
મૃત્યુ ક્યારે ક્યા બહાને થાય, કૈં નક્કી નહીં !

ભાવ સાક્ષીનો લઈ, જોતા રહીએ જે થાય તે,
કિન્તુ, એવું કેટલી પળ થાય, કૈં નક્કી નહીં !

ખૂલવાની જેમ થાવું બંધ - ઘટના રોજની -,
ભીંત, ક્યારે બારણું થઈ જાય, કૈં નક્કી નહીં !

આપણે વ્યાખ્યા કરીને ખુશ રહીએ એટલું,
શું જડે, ને શું અહીં ખોવાય, કૈં નક્કી નહીં !

મેઘધનુષો આભમાંથી વીણવાનાં ખેલમાં - ,
હાથની હિનાનું શું થાય, કૈં નક્કી નહીં !

લઈ ફરે છે ધૂપદાની, કૈંક છાયાઓ અહીં,
ધૂપ એમાં થાય કે ના થાય, કૈં નક્કી નહીં !

*'મા', ૫, મંગલમૂર્તિ ટેનામેન્ટ,*
*સેન્ટ મેરી સ્કૂલ સામે, કાલાવાડ રોડ,*
*રાજકોટ-૧. મો. ૯૪૨૮૩૪૫૯૦૮*





# સામ્રાજ્ઞી

*- ભસ્માંગ માંકડ "સમ્રાટ"*

મને ના આવડે ગઝલ કે કવિતા,
તને નીરખી સ્ફૂરે મારી શબ્દ સરિતા.
રાગ-છંદ-અલંકાર મને ના સમજાતા,
અનાયાસ લખાય છે મારી પ્રેમસંહિતા.
સુર અને તાલ કેમ રેલાવે મધુરતા,
તારી વાતોની લડી આપે સંગીત શ્રાવ્યતા.
ચિત્ર અને કળા શીખવાની ના શક્યતા,
ઉપસે છે તસ્વીર હર પલક ઝપકતા.
શિલ્પને સ્થાપત્યમાં લાગે છે નીરસતા,
કે જ્યારે કંડાર્યો શિલાલેખ પ્રેમ પામતા,
લાગે છે બધા રંગોમાં મને શુન્યતા.
એવા છે એના કાળા કેશની ઘટ્ટતા,
આયખું તને પામી અનુભવે છે ધન્યતા.
સામ્રાજ્ઞી બની તું "સમ્રાટ" જીવન અજવાળતા.

*માંગલ્ય, પ્લોટ નં. ૨૫૫/૨, શ્યામલ-૧,*
*જૈન દેરાસર પાછળ, સેક્ટર-૨૨,*
*ગાંધીનગર-૩૮૨૦૨૨. મો. ૯૮૨૫૭૨૧૯૨૮*

# મૌનમાં કંઈ

*- નટવર આહલપરા*

મૌનમાં કંઈ બોલવાનું થાય છે,
જળ વગર તો કંઠ પણ સુકાય છે.

તું ચગાવે છે પતંગો સ્નેહના,
વાત આખા ગામમાં ફેલાય છે.

પાર કરશે એ બધા સાગર હવે,
હાથ નૌકાનાં હલેસાં થાય છે.

શું ચગાવું હું પતંગો સ્નેહના ?
દોર તારા ગામમાં લૂંટાય છે.

વાત કરવાનો પછી અવસર મળે,
માંડવો જો આગણે બંધાય છે.

આયખાનાં પાન પીળાં થઈ જશે,
પાનખરની ધાક ત્યાં વરતાય છે.

*'શ્રી પવનતનય', પ્લોટ નં. ૬૫-ડી/એ,*
*વિમલનગર શેરી નં. ૩, આલાપ સેન્ચુરી પાછળ,*
*યુનિ. રોડ, રાજકોટ-૫.મો. ૯૯૭૪૦૦૯૦૪૨*





# નથી કાંઈ મારું

*- ડૉ. ઈશ્વર સુથાર (શિલ્પી)*

નથી કાંઈ મારું
નથી કાંઈ તારું !
તને જે મળ્યું છે,
બધુંયે જનારું !
સમય આવતાં તો
થશે એ નકારું.
કરે તારું - મારું
ન તારું થનારું !
ચહે છૂટવા પણ
નથી ક્યાંય બારું.
અહમ્ કાં કરે તું ?
ક્ષણેક્ષણ અકારું.
જગત ચારુમય છે
કહે લોક ખારું.
ગમે યા ગમેના
ગણી લે જ પ્યારું.
હવે રાખ સમરણ
સદા એકધારું.
ખરો માનવી એ
નિભાવે પનારું !
જચી લે જ 'શિલ્પી'
બધું છે નઠારું !

*૩૯, નંદ બંગ્લોઝ, જનતાનગર રોડ,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧.*
*ફોન : ૦૭૯-૨૭૬૬૦૦૦૮*

# વેરવિખેર

*- પ્રફુલ્લ રાવલ*

બધુંય કરી નાંખ્યું છે વેરવિખેર આ રાહુએ
શોધું છું સંધ્યાકાળે સધિયારો
ઊગતા તારામાં અવારનવાર
પણ વળી પાછો આવી જાઉં છું ત્યાંનો ત્યાં જ
એ જ શબ્દો,
એ જ અર્થો
એ જ અનર્થો વચ્ચે.
ડહોળાતાં રહે છે મનનાં જળ સતત.
ગોવાના બીચ પર
જોયેલી તરફડતી માછલીઓ
થોડા કુતૂહલથી, થોડી કરુણાથી,
ત્યારે તો દરિયાની ભીની રેતીમાં
શોધેલાં છીપલાં-શંખલા
અને અનુભવેલી ભીનાશ ટેરવાં પર
જે વ્યાપી વળેલી મારા અંગેઅંગમાં ધીમે ધીમે
ત્યારે જ અવગત થયેલો એકલતાનો સાચો અર્થ
અવગત થયેલું ઘણું બધું
બધું જ રાખેલું ભીતર ભંડારીને
ને તોય વારંવાર પૂછાતું વીતેલી કાલ વિષે
આંખ વિનાની, પાંખ વિનાની એ તો મનમજૂસમાં છે બદ્ધ
ખોલો તો ખૂલે
ક્યારેક ચૂમે તો ક્યારેક ડંખે
ક્યારેક થાઉં સમૃદ્ધ તો ક્યારેક સાવ રંક
સ્પર્શે ક્યારેક પુષ્પની જેમ
ને બધુંય કરી દે સુગંધિત-સુરભિત
ક્યારેક લાગે માથે ઝળૂંબે છે
પડું પડું થતી ભારેખમ શિલા જેમ
નથી છોડી શકાતી
નથી સાચવી શકાતી આ વીતેલી કાલને
અને શ્વસું છું આવતીકાલને રૂપેરી આશથી
એ જ રાહુની સાક્ષીએ.

*બી-૧૨, માધવ એપાર્ટમેન્ટ, ન્યુ. ગાર્ડન સામે,*
*વાસણા, અમદાવાદ-૩૮૦૦૦૭.*
*મો. ૯૮૭૯૦૧૩૧૭૦*





# પ્રાણવાયુ

*- રમેશ પટેલ*

લો; તરુની વસ્તી જુઓ ઓછી થૈ;
પ્રાણવાયુની હું ચિંતામાં પડ્યો !

ચંદ્ર પણ જોવા ગયો મુખારવિંદ;
એટલે તો ઊંડા કૂવામાં પડ્યો !

ફૂલ માફક મ્હેકતો હું શબ્દ કાં -
અર્થતાના તીક્ષ્ણ કાંટામાં પડ્યો.

પાંપણો પર આંસુઓના પ્હાડ છે;
હું અઢી અક્ષરના દરિયામાં પડ્યો.

છે અવાજોમાં અવાજો એટલા...
'શબ્દ' પડઘો 'મૌન' પડઘામાં પડ્યો.

વૃક્ષ પાસે બેસ તું - સંવાદ કર;
એમ કહી હું લીલા ટહુકામાં પડ્યો !

લો; મીરાં પૂછે એના શ્યામને;
કેમ મારો પગ ત્રાસમાં પડ્યો ?!

આમ છું કાયમનો હું બાળક છતાં;
મૃત્યુ કાજે કેમ ચિંતામાં પડ્યો ?!

*'પ્રાંજલ', ૩૦ આનંદવાટિકા સોસાયટી,*
*સરદાર પુલ પાસે, અડાજણ રોડ,*
*સુરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૦૦૨૫૫*

# ગીત

*- ડૉ. મનહર ઠાકર*

ભર શિયાળે અમથે અમથું આવ્યું માવઠું કેવું ?
વરસ્યું અનરાધારે એ તો ભર ચોમાસા જેવું.
જેમ અષાઢી મેઘ ધરા પર વણથંભ્યો કંઈ વરસે,
એમ અહીં તો ભીંજાતા સૌ ચાતક નજરે તરસે.
આભ ચહે છે અવનિ કાજે આજ કશું તો દેવું,
જાણ હતી ક્યાં આ ધરતીને શું દેવું શું લેવું ?
સાજ સજ્યો છે ઘોર ઘટાએ અવળ-સવળ દળ વમળે,
તૃહક તૃહક જળ એવાં ટપકે ચોમાસું થઈ સઘળે.
સીમ-પાદરે, ગામ-ગોંદરે ખળખળ હાલ્યાં પાણી,
અટકળ આગાહી જોશી નો'તી સાંભળી વાણી.
તોય અહીં તો મોસમ છલકી પૂર આવ્યું છે એવું,
ને સાગર પર નીર નદિયુંનાં વરણાગી થાય તેવું.
છેક છવાયું ભીતર ભીનું હૈયું આખું ઝળકે,
ટાઢ છતાં પણ પાણી પાણી અનગળ આભે ખળકે.
મોભ ભણીથી છપ્પર આખું નળિયાંધારે નેવું,
ધાર પડે છે આખા ઘરમાં કેમ સૂકામાં રે'વું ?
ભર શિયાળે અમથે અમથું આવ્યું માવઠું કેવું ?
વરસ્યું અનરાધારે એ તો ભર ચોમાસા જેવું.

*૪૦, શ્રીનાથજીનગર-૩,*
*ભરતનગર પાછળ, ભાવનગર-૩૬૪૦૦૨.*
*મો. ૯૪૨૬૯૮૫૭૨૯૦*





# મારી, તમારી, આપણી પણ લાગવી જોઈએ...

*- દિનેશ દેસાઈ*

મારી, તમારી, આપણી પણ લાગવી જોઈએ,
છે જો ગઝલની વાત, સૌની આગવી જોઈએ.

કોઈ ન આવે આપણો અંધાર ઊજાળવા,
દીપક બનીને જાત ખુદ સળગાવવી જોઈએ.

લખતા પહેલા લાગણી ઉમેરવી પણ પડે,
સંવેદનોની પાર કવિતા તાગવી જોઈએ.

જો હોય કૂવામાં, હવાડામાંય એ આવશે,
શું લાગણી સાચ્ચે ઉછીની માગવી જોઈએ ?

બીજા લખી દે ને મળે છે દાદ, પણ ક્યાં સુધી ?
જીવો ગઝલ જેવું, ગઝલ પણ જાગવી જોઈએ.

ને લાશ જેવી જિંદગી તો ક્યાં સુધી જીવશો ?
રાખો ખુમારી, દુર્દશા પણ ભાગવી જોઈએ.

નોખી ગઝલની વાત, નોખી વાત હોવી ઘટે,
મારી, તમારી, આપણી પણ લાગવી જોઈએ.

*૩૧, મનીપુર ગ્રીન્સ બંગલોઝ, મનીપુર વડ બસ સ્ટેન્ડ, પોસ્ટ ગરોડિયા, બોપલ-ઘુમા રોડ, અમદાવાદ-૩૮૨૧૧૫. મો. ૮૩૨૦૪૧૯૦૭૭*

# પૂજા

- પ્રીતમ લખલાણી

શ્રાવણ મહિનાના
સોમવારે તો ઠીક
હું તો વારતહેવારે પણ
દેવદર્શને જવાનું ટાળું છું
પણ કોઈ ઢળતી સાંજે
આંગણાના મેપલ વૃક્ષ તળે
ચકલીને ધૂળમાં નાહતી જોઉં છું ત્યારે
એકાએક મારું મન
ભરચોમાસે ગામ છેવાડે
આવેલ શિવદેરીના તળાવમાં
બાળ ભેરુ સાથે મારેલા ધૂબાકા
અને લીલા ખેતર વચ્ચે
ખરે બપોરે શેઢા સંગે
હડિયાપટ્ટી કરતાં પતંગિયા સાથે રમેલ
સંતાકૂકડીની યાદે
મન ભરાય આવે છે ત્યારે
આંખે આવેલ આંસુ લૂછતો
અમેરિકા આવવા ગામથી નીકળ્યો ત્યારે
ભાથાના ડબ્બા સાથે બાએ આપેલ પાદરની
મુઠ્ઠી એક ધૂળમાંથી
ચપટ્ટીક ભરી
કપાળે ટિલક કરી લઉં છું !

65 Falcon Drive,
West Henrietta,
NY 14586 U.S.A.





# ઝરણું રે

- રક્ષા શુક્લ

રાત હતી પાણીનો રેલો, દિવસ દોડતું ઝરણું રે,
અંધારું જૂઈની ઝળહળ 'ને ભીતર લીલું તરણું રે.

પરોઢનું પંખી ફફડાવે પાંખ, પંડ પારેવું રે,
લાવ, ઉતારી દઉં આજે આ અજવાળાનું દેવું રે.

પૂનમના પડખામાં પેસી પ્રીત પરોવી વ્હેવું રે,
નહીં વાદળ, નહીં ચોમાસું, લથબથ ભીંજાવા જેવું રે.

બાંધી પહેલા ગઠરી રે મન, ખભ્ભે નાખ ઉપરણું રે,
રાત હતી પાણીનો રેલો, દિવસ દોડતું ઝરણું રે.

સૂરજ ભૂલીને સોનમુખી તો અમને અપલક તાકે રે,
આભ આંબતા સપનાંઓને આંખ ઢબૂરી ઢાંકે રે.

ધૂળભરી ધરતીમાં ન્હાતી ચકલી તડકા હાંકે રે,
ઉંબર કૂદી ઉજાસ ઘરમાં આવી અમને આંકે રે.

સુગંધનો સાફો બાંધીને હું મહુડાને પરણું રે,
રાત હતી પાણીનો રેલો, દિવસ દોડતું ઝરણું રે.

૧૫, નંદન, શાસ્ત્રીનગર,
તળાજા-૩૬૪૧૪૦, જિ. ભાવનગર.
મો. ૯૯૭૮૨૪૪૮૮૪

## ગઝલ

*- વિવેક મનહર ટેલર*

હળવેથી અહીં પધારો, ઇતિહાસ સૂઈ રહ્યો છે,
સૂતાનું તો વિચારો ! ઇતિહાસ સૂઈ રહ્યો છે.

કોઈ ફરી ન આવે, પણ આવશો તમે, હા
એવી છે આ મજારો, ઇતિહાસ સૂઈ રહ્યો છે.

ભડ ભડ બળી રહ્યો છે દેશ આખો વાતવાતે
બચવાનો ક્યાં છે આરો ? ઇતિહાસ સૂઈ રહ્યો છે.

લઈ લઈને નામ જેનું ઘર સૌએ હચમચાવ્યું
ખૂણામાં એ બિચારો ઇતિહાસ સૂઈ રહ્યો છે.

જાગે તો ભોગ લાગે સૌના, શું એ વિચારે
સૌનું વિચારનારો ઇતિહાસ સૂઈ રહ્યો છે?

મહિના નહીં, છ જન્મે પણ આરો નહિ જ આવે,
આશા ત્યજો, સિધારો ! ઇતિહાસ સૂઈ રહ્યો છે.

સદીઓનું જ્ઞાન છે પણ લેવાલ ક્યાં છે કોઈ ?
કેવો પડ્યો છે ધારો ! ઇતિહાસ સૂઈ રહ્યો છે !

પાછા કદી ન જાગી, એ આ જ કહી રહ્યો છે :
બસ, આજનું વિચારો, ઇતિહાસ સૂઈ રહ્યો છે.

*આયુષ્ય મેડી-કેર હોસ્પિટલ અને કાર્ડિયાક સેન્ટર,*
*૪૭, સ્વીટી સોસાયટી, ભટાર રોડ,*
*સુરત-૩૯૫૦૦૦૧. મો. ૯૮૨૪૧૨૫૩૫૫*





## હે અરૂપ

*- નયના જાની*

ચોતરફ ફૂંકાય છે ઝંઝાવાત,
વાગે જાણે ધરતીની તાકાત,
સૂસવતા પવનો, ડોલતાં વૃક્ષો,
આંધી આંધી અને તોફાન...
આ બધું યે તારું જ સનાતન ગાન.
મૂળમાંથી હલી જાય હોવું,
ને તૂટે માયા મમતાના તંતુઓની જાળ
તડ તડ તડાક !
મારું ચિતરી મૂકેલું બધું ય
દેખાય વીજળીનો ઝબકારના અજવાસે.
સાક્ષાત્કાર સત્યનો પરમ્
આ સત્ય મારું કે તારું ?
કહી દીધું છે વારંવાર,
મને ગમે જ ગમે બધાં ય તારા રૂપ
હે અરૂપ !

*૨૨/૫૨૯, સત્યાગ્રહ છાવણી,*
*જોધપુર ટેકરા, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯-૨૬૮૬૧૭૬૪*

# તોફાની છોકરી

*- ચંદ્રશેખર પંડ્યા*

હૈયાની હાટડીએ હેત રૂપી હાર, જડ્યા હિરે, મઢાવ્યા પલાશથી,
સત્તરમું બેસતાં જ તોફાની છોકરીએ, ઢાંકી છે જાતને રતાશથી
એને જાળવજે લીલા પડવાશથી...
પહેલા વરસાદ તણા છાંટાના સ્પર્શે, એ મઘમઘતી હોવાનું યાદ છે.
વાસંતી વાયરાને મીઠે અડપલે, એ રોમરોમ કોહળ્યાંનો નાદ છે.
વીંટી લજામણીના પાને, એ ષોડશીને ઈશે સર્જી છે નવરાશથી
એને જાળવજે લીલા પડવાશથી...

નાગરની વેલ અને મેંદીની જેમ, એ તો આડેધડ ફેલાતી બાગમાં
ઝાકળના સથવારે આંખોં મીંચીને, રોજ પડતું મેલે બળતી આગમાં !
ધીમેથી વેરીને સ્મિત કરે ધાર્યું, ના સ્હેજે પણ લેજે હળવાશથી
એને જાળવજે લીલા પડવાશથી...

ચાહકનાં ટોળાંને મંડરાતા જોઈ, આજ મસ્તીમાં મંદ મંદ મરકે,
ઉઘડેલા મોર તણી માણે સુગંધ, નથી હિંમત કે પાસ કોઈ ફરકે
અંગેથી ચાસણીની ફૂટતી ટશર, એણે લીંપી છે એવી કડવાશથી.
સત્તરમું બેસતાં જ તોફાની છોકરીએ, ઢાંકી છે જાતને રતાશથી
એને જાળવજે લીલા પડવાશથી...

*૦૦૧, વાસ્તવ એવન્યુ, મંગલમ ફ્લેટ્સની સામે,
વિદ્યા વિહાર સ્કૂલ પાછળ, સુભાનપુરા,
વડોદરા-૩૯૦૦૨૩. મો. ૯૮૨૫૦૩૦૬૯૮*





# એમ ખોટા વખાણ કંઈ થાય નહીં

*- કનૈયાલાલ ભટ્ટ*

એમ ખોટા વખાણ કંઈ થાય નહીં,
જેનાં કાવ્યોમાં હોય નહીં કાવ્યોના ગુણ એને,
આપણાથી કવિ કહેવાય નહીં
એમ ખોટા વખાણ કંઈ થાય નહીં.
આમ તો એ પોતાને જ પ્રસ્થાપિત કરવાને,
પોતાના ઢોલ વગડાવશે,
સાવ સુક્કા ઝાડની ડાળીએ ડાળીએ,
પાંદડાઓ લીલા લટકાવશે.
બાવળના ઝાડ ઉપર ફૂલ કદી ઊગે નહીં,
સુગંધના દરિયા છલકાય નહીં,
એમ ખોટા વખાણ કંઈ થાય નહીં.
રોજે રોજ મુશાયરા આયોજિત કરીને,
કવિપદ વહેંચે વહેવારથી
તાળીઓની વાહ વાહ વેચાતી લાવીને,
આંજી દે સૌને આભારથી.
ઊંચા તે મંચ પર બેઠેલા કાગડાને,
આપણાથી મયૂર કહેવાય નહીં
એમ ખોટા વખાણ કંઈ થાય નહીં.
સિંહાસન સામે તાતા થૈયા કરવાનું,
એને ગમે ત્યાં નાચવાનું ફાવે.
ભાષાને કોઈપણ ભાવે વેચી દે,
પછી પોતાની જ હોડી હંકાવે.
વાણીવેપાર જો ખૂલ્લેઆમ થાય તો,
આપણાથી મૂંગા રહેવાય નહીં,
એમ ખોટા વખાણ કંઈ થાય નહીં.
કોયલ ને મોરલાના ટહુકાઓ દાબીને,
કાગડાને માનપાન આપવું,
ચાંદો ને સૂરજના ઉછીના અજવાળે,
ઝગમગ થઈ નામ સ્વ છાપવું.
મીરાંની જેમ જાણી જોઈને આપણથી,
પ્યાલો આ ઝેરનો પીવાય નહીં
એમ ખોટા વખાણ કંઈ થાય નહીં.

*પ્લોટ નં. ૧૧૮૫/૫,
સેક્ટર-૩/ડી, ગાંધીનગર
મો. ૯૪૨૬૦૬૦૬૦૧*

# અમે !

*- કરસનદાસ લુહાર*

પાંદડાં ભેગા કરી શૂળો વડે સાંધ્યા અમે !
ઢાંકવાને એબ એને અંગપર બાંધ્યાં અમે !

રાત ને દિવસ અમારે બેઉ સરખાં છે અહીં;
એટલે સૂતા રહેવામાં સદા ભાગ્યાં અમે !

પ્હાણકાના પેટમાંથી બા'ર કાઢી આગમાં -
ખોલરે સસલાં, તેતર ને મૂળિયાં રાંધ્યા અમે !

થાય છે : છીએ સલામત માને ઉદર ગર્ભશાં;
બા'ર આ જંગલ તજી, ના કોઈ દિ' ભાગ્યાં અમે !

ખાલી પેટે પણ સતત લો, મન મૂકીને નાચીએ;
ઢોલ જેવું બસ અમારા લોહીમાં વાગ્યાં અમે !

સાવ નિરક્ષર છતાં પ્રાકૃત ને સાક્ષર છીએ;
ઝાડ એકેએક ને સૌ પાંદડાં વાંચ્યાં અમે !

બા'રના લોકોની અમને બીક લાગે છે બહુ;
કેમકે, એને કદી માણસ નથી લાગ્યાં અમે !

*૩૯, 'કલ્પદ્રુમ', શ્રીજીનગર, મહુવા,*
*જિ. ભાવનગર-૩૬૪૨૯૦.*
*મો. ૯૮૨૪૨૨૫૧૨૭*





# આ પૃથ્વી નાશ પામશે ત્યારે..

*- રમેશ આચાર્ય*

જ્યારે આ પૃથ્વી નાશ પામશે ત્યારે
શું થશે ?
કંઈ નહીં થાય.
આકાશમાં તારો ખરશે,
બ્રહ્માંડમાં તેની નોંધ પણ નહીં લેવાય.
સૂર્ય અને ચંદ્ર રહસ્યમય સ્મિત કરીને
ઊગવાનું અને આથમવાનું
ચાલુ રાખશે.
આકાશગંગામાં એક છેડેથી
નવા તારાઓ અને ગ્રહો ઉમેરાશે,
બીજે છેડેથી કેટલાક તારાઓ અને ગ્રહો
તેને છોડી જશે.
નાની વાદળીઓ અને કાળાં ડિબાંગ વાદળો
પહેલાંની જેમ આકાશમાં હડિયાપટી
ચાલુ રાખશે.
વાયુ તેની અનુકૂળતા અને મરજી મુજબ
વહેતો રહેશે.
વરસાદ નિરુદ્દેશે વરસશે,
તેમાંનું એક બુંદ
સમગ્ર બ્રહ્માંડમાં ફેલાઈ જશે.

*'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,*
*નવા જંક્શન માર્ગ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*ફોન : ૦૨૭૫૨-૨૩૨૭૧૧*

# એકલતાનો ભાર...

*- યોસેફ મેકવાન*

મારી ફરતે,
આસપાસ તો
વ્યાપી રહેલો તીખો આ સૂનકાર..
એકલતાનો ભાર ઝીલું છું, એકલતાનો ભાર...!
સંબંધો છીલાઈ ગયેલા
પડછાયા ભીંજાઈ ગયેલા
અસ્તવ્યસ્ત આ ધરતીને તો
રહ્યો ફેરવી સહસ્રબાહુ સૂનકાર...
મારો સમય થયો આજાર.
ઝીલું છું એકલતાનો ભાર...

શાંતિ ભીંસે જડબેસલાક,
પજવ્યા કરતી ક્ષણોની ઊડતી માખ,
શ્વાસમહીં તો સ્થિર બેઠો છે,
તથાગત સૂનકાર...
ખડખડ હસ્યા કરે અંધાર...
ઝીલું છું એકલતાનો ભાર.
કોઈ નથી તો દરિયો છલકે
માનવ હીણ ખંડેરો મલકે
આરપાર લ્હેરાતો કેવો
નકશીદાર સૂનકાર...

*૩૦૨, એન્જલ ડિવાઈન, સંત કબીર સ્કૂલ સામે,*
*નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯.*
*મો. ૯૮૨૪૧૭૬૬૭૫*





# ને ગઝલ આ...

*- ડૉ. ધૈવત શુક્લ 'આનંદ'*

એક ખાલીપો અમસ્તો 'ને ગઝલ આ,
જાત ગોતે, એક રસ્તો, 'ને ગઝલ આ.

દર્દ જેવું ખળભળે છે, છેક ઊંડે,
મોત મોંઘુ, જીવ સસ્તો, 'ને ગઝલ આ.

પ્રાર્થનામાં શીખવાનું એટલું 'કે,
પ્રેમ છેલ્લો છે શિરસ્તો, 'ને ગઝલ આ.

યાદ પોતે ડૂબવાનું શીખવે છે,
દર્દમાં છે એ જ મસ્તો, 'ને ગઝલ આ.

કૈંક કિસ્સા, નામ તો 'આનંદ' રાખે,
તોય સૌ આંસુ પરસ્તો, 'ને ગઝલ આ.

*બી-૨૦૪, શ્રીનાથ હોમ્સ, બ્લોક-બી,*
*કુડાસણ, ગાંધીનગર-૩૮૨૪૨૧.*
*મો. ૯૭૧૨૭૯૭૪૦૩*

# કેમેરો

*- પારસ એસ. હેમાણી*

તાકતો સૌને રહે છે રામનો કેમેરો,
પાડતો ફોટા બધાના આભનો કેમેરો.

કોઈની સુંદર છબી આવે સદાયે સામે,
હોય જો તારી કને બસ ચાહનો કેમેરો.

આવશે તસ્વીર કાળી ધબ્બ માણસની જો,
હાથમાં લઈને ફરીશ તું રાતનો કેમેરો,

આંગળીને ચીંધવાની વાત આવી ત્યાં તો,
યાદ આવી જાય ખુદના ડાઘનો કેમેરો.

રાહ જોઈ જેમની ઊભા હતા વરસોથી,
શું કહેવું એમની આ આશનો કેમેરો.

પાંખ કાપીને પૂછે છે કેમ છો 'પારસજી' ?
કેટલો નિર્દોષ લાગે આપનો કેમેરો.

*હેમાણી હૉસ્પિટલ, ભક્તિનગર સોસાયટી,*
*કાન્તા સ્ત્રી વિકાસ ગૃહ પાસે,*
*રાજકોટ-૩૬૦૦૦૨. મો. ૯૯૦૪૯૦૦૦૫૯*





# ગઝલ

*- ડૉ. મનોજ જોશી 'મન'*

અમે રાજા હતા ! ગાદી હજુ પણ યાદ છે અમને !
અહો ! ખોળો અને દાદી હજુ પણ યાદ છે અમને.

હજુયે ભીંજવે છે આંખ ! ને લથબથ કરે દિલને,
ખભો દાદાનો વરસાદી ! હજુ પણ યાદ છે અમને.

જીવનની આંટીઘૂંટી સૌ જે વાર્તામાં જ શીખવી ગઈ !
હતી નાની સીધી સાદી ! હજુ પણ યાદ છે અને.

મળે સપનાંમાં એ રાતે ! સવારે મા બની જાતી !
પરીઓની એ શહેજાદી હજુ પણ યાદ છે અમને.

અડીખમ એજ રાખે છે જુઓને આજ પણ જગમાં !
પિતાનો પ્રેમ પોલાદી ! હજુ પણ યાદ છે અમને.

ફુગો, પીપર કે અમથાં સ્મિતથી પણ એ તૂટી જાતાં !
હતાં ઝઘડાઓ તકલાદી ! હજુ પણ યાદ છે અમને.

હંમેશા ચાલવું પડતું બધાનાં હાથ પકડીને !
છતાં બચપણની આઝાદી ! હજુ પણ યાદ છે અમને.

*'આસ્થા' ક્લિનીક, ૯, પટેલ કોલોની,*
*જામનગર-૩૬૧૦૦૮.*
*મો. ૯૮૨૪૨૨૮૫૯૮*

# આગનો દરિયો

*- ડૉ. પ્રદીપ આઝાદ*

સરોવર રેતના સાથે મળી ઊંડા કરી દઈએ,
'ઇશત્' પાછાં ફરીથી આગનો દરિયો બની જઈએ.

અધર મૂંગા છતાં બોલ્યા વિના સમજાય છે સઘળું,
ન આંખો થાય ભીની સ્મિત વેરીને રડી દઈએ.

રણ તણા કિનારે મન ફરીથી ભીંજવી દઈએ,
અલગ મૂકી ઇચ્છા માણસ ફરી પાછા બની જઈએ.

ન ધોઈ શકો ડાઘ સઘળાં વજૂદો વગર જે ઊભાં,
અશ્રુજળથી ધોઈ કાઢી નવું સ્મારક બની જઈએ.

અશ્રુજળથી ધોઈ કાઢી નવું સ્મારક બની જઈએ,
'ઇશત્' પાછાં ફરીથી આગનો દરિયો બની જઈએ.

*પ્લોટ નં. ૧૨૪૮/૧,
સેક્ટર-૭-ડી, ગાંધીનગર-૩૮૨૦૦૭.
મો. ૯૮૨૪૦૦૩૧૦*





# લઈ જા તારે દેશ

*- હર્ષિદા દીપક*

લઈ જા તારે દેશ હરિવર... લઈ જા તારે દેશ
તેજલ ઘોડે દર અસવારી સપનાને પરદેશ
હરિવર... લઈ જા તારે દેશ...

ચૂંદલડીમાં બાંધી મેં તો પાંચ પોટલી અંગી
દોથે દોથે ભરી અભરખા આંખોમાં નવરંગી
બચકે બાંધ્યા હરિ તમારી યાદોના સંદેશ...
હરિવર... લઈ જા તારે દેશ...

સમણાં હારે ઇચ્છા લીધી લથબથ થતી કાયા
રટણ તમારું, સ્મરણ તમારું સળવળ થતી માયા
તરસ છિપાશે મારી જ્યારે અડશે તારો ખેસ...
હરિવર... લઈજા તારે દેશ...

*૧, નંદનવન પાર્ક, ૯, સદ્‌ગુરુ બંગલો,
સ્ટેટ બેંક ઓફ ઈન્ડિયા પાછળ, સાધુ વાસવાણી રોડ,
રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૩*

# હું પણ અહીંયાં બેઠો છું...

*- દીપક ત્રિવેદી*

કલરવને પાછાં લઈ આવો હું પણ અહીંયાં બેઠો છું !
તમે એકલાં ગામ ગજાવો ?! હું પણ અહીંયાં બેઠો છું !

તમે ઘૂંટ જે પીધો છે કાતિલ એ જ પચાવ્યો છે,
ઘૂંટે - ઘૂંટે ફરક બતાવો હું પણ અહીંયાં બેઠો છું !

પહેલો નાદ અહમ-બ્રહ્માસ્મિ બીજો નાદ અલખ-નિરંજન
ચિનગારી લઈ અલખ જગાવો હું પણ અહીંયાં બેઠો છું !

મીરાંએ જે પીધો છે એ જ અમારે પીવો છે,
પ્યાલો દાસીજીવણ લાવો હું પણ અહીંયાં બેઠો છું !

સમય નામની એક તમાકુ વર્ષોથી ફૂંકી'તી જેમાં...
એ જ ચલમ પાછી મંગાવો હું પણ અહીંયાં બેઠો છું !

*૧, નંદનવન પાર્ક, ૯, સદગુરુ બંગલો,*
*સ્ટેટ બેંક ઓફ ઈન્ડિયા પાછળ, સાધુ વાસવાણી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૨*





# ગઝલ

*- ભાવિન ગોપાણી*

છે સારું કે તારી નિકટતા રહે છે,
તને ભૂલવામાં સરળતા રહે છે.

હતી પહેલા ખાલી જગા આ હૃદયમાં,
હવે એ જગામાં વિવશતા રહે છે.

સમય છે જ એવો કે વાદળ નહીં પણ,
ધુમાડા વધારે ગરજતા રહે છે.

હવે ઘરની ભીંતો ય ભટકી પડી છે,
અને બારણાં પણ રખડતાં રહે છે.

એ આંખો છે એવી જગા જ્યાં બધાની,
અપેક્ષાનાં મડદાં લટકતાં રહે છે.

નથી ફક્ત આંસુ જ ઠેકાણું એનું
કદી સ્મિતમાં પણ ગહનતા રહે છે.

*૧, પલ્લવ એપાર્ટમેન્ટ, કૈલાસનાથ સોસાયટી,*
*ભૈરવનાથ રોડ, મણિનગર, અમદાવાદ.*
*મો. ૯૮૨૫૬૯૮૬૨૮*

# ગીત

*- તેજસ દવે*

આખ્ખાયે શ્હેરમાં વાત થઈ વહેતી ને ચર્ચાતો થઈ ગયો કિસ્સો,

મારો આ પડછાયો મારાથી દૂર થવા માંગે છે રોજ એનો હિસ્સો,

સૂરજના તડકાઓ સંગાથે પીધા છે

મોટા થયા છે અમે એમ,

મારાથી એને જો છુટ્ટો હું પાડું તો

લોક મને ઓળખશે કેમ ?

હું ખાલી એ ભરચક, હું ચહેરો એ દર્પણ, હું ખરબચડો છું તો એ લિસ્સો,

મારો આ પડછાયો મારાથી દૂર થવા માંગે છે રોજ એનો હિસ્સો

હું કૂવાનું ઊંડું અંધારું થઈ જીવું

એ અજવાળું એના પર લીંપે,

એ જ મને મારામાં આવીને રમતો

ને પત્તાની જેમ મને ચીપે,

હું એનાથી હારું, રિસાઉં ને ઝઘડું પણ એના વિના છું સાવ ફિસ્સો.

મારો આ પડછાયો મારાથી દૂર થવા માંગે છે રોજ એનો હિસ્સો.

*બંગલા નં. ૧૩, મેઘના રો-હાઉસ,*
*મલ્ટી સ્પેશ્યાલિટી હૉસ્પિટલ સામે, ભવ્ય પાર્ક ફ્લેટની પાસે,*
*બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮. મો. ૯૯૦૪૩૮૪૭૬૯*





# અખાત્રીજે

*- દર્શક આચાર્ય*

આવ મળવા અષાઢની બીજે,
તો અમારું કદાચ મનભીંજે.

અમને રિઝાવવા નદી મોકલ,
ઓસબિંદુથી પાંદડાં રીઝે.

મ્હેક લૂંટી જતો પવન સઘળી,
પુષ્પ તો પણ કદીય ના ખીજે.

ઢોલની ક્યાં જરૂર છે, મિત્રો,
આવશે યાદ ગાજતી વીજે.

આપવા હોય ભેટમાં ફૂલો,
છોડ રોપો તમે અખાત્રીજે.

*'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,*
*નવા જંક્શન માર્ગ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*ફોન: ૦૨૭૫૨-૨૩૨૭૧૧*

# હોય છે

*- સૉલિડ મહેતા*

ભીંતોને પણ કાન હોય છે,
ફળિયું ઘરની શાન હોય છે.

થાય વૃક્ષનો મહિમા ત્યારે,
સુવાંગ લીલે વાન હોય છે.

લોઢ ઉછળતા સાત સમંદર,
અંદરથી હેરાન હોય છે.

આપવો એમનો શું પરિચય,
લોક જે ખાનદાન હોય છે.

વાત મૂળગી એટલી જ કે,
જિંદગી મહેમાન હોય છે.

સમજાવ નહીં સૉલિડ મનને,
જે બધું દરમિયાન હોય છે.

*સલાટ ફળી,*
*હળવદ-૩૬૩૩૩૦, જિ. મોરબી.*
*મો. ૯૯૨૫૩૩૭૩૨૫*





# ભર બપ્પોરે !

*- રમણ વાઘેલા*

અજવાળું, અંધારું લાગે, ભર બપ્પોરે !
ફાનસ જેવું ફાનસ જાગે, ભર બપ્પોરે !

ધરમ-કરમ ને હેત-પ્રેમથી ખૂબ મઠાર્યો,
તોય હજીયે માણસ વાગે, ભર બપ્પોરે !

જનમજનમની પ્યાસ અધૂરી દિલમાં લૈને,
આજે પણ એ દરિયો દાગે, ભર બપ્પોરે !

માયા-મમતા, રામનામનાં ફીફાં ખાંડી,
મંદિર સહુનાં મનને તાગે, ભર બપ્પોરે !

પરથમ ને છેવટની વચ્ચે લોક બિચારું -
કેવાં કેવાં સુખને માગે, ભર બપ્પોરે ?

એક દિવસ મેં વ્યાકુળ થૈ સૂરજને પૂછ્યું,
પડછાયો કાં મુજથી ભાગે, ભર બપ્પોરે ?

ઈશ્વરનો ઉપકાર કહો તો માની લઉં હું,
મારી સામે મંદિર ત્યાગે, ભર બપ્પોરે !

*પ્લોટ નં. ૬૫૨/૨, સિદ્ધાર્થ પાર્ક,*
*સેક્ટર-૮, ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*મો. ૯૯૭૮૪૪૦૬૧૬*

# જીવન

*- ડૉ. મુકેશ જોષી*

આમ થોડું ભાર જેવું,
આમ ઘોડેસ્વાર જેવું.
આમ સઘળે દુશ્મની, ને,
આમ થોડું પ્યાર જેવું.
મૌનમાં પણ ના કહેલી,
વાતના વિસ્તાર જેવું.
શબ્દ બે વચ્ચે જગ્યામાં,
અર્થના આકાર જેવું.
કર્મ કેરા કુરુક્ષેત્રે,
આમ ગીતા સાર જેવું.
આમ સૌને શાંત લાગે,
રાખમાં અંગાર જેવું.
આમ ઝળહળતું છતાંયે,
કેટલું અંધાર જેવું?
આમ ઊભેલા જ છીએ,
આમ સામે પાર જેવું.
પૂર્ણ કે સંપૂર્ણ કેવું ?
અંશના અણસાર જેવું.

*બ્લોક નં. ૫૨૫/૪, "જી" ટાઈપ ક્વાર્ટર્સ,
ચિલ્ડ્રન યુનિવર્સિટી પાસે, સેક્ટર-૨૦,
ગાંધીનગર-૩૮૨૦૨૧. મો. ૯૯૨૫૦૦૨૪૩૫*





# ગાંધી વંદના

*- જયંતિ ધોકાઈ*

દર્દ ઘૂંટ્યા, ઘાવ ઝીલ્યા,
યાતનાને પી ગયો
આયખામાં એ મહાત્મા,
જીવતર જીવી ગયો.
કંટકો પગમાં ખૂંપ્યા,
ને ચારેકોરે પથ્થરો
ઘાત ને આઘાત જીરવી,
જીવતર જીવી ગયો.
સત્ય ને હિંસા નિવારણ,
જીવ સટોસટ જાળવ્યા
વક્રતા વિધિની જુઓ કે,
હિંસા થકી જ મીટી ગયો !

*જવાહર રોડ, ઓખા,
જિ. દ્વારકા-૩૬૧૩૫૦.
ફોન : ૦૨૮૯૨-૨૬૨૬૧૧*

## મખમલ સમા એ...

*- વિપુલ માંગરોળીયા*

મખમલ સમા એ સ્પર્શના તારા કમાલથી,
પલળી ગયો હું ભીતરે કોરા ગુલાલથી.

થઈ દોડધામ આજ ઘણી લાગણીમાં પણ,
તારી ને મારી આંખની થોડી ધમાલથી.

સંદેશ તારા પ્રેમનો હું તો કળી ગયો,
અટવાયું આખું ગામ એ કોરી ટપાલથી.

અવશેષ ના મળે કદી એનાય એટલે,
લૂછ્યાં હતાં મેં આંસુને ભીના રૂમાલથી.

'વેદાંત' છંદ શોધવા પડતા નથી હવે,
ગઝલો જ વાતમાં મળે છે આજકાલથી

*૫૭, હેપ્પી બંગ્લોઝ, ત્રિકમનગર-૧,*
*લંબે હનુમાન રોડ, સુરત-૩૯૫૦૦૬.*
*મો. ૯૮૨૫૧૩૨૬૧૦*





## ગઝલ

*- શૈલેષ પંડ્યા 'ભીનાશ'*

ખોખલી વાતો અને આઘાત સાથે ભાગતો,
સાવ ટોળું છે નથી એકાદ માણસ જાગતો.

એક ભીતરની મળી આવેલ બારી ખોલવા,
વામણો ને બાપડો એ ધારણામાં લાગતો.

ચાલ પાછો હું તને રસ્તો બતાવી દઉં હવે,
ક્યારનો તું આમ ભટક્યા શું કરે છે માગતો.

એક ક્ષણ બસ એક ક્ષણ સામે હતી ને તે છતાં,
તું ફરીથી શ્વાસનો હિસાબ જૂનો માગતો.

આપણે 'ભીનાશ' નાટક સ્ટેજ સમજી જીવતા,
ને મલક તો આંખ સામે આવકારી વાગતો.

*૪, આદિત્યનગર, ઘનશ્યામનગરની બાજુમાં,*
*ઓએનજીસી રોડ, માર્કેટયાર્ડ-કલોલ,*
*જિ. ગાંધીનગર-૩૮૨૭૨૧. મો. ૯૩૨૮૨૪૬૨૦૭*

# ગીત

- *પ્રશાંત સોમાણી*

ગામમાં થોડા આશરા રાખો,
બારણે એની આવ-જા રાખો.

એકબીજાનું સત્ય જોવું છે ?
સામસામે બે આયના રાખો.

ધર્મ શું ઓળખાય રંગોથી ?
માણસાઈની પણ ધજા રાખો.

એક લાચાર બાપ પૂછે છે,
શીદ અમને જુદા જુદા રાખો ?

બંધ કરતા નહીં બધા રસ્તા,
એક રસ્તો તો ચાલવા રાખો.

*આઈ-૧૩૩, અભિનંદન પેલેસ, શિલ્પા પાર્ક*
*સોસાયટી, માતાવાડી, લંબે હનુમાન રોડ,*
*સુરત-૩૯૫૦૦૬. મો. ૭૪૦૫૧૩૭૦૦૧*





# ઉઝરડા

- *રેણુકા દવે*

લીધો શ્વાસ પહેલો ને સ્પર્શ્યા ઉઝરડા,
રુદનની મશે થોડું કણસ્યા ઉઝરડા,
સતત સાથસાથ, સતત પાસપાસે,
પીધાં તોયે આકંઠ તરસ્યા ઉઝરડા.
કીધા વાર તલવાર જેવા જ નક્કર,
સ્વજન નામધારીએ ધરીયા ઉઝરડા.
પરાયા કને ના'વડ્યું ઝૂકવાનું,
સ્વમાને સ્વમાને ઉઘડીયા ઉઝરડા.
કદી આંખ દ્વારા મળ્યાં છે ઉઝરડાં,
કદી બંધ કાનેય કરીયા ઉઝરડા.
કદી સાવ અમથા અનાયાસ શબ્દે,
પીડાથી લબાલબ ભરીયા ઉઝરડા.
કદી કો'ક હાસે પરોવ્યા ઉઝરડા,
કદી કો' ના આંસુથી રોયા ઉઝરડા.
કદી કોઈના સાવ સ્થિતપ્રજ્ઞ ભાવે,
કણેકણમાં પેસી વલોવ્યા ઉઝરડા.
ઉઝરડે ઉઝરડે જીવાતું ગયું ને
હૃદયથી કદી ના બુઝાયા ઉઝરડા.
મલમ કોઈ માફક ન આવ્યો કદાપિ
ઉઝરડે ઉઝરડે રૂઝાયા ઉઝરડા.

*જે-૨૦૧, કનકકલા-૨, સીમા હૉલ સામે,*
*સેટેલાઈટ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો.૯૮૭૯૨૪૫૯૫૪*

# તું આવ !

*- ભૂપેન્દ્ર ત્રિવેદી 'સ્વયંભૂ'*

રાત આ અલગ છે, તું આવ !
વાત આ અજબ છે, તું આવ !

સાકી વગર મયખાનું છે સૂનું,
હોઠે જામ છલકાય છે, તું આવ !

દર્દ ઉપર નમક તું ન ભભરાવ,
વરસોની આ તરસ છે, તું આવ !

જાણે-અજાણે ભલે દૂર રહ્યાં આપણે,
અશ્રુભર વિરહી નયન છે, તું આવ !

પ્રથમ વરસાદે ધરા જો મહેંકી,
સંબંધોની ભીનાશ દિલે છે, તું આવ !

*'અંતરિક્ષ', પ્લોટ નં. ૩૯૩/૨,*
*સેક્ટર-૩/બી, ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૮૯૮૪૫૩૧૭૨*





# દશ્યાનુભૂતિ

*- પ્રજ્ઞા પટેલ*

સામે પડ્યો છે
સાવ કોરો કાગળ.
બારીમાંથી આવીને
એક ચકલી
બેસી ગઈ છે એના પર.
એના પગ-ચાંચથી
એ આમ-તેમ,
ખબર નહીં શું યે
ચીતરવા-લખવા માગે છે
કાગળ પર.

પવન અને ગતિ ગુમાવી બેઠેલાં વાદળો
સ્થિર છે આકાશના આછા ભૂરા રંગ સાથે.
નહીં સંભળાતા અવાજોનું ટોળું
પણે દૂર
દોડ્યા કરે છે ઉચાટમાં.
સામેવાળા મકાનની દીવાલની
ઝીણી તિરાડમાંથી
પીપળાનું ઝીણું મૂળિયું
ડોકિયું કરી રહ્યું છે,
ઊગવાની - વિકસવાની ક્ષણ શોધતું.
બધો ય નર્યો પળનો જ મહિમા.
શરીર બેઠું છે સ્થિર આસને
અને
અનેક દિશામાં, દશ્યોમાં, વિચારોમાં
ભટકતું મન -
ક્યાંય, કશે ય જંપ નથી.
પોતાના અસ્તિત્વના લયમાં
પેલી ચકલી ગળાડૂબ છે.
હું જોયા કરું છું એને
લયહીન પળે.

*'આત્મન્', પ્લોટ નં. ૧૬૮૭/૧,*
*સેક્ટર-૨-ડી, ગાંધીનગર-૩૮૨૦૦૨.*
*મો. ૯૮૨૫૪૩૮૩૯૪*

# મરામત કરું છું

*- વિનોદ ગાંધી*

કરામત વગરની કરામત કરું છું,
કશુંયે નથી ને જયાફત કરું છું.

હું ચાંદાને ડાઘો બતાવું છું તેથી,
હું મારા ઉપર મોટી આફત કરું છું.

હું પળપળ જીવું છું ને પળપળ મરું છું,
હું પળપળની કાયમ કયામત કરું છું.

મને માનમોભાથી બાકાત રાખે,
હું એવાય લોકોનું સ્વાગત કરું છું.

હું તૂટું છું, ફૂટું છું ને મારા જ હાથે,
ફરીથી હું મારી મરામત કરું છું.

*૮૩, સુવિધાનગર, ભુરાવાવ,*
*ગોધરા-૩૮૯૦૦૧.*
*મો. ૯૭૨૬૧૬૬૦૩૧*





# વિશ્વો જ વિશ્વો

*- સંસ્કૃતિરાણી દેસાઈ*

પોતાની એક દુનિયા છે
દરેક માણસની અંદર
પ્રિયતમા, પત્ની, દીકરો,
બાળપણ, પ્રસંગો...
એક અલગ દુનિયા છે પત્નીની અંદર
હા, હોઈ શકે બંનેમાં
થોડી સહિયારા બિન્દુઓ.

ચાલે છે પોતાના વિશ્વો સાથે
રસ્તે ચાલતા બધા જ માણસો
પોતાનું વિશ્વ, પોતાનો દૃષ્ટિકોણ.
ચર્ચગેટ સ્ટેશન પરથી સવારે
નીકળી પડે છે.
કેટલાય વિશ્વો
કંઈક ભરવા
અનુભવના કોથળામાં.

વિશ્વો જ વિશ્વો છે અહીં
થયા કરે છે, દરેક વિશ્વમાં
પધરામણી
નવા પ્રસંગોની, પાત્રોની...
મૃત્યુ થાય છે વ્યક્તિનું
જતી રહેતી નથી માત્ર વ્યક્તિ જ
લઈ જાય છે સાથે
પોતાના આખા વિશ્વને

ગમે છે મને ગપશપ કરવી
અનુભવ છે અનેરો
એક વિશ્વમાંથી બીજા વિશ્વમાં જવાનો...

*૨/સી, નાનિક નિવાસ,*
*વોર્ડન રોડ, મુંબઈ-૪૦૦૦૨૬.*
*ફોન નં. - ૦૨૨-૨૩૬૪૩૫૬૭*

